

બ્રહ્મનિષ્ઠ મહાત્મા ગુરુવર્ય સાધુશ્રી રામદાસ લાલજી મહારાજ.
કચ્છગઢ શીસાવાળા.



વૈદ્યવિદ્યોદ્ધારક સદ્ધર્મપરાયણ રાજવૈદ્ય વૈદ્યરાજ શ્રી પ્રભુરામ જીવનરામ



રા. રા. પ્રાણાચાર્ય ડૉક્ટર પોપટભાઈ પ્રભુરામ જે પી

પ્રભુરામ આયુર્વેદિક કૉલેજના સંસ્થાપક અને સંચાલક



પંડિત પ્રાગજી મૂળજી ધર્મદેવ, કચ્છ ગઢશીસાવાળા.



દાનવીર ગ. રા. રામચંદ્ર માધવરામ ભટ્ટ.
મુંબઈ કોરપોરેશનના માનવંતા સભ્ય



મહદ્ધર્મપરાયણ મહાન્ દાનવીર
શ્રીમાન્ શેઠ લાલજીભાઈ ડુંગરસિંહ ગાગજી, શ્રી લોહાણા જ્ઞાતિના પ્રેસીડંટ.



સ્વ. શ્રીમાન્ શેઠ જાદવજી ડુગરસિંહ ગાંગજી.



સદ્ધર્મપરાયણ મહાન્ દાનવીર
શ્રીમાન્ શેઠ પ્રાગજીભાઈ દયાળ હરિઆણી લોહાણા જ્ઞાતિના વાઈસ પ્રેસીડંડ.

સખાવતી અને ધર્મ દાનવીર શ્રીમાનો

૧ સ્વ. શેઠ ત્રિકમદાસ હીરજી ગોવિંદજી. ૨ સ્વ. શેઠ પુરુષોત્તમ હી. ગોવિંદજી.









૩ સ્વ. શેઠ લીલાધર ગોવિંદજી. ૪ ચિ. શેઠ રતનસિંહ હીરજી ગોવિંદજી.



સ્વ. દાનવીર શ્રીમાન્ શેઠ જેઠાભાઈ ભૂલચંદ બાબુ.



દાનવીર શ્રીમાન્ શેઠ ભગવાનદાસ જીવણદાસ ઉર્ફે કાકુભાઈ
( શેઠ ખીમજી વિશ્રામવાળા )



સન્નીતિમાન્ દાનધર્મવીર શ્રીમાન્ શેઠ રણછોડદાસ જેઠાભાઈ.
શેઠ રણછોડદાસ જયરામવાળા.



સાક્ષરશ્રી રાઓ બહાદુર શ્રીમાન્ મુરારજી આણંદજી તન્ના,
શ્રી ભાવનગરના તથા પન્નાના માજી દીવાન.



દાનવીર શ્રીમાન્ શેઠ નેણસિંહભાઈ તેજપાળ
શ્રી લોહાણા યુવક પરિષદૂના પ્રમુખ.



દશાઓસવાળ જૈન વણિકોમાં-દાનવીર શેઠ માણશી
માંપાનો કુટુંબ.



શેઠ કાલિદાસ ગોવિંદજી મોરબીવાળા.



સનાતનધર્મ પ્રચારક શેઠ જમનાદાસ હરખજી સંઘવી.



શ્રીમદ્‌ભગવદ્‌ગીતાટીકાકાર પ. કાર્તિક.



રાવબહાદુર શ્રીમાન્ હરજીવનદાસ ભવાનજી કોટક. શ્રીરાજ
કોટ તથા ઈડર રાજ્યના માજી દિવાન સાહેબ (તે લોહાણા
જ્ઞાતિના ઉત્તમ રત્ન અને ઉદાર લાગણીવાળા
અગ્રણી વ્યાપાર કુશળ સદ્‌ગૃહસ્થ ).



શ્રીસનાતનધર્મોપદેશક પંડિત જયરામ ઉકેડા-વ્યાસ,
ભાગવતાચાર્ય- ( કચ્છ મોહાલવાળા. )



શ્રીમાન્ શેઠ ભેચરદાસ ગોવિંદજી પચાણ.
( કચ્છ અંજાર વાળા. )

# શ્રીમદ્ભગવદ્ગીતા.

## સાન્વયબોધિની
## ગુજરાતીટીકાસહિત.

( અવતરણિકા, મૂળશ્લોક, પદચ્છેદ, વ્યુત્પત્તિ-સમાસ, અન્વયાર્થ, ભાવાર્થ અને ટિપ્પણિકા સમેતા. )

અનુવાદક:
વિદ્યાભાસ્કર, જ્યોતિર્વિભૂષણ, દૈવજ્ઞવાચસ્પતિ, મહોપદેશક, આયુર્વેદાચાર્ય, બ્રહ્મનિષ્ઠ, પંડિત શ્રીકૃષ્ણ મોહનજી શર્મા-
" કાર્તાંતિક."

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥

"કર્મસંન્યાસ" અને "કર્મયોગ" એ બન્ને મોક્ષ આપનારા છે, પરંતુ એ બન્ને યોગોમાં કર્મસંન્યાસથી કર્મયોગ વિશિષ્ટ છે.

આવૃત્તિ ૧ લી, વિક્રમ સંવત્ ૧૯૮૭. ઈસ્વી સન ૧૯૩૧.

મૂલ્ય: રૂા. ૫.




મુદ્રકઃ—રઘુનાથ રામચંદ્ર બખલે, 'મુંબઈવૈભવ પ્રેસ'
સર્વન્ટ્સ્ ઑફ્ ઇન્ડિયા સોસાયટી બિલ્ડીંગ,
સૅંડહર્સ્ટ રોડ, ગિરગામ, મુંબઈ.





પ્રકાશકઃ—પંડિત શ્રીકૃષ્ણ મોહનજી શર્મા, કાર્તાતિક પુસ્તકાલય,
પ્રીન્સેસ સ્ટ્રીટ, બરૂચા બિલ્ડીંગ, મુંબઈ, નં. ૨.




# પ્રસ્તાવના

( પ્રતિપાદ્યવસ્તુસ્વરૂપદર્શન )

यं सम्पूज्य बुधाः परां परिहरन्तो यान्ति तत्सत्पदम् ।
गीताज्ञानमुपेत्य कर्मकुशला ध्यायन्ति यं योगिनः ॥
भक्त्याराध्य हृदि स्थितं यमचिरात्पश्यन्ति सिद्धाः स्वयं ।
तं तत्त्वार्थविदाप्तमेकममलं श्रीकृष्णचन्द्रं भजे ॥

અર્થઃ—પંડિતો–જ્ઞાનીઓ જે ( પરમાત્મા ) ને સારી રીતે–અનન્ય ભાવથી–પૂજી–ભજીને " મોક્ષપ્રાપ્ત કરવામાં અંતરાય–વિઘ્નરૂપ " માયાને તજી સાક્ષાત્–અવિનાશિ–બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે, કર્મકુશળ યોગિઓ ગીતાસંબંધી જ્ઞાનને પ્રાપ્ત કરી જે ( પરમાત્મા ) નું ધ્યાન કરે છે તેમ જ સિદ્ધપુરુષો પોતે હૃદયમાં–આત્મરૂપે–રહેલા જે ( પરમાત્મા ) ને ભક્તિવડે આરાધી–સેવીને સત્વર જુએ છે, તે તત્ત્વ–મહાવાક્ય-પ્રતિપાદ્ય–બ્રહ્મસ્વરૂપ–વસ્તુને જાણનારા તત્ત્વવેત્તાઓએ પ્રાપ્ત કરાયલા એક નિર્મળ–માયોપાધિરહિત ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રને હું ભજું છું–અહર્નિશ–સ્મરું છું.

મનુષ્યમાત્રની તમામ પ્રવૃત્તિઓ સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ માટે હોય છે, પરંતુ પ્રત્યેક મનુષ્ય જન્મતાં જ અજ્ઞ હોઈ સુખ કે દુ ખના ઉત્પાદક–હેતુઓને જાણી શકતો નથી, પણ ક્રમશઃ જેમ જેમ ઉમર મોટી થતી આવે તેમ તેમ અનેક જન્માર્જિત પુણ્ય અને પાપના ફલોદય-કાલે શુભાશુભ શિક્ષણવડે જોતા તે તે સુખ કિંવા દુ ખને અનુભવે છે–ભોગવે છે, એ નિયમાનુસાર પ્રવર્ત્તતા વ્યાવહારિક શિક્ષણપ્રસંગે "પારમાર્થિક શિક્ષણના સંસ્કારો કલ્યાણ–મોક્ષ–દુઃખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ કરનારા છે" એવી સામાન્ય ભાવના ઉત્પન્ન થાય છે, તો તે તરફ–તે સંબંધી સાધન–શિક્ષાસંપત્તિ પ્રાપ્ત કરવા તેના અવલોકન અને અભ્યાસ તરફ–

મનુષ્ય સ્વયં આકર્ષાય છે અને એ સંબંધી શાસ્ત્રશિક્ષણમાં પ્રવૃત્ત થાય છે. શાસ્ત્રશિક્ષણ માટે સદ્‌ગુરુના આશ્રયની આવશ્યકતા છે. તેને માટે શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે કેઃ—

"तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपसमाश्रितम् ॥

ને શિક્ષા માટે ઉત્તમ—આત્યંતિક કલ્યાણ—સુખ—મોક્ષસુખને જાણવા ઇચ્છતો મનુષ્ય શાબ્દ અને પરબ્રહ્મમાં નિષ્ણાત તથા બ્રહ્માનંદમાં જ આશ્રય—સુખ માનનાર સદ્‌ગુરુ પાસે જાય." શ્રુતિ પણ એ પ્રમાણે જ આદેશ કરે છે કેઃ—

"तद्विज्ञार्थं स गुरुमेवाऽभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ।

તેના શિક્ષણ માટે તે અધિકારી હાથમાં સમિધ—યજ્ઞકાષ્ઠ લઈ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ પાસે જાય." એ પ્રમાણેનો અંગીકાર કરી ગુરુ પ્રાપ્ત કરવા ઇચ્છા થાય, પરંતુ દેશ, કાલ, પાક અને પાત્રના અનુકૂલ સમસ્ત વ્યવહાર હોતાં પ્રસ્તુત પ્રસંગે વર્તમાન કાળમાં તેવા ગુરુની પ્રાપ્તિ અને સમયનો અવકાશ મળવો બહુ કષ્ટ સાધ્ય જણાતાં મનુષ્યોપર ઉપકાર બુદ્ધિવાળા વિદ્વાન્ આચાર્યોએ અનેક ઉત્તમ ગ્રંથો લખ્યા. તેમાં પ્રવેશ કરતા મંદાધિકારી સત્કર્મ—સ્નાન—સંધ્યા અને સ્તોત્રપાઠાદિ તરફ લક્ષ રાખે એ સ્વાભાવિક છે. એમ બહુધા મનુષ્યમાત્રનું લક્ષ આત્મશ્રેયસ્ માટે "શ્રીમદ્‌ભગવદ્ગીતા" તરફ જાય એ સહજ હોવાથી મારું લક્ષ પણ એ શ્રીમદ્‌ભગવદ્ગીતાનું જ અનુશીલન કરવા તરફ ગયું.

શ્રીમદ્‌ભગવદ્ગીતાના પાઠમાં મારી વિશેષ પ્રવૃત્તિ થતાં તેનો અર્થ સમજવા મારી ઇચ્છા વધી અને તે માટે ભગવાન્ સુશ્રુત મહર્ષિના કથનનું સ્મરણ થયું કેઃ—

"यथा खरश्चन्दनभारवाही भारस्य वेत्ता न तु चन्दनस्य ।
एवं हि शास्त्राणि बहून्यधीत्य चार्थेषु मूढाः खरवद्वहन्ति

• सुश्रुतसूत्रस्थान अ–४।३.

જેમ ચન્દનના ભારને ઉપાડનાર ગધેડો કેવળ તેના ભારને જ સમજે છે કિન્તુ તેના સુગંધી આદિ ગુણોને સમજતો નથી તેમ જ મનુષ્ય બહુશાસ્ત્રોનું અધ્યયન-શિક્ષણ લઇને-પાઠ માત્ર જાણીને પણ જો તેના અર્થને સમજે નહિ તો તે પણ ગધેડાની માફક માત્ર તે શાસ્ત્રોનો બોજો જ ઉપાડે છે-વહન કરે છે." અર્થાત્ કોઇ પણ શાસ્ત્રનો અભ્યાસ તેના અર્થ જાણ્યા વિના નકામો છે.

ભગવાન્ યાસ્ક મહર્ષિએ પણ એ બાબતમાં જણાવ્યું છે કેઃ-

"स्थाणुरयं भारहारः किलाभूदधीत्य वेदं न विजानाति योऽर्थम् ॥
योऽर्थज्ञ इत्सकलं भद्रमश्नुते नाकमेति ज्ञानविधूतपाप्मा ॥

निरुक्त–अ. १. ख १८.

જે પુરુષ વેદનો અભ્યાસ કરી તેના અર્થને જાણતો નથી તે *માણુસ લાકડાના ઠુંઠ-થાંભલાની માફક વેદનો ભાર ઉપાડનારો જ થાય* છે, પરંતુ જે મનુષ્ય વેદના અર્થને જાણે છે તે પ્રાપ્ત થએલા વેદના જ્ઞાનવડે પોતાના સઘળા પાપોને ધોઈ નાંખનારો થઇ સર્વ પ્રકારના કલ્યાણને પ્રાપ્ત કરે છે અને સ્વર્ગ (મોક્ષ) ને પામે છે."

આ ઉપર કહેલા પ્રમાણોએ શ્રીમદ્ભગવદ્ગીતાનો અર્થ સમજવા મારું લક્ષ ખેંચી મને પ્રેરણા કરી, પરંતુ ગૃહસ્થાશ્રમના વ્યાવહારિક પ્રસંગો ગુરુપ્રાપ્તિ કરવામાં બાધક બન્યા અને તેમાં સમયનો અભાવ તથા કેટલાક વર્તમાન કાળના ગુરુઓ પણ ઉદરપૂર્તિમાં મુંઝાયલા એટલે પ્રવૃત્તિ તરફ જ મંડાયલા હોતા યથાર્થ જ્ઞાન આપવા અવકાશ વાળા જ ન જણાતા સંસ્કૃત ભાષ્યકારો અને ટીકાકારોને જ મેં ગુરુ માન્યા અને શ્રીશાંકરભાષ્ય તથા મધુસૂદની અને શંકરાનંદી વિગેરે ટીકાઓ વાંચવા હું પ્રવૃત્ત થયો. પણ તે વાચન તો ખાસ વ્યુત્પન્ન અને વ્યાકરણાદિ શાસ્ત્રજ્ઞ હોય તેવાને માટે જ સુલભ જણાયું અને વખતોવખત ઉપનિષદ્ભાષ્યો, ષડ્દર્શનભાષ્યો અને અન્ય વેદાંતશાસ્ત્રસંબંધી પંચદશીપ્રભૃતિ આકર ગ્રંથોની ટીકાઓ અવલોકવા મેં પ્રવૃત્તિ વધારી. યદ્યપિ વ્યાકરણાદિ સુશિક્ષિતને માટે તે શ્રમ અનુકૂલ જણાયો, પણ અવ્યુત્પન્ન-શબ્દશાસ્ત્રથી

તદ્દન અપરિચિતને તો તે અકિંચિત્કર જ છે, એમ જણાતા હાલમાં એ પ્રમાણે જ માનનારા વિદ્વાનોએ તેવા મંદાધિકારીઓ માટે સ્વસ્વદેશની ભાષાઓમા ટીકાઓ રચેલી જાણી તે તરફ મારું લક્ષ ગયુ. તેમા શ્રીજ્ઞાનેશ્વરી વિગેરે કેટલીક મરાઠી, હિંદી અને ગુજરાતી ટીકાઓ મેં વાંચી. અલબત તે તે પરિશ્રમો લોકોપકારક જણાયા અને લોકોમા બહુ પ્રવૃત્ત થયા છે, તથાપિ કેટલીક સાન્વય-પદાર્થબોધિની ટીકાઓ એવી જણાઇ કે, જે સાધારણુ સંસ્કૃત ભણેલો હોય તો જ તે તે શ્લોકોના અર્થને અન્વયથી ઘટાવી-યોજી શકે, પણુ મ્હોટા શબ્દો કે જે સમાસ અને વ્યુત્પત્તિથી વધેલા હોય તેના અર્થને જાણી શકે નહિં, તેમ પદચ્છેદ, સમાસ, વ્યુત્પત્તિ અને શ્લોકની અવતરણિકા-શ્લોક લખવાનું પ્રયોજન-સમજે નહિં. તેથી જ મારી ઇચ્છા થઈ કે જો એકાદ એવું પણુ પુસ્તક હોય કે જેમા બહુધા-શ્રીમદ્ ભગવદ્ગીતાના તમામ શબ્દોના સમાસ-વ્યુત્પત્તિ, સાન્વય-અર્થજ્ઞાન અને અવતરણિકા પણુ હોય તો બહુ સારૂં.

એ ભાવનાનુસાર શ્રીમદ્ભગવદ્ગીતાની અનેક ગ્રંથોદ્વારા થએલી પ્રવૃત્તિ પ્રયોજનવતી માની અને આ ગ્રંથની ફકત એ ગ્રંથને નહિ જાણુનારા મંદ અને મધ્યમાધિકારીઓ-વિદ્યાર્થિઓ માટે જ સાન્વય સમાસ, વ્યુત્પત્તિ વિગેરેનું જ્ઞાન આપનારી "સાન્વયબોધિની" ગુજરાતી ટીકા લખવા માટે એ સંબંધી અન્ય આચાર્યો તથા વિદ્વાન્ સાક્ષરોના રચેલા ભાષ્યો તથા ટીકાઓનો સહારો-આશ્રય લેવા યત્ન કર્યો. નિરીક્ષા-પ્રસંગે ગ્રંથકર્ત્તાની કરવા યોગ્ય શિષ્ટાચાર પ્રણાલિકાનું પણુ મને સ્મરણુ થયુ કારણુ -

"मङ्गलादीनि मङ्गलमध्यानि मङ्गलान्तानि च शास्त्राणि प्रथन्ते वीरपुरुषाण्यायुष्मत्पुरुषाणि च भवन्ति। अध्येतारश्च वृद्धि-युक्ता यथा स्यु ।

જે શાસ્ત્રોના આરંભમા, મધ્યમાં અને અંત-સમાપ્તિમાં મંગલાચરણુ હોય તે શાસ્ત્ર-ગ્રંથો પ્રથિત-લોકોમા પ્રસિદ્ધિને પામેલાં-સ્ત્રોત થાય છે અને તે વીરપુરુષોને તથા દીર્ઘાયુષી પુરુષોને ઉત્પન્ન

કરનારા થાય છે. તેમ જ તે શાસ્ત્રોનું અધ્યયન કરનારાઓ પણ સંપૂર્ણ બુદ્ધિવાળા થાય છે."

એ શ્રી પાતંજલ મહાભાષ્યના આશ્રયથી આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના પ્રારંભપ્રસંગે ભગવાન્ મહર્ષિ શ્રીવેદવ્યાસજીએ મંગલાચરણ કર્યું છે કે કેમ! એ તપાસવું અનુકૂલ માન્યું અને

"वन्दनं गुरुदेवानां ग्रहशान्तिर्द्विजार्चनम् ।
शुभद्रव्यावलोकश्च मङ्गलं परिचक्षते ॥

ગુરુઓ અને દેવતાઓનું વંદન, ગ્રહશાંતિ, બ્રાહ્મણોનું પૂજન અને શુભ વસ્તુનું અવલોકન એ મંગલ કહેવાય છે." તથા

"देवतावाचकाः शब्दा ये च भद्रादिवाचकाः ।
ते सर्वे नैव निंद्याः स्युर्लिपितो गणतोऽपि वा ॥

જે દેવતાવાચક શબ્દો અને કલ્યાણવાચક શબ્દો છે તે લેખનથી કે ગણવી નિંદિત થતા જ નથી."

એ પ્રમાણેના આધારે વિચારતા મંગલાચરણ કે જે,

"आशीर्नमस्क्रियावस्तुनिर्देशो वाऽपि तन्मुखम् ।

આશીર્વાદ, નમસ્કાર અને વસ્તુનિર્દેશ એ પ્રારંભિત ગ્રંથાદિકનું મુખ છે." તથા

"मंगलं त्रिविधं प्रोक्तं शास्त्रादीनां मुखादिषु ।
आशीर्वादनमस्कारवस्तुनिर्देशभेदतः ॥

શાસ્ત્રાદિકની રચનાના પ્રારંભ, મધ્ય કે સમાપ્તિના પ્રસંગે આશીર્વાદ, નમસ્કાર અને વસ્તુનિર્દેશ એ પ્રકારે ત્રણ પ્રકારનું મંગલ કહેવાય છે."વળી

"समाप्तिप्रतिबन्धकीभूतदुरितविशेषविघातकत्वं मङ्गलत्वम् ।

સમાપ્તિને રોકનારા કોઈપણ પ્રકારના વિઘ્નોનો નાશ કરનાર જે કર્મ તે મંગલ કહેવાય છે." તેમાં

"स्वस्य परस्य वेष्टार्थशंसनमाशीर्वादः"

પોતાના કે બીજા કોઈના ઇચ્છિત અર્થનું કથન તે આશીર્વાદરૂપ મંગલ કહેવાય છે."

"स्वनिष्ठापकर्षविषयकबोधानुकूलो व्यापारो नमस्कारः।

પોતામાં રહેલાં અપકર્ષ—લઘુતારૂપ જ્ઞાનને અનુકૂલ જે વર્તન–ઉદ્યોગ તે નમસ્કારરૂપ મંગલ કહેવાય છે." તથા

"स्वेष्टतमदेवतागुणगणोक्तिर्वस्तुनिर्देशः।

પોતાના અતિપૂજ્ય દેવતાદિકના ગુણસમૂહનું કથન તે વસ્તુનિર્દેશ મંગલ કહેવાય છે."

એમ એ ત્રણ પ્રકારે મનાયલા મંગલોમાંથી શ્રીમદ્ભગવદ્ગીતાના પ્રારંભસમયે પણ યુદ્ધની તૈયારીમાં જ અર્જુનના વિષાદને મટાડવા અલ્પ સમયમાં કૌરવોના ઉતાવળા–આકસ્મિકપણારૂપ વિઘ્નના ભયથી મંગલાચરણ અવશ્ય કર્તવ્ય હોવા છતાં શ્રી વેદવ્યાસજીએ એ શિષ્ટવ્યવહારમાં શ્રદ્ધા રાખી વ્યવહાર કર્યો છે કે કેમ ? તે તપાસતાં પ્રથમના બે પ્રકારનાં–આશીર્વાદ અને નમસ્કારાત્મક મંગલ તો નથી જણાતા પરંતુ ત્રીજું વસ્તુનિર્દેશાત્મક મંગલ કરતાં પ્રારંભમાં જ કુરુક્ષેત્ર કે જે મહાપવિત્ર રણભૂમિ છે અને જેમાં જતાં જ મનુષ્યની બુદ્ધિ ધર્મવાળી થઈ જાય છે તે પરમ પ્રષ્ટ કુરુક્ષેત્રની પ્રશંસારૂપ 'धर्मक्षेत्रे' 'ધર્મક્ષેત્રમાં' એ શબ્દ યોજી વસ્તુ–ક્ષેત્રનું ગુણકથન કરી શિષ્ટાચાર પાલન કરેલ છે, અથવા 'धर्मक्षेत्रे' એ કલ્યાણ વાચક શબ્દને યોજી પ્રારંભ સફળ કરેલ છે એમ જણાય છે. હવે

"अधिकारी च संबंधो विषयश्च प्रयोजनम्।
आद्यौ सर्वेषु ग्रंथेषु वाच्यमेतच्चतुष्टयम्॥

સર્વ ગ્રંથોના આદિ–પ્રારંભમાં જ પ્રારંભિત ગ્રંથનો અધિકારી, ગ્રંથનો સંબંધ, ગ્રંથનો વિષય અને ગ્રંથ રચવાનું પ્રયોજન એ ચાર અવશ્ય કહેવાં જોઈએ" તેમ જ

"अधिकारिणमाशास्ते फलसिद्धिर्विशेषतः।
सिद्धिः श्रोतृप्रवृत्तीनां सम्बन्धकथनाद्यतः।
तस्मात्सर्वेषु शास्त्रेषु संबंधः पूर्वमुच्यते॥
ज्ञातार्थज्ञातसम्बन्धं श्रोतुं श्रोता प्रवर्तते।
ग्रंथादौ तेन वक्तव्यः सम्बन्धः सप्रयोजनः॥

ફલસિદ્ધિ કેવળ અધિકારીને જ થાય છે, કારણ,

શ્રોતાઓની પ્રવૃત્તિઓની ફળસિદ્ધિ ગ્રંથનાં સંબંધના કથનથી જ છે તેથી સર્વશાસ્ત્રોમાં તેનો સંબંધ પ્રથમ જ કહેવાય છે વળી જાણેલો અર્થ-વસ્તુસ્વરૂપ અને જાણેલો સંબંધ એ બંનેને સાભળવા માટે જ શ્રોતાઓની પ્રવૃત્તિ થાય છે તેથી ગ્રંથના આરંભમા જ પ્રયોજનસહિત સંબંધનું કથન કરવું જોઇએ." વળી

"सर्वस्यैव हि शास्त्रस्य कर्मणो वाऽपि कस्यचित् ।
यावत्प्रयोजनं नोक्तं तावत्केन न गृह्यते ॥
प्रयोजनमनुद्दिश्य न मन्दोऽपि प्रवर्त्तते ॥
किमेवात्राभिधेयं स्यादिति पृष्टस्तु केनचित् ।
यदि न प्रोच्यते तस्मै फलशून्यं तु तद्भवेत् ॥

સર્વ શાસ્ત્રોનું કે કોઈ પણ કર્મ-કાર્યનું જ્યા સુધી પ્રયોજન કહેવાયુ નથી ત્યા સુધી કોઇ પણ તેનો સ્વીકાર કરતું નથી. વળી પ્રયોજન સિવાય મંદબુદ્ધિવાળો માણસ પણ કાર્યમા પ્રવૃત્ત થતો નથી, તથા 'આ પ્રારંભિત કાર્યમા કહેવાનુ શુ છે?' એમ જો કોઇએ પ્રશ્ન કર્યો હોય અને જો તેને પ્રત્યુત્તરરૂપે કંઈ કહેવામા ન આવે તો તે ફલશન્ય-નિષ્ફળ થાય છે."

આ સર્વ જોતા શ્રીમદ્‌ભગવદ્ગીતાનો શ્રવણાધિકારી યુદ્ધ કરવા રૂપી સ્વકર્મને તે સ્વજનનો વધ કરનારૂં હોતા પાપરૂપ માની વિષાદ કરતો યુદ્ધ કરવાથી રોકાયલો અર્જુન છે. આ શ્રીગીતાશાસ્ત્રનો સંબધ જ્ઞાનરહિત અર્જુનને જ્ઞાન આપી અધિકારી કરવારૂપ છે, કારણ જ્ઞાન એ વેદાત-પ્રતિપાદ્ય બ્રહ્મવિદ્યા અથવા સ્વસ્વરૂપ જાણવા માટે છે. તે જાણવાનો અધિકારી કોણ હોઈ શકે તે માટે ભગવાન્‌ શંકરાચાર્યે કહેલું છે કે —

"विवेकिनो विरक्तस्य शमादिगुणशालिनः ।
मुमुक्षोरेव हि ब्रह्मजिज्ञासायोग्यता मता ॥

વિવેકી, વિરક્ત અને શમ આદિ ષટ્સંપત્તિના ગુણનુ પાલન કરનારને જ બ્રહ્મ જાણવાની ઇચ્છાની યોગ્યતા માનેલી છે." તથા

"विवेकश्च विरागश्च संपत्तिषट्कमेव च ।
मुमुक्षुतेति चत्वारि साधनान्याधिकारिणः ॥

વિવેક, વિરાગ, સંપત્તિષટ્ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન) તથા મુમુક્ષુતા એ પ્રમાણે એ ચાર અધિકારી થવાના સાધન છે, અને તેથી એ ચાર સાધનવાન્ જે હોય તે જ અધિકારી મનાય છે."

પરંતુ એ ચારે સાધનો પ્રાપ્ત થવા બહુ કઠણ છે, કારણ —

"ब्रह्म सत्यं जगन्मिथ्येत्येवंरूपो विनिश्चयः ।
सोऽयं नित्यानित્યवस्तुविवेकः समुदाहृतः ॥

'બ્રહ્મ સત્ય છે અને જગત્ ખોટું છે' એ પ્રકારનો જે નિશ્ચય તે નિત્ય અને અનિત્ય વસ્તુનો "વિવેક" એ પહેલો આધાર કહેવાય છે."

"तद्वैराग्यं जिहासा या दर्शनश्रवणादिभिः ।
देहादिब्रह्मपर्यन्ते ह्यनित्ये भोग्यवस्तुनि ॥

દેહ આદિ બ્રહ્મપર્યંત જેટલા જે રૂપ પદાર્થો છે તેમને સાંભળવાની કે જોવાની પણ ઈચ્છા ન થવી તેનું નામ જ "વૈરાગ્ય-વિરાગ" એ બીજો અધિકાર કહેવાય છે

"विरज्य विषयव्राताद्दोषदृष्ट्या मुहुर्मुहुः ।
स्वलक्ष्ये नियतावस्था मनसः शम उच्यते ॥

ઇન્દ્રિયોના વિષયોના સમૂહથી તેમાં દોષદૃષ્ટિવડે વારંવાર વિરામીને પોતાના લક્ષ્ય-સ્વસ્થાનમાં મનની નિયમિત અવસ્થા તે "શમ" એ પહેલી સંપત્તિ કહેવાય છે"

"विषयेभ्यः परावर्त्य स्थापनं स्वस्वगोलके ।
उभयेषामिन्द्रियाणां स दमः परिकीर्तितः ॥

જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એ બન્નેનું તે ઇંદ્રિયોના વિષયોથી રોકાણ કરી પોતાના ગોલક-સ્થાન-પર સ્થિર કરવું તે "દમ" એ બીજી સંપત્તિ કહેવાય છે"

"बाह्यानालंबनं वृत्तेरेषोपरतिरुत्तमा ॥

ત્યાગ કરાયલી બાહ્ય વસ્તુઓનું અનાલંબન–અસ્વીકાર–વૃત્તિનું. ખેચવું–તજાયલા વિષયો પરથી વૃત્તિનું વાળવું એટલે તે તરફ જતી મનોવૃત્તિનું સર્વથા રોકાણ કરવું તે અતિ ઉત્તમ "ઉપરતિ" એ ત્રીજી સંપત્તિ કહેવાય છે."

"सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम् ।
चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते ॥

દુઃખોનો ઉપાય કર્યા વગર તે સંબંધી ચિંતા અને વિલાપ–બબડાટથી રહિત થવું તથા ટાઢ, તડકો, બિમારી, ફિકર વિગેરે દુઃખોને સહન કરવાં તે "તિતિક્ષા" એ ચોથી સંપત્તિ કહેવાય છે."

"शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यावधारणम् ।
सा श्रद्धा कथिता सद्भिर्यया वस्तूपलभ्यते ॥

શાસ્ત્ર અને ગુરુ તથા આપ્ત–અનુભવી વૃદ્ધોનાં વચનોનો સત્યબુદ્ધિથી સ્વીકાર કરવો તેને સત્પુરુષો "શ્રદ્ધા" એ પાંચમી સંપત્તિ કહે છે. કે, જે શ્રદ્ધાવડે વસ્તુ–ઇચ્છિતપદાર્થ–સ્વસ્વરૂપ–બ્રહ્મ પ્રાપ્ત કરાય છે.

"सर्वदा स्थापनं बुद्धेः शुद्धे ब्रह्मणि सर्वथा ।
तत्समाधानमित्युक्तं न तु चित्तस्य लालनम् ॥

હંમેશ બુદ્ધિનું શુદ્ધ પરબ્રહ્મ–સ્વસ્વરૂપ–માં સર્વપ્રકારે સ્થાપન કરવું તે "સમાધાન" એ છઠ્ઠી સંપત્તિ કહેવાય છે, પરંતુ ચિત્ત–મનનું લાલન–ઇચ્છાપ્રમાણે વર્તન–રમણ તે સમાધાન કહેવાય નહિ." એ સંપત્તિષટ્કં ( ત્રીજો અધિકાર ) પૂરું થયું.

"अहंकारादिदेहान्तान्बन्धानज्ञानकल्पितान् ।
स्वस्वरूपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता ॥

પોતાના સ્વરૂપ–બ્રહ્મનું જ્ઞાન થવાથી અહંકારને આદિ લઈ દેહપર્યંત અજ્ઞાને કરી કલ્પાયલાં બંધનોને છોડવાની ઇચ્છા એટલે મોક્ષની ઇચ્છા તે "મુમુક્ષુતા" એ ચોથો અધિકાર કહેવાય છે."

એ પ્રમાણે આ મોક્ષશાસ્ત્રમાટે એ ચાર સાધનોથી સંપન્ન હોય તે જ અધિકારી કહેવાય છે.

આ શાસ્ત્રનો વિષય બ્રહ્મજ્ઞાન–સ્વસ્વરૂપ જાણી સ્વયં કર્તૃત્વાદિ અભિમાનને તજવારૂપ છે, અને પ્રયોજન અર્જુનને જ્ઞાનદ્વારા કર્તૃત્વાદિ અભિમાનથી મુક્ત કરી યુદ્ધ કરાવવારૂપ છે.

એમ આ શ્રીમદ્ભગવદ્ગીતોપનિષદ્‌ના અધિકારી, સંબંધ, વિષય અને પ્રયોજન જણાવ્યા પછી "શ્રીમદ્ભગવદ્ગીતા"ના મંત્ર, ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ, કીલક અને વિનિયોગ એ સંબંધનો વિચાર કરતાં તે માટે પણ આ સ્થળે થોડું લખવું ઇષ્ટ જણાયું

શાસ્ત્રનિયમ પ્રમાણે વેદ, બ્રાહ્મણ અને ઉપનિષદ્ એ મંત્રભાગ કહેવાય છે જે માટે મેદિનીકોષકાર લખે છે કે —

"मन्त्रो वेदविशेषे स्याद्देवादीनाञ्च साधने ॥
गुह्यवादेऽपि च पुमानेवं मन्त्रविदो विदुः ॥

મંત્ર એ મંત્રિ ધાતુથી થએલ છે અને તે ગુપ્ત પ્રબોધ માટે યોજેલ છે એ મંત્ર દેવતા વિગેરેના સાધનપ્રસંગે ચારે વેદના મંત્રો માટે અને ગુપ્તવાદ માટે છે, તેમ જ તે પુલ્લિંગ–નરજાતિ–છે એમ મંત્રને જાણનારાઓ જાણે છે "

વળી मन्त्रब्राह्मणयोर्वेदनामधेयम् અર્થાત્ મંત્ર અને બ્રાહ્મણ એ બન્નેનું નામ 'વેદ' રાખેલ છે તથા શ્રીમદ્ભગવદ્ગીતા તો સર્વે ઉપનિષદોનો સારાંશ જ છે એટલે "इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया॥१८–६३॥ હે અર્જુન! એ પ્રમાણે ગીતાદ્વારા તને મેં ગુપ્તથી પણ ગુપ્ત જ્ઞાન કહ્યું " એ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્ર–મહાન્ આપ્ત પુરુષના વચનથી પણ આ શ્રી ગીતાજી તે પરમ ગુહ્ય જ્ઞાન હોવાથી મંત્રરૂપ જ છે, અને તે મંત્ર માટે છાંદોગ્ય ઉપનિષદ્‌ની શ્રુતિ આદેશ કરે છે કે –

"यो ह वा अविदितार्षेयच्छन्दोऽविनियोगो दैवतब्राह्मणेन मन्त्रेण याजयति वाध्यापयति स्थाणुं वर्च्छति गर्त्तं वा प्रतिपद्यते वा प्रमीयते पापीयान् भवति ॥

જે માણસ ઋષિ, છંદ, આદિ જાણ્યા વિના અને વિનિયોગ તથા દેવતા જાણ્યા વિના વૈદિક બ્રાહ્મણના મંત્રવડે યજ્ઞ કરાવે છે અથવા વેદ ભણાવે છે તે ઠુંઠ જેવો ખાડામાં પડે છે અથવા ખાડારૂપ મનાય છે અને અતિ પાપી થાય છે." તેમ જ ભગવાન્ વેદવ્યાસ કહે છે કે:—

"अविदित्वा ऋषिं छन्दो दैवतं योगमेव च ।
योऽध्यापयेज्जपेद्वापि पापीयान् जायते तु सः ॥

ઋષિ, છંદ, દેવતા, અને વિનિયોગને ન જાણીને જે ભણાવે છે કે જપે છે તે મહાપાપી થાય છે.

એ જ ન્યાય આ શ્રીમદ્ભગવદ્ગીતાજીમાટે હોતાં એ શ્રીમદ્ભગવદ્ગીતારૂપી માલામંત્રનુ અનુષ્ઠાન યોગવિધાયક છે પરંતુ અનુષ્ઠાનકર્ત્તાઓને મંત્રો જપતાં જપતાં તેમ જ પ્રભુભજન–ભક્તિરૂપ અનુષ્ઠાનો કરતા કરતાં પણ સિદ્ધ નહિ થવાનું કારણ ભગવાને પોતે જ આ શ્રીગીતાજીમા અર્જુનને કહેલ છે કે:—

"अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

જે અધિકારપ્રાપ્તપુરુષો બીજો કોઈ પણ જેમને ચિંતન કરવા યોગ્ય નથી એવા થઇ મને સર્વપ્રકારે ઉપાસે છે–ભજે છે તે નિત્ય–નિરંતર–પ્રતિક્ષણ મારા જ ધ્યાનમાં રહેનારા યોગિઓને મારી પ્રાપ્તિરૂપ યોગ અને તેનુ રક્ષણરૂપ ક્ષેમ, એ બન્નેને હું ચલાવું છું."

આ એક જ શ્લોકમાં ભગવાને સાધકને એટલું ગુપ્ત જ્ઞાન આપ્યું છે કે જો તે સંબંધમા સાધક સંપૂર્ણ લક્ષ રાખે તો અવશ્ય તે સિદ્ધિને પ્રાપ્ત કરે જ. કારણ એ શ્લોકમાં પ્રથમ જ 'અનન્ય' શબ્દ રાખ્યો છે તેનું કારણ એજ કે એક આશ્રયવાળો થઇને જપ કરે પણ બીજા આશ્રયની ઇચ્છા ન કરે, બીજો 'પર્યુપાસતે' શબ્દ તેનું કારણ એ જ કે સર્વપ્રકારનુ હાલવું, ચાલવું, ખાવું, પીવું તેમ જ જે કંઈ બોલવું વિગેરે તે તમામ પરમાત્માની ઉપાસનારૂપ જ માને. વળી ત્રીજો 'નિત્યાભિયુક્ત' એ શબ્દ છે તેનું કારણ એ જ કે પ્રતિક્ષણ મનનેઇશ્વરસંબંધી યોગમાં જ તે જોડે અને એમ કીટભૃંગન્યાયથી

અર્થાત્ જેમ ભમરો કીડાને પકડી ટાંચી પોતાના ઘરમાં રુંધી રાખી ચાલ્યો જાય છે અને પછવાડે કીડાને ભમરાનું જ ધ્યાન રહેતાં તે ભમરો જ બની જાય છે, તે પ્રમાણે એકતાનવૃત્તિથી જ તે સિદ્ધિ મેળવી શકે. તે માટે ભગવાન્ પોતે જ છઠ્ઠા અધ્યાયના દશમા શ્લોકથી જણાવે છે કે:—

"योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥

યોગીએ એકલાં જ રહીને, પોતાના ચિત્તને નિયમમાં-સ્થિર રાખીને આશા વિનાનો બની તમામ પરિગ્રહ-ઉપાધિથી રહિત થઇ એકાંત સ્થાનમાં જ પોતાના આત્માને યોગમાં-સાધ્ય તરફ જોડવો." તેમ

"शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥

પવિત્ર દેશમાં, અતિ ઉંચું નહિ તેમ અતિનીચું પણ નહિ એવું દર્ભ, મૃગચર્મ અને વસ્ત્રનું આસન સ્થાપીને, ત્યાં તે આસન ઉપર બેસીને ચિત્ત અને ઇન્દ્રિયોની ક્રિયાઓને જેણે રોકી છે એવો થઇને તેણે મનને એકાગ્ર કરીને અંતઃકરણની શુદ્ધિ માટે યોગને સાધવો એ પ્રમાણે યોગી પુરુષ યોગસંબંધી સમાધિવિષયને યોગશાસ્ત્રમાં કહેલા યમ, નિયમ અને આસન વિગેરેના શિક્ષણપૂર્વક જો અનુષ્ઠાન કરે તો અવશ્ય સિદ્ધિને પામે. આ પ્રસંગે શ્રીમદ્ભગવદ્ગીતા પણ યોગ શાસ્ત્ર હોવાથી સાધનચતુષ્ટયસંપન્ન સાધકે કેવી રીતે યોગ સાધવો તે માટે બીજા યોગના ગ્રંથોમાં જે જણાવવામાં આવેલું છે તે પણ આ શ્રીગીતામંત્ર અથવા અન્ય સાધ્ય મંત્રના સાધક-અનુષ્ઠાની મનુષ્યોએ અવશ્ય મનન કરવા યોગ્ય છે.

યોગ એ શબ્દ યુજ્ અને યુજિર્ એ બે ધાતુઓથી સિદ્ધ થાય છે. યુજ ધાતુ સમાધિ અર્થમાં અને યુજિર્ ધાતુ યોગ અર્થમાં છે. તેને ઘઞ્ પ્રત્યય થતાં યોગ શબ્દ સિદ્ધ થાય છે, અને તેની વ્યુત્પત્તિ "युज्यते युनक्ति

इति वा योगः જોડાય છે અથવા જોડે છે તે યોગ." એવી રીતની થાય છે. અથવા યોજન–જોડવું તે યોગ છે. મેદિનીકોષકાર યોગશબ્દનો અર્થ આપ્રમાણે કરે છે —

"योगोऽपूर्वार्थसम्प्राप्तौ संगतिध्यानयुक्तिषु ।
वपुःस्थैर्यप्रयोगे च विष्कम्भादिषु भेषजे ॥
विस्रब्धघातके द्रव्योपायसंनहनेष्वपि । कार्मणेऽपि च इति ॥

અપૂર્વ અર્થ–વસ્તુ–પદાર્થ–ધન–ની સંપ્રાપ્તિ, સંગતિ–જોડણી, ધ્યાન અને યુક્તિમાં, શરીરને સ્થિર કરવાના પ્રયોગમાં, વિષ્કંભ વિગેરે યોગોમાં, ઔષધપ્રયોગમાં, વિસ્રબ્ધ–વિશ્વાસયોગ્યના ઘાતકર્તામાં, દ્રવ્ય–વસ્તુ, ઉપાય અને સંહનનમાં તથા કાર્મણ–ક્રિયામયોગમાં યોગ શબ્દનો વપરાસ છે."

ભગવાન્ પતંજલિ યોગ શબ્દનો અર્થ "योगश्चित्तवृत्तिनिरोधः અર્થાત્ ચિત્તનીવૃત્તિઓનો નિરોધ–રોકાણ તેનું નામ યોગ," એમ કરે છે જ્યારે શ્રીશંકરાનંદી ભગવદ્ગીતાની ટીકામાં

लक्ष्यैकतां समासाद्य निर्विकारतयात्मनि ।
मनसो निश्चलत्वेन स्थितिर्योग इतीर्यते ॥

લક્ષ્યની સાથે એકતા પામીને નિર્વિકારપણાવડે પોતાની બુદ્ધિમાં નિશ્ચલ મનથી સ્થિતિ થવી તે યોગ કહેવાય છે" એમ અર્થ કરે છે. એથી યોગ શબ્દ તમામ વ્યાવહારિક તથા પારમાર્થિક કાર્યોમાં જોડાવવા માટે વપરાયો છે. વ્યાવહારિક એટલે કોઈપણ ઉદ્યોગ કરવા તેમાં ચિત્તની વૃત્તિઓને ઓતપ્રોત–એકતાન કરવાથી જ કાર્યસિદ્ધિ થાય છે. પારમાર્થિક એટલે ધાર્મિક કે ઇશ્વરોપાસના, ભક્તિ અને જ્ઞાન–સમાધિ વિગેરેમાં પણ ચિત્તની એકાગ્રતા–એકતાન વૃત્તિ થવાથી જ સિદ્ધિ થાય છે. માટે જ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે ગીતાશાસ્ત્રને એ એકતાનવૃત્તિકારક ઉત્તમ યોગશાસ્ત્ર કથેલ છે.

યોગ એ હઠયોગ, રાજયોગ, લયયોગ અને મંત્રયોગ એમ ચાર પ્રકારનો કહેલો છે.

હઠયોગનું લક્ષણઃ—હકાર એ સૂર્ય વાચક છે અને ઠકાર એ ચંદ્ર વાચક છે એટલે પિંગલા—નાકના જમણા તરફના નસકોરામાં વહેતા પ્રાણુરૂપ સૂર્ય અને ઇડા—નાકના ડાબા તરફના નસકોરામાં વહેતા પ્રાણુરૂપ ચંદ્રનો જે ક્રિયાદ્વારા યોગ—જોડાણુ કરી શકાય છે તેને 'હઠયોગ' કહેવામાં આવે છે. એ હઠયોગ યોગનાં અષ્ટાંગ—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ તથા મુદ્રા વિગેરેના અભ્યાસવડે કુંડલિનીનું ઉત્થાન કરી સૂર્ય અને ચંદ્રનો પ્રવાહ સિથિલ કરી સાધી શકાય છે. અને તેની સિદ્ધિદ્વારા પ્રાણુવાયુને સુષુમ્ણા—બન્ને નસકારાઓના મધ્યદેશમાં પ્રવેશ કરાવવો એ હઠયોગનો મુખ્ય હેતુ છે તથા તેથી દશમા ઇંધરસ્થાનમાં પ્રાણુવાયુને રોકી સમાધિના અપ્રતિમ આનંદદ્વારા બ્રહ્મસ્થિતિની પરમદશાએ પહોચવું એ હઠયોગનો અંતિમ હેતુ છે.

લયયોગનું લક્ષણઃ—પોતાનું લક્ષ અભ્યંતરમાં એટલે સાધ્ય અથવા ઉપાસ્યમાં જ સ્થિર હોય અને નિમિષરહિત દૃષ્ટિ બહાર હોય તે સાભવી મુદ્રા કહેવાય છે. એ સાંભવી મુદ્રા અને યમ, નિયમ તથા પ્રાણાયામ વિગેરેના ત્રાટક મુદ્રાદિ યોગાભ્યાસવડે ધ્યેય દેવતાદિમાં તદાકાર વૃત્તિ કરી શકાય અને શ્રવણુ દર્શન વિગેરે બાહ્ય વિષયવ્યાપારની સર્વથા વિસ્મૃતિ બની રહે તેને "લયયોગ" કહેવામા આવે છે. તે લયયોગનો હેતુ પણુ વૃત્તિને બ્રહ્માકાર કરીને સ્વસ્વરૂપાનંદ—બ્રહ્માનંદમા મસ્ત રહેવાનો જ છે.

રાજયોગનું લક્ષણઃ—ક્ષિપ્તા, મૂઢા, વિક્ષિપ્તા, એકાગ્રા અને નિરુદ્ધા એ પાચ પ્રકારની ચિત્તની વૃત્તિઓનો જેવડે સર્વથા નિરોધ કરીને ચૈતન્યશક્તિના વિહિત વહન વડે જે સાધનદ્વારા ચિત્તને સાધ્યમાં જોડી શકાય તે "રાજયોગ" કહેવાય છે. અર્થાત્ બ્રહ્મનિષ્ઠાવડે ચિત્તને સ્વસ્વરૂપમાં જ સંલગ્ન કરી રાખવાનો સરલ માર્ગ તે "રાજયોગ" જાણુવો. એ રાજયોગનો હેતુ પણુ ઇચ્છિતના અભ્યંતરમા પ્રવેશ કરી ચિત્તની એકાગ્રતા કરી બ્રહ્માનંદમાં મગ્ન થવા રૂપ છે.

મંત્રયોગનું લક્ષણઃ—સદ્દગુરુના શરણે જઈ યોગશાસ્ત્રના વિધાન પ્રમાણે જ સંપૂર્ણ શિક્ષણુ લઈ—અભ્યાસ કરી પોતાના સાધ્ય-ઇષ્ટદેવના

મંત્રની યથાર્થ દીક્ષા લઈ તથા યોગના તમામ નિયમોનું શિક્ષણ લઈ શાસ્ત્રમાં વર્ણવેલી દશશુદ્ધિઓ અવશ્ય જાણવાં યોગ્ય છે. જેમ કે.-

" देशकालौ तथा पाक-पात्रे दिक्स्थानमासनम् ।
वाङ्मनःशब्द इत्येताः क्रमशो दश शुद्धयः ॥

૧-દેશશુદ્ધિ (સાત્વિક એકાંત શુદ્ધતીર્થ કે નિર્જન વનપર્વતાદિ સ્થળ), ૨-કાલશુદ્ધિ (ઉત્તમ નિરુપદ્રવ-ગ્રહનક્ષત્રયોગ વિગેરેથી નિશ્ચિત મુહૂર્તથી સંશોધિત સમય), ૩-પાકશુદ્ધિ (યથોક્ત વસ્તુઓ કે જે સાધનોપયોગી સામગ્રીરૂપે હોય તે તથા પોતાનું અપ્રમાદી-સાત્વિક આહાર વિગેરે), ૪-પાત્રશુદ્ધિ (જે સાધક હોય તે શુદ્ધ ચરિત્રવાન્ અને તમામ સત્વગુણ વિશિષ્ટ સાત્વિક વ્યવહારવાન્ હોય તે તથા જે અનુષ્ઠાનના ઉપયોગી તથા પોતાને અવશ્ય જોઇતી જ માત્ર કે જેથી કોઈ પ્રકારે વિશેષ ભયકારક અડચણ ન નડે તેવી પાત્ર-આસન-આચ્છાદનાદિ શુદ્ધ વસ્તુનો જ સંક્ષેપસંગ્રહ), ૫-દિક્શુદ્ધિ (પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખ સ્થિત થઇ રહેવું તે), ૬-સ્થાનશુદ્ધિ (જેમા જીવ, જંતુ, વાયુ, ગરમી, વિગેરે ઉપદ્રવો ન હોય તેવું યોગસાધન માટે યોગશાસ્ત્રમા કહ્યા પ્રમાણે બનાવેલુ યોગમંદિર), ૭-આસનશુદ્ધિ (યોગશાસ્ત્રોક્ત ૪ આસનો પૈકી મુખ્ય સ્વસ્તિકાદિ સુખાસનથી चेलाजिनकुशोत्तरम्-વસ્ત્ર, મૃગચર્મ અને દર્ભથી કલ્પેલું હોય તે આસન), ૮-વાક્શુદ્ધિ (કોમળ, નમ્ર, શાન્તિ અને સરળતાથી બોલવુ તે), ૯-મનઃશુદ્ધિ (કોઇપણ અન્ય વિષયો કે પદાર્થો અથવા બાહ્યવૃત્તિઓ તરફ મનને નહિ જવા દેતા સ્વલક્ષ તરફ જ સતત સ્થિર રાખવુ તે), અને ૧૦-શબ્દશુદ્ધિ (વ્યાકરણ, ન્યાય અને વેદાંતાદિ સચ્છાસ્ત્રોદ્વારા જેમ કોઈ પ્રકારે સહજ પણ અશુદ્ધ કે અસત્ ઉચ્ચાર ન થાય તે), એમ એ દશ શુદ્ધિનું યથાર્થ પરિપાલન કરી સાધક જે ક્રિયાનાં સાધનવડે પોતાના ધ્યેય-દેવતાદિ-રૂપ જ થઇ જાય છે તે " મંત્રયોગ " કહેવાય છે.

એ પ્રમાણે એ ચાર પ્રકારના યોગ જુદા જુદા વર્ણવેલા છે, પરંતુ તેમનું સાધ્ય-ધ્યેય-દૃષ્ટિબિંદુ એક જ હોવાથી તેમના હેતુ કે તેમની સિદ્ધિમાં લેશમાત્ર પણ ભેદ નથી. તેથી જ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે શ્રીમદ ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયના ૪૬ મા શ્લોકમાં કહ્યું છે કે -

"तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥

હે અર્જુન ! યોગી તપસ્વીથી અધિક-શ્રેષ્ઠ છે, જ્ઞાનીથી પણ અધિક માનેલ છે અને કર્મી-યજ્ઞાદિ કર્મ પરાયણોથી પણ અધિક-શ્રેષ્ઠ છે તે માટે તું યોગી જ થા.'' એટલે યોગ એ કલ્યાણના સર્વ સાધનોમાં પ્રધાન-મુખ્ય છે. અને આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા પણ ભગવાન્ શ્રીકૃષ્ણે કહેલું અને શ્રી વેદવ્યાસે સ્મરણ કરીને રચેલું ખાસ યોગપ્રતિપાદક-શિક્ષક શાસ્ત્ર છે. તે આ શ્રીમદ્‌ગીતાના અંતમાં ૧૮ મા અધ્યાયના અંતે ૭૫ મા શ્લોકમાં સંજયે રાજા ધૃતરાષ્ટ્રને ખુલ્લું કહેલું છે કેઃ-

" व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योग योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम् ॥

હે રાજા ધૃતરાષ્ટ્ર ! મેં આ શ્રીગીતારૂપ અત્યંત ગુપ્ત યોગ શ્રીમહામુનિ વેદવ્યાસજીના પ્રસાદ-વરદાનથી (અહિં બેઠાં બેઠાં જ) સાક્ષાત્ યોગેશ્વર ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રના પોતાના મુખથી અર્જુન પ્રત્યે કહેતાં સાંભળ્યું છે.'' ઇત્યાદિ પ્રમાણોથી પ્રત્યેક મનુષ્યને પોતાને આત્યંતિક સુખ પ્રાપ્ત થવા માટે આ એક જ યોગશાસ્ત્ર શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનો અભ્યાસ કરવો અત્યત આવશ્યક છે. એ માટે વરાહપુરાણમાં શ્રીમદ્‌ગીતાના માહાત્મ્ય-વર્ણન પ્રસંગે શ્રીવિષ્ણુ પરમાત્માનું જ કથન છે કેઃ-

" प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥

પ્રારબ્ધને ભોગવતો માણસ જો હમેશા શ્રીભગવદ્‌ગીતાના અભ્યાસમાં પ્રીતિ રાખે તો તે મુક્ત-જીવનમુક્ત અને લોક-જગત્-મા સુખી થાય છે તથા કર્મવડે લેપાતો જ નથી.'' તેમ વિષ્ણુ ભગવાન્ કહે છે કેઃ-

" गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥

હું પોતે ગીતાના આશ્રયમાં રહું છું અને ગીતા જ મારું ઉત્તમ ધન

# श्रीमद्भगवद्गीतावृक्षः



છે. વળી ગીતાના જ્ઞાનનો આશ્રય લઇને હું ત્રણે લોક ( સ્વર્ગલોક, મૃત્યુલોક અને પાતાલ લોક ) ને પાળું છું."

તે પ્રકારે જ શ્રીમદ્‌ભગવદ્ગીતાના અંતમાં ૧૮ મા અધ્યાયના ૭૦ મા શ્લોકમાં ભગવાન્ શ્રીકૃષ્ણ ચંદ્રે પોતે જ કહ્યું છે કે:—

"अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥

હે અર્જુન! જે મનુષ્ય આપણા બન્ને વચ્ચે ચાલેલા આ શ્રીગીતારૂપ સંવાદનો અભ્યાસ કરશે તે જ્ઞાનરૂપી તેના યજ્ઞથી હું તેને પ્રિય થઇશ એમ મારુ માનવુ છે." વળી

"य इमं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥

જે પુરુષ આ અત્યંત ગુપ્તજ્ઞાન મારા ભકતોમાં ફેલાવશે તે મારી ઉત્તમ ભકિત કરીને મને જ પામશે એમા સંશય નથી.

આ પ્રમાણે હોવાથી એ ભગવાનનાં વચનોથી પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રને પ્રસન્ન કરી તદ્રૂપપ્રાપ્તિની ભાવનાથી જ આ પરમ ઉત્તમ ગ્રંથની ટીકા કરવાની હિંમત મેં કરી છે, જો કે

"क्व शास्त्रं गीताख्यं हरिमुखसरोजांह्रिगलितं
क्व चास्माकं बुद्धिर्विषयविषपङ्के निपतिता ॥
तथापि श्रीकान्तप्रचुरगुणलक्ष्मीविरचितं
कटाक्षं स्वच्छाच्छं ह्यनुसृतवतां किन्न सुलभम् ॥

શ્રી પરમાત્માના મુખકમળમાંથી નીકળેલું આ શ્રીગીતાનામનું શાસ્ત્ર કયાં ? અને વિષયરૂપી વિષમય કાદવમા પડેલી અમારી બુદ્ધિ કયાં ? તથાપિ લક્ષ્મીકાંત પરમાત્માના ઘણા ગુણોરૂપી લક્ષ્મીએ રચેલા અતિ સ્વચ્છ અને નિર્મળ કટાક્ષને અનુસરનારા ભકતજનોને શું સુલભ નથી ?" વળી

"इदं गीताशास्त्रं परमपुरुषार्थैकनिलयं
त्रिकाण्डं वेदार्थं सकलमिह संगृह्य कथितम्॥
स्वयं श्रीकृष्णेन श्रुतिविशदतत्त्वेन विभुना
जपाद्ध्यानाज्ज्ञानाच्छ्रुतमपि फलत्येव सुधियाम्॥

આ શ્રીગીતાશાસ્ત્ર પરમપુરુષાર્થનું ઘર છે, અને શ્રુતિ–વેદ–ના પવિત્ર તત્ત્વરૂપ પ્રભુ શ્રીકૃષ્ણચંદ્રે પોતે જ કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ કાંડરૂપી સમગ્ર વેદાર્થનો સંગ્રહ કરી આ શ્રીગીતાજીમાં કહેલું છે. માટે જ સારી બુદ્ધિવાળા ભક્તજનોને જપથી, ધ્યાનથી અને જ્ઞાનથી એ શ્રીગીતાશાસ્ત્રનું શ્રવણ અવશ્ય ફળે છે. તેમ જ

"कृतिभिरपि कृतं यच्च प्रशंसन्ति लोके।
किमु मितमतिनेहाहं प्रवृत्तस्तथापि॥
मम भवतु कथंचित्कृष्णपादेऽनुरागो-।
स्त्विति मनांसि निधाय क्षन्तुमर्हन्ति सन्त॥

ઉત્તમ વિદ્વાનોએ કરેલાને પણ જ્યારે લોકમાં વખાણતા નથી ત્યારે સામાન્ય બુદ્ધિવડે હું જે આ ટીકા રચવા પ્રવૃત્ત થયો છું તેથી વધારે શું થવાનું છે ? તો પણ કોઈ પ્રકારે પણ મારો શ્રીકૃષ્ણચંદ્રના ચરણારવિંદમાં પ્રેમ થાઓ એ મારા મનનો હેતુ હૃદયમાં લઈને સંત પુરુષો મને ક્ષમા કરવા યોગ્ય થશે જ."

એ પ્રમાણે સારસ્વતબ્રાહ્મણકુલાવતંસ પંડિતવર્ય શ્રી સદાનંદના કથનાનુસાર તથા —

"छन्दःसन्दर्भगर्भप्रमुगहनगिरामृग्यजुःसामसीमा-
मीमांसामासलान्त करणपरिणमत्सगतीनां गतिः क्व॥
क्वास्माकं धीरधीरा तदपि रचयितुं भाष्यमुद्योगभाजां
प्रागल्भ्यं डिम्भवाचामिव कुतुकरताः क्षन्तुमर्हन्तु सन्त.॥

વેદના શબ્દાર્થનો સંપૂર્ણ સંબંધ જેના ગર્ભમાં આવેલ છે એવી પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રની વાણી કે જે–ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ–ની

સીમા-અવધિ-છેડારૂપ અને મીમાંસાથી પુષ્ટ થએલા અન્તઃકરણની પરિણામને પામેલી સંગતિ-સંયોગવાળી છે તેની ગતિ કયાં! અને ધીરજ વિનાની અમારી બુદ્ધિ તે કયાં! તો પણ મહત્ કાર્યરૂપ ભાષ્ય-રચવાનો ઉદ્યોગ કરનારા અમોને બાલકોની વાણીની પેઠે કુતૂહલમાં પ્રીતિ કરતા સંતપુરુષો-વિદ્વાનો ક્ષમા કરવાને યોગ્ય હો (એવી અમારી પ્રાર્થના છે)."

એ પ્રમાણે સર્વતંત્રસ્વતંત્ર શ્રી સુધીંદ્રશિષ્ય રાઘવેંદ્રયતિકૃત ગીતાર્થ-સંગ્રહના વાક્યોને અનુસરી કેવળ કોઈ પણ પ્રકારે પ્રભુને પ્રસન્ન કરવાના ઉદ્દેશથી સત્પુરુષો યોગ્ય માની સ્વીકારશે જ, કારણઃ—

"कामं वाचः कतिचिदफलाः सन्तु लोके प्रयुक्ताः
सन्त्येताश्चेन्मधुरिपुकथासंस्तवाः कामदोग्ध्र्यः ॥
यद्वद्दानं भवति विफलं दत्तमश्रोत्रियेभ्यः
पात्रे दत्तैर्भवति नितरां धन्यता भूरिदातुः ॥

ઇચ્છાનુકૂલ કેટલીક લૌકિક વાર્તાથી યોજેલી-કથેલી વાણી લોકમાં વ્યર્થ જાય છે પણ એ જ વાણી જો મધુનામના દૈત્યના શત્રુ-ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રની કથારૂપે સ્તવેલી-યોજેલી હોય તો તે કામધેનુની પેઠે સર્વ-અભીષ્ટ આપનારી થાય છે. જેમ કે અશ્રોત્રિય-અયાજ્ઞિક-અપાત્રને આપેલું દાન વિફલ થાય છે પણ સત્પાત્રને દીધેલા દાનથી હમેશ ઉદારદાતાની ધન્યતા થાય છે. તેમ મારો આ ઉદ્યોગ પણ નિષ્ફળ તો નહીં જ જવાનો."

આમ માની મને શ્રીમદ્ભગવદ્ગીતાની સાન્વયબોધિની ગુજરાતી ટીકા લખવાની ભાવના ઉત્પન્ન થતાં ટીકા લખવા મેં પ્રારંભ કર્યો.

---

## શ્રીમદ્ભગવદ્ગીતાની ઉત્પત્તિ અને ઉપયોગ.

'एकोऽहं बहु स्याम्' એ શ્રુતિના કથનાનુસાર ભગવાનને "એક છું તે બહુરૂપ થાઉં" એમ ઇચ્છા થતાં જ આ દૃશ્યમાન સ્થાવરજંગમાત્મક સમસ્ત જગત્ ઉત્પન્ન થયું. તેમાં ઉદ્ભૂત પ્રાણવાન્ સમૂહ (મનુષ્યો અને પશુ પક્ષિ વિગેરે) ઇષ્ટની ઇચ્છાવાળો અને

અનિષ્ટનો ત્યાગ કરવાવાળો છે એમ હોતાં તે પરમકૃપાળુ પ્રભુએ જગતપર અનુગ્રહ કરી જગતના વિધાતા–ચતુર્મુખ–પરમેષ્ટીને ઇષ્ટ-પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિના ઉપાય તરીકે પોતાના નિઃશ્વાસરૂપ ઋક્, યજુસ્, સામ અને અથર્વ એ ચાર નામનો એક જ વેદ ચાર પ્રકારે પ્રબોધ્યો, અને તેનો ઉપયોગ લેવા મરિચ્યાદિ મહર્ષિસર્ગ ઉત્પન્ન થયો. તે મહર્ષિ મહાત્માઓએ, એ ચાર પ્રકારે વિભાગાત્મક વેદ દુર્ગમ્ય માની તેના પ્રત્યેક વિભાગ ( વેદ )નાં મન્ત્ર, બ્રાહ્મણ, આરણ્યક, અને ઉપનિષદ્ એમ ભિન્ન ભિન્ન બહુ વિભાગો પૃથક્ કર્યાં, તથાપિ અર્થનિરૂપણ કરવા સુગમતાના અભાવે, કર્મકાંડ, ઉપાસનાકાંડ, અને જ્ઞાનકાંડ એવા તેના વિભાગ પાડ્યા. એટલે યજ્ઞ, યાગ, પ્રયોગાદિ માટે દ્રવ્ય, પદાર્થ, અને તે તે પદાર્થના અધિષ્ઠાતા દેવતા આદિના મન્ત્રોની યોજનારૂપ 'કર્મકાંડ,' આત્મા (બ્રહ્મ) અને અનાત્મા ( દૃશ્ય–જગત્ )માં કોની ઉપાસના કરવી, એ બ્રાહ્મણ અને કેટલાક ઉપનિષદ્ વિભાગગમ્ય 'ઉપાસના કાંડ' તથા આત્મજ્ઞાન–સ્વરૂપાનુસંધાનરૂપ સચ્ચિદાનંદ–બ્રહ્મ–પ્રાપ્તિ માટે આરણ્યક અને અવશિષ્ટ ઉપનિષદ્ ભાગગમ્ય 'જ્ઞાનકાંડ' એમ અધિકારીની સાધન સુગમતા માટે એ ત્રણ વિભાગ કર્યા.

એમ સિદ્ધ મરિચ્યાદિ મહર્ષિઓ અને સાધન કાંડત્રય દર્શક ચાર પ્રકારે વેદ અને મન્ત્ર વિભાગાદિ ઉત્પન્ન થયા, પરંતુ તે ત્રણે કાંડ યજ્ઞોપાસનારૂપ કર્મપ્રાધાન્ય–પ્રવૃત્તિધર્મ અને કર્મફળત્યાગરૂપ નિવૃત્તિધર્મરૂપે બોધિત હોતાં તેના સાધક પ્રજાપતિઓ પ્રવૃત્તિલક્ષણધર્મમાં પ્રવૃત્ત થયા તથા અન્ય સનકાદિકો નિવૃત્તિ લક્ષણધર્મમાં પ્રવૃત્ત થયા અને પોતાનાં સાધ્ય–સ્વર્ગાદિ સુખકર લોકલોકાંતરપ્રાપ્તિ તથા સ્વાત્મદર્શન–સચ્ચિદાનંદ–બ્રહ્માત્મિભાવને પામ્યા.

એ પ્રવૃત્તિલક્ષણ અને નિવૃત્તિલક્ષણ બે પ્રકારનો વેદોક્ત કાંડ ત્રયાત્મક કે જે "यतोऽभ्युदयनिःश्रेयससिद्धिः स धर्मः અર્થાત્ જેથી અભ્યુદય–સર્વ પ્રકારે લૌકિક તથા પારમાર્થિક સુખોની સિદ્ધિ અને નિઃશ્રેયસ્–મોક્ષની સિદ્ધિ થાય તે ધર્મ." એ ભગવાન્ કપિલદેવના સિધ્ધાન્તરૂપ લક્ષણવાળો બ્રાહ્મણાદિ વર્ણોઓ અને આશ્રમિઓએ કલ્યાણ થવા

માટે અનુષ્ઠિત ધર્મ બહુકાળ વ્યતીત થતાં અનુષ્ઠાનકર્તાઓ કામનાપરાયણ થઈ જવાથી હ્રાસ પામતાં વિવેક અને વિજ્ઞાનના કારણભૂત ધર્મ અધર્મવડે લોપાતો ગયો અને અધર્મ વધતો ગયો. તે સમયે

"यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

હે અર્જુન! જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય છે અને અધર્મનું ઉત્થાન–ઉઠવું–ઉત્પન્ન થવાનું થાય છે ત્યારે હું મારા આત્માને સજું-છું. તથા સાધુ–ઉત્તમ પુરુષોની સર્વથા રક્ષા કરવા માટે અને દુષ્કર્મા–નીચપુરુષોનો નાશ કરવા માટે જ હું યુગયુગમાં ઉત્પન્ન થાઉં છું." એ સિદ્ધાન્તાનુસાર જગત્‌ની સ્થિતિનુ પરિપાલનકર્તા સ્વયં શ્રી–નારાયણ–વિષ્ણુ સાર્વભૌમ શ્રી બ્રહ્માના બ્રાહ્મણપણાની રક્ષા કરવા માટે જ દેવતાઓ, પૃથ્વી અને ઋષિમુનિઓની પ્રાર્થનાથી વસુદેવની પત્ની દેવકીને વિષે સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્રરૂપે ઉત્પન્ન–પ્રકટ થયા, કારણ વર્ણાશ્રમના ભેદવાળો ધર્મ બ્રાહ્મણત્વની રક્ષાથી જ રક્ષિત થાય છે.

તે ભગવાન્ નારાયણ પોતે જ્ઞાન, ઐશ્વર્ય, શક્તિ, બલ, પરાક્રમ અને તેજ વિગેરેથી સદા સંપન્ન હોવાથી તેમણે પોતાની ત્રિગુણાત્મિકા વૈષ્ણવી માયા કે જે મૂલ પ્રકૃતિ કહેવાય છે તેને વશ કરી પોતે અજન્મા, અવિનાશી ભૂત–પ્રાણિમાત્રના ઈશ્વર, નિત્ય, શુદ્ધબુદ્ધ, મુક્તસ્વભાવ, હોતાં પોતાની માયાના બળે દેહવાનની પેઠે અને જન્મવાનની પેઠે લોકોપર અનુગ્રહકર્તા હોય તેમ જણાય છે.

પોતાના પ્રયોજન વિના કેવળ પ્રાણિઓપર અનુગ્રહની ઇચ્છાથી અને અધિક ગુણવાળા અધિકારીને તે પ્રાપ્ત થતાં ધર્મ પ્રચલિત થશે–સર્વત્ર પ્રસરશે એમ ઇચ્છી ભગવાન્ શ્રીકૃષ્ણે શોક અને મોહમાં લપટાયલા સ્વધર્મના ભાનને ભૂલેલા, પોતાના આપ્ત–પ્રિયતમ ભક્ત અર્જુનને નિમિત્ત કરી, એ પ્રવૃત્તિ અને નિવૃત્તિ લક્ષણવાળા બે પ્રકારના ધર્મનો

ઉપદેશ કરવાની ભાવના-પ્રેરણા કરી અને પૃથ્વીનો ભાર ઉતારવાના મિષે મહાભારત યુદ્ધ કરાવ્યુ

એ યુદ્ધના પ્રારભથી અતપર્યંત વર્ણનની ભાવનાથી ભગવાન્ મહર્ષિ વેદવ્યાસજીએ, નવરસનો પ્રવાહ વરસાવનારો, રાજનીતિયુકત કર્મ કરવાની કુશળતા બતાવનારો, વેદાન્ત, સાંખ્યાદિ સદુપદેશયુક્ત, વેદના અનધિકારી સ્ત્રીશૂદ્રાદિકોના કલ્યાણમાટે વેદાર્થપ્રતિપાદક, અદારપર્વાત્મક ઇતિહાસરૂપ મહાભારત નામનો ગ્રથ રચ્યો. તેમા જ્યારે ઉપરોક્ત ચારે વેદનો સાર-વેદાત, અને ત્રણે કાડનું સાર્થકપણુ પ્રતિપાદન કરવાનુ જણાયુ ત્યારે ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રે શરણે આવેલા અર્જુનને ગીતારૂપ જ્ઞાન કથેલું. તે જ જ્ઞાન બ્રહ્મમા સમન્વય થવા માટે વ્યાસકૃત સૂત્રો અને ઉપનિષદ્ગમ્ય જાણી,

"सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दन ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्ध गीतामृतं महत् ॥

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે, ગોપાલનન્દન શ્રી કૃષ્ણચંદ્ર દોહન કરનારા ગોપાલ-ગોવાળ છે, અર્જુન વાછડો છે, સુધી-જ્ઞાની પુરુષ તેનો ભોક્તા છે અને ગીતારૂપી મોટુ અમૃત તે દૂધ છે " એ કથનાનુસાર અર્જુનને વાછડારૂપે નિમિત્ત કરી, ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રે કરેલા સર્વ ઉપનિષદોરૂપ ગાયોના દોહનથી ઉદ્ભવેલુ ગીતામૃતરૂપી દૂધ જ્ઞાનકાડરૂપ છે. તેમા બ્રહ્મ-સ્વસ્વરૂપ-આત્મપ્રાપ્તિ માટે કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠા એમ ઉપાય અને ઉપેયભૂત બન્ને નિષ્ઠાઓને અધિકારમાં લેવા આ ગીતાશાસ્ત્ર પ્રવૃત્ત થયુ છે અર્થાત્ મહાભારતાતર્ગત ભીષ્મપર્વમા આ ગીતાશાસ્ત્ર ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રે પોતાના મુખથી સર્વથા અધિકારી એવા અર્જુનને કહ્યુ છે એટલે જ્યારે અર્જુન બન્ને સેનાઓની વચ્ચે રથને રખાવી ઉભો, આચાર્ય, પિતા, પિતામહ વિગેરેને યુદ્ધનેમાટે સામે જ ઉભેલા જોઇને દુ ખ પામવા લાગ્યો અને ગાડીવ ધનુષ્યનો ત્યાગ કરી રથપર બેસી ગયો, ત્યારે ભગવાન્ શ્રીકૃષ્ણચદ્રે અર્જુનને આ શ્રી ગીતાશાસ્ત્ર પ્રબોધ કર્યો ત્યારથી આ શ્રીમદ્ભગવદ્ગીતા પ્રવૃત્ત થઈ છે,

આ ગીતાશાસ્ત્રના અઢાર અધ્યાયો છે. તેનાં ૭ ૭ અધ્યાયરૂપ ત્રણ ભાગ કરેલા છે; કર્મકાંડ-પૂર્વષટ્ક નામનો પ્રથમ ભાગ, ઉપાસનાકાંડ-મધ્યમ ષટ્કનામનો દ્વિતીય ભાગ અને જ્ઞાનકાંડ-ઉત્તર ષટ્કનામનો તૃતીય ભાગ કહેવાય છે. તેમાં ઉપાસનાકાંડ કર્મ અને જ્ઞાન એ બન્ને કાંડોમાં પ્રાપ્ત થતા સર્વ વિઘ્નોનું હનન કરનારી ભગવદ્દભક્તિનિષ્ઠા કહેવાય છે. તે ભગવદ્દભક્તિનિષ્ઠા કર્મમિશ્રા, શુદ્ધા ( કેવળ ભગવદ્દભક્તિ નિષ્ઠા ) અને જ્ઞાનમિશ્રા એમ ત્રણ પ્રકારની છે.

પ્રથમના કર્મકાંડમાં કર્મ અને કર્મત્યાગપૂર્વક વિશુદ્ધાત્મા 'त्वम्' પદાર્થનું ઉપપત્તિસહ નિરૂપણ કરાય છે, દ્વિતીય ઉપાસનાકાંડમાં ભગવદ્દભક્તિનિષ્ઠાના વર્ણનરૂપ માર્ગવડે ભગવાન્ પરમાનંદરૂપ 'तत्' પદાર્થ જાણી શકાય છે અને તૃતીય જ્ઞાનકાંડમા તો "तत्" અને "त्वम्" એ બન્ને પદાર્થોનું ઐક્ય-'असि-' છે. એ "तत्त्वमसि ( તે-બ્રહ્મ તું પોતે છે )" વાક્યાર્થ સ્પષ્ટ વર્ણવાય છે. એમ આ શ્રીમદ્દભગવદ્દગીતામા એ ત્રણે કાંડોનો પરસ્પર સંબંધ છે.

આ ગીતાના ઉપદેશના પ્રારંભમા જ ભગવાને જન્મેલા મનુષ્યમાત્રની કર્મની સાથે જ ઉત્પત્તિ હોવાથી અર્જુનને "कर्मण्येवाधिकारस्ते" ઇત્યાદિ શ્લોકોવડે કર્મનો જ ઉપદેશ કર્યો છે અને "देवान् भावयताऽनेन" ઇત્યાદિ શ્લોકોવડે આશ્રમધર્મો તથા "श्रेयान्स्वधर्मो विगुणः" ઇત્યાદિ શ્લોકોવડે વર્ણધર્મો કહ્યા છે. એ વર્ણધર્મ અને આશ્રમધર્મ બન્ને જાણવા યોગ્ય આત્મલોક-સ્વસ્વરૂપને જાણવાના ઉપાયરૂપ હોતા "तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन-તે એ પરબ્રહ્મ-સ્વસ્વરૂપને વેદના મહાવાક્યોવડે, યજ્ઞવડે, દાનવડે તથા અનાશક તપવડે, બ્રાહ્મણો જાણી શકે છે." વિગેરે શ્રુતિઓએ, કર્મયોગને જ્ઞાનના ઉપાયપણા તરીકે પ્રતિપાદન કરેલ છે. અને આ શ્રી ગીતાશાસ્ત્રમા પણ "संन्यासस्तु महाबाहो" ઇત્યાદિ શ્લોકોવડે એમ જ પ્રતિપાદન કરેલું છે.

વળી "अभयं सर्वभूतेभ्यो दत्त्वा नैष्कर्म्यमाचरेत्" ઇત્યાદિ શ્લોકોમાં કર્તવ્ય કર્મના સંન્યાસથી જ નૈષ્કર્મ્ય પ્રાપ્તિને બતાવે છે, માટે

નૈષ્કર્મ્યાર્થિને કર્મોના આરંભની-કર્મ કરવાની શી જરૂર ? એમ જો શંકા થાય તો તેનું ઉત્તર એ છે કે, જ્ઞાનવિનાના કેવલ કર્મપરિત્યાગ માત્રથી જ નૈષ્કર્મ્ય લક્ષણ સિદ્ધિને પમાય નહિ માટે જ કર્મ અવશ્ય કરવાયોગ્ય છે; કારણ " कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः " ઇત્યાદિ વાક્યો સૂચવે છે કે જનકરાજા વિગેરે મહાજ્ઞાની પુરુષો પણ કર્મોના ફળત્યાગ પૂર્વક કર્મો કરવાથી જ સિદ્ધિને પામ્યા છે, નહિ કે કેવળ કર્મત્યાગથી.

વળી ભગવાન્ શ્રીકૃષ્ણે પણ " જો કે મારે કંઈ પણ કર્તવ્યકર્મ નથી તથાપિ લોકસંગ્રહાર્થ-લોકશિક્ષણાર્થ હું પણ કર્મ કરું છું એમ लोकसंग्रहमेवापि संपश्यन् कर्तुमर्हसि—લોકસંગ્રહ જોઇને-જાણીને તું પણ કર્મ કરવા યોગ્ય છે " એ પ્રમાણે કર્મ માટે અર્જુનને બોધ આપેલ છે. માટે જ આ ગીતાશાસ્ત્ર સર્વે વર્ણના કે આશ્રમના, કર્મ-ઉપાસના કે જ્ઞાનના અભ્યાસીઓને સમાનપણાથી અતિ ઉપયોગી હોવાથી અત્યંત માન્ય કરવા યોગ્ય છે.

આ ગીતાશાસ્ત્રનો પહેલો અધ્યાય અને બીજા અધ્યાયના દશ શ્લોકો એ ઉપોદ્ઘાતરૂપ છે, અને બીજા અધ્યાયના "अशोच्यानन्वशोचस्त्वं" એ અગિઆરમા શ્લોકથી ગીતા શાસ્ત્રનો પ્રારંભ થાય છે. બીજા અધ્યાયમા સાંખ્યયોગ, ત્રીજા અધ્યાયમાં કર્મયોગ, ચોથા અધ્યાયમાં જ્ઞાન; કર્મ અને સંન્યાસયોગ, પાંચમા અધ્યાયમાં સંન્યાસયોગ, છઠ્ઠા અધ્યાયમા ધ્યાનયોગ, સાતમા અધ્યાયમા જ્ઞાન અને વિજ્ઞાનયોગ, આઠમા અધ્યાયમાં તારક બ્રહ્મયોગ, નવમા અધ્યાયમાં રાજવિદ્યારાજગુહ્યયોગ, દશમા અધ્યાયમાં વિભૂતિયોગ, અગીયારમા અધ્યાયમાં વિશ્વરૂપદર્શનયોગ, બારમા અધ્યાયમાં ભક્તિયોગ, તેરમા અધ્યાયમાં પુરુષપ્રકૃતિવિવેકયોગ, ચૌદમા અધ્યાયમાં ગુણત્રયવિભાગયોગ, પંદરમા અધ્યાયમાં પુરુષોત્તમયોગ, સોલમા અધ્યાયમા દૈવાસુરસંપદ્વિભાગયોગ, સતરમા અધ્યાયમાં સાત્વિકી, રાજસી અને તામસી એમ શ્રદ્ધાત્રયવિભાગયોગ અને અઢારમા અધ્યાયમાં મોક્ષ-સંન્યાસયોગ તથા ઉપસંહાર કરેલ છે. તેમાં ત્રીજા અધ્યાયથી અઢારમા અધ્યાય સુધીના સોળ અધ્યાય, બીજા અધ્યાયમાં સૂત્રરૂપે

વર્ણવ્યા છે, તે સર્વે શ્લોકોની અવતરણિકાદ્વારા સુગમતાથી સમજાશે. એ પ્રમાણે આ ગીતાશાસ્ત્રની સંપૂર્ણ વ્યવસ્થા છે.

આ ગીતાશાસ્ત્રમાં સઘળો વ્યવહાર અને કર્મમાર્ગની પ્રવૃત્તિનું વિસ્તારથી વર્ણન કરેલ છે, એ માટે વિશેષ કહેવા જેવું રહેતુ નથી. એટલું જ નહિ, પણ જે આ શાસ્ત્રમાં નહિ હોય તે લોકમાં પણ અત્યંત દુર્લભ છે એમ કહિયે તોપણ અતિશયોક્તિ નથી.

આ શ્રીમદ્ભગદ્ગીતોપનિષદનું સહુથી પહેલું શ્રીમજ્જગદ્ગુરુ શંકરાચાર્યે ભાષ્ય કર્યું છે. ત્યાર પછી સ્વામી શ્રીઆનદતીર્થકૃત મધ્વભાષ્ય, આચાર્ય શ્રીરામાનુજકૃત રામાનુજભાષ્ય, શ્રીશંકરાનદી ટીકા, શ્રીમદ્ વલ્લભાચાર્ય સંપ્રદાયની અમૃતતરંગિણી ટીકા, નીલકંઠી ટીકા વિગેરે અનેક ભાષ્યો અને ટીકાઓ સંસ્કૃતભાષામા થએલ છે. એટલુ જ નહિ પરંતુ આ શાસ્ત્રપર અરબી, ફારસી, જર્મની, અંગ્રેજી, હીંદી અને ગુજરાતી વિગેરે અનેક ભાષાઓમા અનેક ટીકાઓ રચાઈ છે. એથી જ આ શાસ્ત્રનું પરમોપયોગિપણુ પ્રત્યક્ષ જણાઈ આવે છે.

---

## શ્રીમદ્ભગવદ્ગીતામાં વર્ણવેલાં-દૈવીસંપત્ તથા આસુરી સંપત્નાં પાત્રોની સમજ.

---

| પાત્રોનાં નામઃ— | પાત્રોની આધ્યાત્મરૂપે સમજ |
|---|---|
| પાંડુ—પાંડવોના પિતા | પાંડુ એટલે વર્ણહીન ( રંગરહિત ) અથવા નિર્મલ, તે વિવેકનુ નામ છે. |
| કુંતી — પાંડુની સ્રી તથા પાંડવોની માતા | કુંતી—દિવ્યવિભૂતિનું આકર્ષણ કરનારી શક્તિ-સાત્ત્વિકી મતિ. |
| માદ્રી ,, ,, | માદ્રી—ઉગ્રતાનું શમન કરીને શાંતિનો આવેશ |

પ્રકટાવનારી ક્ષમા. ક્ષમાને બુદ્ધિની બીજી દયા આદિ શુભવૃત્તિ-
ઓના ઉપલક્ષણરૂપ જાણવી.

સાત્ત્વિકી મતિ—કુંતીરૂપ—એને ત્રણ પુત્રો થયા.

ક્ષમા—માદ્રીરૂપ—એને બે પુત્રો થયા.

વિવેક—પાંડુરૂપ—એ પાંડુરૂપ વિવેકના સમાગમથી સાત્ત્વિકી મતિ તથા ક્ષમાને ઉક્ત–પાંચ પુત્રો નહિ થયા કેમકે:—

વિવેક કે જે નિત્યાનિત્યને પૃથક્ કરે તેનો જડ એવી સાત્ત્વિકી મતિ સાથે કે જડ એવી ક્ષમાની સાથે સાક્ષાત્ સંબંધ સંભવે જ નહિ માટે તે સ્ત્રીઓના પ્રાબલ્ય વડે આકર્ષાએલા પાંચ જડ તત્ત્વોના સૂક્ષ્મ ને શુદ્ધ પરમાણુઓથી તેઓ ઉત્પન્ન થયાં એમ શ્રીમહાભારતમાં નિરૂપણ કર્યું છે.

## સાત્ત્વિકી મતિ ( કુંતી ) ના ત્રણ પુત્રો:—

૧. સદ્ધર્મ—યુધિષ્ઠિર ( કામાદિ–કૌરવો–ની સાથે યુદ્ધ કરવા માટે દેવાસુર–મહાભારતરૂપ–સંગ્રામમાં અડગપણે સ્થિર રહેનાર ) વ્યોમ–આકાશ તત્ત્વથી ઉત્પન્ન થયો છે.

૨. સાહસ—ભીમ (અન્યને ભયંકર લાગે એવું કર્મ કરી શકનાર) વાયુતત્ત્વથી ઉત્પન્ન થયો છે.

૩. મંદવિરાગ–અર્જુન–શ્વેત ( વાસનાઓનો ત્યાગ કરી સંન્યાસ–મોક્ષમાર્ગ તરફ લઈ જનાર ) તેજસ્ તત્ત્વથી ઉત્પન્ન થયો છે.

## ક્ષમા ( માદ્રી ) ના બે પુત્રો:—

૧. ઉપશમ—નકુલ ( વિક્ષેપરૂપ સર્પનું ભક્ષણ કરનાર ) જળ તત્ત્વથી ઉત્પન્ન થયો છે.

૨. ભક્તિ—સહદેવ ( આત્મદેવની સાથે રહેનાર ) પૃથ્વી તત્ત્વથી ઉત્પન્ન થયેલ છે.

## વ્યોમાદિ જનકોના સદ્ધર્માદિ પાંચે પુત્રોમાં ઉતરેલા સ્વભાવનું દિગ્દર્શનઃ—

કારણનો સ્વભાવ જેમ કાર્યમાં આવે છે તેમ જ ઉકત એ પાંચે ( સદ્ધર્માદિ ) પુત્રોમાં પોતપોતાના જનક-પિતા ( આકાશાદિ પંચમહાભૂતો ) નો સ્વભાવ પ્રધાનપણે વર્તે છે. વ્યોમ ( આકાશ ) તત્ત્વ બળવાળું હોવા છતાં સ્થિર સ્વભાવવાળું હોવાથી અને વાયુ તત્ત્વ પરાક્રમી છતાં અતિ ચંચલ હોવાથી તે ( આકાશ તથા વાયુ ) બન્ને તત્ત્વો જેમનામાં પ્રધાન પણે વર્તે છે એવા સદ્ધર્મ ( યુધિષ્ટિર ) તથા સાહસ ( ભીમ ) ને યુદ્ધમાં મુખ્ય નાયકની જગા નહિ આપતાં જેના મૂલમાં અલૌકિક આકર્ષણ શકિત રહેલી છે એવા મહાબલવાન્ અને નિયમિત પરાક્રમને દર્શાવનાર તૈજસ્ તત્ત્વથી ઉત્પન્ન થયેલા મંદવિરાગ ( અર્જુન ) ને દૈવાસુરસંગ્રામમાં મુખ્ય યોદ્ધાની જગ્યા આપી છે.

### આત્મદેવ ( શ્રીકૃષ્ણ )

દૈવી સંપત્તિના સાચા સહાયક વા નેતા આત્મદેવ ( શ્રીકૃષ્ણ ) જ છે માટે તેમને મંદવિરાગ ( અર્જુન ) ના સારથિ કલ્પ્યા છે. તેઓ સત્તાસ્ફૂર્તિ આપવા વિના બીજી કંઈ ક્રિયા કરનાર નહિં હોવાથી તેઓ એ યુદ્ધમાં યોદ્ધારૂપે ગણાયા નથી.

### આત્માભિમુખવૃત્તિ ( દ્રૌપદી )

આત્માભિમુખવૃત્તિ—દ્રૌપદી ( દ્રુપદ-શીઘ્રગતિવાળા-તીવ્ર વેગવાળા શુદ્ધ પ્રેમ-ની પુત્રી ) એ સદ્ધર્માદિ પાંચેની પત્ની ઠરાવી છે.

### ઉદાસીનતા ( સુભદ્રા )

ઉદાસીનતા સુભદ્રા ( જીવનું સારી રીતે કલ્યાણ કરનારી ) તે મંદવિરાગની પત્નીરૂપે જ શોભે માટે તેને તે ( મંદવિરાગ-અર્જુન ) ની પત્નીરૂપે કલ્પી છે.

## આત્માભિમુખવૃત્તિ ( દ્રૌપદી ) ના પાંચ પુત્રો

આત્માભિમુખ વૃત્તિને સદ્ધર્માદિ પાંચ ભાઈઓથી, અનુક્રમે દિવ્ય શબ્દાદિના જ્ઞાનરૂપ પાંચ ( પ્રતિવિંધ્ય, શ્રુતસેન, શ્રુતકીર્તિ, શતાનીક અને શ્રુતકર્મા ) પુત્રો થયા છે.

### ઉદાસીનતા ( સુભદ્રા ) નો એક પુત્ર.

મંદવિરાગ (અર્જુન ) થી ઉદાસીનતા ( સુભદ્રા ) ને પેટે સંયમ-અભિમન્યુ ( ચારે તરફ પ્રકાશ કરનારના એક વિષયમાં થનારાં ધારણા, ધ્યાન અને સમાધિ ) ની ઉત્પત્તિ થઈ છે.

### દૈવી સંપત્તિના સૈન્યની વ્યૂહ રચના.

દૈવી સંપત્તિના સૈન્યની વ્યૂહરચના એકાગ્રતાએ-ધૃષ્ટદ્યુમ્ને ( ઉગ્ર-જ્યોતિએ-અનેકાર્થ-અંધકાર-પણાનો તિરસ્કાર-નાશ કરનાર પ્રકાશે ) કરી છે અને તે પણ યોગ્ય જ છે.

### એ સેનાના મહારથીઓ ( યોદ્ધાઓ )

એ (દૈવી સંપત્તિની ) સેનામાં શ્રદ્ધા (યુયુધાન-ચૈતન્યનો પ્રકાશ કરવાને હરહમેશ અભિલાષવાન્), વીર્ય-ઉત્સાહ ( ઉત્તમૌજા-જેનું ઉત્તમ બળ છે તે ), સ્મૃતિ (ચેકિતાન-પૂર્વના પ્રસંગાદિને જાણનાર), સમાધિ ( વિરાટ્-વિશેષપણે આત્મામાં રહેનાર-શોભનાર ), વિચાર ( કાશીરાજ-સર્વ દૃશ્ય પદાર્થોને પ્રકાશ આપનાર અથવા પ્રકાશીને શોભનાર ), યમ ( ધૃષ્ટકેતુ-આપદાઓનું નિવારણ કરનારાઓમાં શ્રેષ્ઠ ), નિયમ ( શૈબ્ય-શૈબ્ય-મંગળદાતા ), આસન ( કુંતિભોજ-દિવ્ય વિભૂતિનું આકર્ષણ કરનારી શક્તિનું-સાત્ત્વિકી મતિનું પાલન કરનાર ), પ્રાણાયામ (યુધામન્યુ-ચૈતન્યની અભિવ્યક્તિ-પ્રગટ કરવું એ જ જેની મુખ્ય ક્રિયા છે તે) પ્રત્યાહાર ( પુરુજિત-ઇન્દ્રિયોના સમૂહને જીતનાર ), શુદ્ધપ્રેમ ( દ્રુપદ-

શીઘ્રગતિવાળો-પરમાત્મા ભણી તીવ્ર વેગવાન્) અને શાંતિ (શિખંડી-સર્પરૂપ દુષ્ટવાસનાઓને ગળી જનાર), એ મહાયોદ્ધાઓ છે.

### બન્ને સેનાઓનું સ્થાન (રહેઠાણ):—

એ બન્ને (દૈવાસુરસંપદરૂપ-પાંડવ-કૌરવ) પક્ષની સેનાઓ ધર્મનું અનુષ્ઠાન-પાલન-થઈ શકે એવા સ્થાનમાં એટલે કે અકૃતાર્થ અધિકારી મનુષ્યશરીરના હૃદયપ્રદેશમાં યુદ્ધ કરવા માટે નિરંતર સજ્જ-તૈયાર થઇને રહે છે.

### આસુરી સંપત્તિનાં પાત્રોની સમજ

મોહ-ધૃતરાષ્ટ્ર-દુર્યોધનનો પિતા (શરીરરૂપી દેશને મમતાપૂર્વક ધારણ કરનાર અનાદિ અવિવેક) એ આસુરી સંપત્માં મુખ્યપદે છે. એને સારાસારનો વિવેક નથી માટે તેને આંધળો કલ્પ્યો છે.

### મોહના પુત્રો

કામ-(સદ્ધર્માદિની સાથે દુષ્ટ રીતે યુદ્ધ કરનારા- નીચ ક્રિયાવાળા) દુર્યોધન આદિ મોહના એકસોને એક પુત્રો કહ્યા છે.

આસુરી સંપત્તિવાળી સેનાના મહારથીઓમાં [1]અસ્મિતા-ભીષ્મ (ચિરકાળ આત્મજ્ઞાન ન થાય ત્યાંસુધી રહેનાર), [2]સંસ્કાર-દ્રોણ (દ્રવવાના-વાસનારૂપે પરિણામ પામવાના-સ્વભાવશીલ), અવિદ્યા-કૃપ (એક વસ્તુમાં અન્ય વસ્તુની કલ્પના કરાવનાર), રાગ-કર્ણ (જીવનની બાહ્ય પ્રવૃત્તિ કરાવનાર), અભિનિવેશ,-જયદ્રથ (દશ્ય વસ્તુમાં અનુરાગ-પ્રીતિપામીને ઉત્કૃષ્ટરૂપે રહેનાર), [3]વાસના-અશ્વત્થામા (સંચય

---

૧ અસ્મિતા બન્ને પક્ષમાં મુખ્ય ગણવાને યોગ્ય હોવાથી તેને પિતામહનું રૂપ આપ્યું છે.

૨ સંસ્કાર અને અવિદ્યા એ જીવનની પ્રવત્તિના મુખ્ય હેતુઓ હોવાથી તેમને દ્રોણાચાર્ય તથા કૃપાચાર્ય તરીકે આચાર્યની સંજ્ઞા આપવામાં આવી છે.

૩ વાસનાનો ઉદય સંસ્કારમાંથી થાય છે માટે વાસનાને સંસ્કાર-(દ્રોણાચાર્ય) ના પુત્ર (અશ્વત્થામા) નું રૂપ આપ્યુ છે.

થઇને જીવના મનમાં રહેનાર અથવા સ્થૂલશરીરના નાશથી પણ નાશ નહિ પામનાર ), અશ્રદ્ધા-ભૂરિશ્રવા ( જગત્‌મા જેનું બહુ પણ સાંભળવામા આવે છે તે), વેગ-વિષયોભણી ઇન્દ્રિયોનો ધમારો —શલ્ય ( સાલની પેઠે પ્રાણિઓના શરીરોના મર્મસ્થાનોમાં વ્યથા-પીડા-કરનાર ), તત્પરતા-વિષયભોગમાં આતુરતા કૃતવર્મા ( સંસારમાં ભમાવનાર-કર્મનું રક્ષણ કરનાર ), ચિંતા-પ્રાપ્તવિષયના રક્ષણનું ચિન્તવન-ભગદત્ત ( પદાર્થમા રહેલા રાજસ તામસ સંસ્કારો જીવને આપનાર ) અને સ્વાર્થપરાયણતા-શકુનિ ( મમળી નામના પક્ષીના જેવુ પરિણામે અહિતકર વર્તન ) એ અગ્યાર મહાયોદ્ધાઓ છે.

આ પ્રમાણે શ્રીમદ્‌ભગવદ્ગીતામા વર્ણવામાં આવેલા કૌરવ-પાંડવોની સેનાના મુખ્ય નાયકો તથા અન્ય મહાયોદ્ધાઓ વિગેરેને આધ્યાત્મિક દૃષ્ટિએ ઉપર પ્રમાણે દૈવી તથા આસુરી સંપત્તિના પાત્રો[1] પૂર્વાચાર્યોએ લેખ્યા-વર્ણવ્યાં છે.

---

## સહાયકોને અભિનન્દન.

મને શ્રીમદ્ ભગવદ્ગીતાનું અનુશીલન મારી કુમાર અવસ્થાથી જ હતું હું મ્હારા કચ્છ દેશમા મારી નિવાસભૂમિ ગઢશીસા ગ્રામમા હતો ત્યારે આયુર્વર્ય શ્રીરામદાસજી પાસે વ્યાકરણ અને કાવ્યનો અભ્યાસ કરતો તે વખતે વેદશાસ્ત્ર સંપન્ન વેદાંતાચાર્ય પંડિતરાજ ગુરુદેવ શ્રીપીતામ્બરજી કૃત દશે ઉપનિષદોના હિંદી ભાષ્યો તેમની આજ્ઞાનુસાર તેઓ લખાવતા અને હું લખતો તે પ્રસંગે सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ॥ पार्थो वत्स सुधीर्भोक्ता दुग्धं गीतामृत महत् ॥ એ શ્લોક જાણ્યો ત્યારથી જ શ્રીમદ્ ભગવદ્ગીતા સઘળા વેદ, વેદાંગ અને ઉપનિષદાદિ વેદાન-જ્ઞાન પ્રકાશક પ્રસ્થાનોમા મુખ્ય જાણી મારા ઉત્તમ અનુષ્ઠાનરૂપ માનેલ છે. અને અવસર પ્રાપ્ત થતા એ ગીતા શાસ્ત્રની સરળ, ગુજરાતી, બાલ-પ્રબોધિની ગીતા લખવાની અત્યંત ઉત્કંઠા રાખેલ પરંતુ સંસાર સમુદ્રના

---

[1] એ દૈવાસુર સંપત્તિના પાત્રોની વિશેષ સમજ અન્ય ગ્રંથોમા લેવી

અનેક તરલ તરંગોમાં પ્રાક્તન સુકૃત પુણ્યોદય પ્રાપ્ત થતાં જ તે અવસર મળી શકે–ભાવ–ઇચ્છા–સંયોગ મળે–એ ન્યાયાનુસાર મારાં ધર્મપત્નીએ પોતાના શીક્ષણ માટે પદ–પદાર્થનો બોધ થાય તેવી ગીતા લખવા પ્રેરણા કરી. અને તેની ઈચ્છાનુસાર સંવત્ ૧૯૬૫ માં તે ટીકા લખી તૈયાર કરેલ, અને પ્રકાશન માટે પણ ઘણી વખત ઇચ્છા કરી પણ વ્યાવહારિક ધનસંકોચથી અનુકૂળતા મળી નહિં પરંતુ સંવત્ ૧૯૮૦ ની સાલમાં દૈવી પ્રેરણાથી શ્રીમાન્ શેઠ છગનલાલ ગોપાલજીને પોતાનાં માતાજી ગંગાસ્વરૂપા જનાબાઈ તથા તેમનાં પ્રિયપુત્ર સ્વર્ગવાસી ગોવર્ધનદાસ ઉર્ફે મંગલદાસના સ્મરણાર્થે મારી પાસેથી જ શ્રીમદ્ ભગવદ્ગીતાની ટીકા કરાવી છપાવવા ઈચ્છા થઈ અને તેમને મેં તૈયાર કરેલી ગીતાની જીર્ણપ્રત–પરથી કોપી કરાવી આપી અને છપાવવાનો સ્વતંત્ર હક આપ્યો. અને તેમણે બહુ જ ઉદારતાથી તેની બે હજાર પ્રત છપાવી અધિકારિઓને વિના મૂલ્ય અર્પણ કરી અને તે લોકોમાં તરત વિશેષ આકર્ષક બની ખપી ગઇ. જેથી કેટલાક વેદાંત વિલાસી ભક્ત સ્ત્રી પુરૂષો કે જેઓ વિના મૂલ્ય ગીતા લેવા અચકાય તેવા લોહાણા, ભાટીયા અને વણિક–વૈશ્યોની અતિ આગ્રહી માગણીઓ થઈ પરંતુ તમામ નકલો ખપી જવાથી અને તે પુસ્તકનો પ્રકાશન હકક શ્રીમાન્ છગનલાલ ગોપાલજીને આપેલ હોવાથી તેની નવીન રચનાનુસાર નવી ટીકા લખી તૈયાર કરી પરંતુ તેટલામાં જ લોકોમાં સ્વરાજ પ્રાપ્તિ સંબંધી મ્હોટી પ્રવૃત્તિ ચાલી, તેનાં અંગે અથવા દૈવ–પ્રારબ્ધવશાત્ લોકોમાં ધનસંકોચનો પ્રારંભ થયો હવે ક્ષણિક આયુષ્ય અને શરીરની વૃદ્ધાવસ્થા હોતા કરેલો પરિશ્રમ સફળ થવા આશ્રયની આવશ્યકતા માની કચ્છ કોઠારા નિવાસી શ્રીભાગવતાચાર્ય પંડિત જયરામ ઉકરડા વ્યાસની સાથે વાર્તા થતાં તેમણે પોતાના ઉદારભાવથી તેમનાં યજમાન્ શ્રીમાન્ શેઠ રત્નસિંહ હીરજી ગોવિંદજી પાસેથી બેસો પુસ્તક લેવા આશ્રય આપવાનું કબુલાવ્યું અને તેમણે તે પેટે રૂ. ૩૦૦ ત્રણસો આપ્યા. હવે ઇચ્છા આગળ વધી અને મારા સ્વદેશ સ્થાનિક યજમાન્ સનાતન ધર્મપ્રણાલીના સરળતાપૂર્વક પરમ ઉપાસક શ્રીમાન્ શેઠ પ્રાગજીભાઇ દયાળ હરિયાણી પાસે તે વાર્તા પ્રકટ કરતાં તેમણે રૂ. ૪૦૦ ચારસો આપવા ઉદારવૃત્તિ બતાવી તે જ વખતે મુંબઇ વૈભવ પ્રેસમાં પોતે મારી

સાથે પધારી પુસ્તક છપાવવાનું સર કરાવી આપ્યું; ત્યાર પછી મુંબ
શહેરમાં મને પરમ આશ્રય આપનાર લોહાણા મહાજનના અગ્રણ
શ્રીમાન્ લાલજી ભાઇ ડુંગરસી ગાંગજી પાસે જતાં તેમણે પણ પ્રત ૨૫૦
'બસોપચાસ' લેવા ઉદાર આશ્રય આપ્યો અને તે પેટે રૂ. ૫૫૦ (સાડા
પાંચસો) આપ્યા જેથી ગીતા છપાવવાની શરૂઆત કરી પરંતુ એ વખતે
સ્વદેશ ચળવળમાં લોકોનાં મન પ્રતિદિન વિશેષ રોકાતા હોવાનાં અને કેટલાક
અનિવાર્ય આકસ્મિક અણધાર્યા સમય રોકનારા પ્રસંગોએ ચાર પાંચ માસમ
કામ પાર પાડવાની ધારણાને ૪–૫ ઘણો વખત લેવા વધારી દીધી અને ે
હાલે પરિપૂર્ણ પરિણામવતી થતાં શ્રીમદ્ભગવદ્ગીતા છપાઇ પૂરી થઈ.

આ પ્રસંગે મારે સર્વથી પહેલાં આ ગ્રંથને છપાવવામાં જેમણે
મને પોતાનો જ માની આશ્રય આપ્યો છે અને તેથી જ હું આ પુસ્તક
છપાવવા સમર્થ બન્યો છું તે શ્રીમાનો શેઠ ધીલાધરજીભાઇ કુંવરસિંહ ગાંગજી,
શેઠ પ્રાગજી દયાળ હરિઆણી, શેઠ રત્નસિંહ હીરજી ગોવિંદજી શેઠ કર્મસિંહ
દામજી એન્ડ સન્સ (શેઠ વસનજી, તથા શેઠ કલ્યાણજી કર્મસિંહ અને શેઠ
લવજીભાઇ મેઘજી) શેઠ સર પુરૂષોત્તમદાસ ઠાકુરદાસ નાઇટ, શેઠ રણ-
છોડદાસ જેરામ એન્ડ કું. શેઠ કાકુભાઇ જીવણદાસ તે શેઠ ખીમજી વિશ્રામ,
શેઠ કાનજીભાઇ જાદવજી મોનાણી કચ્છ કોટડી કોહીનૂર, શેઠ નેણસીભાઇ
તેજપાળ, શેઠ મૂલજીભાઈ સુંદરજી બેડીઆવાળા, શેઠ વીરજીભ ઈ પેર જ,
શેઠ હરિભાઈ જેઠાભાઇ ભૂલચંદ ઉર્ફે હરિઆણુ, શેઠ કાલીદાસ નારાયણજી હ.
શેઠ કાલીદાસ ગોવિંદજી, શેઠ ધર્મસિંહ ભવાનજી, શેઠ ગોવર્ધનદાસ ગોવિંદજી
ભાણજી વિગેરેનો અત્યંત ઉપકાર માનું છું (એઓ તથા અન્ય ઉદાર
આશ્રયદાતાઓનાં અમર નામ આ ગ્રંથની અંતે આપવામાં આવ્યાં છે)

આ પ્રસંગે શાસ્ત્રી ગુલાબચંદર ધીરજરામે પ્રૂફ સંશોધન
કરવા અતિ પરિશ્રમ અને ખંતપૂર્વક મદદ આપી છે તેથી તેમનો
ઉપકાર માનું છું. તથા મુંબઇવિભવ પ્રેસના મૅનેજર શ્રીમાન્ સિદ્ધયે
એ બહુ ધીરજથી અત્યંત ભાવપૂર્વક આ શ્રીમદ્ગીતાજી શુદ્ધ અને
સુશોભિત થાય તેમ ખાસ સમયનો ભોગ આપી મદદ આપી છે તેમનો
પણ હું ઉપકાર માનું છુ. લ૦ કાર્તાતિક.

श्रीमच्छङ्कराचार्याः

श्रीमद्रामानुजाचार्याः | श्रीमन्मध्वाचार्याः



श्रीमद्वल्लभाचार्याः | श्रीमज्ज्ञानेश्वरमहाराज

## આ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની ટીકામાં આશ્રયરૂપ લીધેલા ગ્રંથોના કર્તાઓનું આભાર સહ અભિનન્દન.

(૧) શાઙ્કરભાષ્ય (૨) આનન્દગિરી ટીકા (૩) આનન્દતીર્થ (મધ્વ) ભાષ્ય (૪) જયતીર્થકૃતા પ્રમેયદીપિકા ટીકા (૫) રામાનુજભાષ્ય (૬) અમૃતતરઙ્ગિણી–પુષ્ટિસપ્રકાશાનુસારિણી ટીકા (૭) ભારતભાવદીપ–નીલકણ્ઠવિરચિત (૮) તત્ત્વપ્રકાશિકા–કેશવ કાશ્મીરી ભટ્ટાચાર્યકૃતા (૯) ગૂઢાર્થ દીપિકા–મધુસૂદનસરસ્વતીકૃતા (૧૦) તાત્પર્યપ્રબોધિની–શઙ્કરાનન્દકૃતા (૧૧) સુબોધિની–શ્રીધરસ્વામિકૃતા (૧૨) ભાવ પ્રકાશ–સદાનંદકૃત (૧૩) ભાષ્યોત્કર્ષદીપિકા–ધનપતિસૂરિકૃતા (૧૪) પરમાર્થપ્રપા–દૈવજ્ઞપંડિતસૂર્યકૃતા (૧૫) અર્થસંગ્રહ–રાઘવેન્દ્રકૃત (૧૬) અભિનવગુપ્તાચાર્યવ્યાખ્યા (૧૭) ગૂઢાર્થ તત્ત્વાલોક (૧૮) બાલગગાધરતિલકકૃતાનુવાદ (૧૯) જ્ઞાનેશ્વરી ટીકા (૨૦) વિશ્વનાથ સદારામ પાઠકસકલિતા ગુર્જરી ટીકા (૨૧) શ્રીમદ્‌ભગવદ્‌ગીતાઙ્ક–કલ્યાણ (૨૨) રહસ્યદીપિકા–મહારાજશ્રીનથુરામશર્મકૃતા (૨૩) તત્ત્વાર્થબોધિની-નામિકા ટીકા–બ્રહ્મનિષ્ઠ પંડિત શ્રીપીતાંબર પુરુષોત્તમજી ઉપનામક પરમાનન્દસરસ્વતીસ્વામિકૃતા (૨૪) મનુસ્મૃતિ (૨૫) સ્મૃતિરત્નાકર (૨૬) ધર્મસિન્ધુ (૨૭) યાજ્ઞવલ્કયસ્મૃતિ મિતાક્ષરા ટીકા (૨૮) પઞ્ચદશી (૨૯) શ્રીમદ્‌ભાગવત (૩૦) ન્યાયદર્શન (ન્યાયસૂત્ર) ગૌતમકૃત (૩૧) વેદાન્તદર્શન (વ્યાસવિરચિત) (૩૨) યોગસૂત્ર (મહારાજશ્રીનથુરામશર્મકૃતગુર્જરીટીકાસમેત) (૩૩) વેદાન્ત સિદ્ધાન્તાદર્શ (૩૪) અષ્ટોત્તરશતોપનિષદ્ (૩૫) સુભાષિતરત્નભાણ્ડાગાર (૩૬) શતપથબ્રાહ્મણ (૩૭) યજુર્વેદસહિતા

( ૩૮ ) ઋગ્વેદસંહિતા ( ૩૯ ) અથર્વવેદસંહિતા ( ૪૦ ) સામવેદસંહિતા.

ઉપર જણાવેલાં શ્રીમદ્ભગવદ્ગીતાની ટીકા કરવામાં આશ્રય રૂપ થયેલાં ભાષ્ય અને ટીકાગ્રંથોના કર્તાઓનો તથા વિશેષતઃ શ્રી કલ્યાણ ભગવદ્ગીતાઙ્ક, શ્રીમાન્ વિશ્વનાથ સદારામ પાઠકસંકલિત ગુર્જર ભાષાન્તર, પંડિત શ્રી પીતાંબરજી કૃત હિંદીભાષ્યમાંથી તથા મહારાજ શ્રી નથુરામ શર્મકૃત ગુર્જરભાષાન્તરવિગેરેમાંથી ટિપ્પણિસ્થ શ્લોકો, કેટલાંક ઉપયોગી ચિત્રો અને શ્રીમદ્ભગવદ્ગીતામાં વર્ણવેલાં દૈવી સંપત્ અને આસુરી સંપતનાં પાત્રોનું વર્ણન વિગેરે લખવામાં વિશેષ આશ્રય મળવાથી તે તે ગ્રંથોના રચયિતા મહાત્માઓનો આ સ્થલે હું ઉપકાર માનું છું અને ઇચ્છું છું કે તે તે ગ્રંથોનું અવલોકન પણ વાચકવૃંદને આનંદજનક થશે. इत्योम् ॥ शांतिः ॥

## મુંબઈની ગીતાપાઠશાલાના આચાર્ય વેદશાસ્ત્રસંપન્ન શ્રી નરહરિ શાસ્ત્રી ગોડશેનો અભિપ્રાય.

प्रशमयितुं प्रतिकूलं दैवं कार्तांतिकेन मुनिनेदम्
गीतागंगामज्जनमारब्धं मतिमतां वरेण्येन ॥ १ ॥
विदुषां विपत्तिवह्नौ प्रायः प्राकट्यमेति माहात्म्यम्
तिलकादिषु दृष्टमिदं स्वर्णागरुचंदनेक्षुतुल्येषु ॥ २ ॥
स्वार्थं भगीरथेन हि यद्यपि गांगं जलं समानीतम् ॥
जातं तथापि दैवात् शान्तिकरं मुक्तिदं च सर्वेषाम् ॥ ३ ॥
तद्वदिदं गीताया विवरणमतिमंजुलं हृदयहारि ॥
गुर्जरकंठाभरणं भूयादाबालगोपालम् ॥ ४ ॥

श्रीकृष्णबुधविरचिता गीतान्वर्थास्तु गुर्जरमुखाब्जे ॥
नरहरिशर्माऽऽशास्ते सरलहृदयपाठकेभ्य इदम् ॥ ९ ॥

## ગુજરાતી સારાંશ.

પોતે અદ્વિતીય જ્યોતિઃશાસ્ત્રજ્ઞ હોવાથી પોતાના ભવિષ્ય કાલના દુર્દૈવના પ્રતિહાર માટે પંડિતજીએ ગીતાના મનનરૂપી ગંગાજલમાં ડુબકી મારી બેસવાનું નક્કી કર્યું. આ વાત તો તેમની અતુલ વિદ્વત્તાને, બુદ્ધિમત્તાને અને પરિપાકાવસ્થાને ઉચિતજ થયું ॥ ૧ ॥

દુનીયાની રીત છે કે, સારા સારા વિદ્વાનો ઉપર જ્યારે ભયંકર આફત આવી પડે ત્યારેજ તેમનાં અંગમાં રહેલા અદ્ભુત ગુણોનો પ્રાદુર્ભાવ થાય છે. ઉદાહરણ લ્યો કે, મહાશય લોકમાન્ય તિલક જ્યારે નાહક જેલમાં છ વર્ષ પૂરાણા ત્યારે તે ગીતામાંજ મજ્જન કરવા બેઠા અને પોતાનાં દુર્દૈવી છ વર્ષોને છ દહાડા જેવાં ગણી "કર્મયોગ" નામના પુસ્તકદ્વારા અખિલ ભૂગોલને મંડિત કરી નાંખ્યો. સારાં માણસો તો સોના જેવાં કીંમતી, અગરુ જેવા સ્વાર્પણ કરી દુનીયાને આનંદિત કરવાવાળાં, ચંદનની ગોડે પોતે ઘસારો ખાઇ દુનીયાને ખુસબો આપવાવાળાં અને શેરડી જેવાં મધુર હોય છે, પરન્તુ આ ચારે-જણાની વિપત્તિનો મહાન્ લાભ તો આપણને જ મળે છે. તેમજ પંડિતજીના ગીતામજ્જનનું પણ સમજવું ॥ ૨ ॥

મહારાજા ભગીરથે જેમ પોતાના પિતરોના ઉદ્ધારાર્થે ભાગીરથીજીની સ્વર્ગમાંથી ભલોકમાં પધરામણી કરી તે કાંઈ પરો-પકાર વાસ્તે નહતી, પરન્તુ બધા મર્ત્યીઆઓને પણ પોતપોતાના પિતરોના ઉદ્ધારનું તે મોટું સાધન થયું—આર્યાવર્તને શાન્તિનું

તેજ સાધન થયું, સાધકોને તો તે ગંગાપ્રવાહ " ... વૈજયન્તી" થયું. તેમજ પંડિતજીના ગીતામજ્જનનું પણ લેવું ॥ ૩ ॥

પંડિતજી પોતે સરસ્વતીના ઉપાસક હોવાથી ... શૈલી બહુજ મનોહર, મધુર અને ઓજસ્વી બની છે. ... બાળગોપાલોથી લઈ યુવાન કે વૃદ્ધ લગણ તમામ ગી... ઓને કંઠાભરણ થઈ પડે તેમાં કંઈ નવાઈ નથી. તે ... માતાના કૃપાકટાક્ષનું ફળ છે ॥ ૪ ॥

શ્રીકૃષ્ણકાર્તાંતિક પંડિતવરે રચેલ આ ગીતાનું ગાયન ચાલે અને ગીતા નામ સાર્થક થાય એમજ આપ. શાસ્ત્રી આપ સહૃદય પાઠકો પાસે પ્રાર્થે છે. ॥૫॥ ...

શાસ્ત્રી

॥ श्रीगणेशाय नमः ॥

शेठ गोकुलदास तेजपाल संस्कृतपाठशालाना मुख्य

પંડિત શ્રી રમાપતિ મિશ્રનો ...

मुंबई ता. २०–४–...

ज्योतिर्वित् पण्डित श्रीकृष्ण मोहनजी कार्तान्तिक—स... राती टीका, भावार्थ, पदच्छेद, समास और टीप्पणसहित श्री... और उसकी प्रस्तावनाको ध्यानपूर्वक देखा है ॥ ज्योतिषी... परिश्रम किया है यह सत्य उन लोगोंको अवगत हो... स्वल्प संस्कृतके ज्ञाता होनेपर भी अक्षरार्थ जाननेमें स... ज्योतिषीजीका टीप्पणसंग्रह आपके परिश्रमका प्रकाशक है...

रमाप...

॥ श्री ॥

## જયપુરનિવાસી મહામહોપાધ્યાય પંડિત શ્રી ગિરિધર શર્મા ચતુર્વેદી અને શ્રીવર્ણાશ્રમસ્વરાજ્યસંઘ–કાશી–ના માનદમંત્રી મહોદય સ્વામી શ્રી દયાનન્દજી મહારાજ બી. એ. નો અભિપ્રાય.

मोहमयीवास्तव्येन सुप्रसिद्धेन विदुषा श्रीकृष्णजीमोहनजी शर्मणा कार्तान्तिकमहाभागेन गुर्जरभाषामय्या टीकया तिलकिता श्रीमद्भगवद्गीता मया दृष्टा ॥ इह साधारणानामपि जनानां भगवद्गीताशयावबोधाय कार्तान्तिकमहाभागेन बहु प्रयतितम् ॥ श्लोकानामन्वयस्तदनुपदार्थस्तदनुतात्पर्यप्रकटनमिति रम्येयं व्याख्यानशैली ॥ गुर्जरभाषाभाषिणो जना उपयुज्य ग्रन्थमिमं लाभान्विता भवेयुः ग्रन्थकृतः श्रमं च सफलमेयुरित्याशास्ते

वैशाख शुक्ल १० चन्द्रवासरे<br>विक्रमसंवत १९८८<br>शाके १८५३<br>मुंबई ता. २७–४–१९३१

गिरिधरशर्मा चतुर्वेद·<br>( जयपुरवास्तव्यः )<br>दयानन्दः<br>( काशीवर्णाश्रमस्वराज्यसंघः )

॥ श्रीगुरोः शरणम् ॥

## પંડિતરાજ શ્રી રાજેશ્વર શાસ્ત્રીજી દ્રાવિડ અને પંડિત દેવનાયક આચાર્ય બન્નેનો અભિપ્રાય.

सुप्रसिद्धकार्तान्तिकपदापदानैः मुम्बापुरीवास्तव्यैः पण्डितप्रवरश्रीकृष्णमोहनशर्ममहोदयैः प्रकाशितं रमणीयसन्निवेशं श्रीभगवद्गीतापुस्तकमवलोकयन्तो वयं नितरां मोदामहे ॥ अत्र हि प्राचीनटीकास्वप्यति-

તેજ સાધન થયું, સાધકોને તો તે ગંગાપ્રવાહ "स्वर्गारोहण-वैजयन्ती" થયું. તેમજ પંડિતજીના ગીતામજ્જનનું પણ સમજી લેવું ॥ ૩ ॥

પંડિતજી પોતે સરસ્વતીના ઉપાસક હોવાથી તેમની ભાષા-શૈલી બહુજ મનોહર, મધુર અને ઓજસ્વી બની છે. આ ગીતા બાળગોપાલોથી લઈ યુવાન કે વૃદ્ધ લગણ તમામ ગીતાભ્યાસી-ઓને કંઠાભરણ થઈ પડે તેમાં કંઈ નવાઈ નથી. તે સરસ્વતી માતાના કૃપાકટાક્ષનું ફળ છે ॥ ૪ ॥

શ્રીકૃષ્ણકાર્તાંતિક પંડિતવરે રચેલ આ ગીતાનું ઘરઘરમાં ગાયન ચાલે અને ગીતા નામ સાર્થક થાય એમજ આપનો નરહરિ શાસ્ત્રી આપ સહૃદય પાઠકો પાસે પ્રાર્થે છે. ॥૫॥ ઇતિ શમ્ ॥

શાસ્ત્રી નરહરિ.

॥ श्रीगणेशाय नम ॥

शेठ गोकुलदास तेजपाल संस्कृतपाठशालाना मुख्य अध्यापक
પંડિત શ્રી રમાપતિ મિશ્રનો અભિપ્રાય.

मुंबई ता. २०–४–१९३१

ज्योतिर्वित् पण्डित श्रीकृष्ण मोहनजी कार्तान्तिक–संकलित गुजराती टीका, भावार्थ, पदच्छेद, समास और टीप्पणसहित श्रीमद्भगवद्गीता और उसकी प्रस्तावनाको ध्यानपूर्वक देखा है ॥ ज्योतिषीजीने श्लाघ्य परिश्रम किया है यह सत्य उन लोगोंको अवगत होगा जो अति स्वल्प संस्कृतके ज्ञाता होनेपर भी अक्षरार्थ जाननेमें समर्थ बनेंगे ॥ ज्योतिषीजीका टीप्पणसंग्रह आपके परिश्रमका प्रकाशक है ॥

रमापति मिश्र

॥ श्री ॥

**જયપુરનિવાસી મહામહોપાધ્યાય પંડિત શ્રી ગિરિધર શર્મા ચતુર્વેદી અને શ્રીવર્ણાશ્રમસ્વરાજ્યસંઘ-કાશી-ના માનદમંત્રી મહોદય સ્વામી શ્રી દયાનન્દજી મહારાજ બી. એ. નો અભિપ્રાય.**

मोहमयीवास्तव्येन सुप्रसिद्धेन विदुषा श्रीकृष्णजीमोहनजी शर्मणा कार्तान्तिकमहाभागेन गुर्जरभाषामय्या टीकया तिलकिता श्रीमद्भगवद्गीता मया दृष्टा ॥ इह साधारणानामपि जनानां भगवद्गीताशयावबोधाय कार्तान्तिकमहाभागेन बहु प्रयतितम् ॥ श्लोकानामन्वयस्तदनुपदार्थस्तदनुतात्पर्यप्रकटनमिति रम्येयं व्याख्यानशैली ॥ गुर्जरभाषाभाषिणो जना उपयुज्य ग्रन्थमिमं लाभान्विता भवेयुः ग्रन्थकृतः श्रमं च सफलमेयुरित्याशास्ते

| | |
|---|---|
| वैशाख शुक्ल १० चन्द्रवासरे<br>विक्रमसंवत् १९८८<br>शाके १८५३<br>मुंबई ता. २७-४-१९३१ | गिरिधरशर्मा चतुर्वेदः<br>( जयपुरवास्तव्यः )<br>दयानन्दः<br>( काशीवर्णाश्रमस्वराज्यसंघः ) |

॥ श्रीगुरोः शरणम् ॥

**પંડિતરાજ શ્રી રાજેશ્વર શાસ્ત્રીજી દ્રાવિડ**
**અને**
**પંડિત દેવનાયક આચાર્ય બન્નેનો અભિપ્રાય.**

सुप्रसिद्धकार्तान्तिकपदापदानैः मुम्बापुरीवास्तव्यैः पण्डितप्रवरश्रीकृष्णमोहनशर्ममहोदयैः प्रकाशितं रमणीयसन्निवेशं श्रीभगवद्गीतापुस्तकमवलोकयन्तो वयं नितरां मोदामहे ॥ अत्र हि प्राचीनटीकास्वप्यति-

दुर्लभाना प्रतिपदव्युत्पत्तिप्रकाराणा सन्निवेशनेन पूर्वाचार्यप्रदर्शितपथा गुर्जरभाषया मूलार्थनिवेदनेन साधारणजनानामप्युपकारकरेण पदच्छेदविन्यासेन दुस्सहेषु विवादास्पदस्थलेषु परिशुद्धतर्कावष्टम्बटिप्पण्युपनिबन्धेन च सर्वाङ्गीणा रमणीयता पुष्यदिदं पुस्तकं सत्यमेव देशभाषया गीतार्थमधिजिगमिषूणा संस्कृतभाषाव्युत्पित्सूना दुरूहतत्त्वजिज्ञासूना च साहाय्यमवश्यं करिष्यतीति नः प्रत्यय ॥ कार्तान्तिकमहोदया एवंविधानि लोकोपकारकाणि कार्याणि विदधानाः सुचिरं जीव्यासुरिति जगदीश्वरमभ्यर्थयामहे ॥

| | | |
|---|---|---|
| मिति वैशाख शुक्ल १० सोमे<br>विक्रमसंवत् १९८७<br>तारिख २३-४-१९३१ | श्रीराजेश्वरशास्त्री द्राविड<br>देवनायक आचार्य | वर्णाश्रमस्वराज<br>संघ-काशी. |

## યોગેશ્વર, બ્રહ્મનિષ્ઠ, મહાત્માશ્રી નથુરામશર્માનો અભિપ્રાય.

ફાલ્ગુન શુકલ ૯—૧૯૮૭

વિદ્યાભાસ્કર, જ્યોતિર્વિભૂષણ, દૈવજ્ઞવાચસ્પતિ, મહોપદેશક, પ્રાણાચાર્ય ઇત્યાદિ પદવીધર પંડિત શ્રીકૃષ્ણ મોહનજી શર્માએ–શ્રી કાર્તાતિકજીએ–અવતરણિકા, મૂળશ્લોક, પદચ્છેદ, વ્યુત્પત્તિસમાસ, અન્વય અને અન્વયાર્થ, ભાવાર્થ તથા ટિપ્પણી સહિત શ્રીમદ્ ભગવદ્ગીતાનું પુસ્તક બહાર પાડયું છે. તે પુસ્તક વિલોકતાં અમારો તે પુસ્તક સંબંધી નીચે પ્રમાણે અભિપ્રાય થયો છે.

આ પુસ્તક શ્રીભગવદ્દગીતાનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને તથા થોડું સંસ્કૃત જાણનાર જિજ્ઞાસુઓને બહુ ઉપયોગી થઈ પડે એવું છે. તેમાં વાપરેલા કાગળ ને છપાઈ સારાં છે.

સદ્ધર્મનિષ્ઠ રાજાઓએ તથા ધનાઢયોએ આ ગ્રન્થની વિશેષ પ્રતો લઈ દીન વિદ્યાર્થીઓને તથા દીન જિજ્ઞાસુઓને વિનામૂલ્યે આપવી જોઈએ. આસ્તિક ગૃહસ્થોએ એ પુસ્તક પોતાના પુસ્તકાલયમાં રાખવા જેવું છે.

**નથુરામ શર્મા.**

---

## શ્રી શ્રૌતસ્માર્તવિદ્વત્પારિષદના માનદમંત્રી, અલંકારભૂષણ પંડિત ધનંજય મુરારિ પાંધીનો અભિપ્રાય.

જ્યોતિર્વિભૂષણ, વિદ્યાભાસ્કર, મહોપદેશક, પ્રાણાચાર્ય, પંડિત શ્રીકૃષ્ણમોહનજી શર્મા કાર્તાતિકજીએ હાલમાંજ પ્રસિદ્ધ કરેલું "શ્રીમદ્ભગવદ્દગીતા" નું અવલોકન મેં કર્યું. આ ગ્રન્થની ઉપયોગિતા દરેક અભ્યાસીથી સમજી શકાય તેવી છે. જેને સંસ્કૃત ભાષાનો અભ્યાસ નહિ હોય તેવા ભગવદ્દગીતાના ભક્તો માટે તો આ ગ્રન્થ એક આશીર્વાદ સમાન છે. આ મહાનિબંધની રચના અદ્વિતીય છે. "ભગવદ્દગીતા" બધાં ઉપનિષદો, બ્રહ્મસૂત્રો, દર્શનશાસ્ત્રો અને સ્મૃતિઓના પણ સારરૂપ હોવાથી એક સૂત્રગ્રન્થ છે, તેમાંના શ્લોકોની પરંપરા–પૂર્વાપર સંબંધ–શાસ્ત્રીય દ્રષ્ટિથી યોજવાની આવશ્યકતા રહે છે, એ પૂર્વાપર સંબંધનું વિવરણ આ નિબંધમાં કરવામાં આવ્યું છે અને તેને અવતરણિકા એવું નામ આપવામાં આવ્યું છે. આ પ્રમાણે અવતરણિકા ભાગ્યેજ બીજા કોઈ ભાષાંતરમાં નજરે

પડે એ આ ગ્રન્થની વિશિષ્ટતા જાણી શકાય છે. ત્યાર બા
શબ્દની પ્રક્રિયા તથા શબ્દોની સંગતિ સંસ્કૃતમાં કેવી રી
થયેલી છે તે બતાવવા માટે વ્યુત્પત્તિ અને સમાસની યોજન
છે, જે સંસ્કૃતના પ્રાથમિક અભ્યાસીઓને તથા સંસ્કૃત વ્યાકરણ
નહિ જાણનાર પ્રત્યેક વ્યક્તિને ઘણીજ ઉપયોગી છે. તેની ની
અન્વય-શ્લોકનો ક્રમ આપવામા આવ્યો છે, અને પ્રત્યે
શબ્દોનો જુદો અર્થ બતાવવામાં આવ્યો છે, તે પણ અભ્યા
સીને અત્યંત બોધપ્રદ છે. છેવટે ભગવાન્ શ્રી શંકરાચાર્યપ્રભૃતિ
બધા ભાષ્યકારોના સમન્વયથી સરલ ભાવાર્થ પણ છે તે અત્યંત
પ્રશંસાપાત્ર છે.

એ પ્રમાણે પોતાની વૃદ્ધાવસ્થામાં પણ ભારે પરિશ્રમ
ઉઠાવી, પંડિત શ્રી ક્ષાંતીતિકજીએ આ નિબંધને સર્વાંગસંપૂર્ણ
તથા નવીનતાઓથી ભરપૂર એટલે સુંદર બનાવ્યો છે. તે માટે
ગુર્જર પ્રજાનાં તેમને સહસ્રશઃ અભિનંદન ઘટે છે. અસ્તુ !

દરેક ગુર્જરગૃહમાં આ પુસ્તક હોવુંજ જોઈયે. જીવનનો
દિવ્ય આનંદ અને આત્માનો અનેરો બોધ આપતા આવા પુસ્ત-
કની ઉપયોગિતા તરફ જોતાં, તેની કીંમત જો કે પાંચ રૂપીઆ
છે, તો પણ તે કઈજ નથી એમ સમજવું જોઈએ. આશા છે કે
ગુર્જર પ્રજા આ ગ્રન્થનો સંપૂર્ણ લાભ લઈ દિવ્યજ્ઞાનસંપન્ન
બનશે इत्यलम्

મુંબાઈ વિક્રમસંવત્ ૧૯૮૭
જેઠ સુદી ૧ સોમવાર

લી०
ધનંજય મુરારિ પાંધી.

## श्रीवालुकेश्वरसंस्कृतवैदिकपाठशालाप्रधानाध्यापक गीर्वाणविद्याभूषण शास्त्री दुर्गाशङ्कर उमाशङ्कर शर्मानो अभिप्राय

स्वस्तिश्रीमदखिलश्रौतस्मार्तकर्मानुष्ठानपरायणेषु सकलवेदशास्त्ररत्नाकरसमधिगततत्त्वावबोधपीयूषनमितानन्दविबुधेषु अगणितगुणकर्पूरसुवासितदिङ्मण्डलेषु समस्तविद्वज्जनकृतसभावनेषु परोपकाररतिदक्षेषु सर्वकर्मधर्मदक्षेषु राजश्रिया विराजमानेषु राजमान्येषु विद्याभास्कर-ज्योतिर्विभूषण—दैवज्ञवाचस्पति—महोपदेशक—प्राणाचार्येत्यादिसप्राप्तपदकेषु ब्रह्मनिष्ठपण्डितेषु श्रीमोहनजीतनुजश्रीकृष्णशर्मसु कार्तान्तिकोपाख्येषु श्रीमद्वालुकेश्वरसंस्कृतवैदिकपाठशालाप्रधानाध्यापकस्य उमाशङ्करसूनोर्दुर्गाशङ्करशास्त्रिणः सविनयं प्रणतयः समुल्लसन्तु ॥

भवत्प्रहित युष्मत्प्रयोजितसान्वयबोधिनीगुर्जरटीकासहितं श्रीमद्भगवद्गीतापुस्तकं संप्राप्तम् ॥ इदं तु सकलानवद्यवेदान्तविद्याविस्तारार्कोदयप्रकाशेनाज्ञानान्धकारनाशकारणं च ॥ यथा सकृद्दोधूमादेवान्नादनेकपाकान्तराणि सुस्वादूनि नानाविधानि भवन्ति तथैवास्य श्रीशङ्कराचार्य-श्रीरामानुजाचार्य—श्रीमध्वाचार्य—श्रीज्ञानेश्वरप्रभृतिभिः कृतान्यनेकभाषान्तराणि खलु तथापि भवद्भिरतीव परिश्रमपुरःसरं कृतमिदं भाषान्तरमिति निःशंकं मस्माकं प्रतिभाति ॥ स्वस्वरूपज्ञानेप्सूनामुपरि प्रभूतोपकारः कृतः। भवत्परोपकरण तु जन्मप्रभृतिसुसंपन्नमेव ॥

उक्तं च—" उद्दिश्य ये परार्थं साधयितुं स्वार्थमत्र समुदीयुः ।
न कथं परोपकृतिनः कृतिनस्ते कीर्तिमुत्तमामीयु. ॥ "

पुस्तकस्यास्य पठनाज्जिज्ञासुजनानां बहवोऽज्ञानविकल्पाः संभ्रमाश्च भानुप्रकाशात्तिमिरमिव विनष्टा भवेयुः ॥ एतस्मिन्ग्रन्थे टिप्पण्यादिषु मुद्रापितानि प्रमाणान्यनमूलान्यप्रतिमानि सन्ति ॥ प्रतिपादितविषयस्येदानीमावश्यकतां गाम्भीर्यं बोधकत्वमितिविरचयितॄणां भवतामखिलमपि विशेषतः प्रशंसनीयमेवास्तीति भूयो भूयोऽनेकशो धन्यवादान्प्रकटयामः सूचयामश्च गीता प्रेमिजनैर्धनाश्रयदानेन साहाय्यं करणीयमिति ॥ एतत्पुस्तकसंस्करणे कालद्रव्यव्ययानुरूपं लब्धेन गीताप्रेमिजनाश्रयेण भवच्छ्रमा अपनेष्यन्त इत्याशास्महे ॥

परोपकृतिबुद्ध्या यद्गीताभाषान्तरं कृतम्  
तेनास्तु कीर्तिरनिशं श्रीवाग्देव्याः प्रसादतः ॥  
सदाऽहं स्मरणीयश्च विशेषज्ञापनाय भो  
येन स्नेहलतावृद्धिर्भवेद्युष्मत्प्रसादतः ॥  
मेनोमाशङ्करसुतदुर्गाशङ्करशास्त्रिणः  
अलमेतेन लेखेन सुज्ञेषु बहुशो नमः ॥  
त्रिपञ्चवस्विन्दुशके प्रजापत्याख्यवत्सरे  
माघनासितपञ्चम्यां लेख्यं वै लिखितं गुरौ ॥

लि. दुर्गाशङ्करशास्त्री



# શ્રીભગવદ્ગીતાના ઉપદેષ્ટા શ્રીકૃષ્ણ પરમાત્માનું નમસ્કારાત્મક મંગલાચરણ.



श्रीकृष्णो योऽर्जुनस्यावनिभरहरणायोत्सुकः सारथित्वं
स्वीकृत्य त्यक्तशस्त्रं तमपहतधियं कंपयुक्तं समीक्ष्य ॥
संबोध्य क्षात्रधर्मानतितरावमलैः सांख्यतत्त्वार्थबोधैः
गीतां प्रोवाच तस्मै परमभगवते स्तान्नतिः प्रेमपुष्टा ॥ १ ॥

અર્થઃ—જે શ્રીકૃષ્ણ પરમાત્માએ ભૂમિનો ભાર ઉતારવાને ઉત્સુક થઈને, અર્જુનના સારથિ બની, મૂઢતાથી કંપાયમાન થઈ શસ્ત્રનો ત્યાગ કરી બેઠેલા અર્જુનને અત્યંત નિર્મલ એવા સાંખ્યશાસ્ત્રના મતપ્રમાણે તત્ત્વબોધપૂર્વક ક્ષાત્રધર્મનો ઉપદેશ કરી તેના પ્રતિ ગીતાનું જ્ઞાન કહ્યું, તે શ્રીકૃષ્ણ પરમાત્માને મારા પ્રેમપૂર્વક પ્રણામ છે. ૧.

श्रीमत्कृष्णोक्तगीतार्थविवरणपरैः शङ्कराचार्यवर्यै-
रन्याचार्यैर्यथोक्ता परमतमथनैः संप्रदायप्रसिद्ध्यै ॥
स्वे राष्ट्रेऽन्यैः स्वभाषाभिरपि निगदिता तद्वदूचे सटीकां
गीतां तां गुर्जरीवाग्विमलविवरणैः कृष्णकार्तातिकोऽहम्॥ २ ॥

અર્થઃ—જેમ શ્રીકૃષ્ણ પરમાત્માના શ્રીમુખવડે નિકળેલી શ્રીમદ્ભગવદ્ગીતાની ભાષ્યરૂપ ટીકા શ્રીપૂજ્યપાદ શંકરાચાર્ય ભગવાને કરેલી છે, પોતાના સંપ્રદાયોની પ્રસિદ્ધિને માટે રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, નિંબાર્ક, મધ્વાચાર્ય આદિઓએ પણ પરમતોનું ખંડન કરી સ્વમત પ્રમાણે ટીકાઓ કરેલી છે અને પોતપોતાના દેશોમાં સ્વસ્વભાષાઓ વડે અનેક વિદ્વાનોએ પણ

ગીતાની ટીકાઓ કરેલી છે તેજ પ્રમાણે હું શ્રીકૃષ્ણકાર્તીતિક પણ તે ગીતાની ગુજરાતી ભાષામાં સરલ અને નિર્મલ ટીકા કરૂં છું. ૨.

मुमुक्षुमुक्तये कर्मोपास्तिमज्ज्ञानसिद्धये ।
विद्वन्मुदेऽर्जुनायेयं गीता कृष्णेन भारते ॥ ३ ॥

અર્થઃ—મુમુક્ષુઓને મુક્તિ માટે, કર્મ ઉપાસના કરનારાઓને જ્ઞાનની સિદ્ધિ માટે તેમજ વિદ્વાનોને પ્રમોદને માટે આ શ્રીમદ્ભગવદ્ગીતા શ્રીકૃષ્ણ પરમાત્માએ મહાભારતની અંદર અર્જુનને ઉદ્દેશીને ગાએલી છે. ૩.

क्व श्रीगीतार्थगंभीरा क्वाऽल्पबोधा च मे मतिः ।
भाष्यटीकाद्याश्रयेण चापल्यं मेऽस्ति केवलम् ॥ ४ ॥

અર્થઃ—અર્થગંભીર એવી શ્રીમદ્ભગવદ્ગીતા ક્યાં? અને અલ્પ જ્ઞાનવાળી મારી બુદ્ધિ ક્યાં? અને તેથી આ ગુર્જરટીકા તે એક ભાષ્ય ટીકાઓના આધારે કેવળ મારૂ ચાપલ્યમાત્રજ છે. અર્થાત્ ગીતાના અર્થો ગંભીર હોવાથી તે મારા જેવાની સાધારણ બુદ્ધિમાં ન આવી શકે, તો પણ પૂર્વાચાર્યોએ કરેલાં ભાષ્યો અને વિદ્વાનોએ કરેલી અનેક ટીકાઓનું અવલોકન કરી હું પણ આ વિષયમાં કંઈક લખવા ઉદ્યત થયો છું. ૪.

देशेऽत्र गुर्जरीभाषा बहुधा प्रोच्यते जनैः ।
अतष्टीका गुर्जरीयं कीर्तनेऽस्याः प्रयोजिता ॥ ५ ॥

અર્થઃ—ઘણું કરી આ દેશની અંદર લોકો ગુજરાતી ભાષા જ બોલે છે અને તેથીજ આ શ્રીમદ્ભગવદ્ગીતાના કથનમાં ગુજરાતી ટીકા બનાવવામાં આવી છે. ૫.

'કાર્તીતિકઃ'

# श्रीमद्भगवद्गीतामाहात्म्यम् ।

धरोवाच । પૃથ્વી પૂછે છેઃ—

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥ १ ॥

હે ભગવન્! હે પરમેશ્વર! હે પ્રભો! પ્રારબ્ધને ભોગવી રહેલા મનુષ્યના હૃદયમાં અનન્ય ભાવવાળી ભક્તિ કેવી રીતે ઉત્પન્ન થાય? (તે આપ કહો.) ૧.

श्रीविष्णुरुवाच । શ્રીવિષ્ણુભગવાન્ બોલ્યા:—

प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥ २ ॥

જે મનુષ્ય પ્રારબ્ધને ભોગવી રહેલો હોય તે મનુષ્ય જો નિત્ય "ગીતા"ના અભ્યાસમાં પ્રીતિવાળો હોય તો તે જગતમાં મુક્ત રહી સદા સુખી રહે છે અને કર્મવડે લેપાતો નથી. ૨.

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।
क्वचित्स्पर्शं न कुर्वन्ति नलिनीदलमम्बुवत् ॥ ३ ॥

જે મનુષ્ય "ગીતા"નું ધ્યાન કરે છે તેને, કમલના પત્રને જેમ પાણી સ્પર્શ કરી શકતું નથી તેમ મહાપાપો અને બીજાં સામાન્ય પાપો કદિ પણ સ્પર્શ કરતાં નથી. ૩.

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥ ४ ॥

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपाला गोपिका वापि नारदोद्धवपार्षदैः ।
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥ ५ ॥

જ્યાં "ગીતા" નું પુસ્તક હોય અને જ્યાં તેનો પાઠ થતો હોય ત્યાં પ્રયાગ વિગેરે સર્વ તીર્થો રહે છે, તેમ સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો, ગોવાળો અને ગોપીઓ પણ નારદ, ઉદ્ધવ અને પાર્ષદ–સેવક–વર્ગની સાથે ત્યાં રહે છે; અને જ્યાં "ગીતા" નું પઠન વગેરે હોય છે ત્યાં તેજ વખતે સહાય આવી મળે છે. ૪–૫.

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥ ६ ॥

જે ઠેકાણે "ગીતા" સંબંધી વિચાર ચાલે છે, તેમ જ્યાં તેનું પઠન, પાઠન અને શ્રવણ થાય છે ત્યાં હે પૃથ્વી ! હું નિરંતર જ નિવાસ કરૂં છું. ૬.

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥ ७ ॥

હું "ગીતા" ના આશ્રયમાં રહું છું, "ગીતા" એ મારૂં ઉત્તમ ગૃહ છે અને "ગીતા" ના જ્ઞાનનો આશ્રય કરીને હું ત્રણે લોકોનું પાલન કરૂં છું. ૭.

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥ ८ ॥

"ગીતા"એ અર્ધમાત્રાના અક્ષરરૂપ, નિત્ય અને પોતાના અવર્ણનીય પદોવાળી મારી બ્રહ્મરૂપ ઉત્તમ વિદ્યા છે એમાં સંશય નથી. ૮.

चिदानन्देन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानन्दा तत्त्वार्थज्ञानसंयुता ॥ ९ ॥

વળી એ "ગીતા" ચિદાનંદસ્વરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણે સ્વમુખે અર્જુનને કહી છે, અને તેથી એ ત્રણે વેદરૂપ, પરમ આનંદસ્વરૂપ તથા તત્ત્વાર્થજ્ઞાનથી ભરેલી છે. ૯.

योऽष्टादश जपो नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥ १० ॥

જે મનુષ્ય સ્થિર મનથી નિરંતર "ગીતા" ના અઢારે અધ્યાયનો પાઠ કરે છે તે જ્ઞાનની સિદ્ધિને પ્રાપ્ત કરે છે અને પછીથી પરમ પદને પામે છે. ૧૦.

पाठेऽसमर्थः सम्पूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥ ११ ॥

"ગીતા" ના અઢારે અધ્યાયનો સંપૂર્ણ પાઠ કરવાને જે મનુષ્ય અશક્ત હોય તે જો અર્ધા ભાગનો પાઠ કરે તો તે "ગોદાન" નું ફળ મેળવે છે એમાં સંશય નથી. ૧૧.

त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ।
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥ १२ ॥

જે મનુષ્ય "ગીતા" ના ત્રીજા ભાગનો એટલે છ અધ્યાયનો પાઠ કરે છે તે "ગંગાસ્નાન"ના ફળને પામે છે, અને છઠ્ઠા

ાગનો એટલે ત્રણ અધ્યાયનો પાઠ કરે છે તે "સોમયજ્ઞ"નું
ળ મેળવે છે. ૧૨.

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥ १३ ॥

જે મનુષ્ય ભક્તિયુક્ત મન વડે રોજ એક અધ્યાયનો પાઠ
રે છે તે રુદ્રલોકને પામે છે અને ત્યાં રુદ્રનો ગણ થઈ લાંબા
વખત સુધી રહે છે. ૧૩.

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।
स याति नरतां यावन्मन्वन्तरं वसुंधरे ॥ १४ ॥

હે પૃથ્વી! જે મનુષ્ય એક અધ્યાય, એક શ્લોક અથવા
શ્લોકના એક ચરણનો પણ નિત્ય પાઠ કરે છે તે મનુષ્ય મન્વન્તર
સુધી મનુષ્યપણાને—મનુષ્યના જન્મને—જ પામતો રહે છે. ૧૪.

गीतायाः श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥ १५ ॥

चन्द्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥ १६ ॥

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥ १७ ॥

જે મનુષ્ય "ગીતા"ના દશ, સાત, પાંચ, ચાર, બે,
ત્રણ, કે એક શ્લોકનો અથવા અર્ધા શ્લોકનો પણ પાઠ કરે
તે દશ હજાર વર્ષ સુધી અવશ્ય ચંદ્રલોકને પામે છે. વળી
"ગીતા"નો સારી રીતે પાઠ કરનાર મનુષ્ય મર્યા પછી પણ

ફરીને મનુષ્ય જ થાય છે, અને એમ મનુષ્યજન્મ પ્રાપ્ત કરીને "ગીતા"નો ફરીને અભ્યાસ કરી ઉત્તમ પ્રકારની (અપુનરાવર્તિની) મુક્તિને પામે છે. મરતી વેળાએ "ગીતા" એમ ઉચ્ચાર કરનાર મનુષ્ય પણ સદ્ગતિને પ્રાપ્ત કરે છે. ૧૫-૧૭.

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुण्ठं समवाप्नोति विष्णुना सह मोदते ॥ १८ ॥

વળી "ગીતા"ના અર્થના શ્રવણમાં આસક્ત મનુષ્ય મહાપાપી હોય તો પણ તે વૈકુંઠને પામે છે અને ત્યાં વિષ્ણુ ભગવાન્ સાથે આનંદ ભોગવે છે. ૧૮.

गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।
जीवन्मुक्तः स विज्ञेयो देहान्ते परमं पदम् ॥ १९ ॥

અનેક પ્રકારનાં કર્મો કર્યાં છતાં પણ જે મનુષ્ય નિરંતર "ગીતા"ના અર્થનું ધ્યાન કરે છે તેને આ લોકમાં જીવન્મુક્ત જાણવો અને તે મૃત્યુ પછી પરમપદને પામે છે. ૧૯.

गीतामाश्रित्य वहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥ २० ॥

આ "ગીતા"ના જ્ઞાનને પ્રાપ્ત કરીને જનક વિગેરે ઘણા રાજાઓ પાપરહિત થઈને લોકમાં પરમ ખ્યાતિ પ્રાપ્ત કરી અક્ષય પદને પામ્યા છે. ૨૦.

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥ २१ ॥

જે મનુષ્ય "ગીતા" ના પાઠ કરીને માહાત્મ્યનો પાઠ કરતો નથી તેનો પાઠ મિથ્યા થાય છે અને તે તેના શ્રમરૂપ જ કહેવાય છે. ૨૧.

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥ २२ ॥

જે મનુષ્ય એ "ગીતા" નો માહાત્મ્યસહિત પાઠ કરે છે તે તેમાં કહેલા ફલને મેળવે છે અને દુર્લભ એવી ઉત્તમ ગતિને પામે છે. ૨૨.

सूत उवाच—સૂતપુરાણિક બોલ્યાઃ—

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतान्ते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥ २३ ॥

જે મનુષ્ય "ગીતા" નો પાઠ કર્યા પછી મેં કહેલા "ગીતા" ના આ સનાતન "માહાત્મ્ય" નો પાઠ કરે છે તે તેમાં કહેવામાં આવેલા ફલને પ્રાપ્ત કરે છે. ૨૩.

इति श्रीवाराहपुराणे धराविष्णुसंवादे श्रीगीता-
माहात्म्यं सम्पूर्णम् ।

———:o:———

# श्रीमद्भगवद्गीतामंत्रः ।



ॐ अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान् वेदव्यास ऋषिः ॥ अनुष्टुप् छन्दः ॥ श्रीकृष्णपरमात्मा देवता ॥ अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे इति बीजम् ॥ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज इति शक्तिः ॥ अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥ श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः ॥ १ ॥

અર્થઃ—ૐ (પરબ્રહ્મ વાચક શબ્દ છે.) આ શ્રીમદ્ભગવદ્ગીતારૂપ માલાના મંત્રના ભગવાન્ વેદવ્યાસ ઋષિ છે, અનુષ્ટુપ્ છંદ છે, શ્રીકૃષ્ણ પરમાત્મા દેવતા છે, તથા "શોચ કરવાને અયોગ્ય એવાં સંબંધીઓનો તું શોચ કરે છે અને મ્હોટા બુદ્ધિવાળા પંડિતો બોલે તેવાં ભાષણો કરે છે!" એ બીજ તત્ત્વ–સારાંશ છે, "સઘળા ધર્મોનો સર્વથા ત્યાગ કરી માત્ર એક હું જ શરણ છું એમ માની મને જ પ્રાપ્ત થા" એ શક્તિ છે, "હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, શોક ન કર," એ કીલક (ખીલો–મેખ) છે અને શ્રીકૃષ્ણની પ્રીતિ માટે જ પાઠ કરવામાં એનો વિનિયોગ છે.

## न्यासाः ।

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः । इत्यंगुष्ठाभ्यां नमः ॥

"એ આત્માનું શસ્ત્રો છેદન કરતાં નથી અને અગ્નિ એને બાળી શકતો નથી." એથી બન્ને અંગુઠાઓને નમસ્કાર કરૂં છું.

न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः। इति तर्जनीभ्यां नमः॥

"એને જળ ભીંજાવી શકતું નથી અને વાયુ સુકાવી શકતો નથી" એથી બન્ને તર્જની આંગળીઓને નમસ્કાર કરૂં છું.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।

इति मध्यमाभ्यां नमः ॥

"એ છેદાય તેવો નથી ! એ બાળી શકાય તેવો નથી ! એ ભીંજાય તેવો નથી ! અને શોષાય તેવો પણ નથી !" એથી બન્ને મધ્યમા આંગળીઓને નમસ્કાર કરૂં છું.

नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ।

इत्यनामिकाभ्यां नमः ॥

"એ નિત્ય છે, સર્વમાં રહેલો છે, સ્થાણુ-સ્થિર, હાલે ચાલે નહિ એવો અને સનાતન-પ્રાચીન છે." એથી બન્ને અનામિકા આંગળીઓને નમસ્કાર કરૂં છું.

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।

इति कनिष्ठिकाभ्यां नमः ॥

"હે પાર્થ ! આ મારાં સેંકડો અને હજારો સ્વરૂપોને જો." એથી બન્ને કનિષ્ઠિકા આંગળીઓને નમસ્કાર કરૂં છું.

नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ।

इति करतलकरपृष्ठाभ्यां नमः ॥

"તે અનેક પ્રકારનાં દિવ્ય-મનોહર તેમજ અનેક વર્ણ-રંગ અને આકારનાં છે." એથી બન્ને હાથનાં તળીઓ અને બન્ને હાથના પૃષ્ઠોને નમસ્કાર કરૂં છું.

## अंगन्यासाः ।

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः । इति हृदयाय नमः ॥

એથી હૃદયને નમસ્કાર કરૂં છું.—હૃદયને સ્પર્શ કરવો.

न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः । इति शिरसे स्वाहा ॥

એથી શિરસ્—મસ્તકને 'સ્વાહા' હો!—મસ્તકને સ્પર્શ કરવો.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च । इति शिखायै वषट् ॥

એથી શિખાને 'વષટ્' હો—શિખાનો સ્પર્શ કરવો.

नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः । इति कवचाय हुम् ॥

એથી કવચ—બીજાક્ષરને 'હુમ્' હો—ડાબે હાથે જમણે ખભે અને જમણે હાથે ડાબે ખભે સ્પર્શ કરવો.

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः । इति नेत्रत्रयाय वौषट् ॥

એથી ત્રણે નેત્રોને 'વૌષટ્' હો—અંગુઠો અને અનામિકાથી નેત્રોનો સ્પર્શ કરવો.

नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च । इति अस्त्राय फट् ॥

એથી અસ્ત્રને 'ફટ્' હો—ચપટી વગાડતાં મસ્તકની આજુબાજુ હાથ ફેરવી બે આંગળીથી ડાબા હાથમાં તાળી પાડવી.

# अथ ध्यानम् ।

पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्येमहाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-
मंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥

ભગવાન્ શ્રીકૃષ્ણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચીન મહામુનિ શ્રી વેદવ્યાસજીએ મહાભારતમાં ગુંથેલી, અદ્વૈતરૂપી અમૃતને વર્ષાવનારી, ભગવતી એટલે ઐશ્વર્ય, વીર્ય, યશ શ્રી, જ્ઞાન અને વૈરાગ્યના સ્થાન–સ્વરૂપ, અઢાર અધ્યાયવાળી અને જન્મ–મરણને તથા અહંતા, મમતારૂપ સંસારને ટાળનારી હે માતા ભગવદ્ગીતા ! હું તારૂં ધ્યાન કરૂં છું. ૧.

नमोऽस्तु ते व्यास विशालबुद्धे फुल्लारविंदायतपत्रनेत्र ॥
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥२॥

વિશાળ બુદ્ધિવાળા અને ખીલેલા કમળ જેવાં વિશાળ નેત્રવાળા હે વ્યાસ ભગવન્ ! આપ કે જેમણે મહાભારતરૂપી તેલ પુરીને આ ગીતારૂપ જ્ઞાનદીપક પ્રકટાવ્યો છે તેમને નમસ્કાર હો ! ૨.

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ॥
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥

શરણે આવેલાને કલ્પવૃક્ષ પેઠે ઇચ્છિત ફળ આપનાર, એક હાથમાં ચાબુકરૂપ નેતરનો દંડ ધારણ કરનાર, જ્ઞાનમુદ્રાયુક્ત

અને ગીતારૂપી અમૃતનું દોહન કરનાર એવા શ્રીકૃષ્ણને નમસ્કાર હો. ૩.

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ॥
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥ ४ ॥

સર્વ ઉપનિષદોરૂપી ગાયો છે; તેના દોહનારા ગોપાલનંદન ભગવાન્ શ્રીકૃષ્ણ છે; તે દુધનો ભોક્તા ( પીનારો ) ઉત્તમ બુદ્ધિશાળી અર્જુનરૂપ વત્સ ( વાછરડો ) છે; અને મોટું ગીતામૃતરૂપી દુધ છે. ૪.

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ॥
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥ ५ ॥

વસુદેવના પુત્ર, દિવ્ય રૂપવાળા, કંસ અને ચાણુર દૈત્યોનો નાશ કરનાર તેમજ દેવકીને પરમ આનંદ આપનાર એવા જગદ્ગુરુ શ્રીકૃષ્ણને હું વંદન કરૂં છું. ૫.

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोत्पला ।
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ॥
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी ।
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥६॥

ભીષ્મ અને દ્રોણરૂપી તટ–કિનારાઓવાળી, જયદ્રથરૂપી જળવાળી, શકુનિરૂપી નીલ કમળવાળી, શલ્યરૂપી ગૂડવાળી, કૃપાચાર્યરૂપી પ્રવાહવાળી, કર્ણરૂપી મોજાંવાળી, અશ્વત્થામા

અને વિકર્ણરૂપી ભયાનક મગરમચ્છવાળી અને દુર્યોધનરૂપી ઘુમરીવાળી એવી રણસંગ્રામરૂપી નદીને ખરેખર શ્રીકૃષ્ણરૂપી નાવિક વડે જ પાંડવો તરી ગયા. ૬.

पाराशर्यवचःसरोजममलं गीतार्थगंधोत्कटं
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ।
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥ ७ ॥

પરાશરના પુત્ર શ્રીવ્યાસ મુનિની વાણીરૂપી સરોવરમાં ઉગેલું, ગીતાના અર્થરૂપ ઉત્તમ સુગંધવાળું, નાના પ્રકારનાં આખ્યાનોરૂપી કેસરવાળું, હરિકથાના ઉપદેશ વડે પ્રફુલ્લ થયેલું, જગતમાં સજ્જનરૂપી ભ્રમરાઓ નિરંતર આનંદપૂર્વક જેના રસનું પાન કરે છે એવું અને કલિકાલનાં પાપનો વિનાશ કરનારૂં એવું મહાભારતરૂપી નિર્મળ કમળ અમારૂં કલ્યાણ કરનારૂં થાઓ ! ૭.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥ ८ ॥

જેમની કૃપા મુંગા માણસને વાચાળ કરે છે, અને પાંગળાને પર્વત ઓળંગાવે છે તે પરમાનંદસ્વરૂપ માધવને હું વંદન કરૂં છું—૮.

यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैः स्तवै-
र्वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः

ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥९॥

બ્રહ્મા, વરૂણ, ઇન્દ્ર, રુદ્ર અને વાયુ ( વગેરે દેવો ) દિવ્ય સ્તોત્રો વડે જેમની સ્તુતિ કરે છે, સામવેદનું ગાન કરનારા મુનિઓ વેદાઙ્ગ ( શિક્ષા આદિ ), પદ, ક્રમ અને ઉપનિષદ્-સહિત વેદો વડે જેમની સ્તુતિ ગાય છે, ધ્યાનમાં સ્થિર થએલા મુનિઓ તેમાં તન્મય થઇ રહેલા મનવડે જેમનાં દર્શન કરે છે, અને દેવો તેમજ અસુરો જેમના પારને જાણી શકયા નથી એવા તે દેવ શ્રીકૃષ્ણચંદ્રને ( મારા ) નમસ્કાર હો ! ૯.

॥ इति ध्यानम् ॥



શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને આપેલું શ્રીમદ્ભગવદ્ગીતાનું જ્ઞાન.



कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन। मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥

હે અર્જુન ! તને કર્મમાત્ર અધિકાર હો, ક્યારે પણ ફળમાં અધિકાર ન હો, તેમ કર્મના ફળનો હેતુ-કારણ તું ન થા ! અને તારો સંગ અકર્મમાં પણ ન હો.

ॐ तत्सत्परमात्मने नमः ।

# श्रीमद्भगवद्गीता.



## अध्याय १ लो

### ઉપોદ્‌ઘાત.

**વૈશંપાયન ઋષિનું જનમેજય પ્રત્યે યુદ્ધોત્સાહનું કથન અને અર્જુનનો વિષાદ.**

અવતરણિકાઃ—કૌરવોના અગ્રણી રાજા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધને અનેક છળથી પાંડવોનું રાજ્ય પચાવ્યુ, અને તેર વરસ પછી શ્રીકૃષ્ણ ભગવાને બહુ સમજાવ્યા છતા પાંડવોને કંઈ પણ નહિ આપવાનુ તેણે કહ્યુ ત્યારે પાંડવોએ કૌરવો સામે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો. જેથી બન્ને પક્ષો, જે સ્થાનમા હાલનું દિલ્હી શહેર વસાવ્યુ છે તેજ હસ્તિનાપુરના આસપાસના 'કુરુક્ષેત્ર' નામના મેદાનમા પૂર્વ અને પશ્ચિમ ભાગમા ગોઠવાઈ યુદ્ધ કરવા એકઠા થયા. આ જોઈ (ભીષ્મપર્વ–અધ્યાય ૧) પોતાના પુત્ર દુર્યોધનના

અન્યાયથી શોચ કરતા વિચિત્રવીર્યના પુત્ર ધૃતરાષ્ટ્રની પાસે સત્યવતીના પુત્ર શ્રી વેદવ્યાસજીએ આવી કહ્યું કે, "હે રાજા ધૃતરાષ્ટ્ર! તમારા પુત્રો તેમજ સર્વે રાજાઓનો પરસ્પર નાશકારક કાળ આવ્યો છે, એમ અપશકુનો થતા જોઈને હું માનું છું, અને તે સર્વેનો નાશ થવાનોજ છે માટે એ યુદ્ધનો ઉદ્યોગ દૈવેચ્છાધીન થવાનું માની શોચ કરશો નહિ અને તમે પ્રજ્ઞાચક્ષુ (અંધ) છો માટે જો તમને એ સંગ્રામને પ્રત્યક્ષ જોવા ઇચ્છા હોય તો હું તમને દિવ્યદૃષ્ટિ આપું કે જેથી અહિંજ બેઠા સઘળું તમારા જોવામાં આવે" ત્યારે ધૃતરાષ્ટ્રે કહ્યું કે, "હે બ્રહ્મર્ષિશ્રેષ્ઠ વ્યાસજી! હું પોતાના સંબંધીઓનો નાશ પ્રત્યક્ષ જોવા ઇચ્છતો નથી, પણ જો તમારી કૃપા હોય તો યુદ્ધના સઘળા સમાચાર સાંભળવા ઇચ્છું છું" ત્યારે વેદવ્યાસજીએ સંજય નામના સૂતને દિવ્યચક્ષુ આપ્યા જેથી તે સર્વજ્ઞ બન્યો અને તેને તેમણે આજ્ઞા કરી કે, "રાજા ધૃતરાષ્ટ્રને યુદ્ધનું સઘળું વૃત્તાંત કહી સંભળાવજે"

ત્યાર પછી પોતાના ક્રૂર પુત્ર દુર્યોધનને યુદ્ધ કરવાના ઉદ્યોગમાં નહિં પડતા અનેક ગોત્રજ, ગુરુઓ અને સંબંધીઓના હનનરૂપ પાપમાંથી બચવા માટે સમજાવવા વેદવ્યાસજીએ ધૃતરાષ્ટ્ર રાજાને બહુ કહ્યું, (ભીષ્મપર્વ—અધ્યાય ૩ જો) પણ 'પોતાના પુત્ર દુર્યોધનને પોતે સમજાવવા અસમર્થ છે, કારણ તે મારું માનતો નથી' એમ ખોટું કહી પોતાના પુત્રોનું સૈન્ય મોટું હોવાથી તેઓ જીતશે અને મ્હોટું રાજ્ય ભોગવશે એવા પોતાના પુત્રોના વિજયરૂપી લોભમાં આસક્ત રાજા ધૃતરાષ્ટ્રે વ્યાસજીનું કહ્યું સ્વીકાર્યું નહિં, આથી વ્યાસજી ત્યાંથી ચાલ્યા ગયા (ભીષ્મપર્વ—અધ્યાય ૪ થો.)

પછી રાજા ધૃતરાષ્ટ્ર બહુ વિચારમાં પડ્યા, અને બન્ને સેનાઓમાંના રાજાઓના દૈરદૈશાતરો જાણવાના મિશે કેટલાક પૃથ્વીના ખંડવિભાગ તથા દેશ વિગેરેના પ્રશ્નો સંજયને પૂછ્યા ત્યારે સંજયે તેનું તથા બન્ને સેનાની રચનાનું સંપૂર્ણ વર્ણન કર્યું અને કુરુશ્રેષ્ઠ ભીષ્મપિતામહ પડ્યાનું (મરણ પામ્યાનું) પણ કહ્યું આ સાંભળી ધૃતરાષ્ટ્ર રાજાએ શોક કર્યો અને પાંડવોનું સૈન્ય થોડું છે પણ પાંડવો પોતે ધર્મબુદ્ધિવાળા, મહાસંનિષ્ટ તથા શ્રીકૃષ્ણચંદ્ર તરફથી દૈવી સહાયવાળા છે અને પોતાના પુત્રો દુર્યોધનાદિ કૌરવોનું સૈન્ય મ્હોટું છે, પણ તેઓ અધર્મવૃત્તિવાળા, નિર્બલ અને દૈવી સહાય વિનાના છે

એમ જાણી તેમનો વિજય ઇચ્છતા રાજા ધૃતરાષ્ટ્ર યુદ્ધનું વૃત્તાંત જાણવાની ઇચ્છાથી પોતાની સામે બેઠેલા સંજય નામના સારથિને પોતાનો હિત ચાહનારો જાણી આ પ્રમાણે પૂછવા લાગ્યાઃ (ભીષ્મપર્વ–અધ્યાય ૨૫ થી આરંભી ૪૨ સુધી.)

धृतराष्ट्र उवाच । ધૃતરાષ્ટ્ર પૂછે છેઃ–

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ॥
मामकाः पाण्डवाश्चैव किमकुर्वत सञ्जय ॥ १ ॥

पदच्छेदः—धर्मक्षेत्रे, कुरुक्षेत्रे, समवेताः, युयुत्सवः, मामकाः, पाण्डवाः, च, एव, किम्, अकुर्वत, सञ्जय.

व्युत्पत्तिसमासाः—धारयतीति धर्मः, ध्रियते विश्वम् अनेन वा धारयति लोकान् वा धरति लोकान् सः धर्मः, क्षयति वा क्षीयते तत् क्षेत्रम्, धर्मस्य क्षेत्रं धर्मक्षेत्रम् तस्मिन् धर्मक्षेत्रे । कुरोः क्षेत्रम् कुरुक्षेत्रम् तस्मिन् कुरुक्षेत्रे । योद्धुमिच्छवः युयुत्सवः । मम इति कार्येति प्रसिद्धिं गता मामकाः अथवा मम इमे अनुकम्प्याः पुत्राः मामकाः । पाण्डोः अपत्यानि पुमांसः पाण्डवाः । रागद्वेषादिदोषाणां कृतः सम्यक् जयः येन सः संजयः तत्संबुद्धौ हे संजय !

અન્વય અને અર્થ—सञ्जय હે સંજય ! धर्मक्षेत्रे ધર્મબુદ્ધિ પ્રકાશવાના સ્થાનરૂપ એવા, कुरुक्षेत्रे કુરુક્ષેત્રમાં, समवेताः એકઠા થએલા, (અને) युयुत्सवः યુદ્ધ કરવાને ઇચ્છતા, मामकाः મારા પુત્રાદિકો, च અને, पांडवाः પાંડવો, एव ખરેખર, किम् શું, अकुर्वत કરતા હવા ? (તે ચોકસ સવિસ્તર મને કહે.)

ભાવાર્થઃ—ધૃતરાષ્ટ્ર પૂછે છે—"હે સંજય! ધર્મના સ્થાનરૂપ એવા કુરૂક્ષેત્રમાં એકઠા થઈને યુદ્ધ કરવાને ઈચ્છતા, મારા પુત્ર વગેરેએ અને પાંડુના પુત્રોએ ત્યાં શું કર્યું? તે તું મને કહે. ૧.

અવતરણિકાઃ—ધૃતરાષ્ટ્રનો એવી રીતનો પ્રશ્ન સાભળી તેને સંજય નીચે પ્રમાણે ઉત્તર આપે છે—

सञ्जय उवाच । સંજય કહે છે—

दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ॥
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥ २ ॥

पदच्छेदः—दृष्ट्वा, तु, पाण्डवानीकम्, व्यूढम्, दुर्योधनः, तदा, आचार्यम्, उपसंगम्य, राजा, वचनम्, अब्रवीत्.

व्युत्पत्तिसमासाः—अनिति जीवत्यनेन तत् अनीकम्, पाण्डवानाम् अनीकम् पाण्डवानीकम् तत्। विशेषेण उह्यते स्म इति व्यूढम् तत्। दुःखेन युध्यते असौ दुर्योधन । आचर्यते अनेन वा आचिनोति आचरते वेति आचार्य तम् आचार्यम् ।

અન્વય અને અર્થઃ—तदा તે સમયે, व्यूढं વ્યૂહમાં ગોઠવાયેલા, पाण्डवानीक પાંડવોના સૈન્યને, दृष्ट्वा જોઈને, राजा રાજા, दुर्योधन દુર્યોધન (तु ભેદદર્શક અવ્યય), आचार्यम् આચાર્યને, उपसंगम्य પ્રાપ્ત થઈને, (પાસે જઈને આ પ્રમાણે) वचनम् વાક્ય, अब्रवीत् કહેવા લાગ્યો.

ભાવાર્થઃ—તે સમયે વજ્ર નામના વ્યૂહમાં ગોઠવાયલા પાંડવોના સૈન્યને જોઈને, રાજા દુર્યોધન આચાર્ય એવા દ્રોણ ગુરુની પાસે જઈને, આ પ્રમાણે કહેવા લાગ્યો. ૨

અવતરણિકા:—રાજા દુર્યોધન પાડવોની મોટી ભયાનક સેનાને જોવા માટે દ્રોણાચાર્યને કહે છે —

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ॥
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥ ३ ॥

पदच्छेदः—पश्य, एताम्, पाण्डुपुत्राणाम्, आचार्य, महतीम्, चमूम्, व्यूढाम्, द्रुपदपुत्रेण, तव, शिष्येण, धीमता.

व्युत्पत्तिसमासाः—पाण्डो पुत्रा पाण्डुपुत्रा तेषाम् पाण्डुपुत्राणाम् । द्रुपदस्य पुत्र द्रुपदपुत्र तेन द्रुपदपुत्रेण । शासितु योग्य. शिष्य तेन शिष्येण । धी अस्य अस्ति इति धीमान् तेन धीमता ।

અન્વય અને અર્થઃ—आचार्य હે આચાર્ય ! तव તમારા, धीमता બુદ્ધિમાન્, शिष्येण શિષ્ય, द्रुपदपुत्रेण દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્નવડે, व्यूढां વ્યૂહ રચનામાં ગોઠવાયલી, पाण्डुपुत्राणाम् પાંડુના પુત્રોની, एताम् આ, महतीम् મોટી, चमूम् સેનાને, पश्य તમે જુઓ.

ભાવાર્થઃ—હે આચાર્ય ! આપના બુદ્ધિમાન્ શિષ્ય દ્રુપદરાજાના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને વજ્રનામની મહાભયાનક વ્યૂહરચનામાં ગોઠવેલી પાંડવોની આ મોટી સેનાને તમે જુઓ. ૩.

અવતરણિકા:—પાડવોની સેનામા માત્ર ધૃષ્ટદ્યુમ્ન એકજ નથી, પણ બીજા ઘણા શૂરવીર યોદ્ધાઓ છે, એમ જણાવવાને માટે દ્રોણાચાર્યને દુર્યોધન ત્રણ શ્લોકથી કહે છે —

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ॥
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥ ४ ॥

पदच्छेदः—अत्र, शूराः, महेष्वासाः, भीमार्जुनसमाः, युधि, युयुधानः, विराटः, च, द्रुपदः, च, महारथः.

व्युत्पत्तिसमासाः—विक्रांतानपि शृणंति इति शूराः । इष्वः स्यन्ते क्षीयन्ते एभि. इति इष्वासा', महान्त. इष्वासाः धनूंषि येषां ते महेष्वासाः । भीमश्च अर्जुनश्च भीमार्जुनौ, ताभ्यां समा. तुल्याः भीमार्जुनसमाः । रथः अस्य अस्तीति रथः, महांश्चासौ रथश्च महारथः ।

અન્વય અને અર્થ:—अत्र અહીં, युधि યુદ્ધભૂમિમાં, महेष्वासाः મોટાં ધનુષ્યોને ધારણ કરનાર, भीमार्जुनसमाः ભીમ અને અર્જુનના સમાન, शूराः શૂરવીરો છે, ( જેવાકે ) युयुधानः યુયુધાન, विराटः વિરાટ રાજા, च અને, महारथः મહારથી, ( च સમુચ્ચયાર્થ ) द्रुपदः દ્રુપદ.

ભાવાર્થ:—હે ગુરો ! અહીં યુદ્ધભૂમિને વિષે મોટાં ધનુષ્યોને ધારણ કરનાર, ભીમ અને અર્જુનના સમાન બલવાન્ શૂરવીર પુરૂષો છે, જેવા કે સાત્યકિ, વિરાટ, અને મહારથી દ્રુપદ.૪.

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ॥
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥

पदच्छेदः—धृष्टकेतुः, चेकितानः, काशिराजः, च, वीर्यवान्, पुरुजित्, कुंतिभोजः, च, शैब्यः, च, नरपुंगवः.

व्युत्पत्तिसमासाः—धृष्टो निर्भयः केतुर्ध्वजो यस्य सः धृष्टकेतु । काश्या. राजा काशिराजः । वीर्यं अस्य अस्तीति वीर्यवान् । पुरुं जयतीति पुरुजित् । नराणां नरेषु वा पुंगव नरपुंगव' ।

**અન્વય અને અર્થઃ**—च અને, धृष्टकेतुः ધૃષ્ટકેતુ, चेकितानः ચેકિતાન, वीर्यवान् પરાક્રમી, काशिराजः કાશીનો રાજા, पुरुजित् પુરૂજિત્, च અને, कुंतिभोजः કુંતિભોજ, च અને, नरपुंगवः પુરૂષોમાં ઉત્તમ, शैब्यः શૈબ્ય નામનો રાજા.

**ભાવાર્થઃ**—અને ધૃષ્ટકેતુ, ચેકિતાન, પરાક્રમી કાશીરાજ, પુરુજિત્ અને કુંતિભોજ તેમ પુરૂષોમાં શ્રેષ્ઠ એવો શૈબ્ય નામનો રાજા પણ છે. ૫.

युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ॥
सौभद्रो द्रौपदेयाश्च सर्वे एव महारथाः ॥ ६ ॥

**पदच्छेदः**—युधामन्युः, च, विक्रान्तः, उत्तमौजाः, च, वीर्यवान्, सौभद्रः, द्रौपदेयाः, च, सर्वे, एव, महारथाः.

**व्युत्पत्तिसमासाः**—युधि आसमन्तात् मन्युः क्रोधो यस्य सः युधामन्युः । विशेषेण क्रान्तः इति विक्रान्तः । उत्तमं ओजः यस्य स उत्तमौजाः । सुभद्रायाः अपत्यं पुमान् सौभद्रः । द्रुपदस्य अपत्यं स्त्री द्रौपदी, द्रौपद्याः अपत्यानि पुमांसः द्रौपदेयाः । महान्तश्च ते रथाः (रथिनः) इति महारथाः* ।

**અન્વય અને અર્થઃ**—च વળી, विक्रान्तः શૂરવીર, युधामन्युः યુધામન્યુ, च અને, वीर्यवान् પરાક્રમશીલ, उत्तमौजाः

---

* एको दशसहस्राणि योधयेयस्तु धन्विनाम् ।
शस्त्रशास्त्रप्रवीणश्च महारथ इति स्मृतः ॥

જે યોદ્ધો દશહજાર લડવૈયાઓની સાથે એકલો લડે અને શસ્ત્ર ચલાવવામાં તથા યુદ્ધશાસ્ત્રમાં જે પ્રવીણ હોય તેને મહારથી કહેવામાં આવે છે.

ઉત્તમૌજા, सौभद्रः અભિમન્યુ, च અને, द्रौपदेयाः દ્રૌપદીના પ્રતિવિન્ધ્યાદિ પાંચપુત્રો, (એ) सर्वे બધા, एव જ महारथाः મહારથીઓ, ( वर्त्तन्ते છે ).

ભાવાર્થઃ—વળી શૂરવીર યુધામન્યુ, પરાક્રમશીલ ઉત્તમૌજા, સુભદ્રાનો પુત્ર અભિમન્યુ અને દ્રૌપદીના પ્રતિવિન્ધ્યાદિ પાંચ પુત્રો વિગેરે બધાજ ખરેખર મહારથીઓ છે. ૬.

અવતરણિકાઃ—પાંડવોની મહાબલિષ્ટ મહારથીઓથી યોજાયલી સેનાને જોઈ મનમાં ભય પામેલો છતાં પણ દ્રોણાચાર્ય વખતે જાણી જાય એમ માની પોતાની સેના તેમની સેના કરતાં પણ મોટી અને જુસ્સાદાર તેમજ બળવાળી છે એમ દર્શાવવા દુર્યોધન કહે છે —

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ॥
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥ ७ ॥

पदच्छेदः—अस्माकम्, तु, विशिष्टाः, ये, तान्, निबोध, द्विजोत्तम, नायकाः, मम, सैन्यस्य, संज्ञार्थम्, तान्, ब्रवीमि, ते.

व्युत्पत्तिसमासाः—विशेषेण शिष्टाः विशिष्टाः । द्विः जायन्ते इति द्विजाः, द्विजेषु उत्तमः द्विजोत्तमः तत्संबुद्धौ हे द्विजोत्तम । नयन्तीति नायका. । सेनायां समवैति इति सैन्यम्, तस्य सैन्यस्य । संज्ञायै इति संज्ञार्थम् ।

અન્વય અને અર્થઃ— द्विजोत्तम હે બ્રાહ્મણશ્રેષ્ઠ આચાર્ય ! अस्माकं આપણા, (तु ભેદદર્શક અવ્યય), ये જે, विशिष्टाः મુખ્ય ( યોદ્ધાઓ છે ), तान् તેમને, निबोध તમે જાણીલ્યો, मम મારા,

सेन्यस्य સૈન્યના, ये જે, नायकाः સરદારો, (છે) तान् તેમને, ते આપની, संज्ञार्थं જાણુને માટે, ब्रवीमि હું કહું છું.

ભાવાર્થઃ—હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ આચાર્ય! આપણા પણ મુખ્ય મુખ્ય યોદ્ધાઓને આપ જાણી લ્યો, અને તેથી મારી સેનાના જે નાયકો છે તેમનાં નામ આપની જાણુને માટે હું કહું છું તે આપ સાંભળો. ૭.

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ॥
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥ ८ ॥

पदच्छेदः—भवान्, भीष्मः, च, कर्णः, च, कृपः, च, समितिंजयः, अश्वत्थामा, विकर्णः, च, सौमदत्तिः, तथा, एव, च.

व्युत्पत्तिसमासाः—भाति इति भवान् । बिभ्यति शत्रुरस्मादिति भीष्मः । किरति–शरीरे सुखम् इति कर्णः वा कर्णयति भिनत्ति इति कर्णः । कृपा अस्य अस्तीति कृपः । समयंति अस्यां सा समितिः, तां समितिं संग्रामं जयतीति समितिंजयः । अश्वस्य इव स्थाम बलं यस्य सः अश्वत्थामा । सोमदत्तेः अपत्यं पुमान् सौमदत्तिः ।

અન્વય અને અર્થઃ—भवान् આપ, च અને, भीष्मः ભીષ્મપિતામહ, च અને, कर्णः કર્ણ, च અને, समितिंजयः યુદ્ધમાં જય મેળવનારા, कृपः કૃપાચાર્ય, अश्वत्थामा અશ્વત્થામા, च અને, विकर्णः વિકર્ણ (દુર્યોધનનો નાનો ભાઈ), च અને, तथा एव તેજ પ્રમાણે, सौमदत्तिः ભૂરિશ્રવા (પણ છે).

ભાવાર્થઃ—આપ, ભીષ્મપિતામહ, કર્ણ, યુદ્ધમાં જય મેળવનાર કૃપાચાર્ય, અશ્વત્થામા*, વિકર્ણ, તથા ભૂરિશ્રવા એ આપ સર્વ મારામાં મુખ્ય મુખ્ય પરાક્રમશીલ યોદ્ધાઓ છો. ૮.

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ॥
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥ ९ ॥

पदच्छेदः—अन्ये, च, बहवः, शूराः, मदर्थे, त्यक्तजीविताः, नानाशस्त्रप्रहरणाः, सर्वे, युद्धविशारदाः.

व्युत्पत्तिसमासाः—मम अर्थः मदर्थः तस्मिन् मदर्थे। त्यक्तं जीवितं यैः ते त्यक्तजीविताः । प्रह्रियते एभिः इति प्रहरणानि, नाना अनेकानि शस्त्राणि प्रहरणानि येषां ते नानाशस्त्रप्रहरणाः । युद्धे विशारदाः निपुणाः युद्धविशारदा. ।

**અન્વય અને અર્થઃ**—च અને, अन्ये બીજા, बहवः ઘણા, शूराः શૂરવીરો, मदर्थे મારે માટે, त्यक्तजीविताः જેમણે જીવન અર્પણ કરેલાં છે એવા, नानाशस्त्रप्रहरणाः અનેક જાતનાં શસ્ત્ર વગેરે પ્રહાર કરવાનાં સાધનોવાળા છે. (તેમજ એ) सर्वे બધા, युद्धविशारदाः યુદ્ધમાં અતિ પ્રવીણ (છે).

---

* अश्वस्येव हि यत्स्थाम नदतः प्रदिशो गतम् ।
अश्वत्थामैव बालोऽय तस्मान्नाम्ना भविष्यति ॥

महाभारत ।

શબ્દ કરતા ઘોડાની સમાન જેનું બળ ચોદિશ ફેલાયલું છે, એવો આ બાળક અશ્વત્થામા—અશ્વના જેવા બળવાળો, એવા નામથી પ્રસિદ્ધિ પામશે.

મહાભારત.

ભાવાર્થઃ—તેમ બીજા પણ ઘણા શૂરવીરો છે કે જેમણે મારી ખાતર જીવનની પણ દરકાર નથી કરી તેવા, અને અનેક જાતનાં પ્રહાર કરવાનાં શસ્ત્રાદિક સાધનોવાળા છે, એટલુંજ નહિ પણ તે બધા યુદ્ધકલામાં ઘણા પ્રવીણ યોદ્ધાઓ છે ( ને તે સર્વ આપણા પક્ષમાં રહેલા છે ). ૯.

અવતરણિકાઃ—સૈન્યની વિપુલતા અને સેનાધિપતિની ઉત્તમતાને અંગે પોતાના સૈન્યની મહત્તા બતાવતા કહે છેઃ—

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ॥
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥ १० ॥

पदच्छेदः—अपर्याप्तम्, तत, अस्माकम्, बलम्, भीष्माभिरक्षितम्, पर्याप्तम्, तु, इदम्, एतेषाम्, बलम्, भीमाभिरक्षितम्.

व्युत्पत्तिसमासाः—परितः आप्तुम् इष्टं वा पर्याप्यत इति पर्याप्तम्, न पर्याप्तम् अपर्याप्तम् । भीष्मेण अभिरक्षितं भीष्माभिरक्षितम् । बलमस्यास्ति इति बलं सैन्यम् । भीमेन अभिरक्षितं भीमाभिरक्षितम् ।

અન્વય અને અર્થઃ—अस्माकम् આપણું, तत् તે, अपर्याप्तम् અનંત ( અતુલ્ય ), बलम् સૈન્ય, भीष्माभिरक्षितम् ભીષ્મવડે સારી રીતે રક્ષાયેલું, (છે અને) एतेषाम् એમનું (પાંડવોનું), तु તો, इदम् આ, बलम् સૈન્ય, पर्याप्तम् થોડું ( પરાભવ પમાડી શકાય તેવું ), અને भीमाभिरक्षितम् ભીમવડે રક્ષાએલું છે.

ભાવાર્થઃ—વળી હે ગુરો ! આપણું તે સૈન્ય પાર વિનાનું એટલે ન જીતી શકાય તેટલું ઘણું મોટું છે અને વળી તે ભીષ્મવડે રક્ષાયલું છે, પણ એમનું (પાંડવોનું) એ સૈન્ય તો થોડું એટલે જીતી શકાય તેટલું નાનું અને તે ભીમવડે રક્ષાએલું છે. ૧૦.

અવતરણિકાઃ—આ રીતે પોતાનું સૈન્ય પ્રબળ છે, તો પણ પોતે સાવધાન રહેવું આવશ્યક છે, એમ માની આજ્ઞારૂપે કિંવા ડરથી નહિ, પણ નમ્રતાથી કર્તવ્યવિમુખ ન થવાય એ હેતુથી કહે છેઃ—

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ॥
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥ ११ ॥

पदच्छेदः—अयनेषु, च, सर्वेषु, यथाभागम्, अवस्थिताः, भीष्मम्, एव, अभिरक्षन्तु, भवन्तः, सर्वे, एव, हि.

व्युत्पत्तिसमासाः—भागम् अनतिक्रम्य इति यथाभागम् । अवतिष्ठन्ति स्म ये ते अवस्थिताः । अभितः रक्षन्तु अभिरक्षन्तु ।

અન્વય અને અર્થઃ—भवन्तः આપ, सर्वे બધા, एव જ, सर्वेषु સઘળા, अयनेषु વ્યૂહ પ્રવેશના માર્ગોમાં, यथाभागम् પોતપોતાના વિભાગ પ્રમાણે (યોગ્યસ્થાનમાં), अवस्थिताः સ્થિરતાથી ઉભા રહ્યા થકા, भीष्मम् ભીષ્મને, एव જ, हि અવશ્ય રીતે, अभिरक्षन्तु ચોતરફથી રક્ષો.

ભાવાર્થઃ—આપ સર્વે વ્યૂહપ્રવેશના માર્ગોમાં પોતપોતાના વિભાગ પ્રમાણે મળી, યોગ્ય સ્થાનોમાં ઉભા રહીને, અવશ્ય રીતે ભીષ્મનુંજ સાવચેતીથી રક્ષણ કરો ! કારણ કે સેનાધિપતિના રક્ષણમાંજ સર્વ સૈન્યનું રક્ષણ સમાયલું છે માટે તેમનું રક્ષણ કરવામાંજ સર્વેએ તત્પર રહેવું. ૧૧.

અવતરણિકાઃ—આવી રીતે દુર્યોધનનો પોતાના પર અસંત ભાવ જોઈ, તેને હર્ષ ઉપજાવવા તથા શત્રુઓને ભય ઉત્પન્ન કરવા માટે ભીષ્મ-પિતામહે સિંહસમાન ગર્જના કરીને જે શંખનાદ કર્યો તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે—

**तस्य सञ्जनयन् हर्षं कुरुवृद्धः पितामहः ॥**
**सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥१२॥**

पदच्छेदः—तस्य, सञ्जनयन, हर्षम्, कुरुवृद्धः, पितामहः, सिंहनादम्, विनद्य, उच्चैः, शङ्खम्, दध्मौ, प्रतापवान्.

व्युत्पत्तिसमासाः—सम्यक् जनयतीति सञ्जनयन् । कुरूणां कुरुषु वा वृद्धः कुरुवृद्धः । महान् च असौ पिता च पितामहः । सिंहस्य नाद इव नादः सिंहनादः तं सिंहनादम् । प्रतापः अस्य अस्तीति प्रतापवान् ।

**અન્વય અને અર્થઃ**—प्रतापवान् પ્રતાપી,(એવા) कुरुवृद्धः કૌરવોમાં વૃદ્ધ, पितामहः ભીષ્મ-પિતામહ, तस्य તે (દુર્યોધન) ને, हर्षम् હર્ષ, सञ्जनयत् ઉપજાવતા થકા, सिंहनादम् સિંહના જેવો નાદ, विनद्य કરીને, उच्चै મોટે સાદે, शङ्खम् શંખને, दध्मौ વગાડવા લાગ્યા.

**ભાવાર્થઃ**—પ્રતાપી અને કૌરવોમાં વૃદ્ધ ભીષ્મ પિતામહે દુર્યોધનને હર્ષ ઉપજાવવા માટે સિંહના જેવો નાદ કરીને ઉંચે સ્વરે પોતાનો શંખ વગાડ્યો. ૧૨.

અવતરણિકાઃ—ભીષ્મ પિતામહનો આવી રીતનો ઉદ્યમ જોઇને બીજા યોદ્ધાઓએ પણ સેનાધિપતિની ગૂઢ સૂચનાનો સ્વીકાર કરી જે પ્રવૃત્તિ કરી તે કહે છે.—

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ॥
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥

पदच्छेदः—ततः, शङ्खाः, च, भेर्यः, च पणवानकगोमुखाः, सहसा, एव, अभ्यहन्यन्त, सः, शब्दः, तुमुलः, अभवत्.

व्युत्पत्तिसमासाः—शाम्यते विघ्नम् एभिः इति शंखाः। बिभेति याभ्यः परसेना इति भेर्यः। पणवाश्च आनकाश्च गोमुखाश्च पणवानकगोमुखाः।

અન્વય અને અર્થ:—ततः ત્યાર પછી, शङ्खाः શંખો, च અને, भेर्यः ભેરીઓ, च અને, पणवानकगोमुखाः મૃદંગો, નગારાંઓ તથા રણશિંગાંઓ, सहसा તુરત, एव જ, अभ्यहन्यन्त વગાડવા લાગ્યાં, (અને) सः તે, शब्दः શબ્દ, तुमुलः ઘણો મોટો, अभवत् થયો.

ભાવાર્થ:—સેનાપતિ ભીષ્મ પિતામહે જ્યાં શંખનાદ કર્યો કે તેજ વખતે અન્ય યોદ્ધાઓ પણ પોતપોતાનાં શંખો, ભેરીઓ, મૃદંગો, નગારાં અને રણશિંગાંઓ તુરતજ વગાડવા લાગ્યા અને તે શંખાદિનો તે શબ્દ ઘણો મોટો ગગનભેદી થયો. ૧૩.

અવતરણિકા:—એ પ્રકારે દુર્યોધનની સેનાનો ઉદ્યમ કહી હવે પાંડવોની સેનાનો ઉદ્યમ સંજય કહે છે —

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ॥
माधवः पाण्डवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥१४॥

पदच्छेदः—ततः, श्वेतैः, हयैः, युक्ते, महति, स्यन्दने, स्थितौ, माधवः, पाण्डवः, च, एव, दिव्यौ, शङ्खौ, प्रदध्मतुः.

व्युत्पत्तिसमासाः—श्वेतन्ते प्रकाशंते इति श्वेता. तैः श्वेतैः । हयंति वेगेन चलंति इति हया तैः हयैः । मह्यते पूज्यते इति महान् तस्मिन् महति । स्यदः शीघ्रगतिः अस्य अस्ति इति स्यन्दनः तस्मिन् स्यन्दने । मायाः लक्ष्म्याः धवः इति माधव, अथवा मधोः गोत्रापत्यं पुमान् माधवः । पाण्डोः अपत्यं पुमान् पाण्डव. । दिवि भवौ दिव्यौ तौ । प्रकर्षेण दध्मतुः प्रदध्मतु. ।

અન્વય અને અર્થ:—तत ત્યાર પછી, श्वेतैः ધોળા, हयैः ઘોડાઓ વડે, युक्ते જોડાયલા, महति મોટા, स्यन्दने રથને વિષે, स्थितौ બેઠેલા, माधवः શ્રીકૃષ્ણ, च અને, पाण्डवः અર્જુન, एव પણ, (તેવી રીતે) दिव्यौ દિવ્ય, शङ्खौ (બે) શંખોને, प्रदध्मतुः વગાડવા લાગ્યા.

ભાવાર્થ:—પછી સફેદ ઘોડાઓ યુક્ત એવા મોટા રથમાં બેઠેલા ભગવાન્ શ્રીકૃષ્ણ અને અર્જુન પણ તે પ્રમાણે પોતપોતાના દિવ્ય શંખો વગાડવા લાગ્યા. ૧૪.

અવતરણિકા:—શ્રીકૃષ્ણ તથા અર્જુને કયા શંખ વગાડ્યા તે કહેવા સાથે બીજાઓએ પણ જે જે શંખો વગાડ્યા તે નીચેના બે શ્લોકમાં જણાવે છે—

पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ॥
पौण्ड्रं दध्मौ महाशङ्खं भीमकर्मा वृकोदरः ॥ १५ ॥

पदच्छेदः—पाञ्चजन्यम्, हृषीकेशः, देवदत्तम्, धनञ्जयः, पौण्ड्रम्, दध्मौ, महाशङ्खम्, भीमकर्मा, वृकोदरः.

व्युत्पत्तिसमासाः—पंचजने दैत्ये भवः पंचजनात् दैत्यात् वा उत्पन्नः पांचजन्यः तं पांचजन्यम् । हृषीकाणाम् इन्द्रियाणाम् ईशः हृषीकेशः । देवैः दत्तः देवदत्तः तं देवदत्तम् । धनम् जयतीति धनञ्जयः । पुण्ड्रस्य अयं पौण्ड्रः तं पौण्ड्रम् । महांश्चासौ शंखश्च महाशंखः तम् महाशंखम् । भीमानि भयंकराणि कर्माणि यस्य सः भीमकर्मा । वर्कते पाचयति इति वृकः, वृकस्य उदरमिव उदरं यस्य स वृकोदरः ।

અન્વય અને અર્થઃ—हृषीकेशः ઇન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણ, पाञ्चजन्यम् પાંચજન્ય નામના શંખને, धनञ्जयः અર્જુન, देवदत्तम् દેવદત્ત નામના શંખને, (અને) भीमकर्मा ભયંકર કર્મો કરનાર, वृकोदरः ભીમસેન, पौण्ड्रम् પૌંડ્ર નામના, महाशङ्खम् મોટા શંખને, दध्मौ વગાડવા લાગ્યો.

ભાવાર્થઃ—ઇંદ્રિયોના નિયામક ભગવાન્ શ્રીકૃષ્ણે પાંચજન્ય, અર્જુને દેવદત્ત અને ભયંકર કર્મ કરનાર ભીમે પૌંડ્ર નામનો એમ પોતપોતાના મોટા શંખોને વગાડ્યા. १५.

अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ॥
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥

पदच्छेदः—अनन्तविजयम्, राजा, कुन्तीपुत्रः, युधिष्ठिरः, नकुलः, सहदेवः, च, सुघोषमणिपुष्पकौ.

**व्युत्पत्तिसमासाः**—अनंतान् शत्रून् विशेषेण जयति वा अनंतः विजयो यस्मिन् स. अनंतविजयः तम् अनंतविजयम् । कुन्त्याः पुत्रः कुन्तीपुत्र । युधि तिष्ठति इति युधिष्ठिरः । सुघोषश्च मणिपुष्पकश्च सुघोषमणिपुष्पकौ तौ । सुघोषमणिपुष्पकौ

**અન્વય અને અર્થઃ**—कुन्तीपुत्रः કુન્તીના પુત્ર, राजा રાજા, युधिष्ठिरः યુધિષ્ઠિર, अनन्तविजयम् અનન્તવિજય નામના શંખને, (તેમજ) नकुलः નકુલ, च અને, सहदेवः સહદેવ, सुघोषमणिपुष्पकौ સુઘોષ અને મણિપુષ્પક નામના પોતાના શંખોને (વગાડવા લાગ્યા).

**ભાવાર્થઃ**—કુન્તીના પુત્ર રાજા યુધિષ્ઠિરે અનન્તવિજય નામનો પોતાનો શંખ તથા નકુલ અને સહદેવે સુઘોષ અને મણિપુષ્પક નામના પોતાના શંખો વગાડ્યા. ૧૬.

काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ॥
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥ १७ ॥
द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ॥
सौभद्रश्च महाबाहुः शंखान् दध्मुः पृथक् पृथक् १८

**पदच्छेदः**—काश्यः, च, परमेष्वासः, शिखण्डी, च, महारथः, धृष्टद्युम्नः, विराटः, च, सात्यकिः, च, अपराजितः, द्रुपदः, द्रौपदेयाः, च, सर्वशः, पृथिवीपते, सौभद्रः, च, महाबाहुः, शङ्खान्, दध्मुः, पृथक्, पृथक्.

**व्युत्पत्तिसमासाः**—काश्यां भवः काश्यः । परमः इष्वासो धनुर्यस्य सः परमेष्वासः । शिखंडं श्मश्रुशून्यता अस्ति अस्य इति शिखंडी । महान् रथो यस्य सः वा महान् चासौ रथः (रथी) च महारथः । धृष्णोति परामवं करोति इति धृष्टम्, धृष्टं द्युम्नं बलं यस्य सः धृष्टद्युम्नः । न पराजितः अपराजितः । द्रौपद्याः अपत्यानि पुमांसः द्रौपदेयाः । सर्वस्मादिति सर्वशः । पृथिव्याः पतिः पृथिवीपतिः तत्संबुद्धौ हे पृथिवीपते । सुभद्रायाः अपत्यं पुमान् सौभद्रः । महान्तौ बाहू यस्य स. महाबाहुः ।

**અન્વય અને અર્થ:**—पृथिवीपते હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર ! परमेष्वासः મોટા ધનુષ્યને ધારણ કરનાર, काश्यः કાશીરાજા, महारथः મહારથી, शिखण्डी શિખંડી, च અને, धृष्टद्युम्नः દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન, च અને, *विराटः વિરાટરાજા*, च અને, अपराजितः બીજાથી પરાજય ન પમાડી શકાય તેવો, सात्यकिः સાત્યકિ, च અને, द्रुपदः રાજા દ્રુપદ, च અને, द्रौपदेयाः દ્રૌપદીના પુત્રો, च અને, महाबाहुः મોટી ભુજાઓવાળો, सौभद्रः સુભદ્રાનો પુત્ર અભિમન્યુ, (એ સર્વે) सर्वशः ચોતરફથી, (પોતપોતાના) पृथक् पृथक् જુદા જુદા, शङ्खान् શંખોને, दध्मुः વગાડવા લાગ્યા.

**ભાવાર્થ:**—હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર ! મોટા ધનુષ્યને ધારણ કરનાર કાશીનો રાજા, મહારથી શિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ, અજેય સાત્યકિ, દ્રુપદ તથા દ્રૌપદીના પુત્રો, અને આજાનબાહુ સુભદ્રાનો પુત્ર અભિમન્યુ એ સર્વ ચોમેરથી પોતપોતાના જુદા જુદા શંખો વગાડવા લાગ્યા. ૧૭-૧૮.

અવતરણિકા:—એ શંખોનો શબ્દ કેવો થયો તે કહે છે —

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ॥
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥

पदच्छेदः—सः, घोषः, धार्तराष्ट्राणाम्, हृदयानि, व्यदारयत्, नभः, च, पृथिवीम्, च, एव, तुमुलः, व्यनुनादयन्.

व्युत्पत्तिसमासाः—घोषयतीति घोषः । धृतराष्ट्रस्य अपत्यानि पुमांसः धार्तराष्ट्राः तेषां धार्तराष्ट्राणाम् । विशेषेण अदारयत् इति व्यदारयत् । प्रथते इति पृथिवी ताम् पृथिवीम् । तौति इति तुमुलः । विशेषेण अनुनादयतीति व्यनुनादयन् ।

**અન્વય અને અર્થઃ**—सः તે, तुमुलः મોટો ભયંકર, घोषः અવાજ-શબ્દ, नभः આકાશ, च અને, पृथिवीम् પૃથ્વીને, च, एव પણ, व्यनुनादयन् ગજાવતો, धार्तराष्ट्राणाम् ધૃતરાષ્ટ્રના પુત્રોનાં, हृदयानि હૃદયોને, व्यदारयत् ચીરી નાંખવા લાગ્યો.

**ભાવાર્થઃ**—શંખોનો તે મહાન્ ભયંકર શબ્દ આકાશ અને પૃથ્વીને પણ ગજાવી મૂકતો ધૃતરાષ્ટ્રના પુત્રોનાં હૃદયોને ચીરી નાંખવા લાગ્યો. અર્થાત્ શ્રીકૃષ્ણ વગેરેના તે શંખોના શબ્દથી દુર્યોધન વગેરેનાં હૃદય જાણે ભવિષ્યનું સૂચન થતું હોય તેમ કમ્પાયમાન થઈ ગયાં. ૧૯.

અવતરણિકાઃ—એ પ્રમાણે સૈનિકોની પ્રવૃત્તિ કહી શત્રુસૈન્યની ગોઠવણી જોઈ તેપર પોતાનું યુદ્ધકૌશલ્ય બતાવવું એવા નિશ્ચયવાળા સંગ્રામકુશળ અર્જુનની કુશળતા બતાવવા હવે તેની પ્રવૃત્તિ કહે છેઃ—

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्त्तराष्ट्रान्कपिध्वजः ॥
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डवः ॥ २० ॥

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ॥

पदच्छेदः—अथ, व्यवस्थितान्, दृष्ट्वा, धार्त्तराष्ट्रान्, कपिध्वजः, प्रवृत्ते, शस्त्रसंपाते, धनुः, उद्यम्य, पाण्डवः, हृषीकेशम्, तदा, वाक्यम्, इदम्, आह, महीपते.

व्युत्पत्तिसमासाः—कपिः हनुमान् ध्वजायां यस्य सः कपिध्वजः । सह पातः संपातः, शस्त्राणां संपातः शस्त्रसंपातः तस्मिन् शस्त्रसंपाते । मह्याः पृथ्व्याः पतिः महीपतिः तत्संबुद्धौ हे महीपते ।

અન્વય અને અર્થ:—महीपते હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર ! अथ ત્યારપછી, धार्त्तराष्ट्रान् ધૃતરાષ્ટ્રના ( તમારા ) પુત્રોને, व्यवस्थितान् ( યુદ્ધ માટે ) ગોઠવાઈને ઉભેલા, दृष्ट्वा જોઈને, शस्त्रसंपाते શસ્ત્રો પડવાની, प्रवृत्ते પ્રવૃત્તિ શરૂ થતાં, कपिध्वजः હનૂમાનના ચીન્હવાળીધ્વજાવાળો, पाण्डवः અર્જુન, धनुः ધનુષ્યને, उद्यम्य સજ્જ કરીને, तदा તે વખતે, हृषीकेशम् ઇન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણને, इदम् આ (પ્રમાણે) વચન, आह કહેવા લાગ્યો.

ભાવાર્થ:—હે પૃથ્વીપતિ ધૃતરાષ્ટ્ર ! ત્યારપછી તમારા ધૃતરાષ્ટ્રના પુત્રોને જ્યારે યુદ્ધને માટે ગોઠવાઈને તૈયાર થઈ ઉભેલા અર્જુને જોયા એટલે જેની ધ્વજાપર હનૂમાનનું ચિન્હ છે એવો અર્જુન પણ પોતાના ધનુષ્યને સજ્જ કરીને ભગવાન્ શ્રીકૃષ્ણને આ પ્રમાણે કહેવા લાગ્યો: ૨૦.

અવતરણિકા —સેનાઓના મધ્યમાં રથને લઈ જવાનું કારણ બતાવતો અર્જુન શું કહે છે તે જણાવે છે —

अर्जुन उवाच । અર્જુન બોલ્યો:–

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥
यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ॥
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥

पदच्छेदः—सेनयोः, उभयोः, मध्ये, रथम्, स्थापय, मे, अच्युत, यावत्, एतान्, निरीक्षे, अहम्, योद्धुकामान्, अवस्थितान्, कैः, मया, सह, योद्धव्यम्, अस्मिन्, रणसमुद्यमे.

व्युत्पत्तिसमासाः—सिनाति बध्नाति इति सेना, सेना च सेना च सेने तयोः सेनयोः । न च्युतः अच्युतः तत्संबुद्धौ हे अच्युत । योद्धुं कामयन्ते ते योद्धुकामाः तान् योद्धुकामान् । रणनं रणः वा रण्यते अस्मिन् इति रणः, सम्यक् उद्यमः समुद्यमः, रणस्य समुद्यमः रणसमुद्यमः तस्मिन् रणसमुद्यमे ।

**અન્વય અને અર્થઃ**—अच्युत હે શ્રીકૃષ્ણ ! मे મારા, रथम् રથને, उभयोः બન્ને, सेनयोः સેનાઓની, मध्ये વચમાં, स्थापय ઉભો રાખો, (કે) यावत् જ્યાંથી અથવા જ્યાંસુધીમાં, योद्धुकामान् યુદ્ધની ઈચ્છાવાળા થઈને, अवस्थितान् સ્થિરતાથી ઉભેલા, एतान् એમને, अहम् હું, निरीक्षे જોઇ શકું, (અને) अस्मिन् આ, रणसमुद्यमे રણના સમારંભમાં, मया મારે, कैः કોની, सह સાથે, योद्धव्यम् યુદ્ધ કરવાનું છે ?

**ભાવાર્થઃ**—હે શ્રીકૃષ્ણ, તમે મારા રથને બન્ને સેનાઓની વચ્ચે ઉભો રાખો કે જ્યાંથી યુદ્ધની ઇચ્છાથી તૈયાર થઈ ઉભેલા

એમને હું જોઈ શકું, અને રણસમારંભમાં મારે કોની સાથે યુદ્ધ કરવું જોઈએ તે પણ હું સમજી શકું. ૨૧-૨૨.

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ॥
धार्त्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥

पदच्छेदः—योत्स्यमानान, अवेक्षे, अहम्, ये, एते, अत्र, समागताः, धार्त्तराष्ट्रस्य, दुर्बुद्धेः, युद्धे, प्रियचिकीर्षवः.

व्युत्पत्तिसमासाः—योत्स्यंते इति योत्स्यमानाः तान् योत्स्यमानान् । सम्यक् आगताः समागताः । दुष्टा बुद्धिः यस्य सः दुर्बुद्धिः तस्य दुर्बुद्धेः । कर्तुम् इच्छन्ति चिकीर्षन्ति, चिकीर्षन्ति ते चिकीर्षवः, प्रियस्य चिकीर्षवः प्रियचिकीर्षव ।

અન્વય અને અર્થઃ—(વળી) दुर्बुद्धेः દુષ્ટ બુદ્ધિવાળા, धार्त्तराष्ट्रस्य ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું, युद्धे યુદ્ધમાં, प्रियचिकीर्षवः પ્રિય કરવાની ઇચ્છાવાળા, ये જે, एते આ, अत्र અહીંઆં समागताः આવેલા છે, (તે) योत्स्यमानान યુદ્ધ કરવા ઇચ્છનારાઓને, (પણ) अहम હું, अवेक्षे જોઉં.

ભાવાર્થઃ—વળી દુષ્ટ બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું યુદ્ધમાં પ્રિય કરવાની ઇચ્છાવાળા જેઓ અહીંઆં આવેલા છે તેવા યુદ્ધ કરવા ઇચ્છનારાઓને પણ હું જોઈ શકું. ૨૩.

અવતરણિકાઃ—એ પ્રમાણે અર્જુને પ્રેરેલા શ્રીકૃષ્ણ અહિંસા ધર્મનો સ્વીકાર કરી અર્જુનને યુદ્ધ નહિ કરવા માટે ક્વચિત્ આજ્ઞા કરે એવી ધૃતરાષ્ટ્રના મનની આશંકા દૂર કરવાના હેતુથી સંજય કહે છે—

सञ्जय उवाच । સંજય કહે છે –

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ॥
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ॥
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥ २५ ॥

पदच्छेदः—एवम्, उक्तः, हृषीकेशः, गुडाकेशेन, भारत, सेनयोः, उभयोः, मध्ये, स्थापयित्वा, रथोत्तमम्, भीष्मद्रोणप्रमुखतः, सर्वेषाम्, च, महीक्षिताम्, उवाच, पार्थ, पश्य, एतान्, समवेतान, कुरून्, इति.

व्युत्पत्तिसमासाः—गुडाकाया निद्राया ईश गुडाकेश । भरतस्य राज्ञ वंशे जात भारत तत्संबुद्धौ हे भारत । रथेषु उत्तम रथोत्तम तम् रथोत्तमम् । भीष्मश्च द्रोणश्च भीष्मद्रोणौ तयो प्रमुखत भीष्मद्रोणप्रमुखत । महीम् ईक्षंते इच्छति इति महीक्षित तेषाम् महीक्षिताम् ।

અન્વય અને અર્થઃ—भारत હે ભરતવંશી ધૃતરાષ્ટ્ર ! गुडाकेशेन નિદ્રાને જીતનાર અર્જુને, एवम् એ પ્રમાણે, उक्तः કહેવાયલા, हृषीकेशः ભગવાન્ શ્રીકૃષ્ણ, उभयोः બન્ને, सेनयोः સેનાઓની, मध्ये વચમાં, भीष्मद्रोणप्रमुखतः ભીષ્મ પિતામહ અને દ્રોણાચાર્યની સાન્નિધ્યમાં, च અને, सर्वेषाम् સર્વ, महीक्षिताम् રાજાઓની સમક્ષ रथोत्तमम् ઉત્તમ રથને, स्थापयित्वा ઉભો કરીને, "पार्थ! હે પૃથા–કુંતી–ના પુત્ર અર્જુન ! समवेतान् એકઠા થએલા, एतान् આ, कुरून् કૌરવોને, पश्य જો" इति એ પ્રમાણે, उवाच કહેવા લાગ્યા.

ભાવાર્થઃ—હે ધૃતરાષ્ટ્ર! એ પ્રમાણે અર્જુનવડે કહેવાયલા ભગવાન્ શ્રીકૃષ્ણ, બન્ને સેનાઓની વચ્ચે ભીષ્મ અને દ્રોણની સાન્નિધ્યમાં તેમજ અન્ય રાજાઓની સમક્ષ, ઉત્તમ રથને ઉભો રાખીને "હે કુંતાના પુત્ર અર્જુન! તું આ એકઠા મળેલા કૌરવોને જો" એ પ્રમાણે કહેવા લાગ્યા. ૨૪-૨૫.

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ॥
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा ॥२६॥
श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥

पदच्छेदः—तत्र, अपश्यत्, स्थितान्, पार्थः, पितॄन्, अथ, पितामहान्, आचार्यान्, मातुलान्, भ्रातॄन्, पुत्रान्, पौत्रान्, सखीन्, तथा, श्वशुरान्, सुहृदः च, एव, सेनयोः, उभयोः, अपि.

व्युत्पत्तिसमासाः—पृथायाः अपत्यं पुमान् पार्थः । पान्ति इति पितरः तान् पितॄन् । *पुंनाम्नो नरकात् त्रायंते इति पुत्राः तान् पुत्रान् । पुत्रस्य अपत्यानि पुमांसः, पौत्राः तान् पौत्रान् । शु अश्नुवते इति श्वशुराः तान् श्वशुरान् । शोभनं हृद् हृदयं येषां ते सुहृदः ।

અન્વય અને અર્થઃ—तत्र ત્યાં યુદ્ધભૂમિમાં, पार्थः અર્જુન, उभयोः બન્ને, सेनयोः સેનાઓમાં, स्थितान् ઉભા રહેલા, पितॄन् ભૂરિશ્રવાદિ પિતૃપક્ષના વડીલોને, अथ તેમજ, पितामहान् ભીષ્મ વિગેરે પિતામહોને, आचार्यान् દ્રોણ, કૃપાચાર્યાદિ આચા-

* पुन्नाम्नो नरकाद्यस्मात्पितरं त्रायते सुतः । तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा । મનુ જે માટે પુંનામના નરકમાંથી પિતાને પુત્ર તારે છે તે માટે જ બ્રહ્મા એ પોતે જ એને પુત્ર એમ કહ્યું છે

ચોને, मातुलान् શલ્યાદિ મોસાળ પક્ષનાઓને, भ्रातॄन् ભીમ, દુર્યોધનાદિ ભાઈઓને, पुत्रान् અભિમન્યુ, લક્ષમણ ઇત્યાદિ પુત્રોને, पौत्रान् લક્ષમણના પુત્ર વિગેરે પૌત્રોને, तथा અને, सखीन् અશ્વત્થામાદિક મિત્રોને, श्वशुरान् દ્રુપદ વિગેરે શ્વસુરોને, च અને, सुहृदः સાત્યકિ, કૃતવર્માદિ પરમ મિત્રોને, अपि પણ, एव ખરેખર, अपश्यत् જોવા લાગ્યો.

ભાવાર્થઃ—ત્યાં યુદ્ધભૂમિમાં અર્જુને, બન્ને સેનાઓમાં ઉભા રહેલા પોતાના ભૂરિશ્રવાદિ કાકાઓને, ભીષ્માદિ પિતામહોને, દ્રોણ, કૃપાચાર્યાદિ આચાર્યોને, શલ્ય વિગેરે મામાઓને, ભીમ, દુર્યોધન વિગેરે ભાઈઓને, અભિમન્યુ, લક્ષમણ ઇત્યાદિ પુત્રો, તેમજ તેમના પુત્રો એટલે કે પોતાના પૌત્રોને, અશ્વત્થામાદિક સખાઓને, દ્રુપદ વિગેરે શ્વસુરોને અને સાત્યકિ, કૃતવર્મા વિગેરે મિત્રોને પણ જોયા ૨૬.

तान्समीक्ष्य स कौन्तेयःसर्वान्बंधूनवस्थितान्॥२७॥
कृपया परयाऽविष्टो विषीदन्निदमब्रवीत् ।

पदच्छेदः—तान, समीक्ष्य, सः, कौन्तेयः, सर्वान, बन्धून, अवस्थितान, कृपया, परया, आविष्टः, विषीदन, इदम्, अब्रवीत्.

व्युत्पत्तिसमासाः—सम्यक् ईक्षित्वा इति समीक्ष्य। कुन्त्याः अपत्यं पुमान् कौन्तेयः। बध्नाति इति बंधु तान् बंधून्। कल्पते अनया इति कृपा, तया कृपया। आ समन्तात् विष्टः व्याप्तः आविष्टः। विशेषेण सीदति इति विषीदन् ।

**અન્વય અને અર્થઃ**—स ते, कान्तेय કુન્તીનો પુત્ર અર્જુન, अवस्थितान् (યુદ્ધ માટે યથાસ્થિત) ગોઠવાયલા એવા, तान् તે, सर्वान् સર્વ, बन्धून् સગાસંબંધીઓને, समीक्ष्य જોઇને, परया ઘણી, कृपया દયાથી, आविष्ट ઘેરાયલો, (થઇને) विषीदन् ખેદ પામતો, इदम् આ (પ્રમાણે વચન), अब्रवीत् કહેવા લાગ્યો.

ભાવાર્થઃ—અર્જુન, પોતાના બધા સગાસંબંધીઓને યુદ્ધ માટે બરાબર ગોઠવાયલા જોઇને અત્યંત દયાથી ગળગળો થઇને ખેદ પામતો ભગવાનને આ પ્રમાણે કહેવા લાગ્યો. ૨૭

અવતરણિકા:—આત્મજ્ઞાનને યથાર્થ નહીં જાણનાર અર્જુન, પોતાને અને બીજાઓને સંબંધી તરીકે જાણી યુદ્ધમાં પોતાનો અને સ્નેહીઓનો વિનાશ થવાનો પ્રસંગ ધારી અને સંબંધી જનોની હિંસા કરવી એ મહા પાપ છે એમ માની આર્દ્રહૃદયે 'યુદ્ધમાંથી પાછા ન હઠવારૂપ' પોતાના પરમ ધર્મને ભૂલી જઈ, મહાન્ શોકસાગરમાં ડુબી ખેદ કરતો કરતો શું કહેવા લાગ્યો તે કહે છે

अर्जुन उवाच। અર્જુન કહે છે—

दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥
सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ॥
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥ २९ ॥

पदच्छेदः—दृष्ट्वा, इमम्, स्वजनम्, कृष्ण, युयुत्सुम्, समुपस्थितम्, सीदन्ति, मम, गात्राणि, मुखम्, च, परिशुष्यति, वेपथुः, च, शरीरे, मे, रोमहर्षः, च, जायते.

व्युत्पत्तिसमासाः—स्वस्य जनः स्वजनः तम् स्वजनम् । कर्षयतीति कृष्णः तत्संबुद्धौ हे कृष्ण ! योद्धुमिच्छु. युयुत्सुः तम् युयुत्सुम् । सम्यक् सावधानतया उपस्थितः समुपस्थितः तं समुपस्थितम् । परितः सर्वतः शुष्यति इति परिशुष्यति । रोम्णां हर्षः रोमहर्षः ।

અન્વય અને અર્થઃ—कृष्ण હે શ્રીકૃષ્ણ ! इमम् આ, समुपस्थितम् સારીરીતે ( ગોઠવાઇને ) સ્થિર ઉભેલા, स्वजनम् મારા કુટુંબી જનોને, युयुत्सुम् યુદ્ધ કરવાની ઈચ્છાવાળા, दृष्ट्वा જોઇને, मम મારા, गात्राणि અવયવો, सीदन्ति શિથિલ થઇ જાય છે, च અને, मुखम् મોઢું, परिशुष्यति અત્યંત સુકાય છે, च તેમ, मे મારા, शरीरे શરીરમાં, वेपथुः કંપ, च અને, रोमहर्षः રોમાંચ ( રૂવાંડાંનું ઉભું થવું તે ) जायते થાય છે.

ભાવાર્થઃ—હે શ્રીકૃષ્ણ ! સારી રીતે ગોઠવાઇને તૈયાર થઇ ઉભેલા આ મારા કુટુંબીઓને યુદ્ધ કરવાની ઈચ્છાવાળા જોઇને મારા અવયવો શિથિલ થઈ જાય છે, મારૂં મોઢું અત્યંત સુકાય છે, શરીર એકદમ કંપાયમાન થઇ જાય છે અને રોમાંચ ખડાં થાય છે. ૨૮–૨૯.

गाण्डीवं स्रंसते हस्तात्त्वक् चैव परिदह्यते ॥
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः॥३०॥
निमित्तानि च पश्यामि विपरीतानि केशव ॥

पदच्छेदः—गाण्डीवम्, स्रंसते, हस्तात्, त्वक्, च, एव, परिदह्यते, न, च, शक्नोमि, अवस्थातुम्, भ्रमति, इव, च, मे, मनः, निमित्तानि, च, पश्यामि, विपरीतानि, केशव.

व्युत्पत्तिसमासाः—गाण्डिः अस्य अस्तीति संज्ञायाम् गाण्डीवम्। परितः दह्यते इति परिदह्यते। कश्च ईशश्च केशौ ब्रह्मेशौ तौ वाति गच्छति प्रेरयतीति केशवः तत्संबुद्धौ हे केशव।

**અન્વય અને અર્થઃ**—વળી केशव હે કેશવ ! गाण्डीवम् ગાંડીવ (નામનું મારૂં ધનુષ્ય), हस्तात् હાથમાંથી, स्रंसते પડી જાય છે, च તેમ, त्वक् ચામડી, एव પણ, परिदह्यते ચોતરફથી બળે છે, च અને, अवस्थातुम् ઉભો રહેવાને (પણ), न, शक्नोमि હું શક્તિમાન્ નથી, च તેમ, मे મારૂં, मनः મન, भ्रमति, इव ભમતું હોય તેમ થાય છે, च અને विपरीतानि ઉલટાં, निमित्तानि શકુનો (અપશકુનો), पश्यामि હું જોઉં છું.

ભાવાર્થઃ—વળી હે શ્રીકૃષ્ણ ! ગાંડીવ નામનું આ મારૂં ધનુષ્ય હાથમાંથી પડી જાય છે, ચામડી પણ ચોતરફથી બળે છે, હું ઉભો રહેવાને પણ શક્તિમાન્ થતો નથી, મારૂ મન જાણે ભમતું હોયની તેવું થાય છે અને હું અશુભ શકુનો જોઉં છું. ૩૦

न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥ ३१॥
न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ॥

पदच्छेदः—न, च, श्रेयः, अनुपश्यामि, हत्वा, स्वजनम्, आहवे, न, काङ्क्षे, विजयम्, कृष्ण, न, च, राज्यम्, सुखानि, च.

व्युत्पत्तिसमासाः—अतिशयेन प्रशस्यं श्रेयः। आहूयन्ते शत्रवः अत्र इति आहवः तस्मिन् आहवे। विशेषेण जयः विजयः तम् विजयम्।

અન્વય અને અર્થ:—च વળી, आहवे યુદ્ધમાં, स्वजनम् પોતાના કુટુંબીઓને, हत्वा હણીને, श्रेयः કલ્યાણને, न, अनुपश्यामि, હું પાછળથી જોતો નથી. (અને તેથી) कृष्ण હે શ્રીકૃષ્ણ ! विजयम् વિજયને, न, काङ्क्षे હું ચહાતો નથી, च તેમ, राज्यम् રાજ્યને, च અને, सुखानि સુખોને (પણ), न (काङ्क्षे) ચહાતો નથી.

ભાવાર્થ:—વળી યુદ્ધમાં મારા કુટુંબીઓને હણીને પાછળથી મારૂં કલ્યાણ થઈ શકે એમ પણ હું જોઈ શકતો નથી અને તેથી હે શ્રીકૃષ્ણ ! હું વિજયને, રાજ્યને કે સુખોને પણ ચાહતો નથી. અર્થાત્ સ્વજનોનો નાશ કરીને મને વિજય વિગેરે મેળવવાની ઈચ્છા નથી. ૩૧.

અવતરણિકા:—ક્ષત્રિયમાત્રને રાજ્યની આકાંક્ષા હોવી જોઈએ, કારણ કે તે વડે તે પોતાના પુત્ર ભાઈ વિગેરે સ્વજનોની સગવડ ખૂબ કરી શકે છે એમ કદાચ ભગવાન્ કહે તો તેના જવાબમા અર્જુન કહે છે

किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा ॥३२॥
येपामर्थे कांक्षितं नो राज्यं भोगाः सुखानि च ॥
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च ३३

पदच्छेदः—किम्, नः, राज्येन, गोविन्द, किम्, भोगैः, जीवितेन, वा, येपाम्, अर्थे, कांक्षितम्, नः, राज्यम्, भोगाः, सुखानि, च, ते, इमे, अवस्थिताः, युद्धे, प्राणान्, त्यक्त्वा, धनानि, च.

व्युत्पत्तिसमासाः— गावं भुवं धेनुं स्वर्गं वा विन्दते इति गोविन्दः तत्सम्बुद्धौ हे गोविन्द । भुज्यन्ते इति भोगाः तैः भोगैः ।

અન્વય અને અર્થઃ—गोविन्द હે ગોવિન્દ !, नः અમને, राज्येन રાજ્યવડે, किम् શું ? ( તેમજ ) भोगैः વિષયભોગોવડે, वा અથવા, जीवितेन જીવન વડે (પણ), किम् શું ( લાભ ) ? ( કારણ કે ) येषाम् જેઓની, अर्थ ખાતર, नः અમે, राज्यम् રાજ્ય, काङ्क्षितम् ઈચ્છયું છે, च અને, भोगाः ભોગો, (તેમજ) सुखानि સુખો, ( ઈચ્છયાં છે ), ते તેઓ, इमे આ ( તો ), प्राणान् પ્રાણો, च તથા, धनानि ધનોને, त्यक्त्वा છોડીને, युद्धे યુદ્ધમાં, अवस्थिताः સ્થિર થઈને ઉભા છે.

ભાવાર્થઃ—હે ગોવિન્દ ! રાજ્ય, વિષયભોગ અથવા તો જીવનથી અમને શો લાભ ? કારણ કે જેઓની ખાતર અમે રાજ્ય, ભોગો અને સુખોને ઈચ્છીએ છીએ, તેઓ તો પોતાનાં પ્રાણ ધન વિગેરે બધું છોડીને અહીં યુદ્ધમાં ઉભેલા છે. ૩૩.

અવતરણિકાઃ—યુદ્ધમાં તે કોણ કોણ ઉભેલા છે તે કહે છે.

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ॥
मातुलाः श्वशुराः पौत्राः श्यालाः संबन्धिनस्तथा ३४

पदच्छेदः—आचार्याः, पितरः, पुत्राः, तथा, एव, च, पितामहाः, मातुलाः, श्वशुराः, पौत्राः, श्यालाः, संबन्धिनः, तथा.

व्युत्पत्तिसमासाः—सम्यक् बन्धः सम्बन्धः, सम्बन्धः अस्ति येषां ते सम्बन्धिनः ।

અન્વય અને અર્થઃ—आचार्याः દ્રોણાચાર્યાદિ આચાર્યો, पितरः કાકાઓ, पितामहाः ભીષ્મ વિગેરે દાદાઓ, पुत्राः અભિમન્યુ તથા પ્રતિવિન્ધ્યાદિ પુત્રો, च અને, तथा एव તેમજ,

मातुलाः મામાઓ, श्वशुराः સસરાઓ, पौत्राः પૌત્રો, स्यालाः ધૃષ્ટદ્યુમ્નાદિ સાળાઓ, तथा અને, संबन्धिनः સંબંધીઓ (પણ છે).

ભાવાર્થ:—દ્રોણ, કૃપ વિગેરે આચાર્યો, કાકાઓ, પિતામહો, પુત્રો, તેમજ મામા, સસરા, પૌત્રો, સાળાઓ અને બીજા સગા વહાલાઓ ( એ સર્વ યુદ્ધમાં લડવાને માટે તૈયાર થઈ ઉભેલા છે ). ૩૪.

અવતરણિકા:—"હે અર્જુન ! તુ કદાચ કૃપાથી એમને મારીશ નહિ, તો પણ રાજ્ય-લોભથી તેઓ તને હણશે" એમ કદાચ શ્રીકૃષ્ણ કહે તો તેવી શંકા ધારી અર્જુન પોતે કહે છે

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन ॥
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते॥३५॥

पदच्छेदः—एतान, न, हन्तुम्, इच्छामि, घ्नतः, अपि, मधुसूदन, अपि, त्रैलोक्यराज्यस्य, हेतोः, किम्, नु, महीकृते.

व्युत्पत्तिसमासाः—मधुनामानं दैत्यं सूदयतीति मधुसूदनः तत्संबुद्धौ हे मधुसूदन। त्रयश्च ते लोकाश्च इति त्रैलोक्यम्, त्रैलोक्यस्य राज्यं त्रैलोक्यराज्यम् तस्य त्रैलोक्यराज्यस्य । मह्यते पूज्यते इति मही, मह्याः कृते महीकृते ।

અન્વય અને અર્થ:—मधुसूदन હે મધુનામના દૈત્યનો નાશ કરનાર શ્રીકૃષ્ણ ! घ्नतः ( મને ) મારતા એવા, अपि પણ, एतान् એઓને, त्रैलोक्यराज्यस्य સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ ત્રણે લોકના રાજ્યના, हेतोः કારણથી, अपि પણ, नु ખરેખર, हन्तुम्

હણવાને, न, इच्छामि હું નથી ઇચ્છતો ( તો ), महीकृते ( કેવળ ) પૃથ્વીને માટે ( તો ), किम् શું ( ઇચ્છુ ) ?

**ભાવાર્થ**:—હે મધુસૂદન ! એઓ મને મારતા હોય તો પણ સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રૈલોકયના રાજ્યની પ્રાપ્તિને માટે પણ હું એઓને હણવા ઇચ્છતો નથી તો પછી એક પૃથ્વીના રાજ્ય માટે તો કેમજ હણવાને ઇચ્છુ ? નજ ઇચ્છુ ૩૫

અવતરણિકા:—રાજ્ય ક્વચિત્ મળે તો પણ અમને મહા ભયકર પાપ એવા લાગે ભયથી કહે છે

निहत्य धार्त्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन ॥
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥ ३६ ॥

**पदच्छेदः**—निहत्य, धार्त्तराष्ट्रान्, न, का, प्रीतिः, स्यात्, जनार्दन, पापम्, एव, आश्रयेद्, अस्मान्, हत्वा, एतान्, आततायिनः.

**व्युत्पत्तिसमासाः**—जनान् अर्दयतीति जनार्दन, अथवा जनान् अर्दति गच्छति प्रेरयतीति जनार्दन तत्सम्बुद्धौ हे जनार्दन ! आततेन विस्तीर्णेन शस्त्रादिना अयितु शीलं येषा ते आततायिन तान् ।

**અન્વય અને અર્થ**:—जनार्दन હે જનાર્દન ! धार्त्तराष्ट्रान् ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનાદિને, निहत्य હણીને, न અમને, का શો, प्रीति આનદ, स्यात् થાય ? ( કારણકે ) एतान् એ, आततायिन આતતાયીઓને, हत्वा હણીને ( તો ), अस्मान् અમને, पापम् પાપ, एव જ, आश्रयेद् લાગે.

ભાવાર્થઃ—હે જનાર્દન ! ધૃતરાષ્ટ્રના એ દુર્યોધનાદિકોને હણીને અમને શો આનંદ થવાનો હતો ? કારણ કે [1]આતતાયિઓને હણીને તો અમને કેવલ પાપજ લાગે. ૩૬.

અવતરણિકાઃ—યુદ્ધ રાજ્યસુખના ખરા ઉદ્દેશથી કરવામાં આવે છે, પરંતુ તેમાં તો પોતાનાંજ સગાંઓનો વિનાશ થતો હોવાથી ખરા સુખની પ્રાપ્તિ થતી નથી, એમ માની અર્જુન કહે છેઃ

तस्मान्नार्हा वयं हन्तुं धार्त्तराष्ट्रान् स्वबान्धवान् ॥
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव॥३७॥

पदच्छेदः—तस्मात्, न, अर्हाः, वयम्, हन्तुम्, धार्त्तराष्ट्रान, स्वबान्धवान, स्वजनम्, हि, कथम्, हत्वा, सुखिनः, स्याम, माधव.

---

१ ‘ अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः । क्षेत्रदारहरश्चैव षडेते ह्याततायिनः ॥’ इति स्मृतेः एतेषां च सर्वप्रकारैराततायित्वात् । ‘ आततायिनमायान्तं हन्यादेवाविचारयन् । नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ॥’ ‘ न हिंस्यात् ’ इति धर्मशास्त्रात् ‘ आततायिनं हन्यात् ’ इति अर्थशास्त्रस्य दुर्बलत्वात् अस्मान् पापमेव आश्रयेदिति दर्शयति पार्थः ॥

“ આગ લગાડનાર, ઝેર આપનાર, શસ્ત્ર હાથમા રાખીને મારવા આવનાર ધનનુ હરણ કરનાર, ક્ષેત્ર-જમીનને ખુચવી લેનાર, તથા સ્રીનુ હરણ કરી લઈ, જનાર, એ છ મનુષ્ય આતતાયી કહેવાય છે. ” એ ધર્મશાસ્ત્રના સ્મૃતિવાક્યથી દુર્યોધનાદિકોનુ બધી રીતે આતતાયિપણુ સાબીત થાય છે, અને તેથી સ્મૃતિના “ આતતાયીને એકદમ કંઈ પણ વિચાર વિના હણવો, તેમ કરતાં આતતાયીનો વધ કરનારને કોઈ પણ જાતનુ પાપ લાગતુ નથી. ” એ નિયમ પ્રમાણે તેઓનો વધ કરવો જોઈએ, એ સિદ્ધ થાય છે, છતા પણ “ કોઈની હિંસા ન કરવી ” એ ધર્મશાસ્ત્ર, “ આતતાયીને મારવો ” એ અર્થશાસ્ત્રથી વિશેષ બલવત્ હોવાથી દુર્યોધનાદિકોના વધથી અમને જરૂર પાપજ લાગે. એ વાત અર્જુનના હૃદયમાં દૃઢ થયેલી હોવાથી તે આપ્રમાણે બોલ્યો છે.

व्युत्पत्तिसमासाः—स्वस्य जन स्वजन तम् स्वजनम् । सुखम् अस्ति येषा ते सुखिन । माया लक्ष्म्या धव माधव तत्सम्बुद्धौ हे माधव।

અન્વય અને અર્થ:—तस्मात् તેથી, धार्त्तराष्ट्रान्, દુર્યોધનાદિ, स्वबान्धवान् પોતાના બન્ધુઓને, हन्तुम् હણવાને, वयम् અમે, न, अर्हा યોગ્ય નથી, हि કારણ કે, स्वजनम् પોતાના કુટુમ્બીઓને, हत्वा હણીને, माधव હે માધવ ! ( અમે ) सुखिन સુખી, कथम् કેવી રીતે, स्याम થઈએ ?

ભાવાર્થ:—તેથી દુર્યોધન વિગેરે અમારા પોતાના બન્ધુ-ઓને અમે હણવાને માટે યોગ્ય નથી, કારણ કે સ્વજનોને મારીને હે માધવ ! અમે કેવી રીતે સુખી થઈએ ? કદી ન થઈ શકીએ. ૩૭.

અવતરણિકા —'સ્વજનની હિંસારૂપ દોષથી થતુ પાપ બન્ને પક્ષને સમાન લાગે તેમ છે, છતા દુર્યોધનાદિક જેમ પાપને ન ગણકારતા યુદ્ધ કરવા તૈયાર થયા છે તેમ તમારે પણ પાપ ન જાણવુ અને યુદ્ધ કરવુ ' એમ કદાચ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે તો તેને માટે અર્જુન બે શ્લોકથી કહે છે

यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः ॥
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥
कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ॥
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥

पदच्छेदः—यद्यपि, एते, न, पश्यन्ति, लोभोपहतचे-तसः, कुलक्षयकृतम्, दोषम्, मित्रद्रोहे, च, पातकम्, कथम्,

न, ज्ञेयम्, अस्माभिः, पापात्, अस्मात्, निवर्तितुम्, कुलक्षयकृतम्, दोषम्, प्रपश्यद्भिः, जनार्दन.

व्युत्पत्तिसमासाः—लोभेन उपहतानि चेतांसि येषां ते लोभोपहतचेतसः। कुलस्य क्षयः कुलक्षयः, कुलक्षयेन कृतः कुलक्षयकृतः तम् कुलक्षयकृतम्। दुष्यतीति दोषः तम् दोषम्। द्रुह्यतीति द्रोहः, मित्रस्य द्रोहः मित्रद्रोहः तस्मिन् मित्रद्रोहे। पातयति नरके इति पातकम् तत् पातकम्। प्रकर्षेण पश्यन्तीति प्रपश्यन्तः तैः प्रपश्यद्भिः।

અન્વય અને અર્થ:—यद्यपि જો કે, लोभोपहतचेतसः લોભથી હણાયલું (વિવેકરહિત થયેલું) છે ચિત્ત જેમનું એવા, एते એઓ, कुलक्षयकृतम् કુલની હિંસાથી થતા, दोषम् દોષને (પાપને), च તેમજ, मित्रद्रोहे મિત્રના દ્રોહથી થતા, पातकम् પાપને, न, पश्यन्ति જોતા નથી, (તો પણ) जनार्दन હે જનાર્દન! कुलक्षयकृतम् કુલના નાશથી થતા, दोषम् પાપને, प्रपश्यद्भिः જોતા એવા, अस्माभिः અમારે, अस्मात् આ, पापात् પાપમાંથી, निवर्तितुम् નિવૃત્ત થવાને, कथम् શા માટે, न, ज्ञेयम् ન જાણવું જોઈએ?

ભાવાર્થ:—જો કે લોભથી વિવેકરહિત ચિત્તવાળા એ દુર્યોધન વિગેરે કુળની હિંસાથી થતા પાપને અને મિત્રોના દ્રોહથી થતા પાપને જોઈ શકતા નથી, તોપણ હે જનાર્દન! કુલના નાશથી થતા પાપને જાણતા એવા અમોએ આ (કુલના વિનાશરૂપ) પાપથી નિવૃત્ત થવાને શા માટે ન જાણવું જોઈએ? ૩૮–૩૯.

અવતરણિકા:—"કુલના નાશથી એવો કયો દોષ લાગે છે? અને તેથી શી હાનિ થશે, કે જેથી તું યુદ્ધ કરવા ઇચ્છતો નથી?" એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કદાચ કહે તો તેને માટે અર્જુન કહે છેઃ

कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ॥
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥

पदच्छेदः—कुलक्षये, प्रणश्यन्ति, कुलधर्माः, सनातनाः, धर्मे, नष्टे, कुलम्, कृत्स्नम्, अधर्मः, अभिभवति, उत.

व्युत्पत्तिसमासाः—कुलस्य क्षय कुलक्षय तस्मिन् कुलक्षये । प्रकर्षेण नश्यन्ति इति प्रणश्यन्ति । धारयन्तीति धर्मा, कुलस्य धर्मा कुलधर्माः । न धर्म अधर्म ।

અન્વય અને અર્થ:—कुलक्षये કુલનો નાશ થતા, सनातना પરપરાથી ચાલ્યા આવતા (એવા), कुलधर्मा કુલના (ઉચિત) ધર્મો, प्रणश्यन्ति નાશ પામે છે, उत (સમુચ્ચય વાચક અવ્યય), અને धर्म ધર્મ (અગ્નિહોત્રાદિ), नष्टे નાશ થઈ જતા, अधर्म અધર્મ, कृत्स्नम् આખા, कुलम् કુલને, अभिभवति ચોતરફથી ઘેરી લેછે

ભાવાર્થ:—કુલના પુરૂષોનો નાશ થતા કુલપર પરાથી ચાલ્યા આવતા કુલોચિત ધર્મો ધર્માચરણ કરનારના અભાવથી નષ્ટ થઈ જાય છે અને એ પ્રમાણે એ અગ્નિહોત્રાદિ ધર્મો નાશ પામતા બાકી રહેલા આખા કુલને અધર્મ ઘેરી લેછે અર્થાત્ આખા કુલમા અધર્મ ફેલાય છે ૪૦

અવતરણિકા—કુલનો નાશ થવાથી બીજા પણ અનર્થકારક દોષો થાય છે તે કહે છ

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ॥
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥ ४१ ॥

पदच्छेदः—अधर्माभिभवात्, कृष्ण, प्रदुष्यन्ति, कुलस्त्रियः, स्त्रीषु, दुष्टासु, वार्ष्णेय, जायते, वर्णसंकरः.

व्युत्पत्तिसमासाः—भवतीति भवः, अभितः भवः अभिभवः, अधर्मस्य अभिभवः अधर्माभिभवः तस्मात् अधर्माभिभवात् । प्रकर्षेण दुष्यन्ति प्रदुष्यन्ति । कुलस्य स्त्रियः कुलस्त्रियः । वृष्णेः अपत्यं पुमान् वार्ष्णेयः तत्संबुद्धौ वार्ष्णेय । वर्णानां संकरः वर्णसंकरः ।

અન્વય અને અર્થઃ—कृष्ण હે શ્રીકૃષ્ણ ! अधर्माभिभवात् અધર્મના ફેલાવાથી, कुलस्त्रियः કુલની સ્ત્રીઓ, प्रदुष्यन्ति દૂષિત અર્થાત્ વ્યભિચારિણી થઈ જાય છે, ( અને એ પ્રમાણે ) स्त्रीषु સ્ત્રીઓ दुष्टासु દુષ્ટ થતાં, वार्ष्णेय હે વૃષ્ણિવંશમાં ઉત્પન્ન થએલ શ્રીકૃષ્ણ ! वर्णसंकरः વ્યભિચારથી ઉત્પન્ન થયેલી પ્રજા, जायते પેદા થાય છે.

ભાવાર્થઃ—હે શ્રીકૃષ્ણ ! આ પ્રમાણે અધર્મનો ફેલાવો થવાથી કુલની સ્ત્રીઓ વ્યભિચારિણી થઈ જાય છે, અને એ પ્રમાણે સ્ત્રીઓ વ્યભિચારિણી થતાં કુલમાં બધી પ્રજા વર્ણસંકર પેદા થાય છે. ૪૧.

અવતરણિકાઃ—વર્ણસંકર પ્રજા થવાથી અંતે તેનાં કેવાં ગંભીર પરિણામો આવે છે તે અર્જુન કહે છે:

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ॥
पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥ ४२ ॥

पदच्छेदः—संकरः, नरकाय, एव, कुलघ्नानाम्, कुलस्य, च, पतन्ति, पितरः, हि, एषाम्, लुप्तपिण्डोदकक्रियाः.

व्युत्पत्तिसमासाः—संक्रियते इति संकरः। कुलं घ्नन्तीति कुलघ्नाः तेषाम् कुलघ्नानाम्। पिण्डश्च उदकं च पिण्डोदके, एतयोः समाहारः पिण्डोदकम्, पिण्डोदकस्य क्रियाः पिण्डोदकक्रियाः, लुप्ताः पिण्डोदकक्रियाः येषां ते लुप्तपिण्डोदकक्रियाः।

**અન્વય અને અર્થ:**—संकरः વર્ણસંકર પ્રજા, कुलघ्नानाम् કુલનો નાશ કરનારાઓના, च તથા, कुलस्य કુલના, नरकाय નરકવાસ–અધોગતિને–માટે, एव જ, ( प्रवर्तते થાય છે ) हि અને તેથી, ( વર્ણસંકર પ્રજા નાસ્તિક થતી હોવાથી ) लुप्तपिण्डोदकक्रियाः લોપાયેલી છે પિંડદાન અને તર્પણાંજલિની ક્રિયા જેમની એવા, ( થવાથી ) एषाम् એમના, पितरः પિતૃઓ, ( પણ ) पतन्ति અધોગતિને પામે છે.

**ભાવાર્થ:**—વર્ણસંકર પ્રજા, કુલનો નાશ કરનાર જે પુરૂષો છે તેમને તથા આખા કુલને અધોગતિમાં નાંખનારી થાય છે; અને તેથી વર્ણસંકર પ્રજા નાસ્તિક થવાને લીધે તે પિતૃઓની ક્રિયા ન કરતી હોવાથી પિંડદાન, અને તર્પણાંજલિની ક્રિયાઓ જેમની લુપ્ત થઈ ગઈ છે એવા તેમના પિતૃઓ પણ નરકમાં પડે છે. ૪૨.

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ॥

उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥४३॥

पदच्छेदः—दोषैः, एतैः, कुलघ्नानाम्, वर्णसंकरकारकैः, उत्साद्यन्ते, जातिधर्माः, कुलधर्माः, च, शाश्वताः.

व्युत्पत्तिसमासाः—कुलं घ्नन्तीति कुलघ्नाः तेषाम् कुलघ्नानाम् । कुर्वन्ति ते कारकाः, वर्णस्य संकरः वर्णसंकरः, वर्णसंकरस्य कारकाः वर्णसंकरकारकाः तैः वर्णसंकरकारकैः । जातेः धर्माः जातिधर्माः । कुलस्य धर्माः कुलधर्माः ।

**અન્વય અને અર્થઃ**—कुलघ्नानाम् કુલનો નાશકરનારાઓના, वर्णसंकरकारकैः વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરનારા, एतैः એ, दोषैः દોષોવડે, जातिधर्माः જાતિના-ક્ષત્રિયત્વાદિના ધર્મો, च અને, शाश्वताः શાશ્વત–નિરંતરના, कुलधर्माः કુલધર્મો, उत्साद्यन्ते નાશ પામી જાય છે.

ભાવાર્થઃ—કુલનો નાશ કરનારાઓના એ વર્ણસંકર પ્રજા ઉત્પન્ન કરનારા દોષોવડે ક્ષત્રિયત્વાદિ વગેરે જાતિના ધર્મો તથા પરંપરાથી ચાલ્યા આવતા અથવા રહેનારા કુલધર્મો પણ નાશ પામી જાય છે. ૪૩.

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ॥
नरकेऽनियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥

पदच्छेदः—उत्सन्नकुलधर्माणाम्, मनुष्याणाम्, जनार्दन, नरके, अनियतम्, वासः, भवति, इति, अनुशुश्रुम.

व्युत्पत्तिसमासाः—उत्सन्नाः नष्टाः कुलधर्मा येषां ते उत्सन्नकुलधर्माः तेषाम् उत्सन्नकुलधर्माणाम् । न नियतम् अनियतम् ।

**અન્વય અને અર્થઃ**—जनार्दन હે જનાર્દન ! ( આ પ્રમાણે ), उत्सन्नकुलधर्माणाम् જેમના કુલના ધર્મો નાશ પામ્યા

છે એવા, मनुष्याणाम् મનુષ્યોનો, अनियतम् અનિશ્ચિત સમય સુધી, नरके નરકમાં, वासः વાસ, भवति થાય છે, इति એ પ્રમાણે, अनुशुश्रुम અમે પરંપરાથી સાંભળીએ છીએ.

ભાવાર્થઃ—હે જનાર્દન ! આ પ્રમાણે જેમના કુલધર્મો નાશ પામ્યા છે એવાં મનુષ્યોનો અનિશ્ચિત સમય સુધી અર્થાત્ ઘણા લાંબા વખત સુધી નરકમાં વાસ થાય છે, એ પ્રમાણે અમે આચાર્યો પાસેથી સાંભળ્યું છે. ૪૪.

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ॥
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ॥ ४५ ॥

पदच्छेदः—अहो, बत, महत्, पापम्, कर्तुम्, व्यवसिताः, वयम्, यत्, राज्यसुखलोभेन, हन्तुम्, स्वजनम्, उद्यताः.

व्युत्पत्तिसमासाः—राज्यस्य सुखं राज्यसुखम्, राज्यसुखस्य लोभः राज्यसुखलोभः तेन राज्यसुखलोभेन । महांश्चासौ पापं महत्पापं, तं महत्पापम् । स्वस्य जनः स्वजनः तं स्वजनम् ।

અન્વય અને અર્થઃ—अहो, बत અરેરે ( અત્યન્ત ખેદ દર્શક અવ્યયો ) ( ખરેખર ), वयम् અમે, महत् મોટું, पापम् પાપ, कर्तुम् કરવાને, व्यवसिता તૈયાર થયા છીએ, यद् (કે) જે, राज्यसुखलोभेन રાજ્યસુખના લોભથી, स्वजनम् પોતાના કુટુંબીઓને, हन्तुम् હણવાને માટે, उद्यताः ( અમે ) તૈયાર થયા છીએ.

ભાવાર્થઃ—અરેરે ! ખરેખર અમે મોટું પાપ કરવાને તૈયાર થયા છીએ, કે જે રાજ્ય–સુખના લોભથી અમે અમારા પોતાના કુટુંબીઓનો નાશ કરવા માટે તૈયાર થયા છીએ. ૪૫

અવતરણિકાઃ—"જો તુ શસ્ત્રનો ત્યાગ કરી યુદ્ધ નહિ કરે તો તારા શત્રુઓ તને વગર હથિયારનો જોઈ કેદ કરશે અથવા મારી નાખશે" એમ કદાચ શ્રીકૃષ્ણ કહે તો તેને માટે અર્જુન કહે છે.

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ॥
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत ॥ ४६ ॥

पदच्छेदः—यदि, माम्, अप्रतीकारम्, अशस्त्रम्, शस्त्रपाणयः, धार्तराष्ट्राः, रणे, हन्युः, तत्, मे, क्षेमतरम्, भवेत्.

व्युत्पत्तिसमासाः—न कृत. प्रतीकारः येन स. अप्रतीकारः तम् अप्रतीकारम् । न विद्यते शस्त्रं यस्य सः अशस्त्रः तम् अशस्त्रम् । शस्त्राणि पाणिषु येषां ते शस्त्रपाणयः । विशेषेण क्षेमम् क्षेमतरम् ।

અન્વય અને અર્થઃ—यदि જો, अप्रतीकारम् બચવાનો ઉપાય ન કરતા (અને), अशस्त्रम् શસ્ત્રરહિત એવા, माम् મને, शस्त्रपाणयः હાથમાં હથીઆર ધારણ કરેલા, धार्त्तराष्ट्राः ધૃતરાષ્ટ્રના પુત્રો, रणे રણભૂમિમાં, हन्युः મારી નાખે, (તો) तत् તે, मे મારે માટે, क्षेमतरम् વિશેષ કલ્યાણકારક, भवेत् થાય.

ભાવાર્થઃ—કદાચ બચવાનો ઉપાય ન કરતા અને શસ્ત્રરહિત એવા મને, ધૃતરાષ્ટ્રના પુત્રો રણભૂમિમાં મારી નાખે તો તે પણ મારે માટે વિશેષ કલ્યાણકારક થાય.[1] ૪૬.

અવતરણિકાઃ—ઉપર પ્રમાણે અર્જુનનું વક્તવ્ય ધૃતરાષ્ટ્રને નિવેદિત કરી, ત્યાર પછી શું થયું તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છેઃ

---

૧ "प्राणत्राणादपि प्रकृष्टो धर्मः प्राणभृतामहिंसा"—"પોતાના પ્રાણનું રક્ષણ કરવા કરતાં પ્રાણીઓની હિંસા ન કરવી એ પરમ ધર્મ છે" એમ માની અર્જુનનું આ કહેવું છે.

संजय उवाच । સંજય કહે છે-

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत्॥
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥ ४७ ॥

पदच्छेदः—एवम्, उक्त्वा, अर्जुनः, संख्ये, रथोपस्थे, उपाविशत्, विसृज्य, सशरम्, चापम्, शोकसंविग्नमानसः.

व्युत्पत्तिसमासाः—उपतिष्ठतीति उपस्थः, रथस्य उपस्थः रथोपस्थः तस्मिन् रथोपस्थे । शरेण सहितं सशरम् । शोकेन संविग्नं संदिग्धं मानसं यस्य सः शोकसंविग्नमानसः ।

અન્વય અને અર્થઃ—अर्जुनः અર્જુન, संख्ये રણસંગ્રામમાં, एवम् એ પ્રમાણે, उक्त्वा કહીને, सशरम् બાણસહિત, चापम् ધનુષ્યને, विसृज्य છોડીને, शोकसंविग्नमानसः શોકથી રોલાયમાન ચિત્તવાળો ( થઈને ), रथोपस्थे રથના ઉપર, उपाविशत् બેસી ગયો.

ભાવાર્થઃ—અર્જુન રણસંગ્રામમાં એ પ્રમાણે બોલીને બાણસહિત ધનુષ્યને છોડીને શોકથી રોલાયમાન ચિત્તવાળો થઈને રથના ઉપર બેસી ગયો. અર્થાત્ યુદ્ધ ન કરવું એવા દૃઢ વિચારથી શસ્ત્રને નાખી દઈને શોકાકુલ થઈ બેસી ગયો. ૪૭.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकांतान्तिकप्रणीतसान्वयबोधिन्यांगुर्जरटीकायाम् अर्जुनविषाद–योगो नाम प्रथमोऽध्यायः ।



# द्वितीयोऽध्यायः ।



અવતરણિકા:—"અહિંસા સૌથી શ્રેષ્ઠ ધર્મ છે" એમ માની રાજ્યના તુચ્છ લોભની ખાતર સ્વજનોનો સહાર કરી, મહાપાપ વહોરી, કુલધર્મના નાશથી પિતૃઓસહિત નરકમા પડવુ યોગ્ય નથી" એવી બુદ્ધિથી યુદ્ધમાથી અર્જુનની વિમુખતા સાભળીને, પોતાના પુત્રોનો રાજ્ય-વૈભવ નાશ નહિ પામે એમ માની સ્વસ્થ હૃદયે બેઠેલા ગન્ન ધૃતરાષ્ટ્રને તેની ખોટી આશા દૂર કરવાના ઉદ્દેશથી સજય આ પ્રમાણે કહેવા લાગ્યો –

**संजय उवाच । સંજય કહે છે –**

**तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ॥**
**विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥**

**पदच्छेदः**—तम्, तथा, कृपया, आविष्टम्, अश्रुपूर्णाकुलेक्षणम्, विषीदन्तम्, इदम्, वाक्यम्, उवाच, मधुसूदनः.

**व्युत्पत्तिसमासाः**—अश्रुभिः पूर्णे अतएव आकुले ईक्षणे यस्य स अश्रुपूर्णाकुलेक्षण तम् अश्रुपूर्णाकुलेक्षणम्। विषीदतीति विषीदन् तम् विषीदन्तम् । मधु दैत्यविशेष सूदयतीति मधुसूदन ।

**અન્વય અને અર્થઃ**—મધુસૂદનઃ શ્રીકૃષ્ણ ભગવાન્, तथा તે (પૂર્વમાં કહ્યા) પ્રમાણે, कृपया કૃપાથી, आविष्टम् વ્યાપ્ત, अश्रुपूर्णाकुलेक्षणम् આંસુઓથી ભરાયેલી અને તેથીજ આકુલ-જોઈ ન શકાય તેવી-આંખોવાળા, (અને) विषीदन्तम् ખેદ કરતા (એવા), तम् તે (અર્જુન)ને, इदम् આ (પ્રમાણે), वाक्यम् વચન, उवाच કહેવા લાગ્યા.

ભાવાર્થઃ—હે રાજન્ ! ભગવાન્ શ્રીકૃષ્ણ સ્નેહને લીધે અત્યંત દયાથી વ્યાપ્ત અને આંસુઓના ભરાવાથી જેનાં નેત્રો આકુલ વ્યાકુલ થઇ ગયાં છે એવા અને તેથીજ ઉપર કહ્યા પ્રમાણે ખેદ કરતા એવા અર્જુનને જોઇને તેને આ પ્રમાણે વચન કહેવા લાગ્યા. ૧.

અવતરણિકાઃ—ઉલટી બુદ્ધિને પ્રેરનાર શોકથી ઉપજેલા અસત મોહના કારણથી, અર્જુન કાર્યાકાર્ય (શું કરવું અને શુ નહિ કરવું) ભૂલી જઈ સ્વધર્મથી વિમુખ થયો છે અને તેથી યુદ્ધનુ પરિણામ વિપરીત આવશે એમ માની ઉત્તેજક વચનોથી સ્વધર્મમા પ્રેરવા ભગવાન્ શ્રીકૃષ્ણ તેને નીચે પ્રમાણે સમજાવવા લાગ્યા

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે—

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ॥
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥

पदच्छेदः—कुतः, त्वा, कश्मलम्, इदम्, विषमे, समुपस्थितम्, अनार्यजुष्टम्, अस्वर्ग्यम्, अकीर्तिकरम्, अर्जुन.

व्युत्पत्तिसमासाः—सम्पूर्णैश्वर्यादिषड्गुणसम्पन्नः श्रीकृष्णः अतएव भगः अस्य अस्तीति भगवान्। न आर्याः अनार्याः, अनार्यैः जुष्टम् अनार्यजुष्टम् । स्वर्गे भवम् स्वर्ग्यम् न स्वर्ग्यम् अस्वर्ग्यम् । न कीर्तिः अकीर्तिः तां करोतीति अकीर्तिकरम् ।

---

[1] ऐश्वर्यस्य समग्रस्य विद्याया यशसः श्रियः ।
ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीङ्गना ॥
સમગ્ર ઐશ્વર્ય, ચૌદ વિદ્યા, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ વસ્તુને 'ભગ' કહેવામા આવે છે અને તે જેનામાં હોય તે ભગવાન્ કહેવાય છે.

**અન્વય અને અર્થઃ**—अर्जुन હે અર્જુન ! अनार्यजुष्टम् અનાર્યોએ સેવેલું, अस्वर्ग्यम् સ્વર્ગમાં નહિ લઈ જનારૂં, (અને) अकीर्तिकरम् અપકીર્તિ કરનારૂં, इदम् આ, कश्मलम् મલિનપણું-નિર્બલપણું, विषमे અયોગ્ય વખતે, त्वा તને, कुतः ક્યાંથી, समुपस्थितम् થયું ?

**ભાવાર્થઃ**—હે અર્જુન ! આર્ય જનોએ નહિ સેવેલું, સ્વર્ગમાં નહિ લઇ જનારૂં અર્થાત્ અધોગતિ કરનારૂં અને અપકીર્તિ કરનાર આ મલિનપણું-નિર્બલપણું આવા અયોગ્ય પ્રસંગે તારામાં ક્યાંથી આવ્યું ? ૨.

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥

**पदच्छेदः**—क्लैब्यम्, मा स्म गमः, पार्थ, न, एतत्, त्वयि, उपपद्यते, क्षुद्रम्, हृदयदौर्बल्यम्, त्यक्त्वा, उत्तिष्ठ, परंतप.

**व्युत्पत्तिसमासाः**—क्लीबस्य भावः क्लैब्यम् तत् । दुर्बलस्य भावः दौर्बल्यम्, हृदयस्य दौर्बल्यम् हृदयदौर्बल्यम् तत् । परान् (शत्रून्) तापयतीति परंतपः तत्संबुद्धौ हे परंतप ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પૃથાના પુત્ર ! क्लैब्यं નપુંસકને યોગ્ય એવા અધૈર્યને, मा स्म गमः તું પ્રાપ્ત ન થા, एतत् એ, त्वयि તારા માટે, न, उपपद्यते યોગ્ય નથી, (માટે) क्षुद्रम् હલકા કારણથી ઉત્પન્ન થયેલ-ક્ષુલ્લક, (એવા) हृदयदौर्बल्यम् હૃદયના દુર્બલપણાને, त्यक्त्वा છોડીને, परंतप હે શત્રુઓને તાપ આપનાર (અર્જુન) ! उत्तिष्ठ તું ઉભો થા.

ભાવાર્થઃ—હે પાર્થ ! તું નપુંસકને યોગ્ય એવા અધૈર્યને એટલે નિર્બલતાને ન પામ, કારણ કે એ તારા (જેવા ક્ષત્રિયને) માટે યોગ્ય નથી. માટે હૃદયની ક્ષુલ્લક દુર્બલતાને છોડીને, હે પરંતપ ! તું (યુદ્ધ કરવા માટે) ઉભો થા. ૩.

અવતરણિકાઃ—એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણે યુદ્ધ માટે પ્રેરણા છતા, ગોરૂથી ઘેરાયના ચિત્તને લીધે કંઈ પણ ન સમજવા અર્જુન પહેલાનો પોતાનો અભિપ્રાય જેમનો તેમ પાછો ભગવાન્ પ્રત્યે કહે છે

अर्जुन उवाच । અર્જુન કહે છે –

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन ॥
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥ ४ ॥

पदच्छेदः—कथम्, भीष्मम्, अहम्, संख्ये, द्रोणम्, च, मधुसूदन, इषुभिः, प्रतियोत्स्यामि, पूजार्हौ, अरिसूदन.

व्युत्पत्तिसमासाः—बिभेति शत्रव यस्मात् स भीष्म तम् भीष्मम् । अरीन् सूदयतीति अरिसूदन तत्संबुद्धौ हे अरिसूदन । पूजाम् अर्हत इति पूजार्हौ ।

અન્વય અને અર્થઃ—मधुसूदन હે મધુસૂદન ! भीष्मम् ભીષ્મ, च અને, द्रोणम् દ્રોણાચાર્યની સામે, संख्ये યુદ્ધમાં, अहम् હું, इषुभिः બાણોવડે, कथम् કેવી રીતે, प्रतियोत्स्यामि યુદ્ધ કરીશ? (કારણ કે) अरिसूदन હે શત્રુવિનાશક ભગવન્. (ભીષ્મ અને દ્રોણ બન્ને પુષ્પ ચંદન વિગેરેથી) पूजार्हौ પૂજવા યોગ્ય છે

ભાવાર્થઃ—હે મધુસૂદન ! યુદ્ધમાં ભીષ્મ અને દ્રોણાચાર્યની સામે બાણોવડે હું કેવી રીતે પ્રહાર કરીશ ? કારણ કે,

હે ભગવન્, તેઓ બન્ને તો મારે અવશ્ય પૂજન કરવા યોગ્યજ છે તેથી મારે તેમને યુદ્ધમાં પ્રહારો કરવા યોગ્ય નથી. ૪.

અવતરણિકા:—'યુદ્ધ ન કરવાથી રાજ્ય મળશે નહિ, અને તેથી ભોગઐશ્વર્ય પણ રહેશે નહિ, તો પછી આજીવિકા માટે ભિક્ષા મેળવવા માટે આમતેમ ભટકવું પડશે,' એ શંકા જો કદિ શ્રીકૃષ્ણ કરે તો 'તે ભિક્ષાન્ન પણ અમને, ગુરૂઓને ન હણીને ઇષ્ટ છે, પરંતુ યુદ્ધ ક્ષત્રિયોનો ધર્મ હોવા છતા પણ શિષ્ટ વર્ગનો વધ થાય તેવું યુદ્ધ, કેવળ પોતાની વૃત્તિ–આજીવિકા અર્થે કરવુ એ મહા પાપ છે' એમ માની અર્જુન કહે છે

गुरूनहत्वा हि महानुभावान्
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ॥
हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥

पदच्छेदः—गुरून्, अहत्वा, हि, महानुभावान्, श्रेयः, भोक्तुम्, भैक्ष्यम्, अपि, इह, लोके, हत्वा, अर्थकामान्, तु, गुरून्, इह, एव, भुञ्जीय, भोगान्, रुधिरप्रदिग्धान्.

व्युत्पत्तिसमासाः—न हत्वा अहत्वा। महान् अनुभावः येषां ते महानुभावाः तान् महानुभावान्। अतिशयेन प्रशस्यमिति श्रेयः। भिक्षाणां समूहो भैक्ष्यम्। अर्थः एव कामः येषां ते अर्थकामाः तान् अर्थकामान्। गृणन्ति धर्मं वा गिरति अज्ञानम् इति गुरवः तान् गुरून्। भुज्यन्ते इति भोगाः तान् भोगान्। रुधिरेण प्रकर्षेण दिग्धाः इति रुधिरप्रदिग्धाः तान् रुधिरप्रदिग्धान्।

**અન્વય અને અર્થઃ**—महानुभावान् મોટા માહાત્મ્યવાળા એટલે વેદ, વેદાંગનું અધ્યયન, તપ, આચાર વિગેરેથી પ્રભાવશાલી ( એવા ), गुरून् ગુરૂઓને, अहत्वा હણ્યા સિવાય, हि જ, इह આ, लोके લોકમાં, भैक्ष्यम् ભિક્ષાથી મેળવેલું અન્ન, अपि પણ, भोक्तुम् ખાવાને માટે, श्रेयः કલ્યાણકારક, ( છે પરન્તુ ) अर्थकामान् અર્થ-ધન દ્રવ્યાદિની ઈચ્છાવાળા, गुरून् ગુરૂઓને, हत्वा હણીને, तु તો, इह અહીં ( આ લોકમાં ), रुधिरप्रदिग्धान् લોહીથી ખરડાયલા, भोगान् ભોગોને, एव જ, भुञ्जीय હું ભોગવું !

**ભાવાર્થઃ**—વેદાદિના અધ્યયનથી તથા તપ, આચાર વિગેરેથી મહા-પ્રભાવશાલી ગુરૂઓને હણ્યા સિવાય કવચિત્ આ લોકમાં ભિક્ષાન્ન પણ ખાવું પડે તો તે પણ વિશેષ કલ્યાણ-કારક હું માનું છું, પરન્તુ ધનલોભી ગુરૂઓને જો હું રાજ્યસુખાદિની ઈચ્છાથી હણું તો તો આ લોકમાં લોહીથી ખરડાયલા ભોગોને જ હું ભોગવું ! એટલે ગુરૂઓને મારીને રાજ્ય સુખ-ભોગવવા કરતાં ભિક્ષાન્ન ખાવું સારૂં એમ મારૂં માનવું છે. ૫.

અવતરણિકાઃ—' ક્ષત્રિઓને સ્વધર્મ પ્રમાણે યુદ્ધ જ શ્રેયસ્કર છે, ' એમ જો હોય તો તેને માટે અર્જુન કહે છે

न चैतद्विद्मः कतरन्नो गरीयो
यद्वा जयेम यदि वा नो जयेयुः ॥
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥ ६ ॥

पदच्छेदः—न, च, एतद्, विद्मः, कतरत्, नः, गरीयः, यद्, वा, जयेम, यदि, वा, नः, जयेयुः, यान, एव, हत्वा, न, जिजीविषामः, ते, अवस्थिताः, प्रमुखे, धार्तराष्ट्राः.

व्युत्पत्तिसमासाः—अतिशयेन गुरु इति गरीय । जीवितुम् इच्छाम इति जिजीविषाम ।

અન્વય અને અર્થઃ—च વળી, न અમારૂં (અમારે માટે), कतरत् કયું, गरीय. શ્રેષ્ઠ (છે), यद् કે, वा અથવા, जयेम અમે જીતીએ, वा અથવા, यदि જો, न. અમને, जयेयुः તેઓ જીતે, एतत् એ, न, विद्म. અમે જાણતા નથી, (પરંતુ) यान् જેમને, हत्वा હણીને, न, एव, जिजीविषाम· અમે જીવવાને નથી જ ઈચ્છતા, ते તે, धार्तराष्ट्राः ધૃતરાષ્ટ્રના પુત્રો, (તો અમારી) प्रमुखे સામેજ, अवस्थिता સ્થિર થઈને ઉભેલા છે.

ભાવાર્થઃ—વળી અમારે માટે ભિક્ષાન્ન શ્રેષ્ઠ છે કે અથવા યુદ્ધ તે પણ અમે જાણતા નથી તેમ અમે તેમને જીતીશું યા તેઓ અમને જીતશે તે પણ અમે જાણતા નથી વળી કદાચ અમને જય મળે તોપણ જેમને હણીને અમે જીવવા નથીજ ઈચ્છતા તે ધૃતરાષ્ટ્રના પુત્રો તો યુદ્ધમા અમારી સામેજ યુદ્ધ માટે મોખરે ઉભેલા છે ૬

અવતરણિકાઃ—આ પ્રમાણે એક તરફ પાપ અને બીજી તરફ સ્વધર્મ એમ બનેથી મુઝાએલો અર્જુન પોતાને કયો માર્ગ કલ્યાણકારક છે ને જણાવાના હેતુથી ભગવાનને પૃછે છે

कार्पण्यदोषोपहतस्वभावः
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ॥

यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

**पदच्छेदः**—कार्पण्यदोषोपहतस्वभावः, पृच्छामि, त्वाम्, धर्मसंमूढचेताः, यत्, श्रेयः, स्यात्, निश्चितम्, ब्रूहि, तत्, मे, शिष्यः, ते, अहम्, शाधि, माम्, त्वाम्, प्रपन्नम्.

**व्युत्पत्तिसमासाः**—कृपणस्य भावः कार्पण्यम्, कार्पण्यस्य दोषः कार्पण्यदोषः, तेन उपहतः स्वभावः यस्य सः कार्पण्यदोषोपहतस्वभावः। धर्मेण संमूढं चेतः यस्य सः धर्मसंमूढचेताः । अतिशयेन प्रशस्यम् इति श्रेयः।

**અન્વય અને અર્થઃ**—कार्पण्यदोषोपहतस्वभावः (આત્મજ્ઞાનની ખામીને લઇને પોતાના સંબંધીઓનો વિયોગ કેમ સહન થશે ? આવી ભાવનારૂપ) કાર્પણ્ય–દીનતા–ના દોષથી સ્વભાવમાં વિકૃતિ પામેલો એવો, (અને) धर्मसंमूढचेताः ધર્મના જ્ઞાનવિષયમાં અવિવેક–સારાસારના વિચારરહિત થયેલ છે ચિત્ત જેનું એવો. (હું) त्वाम् તમને, पृच्छामि પૂછું છું (કે મારે માટે), यत् જે, निश्चितम् નિશ્ચિત કરાયલું, श्रेयः કલ્યાણ, स्यात् હોય, तत् તે, (તમે) मे મને, ब्रूहि કહો, अहम् હું, ते આપનો, शिष्यः શિષ્ય છું, (માટે) त्वाम् આપને, प्रपन्नम् શરણે આવેલા (એવા), माम् મને, शाधि આપ ઉપદેશ આપો.

ભાવાર્થઃ—દીનતાના દોષથી જેનું અંતઃકરણ મુઝાઈ ગયું છે એવો અને કર્તવ્યાકર્તવ્યમાં સંદેહયુક્ત ચિત્તવાળો હું આપને પૂછું છું કે, હે ભગવન્! મારે માટે જે નિશ્ચિત કરાયલું પરમ

શ્રેય-કલ્યાણ-હોય તે મને કહો, અર્થાત્ શું કરવાથી મારૂં કલ્યાણ થાય તે આપ મને કહો, હું આપનો શિષ્ય છું અને આપને શરણે આવેલો છું માટે આપ મને ઉપદેશ આપો ! ૭.

અવતરણિકાઃ—અત્યારે યુદ્ધસમયે કર્તવ્ય કર્મ છોડીને વિષયાન્તર તરફ દોડી જઈ પરમકલ્યાણનીજ શા કારણથી ઈચ્છા રાખે છે ? એમ કદાચ ભગવાન્ પ્રશ્ન કરે તો તેને માટે કહે છે

न हि प्रपश्यामि ममापनुद्याद्
यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ॥
अवाप्य भूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

पदच्छेदः—न, हि, प्रपश्यामि, मम, अपनुद्याद्, यत्, शोकम्, उच्छोषणम्, इन्द्रियाणाम्, अवाप्य, भूमौ, असपत्नम्, ऋद्धम्, राज्यम्, सुराणाम्, अपि, च, आधिपत्यम्.

व्युत्पत्तिसमासाः—शोचति येन स. शोकः । उच्छोषयतीति उच्छोषणः तम् उच्छोषणम् । राज्ञः इदम् राज्यम् । सुष्ठु राजन्ते इति सुराः । न विद्यते सपत्नः शत्रुः यस्मिन् तत् असपत्नम् तत् । अधिपतेः भावः आधिपत्यम् तत् ॥

અન્વય અને અર્થઃ—भूमौ પૃથ્વી ઉપર, असपत्नम् નિષ્કંટક-શત્રુરહિત, ऋद्धम् ધનધાન્યાદિથી સમૃદ્ધ (એવું). राज्यम् રાજ્ય, च અને, सुराणाम् દેવોનું, आधिपत्यम् અધિપતિપણું, अवाप्य મેળવીને, अपि પણ, यद् જે, इंद्रियाणाम् ઇંદ્રિ-

યોને, उच्छोपणम् અત્યંત સૂકાવી નાખનાર, मम મારા, शोकम् શોકને, अपनुद्याद् દૂર કરે, (तत् તેવું કંઈપણ,) हि ખરેખર न, मपश्यामि હું જોતો નથી.

ભાવાર્થઃ—પૃથ્વીપર નિષ્કંટક અને અનેક પ્રકારની સમૃદ્ધિયુક્ત એવું રાજ્ય, તેમ દેવોના રાજા ઈન્દ્રની પદવી પણ મને પ્રાપ્ત થાય તો પણ હે શ્રીકૃષ્ણ! ઈન્દ્રિયોને અત્યંત સુકવી નાખનારા મારા શોકને જે કોઈ દૂર કરી શકે એવું કંઈપણ હું જોતો નથી. અર્થાત્ કોઈપણ રીતે મારો શોક દૂર થઈ શકે તેમ નથી. ૮.

અવતરણિકાઃ—ઉપર પ્રમાણે અર્જુને પોતાનો અભિપ્રાય ભગવાનને જણાવ્યો, તે વાત સંજય ધૃતરાષ્ટ્રને કહે છે

सञ्जय उवाच । સંજય કહે છે –

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूर्णीं बभूव ह ॥९॥

पदच्छेदः—एवम्, उक्त्वा, हृषीकेशम्, गुडाकेशः, परंतपः, न, योत्स्ये, इति, गोविन्दम्, उक्त्वा, तूर्णीम्, बभूव, ह.

व्युत्पत्तिसमासाः—हृषीकाणां इन्द्रियाणाम् ईशः हृषीकेशः तम् हृषीकेशम्। गुडाकाया निद्राया ईशः गुडाकेशः । परान् तापयतीति परंतपः । गां विन्दते इति गोविन्दः तम् गोविन्दम् ।

અન્વય અને અર્થઃ—परंतप શત્રુઓને તપાવનાર (એવો), गुडाकेश નિદ્રાને જીતનાર અર્જુન, हृषीकेशम् ઈન્દ્રિયોના પ્રવર્તક-સ્વામી-શ્રીકૃષ્ણ ભગવાનને, एवम् એ પ્રમાણે,

उक्त्वा કહીને, (વળી) न, योत्स्ये હું યુદ્ધ કરીશ નહિ, इति એ પ્રમાણે, गोविन्दम् ગોવિન્દને, उक्त्वा કહીને, तूष्णीम्, ह ચુપજ, बभूव થઈ ગયો.

ભાવાર્થઃ—શત્રુઓને તપાવનાર અને નિદ્રાને જીતનાર એવો અર્જુન ઈન્દ્રિયોના ઈશ્વર ભગવાન્ શ્રીકૃષ્ણને ઉપર પ્રમાણે કહીને વળી " હે શ્રીકૃષ્ણ હું યુદ્ધ કરીશ નહિ " એમ ગોવિન્દ શ્રીકૃષ્ણને કહીને ચુપચાપ થઈને કંઈપણ બોલ્યો નહિ, પણ શાંત થઈ ગયો. ૯.

અવતરણિકાઃ—અર્જુન એ પ્રમાણે બોલીને શાંત થઈ ગયા પછી ભગવાને શું કર્યું તે સંજય કહે છેઃ

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ॥
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥ १० ॥

पदच्छेदः—तम्, उवाच, हृषीकेशः, प्रहसन्, इव, भारत, सेनयोः, उभयोः, मध्ये, विषीदन्तम्, इदम्, वचः.

व्युत्पत्तिसमासाः—प्रहसति इति प्रहसन्। भरतस्य अपत्यं पुमान् भारतः तत्संबुद्धौ हे भारत। विषीदति इति विषीदन् तम् विषीदन्तम्।

અન્વય અને અર્થઃ—भारत હે ભરતવંશોત્પન્ન ધૃતરાષ્ટ્ર રાજા! (ત્યાર પછી) उभयोः બન્ને, सेनयोः સેનાઓની, मध्ये વચમાં, विषीदन्तम् શોક કરતા (એવા), तम् તે (અર્જુન) ને, हृषीकेशः ઈન્દ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાન, प्रहसन्, इव જાણે હસતા હોયની તેની માફક થઈને, इदम् આ, वचः વચન, उवाच કહેવા લાગ્યા.

**ભાવાર્થઃ—હે ભરતવંશોત્પન્ન ધૃતરાષ્ટ્ર ! ત્યારપછી બંને સેનાઓની વચમાં એ પ્રમાણે શોક કરતા અર્જુનને ઇંદ્રિયોના નિયામક એવા ભગવાન્ શ્રીકૃષ્ણ, જાણે કે ઉપહાસ કરતા હોય તેમ આ પ્રમાણે કહેવા લાગ્યા.**

અવતરણિકાઃ—"दृष्ट्वा तु पाण्डवानीकम्—પાંડવોના સૈન્યને જોઇને" ઇત્યાદિ પ્રથમાધ્યાયના બીજા શ્લોકથી તે "न योत्स्य इति गोविन्दमुक्त्वा तूष्णीं बभूव ह" એ બીજા અધ્યાયના નવમા શ્લોક સુધી શોક, મોહ વિગેરે સંસારના કારણરૂપ દોષોનું દર્શન કરાવવામાં આવ્યું, તેમજ અર્જુને રાજ્ય, ગુરૂ, પુત્ર, મિત્ર, ઉપકાર કરનારા સ્વજનો, અને સંબંધીઓ તરફ "હું તેમનો, અને તેઓ મારા," એવી મમત્વ બુદ્ધિથી તેમના સ્નેહ અને વિયોગ નિમિત્ત, શોક અને મોહ બતાવ્યા. શોક અને મોહથી અર્જુનનું ચિત્ત ઘેરાઈ જવાથી, વિવેક અને વિજ્ઞાન રહિત થયેલ અર્જુને, યુદ્ધ કરવું એ ક્ષત્રિયનો ધર્મ છે એમ સમજી યુદ્ધમાં પોતાની મેળે પ્રવૃત્ત થયેલો છતાં, હિંસા કરવાથી પાપ લાગશે એવા ભયથી તેમાંથી ખેદ પામી નિવૃત્તિ લેવા નિશ્ચય કર્યો, અને પારકો ધર્મ–ભિક્ષાથી જીવન નિભાવવું તેનો સ્વીકાર કરવા તૈયાર થયો, શોક અને મોહ જેમના ચિત્ત ઉપર આરૂઢ થયા હોય, તેવા સર્વ પ્રાણિઓને પોતાના ધર્મનો ત્યાગ અને પરધર્મનું સેવન કરવાની અવળી બુદ્ધિ સૂઝે છે, અને કદાચ તેઓ પોતાના ધર્મનું આચરણ કરે તો પણ તેઓની કાયા, વાણી અને મનની પ્રવૃત્તિ ફળની આશા યુક્ત અને કર્તા, ભોક્તાના અભિમાન સહિત થાય છે, અને એ પ્રમાણે અભિમાન થવાથી તેમને ધર્મ અને અધર્મના સંચયથી ઇષ્ટ–દેવયોનિમાં જન્મ, અનિષ્ટ–પશુ પક્ષી–ઇત્યાદિની યોનિમાં જન્મ, અથવા ઇષ્ટ–અનિષ્ટ–મિશ્ર–સુખ, દુઃખમિશ્ર મનુષ્યયોનિમાં જન્મ ધારણ કરવો પડે છે, અને એ પ્રમાણે દરેકનું જન્મ મરણ અવિરત ચાલે છે, તેટલા માટે તે સંસારના બીજ–કારણ રૂપ શોક, અને મોહની ગતિ તે પુણ્યપાપરૂપ કર્મમાત્રના ફલના ત્યાગ સહિત જ્ઞાનવિના બંધ થતી નથી, તેથી અર્જુનને સ્વધર્મમાં પ્રવૃત્ત કરવાને નિમિત્તે કર્મના ફલના ત્યાગયુક્ત આત્મજ્ઞાનનો ઉપદેશ કરવાની ઇચ્છાવાળા ભગવાન્ વાસુદેવ બધા મનુષ્યોની ઉપર કૃપા કરવા માટેના હેતુથી અર્જુનને ઉદ્દેશીને આ પ્રમાણે કહેવા લાગ્યા.

શ્રીભગવાનુવાચ । શ્રીભગવાન્ કહે છે:–

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ॥
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ ११ ॥

पदच्छेदः—अशोच्यान्, अन्वशोचः, त्वम्, प्रज्ञावादान्, च, भाषसे, गतासून्, अगतासून्, च, न, अनुशोचन्ति, पण्डिताः.

व्युत्पत्तिसमासाः—शोचितुं योग्याः शोच्याः, न शोच्याः अशोच्याः तान् अशोच्यान् । प्रकर्षेण ज्ञायते अनया सा प्रज्ञा, प्रज्ञायाः वादाः प्रज्ञावादाः तान् प्रज्ञावादान् । अस्यन्ते दीप्यन्ते इति असव, गताः असवः येषां ते गतासवः तान् गतासून् । न गताः असवः येषां ते अगतासवः तान् अगतासून् । पण्डा असाधारणा बुद्धिः अस्ति येषां ते पण्डिताः ।

અન્વય અને અર્થઃ—( હે અર્જુન ! ) त्वम् તું, अशोच्यान् શોક ન કરવા યોગ્યનો, अन्वशोचः શોક કરી રહ્યો છે, च તથા, प्रज्ञावादान् પંડિતોનાં જેવાં વચનો, भाषसे બોલે છે, ( પરંતુ ) पण्डिताः આત્માસંબંધી બુદ્ધિવાળા, गतासून् મરેલાઓનો, च અને, अगतासून् જીવતાઓનો, न, अनुशोचन्ति શોક કરતા નથી.

ભાવાર્થઃ—હે અર્જુન ! જેમનો શોક કરવા જેવો નથી તેમનો તું શોક કરે છે, અને આત્મજ્ઞાનીઓનાં જેવાં વચનો બોલે છે પરંતુ આત્મજ્ઞાનીઓ તો મરેલાં કે જીવતાંનો કદિપણ શોક કરતા નથી, અને તે પ્રમાણે તારે પણ કોઈનો શોક કરવો યોગ્ય નથી. ૧૧.

અવતરણિકા:—મરેલાં અને જીવતાં પ્રાણિઓ એ કલ્પનામાત્ર છે, વસ્તુતઃ પ્રાણિમાત્ર નિત્ય ઇશ્વરનાં અંશ હોઇને નિત્ય જ છે, તેથી તેઓને માટે શોક કરવો યોગ્ય નથી તે કહે છે:

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ १२ ॥

પદચ્છેદ:—न, तु, एव, अहम्, जातु, न, आसम्, न, त्वम्, न, इमे, जनाधिपाः, न, च, एव, न, भविष्यामः, सर्वे, वयम्, अतः, परम्.

व्युत्पत्तिसमासाः—अधिकं पान्तीति अधिपाः, जायन्ते इति जनाः, जनानाम् अधिपाः जनाधिपाः ।

અન્વય અને અર્થ:—अहम् હું, तु (ભેદદર્શક અવ્યય,) जातु કોઈ પણ સમયે, न, आसम् ન હતો, ન એમ નથી, एव તેમજ, त्वम् તું, न न (હતો), इमे આ, जनाधिपाः રાજાઓ, न न (હતા), च અને, अतःपरम् હવે પછી, वयम् આપણે, सर्वे બધા, न भविष्यामः નહિ, હોઈ શું, (इति) न એમ (પણ) નથી.

ભાવાર્થ:—હું કોઈ પણ સમયે નહિ હતો એમ નથી, તેમજ તું તથા આ સઘળા રાજાઓ પણ નહિ હતા એમ નથી, અને હવે પછી પણ આપણે બધા નહિ હોઈશું એમ નથી. અર્થાત્ ત્રણે કાલમાં આપણે હતા, છીએ અને હોઈશું અને તેજ પ્રમાણે ભૂતમાત્રનું, ઈશ્વરના અંશ તરીકે અસ્તિત્વ છે તેથી નિત્ય અને અવિનાશિ સ્વરૂપે કોઈનો પણ શોક કરવો જોઇએ નહિ. ૧૨.

અવતરણિકા:—આત્મા કેવી રીતે નિત્ય-અવિનાશી છે ? તે વિષે દૃષ્ટાંત આપી ભગવાન્ કહે છે.

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ॥
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥

**पदच्छेदः**—देहिनः, अस्मिन्, यथा, देहे, कौमारम्, यौवनम्, जरा, तथा, देहान्तरप्राप्तिः, धीरः, तत्र, न, मुह्यति.

**व्युत्पत्तिसमासाः**—देहः अस्य अस्तीति देही तस्य देहिनः । कु ईषत् मारः कामो यस्य सः कुमारः, कुमारस्य भावः कौमारम् । यौतीति युवा, यूनः भावः यौवनम्, । जीर्यन्ते अङ्गानि यस्याम् अवस्थायां सा जरा । अन्य देहः देहान्तरः, देहान्तरस्य प्राप्तिः देहान्तरप्राप्तिः ।

**અન્વય અને અર્થ:**—यथा જેમ, देहिनः આત્માની, अस्मिन् આ, देहे દેહમાં, कौमारम् કુમાર અવસ્થા, यौवनम् યુવાવસ્થા, ( અને ) जरा વૃદ્ધાવસ્થા, ( છે ) तथा તેવીજ રીતે, देहान्तरप्राप्तिः બીજા શરીરની પ્રાપ્તિ ( થવી તે પણ છે ), ( અને તેથી ) धीरः ધીર પુરૂષ, तत्र તે વિષયમાં, न, मुह्यति મોહ પામતો નથી.

ભાવાર્થ:—જેવી રીતે આત્માની આ એક જ શરીરની અંદર કુમારાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા એમ ત્રણ પ્રકારની સ્થિતિ થાય છે, તેવી જ રીતે એ આત્માને એક શરીર છોડી બીજાં બીજાં શરીરોમાં પણ જવું પડે છે અને તેથી કોઈ પણ નિમિત્તે મૃત્યુ પામી દેહાન્તરને પ્રાપ્ત થવાના વિષયમાં સ્થિરબુદ્ધિવાળો ધીરપુરૂષ મોહ પામતો નથી, અર્થાત્ આત્માને અનિત્ય કે ક્ષણધ્વંસી ન માનતાં અવિનાશીમાની પંચ–મહા-

ભૂતના આ શરીરનેજ અસ્થિર માની તે કાલાન્તરે નાશ પામવાનુંજ છે એમ માની તેનો શોક કરતો નથી. ૧૩.

અવતરણિકાઃ—આત્મા નિત્ય હોવાને લઇને, તથા શોક, મોહાદિક ક્ષણધ્વંસી હોવાથી તેમનો અભાવ માની લઇએ, તોપણ તેમના નિમિત્તે થતાં સુખદુઃખોથી તેઓનું નિવારણ ઘણી મુશ્કેલીથી થઈ શકે છે એમ કદાચ અર્જુન શંકા કરે તો તેના સંબંધમાં ભગવાન્ કહે છે.

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ॥
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत॥ १४॥

पदच्छेदः—मात्रास्पर्शाः, तु, कौन्तेय, शीतोष्णसुखदुःखदाः, आगमापायिनः, अनित्याः, तान्, तितिक्षस्व, भारत.

व्युत्पत्तिसमासाः—मीयन्ते आभिः विषयाः इति मात्राः, स्पृशन्तीति स्पर्शाः मात्राणां स्पर्शाः मात्रास्पर्शाः । कुन्त्याः अपत्यं पुमान् कौन्तेयः तत्संबुद्धौ हे कौन्तेय । शीतं च उष्णं च शीतोष्णम्, सुखं च दुःखं च सुखदुःखे, शीतोष्णाभ्यां सुखदुःखे ददतीति शीतोष्णसुखदुःखदाः । आगमश्च अपायश्च आगमापायौ, आगमापायौ स्तः येषां ते आगमापायिन. । न नित्याः अनित्याः ।

અન્વય અને અર્થઃ—कौन्तेय હે કુન્તીના પુત્ર અર્જુન! मात्रास्पर्शाः ઇન્દ્રિયોના વિષયો, तु તો शीतोष्णसुखदुःखदाः ટાઢું ઉનું તથા તેની અસરથી સુખ અને દુઃખ આપનાર, आगमापायिनः આવવાના અને જવાના સ્વભાવવાળા, (અને) अनित्याः લાંબો વખત નહિ રહેનાર, (છે માટે) भारत હે ભરતકુલમાં ઉત્પન્ન થયેલા અર્જુન! तान् તે વિષયોને, तितिक्षस्व તું સહન કર, અર્થાત્ તેમાં હર્ષ શોક રાખ નહીં.

**ભાવાર્થઃ**—હે કૌંતેય ! ઇન્દ્રિયોના વિષયો—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ—શીતતા તથા ઉષ્ણતાને લીધે સુખદુઃખ આપનારા છે તેમજ આવવું અને જવું એવા સ્વભાવના અર્થાત્ અસ્થિર રહેનારા અને લાંબો વખત ન ટકી રહે તેવા છે માટે તે વિષયોથી ઉત્પન્ન થતાં સુખ અને દુઃખોને તું સહન કર. અર્થાત્ તેમાં હર્ષ કે શોક કર નહીં. ૧૪.

**અવતરણિકાઃ**—શીતોષ્ણાદિ વિષયોને સહન કરવાથી શું ફળ થાય છે તે હવે કહે છે

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ॥
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥

**पदच्छेदः**—यम्, हि, न, व्यथयन्ति, एते, पुरुषम्, पुरुषर्षभ, समदुःखसुखम्, धीरम्, सः, अमृतत्वाय, कल्पते.

**व्युत्पत्तिसमासाः**—पुर्यां शेते इति पुरुषः, पुरुषाणाम् ऋषभ. पुरुषर्षभः तत् संबुद्धौ हे पुरुषर्षभ । दुःखं च सुखं च दुःखसुखे, समे दुःखसुखे यस्य सः समदुःखसुख तम् समदुःखसुखम् । धियं रातीति धीरः । अमृतस्य भावः अमृतत्वम् तस्मै अमृतत्वाय ।

**અન્વય અને અર્થઃ**—पुरुषर्षभ હે પુરૂષોમાં શ્રેષ્ઠ અર્જુન ! समदुःखसुखम् તુલ્ય છે સુખ અને દુઃખ જેને (એવા), यम् જે, धीरम् નિત્ય આત્માના જ્ઞાનયુક્ત, पुरुषम् પુરૂષને, एते ઇંદ્રિયોના વિષયો, न, व्यथयन्ति વ્યથા કરતા નથી, सः તે (પુરુષ), हि અવશ્ય રીતે, अमृतत्वाय મોક્ષને માટે, कल्पते યોગ્ય થાય છે.

ભાવાર્થઃ—હે પુરુષશ્રેષ્ઠ અર્જુન ! સુખ અને દુઃખ બંને જેને સમાન છે એવા તેમજ ધીર એટલે આત્મજ્ઞાની એવા જે પુરુષને ઇન્દ્રિયોના વિષયો વ્યથા કરતા નથી, તે પુરુષ મોક્ષને માટે જરૂર યોગ્ય થાય છે. અર્થાત્ વિષયોના વેગને રોકવાની શક્તિ જે સહિષ્ણુતા–તિતિક્ષા તે અમૃતત્વ–ઈશ્વરની સામ્યાવસ્થા મેળવવામાં ખાસ સાધનરૂપ છે અને તેથી મોહાદિક છોડી વિષયોમાંથી વિરક્ત રહી શોકનો પરિત્યાગ કરવો એ જ યોગ્ય છે. ૧૫.

અવતરણિકાઃ—શીતોષ્ણાદિ ઇન્દ્રિયોના વિષયો પ્રતીત થાય છે, છતાં પણ આત્માને બાધ કરવામાં તે વ્યર્થ જેવા છે, ઉલટું આત્માની અસતા–નિસત્વ–જાણીને, શોક, મોહ ન લાવીને શીતોષ્ણાદિ સુખદુઃખાદિ ભાવો સહન થઈ શકે તેવા છે અને તેથી તે સહન કરવા જોઈએ તે વાત જણાવે છે

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ॥
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥

पदच्छेदः—न, असतः, विद्यते, भावः, न, अभावः, विद्यते, सतः, उभयोः, अपि, दृष्टः, अन्तः, तु, अनयोः, तत्त्वदर्शिभिः.

व्युत्पत्तिसमासाः—न विद्यते सत् यस्य तत् या न सत् असत् तस्य असतः । न भावः अभावः । तत्त्वं पश्यन्ति ते तत्त्वदर्शिन. तैः तत्त्वदर्शिभिः ।

અન્વય અને અર્થઃ—असतः અસત્ય–નશ્વર વસ્તુનું, भावः હોવાપણું–અસ્તિત્વ, न, विद्यते નથી, (તેમ) सतः સત્ય–નિત્ય–વસ્તુનું, अभावः ન હોવાપણું, (પણ) न, विद्यते નથી,

अनयोः આ, उभयोः બન્ને-સત્ અને અસત્-નો, अपि પણ, अन्तः અન્ત-નિર્ણય, तत्त्वदर्शिभिः તત્ત્વજ્ઞાનીઓ વડે, दृष्टः જોવાયલો છે.

ભાવાર્થ:—અસત્ વસ્તુનું હોવાપણું, અને સત્ વસ્તુનો નાશ કદિ થતો જ નથી અને તેમાં તે સત્ અને અસત્ એ બન્નેનો નિર્ણય પણ તત્ત્વજ્ઞાનીઓ વડે કરવામાં આવ્યો છે. અર્થાત્ અસત્ વસ્તુ સદા અનિત્ય હોવાથી સત્-આત્મા ઉપર તેનો કંઈ પણ પ્રભાવ નથી, એટલે ઈન્દ્રિયાદિકોના વિષયો આત્માને કંઈપણ અસર કરી શકતા નથી. ૧૬.

અવતરણિકા:—તે સત્ શું છે, કે જે નિત્ય છે? તેને માટે કહે છે

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ॥
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥

पदच्छेदः—अविनाशि, तु, तद्, विद्धि, येन, सर्वम्, इदम्, ततम्, विनाशम्, अव्ययस्य, अस्य, न, कश्चित्, कर्तुम्, अर्हति.

व्युत्पत्तिसमासाः—न विद्यते विनाशः यस्य तत् अविनाशि तत्। विशेषेण नाशः इति विनाशः तम् विनाशम्। न विद्यते व्ययः नाशो विकारो वा यस्य तत् अव्ययम् तस्य अव्ययस्य।

અન્વય અને અર્થ:—येन જેના વડે, इदम् આ, सर्वम् બધું, ततम् વ્યાપ્ત થયેલું છે, तत् તેને, तु તો, अविनाशि નાશ ન થાય તેવું, विद्धि તું જાણ, (અને) अस्य એ, अव्ययस्य અખં-

કના, विनाशम् નાશને, कर्तुम् કરવાને માટે, कश्चित् કોઇ, (પણ) न, अर्हति યોગ્ય નથી.

ભાવાર્થ:—જેના વડે આ બધું જગત્ વ્યાપ્ત થયેલું છે, તેને તું અવશ્ય રીતે અવિનાશિ જાણ, અને એ અવિનાશિ એવા અખંડ બ્રહ્મનો નાશ કરવાને કોઈ પણ યોગ્ય નથી. અર્થાત્ એ કોઈનાથી પણ નાશપામી શકે તેવું નથી. ૧૭.

અવતરણિકા:—સત્ વસ્તુનું દર્શન કરાવીને હવે 'અસત્' વસ્તુ શું છે ? તેને માટે ભગવાન્ કહે છે.

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ॥
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥

पदच्छेदः—अन्तवन्तः, इमे, देहाः, नित्यस्य, उक्ताः, शरीरिणः, अनाशिनः, अप्रमेयस्य, तस्मात्, युध्यस्व, भारत.

व्युत्पत्तिसमासाः—अन्तः अस्ति येषां ते अन्तवन्तः। दिह्यन्त इति देहाः । शरीरम् अस्य अस्तीति शरीरी तस्य शरीरिणः । नाश. अस्ति यस्य सः नाशी, न नाशी अनाशी तस्य अनाशिनः । प्रकर्षेण मीयते इति प्रमेयः, न प्रमेयः अप्रमेयः तस्य अप्रमेयस्य ।

અન્વય અને અર્થ:—नित्यस्य નિરંતર અસ્તિત્વવાળા, अनाशिनः નાશરહિત, (અને) अप्रमेयस्य પ્રત્યક્ષ, અનુમાનાદિ પ્રમાણોથી ન પામી શકાય તેવા–અપરિચ્છેદ્ય, शरीरिणः આત્માનાં, इमे આ, देहाः શરીરો, अन्तवन्तः નાશવંત, उक्ताः કહેલાં છે, ( માટે ) भारत હે ભરતવંશી અર્જુન ! तस्माद् તેથી युध्यस्व તું યુદ્ધ કર.

ભાવાર્થ:—નિત્ય, નાશરહિત અને કોઇનાથી પણ માપમાં ન આવી શકે એવા આત્માનાં આ બધાં શરીરો નાશવંત કહેવામા આવ્યાં છે અર્થાત્ પ્રાણિમાત્રના જે દેહો છે તે કાલાન્તરે નાશ પામવાનાજ છે માટે હે ભરતવંશી અર્જુન! તેથી તું શોકનો ત્યાગ કરીને યુદ્ધ કરવાને ઉભો થા ૧૮.

અવતરણિકા:—'હુ યુદ્ધમા ઉભેલા યોદ્ધાઓનો હણનાર થઇશ અને તેઓ મારા વડે હણાશે' એવી અર્જુનની અસત્ય બુદ્ધિના પરિહાર માટે શ્રીકૃષ્ણ કઠોપનિષદ્‌ની બે ઋચાઓ પોતાના ઉપદેશની સંગતિમા કહે છે

य[1] एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ॥
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥१९॥

पदच्छेदः—यः, एनम्, वेत्ति, हन्तारम्, यः, च, एनम्, मन्यते, हतम्, उभौ, तौ, न, विजानीतः, न, अयम्, हन्ति, न, हन्यते.

व्युत्पत्तिसमासाः—हन्तीति हन्ता त हन्तारम् । विशेषेण जानीत. इति विजानीत. ।

અન્વય અને અર્થ:—यः જે, एनम् એ (આત્મા) ને, हन्तारम् હણનારો वेत्ति જાણે છે, च તથા, यः જે एनम् એને, हतम् હણાયેલો मन्यते માને છે, तौ તેઓ उभौ બન્ને, न, विजानतः (કંઈપણ સત્ય) જાણતા નથી, (કારણ કે) अयम् આ (આત્મા), (કોઇને) न, हन्ति હણતો નથી, (અને કોઇનાવડે) न, हन्यते હણાતો (પણ) નથી.

---

१ हन्ता चेन्मन्यते हन्तु हतश्चेन्मन्यत हतम् । उभौ तौ न विजानीतो नाय हन्ति न हन्यते ॥ क उ २-१९ ॥

ભાવાર્થઃ—જે પુરૂષ એ આત્માને હણનારો માને છે, તથા જે એને હણાયલો માને છે, તેઓ બન્ને સત્ય શું છે તે જાણતા નથી, કારણ કે આ આત્મા કોઇને હણતો પણ નથી તેમ કોઈનાથી હણાતો પણ નથી. અર્થાત્ એ અવિનાશી હોવાથી એનો નાશ થતોજ નથી તેમ એ કોઇનો વિનાશ પણ કરતો નથી. ૧૯.

અવતરણિકાઃ—ઉપરના શ્લોકમા આત્મા, નાશ કરવાની અથવા નાશ થઈ જવાની ક્રિયાથી રહિત એટલે કે અવિક્રિય-વિકારરહિત છે એમ જણાવ્યુ, તેનાજ અનુસંધાનમા આત્માનું અવિકારિપણું હવે નીચેના શ્લોકથી વિશેષ દૃઢ કરે છે

न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः ॥
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ २० ॥

पदच्छेदः—न, जायते, म्रियते, वा, कदाचित्, न, अयम्, भूत्वा, भविता, वा, न, भूयः, अजः, नित्यः, शाश्वतः, अयम्, पुराणः, न, हन्यते, हन्यमाने, शरीरे.

व्युत्पत्तिसमासाः—न जायते असौ इति अजः । पुरा भवः पुराणः । शश्वति इति शश्वत्, शश्वत् भव शाश्वतः । हन्यते यत् तत् हन्यमानम् तस्मिन् हन्यमाने ।

---

१ न जायते म्रियते वा विपश्चिन्नायं कुतश्चिन्न बभूव कश्चित् । अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥ क. व. २-१८ ॥

આ બન્ને સ્થાનના અર્થ મૂળશ્લોકોને મળતાજ છે

**અન્વય અને અર્થઃ**—अयम् આ ( આત્મા ), कदाचित् કોઈપણ વખતે, न, जायते જન્મતો નથી, वा અથવા, न, म्रियते મૃત્યુ (પણ) પામતો નથી, वा અથવા, भूत्वा થઇને, भूयः ફરીને, न, भविता થનાર ( પણ ) નથી, (તેમ) अयम् આ ( આત્મા ), अजः જન્મરહિત, नित्यः નિરંતર રહેનાર, शाश्वतः જુના વખતનો, पुराणः આદિ કાલથી જ નવો–શરીરની વૃદ્ધિ હ્રાસાદિ ક્રિયા વિનાનો, ( અને ) शरीरे શરીર, हन्यमाने નાશ થઈ જતાં ( પણ ) न, हन्यते હણાતો નથી.

ભાવાર્થઃ—આ આત્મા કોઈપણ વખતે જન્મતો અથવા મરતો નથી, તેમજ કોઈપણ વખતે એક વખત થઈને ફરી થનાર પણ નથી; વળી આ આત્મા જન્મરહિત, નિત્ય રહેનારો, પ્રાચીન વખતનો, આદિ કાલથી જ નવો એટલે શરીરની વૃદ્ધિહ્રાસાદિ ક્રિયા વિનાનો, અને શરીરનો નાશ થઈ જવા છતાં પણ કદિ નાશ ન થાય તેવો છે. અર્થાત્ આ આત્મા આદિ અને અંતમાં એટલે કોઇ પણ સમયમાં તથા હરકોઇ અવસ્થામાં વિકૃતિથી રહિત છે, અને તેથીજ તારે એનો શોક કરવો યોગ્ય નથી. ૨૦.

અવતરણિકાઃ—આત્મા કોઇને હણતો નથી તેમ કોઇનાથી હણાતો પણ નથી એ જે વાત ઉપર જણાવી, તેજ અર્થનો પુન ભગવાન્ સ્વયં ઉપસહાર કરે છે

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ॥
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥२१॥

पदच्छेदः—वेद, अविनाशिनम्, नित्यम्, यः, एनम्, अजम्, अव्ययम्, कथम्, सः, पुरुषः, पार्थ, कम्, घातयति, हन्ति, कम्.

**व्युत्पत्तिसमासाः**—विनाश अस्ति अस्य स' विनाशी, न विनाशी अविनाशी तम् अविनाशिनम् । न जायते असौ अज तम् अजम् । न व्येति इति अव्यय तम् ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે અર્જુન ! य જે પુરૂષ, एनम् એ આત્માને, नित्यम् સર્વદા વિદ્યમાન अजम् જન્મરહિત, अव्ययम् ક્ષય વિનાનો, (અને) अविनाशिनम् વિનાશરહિત, वेद જાણે છે, स તે, पुरुष પુરૂષ, कम् કોને, कथम् કેવી રીતે, घातयति ઘાત કરાવે છે ? અથવા પોતે કારણ ભૂત થઈ, कम् કોને, हन्ति હણે છે

**ભાવાર્થઃ**—હે અર્જુન ! જે પુરૂષ એ આત્માને સર્વદા વિદ્યમાન, જન્મરહિત, ક્ષયવિનાનો અને વિનાશરહિત જાણે છે, તે પુરૂષ કોનો કેવી રીતે ઘાત કરાવે છે ? અથવા તો પોતે કારણરૂપ થઈ કોને હણે છે ? અર્થાત્ આત્મા કર્ત્તાભોક્તાના અભિમાનરહિત હોઈને કોઈનો પણ નાશ કરાવતો નથી કે કોઈને પણ મારતો નથી ૨૧.

અવતરણિકા —"ઉપર પ્રમાણે કદાચ આત્મા અવિનાશી છે એમ સ્વીકારી લઉં તોપણ શરીરો વિનાશી હોવાથી યુદ્ધમાં તેમનો અવશ્ય નાશ તો થાય જ, તો પછી ભીષ્માદિકના શરીરો કે જેમનાથી અનેક સુકૃતો સાધી શકાય છે, તે શરીરોનો યુદ્ધ વડે મારે નાશ કરવો એ કેમ બનીશ ?" એવી અર્જુનની શંકા થાય તો તેના ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

वासांसि जीर्णानि यथा विहाय
नवानि गृह्णाति नरोऽपराणि ॥
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥ २२ ॥

पदच्छेदः—वासांसि, जीर्णानि, यथा, विहाय, नवानि, गृह्णाति, नरः, अपराणि, तथा, शरीराणि, विहाय, जीर्णानि, अन्यानि, संयाति, नवानि, देही.

व्युत्पत्तिसमासाः—न पराणि अपराणि तानि अपराणि । शीर्यन्ते तानि शरीराणि तानि । देहः अस्य अस्तीति देही ।

**અન્વય અને અર્થઃ**—यथा જેવી રીતે, नरः પુરૂષ, जीर्णानि જુનાં, वासांसि વસ્ત્રોને, विहाय છોડીને, अपराणि બીજાં, नवानि નવાં, गृह्णाति ગ્રહણ–ધારણ–કરે છે, तथा તેવી રીતે, देही આત્મા, जीर्णानि જુનાં, शरीराणि શરીરોને, विहाय છોડીને, अन्यानि બીજાં, नवानि નવાંઓને, संयाति પ્રાપ્ત થાય (કરે) છે.

**ભાવાર્થઃ**—જેવી રીતે પુરૂષ જુનાં વસ્ત્રોને છોડીને બીજાં નવાં વસ્ત્રોને ધારણ કરે છે, તેવી રીતે આ આત્મા જુનાં અને જર્જર શરીરોને છોડીને બીજા નવાં શરીરોને પ્રાપ્ત થાય છે. અર્થાત્ જીર્ણ શરીરોને છોડીને નિરંતર નવાં શરીરોનેજ આત્મા ધારણ કરે છે, તેથી સુકૃત કરતાં કરતાં વૃદ્ધ થયેલાં ભીષ્માદિકોનાં શરીરોનો નાશ કરવામાં આવે તો ઉલટું એ યુદ્ધ દ્વારા તેમને વધુ પુણ્ય પ્રાપ્ત થાય અને સ્વધર્મથી મૃત્યુ થવાથી અત્યંત શ્રેષ્ઠ યોનિ મળે માટે તેમ માનીને પણ તારે યુદ્ધ કરવું તે વિશેષ ઈષ્ટ છે. ૨૨.

**અવતરણિકા**—“દેહનો નાશ થવા છતા તેની અંદર રહેલ આત્માનો વિનાશ કેમ થતો નથી? દાખલા તરીકે જેમ કોઈ એક ઘર બળી જાય ત્યારે તે ઘરની અંદર રહેલી વસ્તુઓનો પણ નાશ થાય છે તેવીજ રીતે આત્માનો પણ દેહની સાથેજ નાશ થવો જોઈએ,” એવી શંકા થાય તો તેના ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ આત્માનું અવિનાશિપણું અને અવિકારિપણું બીજા પ્રકારે કહે છે:

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ॥
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ २३॥

पदच्छेदः—न, एनम्, छिंदन्ति, शस्त्राणि, न, एनम्, दहति, पावकः, न, च, एनम्, क्लेदयन्ति, आपः, न, शोषयति, मारुतः.

व्युत्पत्तिसमासाः—शस्यते एभिः इति शस्त्राणि । पुनीते इति पावकः । मरुत् एव मारुतः ।

અન્વય અને અર્થઃ—एनम् એ આત્માને, शस्त्राणि શસ્ત્રો, न, छिंदन्ति છેદતાં નથી, एनम् એને, पावकः અગ્નિ, न, दहति બાળતો નથી, च તેમજ, एनम् એને, आपः પાણી, न, क्लेदयन्ति ભીંજાવી શકતાં નથી, ( અને ) मारुतः પવન, न, शोषयति સુકાવી ( પણ ) શકતો નથી.

ભાવાર્થ:—એ આત્માને શસ્ત્રો છેદતાં નથી, એને અગ્નિ બાળતો નથી, એને પાણી ભીંજાવી શકતું નથી, અને પવન સૂકવી શકતો પણ નથી. અર્થાત્ આત્મા અવિનાશી અને નિર્વિકાર હોવાથી એમાં કોઈ પણ જાતનો ફેરફાર થતો નથી અને તેથીજ એ શરીર સાથે નાશ પણ પામી શકતો નથી. ૨૩,

અવતરણિકા—ઉપર પ્રમાણે આત્માનું અવિકારીપણું કહી તેની અવિક્રિયતા વિશેષ દૃઢ કરતા કહે છે

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ॥
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥

पदच्छेदः—अच्छेद्यः, अयम्, अदाह्यः, अयम्, अक्लेद्यः, अशोष्यः, एव, च, नित्यः, सर्वगतः, स्थाणुः, अचलः, अयम्, सनातनः.

व्युत्पत्तिसमासाः—छेत्तुम् शक्यः छेद्यः, न च्छेद्यः अच्छेद्यः। दग्धुम् शक्यः दह्यः, न दह्यः अदह्यः। क्लेत्तुम् शक्यः क्लेद्यः, न क्लेद्यः अक्लेद्यः। शोष्टुम् शक्यः शोष्यः, न शोष्य. अशोष्यः। सर्वं गतः सर्वगतः। तिष्ठति इति स्थाणुः। चलतीति चलः, न चलः अचलः। सना भवः इति सनातनः।

અન્વય અને અર્થઃ—अयम् આ (આત્મા), अच्छेद्यः શસ્ત્રોવડે ન છેદી શકાય તેવો, अदाह्यः અગ્નિવડે ન બાળી શકાય તેવો (છે. વળી) अयम् આ (આત્મા), अक्लेद्यः પાણીવડે ભીંજાવી ન શકાય તેવો, च અને, अशोष्यः પવન વડે સુકવી ન શકાય તેવો, एव જ (છે), (વળી) अयम् આ (આત્મા), नित्यः નિરંતર રહેનારો, सर्वगतः સર્વ જગ્યાએ વ્યાપ્ત, स्थाणुः સ્થિર, अचलः કદી ડોલાયમાન ન થાય તેવો, (અને) सनातनः ઘણા પુરાણા વખતનો છે.

ભાવાર્થઃ—આ આત્મા શસ્ત્રો વડે છેદી શકાય તેવો નથી, અગ્નિ વડે બાળી શકાય તેવો નથી, પાણી વડે ભીંજવી શકાય તેવો નથી અને પવન વડે સુકવી શકાય તેવો પણ નથી, પરંતુ એ આત્મા નિરંતર રહેવાવાળો, સર્વ જગ્યાએ વ્યાપ્ત, અર્થાત્ સર્વવ્યાપક, સ્થિર, કદી ડોલાયમાન ન થાય તેવો અને ઘણા પ્રાચીન વખતનો છે. ૨૪.

અવતરણિકાઃ—આત્મા છેદાઈ જવું ઇત્યાદિ પ્રત્યક્ષપ્રમાણાદિથી રહિત હોવાથી, તેનુ અશોચ્યત્વ કહે છે

**अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते ॥**
**तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

**पदच्छेदः**—अव्यक्तः, अयम्, अचिन्त्यः, अयम्, अविकार्यः, अयम्, उच्यते, तस्माद्, एवम्, विदित्वा, एनम्, न, अनुशोचितुम्, अर्हसि.

**व्युत्पत्तिसमासाः**—व्यज्यते इति व्यक्तः, न व्यक्तः अव्यक्तः। चिन्तितुं योग्यः चिन्त्यः, न चिन्त्यः अचिन्त्यः। विकर्तुं शक्यः विकार्यः, न विकार्यः अविकार्यः।

**અન્વય અને અર્થ**:—अयम् આ ( આત્મા ), अव्यक्तः પ્રકટ ન દેખાય તેવો, अयम् આ, अचिन्त्यः ચિંતનમાં ન આવી શકે તેવો, ( અને ) अयम् આ, अविकार्यः વિકારરહિત, उच्यते કહેવાય છે, तस्माद् તેથી, एनम् એ આત્માને, एवम् એ પ્રમાણે- ( ઉપર પ્રમાણે ), विदित्वा જાણીને, अनुशोचितुम् શોક કરવાને, न, अर्हसि તું યોગ્ય નથી.

**ભાવાર્થ**:—આ આત્મા પ્રત્યક્ષ દેખાય તેવો નથી, ચિન્તનમાં આવી શકે તેવો નથી અને વિકારરહિત કહેવાય છે, તેથી એ પ્રમાણે એ આત્માને નિષ્ક્રિય અને નિર્વિકાર જાણીને તારે એનો શોક કરવો યોગ્ય નથી. અર્થાત્ એ બધા નાશ પામશે એવી બુદ્ધિથી તું યુદ્ધથી વિરામ પામી સ્વધર્મમાંથી ભ્રષ્ટ ન થા અને મિથ્યા શોક ન કર. ૨૫.

અવતરણિકા—આત્માને કદાચિત્ કોઈપણ રીતે વિનાશી માની લેવામાં આવે તો પણ તેનો શોક કરવા યોગ્ય નથી તે કહે છે

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ॥
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ २६ ॥

पदच्छेदः—अथ, च, एनम्, नित्यजातम्, नित्यम्, वा, मन्यसे, मृतम्, तथापि, त्वम्, महाबाहो, न, एनम्, शोचितुम्, अर्हसि.

व्युत्पत्तिसमासाः—नियमेन नियत वा भव नित्यम्, नित्य जात नित्यजातः तम् नित्यजातम्। महान्तौ बाहू यस्य सः महाबाहु, तत्संबुद्धौ हे महाबाहो।

અન્વય અને અર્થ:—अथ च જો કે, एनम् એને, नित्यजातम् સદા જન્મ પામેલો, वा અથવા, नित्यम् સદૈવ, मृतम् મરણ પામેલો, मन्यसे તું માને છે, तथापि તો પણ, महाबाहो હે મોટી ભુજાવાળા અર્જુન! त्वम् તું, एवम् એ પ્રમાણે (પૂર્વોક્ત રીતે), शोचितुम् શોક કરવાને, न, अर्हसि યોગ્ય નથી.

ભાવાર્થ:—જો કે એ આત્માને તું કદાચિત્ નિરંતર જન્મ લેતો અને સદૈવ મરણ પામતો માની લે, તો પણ, હે મહાબાહુ અર્જુન! તું ઉપરોક્ત રીતે શોક કરવાને યોગ્ય નથી. ૨૬.

અવતરણિકા—આત્માને જન્મ-મૃત્યુની ઉપાધિયુક્ત કદાચિત્ માનવામાં આવે તો પણ તેનો શોક કરવો ન જોઈએ, તે વિષયમાં કારણ બતાવે છે

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ॥
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥

पदच्छेदः—जातस्य, हि, ध्रुवः, मृत्युः, ध्रुवम्, जन्म, मृतस्य, च, तस्मात्, अपरिहार्ये, अर्थे, न, त्वम्, शोचितुम्, अर्हसि.

व्युत्पत्तिसमासाः—परिहर्तुम् शक्य परिहार्यं, न परिहार्यं अपरिहार्यं, तस्मिन् अपरिहार्ये। अर्यते इति अर्थ, तस्मिन् अर्थे।

અન્વય અને અર્થ:—हि કારણ કે, जातस्य જન્મેલાનો, मृत्यु. નાશ, ध्रुवः ચોક્કસ (જ છે), च અને, मृतस्य મરેલાનો, जन्म જન્મ (પણ), ध्रुवम् ચોક્કસ, (છે) तस्मात् તેથી, अपरिहार्ये અવશ્ય થવાવાળા, अर्थ વિષયમાં, त्वम् તું, शोचितुम् શોચ કરવાને, न, अर्हसि યોગ્ય નથી.

ભાવાર્થ:—કારણ કે જે જન્મે છે તેનો નાશ ચોક્કસજ છે અને મરેલાનો જન્મ પણ ચોક્કસજ થાય છે, માટે જે વસ્તુ અવશ્ય થવાવાળી છે તે વિષયમાં તારે શોક કરવો યોગ્ય નથી ૨૭.

અવતરણિકા —"કાર્યકારણસ્વરૂપ પ્રાણિઓના શરીરોને અનુલક્ષીને શોક અવશ્ય રીતે થાય એ નિર્વિવાદ છે" એવી અર્જુનની માન્યતાને દૂર કરવાના હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना॥ २८॥

पदच्छेदः—अव्यक्तादीनि, भूतानि, व्यक्तमध्यानि, भारत, अव्यक्तनिधनानि, एव, तत्र, का, परिदेवना.

व्युत्पत्तिसमासाः—न व्यक्तम् अव्यक्तम्, अव्यक्तम् आदि येषां तानि अव्यक्तादीनि। व्यक्तं मध्ये येषां तानि व्यक्तमध्यानि। अव्यक्तं निधनं येषां तानि अव्यक्तनिधनानि। परितः देवना परिदेवना।

અન્વય અને અર્થ:—भारत હે ભરતવંશમાં ઉત્પન્ન થએલ અર્જુન ! भूतानि પંચમહાભૂતો અથવા તો તેનાથી ઉત્પન્ન થએલાં પ્રાણિમાત્ર, अव्यक्तादीनि આદિમાં અવ્યકત–અપ્રકટ, व्यक्तमध्यानि મધ્યમાં વ્યકત–પ્રકટ, ( અને ) अव्यक्तनिधनानि અંતમાં–મરણાવસ્થામાં અવ્યકત–અપ્રકટ, एव જ, ( છે માટે ) तत्र તે વિષયમાં, परिदेवना શોકનિમિત્ત વિલાપ, का શો ( કરવો ) ?

ભાવાર્થ:—હે ભારત ! ભરતવંશી અર્જુન ! પ્રાણિમાત્ર આદિકાલમાં અપ્રકટ–ન જણાય તેવા છે, મધ્યકાળમાં પ્રકટ એટલે પ્રત્યક્ષ જણાતા છે અને અંતાવસ્થામાં પણ ફરીને અપ્રકટજ–ન જણાય તેવાં છે, માટે તે વિષયમાં શોક કરી વિલાપ કરવો શા કામનો ? માટે તું એ શોક છોડીને તારૂં યુદ્ધરૂપ કર્તવ્ય કરવા તૈયાર થા. ૨૮.

અવતરણિકા:—'શુદ્ધ આત્મા ઘણા કષ્ટથી જાણી શકાય તેવો છે. અને મોહથી ઉપજેલી ભ્રાંતિ સર્વને સાધારણ છે, તેથી માત્ર તુંજ આવી રીતે આત્મજ્ઞાનમા ભ્રમિત થએલો છે એમ નથી, પરંતુ ઘણા ખરાની સ્થિતિ એવીજ છે,' તે વાત ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ॥
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥

पदच्छेदः—आश्चर्यवत्, पश्यति, कश्चित्, एनम्, आश्चर्यवत्, वदति, तथा, एव, च, अन्यः, आश्चर्यवत्, च, एनम्, अन्यः, शृणोति, श्रुत्वा, अपि, एनम्, वेद, न, च, एव, कश्चित्.

व्युत्पत्तिसमासाः—आ इति चर्यते अभिनीयते इति आश्चर्यम्, आश्चर्यम् इव इति आश्चर्यवत् । क इति कश्चित् ।

અન્વય અને અર્થ:—कश्चित् કોઈ માણસ, एनम् એ આત્માને, आश्चर्यवत् આશ્ચર્ય જેવો, पश्यति જુએ છે, च અને, अन्य બીજો, तथा, एव તેજ પ્રમાણે, आश्चर्यवत् આશ્ચર્ય જેવો, वदति કહે છે, च અને, अन्य બીજો (વળી) કોઈ, एनम् એ આત્માને, आश्चर्यवत् આશ્ચર્ય જેવો, शृणोति સાભળે છે, च અને, कश्चित् કોઈ માણસ, श्रुत्वा સાંભળીને, अपि પણ, एव ખરેખર, एनम् એને, न, वेद જાણતો નથી

ભાવાર્થ:—કોઈ માણસ એ આત્માને આશ્ચર્ય જેવો જુએ છે, અને બીજો તે જ પ્રમાણે આશ્ચર્ય જેવો કહે છે, અને બીજો કોઈ એ આત્માને આશ્ચર્ય જેવો સાભળે છે, અને કોઈ માણસ સાભળીને પણ એને જાણતો નથીજ. અર્થાત્ આત્માનું વિશુદ્ધ જ્ઞાન ભાગ્યેજ કોઈને થાય છે અને તેથી તેને સર્વ આશ્ચર્ય સમાન જુએ છે અથવા કહે છે અથવા તો તેને સત્ય રીતે જોનાર, કહેનાર, સાભળનાર અને જાણનાર કોઈકજ હોવાથી તે આશ્ચર્ય જેવુજ છે, એટલે આત્માનું જ્ઞાન મેળવવું દુર્ઘટ છે ૨૯

અવતરણિકા —આત્માનુ અવિનાશિપણુ તથા શરીરનું વિનાશિપણુ ઉપર પ્રમાણે કહી 'શોક ન કરવો જોઈએ' એમ ભગવાન ઉપસંહાર રૂપે કહે છે

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ॥
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥३०॥

पदच्छेदः—देही, नित्यम्, अवध्यः, अयम्, देहे, सर्वस्य, भारत, तस्मात्, सर्वाणि, भूतानि, न, त्वम्, शोचितुम्, अर्हसि.

व्युत्पत्तिसमासाः—देहः अस्य अस्ति इति देही। हन्तुं योग्यः वध्यः, न वध्यः अवध्यः।

અન્વય અને અર્થ:—भारत હે ભારત, अयम् આ, देही આત્મા, सर्वस्य બધાના, देहे શરીરમાં, नित्यम् નિરંતર, अवध्यः વધ ન કરી શકાય તેવો ( છે ), तस्मात् તેથી, त्वम् તું, सर्वाणि બધાં, भूतानि પ્રાણિઓનો, शोचितुम् શોક કરવાને માટે, न, अर्हसि યોગ્ય નથી.

ભાવાર્થ:—હે ભારત–અર્જુન ! આ આત્મા, સર્વ પ્રાણિમાત્રના શરીરમાં હંમેશાં અવધ્ય એટલે કોઇપણ રીતે વધ ન કરી શકાય તે પ્રમાણે રહેલો છે, તેથી તું બધાં પ્રાણિઓનો વિનાશ થશે અને મને હિંસાનું પાપ લાગશે એ પ્રમાણે શોક કરવાને યોગ્ય નથી. અર્થાત્ તેવો ખોટો શોક છોડી કર્તવ્ય કરવા તૈયાર થા. ૩૦.

અવતરણિકા:—આત્માના શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન હોય ત્યારેજ તેવા પુરૂષને શોકમોહ ન થાય, પણ આત્મજ્ઞાનરહિત સંસારી પ્રાણિઓને તો તે થવા સંભવ છે, અને તેથી અર્જુનને તે પ્રમાણે શોક મોહ થાય અને તેથી તે યુદ્ધ કરતો બંધ રહે એ સ્વાભાવિક છે તો તેના પરિહાર માટે, ભગવાન્ શ્રીકૃષ્ણ 'સ્વધર્મ સમજીને પણ તારે અવશ્ય યુદ્ધ કરવું જોઇએ' એમ અર્જુનને બીજી રીતે સમજાવે છેઃ

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ॥
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते॥३१॥

पदच्छेदः—स्वधर्मम्, अपि, च, अवेक्ष्य, न, विकम्पितुम्, अर्हसि, धर्म्यात्, हि, युद्धात्, श्रेयः, अन्यत्, क्षत्रियस्य, न, विद्यते.

व्युत्पत्तिसमासाः—स्वस्य धर्म स्वधर्म तम् स्वधर्मम् । विशेषेण कम्पितुम् इति विकम्पितुम् । धर्माद् अनपेतम् धर्म्यम् तस्मात् धर्म्यात् । युध्यते इति युद्धम् तस्मात् युद्धात् । क्षतात् त्रायते इति क्षत्रिय तस्य क्षत्रियस्य ।

અન્વય અને અર્થ:—च વળી, स्वधर्मम् પોતાના ધર્મને, अपि પણ, अवेक्ष्य જોઇને-વિચારીને, विकम्पितुम् ડગવાને માટે, न, अर्हसि તું યોગ્ય નથી, हि કારણ કે, धर्म्यात् ધર્મયુક્ત (ધર્મ-પ્રજારક્ષણના ધર્મ-ખાતર કરવામા આવતા), युद्धात् યુદ્ધ સિવાય, क्षत्रियस्य ક્ષત્રિયનુ, अन्यत् બીજુ, श्रेय કલ્યાણ, न, विद्यते નથી

ભાવાર્થ:—વળી યુદ્ધ કરવુ એ પોતાનો ધર્મ છે એમ પોતાના ધર્મને સમજીને પણ, તું યુદ્ધમાથી કમ્પાયમાન થવાને લાયક નથી, કારણ કે પ્રજારક્ષણ જેવા ધર્મયુક્ત યુદ્ધ સિવાય ક્ષત્રિયને બીજુ કલ્યાણકારક કંઇજ નથી, માટે સ્વધર્મ સમજીને પણ તારે શોકનો ત્યાગ કરી યુદ્ધ કરવુજ યોગ્ય છે ૩૧

અવતરણિકા—"યુદ્ધ એ ક્ષત્રિયનો પરમ ધર્મ છે, અને તેથી ક્ષત્રિયો પ્રયત્નપૂર્વક તે મેળવવા યત્ન કરે છે તને તો સુભાગ્યે આ યુદ્ધ

અનાયાસે પ્રાપ્ત થયું છે, તો તે પ્રસંગનો લાભ લઇ, તારે તો અવશ્ય યુદ્ધ કરવું જોઇએ, " તે વાત શ્રીકૃષ્ણ ભગવાન્ કહે છે:

**यद्दच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीद्दशम् ॥३२॥**

**पदच्छेदः**—यद्दच्छया, च, उपपन्नम्, स्वर्गद्वारम्, अपावृतम्, सुखिनः, क्षत्रियाः, पार्थ, लभन्ते, युद्धम्, ईद्दशम्.

**व्युत्पत्तिसमासाः**—यावती इच्छा यद्दच्छा तया यद्दच्छया। सुष्ठु अर्ज्यते इति स्वर्गम् स्वर्गस्य द्वारम् स्वर्गद्वारम् तत्। अपगतम् आवृतम् आवरणं यस्य तत् अपावृतम् तत्। सुखम् अस्ति येषां ते सुखिनः। क्षतात् त्रायन्ते इति क्षत्रियाः। पृथायाः अपत्यं पुमान् पार्थः तत्संबुद्धौ पार्थ। अनेन सद्दशम् इति ईद्दशम् तत्।

**અન્વય અને અર્થ:**—च વળી, यद्दच्छया કોઈપણ જાતની પ્રાર્થના વિના–અનાયાસે, उपपन्नम् પ્રાપ્ત થયેલા, (અને) अपावृतम् ખુલ્લા, स्वर्गद्वारम् સ્વર્ગના દરવાજા રૂપ, ईद्दशम् આના જેવા, युद्धम् યુદ્ધને (તો), पार्थ હે પાર્થ! सुखिनः સુખી–ભાગ્યશાળી, क्षत्रियाः ક્ષત્રિયો, (જ) लभन्ते મેળવે છે.

**ભાવાર્થ:**—વળી સાક્ષાત્ ખુલ્લું સ્વર્ગનું દ્વાર હોય તેની સમાન અનાયાસે પ્રાપ્ત થયેલું આવું યુદ્ધ તો, હે પાર્થ! કોઈ સુખી–પુણ્યશાલી અને ભાગ્યશાળી ક્ષત્રિયોજ મેળવી શકે છે, માટે તું પણ બીજો વિચાર છોડી સ્વર્ગદ્વારરૂપ યુદ્ધ કરવા તૈયાર થા. ૩૨.

**અવતરણિકા:**—એ પ્રમાણે યુદ્ધ કરવું એ તારૂ કર્તવ્ય છે, છતા જો તું યુદ્ધ નહિ કરે તો તેનુ કેવુ અનિષ્ટ પરિણામ આવશે તે જણાવે છે

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ॥
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि॥३३॥

पदच्छेदः—अथ, चेत्, त्वम्, इमम्, धर्म्यम्, संग्रामम्, न, करिष्यसि, ततः, स्वधर्मम्, कीर्तिम्, च, हित्वा, पापम्, अवाप्स्यसि.

व्युत्पत्तिसमासाः—कीर्त्यते जनाः यया सा कीर्तिः ताम् कीर्तिम् । पिबति भक्षयति कर्तारम्, पान्ति जनाः आत्मानम् अस्मात् इति वा पापम् तत् ।

અન્વય અને અર્થ:— अथ, चेत् અગર જો, त्वम् તું, इमम् આ, धर्म्यम् ( ધર્મના રક્ષણાર્થે ) ધર્મયુકત એવા, संग्रामम् યુદ્ધને, न, करिष्यसि નહિ કરે (તો), ततः તેથી, स्वधर्मम् પોતાના ધર્મને, च અને, कीर्तिम् કીર્તિને, हित्वा હણીને, पापम् પાપને, अवाप्स्यसि પામીશ.

ભાવાર્થ:—( હે અર્જુન! ) અગર જો તું આ તારા પોતાના સ્વધર્મરૂપે રહેલું ધાર્મિક યુદ્ધ કરીશ નહિ તો તેથી પોતાના ધર્મનો અને કીર્તિનો નાશ કરી તું પાપને મેળવીશ. અર્થાત્ યુદ્ધ નહિ કરવાથી તું તારા ધર્મમાંથી ભ્રષ્ટ થઇશ એટલું જ નહિ, પરન્તુ લોકમાં તારી અપકીર્તિ થશે અને સાથે તું પાપનો ભોક્તા પણ બનીશ. ૩૩.

અવતરણિકા:—એ પ્રમાણે યુદ્ધના ત્યાગથી સ્વધર્મ અને કીર્તિ એ બે ઇષ્ટ વસ્તુઓની અપ્રાપ્તિ થવા સાથે સ્વધર્મત્યાગથી પાપની પ્રાપ્તિ પણ થશે, એમ જણાવી એથીપણ વિશેષ અનર્થ થવાનો છે, તે ભગવાન્ જણાવે છે.

अकीर्तिं चापि भूतानि कथयिष्यंति तेऽव्ययाम् ॥
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥ ३४ ॥

पदच्छेदः—अकीर्तिम्, च, अपि, भूतानि, कथयिष्यन्ति, ते, अव्ययाम्, संभावितस्य, च, अकीर्तिः, मरणात्, अतिरिच्यते.

व्युत्पत्तिसमासाः—न कीर्तिः अकीर्तिः ताम् अकीर्तिम् । व्ययते इति व्यय, न विद्यते व्ययः यस्याः सा अव्यया ताम् अव्ययाम् । सम्यक् भावितः इति संभावितः तस्य संभावितस्य । म्रियते अनेन इति मरणम् तस्मात् मरणात् ।

*અન્વય અને અર્થ:*—च અને, भूतानि પ્રાણિઓ, ते તારી, अव्ययाम् લાંબા વખત સુધીની, अकीर्तिम् અપકીર્તિને, कथयिष्यन्ति કહેશે, च અને, ( તેથી ) संभावितस्य બહુ માન પામેલાને, ( તો ) अकीर्तिः અપકીર્તિ, मरणाद् મરણથી, अपि પણ, अतिरिच्यते વિશેષ છે.

ભાવાર્થ:—તેમજ મનુષ્યો તારી લાંબા વખત સુધી અપકીર્તિ ગાશે, અને એ પ્રમાણે જો અપકીર્તિ થઇ તો પછી તારા જેવા અત્યંત સમ્માનિત પુરૂષને અપકીર્તિ મરણથી પણ વિશેષ દુઃખદ છે. એટલે યુદ્ધની પીડા કરતાં પણ યુદ્ધ કર્યા-સિવાય જીવવું તને વિશેષ પીડાકારક થશે. ૩૪.

અવતરણિકા:—"તટસ્થ લોક ભલે મારી નિંદા કરે, પણ ભીષ્મ દ્રોણાદિક મહારથીઓ તો મને દયાળુ સમજી અવશ્ય અભિનંદન આપશે" એવી અર્જુનની ધારણાને અસત્ય ઠરાવવા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ॥
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥३५॥

पदच्छेदः—भयात्, रणात्, उपरतम्, मंस्यन्ते, त्वाम्, महारथाः, येषाम्, च, त्वम्, बहुमतः, भूत्वा, यास्यसि, लाघवम्.

व्युत्पत्तिसमासाः—भीयते अनेन इति भयम् तस्मात् भयात्। रणन्ति परस्परं पुरुषाः यस्मिन् सः रणः तस्मात् रणात्। महान्तश्च ते रथाश्च महारथाः, महारथाः सन्ति येषां ते महारथाः। बहुभिर्गुणैः मतः बहुमतः। लघोर्भाव लाघवम् तत्।

અન્વય અને અર્થ:—च અને, येषाम् જેઓનો, त्वम् તું, (અત્યાર સુધી) बहुमतः બહુ (ગુણોથી યુક્ત હોઈને) સન્માન પામેલો, (છે તેવો) भूत्वा થઈને, (તે) महारथाः મોટા ભીષ્માદિક મહારથીઓ, त्वाम् તને, रणात् રણમાંથી, भयात् ભયને લઈને, उपरतम् નિવૃત્ત થયેલો, मंस्यन्ते માનશે, (અને તેથી તું) लाघवम् ક્ષુદ્રકતાને, यास्यसि પામીશ.

ભાવાર્થ:—અને જેઓના મનમાં તારા માટે-તારા અદ્વિતીય ગુણો માટે અત્યાર સુધી માન છે, તે ભીષ્માદિક મોટા મોટા મહારથીઓ તને રણમાથી ભયને લઈને પલાયન કરી ગએલો માનશે અને તેથી તેઓની દૃષ્ટિમાં પણ યુદ્ધ ન કરવાથી તું અત્યંત હલકો પડી જઈશ ૩૫.

અવતરણિકા:—એટલુંજ નહિ પણ એથીએ વિશેષ દુઃખ બીજું છે તે કહે છે

अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ॥
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥३६॥

पदच्छेदः—अवाच्यवादान्, च, बहून्, वदिष्यन्ति, तव, अहिताः, निन्दन्तः, तव, सामर्थ्यम्, ततः, दुःखतरम्, नु, किम्.

व्युत्पत्तिसमासाः—वक्तुं योग्याः वाच्याः, न वाच्याः अवाच्याः, अवाच्याश्च अमी वादाश्च अवाच्यवादाः, तान् अवाच्यवादान्। हितमस्ति येषां ते हिताः, न हिता अहिताः । निन्दन्ति ते निन्दन्तः । समर्थस्य भावः सामर्थ्यम् तत् । अतिशयेन दुःखम् इति दुःखतरम् ।

અન્વય અને અર્થ:—च વળી, तव તારા, अहिताः શત્રુઓ, तव તારા, सामर्थ्यम् બળની, निन्दन्तः નિંદા કરતા, बहून् ઘણા, अवाच्यवादान् ન બોલવાના શબ્દો, वदिष्यन्ति બોલશે, नु ખરેખર, ततः તેથી, दुःखतरम् વિશેષ દુઃખ, ( તને ) किम् શુ ?

ભાવાર્થ:—વળી તારા શત્રુઓ તારા બળની નિંદા કરતા તને ( હિચકારો, નિર્બળ વગેરે ) ન કહેવાના શબ્દો કહેશે, ખરેખર આથી વિશેષ દુ ખ તારા જેવા એક શૂરવીરને માટે બીજું શું હોઈ શકે ? ૩૬.

અવતરણિકા:—આગળ અર્જુને "અમે તેમને જીતી શુ યા તેઓ અમને જીતશે તે પણ અમે જાણતા નથી" એમ કહેલુ તેના પ્રત્યુત્તરરૂપે યુદ્ધમા જય થાય કે પરાજય થાય તે બન્નેમા પણ પરિણામમા તો અવશ્ય લાભ જ છે, તે ભગવાન્ કહે છે

**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ॥**
**तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥**

पदच्छेदः—हतः, वा, प्राप्स्यसि, स्वर्गम्, जित्वा, वा, भोक्ष्यसे, महीम्, तस्मात्, उत्तिष्ठ, कौन्तेय, युद्धाय, कृतनिश्चयः.

व्युत्पत्तिसमासाः—मह्यते पूज्यते इति मही, ताम् । कृत. निश्चय येन स कृतनिश्चयः ।

અન્વય અને અર્થ:—वा અથવા, हतः હણાયલો (હણાઇને), स्वर्गम् સ્વર્ગને, प्राप्स्यसि તું પામીશ, वा અથવા, जित्वा જય પામીને, महीम् પૃથ્વીને, भोक्ष्यसे ભોગવીશ, तस्मात् તેથી, कौन्तेय હે કુંતાના પુત્ર-અર્જુન ! युद्धाय યુદ્ધને માટે, कृतनिश्चय નિશ્ચય કરીને, उत्तिष्ठ ઉભો થા.

ભાવાર્થ—અથવા તો જો તું યુદ્ધમાં એમનાથી હણાઇશ તો પણ તું સ્વર્ગને પામીશ, અને જો જય પામીશ તો તો પૃથ્વીને ભોગવવાનોજ છે, માટે હે કૌંતેય ! 'યુદ્ધ કરવુંજ છે' એમ નિશ્ચય કરીને તું યુદ્ધ કરવા માટે ઉભો થા. ૩૭.

અવતરણિકા—"ગુરૂ ઇત્યાદિ શિષ્ટોનો યુદ્ધમા વધ કરવો પડે તેથી પાપ અવશ્ય થાય, તો પછી યુદ્ધમા મર્યા બાદ સ્વર્ગની પ્રાપ્તિ ક્યાંથી થાય ? અથવા યુદ્ધમા જીતીને પણ લોકનિંદાથી ઘેરાયલા અમને ભોગ તથા સુખની પ્રાપ્તિ ક્યાંથી થાય ?" આવી અર્જુનની શંકાના સમાધાન માટે "કામનારહિત થઇ સમાનદૃષ્ટિથી તથા સ્વધર્મ સમજીને યુદ્ધ કરતા તને પાપ નહિ લાગે" એવા આશયથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ॥
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥

पदच्छेदः—सुखदुःखे, समे, कृत्वा, लाभालाभौ, जयाजयौ, ततः, युद्धाय, युज्यस्व, न, एवम्, पापम्, अवाप्स्यसि.

व्युत्पत्तिसमासाः—सुशोभनानि खानि इन्द्रियाणि यस्मिन् तत् सुखम्, दुष्टानि खानि इन्द्रियाणि यस्मिन् तत् दुःखम्, सुखं च दुःखम् च सुखदुःखे, ते सुखदुःखे । लाभश्च अलाभश्च लाभालाभौ, तौ लाभालाभौ । जयश्च अजयश्च जयाजयौ, तौ जयाजयौ ।

અન્વય અને અર્થઃ—सुखदुःखे સુખ અને દુઃખને, लाभालाभौ લાભ અને ગેરલાભને, (અને) जयाजयौ જય અને પરાજયને, समे સમાન, कृत्वा કરીને, ततः ત્યારપછી, युद्धाय યુદ્ધને માટે, युज्यस्व તું તૈયાર થા, (અને) एवम् એ પ્રમાણે (કરવાથી), पापम् પાપને, न, अवाप्स्यसि તું પામીશ નહિ.

ભાવાર્થઃ—સુખ તથા દુઃખને, લાભ અને ગેરલાભને, તથા જય અને પરાજયને સમાન માનીને તું યુદ્ધ કરવા માટે તૈયાર થા, એટલે લાભાલાભ વિગેરેનો કંઈપણ વિચાર તારે કરવો નહિ અને જો એ પ્રમાણે તું કરીશ તો તને કદીપણ પાપ લાગવાનું નથી. ૩૮.

અવતરણિકાઃ—"સ્વધર્મ સમજીને યુદ્ધ કરે તેને પાપ ન લાગે. એમ માની લેવામાં આવે તો પણ, મને યુદ્ધ કરવાનો આવશ્યક ઉપદેશ આપવો જોઇએ નહિ, કારણ કે "य एनं वेत्ति हन्तारम्" તથા "कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम्" ઇત્યાદિ વચનોથી તો ખાસ જ્ઞાનીને જ પાપ ન લાગવાનો સંભવ છે, પણ હું તો કર્તા, ભોક્તાના

અભિમાનશૂન્ય, શુદ્ધસ્વરૂપ જ્ઞાની થયો નથી, અને તેથી યુદ્ધ કરીને તેનુ ફલ હું ભોગવીશ એવું મને જ્ઞાન છે તેથી, તેમજ પ્રકાશ અને અંધકાર બન્ને એકજ વખતે એક જગ્યામાં રહી શકતા નથી, તેજ પ્રમાણે જ્ઞાન અને કર્મ બન્નેની સાથે સ્થિતિ રહી શકે નહિ એટલે હું પણ હજી કર્મને માનતો હોવાથી જ્ઞાનની પ્રાપ્તિ મેળવી શક્યો નથી અને તેથીજ પાપને અંગે યુદ્ધ કરવું મારે માટે ઠીક નથી " એવો અર્જુનનો અભિપ્રાય સમજને વિદ્વાન્ અને અવિદ્વાન્ની દશાના ભેદ પ્રમાણે, જ્ઞાન અને કર્મ બન્નેના ઉપદેશની આવશ્યકતા હોવાથી ભગવાન્ તે કહે છે

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ॥
बुद्धया युक्तो यया पार्थ कर्मबंधं प्रहास्यसि॥३९॥

**पदच्छेदः**—एषा, ते, अभिहिता, सांख्ये, बुद्धिः, योगे, तु, इमाम्, शृणु, बुद्धया, युक्तः, यया, पार्थ, कर्मबन्धम्, प्रहास्यसि.

**व्युत्पत्तिसमासाः**—सम्यक् ख्यायते प्रकाश्यते वस्तुतत्त्वम् अनया इति संख्या उपनिषद् तया वेद्यते यत्तत् सांख्यम्, तस्मिन् साङ्ख्ये। कर्मैव धर्माधर्माख्यं बन्धः कर्मबन्ध, तम् कर्मबन्धम्। बुध्यते अनया इति बुद्धिः। युज्यते परमात्मानं येन सः योगः, तस्मिन् योगे। प्रकर्षेण हास्यसि त्यजसि इति प्रहास्यसि।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ! एषा આ, बुद्धिः બુદ્ધિ, ते તને, सांख्ये જ્ઞાનયોગમાં, अभिहिता કહેવામાં આવી, (હવે) योगे કર્મયોગમાં, इमाम् આ (હું કહીશ તે બુદ્ધિ) ને, शृणु તું સાંભળ, (કે) यया જે, बुद्धया બુદ્ધિ વડે, युक्तः જોડા-એલો (તું), कर्मबन्धम् કર્મના બન્ધનને, प्रहास्यसि છોડી શકીશ.

ભાવાર્થઃ—હે પાર્થ! આ તને જે અત્યારસુધી કહ્યું તે જ્ઞાનયોગમાં રાખવાની બુદ્ધિ કહી, હવે કર્મયોગમાં બુદ્ધિને કેવી રીતે રાખવી તે હું તને કહું છું તે તું સાંભળ, કે જે બુદ્ધિ વડે યુકત થએલો તું કર્મનાં બન્ધનોને છોડી શકીશ. ૩૯.

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ॥
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥४०॥

पदच्छेदः—न, इह, अभिक्रमनाशः, अस्ति, प्रत्यवायः, न, विद्यते, स्वल्पम्, अपि, अस्य, धर्मस्य, त्रायते, महतः, भयात्.

व्युत्पत्तिसमासाः—अभिक्रम्यते कर्मणा प्रारभ्यते यत्फलं सः अभिक्रमः, अभिक्रमस्य नाशः अभिक्रमनाशः। सुष्ठु अत्यन्तम् अल्पम् इति स्वल्पम्।

**અન્વય અને અર્થઃ**—इह આ ( કર્મનાં બંધનો છુટી જાય તેવા કર્મયોગનું અનુષ્ઠાન કરવામાં આવે તેવા ) કર્મયોગમાં अभिक्रमनाशः કર્મના આરંભનો નાશ, न, अस्ति નથી, ( તેમ ) प्रत्यवायः વિઘ્નપ્રતિબંધ, ( પણ ) न, विद्यते નથી, ( કારણ કે ) अस्य આ, धर्मस्य ધર્મનું, स्वल्पम् થોડું ( સેવન ), अपि પણ, महत् મોટા, भयात् ભયમાંથી, त्रायते રક્ષણ કરે છે.

ભાવાર્થઃ—કર્મનાં બંધનો છોડાવે તેવા આ કર્મયોગનું અનુષ્ઠાન કરવામાં કર્મના આરંભનો કે કર્મનો નાશ નથી, તેમજ પ્રતિબંધ પણ નથી, કારણકે નિષ્કામકર્મયોગનું થોડું પણ અનુષ્ઠાન કયારેક મહાન્ ભયમાંથી છોડાવે છે. અર્થાત્ કલ્યાણની ઇચ્છાવાળા દરેકે થોડો ઘણો પણ નિષ્કામ કર્મયોગ કરવો. ૪૦.

અવતરણિકાઃ—જ્ઞાનયોગમાં જે બુદ્ધિ હોવી જોઇએ તે, તથા હવે પછી કહેવામાં આવનાર કર્મયોગલક્ષણા બુદ્ધિ કેવા લક્ષણવાળી હોવી જોઇએ ? તે વિષે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છેઃ

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ॥**
**बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१॥**

पदच्छेदः—व्यवसायात्मिका, बुद्धिः, एका, इह, कुरुनन्दन, बहुशाखाः, हि, अनन्ताः, च, बुद्धयः, अव्यवसायिनाम्.

व्युत्पत्तिसमासाः—व्यवसाय एव आत्मा यस्याः सा व्यवसायात्मिका–निश्चयात्मिका–उपायोपेयबुद्धिः। नन्दयतीति नन्दनः, कुरूणां नन्दनः कुरुनन्दनः, तत्संबुद्धौ कुरुनन्दन। बह्व्यः शाखाः यासां ताः बहुशाखाः। न विद्यते अन्तः यासां ताः अनन्ताः। न विद्यते व्यवसायः–निश्चयः येषां ते अव्यवसायिनः, तेषाम् अव्यवसायिनाम्।

અન્વય અને અર્થઃ—कुरुनन्दन હે કુરુવંશને (સુકૃતોથી) આનંદ આપનાર અર્જુન ! इह આ કલ્યાણના માર્ગમાં, व्यवसायात्मिका નિશ્ચયાત્મક, बुद्धिः બુદ્ધિ, एका એકજ છે, च પણ, अव्यवसायिनाम् અપ્રામાણિક એવી અનિશ્ચયાત્મક બુદ્ધિવાળા લોકોની, बुद्धयः બુદ્ધિઓ, (તો) बहुशाखाः અનેક ફાંટાઓવાળી, (અને) अनन्ताः ઘણી છે.

ભાવાર્થઃ—હે કુરુનન્દન! કલ્યાણના માર્ગમાં–નિષ્કામ કર્મયોગમાં નિશ્ચયાત્મક એવી જ્ઞાનયુક્ત બુદ્ધિ એકજ છે, પણ પ્રમાણરહિત એવી અનિશ્ચયાત્મક બુદ્ધિવાળા લોકોની બુદ્ધિઓ તો અનેક ફાંટાઓવાળી અને ઘણા પ્રકારની છે. અર્થાત્ તેવા

લોકોની બુદ્ધિની કોઈપણ પ્રકારની જ્ઞાનયોગ કે કર્મયોગમાં સ્થિરતા રહેતી નથી. ૪૧.

અવતરણિકાઃ—" ભિન્નબુદ્ધિવાળા લોકોની બુદ્ધિ એકજ નિશ્ચયાત્મિકા કેમ થતી નથી ? " એવી શંકાના ઉત્તરમાં ભગવાન્ ' શ્રીકૃષ્ણ તેમ ન થવા માટે શું પ્રતિબન્ધક છે ' તે ત્રણ શ્લોકોથી દર્શાવે છે.

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ॥
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ॥
क्रियाविशेषवहुलां भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ॥
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥४४॥

पदच्छेदः—याम्, इमाम्, पुष्पिताम्, वाचम्, प्रवदन्ति, अविपश्चितः, वेदवादरताः, पार्थ, न, अन्यत्, अस्ति, इति, वादिनः, कामात्मानः; स्वर्गपराः, जन्मकर्मफलप्रदाम्, क्रियाविशेषवहुलाम्, भोगैश्वर्यगतिम्, प्रति; भोगैश्वर्यप्रसक्तानाम्, तया, अपहृतचेतसाम्, व्यवसायात्मिका, बुद्धिः, समाधौ, न, विधीयते.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण वदन्ति इति प्रवदन्ति। विप्रकृष्टं चिन्तयन्ति ते विपश्चितः, न विपश्चितः अविपश्चितः। वेदयन्ति धर्माधर्मौ इति वेदाः, वेदानां वादाः वेदवादाः, वेदवादेषु रताः वेदवादरताः। वदन्ति ते वादिनः। कामे आत्मा अंतःकरणं येषां ते कामात्मानः। स्वर्गः एव

परः श्रेष्ठ पुरुषार्थः येषां ते स्वर्गपरा । कर्मणः फलम् कर्मफलम्, जन्मैव कर्मफलं जन्मकर्मफलम्, तत्प्रददातीति जन्मकर्मफलप्रदा, तां जन्मकर्मफलप्रदाम् । बहु लान्तीति बहुला, क्रियाणां विशेषाः क्रियाविशेषा', क्रियाविशेषा. एव बहुलाः यस्यां सा क्रियाविशेषबहुला ताम् । भोगश्च ऐश्वर्य च भोगैश्वर्ये, भोगैश्वर्ययोः गतिः प्राप्तिः भोगैश्वर्यगतिः, ताम् भोगैश्वर्यगतिम् । भोगश्च ऐश्वर्यं च भोगश्वर्यें, भोगैश्वर्ययोः प्रकर्षेण सक्ताः भोगैश्वर्यप्रसक्ताः, तेषाम् भोगैश्वर्यप्रसक्तानाम् । अपहृतानि चेतांसि येषां ते अपहृतचेतस, तेषाम् अपहृतचेतसाम् । सम्यक् आधीयते अस्मिन् सर्वम् इति समाधि, तस्मिन् समाधौ ।

અન્વય અને અર્થઃ—पार्थ હે પાર્થ ! वेदवादरता. વેદના અર્થવાદમાં પ્રીતિવાળા, ( અને ) अन्यत् ( સકામ કર્મ સિવાય આત્મજ્ઞાન વિગેરે ) બીજું કંઈ, न, अस्ति નથી, इति એ પ્રમાણે, वादिन બોલવાવાળા, अविपश्चितः અજ્ઞાનથી મૂઢ એટલે કાર્યાકાર્યના ભાનરહિત લોકો, याम् જે, इमाम् આ ( વેદમાં બીજું કાંઈપણ નથી એવી ), पुष्पिताम् ફુલથી ભરેલી વિષલતાની માફક દૂરથી સુંદર, वाचम् વાણીને, प्रवदन्ति બોલે છે, कामात्मनः કામનાઓની અભિલાષામાજ જેમનું અંત કરણ છે એવા (અને) स्वर्गपराः સ્વર્ગનેજ પરમ પુરૂષાર્થ માનનારાઓ, भोगैश्वर्यगतिम् ભોગવિલાસ અને ઐશ્વર્ય–વૈભવની પ્રાપ્તિ, प्रति માટે, जन्मकर्म फलप्रदाम् જન્મરૂપી કર્મના ફલોને આપનારી, क्रियाविशेषबहुलाम् અગ્નિહોત્રાદિક તથા બીજી ક્રિયાઓ જેમાં વિશેષ કરવી પડે તેવી, पुष्पिताम् છટાદાર, वाचम् વાણીને, प्रवदन्ति બોલે છે, ( પરંતુ ) तया તે દાંભિક વાણીવડે, अपहृतचेतसाम् ખેંચાએલા ચિત્તવાળા, ( અને તેથીજ ) भोगैश्वर्यप्रसक्तानाम् વિલાસ અને

વૈભવમાં લાગેલું છે ચિત્ત જેમનું એવાઓની, व्यवसायात्मिका આત્મજ્ઞાન સંબંધી-શુદ્ધ-ચિન્માત્ર સ્વરૂપિણી નિશ્ચયાત્મિક, बुद्धिः બુદ્ધિ, समाधौ ચિત્તનું ઇશ્વર સાથે ઐક્ય સાધવારૂપ સમાધિમાં, न, विधीयते વ્યવસ્થિત થતી નથી.

ભાવાર્થઃ—હે પાર્થ! વેદના મિથ્યા અર્થવાદમાં પ્રીતિ-વાળા અને સકામ કર્મસિવાય આત્મજ્ઞાન તથા મોક્ષ ઈત્યાદિ બીજું કંઇ છેજ નહિ એમ બોલવાવાળા મૂઢ લોકો, જ્યારે ફૂલોથી શોભતી વિપલતાની માફક સુંદર એવી છટાદાર વાણીને બોલે છે, ત્યારે વિલાસ અને વૈભવની દિશા તરફ અભિલાષી અંતઃકરણ વૃત્તિવાળા અને સ્વર્ગનેજ પરમ પુરૂષાર્થ માન-નારાઓ ભોગવિલાસ અને ઐશ્વર્યની પ્રાપ્તિને માટે એ વાણીને જન્મ અને કર્મનાં ફ્લોને આપનારી તથા અગ્નિહોત્રાદિક બીજી ઘણી ક્રિયાઓ જેમાં કરવી પડે છે એવી રીતની બોલે છે, પરંતુ તે વેદના અર્થવાદયુકત ઉપરોકત વાણીવડે ખેંચાએલા ચિત્ત-વાળા, અને વિલાસ તથા વૈભવ પ્રત્યે જેમનું ચિત્ત લાગેલું છે એવા મનુષ્યોની આત્માસંબંધી નિશ્ચયવાળી બુદ્ધિ ઇશ્વરૈકાગ્રતા (સમાધિ) માં લાગતી નથી એટલે કયારે પણ સ્થિર થઇ તે ઇશ્વરનું તાદાત્મ્ય સાધી શકતી નથી. ૪૨-૪૪.

અવતરણિકાઃ—"સમાધિમા નિશ્ચયવાળી બુદ્ધિ સારે કોની થાય છે?" તે વાત જણાવે છે

त्रैगुण्यविपया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ॥
निर्द्वन्द्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान्॥४५॥

पदच्छेदः—त्रैगुण्यविपयाः, वेदाः, निस्त्रैगुण्यः, भव, अर्जुन, निर्द्वन्द्वः, नित्यसत्त्वस्थः, निर्योगक्षेमः, आत्मवान्.

**व्युत्पत्तिसमासाः**—त्रयाणां गुणानां भावः त्रैगुण्यम्, त्रैगुण्यमेव विषयो येषां ते त्रैगुण्यविषयाः। निर्गतं त्रैगुण्यं यस्मात्सः निस्त्रैगुण्यः। निर्गतानि सुखदुःखसंज्ञानि द्वन्द्वानि यस्मात्सः निर्द्वन्द्वः। नित्यं सर्वदा सत्त्वगुणे तिष्ठतीति नित्यसत्त्वस्थः। योगश्च क्षेमं च योगक्षेमे, निर्गते योगक्षेमे यस्मात् सः निर्योगक्षेमः। आत्मा अस्य अस्तीति आत्मवान्।

**અન્વય અને અર્થ:**—अर्जुन હે અર્જુન! वेदाः વેદો, त्रैगुण्यविषयाः સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોને પ્રતિપાદન કરવાવાળા (છે, માટે તું) निस्त्रैगुण्यः ત્રણે ગુણોના ભાવોથી રહિત, निर्द्वन्द्वः સુખદુઃખની સંજ્ઞાવાળાં હર્ષ શોકાદિ દ્વન્દ્વોથી મુક્ત, नित्यसत्त्वस्थः સદા સત્ત્વગુણનો આશ્રય કરી રહેનારો, निर्योगक्षेमः ન મેળવેલી ચીજને મેળવવી અને મેળવેલીનું રક્ષણ કરવું એવી સ્થિતિથી રહિત, (અને) आत्मवान् ચિત્તને નિયમમાં રાખનારો, भव થા.

**ભાવાર્થ:**—હે અર્જુન! વેદો ત્રણે ગુણોનું પ્રતિપાદન કરનાર જ છે માટે તું એ ત્રણે ગુણોના ભાવોથી રહિત, સુખ-દુઃખ અને હર્ષશોકાદિનાં દ્વન્દ્વો વિનાનો, સદા સત્ત્વગુણનો આશ્રય કરી રહેનારો, અપ્રાપ્ત વસ્તુને મેળવવામાં અને મેળવેલીનું રક્ષણ કરવામાં યત્ન રહિત અને જીતેલા ચિત્તવાળો થા. ૪૫.

१ अनुपात्तस्य उपादान योग। उपात्तस्य रक्षण क्षेमः। ન મેળવેલી વસ્તુને મેળવવી એનું નામ યોગ અને મેળવેલી વસ્તુનું રક્ષણ કરવું એનું નામ ક્ષેમ

અવતરણિકા—આત્માનું સત્ય જ્ઞાન ચિત્તશુદ્ધિ થાય ત્યારેજ થાય છે, અને તે ચિત્તશુદ્ધિ, બધા વેદોક્ત કર્મોનું અનુષ્ઠાન કરવામા આવે તોજ પ્રાપ્ત થાય, તેથી વેદોનો આશ્રય તો કરવોજ પડે અને તોપછી નિર્ગુણ થવાય જ નહિ, એવી શંકાના પરિહાર માટે ભગવાન્ કહે છે

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ॥
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥

पदच्छेदः—यावान्, अर्थः, उदपाने, सर्वतः, संप्लुतोदके, तावान्, सर्वेषु, वेदेषु, ब्राह्मणस्य, विजानतः.

व्युत्पत्तिसमासाः—यत्परिमाणम् अस्येति यावान्। उदम् उदकम् पीयते अस्मिन् इति उदपानम्, तस्मिन् उदपाने। सर्वस्मादिति सर्वत। सम्प्लुतम् उदक यस्मिन् तत् सम्प्लुतोदकम्, तस्मिन् सम्प्लुतोदके। तत् परिमाणमस्येति तावान्। ब्रह्म वेद शुद्ध चैतन्य वा वेत्ति अधीते वा इति ब्राह्मण। विशेषेण जानातीति विजानन्, तस्य विजानत।

અન્વય અને અર્થઃ—सर्वत ચોતરફથી, संप्लुतोदके જલથી ખૂબ છલોછલ ભરાયલા, उदपाने જલાશયમા, यावान् જેટલો, अर्थ સ્નાન–પાનાદિક અર્થ (સરે છે), तावान् તેટલો જ અર્થ, विजानत વ્યુત્પન્ન ચિત્તવાળા, ब्राह्मणस्य બ્રહ્મનિષ્ઠ થવાની ઇચ્છાવાળા બ્રાહ્મણને, सर्वेषु બધા, वेदेषु વેદોમા (સધાય) છે.

ભાવાર્થઃ—નાના જલાશયમા જેટલો સ્નાનપાનાદિક અર્થ સાધી શકાય છે તેટલો જ અર્થ ચોતરફથી ખૂબ ભરાયલા જલાશયમા પણ સરે છે, તેવીજ રીતે વિદ્વાન્ બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણને પણ બ્રહ્મજ્ઞાન માટે બધા વેદોમા અનાયાસે તેટલો જ અર્થ

**व्युत्पत्तिसमासाः**—त्रयाणा गुणाना भावः त्रैगुण्यम्, त्रैगुण्यमेव विषयो येषां ते त्रैगुण्यविषयाः । निर्गतं त्रैगुण्यं यस्मात्स निस्त्रैगुण्य । निर्गतानि सुखदु खसंज्ञानि द्वन्द्वानि यस्मात्स निर्द्वन्द्व । नित्यं सर्वदा सत्त्वगुणे तिष्ठतीति नित्यसत्त्वस्थ. । योगश्च क्षेमं च योगक्षेमे, निर्गते योगक्षेमे यस्मात् स निर्योगक्षेमः । आत्मा अस्य अस्तीति आत्मवान् ।

**અન્વય અને અર્થ**:—अर्जुन હે અર્જુન ! वेदाः વેદો, त्रैगुण्यविषया સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોને પ્રતિપાદન કરવાવાળા (છે, માટે તું) निस्त्रैगुण्यः ત્રણે ગુણોના ભાવોથી રહિત, निर्द्वन्द्वः સુખદુઃખની સંજ્ઞાવાળાં હર્ષ શોકાદિ દ્વન્દ્વોથી મુક્ત, नित्यसत्त्वस्थः સદા સત્ત્વગુણનો આશ્રય કરી રહેનારો, निर्योगक्षेमः[1] ન મેળવેલી ચીજને મેળવવી અને મેળવેલીનું રક્ષણ કરવું એવી સ્થિતિથી રહિત, (અને) आत्मवान् ચિત્તને નિયમમાં રાખનારો, भव થા.

**ભાવાર્થ**:—હે અર્જુન ! વેદો ત્રણે ગુણોનું પ્રતિપાદન કરનાર જ છે માટે તું એ ત્રણે ગુણોના ભાવોથી રહિત, સુખ-દુઃખ અને હર્ષશોકાદિનાં દ્વન્દ્વો વિનાનો, સદા સત્ત્વગુણનો આશ્રય કરી રહેનારો, અપ્રાપ્ત વસ્તુને મેળવવામાં અને મેળવેલીનું રક્ષણ કરવામા યત્ન રહિત અને જીતેલા ચિત્તવાળો થા. ૪૫

---

१ अनुपात्तस्य उपादान योग । उपात्तस्य रक्षण क्षेम । ન મેળવેલી વસ્તુને મેળવવી એનું નામ યોગ અને મેળવેલી વસ્તુનું રક્ષણ કરવું એનું નામ ક્ષેમ

ઈચ્છાનો ત્યાગ કરીને તું કર, પણ કર્મનાં ફલોની આશાવાળો ન થા. અર્થાત્ કર્મનાં ફલરૂપ પરિણામની ઇચ્છા રાખનાર ન થા,. તેમ ન કરવા લાયક કર્મમાં અથવા કર્મ ન કરવામાં પણ તને આસક્તિ ન થાઓ, એટલે કે કર્મ કરવામાં જ તારો અધિકાર હોવાથી તું યુદ્ધ કરવા રૂપ કર્મમાં જ પ્રવૃત્ત થા. ૪૭.

અવતરણિકાઃ—ઉપરનીજ વાત વિસ્તારપૂર્વક કહે છે·

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ॥
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥४८॥

पदच्छेदः—योगस्थः, कुरु, कर्माणि, सङ्गम्, त्यक्त्वा, धनञ्जय, सिद्ध्यसिद्ध्योः, समः, भूत्वा, समत्वम्, योगः, उच्यते.

व्युत्पत्तिसमासाः—योगे तिष्ठतीति योगस्थः। सज्यन्ते प्राणिनः अस्मिन्निति सङ्ग., तं सङ्गम् । न सिद्धिः असिद्धिः, सिद्धिश्च असिद्धिश्च सिद्ध्यसिद्ध्ये, तयोः सिद्ध्यसिद्ध्योः । धनं जयतीति धनञ्जयः, तत्संबुद्धौ हे धनञ्जय । समस्य भावः समत्वम् ।

અન્વય અને અર્થઃ—धनञ्जय હે ધનંજય,! सङ्गम् આસક્તિને, त्यक्त्वा છોડીને. योगस्थः યોગમાં રહીને, सिद्ध्यसिद्ध्योः કર્મની સફલતા અને નિષ્ફલતામાં, सम. સમાન, भूत्वा થઈને, ( તું ) कर्माणि કર્મોને, कुरु કર, ( કારણકે ) समत्वम् કાર્યની સિદ્ધિ અને અસિદ્ધિમાં સમાનભાવ–ઉદ્વેગરહિતપણું, योगः કર્મયોગ, उच्यते કહેવાય છે.

ભાવાર્થઃ—હે ધનંજય ! આસક્તિને છોડીને નિષ્કામ–ફલની ભાવનારહિત–કર્મયોગનો આશ્રય કરીને, તથા કર્મની

સરે છે. અર્થાત્ જ્ઞાનનિષ્ઠને કર્મફલની અપેક્ષા ન રહેતાં તેનાથીજ તેની સર્વ સિદ્ધિ થઇ જાય છે. ૪૬.

**અવતરણિકા:**—"ઉપનિષદ્ વિગેરેના સેવનથી મારે પણ આત્મજ્ઞાન મેળવવું જોઇએ, તથા યુદ્ધ વિગેરે પ્રવૃત્તિમાંથી મુક્ત થવું જોઇએ, તો પછી 'યુદ્ધ કર' એવી પ્રેરણા અને આપ કેમ કરો છો?" એવા અર્જુનના પ્રશ્નના જવાબમાં ભગવાન્ અર્જુનને માટે ખાસ વિહિત ધર્મનો ઉપદેશ કરે છે:

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥

**पदच्छेदः**—कर्मणि, एव, अधिकारः, ते, मा, फलेषु, कदाचन, मा, कर्मफलहेतुः, भूः, मा, ते, सङ्गः, अस्तु, अकर्मणि.

**व्युत्पत्तिसमासाः**—अधिकरणम् अधिकारः। फलति इति फलम्, कर्मणां फलं कर्मफलम्, कर्मफलं हेतुः प्रयोजनं यस्य सः कर्मफलहेतुः। क्रियते यत् तत् कर्म, न कर्म अकर्म, तस्मिन् अकर्मणि।

**અન્વય અને અર્થ:**—ते તારો, कर्मणि કર્મ–કર્મયોગમાં, एव જ, अधिकारः અધિકાર (છે), कदाचन કોઇ પણ વખતે, फलेषु કર્મના ફલોમાં (અધિકાર), मा નથી (માટે તું) कर्मफलहेतुः કર્મનાં ફલનો હેતુ–ઉત્પાદક, मा, भूः ન થા (અને) ते તારી, अकर्मणि ન કરવા લાયક કર્મમાં અથવા કર્મ ન કરવામાં, संगः આસક્તિ, मा अस्तु ન થાઓ.

**ભાવાર્થ:**—તારો તો કર્મમાં–કર્મયોગમાં–જ અધિકાર છે, પરંતુ કોઈપણ વખતે કર્મનાં ફલ જે ખાસ બન્ધનનું કારણ છે, તેમાં તારો અધિકાર નથી, એટલે કે કરવા યોગ્ય કર્મો ફલની

મેળવવાની ઇચ્છા રાખ, કારણકે ફલની ઇચ્છાથી જે કામ કરવાવાળા છે તે તો કેવળ દીન-ગરીબ છે. અર્થાત્ તું તેવો દીન જેવો ફલાકાંક્ષી ન થતાં નિષ્કામ કર્મ કરવામાં તૈયાર થા. ૪૯.

અવતરણિકાઃ—આ પ્રમાણે કામ્ય-સકામ કર્મની તુચ્છતા કહીને હવે ફરી નિષ્કામ કર્મયોગનું ઉત્તમપણું કહે છે:

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ॥
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम्॥५०॥

पदच्छेदः—बुद्धियुक्तः, जहाति, इह, उभे, सुकृतदुष्कृते, तस्मात्, योगाय, युज्यस्व, योगः, कर्मसु, कौशलम्.

व्युत्पत्तिसमासाः—बुद्ध्या युक्तः बुद्धियुक्तः । सुकृतं च दुष्कृतं च सुकृतदुष्कृते, ते सुकृतदुष्कृते । कुशलस्य भावः कौशलम् ।

અન્વય અને અર્થઃ—इह આ લોકમાં, बुद्धियुक्तः સાંખ્ય-આત્મજ્ઞાન સંબંધી-અથવા નિષ્કામ કર્મયોગ સંબંધી બુદ્ધિવાળો મનુષ્ય, सुकृतदुष्कृते પુણ્ય અને પાપ, उभे બન્નેને, जहाति છોડે છે, तस्मात् તેથી, योगाय કર્મયોગને માટે, युज्यस्व તું તૈયાર થા, (કેમકે) कर्मसु કર્મમાં, कौशलम् (બન્ધનનાં કારણરૂપ કર્મો હોવા છતાં પણ ઇશ્વરની આરાધના વડે ઈશ્વરાર્પણ કર્મ કરી નિષ્કામ વૃત્તિથી મોક્ષ સંપાદન કરવાની) (જે) ચતુરાઈ (તે), योगः નિષ્કામ કર્મયોગ (अस्ति છે).

ભાવાર્થઃ—આ લોકમાં આત્મજ્ઞાન અથવા નિષ્કામ કર્મયોગ સંબંધી બુદ્ધિવાળો મનુષ્ય, સ્વર્ગ નરકનાં કારણરૂપ પુણ્ય અને પાપ બન્નેને છોડે છે એટલે તે સ્વર્ગાદિ કોઇપણ ફલની

સફલતા અથવા નિષ્ફલતામાં સમાન ભાવવાળો થઈને તું કર્મો કર, કારણકે સિદ્ધિ-અસિદ્ધિ-માં જે સમાન ભાવ તેનુંજ નામ યોગ છે. અર્થાત્ યુદ્ધમાં પણ તું જયપરાજયરૂપ ફલની આકાંક્ષા વિનાનો થઈને "યુદ્ધ તારૂં કર્મ છે" એમ સમજી તું તેમાં પ્રવૃત્ત થા. ૪૮.

અવતરણિકાઃ—'કામ્ય-સકામ કર્મનું સેવન ઘણુંજ તુચ્છ છે', તે જણાવે છે

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ॥
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ४९ ॥

पदच्छेदः—दूरेण, हि, अवरम्, कर्म, बुद्धियोगात्, धनञ्जय, बुद्धौ, शरणम्, अन्विच्छ, कृपणाः, फलहेतवः.

व्युत्पत्तिसमासाः—न वरम् अवरम् । बुद्धेः योग बुद्धियोग, तस्मात् बुद्धियोगात् । कृपा कुर्वन्ति, कृप्यन्ते कृपन्ते वा ते कृपणाः । फलमेव हेतुः येषां ते फलहेतवः ।

અન્વય અને અર્થઃ—धनञ्जय હે ધનંજય! बुद्धियोगात् નિષ્કામ કર્મયોગથી, कर्म કોઇ પણ કામ્ય કર્મ, दूरेण અત્યંત, अवरम् નિકૃષ્ટ-હલકું (છે), हि માટે, बुद्धौ સમત્વબુદ્ધિવાળા કર્મયોગ અથવા જ્ઞાનયોગમાં (જવાને માટે), शरणम् આશ્રયને, अन्विच्छ તું ઇચ્છ, (કારણકે) फलहेतवः ફળની ઇચ્છાથી હેતુપૂર્વક કર્મ કરવાવાળા (તો), कृपणा દીન-રંક જેવા છે.

ભાવાર્થઃ—હે ધનંજય (અર્જુન)! નિષ્કામ કર્મયોગ સિવાય બીજું કોઈ પણ કામ્ય કર્મ અત્યંત હલકુંજ છે, માટે તું તેવા કામ્ય કર્મનો ત્યાગ કરીને કર્મયોગ અથવા સાંખ્યયોગનો આશ્રય

મેળવવાની ઈચ્છા રાખ, કારણકે ફલની ઈચ્છાથી જે કામ કરવા-વાળા છે તે તો કેવળ દીન-ગરીબ છે. અર્થાત્ તું તેવો દીન જેવો ફલાકાંક્ષી ન થતાં નિષ્કામ કર્મ કરવામાં તૈયાર થા. ૪૯.

અવતરણિકા—આ પ્રમાણે કામ્ય-સકામ કર્મની તુચ્છતા કહીને હવે ફરી નિષ્કામ કર્મયોગનુ ઉત્તમપણુ કહે છે

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ॥
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम्॥५०॥

पदच्छेदः—बुद्धियुक्तः, जहाति, इह, उभे, सुकृतदुष्कृते, तस्मात्, योगाय, युज्यस्व, योगः, कर्मसु, कौशलम्.

व्युत्पत्तिसमासाः—बुद्ध्या युक्तः बुद्धियुक्तः। सुकृतं च दुष्कृतं च सुकृतदुष्कृते, ते सुकृतदुष्कृते। कुशलस्य भावः कौशलम्।

અન્વય અને અર્થઃ—इह આ લોકમા, बुद्धियुक्तः સાંખ્ય-આત્મજ્ઞાન સંબંધી-અથવા નિષ્કામ કર્મયોગ સંબંધી બુદ્ધિવાળો મનુષ્ય, सुकृतदुष्कृते પુણ્ય અને પાપ, उभे બન્નેને, जहाति છોડે છે, तस्मात् તેથી, योगाय કર્મયોગને માટે, युज्यस्व તું તૈયાર થા, (કેમકે) कर्मसु કર્મમા, कौशलम् (બન્ધનના કારણરૂપ કર્મો હોવા છતા પણ ઇશ્વરની આરાધના વડે ઇશ્વરાર્પણ કર્મ કરી નિષ્કામ વૃત્તિથી મોક્ષ સંપાદન કરવાની) (જે) ચતુરાઈ (તે), योगः નિષ્કામ કર્મયોગ (अस्ति છે).

ભાવાર્થઃ—આ લોકમાં આત્મજ્ઞાન અથવા નિષ્કામ કર્મ-યોગ સંબંધી બુદ્ધિવાળો મનુષ્ય, સ્વર્ગ નરકનાં કારણરૂપ પુણ્ય અને પાપ બન્નેને છોડે છે એટલે તે સ્વર્ગાદિ કોઈપણ ફલની

અપેક્ષારહિત કર્મ કરતો હોવાથી તેને પુણ્ય અથવા પાપ કંઇ પણ ભોગવવાનો પ્રસંગ આવતો નથી અને તેથીજ તું તેવા નિષ્કામકર્મયોગ માટે તૈયાર થા કેમ કે કર્મ બન્ધનના કારણરૂપ હોવા છતાં પણ ઇશ્વરની આરાધના વડે ઇશ્વરાર્પણ બુદ્ધિથી નિષ્કામ વૃત્તિયુક્ત થઇ કર્મ કરતાં જે મોક્ષ સંપાદન કરવાનુ ચાતુર્ય તેનું જ નામ યોગ ( કર્મયોગ ) છે. ૫૦.

*અવતરણિકા—"દુષ્કૃત-પાપનો ત્યાગ કરવો એ તો સર્વથા ઉચિત છે, પણ સુકૃત-પુણ્યનો જો ત્યાગ કરવામા આવે તો સાચો પુરૂષાર્થ સાધી શકાય નહિ" એવી શંકાના પરિહાર માટે ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના શ્લોકમા કર્મફલનો માત્ર ત્યાગ કરવાથીજ અત્યંત શ્રેષ્ઠ પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે તે કહે છે*

**कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ॥**
**जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥ ५१ ॥**

पदच्छेदः—कर्मजम्, बुद्धियुक्ताः, हि, फलम्, त्यक्त्वा, मनीषिणः, जन्मबन्धविनिर्मुक्ताः, पदम्, गच्छन्ति, अनामयम्.

व्युत्पत्तिसमासाः—कर्मभ्य जातम् कर्मजम् तत् । मनीषा एषाम् अस्तीति मनीषिण । जन्मैव बन्ध जन्मबन्ध, तस्मात् विशेषेण नितान्त मुक्ता इति जन्मबन्धविनिर्मुक्ता । न विद्यते आमय यस्मिन्तत् अनामयम् तत् ।

અન્વય અને અર્થઃ—बुद्धियुक्ता જ્ઞાની અથવા નિષ્કામ કર્મયોગમા સમાન બુદ્ધિવાળા, मनीषिण આત્મજ્ઞાનનિષ્ટ બુદ્ધિશાલી પુરૂષો, हि ખરેખર, कर्मजम् કર્મથી ઉત્પન્ન થતા,

फलम् ફ્લને, त्यक्त्वा છોડીને, जन्मबन्धविनिर्मुक्ताः જન્મરૂપી બંધનથી મુકત થયેલા, अनामयम् બધી જાતના ઉપદ્રવો રહિત-શાંત (એવા), पदम् મોક્ષરૂપી પદને, गच्छंति પામે છે.

**ભાવાર્થઃ**—પાપ-પુણ્યની ગણુનારહિત તથા જ્ઞાન અને નિષ્કામ કર્મયોગમાં સમબુદ્ધિવાળા આત્મજ્ઞાની પુરૂષો તો કર્મથી પેદા થતાં ફ્લને છોડી દઈ, જન્મરૂપી બંધનથી મુક્ત થઈને સર્વ જાતના ઉપદ્રવો રહિત અને શાંત એવા મોક્ષરૂપી પરમપદને પામે છે. ૫૧

અવતરણિકાઃ—"નિષ્કામ કર્મયોગના પાલન વડે ઉત્પન્ન થતી સાત્વિક ચિત્તશુદ્ધિથી સમાનતાવાળી બુદ્ધિ ક્યારે પ્રાપ્ત થાય ?" એવા પ્રશ્નના ઉત્તરમા ભગવાન્ કહે છેઃ

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ॥
तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥५२॥

**पदच्छेदः**—यदा, ते, मोहकलिलम्, बुद्धिः, व्यतितरिष्यति, तदा, गन्ता, असि, निर्वेदम्, श्रोतव्यस्य, श्रुतस्य, च.

**व्युत्पत्तिसमासाः**—यस्मिन् काले यदा। मुह्यते अनेन इति मोहः, मोह एव कलिलम् कालुष्यम् मोहकलिलम्, तत्। विशेषेण अतिशयेन च तरिष्यति इति व्यतितरिष्यति। तस्मिन् काले तदा। गच्छति इति गन्ता। निर्विद्यते अनेन इति निर्वेदः, तम् निर्वेदम्। श्रोतुं योग्यं श्रोतव्यम्, तस्य श्रोतव्यस्य।

**અન્વય અને અર્થઃ**—यदा જ્યારે, ते તારી, बुद्धिः બુદ્ધિ, मोहकलिलम् અવિવેકપણું કે જે ચૈતન્ય અને જડના વિવેકના

જ્ઞાનને કલુષિત કરીને વિષયો તરફ અંતઃકરણની પ્રવૃત્તિ કરાવે છે તેને, व्यतितरिष्यति અવશ્ય રીતે ઓળંગી જશે, तदा ત્યારે, श्रोतव्यस्य ભવિષ્યમાં સાંભળવા લાયક, च અને, श्रुतस्य ભૂત કાળમાં સાંભળેલા ( કર્મોના ફલો રૂપી વિષયો તરફ ) ના निर्वेदम् વૈરાગ્યને, प्राप्स्यसि તું પામીશ

ભાવાર્થ—જ્યારે તારી બુદ્ધિ અવિવેકરૂપી કલુષિતતા કે જે આત્મા–ચૈતન્ય, અને જડના વિવેકવાળા જ્ઞાનને ભૂલાવી વિષયો તરફ અંતઃકરણની પ્રવૃત્તિ કરાવે છે તેને વિશેષે કરી ઉલ્લંઘી જશે એટલે જડ તથા ચૈતન્યના જ્ઞાનવાળી થઈ મોહ માંથી મુક્ત થશે ત્યારે ભવિષ્યમાં સાંભળવાનાં અને ભૂતકાળમાં સાંભળેલા કર્મોના ફલોરૂપી વિષયો તરફ તને નિર્વેદ–ગ્લાનિ વૈરાગ્ય પ્રાપ્ત થશે અર્થાત્ મોહનો નાશ થવાથી તારી બુદ્ધિ વૈરાગ્યયુક્ત થઈ કર્મના ફલનો ત્યાગ કરી આપોઆપ નિષ્કામ કર્મ કરવા તરફ પ્રેરાશે ૫૨

અવતરણિકા—"એ પ્રમાણે થયેલી અંતઃકરણની શુદ્ધિ વડે, જેને વૈરાગ્ય પ્રાપ્ત થયેલો છે એવા પુરુષને પછી જ્ઞાનની પ્રાપ્તિ ખાસ કરીને ક્યારે થાય?" તેના ઉત્તરમાં ભગવાન્ કહે છે

श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ॥
समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥

पदच्छेदः—श्रुतिविप्रतिपन्ना, ते, यदा, स्थास्यति, निश्चला, समाधौ, अचला, बुद्धिः, तदा, योगम्, अवाप्स्यसि.

व्युत्पत्तिसमासाः—(अनेकसाध्यसाधनसम्बन्धप्रकाशन)श्रुतिभि( श्रवणैः ) विशेषेण नानाप्रकारेण प्रतिपन्ना इति श्रुतिविप्रतिपन्ना ।

निर्गतं चलं यस्याः सा निश्चला । सम्यक् आधीयते चित्तमस्मिन् इति समाधिः ब्रह्म, तस्मिन् समाधौ ।

**અન્વય અને અર્થઃ**—यदा જ્યારે, श्रुतिविप्रतिपन्ना અનેક સાધ્ય–સાધનસંબંધનો પ્રકાશ કરતાં એવાં કર્મફલનાં શ્રવણો- વડે અનેક માર્ગે દોરવાયલી–( સંશયો વડે વિક્ષેપ પામેલી ) તે તારી, बुद्धिः બુદ્ધિ, स्थास्यति સ્થિર થઈને રહેશે, ( અને ) निश्चला વિક્ષેપ, અથવા ચલનરહિત (થઈને), समाधौ આત્મામાં, अचला વિકલ્પવર્જિત થશે, तदा ત્યારે, ( તું ) योगम् વિવેક- બુદ્ધિ–તત્ત્વજ્ઞાનરૂપ યોગને, अवाप्स्यसि પામીશ.

**ભાવાર્થઃ**—અનેક સાધ્ય–સાધન સંબંધનો પ્રકાશ કરતાં કર્મફલનાં શ્રવણો વડે સંશયયુક્ત થઈને અનેક રસ્તે દોરવાયેલી એટલે ચંચલ એવી તારી બુદ્ધિ જ્યારે સ્થિર થઈને રહેશે, અને વિક્ષેપરહિત થઈને આત્મામાં વિકલ્પવર્જિત એટલે એકનિષ્ઠતા- વાળી થશે ત્યારે તું સમાનભાવવાળી વિવેકબુદ્ધિ–તત્ત્વજ્ઞાન- રૂપ યોગને પામીશ. ૫૩.

અવતરણિકાઃ—એ પ્રમાણે જેને વિવેક બુદ્ધિથી આત્મનિષ્ઠા થઈ સમાધિ પ્રાપ્ત થઈ હોય, અર્થાત્ જેની પ્રજ્ઞા સ્થિર થઈ હોય તેવાઓના લક્ષણ જાણવાની ઇચ્છાથી અર્જુન સ્થિતપ્રજ્ઞના લક્ષણો પૂછે છે

अर्जुन उवाच । અર્જુન પૂછે છે—

स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ॥
स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥ ५४ ॥

पदच्छेदः—स्थितप्रज्ञस्य, का, भाषा, समाधिस्थस्य, केशव, स्थितधीः, किम्, प्रभाषेत, किम्, आसीत, व्रजेत, किम्.

**व्युत्पत्तिसमासाः**—प्रकर्षेण ज्ञायते अनया इति प्रज्ञा, स्थिता प्रज्ञा यस्य सः स्थितप्रज्ञः, तस्य स्थितप्रज्ञस्य। भाष्यते कथ्यते अनया इति भाषा। समाधौ तिष्ठतीति समाधिस्थः, तस्य समाधिस्थस्य। कश्च ईशश्च केशौ, तौ याति गच्छति प्रेरयति अथवा वापयति उत्पादयति नियमयति ताभ्यां ज्ञानं प्रापयति इति केशवः, तत्संबुद्धौ हे केशव। स्थिता धीः यस्य सः स्थितधीः। प्रकर्षेण भाषेत इति प्रभाषेत।

**અન્વય અને અર્થઃ**—[1]केशव હે કેશવ! स्थितप्रज्ञस्य સ્થિરબુદ્ધિવાળા એવા, समाधिस्थस्य પરમાત્માના ધ્યાનરૂપી સમાધિમાં રહેલાની, भाषा વાણી, का કેવી, (હોય? અને) स्थितधीः સ્થિર બુદ્ધિવાળો, किम् શું, प्रभाषेत બોલે (છે, તેમ) किम् કેવી રીતે, आसीत બેસે (છે, અને) किम् કેવી રીતે, व्रजेत જાય (છે)?

**ભાવાર્થઃ**—"હે કેશવ! જેની બુદ્ધિ સ્થિર થએલી છે એવા પરમાત્માના ધ્યાનરૂપી સમાધિયુક્ત પુરૂષની ભાષા-(ભાષણ–લક્ષણ) કેવી હોય છે? તેમ તે સ્થિરબુદ્ધિવાળો કેવી રીતે બોલે છે? કેમ બેસે છે એટલે બાહ્ય ઇન્દ્રિયોને નિયમમાં કેવી રીતે રાખે છે? અને કેમ ચાલે છે? અર્થાત્ વિષયોને કેવી રીતે સેવે છે? અર્થાત્ સ્થિતપ્રજ્ઞનાં જે જે લક્ષણો હોય તે બધાં લક્ષણો આપ મને કહો. ૫૪.

---

१ क इति ब्रह्मणो नाम ईशोऽहं सर्वदेहिनाम्।
आवां तवाङ्गसंभूतौ तस्मात्केशवनामवान् ॥ इति श्रुतिः॥
'क' એ બ્રહ્માનું [illegible] [illegible] શંકર છે [illegible]
અમારી બન્નેની ઉત્પ[illegible]

**અવતરણિકાઃ**—એ પ્રમાણે ચાર પ્રશ્નો પૂછવામાં આવતાં ભગવાન્ શ્રીકૃષ્ણ, મુમુક્ષુએ ખાસ યત્નપૂર્વક પ્રાપ્ત કરવા જેવા, જીવનમુક્ત-સ્વભાવવાળાના લક્ષણ-બોલવું, બેસવું અને ચાલવું વિગેરેનું વર્ણન કરતાં સ્થિતપ્રજ્ઞ કોને કહેવો તે બે શ્લોકથી કહે છે

**श्रीभगवानुवाच ।** શ્રીભગવાન્ કહે છે –

**प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान् ॥**
**आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥**

**पदच्छेदः**—प्रजहाति, यदा, कामान्, सर्वान्, पार्थ, मनोगतान्, आत्मनि, एव, आत्मना, तुष्टः, स्थितप्रज्ञः, तदा, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—प्रकर्षेण जहाति प्रजहाति। काम्यन्त इति कामा, तान्। मनसि गता मनोगता, तान् मनोगतान्।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ! मनोगतान् હૃદયમાં પ્રવેશ થઈ રહેલા, सर्वान् બધા, कामान् કામની વાસના-અભિલાષોને, यदा જ્યારે, (પુરુષ) प्रजहाति છોડે છે, (અને) [1]आत्मनि આત્મામાં, एव જ, तुष्ट સંતુષ્ટ-પ્રસન્ન રહે (છે), तदा ત્યારે, (તે) स्थितप्रज्ञ. સ્થિરબુદ્ધિવાળો, उच्यते કહેવાય છે

---

१ यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिता ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ इति श्रुति ॥

જ્યારે એ મનુષ્યના હૃદયમાં આશ્રય કરી રહેલા સર્વ વાસનાવાળા કામવિકારો તેની અંદરથી છુટી જાય છે ત્યારે મર્ત્ય-મનુષ્ય આ દેહમાંજ અમૃત-જીવન મુક્ત થાય છે અને ત્યારેજ બ્રહ્મને-આત્માનંદસુખને માણે છે-ભોગવે છે

ભાવાર્થઃ—હે પાર્થ ! હૃદયમાં રહેલી બધી અભિલાષાઓને જ્યારે પુરૂષ છોડી દે છે, અને આત્મા વડે આત્મામાં જ પ્રસન્ન થઈ રહે છે ત્યારે તે સ્થિરબુદ્ધિવાળો કહેવાય છે. અર્થાત્ ઇન્દ્રિયોને વિષયો તરફ દોડાવનારી અભિલાષાઓ–કામનાઓનો ત્યાગ કરી આત્મામાં આત્માથી સંતોષ માની પ્રસન્ન રહે તોજ તે 'સ્થિતપ્રજ્ઞ' કહેવાય છે. ૫૫.

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ॥
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥

पदच्छेदः—दुःखेषु, अनुद्विग्नमनाः, सुखेषु, विगतस्पृहः, वीतरागभयक्रोधः, स्थितधीः, मुनिः, उच्यते.

व्युत्पत्तिसमासाः—न विद्यते उद्विग्नं क्षुभित मन यस्य सः अनुद्विग्नमनाः । विगता स्पृहाः यस्य सः विगतस्पृह. । रागश्च भयं च क्रोधश्च रागभयक्रोधा , वीताः अपगताः रागभयक्रोधाः यस्मात् स' वीतरागभयक्रोध' । मन्यते अनेन इति वा मननशीलत्वात् मुनिः ।

અન્વય અને અર્થઃ—दुःखेषु ત્રિવિધ દુઃખોમાં, अनुद्विग्नमना. ઉદ્વેગરહિત મનવાળો, सुखेषु સુખોમાં, विगतस्पृह' ઇચ્છાઓ જેની નીકળી ગયેલી છે એવો, (અને) वीतरागभयक्रोधः રાગ–આસક્તિ, ભય અને ક્રોધ જેમાંથી નીકળી ગયા છે એવો, मुनि. મનનશીલ–આત્મચિંતન કરનાર પુરૂષ, स्थितधीः સ્થિરબુદ્ધિવાળો, उच्यते કહેવાય છે.

ભાવાર્થઃ–આધ્યાત્મિક, આધિભૌતિક, અને આધિદૈવિક એ ત્રિવિધ દુઃખોમાં પણ જેનું મન ઉદ્વેગરહિત છે, સુખો

પ્રાપ્ત કરવામાંથી અથવા તો તે ભોગવી આનંદ પામવામાંથી જેની ઇચ્છા ઉડી ગઈ છે તેમજ જેમાંથી આસક્તિ, ભય અને ક્રોધાદિ દોષો નીકળી ગયા છે એવો આત્મચિંતન કરનાર અને મનનશીલ જે કર્મફલત્યાગી પુરૂષ છે તે 'સ્થિતપ્રજ્ઞ' નામ સ્થિરબુદ્ધિવાળો કહેવાય છે. ૫૬

અવતરણિકા:—એમ સ્થિતપ્રજ્ઞનુ લક્ષણ કહી હવે 'સ્થિતપ્રજ્ઞ કેમ બોલે છે ?' તેના જવાબમા કહે છે

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ॥
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥५७॥

पदच्छेदः—यः, सर्वत्र, अनभिस्नेहः, तत्, तत्, प्राप्य, शुभाशुभम्, न अभिनन्दति, न, द्वेष्टि, तस्य, प्रज्ञा, प्रतिष्ठिता.

व्युत्पत्तिसमासाः—सर्वस्मिन् इति सर्वत्र । अभितः स्नेहः अभिस्नेह, न विद्यते अभिस्नेहः यस्य स अनभिस्नेहः । शुभं च अशुभं च एतयो. समाहार शुभाशुभम्, तत् । अभित· नन्दति इति अभिनन्दति ।

અન્વય અને અર્થ:—य. જે પુરૂષ, सर्वत्र દેહ, ઇન્દ્રિય જીવિત ઇત્યાદિ સર્વમાં, अनभिस्नेह સ્નેહરહિત હોઈ, तत् तत् તે તે, शुभाशुभम् શુભ અને અશુભને, प्राप्य પામીને, न, अभिनन्दति હર્ષ પામતો નથી, (તેમ) न, द्वेष्टि દ્વેષ કરતો નથી, तस्य તેની, प्रज्ञा બુદ્ધિ, प्रतिष्ठिता સ્થિર થએલી છે (એમ જાણવુ).

ભાવાર્થ:—જે પુરૂષ દેહ, ઇદ્રિય, જીવિત ઇત્યાદિ સર્વ વસ્તુમાત્રમાં સ્નેહરહિત હોઇને શુભાશુભ કર્મના ફ્લોથી ઉત્પન્ન

થતા પુણ્યપાપ અથવા સુખદુ ખાદિને પામીને હર્ષ પામતો નથી અથવા કોઈનો દ્વેષ કરતો નથી અર્થાત્ સ્તુતિનિંદારૂપ વાણી બોલતો નથી તેની બુદ્ધિ સ્થિર થએલી છે એમ જાણવુ ૫૭

અવતરણિકા:—"સ્થિતપ્રજ્ઞ કેમ બેસે છે એટલે બાહ્યેન્દ્રિયોને કેવી રીતે વશ રાખે છે ?" એ પ્રશ્નનો ઉત્તર ૭ શ્લોકમા ભગવાન્ કહે છે

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ॥
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८॥

पदच्छेदः—यदा, संहरते, च, अयम्, कूर्मः, अङ्गानि, इव, सर्वशः, इन्द्रियाणि, इन्द्रियार्थेभ्यः, तस्य, प्रज्ञा, प्रतिष्ठिता.

व्युत्पत्तिसमासाः—सम्यक् हरति इति सहरते । सर्वस्मात् इति सर्वश । इन्द्रेण दुर्जयानि इन्द्रियाणि, तानि इन्द्रियाणि । अर्थ्यन्ते याच्यन्ते इति अर्था, इन्द्रियाणा अर्था विपया इन्द्रियार्था, तेभ्य इन्द्रियार्थेभ्य ।

અન્વય અને અર્થ.—यदा જ્યારે, अयम् આ પુરુષ, कूर्म કાચબો, अङ्गानि (પોતાના) અંગોને, इव જેમ, (તેમ) इन्द्रियाणि ઇંદ્રિયોને, इन्द्रियार्थेभ्य ઇન્દ્રિયોના વિષયોમાથી, सर्वश ચારે તરફથી, सहरते ખેંચી લે છે, (ત્યારે) तस्य તેની, प्रज्ञा બુદ્ધિ, प्रतिष्ठिता સ્થિર થએલી છે

ભાવાર્થ:—જ્યારે આ પુરુષ કાચબો જેમ પોતાના અંગોને ચોમેરથી સંકોચી લે છે, તે પ્રમાણે ઇન્દ્રિયોને ઇન્દ્રિયોના શબ્દાદિ વિષયોમાથી ખેંચી લે છે એટલે તેમને નિયમમા રાખે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઈ છે એમ જાણવું ૫૮

અવતરણિકાઃ—"ઇન્દ્રિયોની પોતાના વિષયોમા પ્રવૃત્તિ ન થવી, તે સ્થિતપ્રજ્ઞનુ લક્ષણ કહેવાય નહિ, કારણ કે જડ, રોગી અને ઉપવાસ કરનારાઓની પણ વિષયોમા પ્રવૃત્તિ થતી નથી", તો તેના જવાબમા ભગવાન્ કહે છે

विषया विनिवर्तते निराहारस्य देहिनः ॥
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥

पदच्छेदः—विषयाः, विनिवर्तन्ते, निराहारस्य, देहिनः, रसवर्जम्, रसः, अपि, अस्य, परम्, दृष्ट्वा, निवर्तते.

व्युत्पत्तिसमासाः—विशेषेण निवर्तन्ते इति विनिवर्तन्ते । इन्द्रियैर्विषयाणाम् आहरण ग्रहणम् आहार , न विद्यते आहारः यस्य सः निराहारः, तस्य निराहारस्य । देह अस्य अस्तीति देही, तस्य देहिनः । रसः राग' आसक्तिः तेन वर्जितं रहितं यथा स्यात्तथा इति रसवर्जम् ।

અન્વય અને અર્થઃ—निराहारस्य અન્નાદિ આહાર (ના અભાવે ઇંદ્રિઓની શિથિલતાથી વિષયોનુ ગ્રહણ) ન કરનાર, देहिनः દેહાભિમાનવાળા પુરુષના, विषयाः ઇન્દ્રિયોના વિષયો, रसवर्जम् રસ–રાગ–આસક્તિનો ત્યાગ કર્યા વિનાના, विनिवर्तन्ते નિવૃત્ત–શાંત થઈ જાય છે, પરંતુ अस्य આ યોગીનો (તો), रसः આસક્તિ–અભિલાષ, अपि પણ, परम् પરમાર્થ–તત્ત્વ–બ્રહ્મને, दृष्ट्वा જોઈને, निवर्तते નિવૃત્ત થાય છે.

ભાવાર્થઃ—અશક્તિ, (રોગ કે ઉપવાસાદિ વ્રતોથી અશક્તિ થવાથી ઇન્દ્રિયો) વડે વિષયોને ગ્રહણ ન કરનાર દેહાભિમાનવાળા પુરૂષના ઇન્દ્રિયોના વિષયો તો શાંત થઈ જાય છે, પણ તે તે વિષયોમાં લાગી રહેલી તેની આસક્તિ શાંત થતી નથી અને

ઇચ્છા વગેરે સર્વ રહે છે અને તે પુનઃ શક્તિ આવતાં ઉત્તેજીત થાય છે, પરંતુ આ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરેલા કર્મયોગીને તો પરમાર્થ-તત્ત્વ—બ્રહ્મને જાણ્યા પછી આસક્તિ પણ છૂટી જાય છે એટલે તેને તો ફરીને કોઈપણ વિષયોની અભિલાષા રહેતી નથી અર્થાત્ તે નિરાસક્ત અને શુદ્ધસ્વરૂપ થઈ જાય છે, અને તેથી જ તે 'સ્થિતપ્રજ્ઞ' કહેવાય છે. ૫૯.

અવતરણિકા:—"બ્રહ્મનું સારી રીતે જ્ઞાન પ્રાપ્ત થવું તે જ પ્રજ્ઞા-સ્થૈર્ય છે અને તે પ્રજ્ઞાની સ્થિરતા જેને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે પ્રથમ તો ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખવી જોઈએ, કારણ કે પુરૂષના મનને વિષયો તરફ ખેંચી અધોગતિ કરનાર ઇન્દ્રિયો જ છે" તે કહે છે:

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ॥
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥ ६० ॥

पदच्छेदः—यततः, हि, अपि, कौन्तेय, पुरुषस्य, विपश्चितः, इन्द्रियाणि, प्रमाथीनि, हरन्ति, प्रसभम्, मनः,

व्युत्पत्तिसमासाः—यतति इति यतन्, तस्य यततः। पुरे शेते इति पुरुषः, तस्य पुरुषस्य। विप्रकृष्टं निश्चिनोति चेतति चिन्तयति वा विपश्चित्, तस्य विपश्चितः। प्रकर्षेण मथ्नन्तीति प्रमाथीनि। प्रगता सभा–विचारः अस्मात् इति प्रसभम् तत्। मन्यते इति मनः तत्।

અન્વય અને અર્થ:—कौन्तेय હે કુંતાજીના પુત્ર અર્જુન! यततः યત્ન કરતા એવા, विपश्चितः બુદ્ધિમાન્, पुरुषस्य પુરૂષની, अपि પણ, प्रमाथीनि ક્ષોભ ઉત્પન્ન કરવાવાળી—બળવાળી,

इन्द्रियाणि ઇન્દ્રિયો, मनः મનને, प्रसभम् બળાત્કારથી, हि ખરેખર, हरन्ति ( વિષયો તરફ ) ખેંચી જાય છે.

ભાવાર્થ:—હે કુંતાજીના પુત્ર અર્જુન ! ઇન્દ્રિયોને નિયમમાં રાખવાનો યત્ન કરતા બુદ્ધિમાન્ પુરૂષની પણ સ્વભાવથી જ ક્ષોભ ઉત્પન્ન કરવાવાળી બલિષ્ઠ ઇન્દ્રિયો તેના મનને બલાત્કારથી વિષયો તરફ ખેંચી જાય છે માટે આત્મનિષ્ઠ થવા સારૂં પ્રથમ ઇન્દ્રિયોને નિયમમાં રાખવી. ૬૦.

અવતરણિકા:—"ઇન્દ્રિયો મનને બળાત્કારથી વિષયો તરફ ઘસડી જાય છે તો તેનો ઉપાય શો કરવો ?" તે જણાવે છે

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ॥
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥६१॥

पदच्छेदः—तानि, सर्वाणि, संयम्य, युक्तः, आसीत, मत्परः, वशे, हि, यस्य, इन्द्रियाणि, तस्य, प्रज्ञा, प्रतिष्ठिता.

व्युत्पत्तिसमासाः—सम्यक् यत्वा इति संयम्य । अहमेव परः यस्य सः मत्परः । प्रति स्थीयतेऽस्म इति प्रतिष्ठिता ।

અન્વય અને અર્થ:—तानि તે, सर्वाणि બધી ( ઇન્દ્રિયો ) ને, संयम्य વશમાં રાખીને, युक्तः સાવધાન થઇને, मत्परः હું જ જેનો પરમ આશ્રય છું તેવો (થઇને પુરુષ), आसीत રહે, (કારણકે) यस्य જેની, इन्द्रियाणि ઇન્દ્રિયો, हि ખરેખર, वशे વશમાં ( છે), तस्य તેની, प्रज्ञा બુદ્ધિ, प्रतिष्ठिता સ્થિર છે.

ભાવાર્થ:—તે સર્વ ઇન્દ્રિયોને પોતાના વશમાં રાખીને સાવધાનતાથી મારામાંજ એકનિષ્ઠતા રાખી પુરુષે રહેવું. અર્થાત્

તેથી ઇન્દ્રિયો નિયમમાં રહેશે, અને એ પ્રમાણે જે પુરૂષની ઈન્દ્રિયો ખરેખર વશમાં હોય છે તેની જ બુદ્ધિ સ્થિર છે એમ જાણવું ६१.

અવતરણિકા—બાહ્યેન્દ્રિયોના સંયમના અભાવમાં દોષ જણાવી હવે તેના અભાવે મન સંયમ ન રહેવાથી જે અનર્થોની પરંપરા થાય છે, તે ભગવાન્ કહે છે

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ॥
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥६२॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ॥
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥६३॥

पदच्छेदः—ध्यायतः, विषयान, पुंस, सङ्गः, तेषु, उपजायते, सङ्गात्, संजायते, कामः, कामात्, क्रोधः, अभिजायते; क्रोधात्, भवति, संमोहः, संमोहात्, स्मृतिविभ्रमः, स्मृतिभ्रंशात्, बुद्धिनाशः, बुद्धिनाशात्, प्रणश्यति.

व्युत्पत्तिसमासाः—ध्यायतीति ध्यायन्, तस्य ध्यायत । सम्यर् मोह समोह । विशेषश्चासौ भ्रमश्च विभ्रम, स्मृते विभ्रम स्मृतिविभ्रम । स्मृते भ्रश स्मृतिभ्रश, तस्मात् स्मृतिभ्रशात् । बुद्धे नाश बुद्धिनाश तस्मात् बुद्धिनाशात्। प्रकर्षेण नश्यति इति प्रणश्यति।

અન્વય અને અર્થ:—विषयान् વિષયોનું, ध्यायत ચિંતન કરનાર, पुस પુરુષને, तेषु તે વિષયોમાં, सग આસક્તિ, उपजायते પેદા થાય છે, (અને તે) सङ्गात् આસક્તિથી, काम તૃષ્ણા,

जायते થાય છે, कामात् તે તૃષ્ણા (માં કયાંય પણ પ્રતિબંધ આવવા) થી, क्रोध ક્રોધ, अभिजायते અત્યંત થાય છે, क्रोधात् ક્રોધથી, संमोह. કાર્યાકાર્યના ભાનરહિત કરનાર અવિવેક, भवति થાય છે, संमोहात् અવિવેકથી, स्मृतिविभ्रम. (શાસ્ત્ર તથા આચાર્યોના આપેલા ઉપદેશજન્ય સંસ્કારવાળી) યાદશકિત નાશ પામી જાય છે, स्मृतिभ्रंशात् સ્મૃતિ નાશ પામવાથી, बुद्धिनाश. બુદ્ધિનો નાશ થાય છે, (અને) बुद्धिनाशात् બુદ્ધિનો નાશ થવાથી, प्रणश्यति તે મનુષ્ય પોતે પણ નાશ પામે છે

ભાવાર્થઃ—વિષયોનુ ચિંતન કરનાર પુરૂષને તે તે વિષયોમાં આસક્તિ ઉત્પન્ન થાય છે અને આસક્તિ થવાથી કામના થાય છે, કામનામાં પ્રતિબન્ધ આવવાથી એટલે તે પોતાની કામના પૂર્ણ ન થવાથી પછી તેને ક્રોધ થાય છે, ક્રોધથી અવિવેક—મોહ થાય છે, અવિવેકથી ઉપદેશજન્ય શુભ સંસ્કારવાળી સ્મૃતિ નષ્ટ થાય છે, સ્મૃતિનો નાશ થવાથી કાર્યાકાર્યના વિવેકવાળી ઉત્તમ પ્રકારની બુદ્ધિનો પણ નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થવાથી મનુષ્ય પોતે પણ નાશ પામી જાય છે અર્થાત્ ઇન્દ્રિયોને ન જીતનાર મનુષ્ય ઉત્તરોત્તર અધોગતિને પામે છે. ૬૨—૬૩.

અવતરણિકાઃ—હવે "સ્થિતપ્રજ્ઞ કેવી રીતે ચાલે છે એટલે કેવી રીતે વિષયોને સેવે છે?" તે કહે છે

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ॥
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ६४ ॥

पदच्छेदः—रागद्वेषवियुक्तैः, तु, विषयान्, इन्द्रियैः, चरन्, आत्मवश्यैः, विधेयात्मा, प्रसादम्, अधिगच्छति.

व्युत्पत्तिसमासाः—रज्यते अनेन इति रागः, द्वेष्टि अनेन इति द्वेषः, रागश्च द्वेषश्च रागद्वेषौ, ताभ्यां वियुक्तानि रागद्वेषवियुक्तानि, तैः रागद्वेषवियुक्तैः । चरति इति चरन् । अतति सर्वान् व्याप्नोति इति आत्मा, आत्मनः वश्यानि आत्मवश्यानि, तैः आत्मवश्यैः । विधातुं कर्तुं शक्यं विधेयं, विधेयः आत्मा—अन्तःकरणं यस्य सः विधेयात्मा । प्रसाद्यते अनेन जनः इति प्रसादः, तम् ।

અન્વય અને અર્થઃ—विधेयात्मा સ્વાધીન ચિત્તવાળો, तु તો, रागद्वेषवियुक्तैः રાગ અને દ્વેષથી રહિત, (અને) आत्मवश्यैः આત્માને વશ એવી, इन्द्रियैः ઇન્દ્રિયો વડે, विषयान् વિષયોને, चरन् પ્રાપ્ત કરતો, प्रसादम् પ્રસન્નતાને, अधिगच्छति પામે છે.

ભાવાર્થ—સ્વાધીન ચિત્તવાળો પુરૂષ તો રાગ અને દ્વેષથી રહિત અને પોતાને વશ એવી ઇન્દ્રિયો વડે, વિષયોનું સેવન કરતો કરતો પ્રસન્નતાને પામે છે અર્થાત્ રાગદ્વેષરહિત ઇન્દ્રિયોથી વિષયોનું સેવન કરતા તેને કામક્રોધાદિ થવાનો સંભવ રહેતો નથી અને તેથીજ તે ઇન્દ્રિયોને નિયમમાં રાખી ઉત્તરોત્તર આત્મનિષ્ઠ થઈ પ્રસન્નતા આનંદને પ્રાપ્ત કરે છે. ૬૪

અવતરણિકા—"પ્રસન્નતા થવાથી અન્તમાં શો પરમ લાભ થાય છે?[1]" તે કહે છે.

---

[1] अग्निसङ्गाद्यथा लोहमग्नित्वमुपगच्छति ।
आत्मसङ्गात्तथा गच्छत्यात्मतामिन्द्रियादिकम् ॥

જેમ અગ્નિના સંગથી લોઢું અગ્નિરૂપ થઈ જાય છે તેમ જ આત્માના સંગથી ઇંદ્રિયાદિક સર્વ આત્મરૂપ થઈ જાય છે.

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ॥
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥

**पदच्छेदः**—प्रसादे, सर्वदुःखानाम्, हानिः, अस्य, उपजायते, प्रसन्नचेतसः, हि, आशु, बुद्धिः, पर्यवतिष्ठते.

**व्युत्पत्तिसमासाः**—सर्वाणि च तानि दुःखानि च सर्वदुःखानि, तेषां सर्वदुःखानाम् । प्रसीदति इति प्रसन्नम्, प्रसन्नं चेतः यस्य सः प्रसन्नचेता., तस्य प्रसन्नचेतसः । परितः अवतिष्ठते इति पर्यवतिष्ठते ।

**અન્વય અને અર્થઃ**—प्रसादे પ્રસન્નતા પ્રાપ્ત થતાં, अस्य આ પ્રસાદ પામેલા પુરૂષનાં, सर्वदुःखानाम् સર્વ દુઃખોનો, हानिः નાશ, उपजायते થાય છે, (અને) हि તેથી, प्रसन्नचेतसः પ્રસન્ન ચિત્તવાળા પુરૂષની, बुद्धिः બુદ્ધિ, आशु તત્કાળ, पर्यवतिष्ठते સારી રીતે સ્થિર થાય છે.

**ભાવાર્થઃ**—પ્રસન્નતા પ્રાપ્ત થતાં પુરુષનાં બધાં દુઃખોનો નાશ થાય છે એટલે તેને સુખદુઃખાદિમાં કોઈ પણ જાતનું તે રૂપે ભાન રહેતું નથી અને તેથી સ્વચ્છ અંતઃકરણવાળા તે પુરુષની બુદ્ધિ પણ પછી તત્કાળ સ્થિર થાય છે, અર્થાત્ તેની સ્થિર બુદ્ધિમાં આત્મચિંતન વિના ઇન્દ્રિયોના વિષયોનો પડછાયો પણ પડતો નથી અને તેથીજ તે ઉચ્ચ કોટિ તરફ જઈ શકે છે. ૬૫.

**અવતરણિકાઃ**—"ઉપર કહેલી સ્વચ્છાન્તઃકરણ વૃત્તિવાળો પુરુષ જ શાંતિ ભોગવે છે, પણ અશાંતને સુખ હોતું નથી," તે કહે છેઃ

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ॥
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥६६॥

पदच्छेदः—न, अस्ति, बुद्धिः, अयुक्तस्य, न, च, अयुक्तस्य, भावना, न, च, अभावयतः, शान्तिः, अशान्तस्य, कुतः, सुखम्.

व्युत्पत्तिसमासाः—न युक्तः अयुक्तः, तस्य अयुक्तस्य। भाव्यते आत्मा अनया इति भावना। भावयतीति भावयन्, न भावयन् अभावयन्, तस्य अभावयतः। न शान्तः अशान्तः, तस्य अशान्तस्य।

અન્વય અને અર્થઃ—अयुक्तस्य જેણે ઇન્દ્રિયોને વશ કરી નથી તેવાને, बुद्धिः બુદ્ધિ, न, अस्ति નથી, च અને, अयुक्तस्य ઇન્દ્રિયનિગ્રહરહિતને, भावना ધ્યાન (પણ), न નથી, च અને, अभावयतः ધ્યાન ન હોય તેવાને, शांतिः શાન્તિ, न નથી, (અને તો પછી) अशान्तस्य શાન્તિ વિનાના પુરુષને, सुखम् સુખ, कुतः ક્યાંથી (હોઈ શકે)?

ભાવાર્થઃ—જે ઇન્દ્રિયનિગ્રહ કરી શકતો નથી તેવા પુરૂષને આત્મજ્ઞાનની નિષ્ઠાવાળી બુદ્ધિ હોતી નથી અને તેવી ભાવના પણ હોતી નથી, અને તેવાને ભાવના ન હોય એટલે શાન્તિ પણ નથી, અને તો પછી એવા શાન્તિવિનાના પુરૂષને સુખ ક્યાંથી હોઈ શકે? અર્થાત્ જો પરમ સુખ પ્રાપ્ત કરવું હોય તો પ્રથમ ઇન્દ્રિયોને જ નિયમમાં રાખતાં શીખવું જોઈએ, અને તોજ પરમ શાંતિ પ્રાપ્ત થઈ શકે છે. ૬૬.

અવતરણિકાઃ—ઇન્દ્રિય નિગ્રહ ન કરનાર પુરુષની પ્રજ્ઞા-બુદ્ધિ સ્થિર નથી હોતી, તેનું કારણ જણાવે છે

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ॥
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवाम्भसि ॥ ६७ ॥

पदच्छेदः—इन्द्रियाणाम्, हि, चरताम्, यत्, मनः, अनुविधीयते, तत्, अस्य, हरति, प्रज्ञाम्, वायुः, नावम्, इव, अम्भसि.

व्युत्पत्तिसमासाः—चरन्ति तानि चरन्ति, तेषां चरताम्। अनु पश्चात् विधीयते इति अनुविधीयते। प्रकर्षेण ज्ञायते अनया सा-प्रज्ञा, ताम्। वातीति वायु.। नुद्यते प्रेर्यते इति नौः, ताम्। आप्नोति आप्यते वा इति अम्भः, तस्मिन्।

અન્વય અને અર્થઃ—मन. મન, यत् જે ( ઇન્દ્રિયોને અનુલક્ષીને), चरताम् વિષયો તરફ ફરતી, इन्द्रियाणाम् ઇન્દ્રિયો, अनुविधीयते તરફ જાય છે, तत् તે, वायु. પવન, अम्भसि પાણીમાં, नावम् નાવને, इव જેમ, ( તેમ ) अस्य આ પુરૂષની, प्रज्ञाम् બુદ્ધિને, हरति સન્માર્ગમાંથી દૂર લઈ જાય છે.

ભાવાર્થઃ—ઇન્દ્રિયોની વિષયોમાં પ્રવૃત્તિ થતાં જે ઇન્દ્રિયને અનુલક્ષીને મન તેના વિષયો તરફ જાય છે તે ઇન્દ્રિય, પવન જેમ પાણીમાં નાવને ખેંચીને લઈ જાય તેમ તે પુરૂષની બુદ્ધિને ખેંચીને સુમાર્ગથી દૂર લઇ જાય છે એટલે તે પુરૂષને વિષયોમાં પ્રવૃત્ત કરી અસન્માર્ગમા દોરે છે અને તેથી તેની પ્રજ્ઞા સ્થિર ન થતાં તે રાગદ્વેષાદિયુક્ત થઈ અધોગતિને પામે છે. ૬૭

અવતરણિકાઃ—"ઇન્દ્રિયનિગ્રહવાળા પુરુષની જ બુદ્ધિ સ્થિર થાય છે અને તેજ સ્થિતપ્રજ્ઞ કહેવાય છે" તે વાતનો ઉપસંહાર કરે છે.

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ॥
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ।

पदच्छेदः—तस्मात्, यस्य, महाबाहो, निगृहीतानि सर्वशः, इन्द्रियाणि, इन्द्रियार्थेभ्यः, तस्य, प्रज्ञा, प्रतिष्ठिता.

व्युत्पत्तिसमासाः—नितरां गृहीतानि निगृहीतानि ।

અન્વય અને અર્થઃ—महाबाहो હે મોટી ભુજાવાળા અર્જુન! तस्मात् તેથી, यस्य જેની, इन्द्रियाणि ઇન્દ્રિયો, इन्द्रियार्थेभ्यः ઇન્દ્રિયોના વિષયોમાંથી, सर्वशः બધી રીતે-ચોમેરથી, निगृहीतानि નિગ્રહ કરાયેલી છે, तस्य તેની ( જ ), प्रज्ञा બુદ્ધિ, प्रतिष्ठिता સ્થિર થએલી છે.

ભાવાર્થઃ—હે મહાબાહુ અર્જુન! આ ઉપર તને જે બધું કહ્યું તે પરથી જેની ઇન્દ્રિયો ચોમેરથી વિષયોમાંથી સારી રીતે ખેંચીને નિયમમાં રાખવામાં આવેલી છે, તેજ પુરૂષની બુદ્ધિ સ્થિર છે એમ જાણવું અને તેજ આત્મનિષ્ઠ થઈ શકે છે, એમ તું માન. ૬૮.

અવતરણિકાઃ—એ પ્રમાણે "સ્થિતપ્રજ્ઞ" ના લક્ષણો કહીને મુમુક્ષુઓએ મનસહિત "ઇન્દ્રિયનિગ્રહ" માટે અતિ પ્રયાસ કરવો જોઇએ એમ જણાવ્યું, વિવેક અને વિજ્ઞાન ઉત્પન્ન થયું હોય તેવાને તો પોતાની મેળે જ મનસહિત બધી ઇન્દ્રિયોનો સંયમ થઈ જાય છે, એ પણ કહ્યું, હવે "અવિદ્યાનો રોધ કરવાવાળી બ્રહ્મવિદ્યા વડે બધા વ્યવહારની સમૂળ નિવૃત્તિ થઈ જાય છે" એમ કહેવાની ઇચ્છાથી તથા કર્મો અવિદ્યાની દશામાં કરવામાં આવે છે, પરંતુ સમ્યગ્ જ્ઞાનદશામાં નહિ, એ વાતનો પ્રકાશ કરવાના હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ॥
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥६९॥

**पदच्छेदः**—या, निशा, सर्वभूतानाम्, तस्याम्, जागर्ति, संयमी, यस्याम्, जाग्रति, भूतानि, सा, निशा, पश्यतः, मुनेः.

**व्युत्पत्तिसमासाः**—नितरां शेरते प्राणिनः यस्यां सा निशा। भवन्ति जायन्ते इति भूतानि, सर्वाणि च तानि भूतानि सर्वभूतानि, तेषां सर्वभूतानाम्। सम्यक् यमः अस्य अस्तीति संयमी। पश्यतीति पश्यन्, तस्य पश्यतः। मन्यते जानाति इति मुनिः तस्य।

**અન્વય અને અર્થઃ**—सर्वभूतानाम् બધાં પ્રાણીઓની, या જે, निशा રાત્રિ ( છે ), तस्याम् તેમાં, संयमी ઇન્દ્રિય-નિગ્રહવાન્, *जागर्ति જાગે છે ( અને ), यस्याम् જે રાત્રિમાં, भूतानि* પ્રાણિઓ, जाग्रति જાગે છે, सा તે, पश्यतः આત્મતત્ત્વને જોનાર, मुनेः મુનિની, निशा રાત્રિ ( છે )

**ભાવાર્થઃ**—બધા પ્રાણિમાત્રની જે રાત્રિ છે, તેમાં ઇન્દ્રિય-નિગ્રહ કરી આત્મજ્ઞાનની ઇચ્છાવાળો પુરૂષ જાગે છે, અને સર્વ પ્રાણિઓ જેમાં જાગે છે તે આત્મજ્ઞાની મુનિની રાત્રિ છે. અર્થાત્ આત્મજ્ઞાની લોકોને કર્મો તથા ઇન્દ્રિયોના વિષયો તરફ અપેક્ષા ન હોવાથી તેઓ સદા નિવૃત્ત જેવા થઈ ગયા હોય છે, એટલે

---

१ निद्रादौ जागरस्यान्ते यो भाव उपपद्यते।
*त भाव भावयन् साक्षादद्वयान दमश्नुते ॥ वाशिष्ठ ॥*

નિદ્રાના આદિમાં-આરંભકાળમાં અને જાગૃત થવાના અંતમાં જે ભાવ ઉત્પન્ન થાય છે તે ભાવને જો સદૈવ મનુષ્ય ગપી શકે તો સાક્ષાત્ અદ્વયાનંદ-બ્રહ્માનંદને ભોગવી શકે.

જે આત્મજ્ઞાનમાં લોકોને રાત્રિ જેવો અંધકાર હોય છે તેમાં જ્ઞાનીઓ સતેજ હોય છે અને જે લૌકિક વ્યવહારમાં લોકો પ્રવૃત્ત હોય છે તેમાં જ્ઞાનીઓને અંધકાર જણાય છે એટલે તેઓ તેમાં નિરપેક્ષ રહે છે. મંત્રયોગ પ્રમાણે " निषीथे नीरवे काले मंत्रयोगं समारभेत्–મધ્યરાત્રિમાં જ્યારે માણસ, પક્ષી વિગેરે કોઇ પણ જીવ જંતુનો શબ્દસંચાર જ ન હોય તે વખતે મંત્રયોગનો પ્રારંભ કરવો." એ સિદ્ધાંતથી લોકોની જે રાત્રી (સૂવાનો વખત) તેમાં સંયમી–મંત્રનું અનુષ્ઠાન કરનાર દીક્ષિત જાગે છે અને જેમાં ભૂતો–પ્રાણિમાત્ર જાગે છે તે સમય તેવા અનુષ્ઠાનપરાયણ સંયમીને રાત્રીસમાન–સૂવાનો છે. ૬૯.

અવતરણિકાઃ—નિષ્કામ તથા સકામ પુરુષોમાં કોણ શાંતિ મેળવી શકે છે? તે કહે છે

आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशंति यद्वत् ॥
तद्वत्कामा यं प्रविशंति सर्वे
स शांतिमाप्नोति न कामकामी ॥ ७० ॥

पदच्छेदः—आपूर्यमाणम्, अचलप्रतिष्ठम्, समुद्रम्, आपः, प्रविशन्ति, यद्वत्, तद्वत्, कामाः, यम्, प्रविशन्ति, सर्वे, सः, शान्तिम्, आप्नोति, न, कामकामी.

व्युत्पत्तिसमासाः—पूर्यते असौ पूर्यमाण, आसमन्तात् पूर्यमाण आपूर्यमाण, तम् । चलति [illegible] , न [illegible] अचला

प्रतिष्ठा यस्य सः अचलप्रतिष्ठः, तम् अचलप्रतिष्ठम् । सम् समीचीना उद्रा जलचरविशेषा यस्मिन्, वा सह मुद्रया मर्यादया वर्तते इति समुद्रः, तम् समुद्रम् । यस्य येन वा तुल्यं यद्वत् । काम्यन्ते इति कामाः । कामयते असौ कामी, कामानां कामी कामकामी ।

**અન્વય અને અર્થઃ**—आपूर्यमाणम् ચોતરફથી જલના પ્રવાહોથી ભરાતાજ (અને) अचलप्रतिष्ठम् મર્યાદાનું ઉલ્લંઘન ન કરે તેવા, समुद्रम् સમુદ્રમાં, यद्वत् જેવી રીતે, आपः પાણી, प्रविशन्ति પ્રવેશ કરે છે, तद्वत् તેજ પ્રમાણે, यम् જે પુરૂષ પ્રતિ, सर्वे બધા, कामाः અભિલાષો, प्रविशन्ति પ્રવેશ કરે છે, सः તે, शान्तिम् શાન્તિને, आप्नोति મેળવે છે, પરન્તુ, कामकामी કામનાઓની ઈચ્છાવાળો પુરૂષ, न નહિ–(શાંતિ) મેળવતો નથી.

**ભાવાર્થઃ**—ચોતરફ જલસમૂહથી ભરાયેલા અને અચળ મર્યાદાવાળા સમુદ્રમાં જેમ પાણી પ્રવેશ કરે છે અને એકરૂપ થઈ જાય છે તેજ પ્રમાણે જે પુરૂષમાં બધી કામનાઓ પ્રવેશ કરી શાંત થઈ જાય છે તેજ પુરૂષ શાન્તિને મેળવે છે, પણ જે કામનાઓને મેળવવાની ઈચ્છાવાળો હોય છે તે શાંતિ મેળવી શકતો નથી. અર્થાત્ આત્મજ્ઞાની જ સમુદ્ર જેટલો ગંભીર અને ઉદાર તથા નિગ્રહવાન્ હોય છે. ૭૦.

અવતરણિકાઃ—ખરી રીતે કામનાઓનો ત્યાગ અને ઇન્દ્રિયનિગ્રહ વગેરે યુક્ત હોય તેજ પુરુષ શાંતિ મેળવે છે તે વાત જણાવે છે.

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ॥
निर्ममो निरहंकारः स शांतिमधिगच्छति ॥ ७१ ॥

**पदच्छेदः**—विहाय, कामान्, यः, सर्वान्, पुमान्, चरति, निःस्पृहः, निर्ममः, निरहंकारः, सः, शान्तिम्, अधिगच्छति.

**व्युत्पत्तिसमासाः**—विशेषेण हित्वा इति विहाय । निर्गताः स्पृहाः यस्मात् सः निःस्पृहः । निर्गतः ममः यस्मात् सः निर्ममः । निर्गतः अहंकारः यस्मात् स निरहंकारः ।

**અન્વય અને અર્થઃ**—यः જે, पुमान् પુરૂષ, सर्वान् બધા, कामान् કામોને, विहाय છોડીને, निःस्पृहः સ્પૃહારહિત, निर्ममः મમતારહિત, (અને) निरहंकारः અહંભાવ વિનાનો, (થઈને) चरति ફરે છે, सः તે (પુરૂષ), शान्तिम् (અવિદ્યા અને તેનાથી ઉત્પન્ન થતાં કાર્યોની નિવૃત્તિરૂપ નિર્વાણની) શાંતિને, अधिगच्छति મેળવે છે.

**ભાવાર્થઃ**—જે પુરૂષ સર્વ કામનાઓને છોડી દઈને સ્પૃહારહિત થઈ મમતાનો અને અહંકારનો પણ ત્યાગ કરીને સંસારમાં ફરે છે તેજ પુરુષ આત્મનિષ્ઠ થઈ મોક્ષરૂપ પરમ શાન્તિને પામે છે. ૭૧.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે અર્જુને પૂછેલા પ્રશ્નના ઉત્તરને અંગે સ્થિતપ્રજ્ઞના લક્ષણોનું વર્ણન કરી શાંતિના અધિકારીનું પણ દિગ્દર્શન કરાવ્યું, હવે કર્મયોગના આચરણના ફલરૂપે પ્રાપ્ત થતી જ્ઞાનનિષ્ઠા વડે જે ફલ પ્રાપ્ત થાય છે તેનું સૂચન કરી ઉપસંહાર કરે છે:

**एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ॥**
**स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥ ७२ ॥**

---

१ विज्ञाय चरमावस्थां देवतान्यो नृपोत्तम. ।
खट्वाङ्गो नाम राजर्षिर्मुहूर्ते दृन्मिमोदिवान् ॥

ખટ્વાંગ નામનો રાજર્ષિ દેવતાઓદ્વારા પોતાની અન્ત્યાવસ્થા જાણી કરી એકજ મુહૂર્તમાં (બેજ ઘડીમાં) મુક્તિને પ્રાપ્ત થયો.

पदच्छेदः—एषा, ब्राह्मी, स्थितिः, पार्थ, न, एनाम्, प्राप्य, विमुह्यति, स्थित्वा, अस्याम्, अन्तकाले, अपि, ब्रह्मनिर्वाणम्, ऋच्छति.

व्युत्पत्तिसमासाः—ब्रह्मणि भवा ब्राह्मी। पातीति प. परमात्मा, तम् अर्थयते इति पार्थः, अथवा पृथायाः कुन्त्या अपत्यं पुमान् पार्थ, तत्संबुद्धौ हे पार्थ। विशेषेण मुह्यति इति विमुह्यति। अन्तस्य कालः अन्तकाल', तस्मिन् अन्तकाले। ब्रह्मणि निर्वाणम् ब्रह्मनिर्वाणम्, तत्।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ! एषा આ, ब्राह्मी બ્રહ્મસંબંધી, स्थितिः જ્ઞાનનિષ્ઠા છે एनाम् એ સ્થિતિને, प्राप्य મેળવીને, (પુરૂષ) न, विमुह्यति મોહ પામતો નથી, (અને) अंतकाले મરણના વખતમા, अपि પણ, अस्याम् આ બ્રહ્મસંબંધી જ્ઞાનનિષ્ઠામાં, स्थित्वा રહીને, ब्रह्मनिर्वाणम् પરબ્રહ્મમા લયને, ऋच्छति પામે છે

**ભાવાર્થઃ**—હે પાર્થ! આ ઉપર જે બ્રહ્મસબધી જ્ઞાન નિષ્ઠાનું વર્ણન કર્યું, તે સ્થિતિને મેળવીને મનુષ્ય મોહ પામતો નથી અને એ જ્ઞાનનિષ્ઠામા મરણ વખતે એક ક્ષણમાત્ર પણ જો પુરૂષ નિર્ભર રહે તો તે બ્રહ્મમાંજ લય થવા રૂપ મોક્ષને પ્રાપ્ત કરે છે એમા સશય નથી ૭૨.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीतसान्वयबोधिधिन्यां गुर्जरटीकायां सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः।

---

# तृतीयोऽध्यायः ।



**અવતરણિકાઃ**—એ પ્રમાણે અર્જુનને યુદ્ધ કરવામાં પાપ માની શોકમાં વ્યાકુલ થયેલો જાણી તેનો શોક અને મોહ બતાવવા ઉપોદ્ઘાત રૂપે પ્રથમાધ્યાય કર્યો. તે પછી શોક અને મોહની નિવૃત્તિ માટે દેહ અને આત્માનો વિવેક, તેના સાધનભૂત અસંગ કર્મયોગ તથા સત્વશુદ્ધિપૂર્વક ભગવાનના આશ્રયવડે સાધ્ય સર્વ ઇન્દ્રિયોનો સંયમ અને તેથી સ્થિતપ્રજ્ઞા, તેનું ફળ, સર્વ દુઃખની નિવૃત્તિપૂર્વક પરમ શાંતિ, વિગેરે ગીતાના સઘળા શાસ્ત્રાર્થના સંક્ષેપરૂપે બીજો અધ્યાય કર્યો. હવે બાકીના સોલ અધ્યાયોમાં તે સંબંધી વિશેષ સ્ફોટનરૂપે વર્ણન કરે છે. તેમાં પ્રથમ બીજા અધ્યાયમાં પ્રવૃત્તિ તથા નિવૃત્ત્યાત્મક શાસ્ત્રની શાખા જેવી એક સાંખ્ય એટલે જ્ઞાનયુક્ત-કર્મત્યાગ સંબંધી, અને બીજી ફલની ઇચ્છારહિત કર્મ કરવા સંબંધી એ બે પ્રકારની બુદ્ધિ ભગવાન્ શ્રીકૃષ્ણે કહી, તેમાં "**प्रजहाति यदा कामान्**" ત્યાંથી લઇને અધ્યાયના અંત સુધી, જ્ઞાનનો આશ્રય કરીને રહેલાઓને શમદમાદિસાધનપુરઃસર "કર્મસંન્યાસ" કરવો એ ખાસ કર્તવ્ય કહ્યું, અને તેને વળગી રહેવામાં જ કૃતાર્થતા છે એમ "**एषा ब्राह्मी स्थितिः**" ઇત્યાદિ શ્લોકો વડે સિદ્ધાન્ત રૂપે કહ્યું, અને અર્જુનને તો "**कर्मण्येवाधिकारस्ते**" "**मा ते सङ्गोऽस्त्वकर्मणि**" ઇત્યાદિ વડે કર્મ કરવું એજ ખાસ કર્તવ્ય કહ્યું, પણ કર્મથી જ ખાસ શ્રેય મળે છે, એમ જણાવ્યું નહિ એટલે આ બે સ્થિતિમાંથી કઈ સ્થિતિમાં રહેવું યોગ્ય છે તેનો નિશ્ચય ન થતાં એ વસ્તુસ્થિતિનો નિર્ધાર કરીને આકુલ બુદ્ધિવાળો થઇને અર્જુન આ ત્રીજા અધ્યાયમાં પૂછવા લાગ્યો કે, "ભક્ત અને કલ્યાણની વાસના વાળા એવા મને સાક્ષાત્ પરમ શ્રેયને પ્રાપ્ત કરવાના સાધનરૂપ સાંખ્ય-બુદ્ધિ સંભળાવીને પણ, વળી અનેક અનર્થોથી ભરાયેલા અને પરિણામે અનન્ય શ્રેયને કદિ ન મેળવી આપનાર એવા કર્મોમાં શા માટે પ્રેરો છો?" વળી અર્જુનને "જ્ઞાનનિષ્ઠા એજ બન્નેમાં ઉત્તમ છે" એમ કહેવામાં આવેલું હોવાથી મુમુક્ષ-શ્રેયઅધિ-રૂપ જ્ઞાનનિષ્ઠા તરફ તે એકદમ ઉત્કંઠિત થઇને ચિત્તશુદ્ધિપૂર્વક પૈત તે પણ

જ્ઞાનનિષ્ઠામાં અધિકાર છે, અને કર્મ કરવાનો ઉપદેશ તો ભારપૂર્વક પોતાને આપેલો જ છે પરંતુ એ બેમાથી જ્ઞાનનિષ્ઠા વધારે શ્રેયસ્કર છે એમ માનતો અર્જુન ભગવાન્ પાસેથી સત્વર નિર્ણય કરાવી લેવાની ઉતાવળમા ગભરાતો ગભરાતો 'આ સારૂ' કે 'તે સારૂ' એમ સંશયમાં પડી જઇને પૂછવા લાગ્યોઃ

**अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—**

**ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ॥**
**तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥ १ ॥**

**पदच्छेदः**—ज्यायसी, चेत्, कर्मणः, ते, मता, बुद्धिः, जनार्दन, तत्, किम्, कर्मणि, घोरे, माम्, नियोजयसि, केशव.

**व्युत्पत्तिसमासाः**—कर्मयोगात् अतिशयेन प्रशस्या इति ज्यायसी । जनान् देवविपक्षभूतान् अर्दयति पीडयतीति जनार्दनः, तत्संबुद्धौ, वा सर्वैर्जनैरर्थते याच्यते स्वाभिलषितसिद्धये इति जनार्दनः, तत्संबुद्धौ, वा जनं जननं तत्कारणमज्ञानं च साक्षात्कारेण अर्दयति हिनस्ति इति जनार्दनः, तत्संबुद्धौ हे जनार्दन । घोरयती इति घोरम्, तस्मिन् घोरे ।

**અન્વય અને અર્થઃ**—जनार्दन હે જનાર્દન ! ते આપને, कर्मणः કર્મયોગથી, बुद्धिः સાંખ્યબુદ્ધિ, ज्यायसी વિશેષ શ્રેષ્ઠ, मता માનવામાં આવેલી, चेत् હોય, तत् તો, घोरे ભયંકર એવા, कर्मणि કર્મમાં, केशव હે કેશવ ! माम् મને, किम् શા માટે, नियोजयसि જોડો છો ?

**ભાવાર્થઃ**—હે જનાર્દન ! અગર જો આપ કર્મયોગથી આત્મસંબંધિની બુદ્ધિ–જ્ઞાન–ને વિશેષ શ્રેષ્ઠ માનતા હો, તો *ભયંકર એવા આ યુદ્ધરૂપી અમાનુષ કર્તવ્યમાં, હે કેશવ !*

મને શા માટે પ્રેરો છો? એટલે જ્ઞાન જેવી શ્રેષ્ઠ વસ્તુનો ત્યાગ કરાવી આવા કર્મરૂપી નિકૃષ્ટ માર્ગમા મને શા માટે જોડો છો? ૧

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ॥
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥२॥

पदच्छेदः—व्यामिश्रेण, इव, वाक्येन, बुद्धिम्, मोहयसि, इव, मे, तत्, एकम्, वद, निश्चित्य, येन, श्रेयः, अहम्, आप्नुयाम्.

व्युत्पत्तिसमासाः—विशेषेण आसमन्तात् मिश्रम् इति व्यामिश्रम्, तेन व्यामिश्रेण। उच्यते यत् तत् वाक्यम्, तेन वाक्येन। अतिशयेन प्रशस्यमिति श्रेय, तत्।

અન્વય અને અર્થઃ—(વળી) व्यामिश्रेण સંદેહ પેદા કરે તેવા મિશ્ર, वाक्येन વચન વડે, इव જાણે કે, मे મારી, बुद्धिम् બુદ્ધિને, मोहयसि મોહ પમાડતા હો, इव ની (તેમ આપ કહો છો) तत् તેથી, एकम् એક વસ્તુનો, निश्चित्य નિશ્ચય કરીને, वद કહો (કે, येन જેથી, अहम् હું, श्रेय કલ્યાણને, आप्नुयाम् મેળવી શકું!

ભાવાર્થઃ—હે ભગવન્! વળી સંદેહ પેદા કરે તેવા મિશ્ર વચનો વડે જાણે કે મારી બુદ્ધિને આપ મોહ પમાડતા હો ની તેમ આપના વચનોથી મને લાગે છે! માટે જ્ઞાન અને કર્મ એ બેમાથી એક વિષયનો નિર્ણય કરીને આપ મને કહો, કે જેથી તે માર્ગના ગ્રહણથી હું પરમ કલ્યાણને પામી શકું ૨

અવતરણિકા—અર્જુનના આ પ્રશ્નના ઉત્તરમા સત્ય વસ્તુસ્થિતિ શી છે તે શાંતિથી સ્પષ્ટ રીતે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છેઃ–

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ॥**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥**

**पदच्छेदः**—लोके, अस्मिन्, द्विविधा, निष्ठा, पुरा, प्रोक्ता, मया, अनघ, ज्ञानयोगेन, सांख्यानाम्, कर्मयोगेन, योगिनाम्.

**व्युत्पत्तिसमासाः**—द्वे विधे प्रकारौ यस्याः सा द्विविधा । निष्ठीयते इति निष्ठा । प्रकर्षेण उक्ता प्रोक्ता । न विद्यते अघं पापं यस्मिन् सः अनघः, तत्संबुद्धौ अनघ । ज्ञायते अनेन इति ज्ञानम्, युज्यते ब्रह्मणा अनेन इति योगः, ज्ञानम् एव योगः ज्ञानयोगः, तेन ज्ञानयोगेन । सम्यक् ख्यायते आत्मतत्त्वम् अनया सा संख्या बुद्धिः, तस्यां तिष्ठन्ति इति सांख्याः, वा सांख्यम् आत्मविषयविवेकज्ञानम् अस्ति येषां ते सांख्याः, तेषाम् सांख्यानाम् । कर्मैव योगः कर्मयोगः, तेन कर्मयोगेन । योगः अस्ति येषां ते योगिनः, तेषाम् योगिनाम् ।

**અન્વય અને અર્થઃ**—अनघ હે પાપરહિત અર્જુન ! अस्मिन् આ, लोके લોકમાં मया મેં, पुरा પહેલાં, द्विविधा બે પ્રકારની, निष्ठा સ્થિતિ, प्रोक्ता કહી (છે, એક) ज्ञानयोगेन જ્ઞાનરૂપી યોગવડે, सांख्यानाम् જ્ઞાનીઓની, (અને બીજી) कर्मयोगेन નિષ્કામ કર્મયોગવડે, योगिनाम् કર્મયોગીઓની.

---

१ अविद्यया मृत्यु तीर्त्वा विद्ययामृतमश्नुते ।
अविद्या कर्मसंज्ञाऽन्या तृतीया शक्तिरिष्यते ॥ इति श्रुतेः ॥

અવિદ્યા એટલે કર્મ નામની એક જુદી ત્રીજી શક્તિ કહેવામાં આવે છે અને તે કર્મવડે પુરૂષ મૃત્યુ એટલે પ્રમાદને તરીને તેના કારણરૂપ અંતઃકરણના મળને ધોઈ નાખી વિદ્યા એટલે જ્ઞાનવડે અમૃત એટલે મોક્ષને પામે છે-મેળવે છે.

ભાવાર્થઃ—હે નિષ્પાપ અર્જુન! આ લોકમાં મેં બે પ્રકારની સ્થિતિ પહેલાં તને કહી, એક તો પહેલી જ્ઞાનયોગવડે જ્ઞાનીઓની અને બીજી નિષ્કામ કર્મયોગવડે કર્મયોગીઓની, એટલે જ્ઞાનીઓ જ્ઞાનમાર્ગવડે પોતાની પ્રવૃત્તિ કરે છે જ્યારે કર્મયોગી નિષ્કામ કર્મયોગવડે પોતાની પ્રવૃત્તિ કરે છે. ૩.

અવતરણિકાઃ—કર્મ ન કરવાથી અને માત્ર સંન્યાસથીજ માણસ સિદ્ધિને નથી પામતો તે કહે છે:

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ॥
न च [1]संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ४ ॥

---

१ अनधीत्याखिलान्वेदाननिष्ट्वाखिलान्सुरान् ।
अनुत्पाद्य सुतान्विप्रो न संन्यसितुमर्हति ॥

સર્વે વેદોનો અભ્યાસ કર્યા વિના, સર્વે દેવોનો યજ્ઞ કર્યા વિના અને પુત્રોને ઉત્પન્ન કર્યા વિના બ્રાહ્મણ સંન્યાસ લેવા યોગ્ય થઈ શકતો નથી

अकुर्वन्विहितं कर्म निन्दितञ्च समाचरन् ।
प्रचरन्निन्द्रियार्थेषु नरः पतनमृच्छति ॥

વિહિત કર્મ નહિ કરતાં નિંદિત કર્મોનું આચરણ કરતો મનુષ્ય ઇંદ્રિયોના વિષયોમાં લોલુપ થઈ વર્તતાં પતન પામે છે—નરક પ્રતિ ગમન કરે છે.

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳसमाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ श्रुतिः ॥

આ મોક્ષમાર્ગમાં વિહિત કર્મોનું આચરણ કરતાં જ સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી, પણ નિષિદ્ધ કર્મથી તો મૃત્યુ જ થાય, એ પ્રમાણે સમજતા તે ફળાકાંક્ષારહિત મોક્ષપ્રાપક કર્મ તારાપર લેપાયમાન નહિ થાય, અર્થાત્ કર્મબંધન માટે નહિ થાય।

२ प्रत्यक्तत्त्वविवेकाय संन्यासः सर्वकर्मणाम् ।
श्रुत्या विधीयते तस्मात् तत्त्यागी पतितो भवेत् ॥

પ્રત્યક્ તત્ત્વ (બ્રહ્માનંદ) ના વિવેક માટે સર્વે કર્મોનો સંન્યાસ-ત્યાગ શ્રુતિ પ્રતિપાદન કરે છે માટે તે વિવેક વિના ત્યાગી પતિત થઈ જાય છે.

पदच्छेदः—न, कर्मणाम्, अनारम्भात्, नैष्कर्म्यम्, पुरुषः, अश्नुते, न, च, संन्यसनात्, एव, सिद्धिम्, समधिगच्छति.

व्युत्पत्तिसमासाः—न आरंभः अनारंभः, तस्मात् अनारंभात्। निर्गतं कर्म यस्मात् सः निष्कर्मा, निष्कर्मणः भावः नैष्कर्म्यम्, तत्। पुरि देहे सीदतीति पुरुषः, वा पुराणि शरीराणि सरति प्राप्नोति इति पुरुषः,। सम्यक् न्यासः त्यागः विद्यते यस्मिन् कर्मणि तत् संन्यसनम्, तस्मात् संन्यसनात्। सिध्यन्ते संपद्यन्ते कर्माणि यस्यां सा सिद्धिः, । ताम् सिद्धिम्। सम्यक् अधिगच्छति इति समधिगच्छति।

**અન્વય અને અર્થ:**—पुरुषः પુરૂષ, कर्मणाम् કર્મોનો, अनारंभात् આરંભ ન કરવાથી, नैष्कर्म्यम् કર્મરહિતપણાને-જ્ઞાનને, न, अश्नुते પામતો નથી, च તેમ, संन्यसनात् કર્મોનો ત્યાગ કરવાથી, एव પણ, सिद्धिम् મોક્ષસિદ્ધિને, न, समधिगच्छति મેળવતો નથી.

**ભાવાર્થ:**—પુરૂષ કર્મોને ન કરવામાત્રથી જ કર્મરહિતપણાને એટલે જ્ઞાનને પામતો નથી, તેમ સંન્યાસથી એટલે કર્મોનો ત્યાગ માત્ર કરવાથી પણ મોક્ષની સિદ્ધિને મેળવતો નથી. અર્થાત્ જ્ઞાનથી જેમ તેમ નિષ્કામ કર્મ કરવાથી પણ પુરુષ સિદ્ધિને–મોક્ષને મેળવી શકે છે. ૪.

**અવતરણિકા:**—કર્મોનો ત્યાગ કરવા માત્રથી કદી પણ સિદ્ધિ થતી નથી એ વાત ઉપર કહી. અર્થાત્ કર્મસંન્યાસ એટલે કર્મોનો ત્યાગ એમ નહિ, પણ કર્મોમાં આસક્તિ–રાગ દ્વેષ ઇત્યાદિ છોડી નિષ્કામવૃત્તિથી–ફલાભિલાષરહિત કર્મ કરવાં તેને જ કર્મસંન્યાસ કહેવામાં આવે છે. કારણ કર્મોનો

.ાગ એ તો કોઈનાથી પણ ન બની શકે તેવી વસ્તુ છે, એમ પ્રમાણથી તે પછીના શ્લોકમા દૃઢીભૂત કરે છે

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ॥
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥

**पदच्छेदः**—न, हि, कश्चित्, क्षणम्, अपि, जातु, तिष्ठति, अकर्मकृत्, कार्यते, हि, अवशः, कर्म, सर्वः, प्रकृतिजैः, गुणैः

**व्युत्पत्तिसमासाः**—क्षणोति हिनस्ति आयु. इति क्षण, तम् क्षणम् । कर्माणि करोतीति कर्मकृत्, न कर्मकृत् अकर्मकृत् । न वश अवश.। प्रकृष्टा कृति कार्यं यस्य सा प्रकृति, प्रकृत्या जायन्ते इति प्रकृतिजा, तै प्रकृतिजै । गुणयन्ति इति गुणा', तै' गुणै ।

**અન્વય અને અર્થઃ**—कश्चित् કોઈ પણ પુરુષ, क्षणम् એક ક્ષણ, अपि પણ, अकर्मकृत् કર્મ કર્યા વગરનો, जातु કદાચિત્, न, तिष्ठति રહેતો નથી, हि કારણ કે प्रकृतिजैः પ્રકૃતિથી ઉત્પન્ન થએલા, गुणैः ગુણોવડે, सर्वः દરેક પુરુષ, अवशः પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ, हि ખરેખર, कर्म કર્મો, कार्यते કરવાની પ્રવૃત્તિમા પડે છે

---

१ ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मण ।
यथाऽऽदर्शतलप्रख्ये पश्यत्यात्मानमात्मनि ॥ स्मृति ॥

પાપ (નિષિદ્ધ) કર્મોનો ક્ષય થવાથી પુરુષોના અંતઃકરણો સ્વચ્છ થઈ તેમને જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને જેમ આદર્શ (આરસા)નુ તલ સ્વચ્છ-મલવિનાનુ હોતાં પોતે પોતાને તેમા જોઈ શકે છે તેમ તેને સ્વસ્વરૂપ પણ પોતાનામા જણાય છે

**ભાવાર્થઃ**—કોઇ પણ પુરુષ એક ક્ષણમાત્ર પણ કર્મ કર્યા વગરનો કયારે પણ રહી શકતો નથી, કારણ કે સ્વભાવજન્ય સત્ત્વ, રજ, તમ, ઇત્યાદિ ગુણો દરેક પુરૂષને પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ કર્મોમાં અવશ્ય રીતે જોડે છે જ. અર્થાત્ પ્રકૃતિના ગુણોને આધીન થઇ દરેક માણસ કર્મ કરવામાં પ્રેરાય છે અને તેથી તે કર્મ કર્યા સિવાય કયારે પણ રહેતો નથી. ૫.

**અવતરણિકાઃ**—કદાચ કોઇ પુરુષ હઠથી કર્મ ન કરતા કર્મેન્દ્રિયોને રોકી રાખીને કૌતુકની ખાતર કર્મ ત્યાગી થાય તો તેની શી ગતિ થાય ? તે જણાવવા સાથે તે માણસ આત્માને જાણતો ન હોવા છતા અને અશુદ્ધ-મલિન અંત:કરણવાળો હોવા છતા, પણ કેવળ હઠથી કર્મેન્દ્રિયોને નિયમમાં રાખીને શાસ્ત્રવિહિત ખાસ કર્તવ્ય કર્મ કરતો નથી, અને માત્ર કૌતુકની ખાતર જ કર્મોનો ત્યાગ કરે છે એટલે તેણે કર્મયોગને તો પહેલા જ છોડી દીધેલો હોવાથી, અને સાખ્યયોગને ન જાણવા છતા પણ દંભ સ્વીકાર કરેલો હોવાથી તે ઉભયતોભ્રષ્ટ થાય છે અને ખરૂ શ્રેય પ્રાપ્ત કરી શકતો નથી તે જણાવે છે

**कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ॥**
**इंद्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते ॥६॥**

**पदच्छेदः**—कर्मेन्द्रियाणि, संयम्य, यः, आस्ते, मनसा, स्मरन्, इन्द्रियार्थान्, विमूढात्मा, मिथ्याचारः, सः, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—कर्मणां साधकानि इन्द्रियाणि कर्मेन्द्रियाणि । सम् सम्यक् यन्त्वा इति संयम्य । मन्यते इति मनः, तेन मनसा । स्मरतीति स्मरन् । अर्य्यन्ते इति अर्थाः, इन्द्रियाणाम् अर्थाः इन्द्रियार्थाः, तान् इन्द्रियार्थान् । मुह्यति इति मूढः, विशेषेण मूढः आत्मा यस्य सः विमूढात्मा । मिथ्या असन् आचारः यस्य सः मिथ्याचारः ।

અન્વય અને અર્થ:—य: જે, विमूढात्मा કર્તવ્યાકર્તવ્યના ભાનરહિત તથા રાગ–દ્વેષાદિથી મલિન અંતઃકરણવાળો પુરુષ, कर्मेन्द्रियाणि વાક્, પાણિ–હસ્ત, પાદ, પાયુ–ગુદા, ઉપસ્થ–જનનેંદ્રિય, એ કર્મેન્દ્રિયોને, संयम्य નિગ્રહમાં રાખીને, इन्द्रियार्थान् શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ ઇન્દ્રિયોના વિષયોને, मनसा મનવડે–મનમાં, स्मरन् સ્મરણ કરતો, आस्ते બેસે છે–રહે છે, स: તે, मिथ्याचार અસત્ય–પાપી–આચરણવાળો, उच्यते કહેવાય છે.

ભાવાર્થ:—કર્તવ્યાકર્તવ્યના ભાન વિનાનો અને રાગ–દ્વેષાદિથી મલિન અંતઃકરણવાળો જે પુરૂષ વાણી, હાથ, પગ, ગુદા અને ગુહ્યેન્દ્રિય એ કર્મેન્દ્રિયોને પરાણે નિયમમાં રાખીને, મનમાં શબ્દસ્પર્શાદિ ઈન્દ્રિયોના વિષયોનું સ્મરણ કરતો રહે છે, તે પુરૂષ પાપાચરણી એટલે દંભી કહેવાય છે કારણકે બહારથી વિષયોનો ત્યાગ કરવા છતાં મનથી ખાસ વિષયોને સેવતો હોવાથી તે વધારે પાપી ગણાયછે અને તે કદી પણ વિષયોમાંથી મુક્ત થઈ શકતો નથી ૬.

અવતરણિકા:—આથી બધાં કર્મોનો ત્યાગ ન કરતાં ચિત્તશુદ્ધિને માટે જે નિષ્કામ કર્મ કરનારો પુરૂષ છે તે જ શ્રેષ્ઠ છે તે જણાવે છે

यस्त्विन्द्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ॥
कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥

पदच्छेद:—य:, तु, इन्द्रियाणि, मनसा, नियम्य, आरभते, अर्जुन, कर्मेन्द्रियैः, कर्मयोगम्, असक्तः, सः, विशिष्यते.

**व्युत्पत्तिसमासाः**—नितरां यन्त्वा इति नियम्य । कर्मणां इन्द्रियाणि कर्मेन्द्रियाणि, तैः कर्मेन्द्रियैः । कर्मैव योगः कर्मयोगः, तम् कर्मयोगम् । न सक्तः असक्तः ।

**અન્વય અને અર્થઃ**—अर्जुन હે અર્જુન! तु પણ, यः જે (પુરુષ), इन्द्रियाणि જ્ઞાનેન્દ્રિયોને, मनसा મનવડે, नियम्य નિયમમાં રાખીને, असक्तः ફલની ઈચ્છારહિત થયો થકો, कर्मेन्द्रियैः હસ્તપાદાદિ કર્મેન્દ્રિયોવડે, कर्मयोगम् કર્મયોગનું, आरभते અનુષ્ઠાન કરે છે, सः તે, विशिष्यते શ્રેષ્ઠ ગણાય છે.

**ભાવાર્થઃ**—હે અર્જુન! પણ જે પુરૂષ જ્ઞાનેન્દ્રિયોને મનવડે સંયમમાં રાખીને, હસ્તપાદાદિ કર્મેન્દ્રિયો વડે ફલની ઈચ્છારહિત થઈને કર્મયોગનું અનુષ્ઠાન કરે છે તે જ પુરૂષ શ્રેષ્ઠ છે. એટલે તેવા પુરુષોને કર્મો કંઈ પણ બંધનકારક થતાં નથી પણ સિદ્ધિ મેળવવામાં પરમ સાધનરૂપ થાય છે. ૭.

**અવતરણિકાઃ**—"એ પ્રમાણે તુ પણ મનથી જ્ઞાનેન્દ્રિયોનો નિગ્રહ કરીને કર્મેન્દ્રિયો વડે વિહિત કર્મ કર, અને તેમાજ તારૂં શ્રેય રહેલુ છે," એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ॥
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥

**पदच्छेदः**—नियतम्, कुरु, कर्म, त्वम्, कर्म, ज्यायः, हि, अकर्मणः, शरीरयात्रा, अपि, च, ते, न, प्रसिद्ध्येत्, अकर्मणः.

**व्युत्पत्तिसमासाः**—नितरां यतम् इति नियतम्, तत् नियतम् । अतिशयेन प्रशस्तम् इति ज्यायः । न कर्म अकर्म, तस्मात् अकर्मणः ।

शरीरस्य यात्रा वृत्ति शरीरयात्रा। प्रकर्षेण सिद्धयेत् इति प्रसिद्धयेत्। न विद्यते कर्म यस्य स अकर्मा, तस्य अकर्मण ।

અન્વય અને અર્થઃ—त्वम् તું, नियतम् શાસ્ત્રવિહિત નિત્ય કરવા લાયક, कर्म કર્મોને, कुरु કર, अकर्मण કર્મો ન કરવા રૂપ અકર્મથી, कर्म કર્મો કરવા રૂપ કર્મ, हि ખરેખર, ज्यायः ઉત્તમ છે, च અને, अकर्मणः કર્મરહિત એવા, તે તારી, शरीरयात्रा શરીરની વૃત્તિ, अपि પણ ન, प्रसिद्धयेत् સારી રીતે સિદ્ધ થશે નહિ.

ભાવાર્થઃ—હે અર્જુન ! તું પણ શાસ્ત્રમાં કહેલા નિરંતર કરવા લાયક કર્મો કરતો રહે, કારણ કે કર્મ ન કરવા રૂપ અકર્મ કરતાં કર્મો કરવા રૂપ કર્મ અવશ્ય ઉત્તમ છે વળી એ ઉત્તમ છે એટલુજ નહિ, પરંતુ તું જો કવચિત્ કર્મ નહિ કરે તો તારા શરીરનો નિર્વાહ પણ સારી રીતે ચાલશે નહિ અર્થાત્ ક્ષાત્રવૃત્તિથી તારે આજીવિકા ચલાવવાની હોવાથી જો તું તારાં તે શાસ્ત્રવિહિત કર્મ નહિ કરે તો બીજી રીતે તને પ્રાણત્રાણનુ સાધન નથી એટલે તેમ સમજીને પણ શાસ્ત્રવિહિત કર્મ કરવામા તું તત્પર થા. ૮.

અવતરણિકાઃ—" कर्मणा बध्यते जन्तुः એ શ્રુતિ પ્રમાણે કર્મો તો ખાસ બંધન કરનારા માનવામા આવેલા છે, તો પછી હે ભગવન્ ! મુમુક્ષુ એવા મને નાહક શા માટે કર્મ કરવા પ્રેરો છો ?" એવી અર્જુનની શંકાના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ॥
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥ ९ ॥

पदच्छेदः—यज्ञार्थात्, कर्मणः, अन्यत्र, लोकः, अयम्, कर्मबन्धनः, तदर्थम्, कर्म, कौन्तेय, मुक्तसंगः, समाचर.

व्युत्पत्तिसमासाः—इज्यन्ते देवताः अनेन इति यज्ञः, "यज्ञो वै विष्णुः" इति श्रुतेः यज्ञः ईश्वरः, तस्मै नाम तस्य प्रीतये (यत् कर्म क्रियते) इति यज्ञार्थम्, तस्मात् यज्ञार्थात्; अथवा यज्ञः एव अर्थः यस्य कर्मणः तत् यज्ञार्थम्, तस्मात् यज्ञार्थात्, वा यज्ञस्य अर्थः यज्ञार्थः तस्मात् यज्ञार्थात्। अन्यस्मिन् इति अन्यत्र। कर्मैव बन्धनं यस्य सः कर्मबन्धनः। तस्मै इति तदर्थम्। कुन्त्याः अपत्यं पुमान् कौन्तेयः, तत्संबुद्धौ कौन्तेय। सज्यन्ते जन्तवः अनेन इति सङ्गः, मुक्तः त्यक्तः सङ्गः फलाभिलाषः येन सः मुक्तसंगः। सम्यक् आचर इति समाचर।

અન્વય અને અર્થઃ—यज्ञार्थात् યજ્ઞ એટલે જે પરમેશ્વર તેની આરાધનાના હેતુ સિવાય, अन्यत्र બીજા કોઈ પણ, कर्मणः કર્મવડે, अयम् આ, लोकः લોક, कर्मबन्धनः કર્મનાં બંધનવાળો છે, (માટે) कौन्तेय હે કુંતીસુત અર્જુન! (તું પણ) मुक्तसंगः કર્મનાં ફલોની ઇચ્છાનો ત્યાગ કરીને, तदर्थम् યજ્ઞના હેતુ માટે-પરમેશ્વરપ્રીત્યર્થ, कर्म કર્મો, समाचर કર

ભાવાર્થઃ—"યજ્ઞ એટલે ઈશ્વરજ" એવી શ્રુતિના પ્રમાણથી તે પરમેશ્વરની આરાધનાના હેતુ સિવાય એટલે તે પ્રભુપ્રીત્યર્થ કરવામાં આવતાં કર્મ સિવાય બીજા કોઈ પણ કારણથી કરવામાં આવતાં કર્મવડે આ જીવલોક કર્મથી બંધન પામે તેવો છે, માટે હે કૌન્તેય! તું પણ કર્મના ફલની ઇચ્છાનો ત્યાગ કરીને યજ્ઞને માટે એટલે તે પ્રભુપ્રીત્યર્થ કર્મ કર્યા કર અર્થાત્ તેથી તું બંધન પામીશ નહિ.

शरीरस्य यात्रा वृत्तिः शरीरयात्रा । प्रत
न विद्यते कर्म यस्य स. अकर्मा, तस्य

અન્વય અને અર્થઃ—त्वम्
નિત્ય કરવા લાયક, कर्म કર્મોને, कुरु
કરવા રૂપ અકર્મથી, कर्म કર્મો કરવું
ज्यायः ઉત્તમ છે, च અને, अकर्म
તારી शरीरयात्रा શરીરની વૃત્તિ, अपि
રીતે સિદ્ધ થશે નહિ.

ભાવાર્થઃ—હે અર્જુન ! તું પા
તર કરવા લાયક કર્મો કરતો રહે, કા
અકર્મ કરતાં કર્મો કરવા રૂપ કર્મ અ
એ ઉત્તમ છે એટલુજ નહિ, પરંતુ તું
કરે તો તારા શરીરનો નિર્વાહ પણ માર
અર્થાત્ ક્ષાત્રવૃત્તિથી તારે આજીવિકા ચ
તું તારાં તે શાસ્ત્રવિહિત કર્મ નહિ કરે
પ્રાણત્રાણનું સાધન નથી એટલે તેમ સમજી
કર્મ કરવામાં તું તત્પર થા. ૮.

અનતરણિકાઃ—" कर्मणा बध्यते जन्तु
તો આમ બંધન કરવાવાળા માનવામાં આવેલા છે, તો
મુમુક્ષુ એવા મને નાહક શા માટે કર્મ કરવા પ્રેરો છો
ના કાના જવાબમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्म
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाच

આ યજ્ઞવડે તમે ઉત્તરોત્તર અભિવૃદ્ધિને મેળવો અને એ યજ્ઞ તમારી ઈષ્ટ કામનાઓ આપનાર થાઓ. અર્થાત્ એ યજ્ઞથી તમે તમારી ઈચ્છા પ્રમાણેની કામનાઓને પરિપૂર્ણ કરો. ૧૦.

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ॥
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥

**पदच्छेदः**—देवान्, भावयत, अनेन, ते, देवाः, भावयन्तु, वः, परस्परम्, भावयन्तः, श्रेयः, परम्, अवाप्स्यथ.

**व्युत्पत्तिसमासाः**—दीव्यन्ति इति देवाः, तान् देवान्। परः परश्च इति परस्परम्। अतिशयेन प्रशस्यम् इति श्रेयः। भावयन्ति इति भावयन्तः।

**અન્વય અને અર્થઃ**—अनेन આ યજ્ઞ વડે (હવિ વગેરે હોમી), देवान् દેવોને, भावयत તમે સંતુષ્ટ કરો, (અને) ते તે, देवाः દેવો, वः તમને સર્વને, भावयन्तु વૃષ્ટિ વિગેરેથી અન્નની ઉત્પત્તિ કરીને આનંદ યુક્ત કરો, (અને એ પ્રમાણે) परस्परम् એક બીજાને, भावयन्तः અભ્યુદયથી આનંદિત કરતા, परम् ઉત્તમ, श्रेयः કલ્યાણને, अवाप्स्यथ તમે પ્રાપ્ત કરશો.

**ભાવાર્થઃ**—આ યજ્ઞ વડે તમે દેવોને બલિ વિગેરે આપીને સંતોષ પમાડો અને એ પ્રમાણે તમારાથી સંતુષ્ટ થયેલા તે દેવો તમારી સર્વની પણ વૃષ્ટિ વિગેરેથી અન્નની ઉત્પત્તિ કરીને વૃદ્ધિ કરો, અને એ પ્રમાણે પરસ્પર એક બીજાની અભિવૃદ્ધિ કરતા તમે પરમ કલ્યાણને પામશો. ૧૧.

અવતરણિકાઃ—"આ પ્રમાણે પરમેશ્વરપ્રીત્યર્થે યથાર્થ કર્મ કરવું એ સૌથી ઉત્તમ છે, અને તેનાથી કર્મબન્ધન થતું નથી," એ વાતનું ઉપરના શ્લોકમાં પ્રતિપાદન કરીને 'સૃષ્ટિની જ્યારથી ઉત્પત્તિ થઈ ત્યારથી જ એ ચાલેલું છે,' એ પ્રમાણે ઉપદેશની પરંપરા પોતાના પ્રતિપાદ્ય અર્થમાં ચરિતાર્થ કરવાના હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ હવે ત્રણ શ્લોકો વડે કહે છે.

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ॥
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥

पदच्छेदः—सहयज्ञाः, प्रजाः, सृष्ट्वा, पुरा, उवाच, प्रजापतिः, अनेन, प्रसविष्यध्वम्, एषः, वः, अस्तु, इष्टकामधुक्.

व्युत्पत्तिसमासाः—यज्ञेन सहिताः सहयज्ञाः। प्रकर्षेण जायन्त इति प्रजाः, पातीति पतिः, प्रजानां पतिः प्रजापतिः। इष्यन्त इति इष्टाः, काम्यन्त इति कामाः, इष्टाश्च ते कामाश्च इति इष्टकामाः, तान् दोग्धीति इष्टकामधुक्।

અન્વય અને અર્થઃ—पुरा પહેલાં-સૃષ્ટિના આદિ કાળમાં, सहयज्ञाः યજ્ઞસહિત, प्रजाः પ્રજાઓને, सृष्ट्वा સરજીને, (તે પ્રજાને) प्रजापतिः પ્રજાપતિ-બ્રહ્મા, उवाच કહેવા લાગ્યા, (કે) अनेन આ યજ્ઞવડે, प्रसविष्यध्वम् તમે ઉત્તરોત્તર અભિવૃદ્ધિને મેળવો, एषः એ યજ્ઞ, वः તમને, इष्टकामधुक् ઇષ્ટ કામનાઓને આપનાર, अस्तु થાઓ!

ભાવાર્થઃ—સૃષ્ટિના આદિકાળમાં યજ્ઞસહિત પ્રજાઓને ઉત્પન્ન કરીને તેમને પ્રજાપતિએ કહ્યું હતું કે, "હે પ્રજાઓ!

અવતરણિકાઃ—"યજ્ઞને માટે કર્મ કરવાં જોઇએ" એ વાતને વધારે દૃઢ કરવાને માટે 'તે ન કરવામાં આવે તો મહાપાપ લાગે છે,' તે ભગવાન્ કહે છે.

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ॥
भुञ्जते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥१३॥

पदच्छेदः—यज्ञशिष्टाशिनः, सन्तः, मुच्यन्ते, सर्व-किल्बिषैः, भुञ्जते, ते, तु, अघम्, पापाः, ये, पचन्ति, आत्म-कारणात्.

व्युत्पत्तिसमासाः—शिष्यते इति शिष्टम्, यज्ञस्य शिष्टं यज्ञशिष्टम्, तत् अश्नन्ति ते यज्ञशिष्टाशिनः । केलयंति क्रीड्यन्ति विषयेषु तानि किल्बिषाणि, सर्वाणि च तानि किल्बिषाणि च सर्वकिल्बिषाणि, तैः सर्वकिल्बिषैः । अंघते गच्छति दानादिना इति अघम्, तत् । पापमस्ति येषां ते पापाः । आत्मनः कारणम् आत्मकारणम्, तस्मात् आत्मकारणात् ।

---

१ पञ्चयज्ञा "पाठो होमश्चातिथीनां सपर्या तर्पणं बलि ।
अमी पञ्च महायज्ञा ब्रह्मयज्ञादिनामकाः ॥

વેદવેદાંગોનું પઠન (બ્રહ્મયજ્ઞ), હોમ (દેવયજ્ઞ), અતિથિની સેવા (મનુષ્ય-યજ્ઞ), તર્પણ (પિતૃયજ્ઞ) અને બલિ (ભૂતયજ્ઞ)—એ પાંચ મહાયજ્ઞો બ્રહ્મયજ્ઞ વગેરે નામથી પ્રસિદ્ધ છે

२ पञ्चसूना "कण्डनी पेषणी चुल्ली उदकुम्भी च मार्जनी ।
पञ्चसून गृहस्थस्य ताभिः स्वर्गं न विन्दति ॥
पञ्चसूनाकृत पापं पञ्चयज्ञैर्व्यपोहति ॥

ખાંડણી, ઘંટી, ચુલો, પાણીઆરુ, અને ઝાડુ એ ગૃહસ્થને પાંચ પાપ છે એથી તે સ્વર્ગને પ્રાપ્ત થઇ શકતો નથી, પરંતુ તે પાંચ પ્રકારના પાપકર્મથી થતું પાપ પાંચ મહાયજ્ઞો કરવાથી તે ત્યાગી શકે છે.

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ॥
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥

पदच्छेदः—इष्टान्, भोगान्, हि, वः, देवाः, दास्यन्ते यज्ञभाविताः, तैः, दत्तान्, अप्रदाय, एभ्यः, यः, भुङ्क्ते, स्तेनः, एव, सः.

व्युत्पत्तिसमासाः—भुज्यन्त इति भोगाः, तान् । यज्ञेन भाविताः पूजिता. इति यज्ञभाविताः । न प्रदायेति अप्रदाय । स्तेनयति इति स्तेनः ।

અન્વય અને અર્થઃ—यज्ञभाविताः યજ્ઞવડે પૂજાયલા, देवाः દેવો, हि ખરેખર, वः તમોને, इष्टान् ઇચ્છિત, भोगान् ભોગો, दास्यन्ते આપશે, (પરંતુ) तैः તે દેવોએ, दत्तान् આપેલા ભોગો, एभ्यः એમને, अप्रदाय નહિ આપીને, यः જે પુરુષ, भुङ्क्ते ભોગવે છે, सः તે, स्तेनः ચોર, एव જ (છે).

ભાવાર્થઃ—યજ્ઞવડે પૂજાયલા દેવો તમોને તમારી ઇચ્છા પ્રમાણેના ભોગોને અવશ્ય આપશે, પરંતુ તે દેવોએ આપેલા ભોગો તે દેવોને અર્પણ કર્યા વિનાજ જે પુરુષ ભોગવે છે તે ચોરજ છે. અર્થાત્ ચોરના જેટલુંજ તેને પાપ લાગે છે. १२.

---

१ देहप्राणेन्द्रियाण्येव सर्वदत्येव तत्कृतः ।
देवर्णमनपाकृत्य ब्रह्मापहरोऽधम ॥

જે દેવતાના ઋણમાંથી મુક્ત થયા વિના પોતાનાં દેહ, પ્રાણ અને ઇન્દ્રિયોને તૃપ્ત કરે છે તે દેવતાઓનું ધન ચોરનારો મહાન્ અધમ ચોર છે

**व्युत्पत्तिसमासाः**—अद्यते इति अन्नम्, तस्मात् अन्नात् । विपर्ति इति पर्जन्यः, तस्मात् । सम्यक् भवतीति संभवः, अन्नस्य संभवः अन्नसंभवः । सम्यक् उद्भवः समुद्भवः, कर्मभ्यः समुद्भव यस्य सः कर्मसमुद्भवः ।

**અન્વય અને અર્થઃ**—अन्नात् ખાધેલા અન્નમાંથી (વીર્યાદિના પરિણામે), भूतानि પ્રાણીઓ, भवन्ति (ઉત્પન્ન) થાય છે, पर्जन्यात् વૃષ્ટિથી, अन्नसंभवः અન્નની ઉત્પત્તિ (થાય છે,) यज्ञात् યજ્ઞથી, पर्जन्यः વૃષ્ટિ, भवति થાય છે, (અને એ) यज्ञः યજ્ઞ, कर्मसमुद्भवः ઋત્વિક્ અને યજમાનના વ્યાપારરૂપ કર્મથી ઉત્પન્ન થએલો (છે.)

**ભાવાર્થઃ**—ખાધેલા અન્નથી વીર્યાદિના પરિણામે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, અન્નની ઉત્પત્તિ વૃષ્ટિથી છે, વૃષ્ટિ યજ્ઞથી થાય છે, અને તે યજ્ઞ ઋત્વિક્ અને યજમાનના વ્યાપારથી એટલે ઉપાસ્યના ઉપાસનરૂપ કર્મથી ઉત્પન્ન થાય છે. અર્થાત્ આ પરથી પ્રાણિમાત્રની ઉત્પતિનું મૂળ કર્મ છે એમ સમજી તું કર્મ કરવામાં તત્પર થા. ૧૪.

અવતરણિકાઃ—"કર્મની ઉત્પત્તિ પણ બ્રહ્માથી થએલી હોવાથી અને તે પણ યજ્ઞમાં રહેલું હોવાથી યજ્ઞાર્થે કર્મ કરવામા દોષ નથી," તે કહે છેઃ

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ॥
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५॥

**पदच्छेदः**—कर्म, ब्रह्मोद्भवम्, विद्धि, ब्रह्म, अक्षर-समुद्भवम्, तस्मात्, सर्वगतम्, ब्रह्म, नित्यम्, यज्ञे, प्रतिष्ठितम्.

**અન્વય અને અર્થ:**—यज्ञशिष्टाशिनः યજ્ઞ કરતાં બાકી બચેલું અન્ન ખાવાવાળા, सन्तः સત્પુરુષો, सर्वकिल्बिषैः બધી જાતનાં પાપોમાંથી, मुच्यन्ते મુક્ત થઈ જાય છે. (માટે) ये જે પુરુષો, आत्मकारणात् કેવળ પોતાના પ્રયોજનથીજ; पचन्ति રાંધે છે, તે તે, पापाः પાપીઓ, तु તો, अघम् પાપને (જ), भुञ्जते ભોગવે છે.

ભાવાર્થ:—યજ્ઞ કર્યા પછી તેમાંથી બાકી બચેલું અન્ન ખાનાર જે સત્પુરૂષો છે તે તો બધી જાતનાં પાપોમાંથી મુક્ત થઈ જાય છે, પરંતુ જે પુરુષો કેવળ પોતાના પેટની ખાતરજ રાંધે છે તે મહા પાપાત્માઓ તો કેવળ પાપનેજ ભોગવે છે. અર્થાત્ તેવા પુરુષો પ્રતિદિન પાપનોજ સંચય કરતા રહે છે ૧૩.

અવતરણિકા:—'આ સંસારચક્રની પ્રવૃત્તિનો હેતુ પણ કર્મ જ છે,' તે પરંપરાથી બતાવી 'તે ઉપરથી પણ કર્મ કરતા રહેવુંજ જોઇએ,' એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે:

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ॥
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥

पदच्छेदः—अन्नात्, भवन्ति, भूतानि, पर्जन्यात्, अन्नसंभवः, यज्ञात्, भवति, पर्जन्यः, यज्ञः, कर्मसमुद्भवः.

---

१ अग्नौ प्रास्ताऽऽहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ मनु ॥

અગ્નિમાં હોમાયલી આહુતિ બરાબર શ્રીઆદિત્યને-સૂર્યને પહોંચે છે અને સૂર્યથી વરસાદ થાય છે, વરસાદથી અન્ન થાય છે તથા અન્નથી પ્રજા ઉત્પન્ન થાય છે.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण वर्त्तितम् इति प्रवर्त्तितम्, तत् । चेक्रीयते इति चक्रम्, तत् । अघं पापरूपं आयुः यस्य सः अघायुः । इन्द्रियैः विषयेष्वेव आ समन्तात् रमतीति इन्द्रियारामः ।

**અન્વય અને અર્થઃ**—एवम् (પરમેશ્વરની વાણીભૂત વેદ–બ્રહ્મથી પુરુષોની કર્મમાં પ્રવૃત્તિ થાય છે વિગેરે) એ પ્રમાણેના, प्रवर्त्तितम् પરમેશ્વરે પ્રવર્તાવેલા, चक्रम् સંસાર-ચક્રને, यः જે પુરુષ, इह આ લોકમાં, न, अनुवर्त्तयति નથી અનુસરતો, पार्थ હે પાર્થ ! सः તે પુરુષ, अघायुः પાપરૂપી જીવન ગાળનાર, (અને) इन्द्रियारामः ઇન્દ્રિયોથી કેવળ વિષયોમાંજ આનંદ માનનારો થકો, मोघम् વ્યર્થ, जीवति જીવે છે.

ભાવાર્થઃ—"પરમેશ્વરની વાણીરૂપ વેદ–બ્રહ્મથી પુરુષોની કર્મમાં પ્રવૃત્તિ અને તેથી તે કર્મોનું પરિણામ યજ્ઞ, તે યજ્ઞોથી વૃષ્ટિ, વૃષ્ટિથી અન્ન અને અન્નથી પ્રજા, કરીને વળી તે પ્રજાની કર્મમાં પ્રવૃત્તિ વિગેરે," એ પ્રમાણે પરમાત્માએ ચલાવેલા આ સંસારરૂપી ચક્રને જે માણસ આ લોકમાં અનુસરતો નથી એટલે તેના પ્રમાણે ચાલતો નથી, હે પાર્થ ! તે પુરુષ કેવળ પાપી જીવન ગાળનાર, ઇન્દ્રિયો વડે ઇન્દ્રિયોના વિષયોમાં આનંદ ભોગવનાર અને તેથીજ વ્યર્થ જીવન ગાળનારો છે, એટલે તેના જીવનનું કાંઈપણ સાફલ્ય નથી એમ તુંમાન. ૧૬.

અવતરણિકા—'न कर्मणामनारंभात्' ઇત્યાદિથી લઇને '**शरीरयात्रापि च ते**' ત્યાં સુધીના શ્લોકમાં "આત્મજ્ઞાન" પ્રાપ્ત કરવા માટે ફલની ઇચ્છારહિત નિષ્કામ કર્મયોગનું અનુષ્ઠાન કરવાનું પ્રતિપાદન કરેલું છે, ત્યાર પછી "**यज्ञार्थात् कर्मण**" ત્યાંથી લઇને "**मोघं पार्थ स जीवति**" ત્યાં સુધીના શ્લોકોવડે, આત્મજ્ઞાન પ્રાપ્ત ન થયું હોય તેનાને માટે પ્રસ્તુતોપયોગી કર્મયોગનું આચરણ કરવાનું અને

**व्युत्पत्तिसमासाः**—बृहति वृद्धिमाप्नोति इति ब्रह्म वेद, वा प्रकृति –प्रकृतिपरिणामरूप शरीरम्, स उद्भव कारण यस्य तत् ब्रह्मोद्भवम्, तत् । न क्षरतीति अक्षरम्, अक्षरम् ब्रह्म परमात्मा, तस्मात् समुद्भव उत्पत्ति यस्य तत् अक्षरसमुद्भवम्, तत् । सर्वेषु वस्तुषु गतम् सर्वगतम् । प्रतिष्ठीयते स्म इति प्रतिष्ठितम् ।

**અન્વય અને અર્થઃ**—कर्म કર્મને, ब्रह्मोद्भवम् વેદોમાથી ઉત્પન્ન-પ્રવૃત્ત થયેલુ, विद्धि તુ જાણ, (અને) ब्रह्म વેદો, अक्षरसमुद्भवम् અક્ષરબ્રહ્મરૂપ પરમાત્મામાથી ઉત્પન્ન થયેલા છે, तस्मात् તેથી, सर्वगतम् દરેક વસ્તુમા રહેલ અવિનાશિ, ब्रह्म બ્રહ્મ, नित्यम् સર્વદા, यज्ञे યજ્ઞમા, प्रतिष्ठितम् રહેલુ છે (એમ તુ જાણ)

**ભાવાર્થઃ**—કર્મને વેદોમાથી પ્રવૃત્ત થયેલુ તુ જાણ, અને વેદો અક્ષર બ્રહ્મરૂપ પરમાત્મામાથીજ ઉત્પન્ન થયેલા છે અને તેથી તે બ્રહ્મ પણ દરેક વસ્તુમાં રહેલું અને અવિનાશિ હોવાથી સર્વદા યજ્ઞમા રહેલું છે અર્થાત્ તે યજ્ઞરૂપ પરમાત્માની પ્રીત્યર્થ કર્મ કરવામા કોઈપણ જાતનું પાપ લાગતુ નથી એમ માની તુ કર્મ કર १५.

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥ १६ ॥

पदच्छेदः—एवम्, प्रवर्तितम्, चक्रम्, न, अनुवर्तयति, इह, यः, अघायुः, इन्द्रियारामः, मोघम्, पार्थ, सः, जीवति.

ભાવાર્થઃ—પણ જે પુરુષ આત્મામાંજ પ્રીતિવાળો, ઉપાધિ માત્રથી રહિત થઈને આત્માને વિષેજ આનંદ ભોગવનારો અને આત્મામાંજ સંતોષ માની પ્રસન્ન થનારો હોય તેવા પુરુષને ખાસ કંઈપણ કર્તવ્ય કર્મ રહેતું નથી. ૧૭.

અવતરણિકાઃ—"આત્મજ્ઞાનીને કર્મ અથવા અકર્મથી કંઈપણ સ્વાર્થ હોતો નથી" તે કહે છે.

नैवं तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ॥
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥

पदच्छेदः—न, एव, तस्य, कृतेन, अर्थः, न, अकृतेन इह, कश्चन, न, च, अस्य, सर्वभूतेषु, कश्चित्, अर्थव्यपाश्रयः.

व्युत्पत्तिसमासाः—न कृतम् अकृतम्, तेन। सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषु सर्वभूतेषु। कः इति कश्चित्। विशेषेण अप–समीपम् आश्रयः व्यपाश्रयः, अर्थे मोक्षे व्यपाश्रयः इति अर्थव्यपाश्रयः।

અન્વય અને અર્થઃ—इह આ લોકમાં, तस्य તે આત્મજ્ઞાની પુરુષને, कृतेन કર્મ કરવાવડે કરીને, अर्थः કોઈ પણ ખાસ પુણ્યરૂપી અર્થ વા સ્વાર્થ, न નથી, (તેમ) एव જ, अकृतेन કર્મ ન કરવાથી, कश्चन કોઈ ખાસ (પ્રત્યવાય–પ્રતિબન્ધ અથવા)

---

१ ज्ञानामृतेन तृप्तस्य कृतकृत्यस्य योगिन ।
नैवाऽस्ति किञ्चित्कर्त्तव्यमस्ति चेन्न स तत्त्ववित् ॥ स्मृति. ॥

એટલે જ્ઞાનરૂપી અમૃતવડે તૃપ્ત થએલા, કૃતકૃત્ય એવા યોગીને કંઈપણ કર્મ કરવાનું નથી, અને જો તે કરવાનું રહ્યું છે એમ માને તો તે તત્વવેત્તા (યોગી) નથી.

કર્મયોગ ન આચરવામાં શો દોષ છે તે કહ્યું. તેમ આત્મતત્ત્વનેજ જાણનાર કર્મયોગીને આત્મજ્ઞાની થવાની સ્થિતિ માટે પણ પ્રવચન કરવામાં આવ્યું, પરંતુ હવે "એ પ્રમાણે ચલાવાયેલા સંસારચક્રને આત્મવિત જ્ઞાનીએ અને અનાત્મવિત્ કર્મયોગીએ બધાએ ચલાવવું કે આત્માને ન જાણનાર, અને અશુદ્ધ અંતઃકરણવાળાએજ જ્ઞાનની પ્રાપ્તિને માટે તે ચક્રનું અનુકરણ કરવું!" એ પ્રમાણે અર્જુનને કવચિત્ સંશય થાય એમ ધારીને, પોતેજ શાસ્ત્રનો વિવેક-કોણે શું કરવું અને કોણે શું ન કરવું તે-જણાવવાના હેતુથી, 'જ્ઞાનીએ તે પ્રમાણે વર્તવાની જરૂર નથી,' એમ બે શ્લોકોથી ભગવાન્ કહે છેઃ

**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ॥**
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥**

पदच्छेदः—यः, तु, आत्मरतिः, एव, स्यात्, आत्मतृप्तः, च, मानवः, आत्मनि, एव, च, संतुष्टः, तस्य, कार्यम्, न, विद्यते ।

व्युत्पत्तिसमासाः—रमन्ते प्राणिनः यस्यां सा रतिः, आत्मनि रतिः आत्मरतिः । आत्मनि तृप्तः आत्मतृप्तः । मनोः अपत्यं पुमान् मानवः । सम्यक् तुष्टः संतुष्टः । कर्तुम् योग्यम् कार्यम् ।

અન્વય અને અર્થઃ—तु પરંતુ, यः જે, मानवः મનુષ્ય, आत्मरतिः આત્મામાંજ પ્રીતિવાળો, च અને, आत्मतृप्तः (ઉપાધિ માત્રમાંથી નિવૃત્ત થઇ) આત્મામાંજ આનંદનો અનુભવ લેનારો, च તેમ आत्मनि આત્મામાં, एव જ, संतुष्टः અત્યંત પ્રસન્ન, एव ખરેખર, स्यात् હોય, तस्य તેવાને, कार्यम् કાર્ય-ખાસ કર્મ કરવાપણું, न, विद्यते રહેતું નથી.

**અન્વય અને અર્થઃ**—तस्मात् તેથી, असक्तः ફલના પંગરહિત (થઇને), सततम् સદા, कार्यम કરવા લાયક-શાસ્ત્ર-વેહિત, कर्म કર્મોનું, समाचर તું આચરણ કર, हि કારણ કે, पूरुषः પુરુષ, असक्तः ફલની ઈચ્છારહિત (થઇને), कर्म કર્મોનું, आचरन् આચરણ કરતો થકો, परम् મોક્ષને, आप्नोति પામે છે.

**ભાવાર્થઃ**—હે અર્જુન! તેથી તું પણ ફલમાં આસક્તિ રાખ્યા વિના કરવાને યોગ્ય એવાં શાસ્ત્રવિહિત જે કર્મો હોય તેનું આચરણ કર, કારણ કે જે પુરુષ ફલની ઈચ્છારહિત થઇને યોગ્ય કર્મોનું અનુષ્ઠાન કરે છે તે સૌથી શ્રેષ્ઠ એવા મોક્ષને પામે છે. અને તેથી તું પણ નિવૃત્તિથી આ શુદ્ધરૂપ કર્મમાં પ્રવૃત્ત થા. ૧૯.

અવતરણિકાઃ—ઉપરના શ્લોકમા 'નિષ્કામપણે શાસ્ત્રવિહિત કર્મો કરવાથી પરમ પુરુષાર્થની પ્રાપ્તિ થાય છે' તે વાત કહી, તેની સગતિમા શિષ્ટ-માન્ય-જનકાદિ રાજાઓના દૃષ્ટાંત આપી તે વાતને વધુ દઢીભૂત કરવાના હેતુથી હવે ભગવાન્ કહે છે

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ॥
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥

**पदच्छेदः**—कर्मणा, एव, हि, संसिद्धिम्, आस्थिताः, जनकादयः, लोकसंग्रहम्, एव, अपि, संपश्यन, कर्तुम्, अर्हसि.

---

१ अज्ञानां ज्ञानद कर्म ज्ञानिनां लोकसग्रहात् ।
अद्वैत तुष्टिद मह्य सा मुक्तानन्दपूर्त्तिदा ॥

અજ્ઞાનીઓને કર્મ જ્ઞાનોત્પાદક છે અને જ્ઞાનિઓને લોકસંગ્રહ માટે જ છે આરા માટે એજ સાક્ષાત્ સંતોષનું કારણ છે અને તે મુક્તપણાના આનંદની પરિપૂર્ણ કરનારી ક્રિયા છે

स्वार्थ, न नथी, च अने, अस्य आ आत्मज्ञानीने, सर्वभूतेषु समस्त प्राणिओमां, कश्चित् कोई पण, अर्थव्यपाश्रयः मोक्षरूपी तेना साध्य अर्थमां खास आश्रयभूत, न नथी.

**भावार्थः—**आ लोकमां तेवा आत्मज्ञानी पुरुषने कर्मो करवाथी कोईपण प्रकारनो खास पुण्यरूपी अर्थ के स्वार्थ नथी ज, तेम कर्मो न करवाथी पण खास प्रत्यवाय एटले दोष अथवा तो कंई स्वार्थ नथी, तेम ए आत्मज्ञानीने समस्त प्राणिओमां कोईपण प्राणी, तेना मोक्षरूपी साध्य अर्थमां आश्रयभूत पण नथी. अर्थात् कर्म करे के न करे तो पण ते आत्मज्ञानीने लाभ के हानि नथी तेम पोताना मोक्षरूप अर्थमां कोई प्राणीओ साथे तेने स्वार्थनुं प्रयोजन पण नथी एटले ते तो कर्मथी निर्लिप्तज छे एम तुं मान. १८.

अवतरणिका —"पण तु अर्जुन तो आत्मविन् थयेलो न होवाथी, ज्ञानप्राप्तिने माटे कर्मो करवानोज अधिकारी छे," ते उपदेश हवे भगवान् श्रीकृष्ण अर्जुनने आपे छे-

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ॥
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ १९ ॥

**पदच्छेदः—**तस्मात्, असक्तः, सततम्, कार्यम्, कर्म, समाचर, असक्तः, हि, आचरन्, कर्म, परम्, आप्नोति, पूरुषः.

**व्युत्पत्तिसमासाः—**न सक्तः असक्तः । सम्यक् आचर इति समाचर । आ समन्तात् चरतीति आचरन् ।

पदच्छेदः—यत्, यत्, आचरति, श्रेष्ठः, तत्, तत्, एव, इतरः, जनः, सः, यत्, प्रमाणम्, कुरुते, लोकः, तत्, अनुवर्त्तते.

व्युत्पत्तिसमासाः—आसमन्तात् सम्यक्तया चरति इति आचरति । अतिशयेन प्रशस्तः श्रेष्ठः । इना कामेन तरति इति इतरः। जन्यते इति जनः। प्रकर्षेण मीयते अनेन इति प्रमाणम्, तत् प्रमाणम्।

અન્વય અને અર્થઃ—શ્રેષ્ઠ. ઉત્તમ (પુરુષ), यत् જે, यत् જે, आचरति આચરણ કરે છે, तत् તે, तत् તે, एव જ, इतरः પ્રાકૃત–સામાન્ય કામનાવાળો, जनः મનુષ્ય (પણ), (आचरति આચરણ કરે છે. અને), सः તે ઉત્તમ પુરુષ, यत् જે વસ્તુને, प्रमाणम् પ્રમાણ, कुरुते માને છે, लोकः સામાન્ય લોકો, (પણ) तत् તેને (જ), अनुवर्तते અનુસરે છે

ભાવાર્થઃ—ઉત્તમ પુરુષ જેવું જેવું આચરણ કરે છે, તે તે પ્રમાણેજ બીજા સામાન્ય મનુષ્યો પણ વર્તે છે, અને તે શ્રેષ્ઠ પુરૂષ જે વસ્તુને પ્રમાણ માને છે તેને જ સામાન્ય લોકો અનુસરે છે. એટલે સર્વ લોકો ઉત્તમ મનુષ્યનેજ અનુસરતા હોવાથી તું જે પ્રમાણે નિષ્કામ કર્મ કરીશ તે પ્રમાણે લોકો પણ કરશે એટલે તેમનું તે કલ્યાણ તારા આધારેજ છે એમ સમજી તું કર્મ કર. ૨૧.

અવતરણિકા —"એ પ્રમાણે ઉત્તમ પુરુષોએ લોકોને સદાચારી કરવાના હેતુથી પોતાના કર્તવ્ય તરીકે પણ શુભ કર્મો કરતા રહેવું જોઇએ," એમ કહી ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાનાજ દૃષ્ટાંતથી તેને દૃઢ કરે છે.

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ॥
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

व्युत्पत्तिसमासाः—सम्यक् सिद्धि ससिद्धिः, ताम् ससिद्धिम् । आ समंतात् स्थिताः आस्थिता । जनक आदि येषा ते जनका दय । सम्यक् गृह्यते लोकः अनेन इति संग्रह, लोक्यन्त इति लोका, लोकाना सग्रह. स्वे–स्वे धर्मे प्रवर्त्तनम् उन्मार्गान्निवर्त्तनम्–इति लोकसग्रह, तम् लोकसंग्रहम्, वा लोकाय संग्रहः (शिक्षार्थम्) इति लोकसग्रह', तम् । सम्यक् पश्यतीति सपश्यन् ।

**અન્વય અને અર્થ:**—जनकादयः જનકાદિ રાજર્ષિઓ (પણ), हि ખરેખર, कर्मणा કર્મવડે, एव જ, संसिद्धिम् સારી તત્ત્વજ્ઞાનરૂપ સિદ્ધિને, आस्थिताः પ્રાપ્ત થયા (છે), (તેમ સમજી અથવા) लोकसग्रहम् લોકોનું નિયમન કરી તેમના કલ્યાણને, संपश्यन् સારી રીતે તત્ત્વદષ્ટિથી જોઈને, अपि પણ, कर्तुम् કર્મો કરવાને, एव જ, अर्हसि તું યોગ્ય છે.

**ભાવાર્થ:**—જનકાદિ રાજર્ષિઓ પણ ખરેખર કર્મ વડેજ તત્ત્વજ્ઞાનરૂપ ઉત્તમ સિદ્ધિને પામ્યા છે, એટલે એ પ્રમાણે સમજીને અથવા તો લોકોને કુમાર્ગમાથી અટકાવીને પોત પોતાના ધર્મ પ્રમાણે ચલાવવા માટે તેમનુ શિક્ષણથી નિયમન કરી કલ્યાણ કરવુ યોગ્ય છે એમ જાણીને પણ તારે કર્મો કરવા જ યોગ્ય છે. ૨૦

અવતરણિકા—"હુ કર્મો કરતો રહું તો પણ તેથી લોકોનુ કલ્યાણ થવા માટે તેમને શી અસર થવાની છે?" એવી અર્જુનને શકા થાય તો તેના સમાધાન માટે નીચેના શ્લોકમા ભગવાન્ જણાવે છે

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ २१ ॥

पदच्छेदः—यत्, यत्, आचरति, श्रेष्ठः, तत्, तत्, एव, इतरः, जनः, सः, यत्, प्रमाणम्, कुरुते, लोकः, तत्, अनुवर्त्तते.

व्युत्पत्तिसमासाः—आसमन्तात् सम्यक्तया चरति इति आचरति । अतिशयेन प्रशस्तः श्रेष्ठः । इना कामेन तरति इति इतरः। जन्यते इति जनः। प्रकर्षेण मीयते अनेन इति प्रमाणम्, तत् प्रमाणम्।

અન્વય અને અર્થઃ—श्रेष्ठ ઉત્તમ (પુરુષ), यत् જે, यत् જે, आचरति આચરણ કરે છે, तत् તે, तत् તે, एव જ, इतरः પ્રાકૃત–સામાન્ય કામનાવાળો, जनः મનુષ્ય (પણ), (आचरति આચરણ કરે છે. અને), सः તે ઉત્તમ પુરુષ, यत् જે વસ્તુને, प्रमाणम् પ્રમાણ, कुरुते માને છે, लोकः સામાન્ય લોકો, (પણ) तत् તેને (જ), अनुवर्तते અનુસરે છે

ભાવાર્થઃ—ઉત્તમ પુરુષ જેવું જેવું આચરણ કરે છે, તે તે પ્રમાણેજ બીજા સામાન્ય મનુષ્યો પણ વર્તે છે, અને તે શ્રેષ્ઠ પુરૂષ જે વસ્તુને પ્રમાણ માને છે તેને જ સામાન્ય લોકો અનુસરે છે એટલે સર્વ લોકો ઉત્તમ મનુષ્યનેજ અનુસરતા હોવાથી તું જે પ્રમાણે નિષ્કામ કર્મ કરીશ તે પ્રમાણે લોકો પણ કરશે એટલે તેમનુ તે કલ્યાણ તારા આધારેજ છે એમ સમજી તું કર્મ કર. ૨૧.

અવતરણિકા—"એ પ્રમાણે ઉત્તમ પુરુષોએ લોકોને સદાચારી કરવાના હેતુથી પોતાના કર્તવ્ય તરીકે પણ શુભ કર્મો કરતા રહેવું જોઈએ," એમ કહી ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાનાજ દૃષ્ટાંતથી તેને દૃઢ કરે છે

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ २२ ॥

पदच्छेदः—न, मे, पार्थ, अस्ति, कर्तव्यम्, त्रिषु, लोकेषु, किंचन, न, अनवाप्तम्, अवाप्तव्यम्, वर्त्ते, एव, च, कर्मणि.

व्युत्पत्तिसमासाः—कर्त्तुम् उचितम् कर्तव्यम् । न अवाप्तम् अनवाप्तम् । अव समीपे आप्तुम् उचितम् इति अवाप्तव्यम् ।

અન્વય અને અર્થઃ—पार्थ હે પૃથાના પુત્ર અર્જુન! त्रिषु ત્રણે, लोकेषु લોકોમાં, मे મને, किंचन કાંઇપણ, कर्त्तव्यम् કર્મ કરવાનું, न, अस्ति નથી, (તેમ) अनवाप्तम् ન મેળવેલું, अवाप्तव्यम् મેળવવા જેવું, न નથી, च તોપણ, एव ખરેખર, कर्मणि કર્મોમાં, वर्ते હું વર્તુ છુ.

ભાવાર્થઃ—હે અર્જુન! આ ત્રણે લોકમાં મને કાંઇપણ મારા કર્મ કરવા જેવું બાકી નથી, તેમ ન મેળવેલું કંઇપણ મેળવવા જેવું નથી. એટલે એ પ્રમાણે હોવા છતાં પણ હું કર્મોમાં નિરંતર પ્રવૃત્ત રહું છું જ અર્થાત્ લોકકલ્યાણ સમજીને પણ હું કર્મ કરૂં છું, કે જેથી લોકો મને અનુસરીને તે પ્રમાણે કર્મ કરે. ૨૨.

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ॥
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥

पदच्छेदः—यदि, हि, अहम्, न, वर्तेयम्, जातु, कर्मणि, अतन्द्रितः, मम, वर्त्म, अनुवर्तन्ते, मनुष्याः, पार्थ, सर्वशः.

**व्युत्पत्तिसमासाः**—तन्द्रा अस्य संजाता इति तन्द्रितः, न तन्द्रितः अतन्द्रितः । वर्तन्ते अनेन इति वर्त्म, तत् । मनोः अपत्यानि पुमांसः मनुष्याः । सर्वस्मात् इति सर्वशः ।

**અન્વય અને અર્થઃ**—यदि જો, अहम् હું, हि ખરેખર, जातु કદાચિત્, कर्मणि કર્મમાં, अतन्द्रितः આલસ્ય રહિત, न, वर्तेयम् વર્તન ન રાખું, (તો) पार्थ હે પાર્થ ! मनुष्याः (બધાં) મનુષ્યો, मम મારા, वर्त्म માર્ગને, सर्वशः બધી રીતે, अनुवर्तन्ते અનુસરે.

**ભાવાર્થઃ**—જો ખરેખર હું કદાચિત્ કર્મમાં આલસ્ય-રહિત થઇને પ્રવૃત્તિ ન કરૂં, તો હે પાથ ! મનુષ્ય. માત્ર, મેં ગ્રહણ કરેલા માર્ગનું જ બધી રીતે અનુકરણ કરે, એટલે તે પણ કર્મમાર્ગનો ત્યાગ કરી સ્વેચ્છા પ્રમાણે વર્તે, તેથીજ હું કર્મ કરૂં છું અને તું પણ માટેજ કર્મ કર. ૨૩.

અવતરણિકાઃ–"પોતે કંઈ ન કરે તો શી હાનિ થાય?" તે ભગવાન્ કહે છેઃ

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ॥
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥२४॥

**पदच्छेदः**—उत्सीदेयुः, इमे, लोकाः, न, कुर्याम्, कर्म, चेत्, अहम्, संकरस्य, च, कर्ता, स्याम्, उपहन्याम्, इमाः, प्रजाः.

**व्युत्पत्तिसमासाः**—सम् सह क्रियन्ते भिन्नाः वर्णाः अस्मिन् वा संकृणाति इति संकरः, तस्य संकरस्य । करोतीति कर्ता ।

**અન્વય અને અર્થઃ**—अहम् હું, कर्म ( જગતની સૃષ્ટિ, સંહારરૂપ અથવા બીજું પણ)કર્મ, न ન, कुर्याम् કરૂ, चेत् તો, इमे આ, लोका લોકો, उत्सीदेयुः ( કર્મલોપથી ) નાશ પામી જાય, च અને, संकरस्य વર્ણસંકર પ્રજાનો, कर्ता કરનાર, स्याम् હું થાઉં, (અને) इमा આ, प्रजा પ્રજાઓને, उपहन्याम् હું હણનારો થાઉં

**ભાવાર્થઃ**—જો હું કર્મ ન કરૂ, તો આ લોકો પણ કર્મોનો ત્યાગ કરે અને તેમ જો કરે તો કર્મ લોપથી એ લોકો નાશ પામી જાય, અને તેથી પ્રજા વર્ણસંકર થતાં તે વર્ણસંકર પ્રજાનો કરનારો હું થાઉં અને આ પ્રજાઓને હણનારો પણ હું થાઉં, અર્થાત્ તેથી જ હું કર્મ કરૂ છુ એમ તું માન અને તેમ સમજીને પણ કર્મ કરવામાં તું પ્રવૃત્ત થા. ૨૪.

**અવતરણિકાઃ**—'આ પ્રમાણે આ જગચ્ચક્રના ચાલનમા પોતે તથા શ્રેષ્ઠ અને શિષ્ટવર્ગ જ નિમિત્તભૂત છે,' એમ કહીને હવે ભગવાન્ ઉપસંહાર કરે છે

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ॥
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥

**पदच्छेदः**—सक्ताः, कर्मणि, अविद्वांसः, यथा, कुर्वन्ति, भारत, कुर्यात्, विद्वान्, तथा, असक्तः, चिकीर्षुः, लोकसंग्रहम्.

**व्युत्पत्तिसमासाः**—विदन्तीति विद्वांस , न विद्वांस अविद्वांस । वेत्तीति विद्वान् । न सक्त असक्त । कर्तुम् इच्छु चिकीर्षु । लोकस्य संग्रह लोकसंग्रह , तम् लोकसंग्रहम् ।

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત ! अविद्वांस અજ્ઞ લોકો, यथा જેવી રીતે, कर्माणि કર્મમા, सक्ता આસક્તિવાળા

થઈને, कुर्वन्ति (કર્મ) કરે છે, તથા તેવી જ રીતે, लोकसंग्रहम् લોક-શિક્ષણ-કલ્યાણ, चिकीर्षुः કરવા ઈચ્છનાર, विद्वान् સુજ્ઞ પુરુષ, असक्तः આસક્તિ ન રાખીને, कुर्यात् (કર્મ) કરે.

ભાવાર્થઃ—હે ભારત! અજ્ઞાન લોકો કર્મનાં ફલમાં આસકિતવાળા થઈને એટલે ફલની ઈચ્છાથી જેવી રીતે કર્મ કરે છે, તેવી જ રીતે લોકને શિક્ષણ આપવાના એટલે તેમનું કલ્યાણ કરવાના ઉદ્દેશથી કર્મ કરવા ઈચ્છનાર સુજ્ઞપુરુષે આસકિત ન રાખીને કર્મો કરવાં જોઈએ ૨૫.

અવતરણિકાઃ—"કેવળ તત્ત્વજ્ઞાનના ઉપદેશથીજ લોકકલ્યાણ કાં ન કરવું, અને કર્મો જ કરવાથી લોકકલ્યાણ થાય તેમાં શો હેતુ છે?" એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે·

## न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ॥
## जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥२६॥

पदच्छेदः—न, बुद्धिभेदम्, जनयेत्, अज्ञानाम्, कर्मसङ्गिनाम्, जोषयेत्, सर्वकर्माणि, विद्वान्, युक्तः, समाचरन्.

व्युत्पत्तिसमासाः—भिद्यते अनेन इति भेदः, बुद्धेः भेदः बुद्धिभेदः, तं बुद्धिभेदम्। न जानन्ति ते अज्ञाः, तेषाम् अज्ञानाम्। कर्मणि सङ्गः आसक्तिः अस्ति येषां ते कर्मसङ्गिनः, तेषाम् कर्मसङ्गिनाम्।

---

१ अज्ञस्यार्द्धप्रबुद्धस्य सर्वं ब्रह्मेति यो वदेत्।
महानिरयजालेषु स तेन विनियोजितः ॥

અજ્ઞાનીને અથવા અર્ધદગ્ધને કર્મશિક્ષા આપ્યા વિના "સર્વ બ્રહ્મ—આ બધું બ્રહ્મ છે" એમ જે કહે તે તેને મ્હોટા નરકોમાં લઈ દે છે—ફેંકી દે છે.

सर्वाणि च तानि कर्माणि च सर्वकर्माणि, तानि सर्वकर्माणि । वेत्तीति विद्वान् । सम्यक् आचरति इति समाचरन् ।

અન્વય અને અર્થઃ—विद्वान् જ્ઞાનવાન્ પુરુષ, युक्तः સાવધાન ( થઈને ), सर्वकर्माणि બધા વિહિત કર્મોને, समाचरन् આચરતો, कर्मसङ्गिनाम् કર્મમાં આસક્તિવાળા, अज्ञानाम् અજ્ઞાની લોકોના, बुद्धिभेदम् બુદ્ધિના ભેદને, न, जनयेत् ઉત્પન્ન કરે નહિ, (પણ) जोषयेत् (કર્મમાં તેમને) પ્રીતિ ઉત્પન્ન કરાવે.

ભાવાર્થઃ—જ્ઞાની પુરૂષે સાવધાન મનવાળા થઈને બધા વિહિત કર્મોનું આચરણ કરવું, પણ પોતે જ્ઞાની હોવાથી તે નિમિત્તે કર્મમાં આસક્તિવાળા અજ્ઞાન લોકોની બુદ્ધિમાં ભેદ ઉત્પન્ન કરવો નહિ, એટલે સદા તેમને કર્મમાં-કર્મ કરવામા પ્રીતિવાળા કરવા, અને તેમ નિષ્કામ કર્મ કરતા તેઓ જ્ઞાન મેળવા શક્તિમાન્ થશે. ૨૬.

અવતરણિકા—'અજ્ઞાન મનુષ્યો કર્મોમા કેવી રીતે આસક્ત થાય છે' તે કહે છે

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ॥
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥ २७ ॥

पदच्छेदः—प्रकृतेः, क्रियमाणानि, गुणैः, कर्माणि, सर्वशः, अहंकारविमूढात्मा, कर्ता, अहम्, इति, मन्यते.

व्युत्पत्तिसमासाः—क्रियन्ते तानि क्रियमाणानि । अहं क्रियते अनेन इति अहंकारः, विशेषेण मूढः विमूढः, अहंकारेण विमूढः आत्मा अन्तःकरणं यस्य सः अहंकारविमूढात्मा । करोतीति कर्ता ।

અન્વય અને અર્થઃ—कर्माणि બધાં કર્મો, सर्वशः સર્વ રીતે, प्रकृतेः પ્રકૃતિના, गुणैः સત્ત્વ, રજ, તમ એ ગુણો વડે, क्रियमाणानि કરવામાં આવે છે, (અને તેથી) अहंकारविमूढात्मा અહંકારથી જ્ઞાનરહિત થએલું છે અંતઃકરણ જેનું (એવો પુરુષ), अहम् હું, कर्ता (કર્મોનો) કરનાર છું, इति એ પ્રમાણે, मन्यते માને છે.

ભાવાર્થઃ—બધાં કર્મો સત્ત્વ, રજ અને તમ એ પ્રકૃતિના ગુણો વડે કરાવવામાં આવે છે એટલે ગુણોને લીધેજ મનુષ્ય સર્વ કર્મ કરે છે, છતાં પણ અહંકારથી મૂઢ અંતઃકરણવાળો પુરુષ "કર્મોનો કરનાર હું જ છું." એ પ્રમાણે અભિમાનથી મિથ્યા માને છે અને તેને લીધે જ તે કર્મમાં આસક્ત થઇ બંધનને પામે છે. ૨૭.

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ॥
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥ २८ ॥

पदच्छेदः—तत्त्ववित्, तु, महाबाहो, गुणकर्मविभागयोः, गुणाः, गुणेषु, वर्तन्ते, इति, मत्वा, न, सज्जते.

व्युत्पत्तिसमासाः—तत्त्वं वेत्तीति तत्त्ववित् । महान्तौ बाहू यस्य सः महाबाहुः, तत्संबुद्धौ महाबाहो । विविधः भागः विभागः, गुणाश्च कर्माणि च गुणकर्माणि, गुणकर्मणां विभागौ गुणकर्मविभागौ, तयोः गुणकर्मविभागयोः ।

અન્વય અને અર્થઃ—तु પણ, महाबाहो હે મહાબાહુ અર્જુન! गुणकर्मविभागयोः ગુણ અને કર્મવિભાગના, तत्त्ववित्

તત્ત્વને જાણનાર પુરૂષ, गुणाः ગુણો—ઇન્દ્રિયો, गुणेषु ગુણોમાં–વિષયોમાં, वर्त्तन्ते પ્રવર્તે છે ( પણ હું નહિ ), इति એ પ્રમાણે, मत्वा માનીને, न, सज्जते ( કર્મમાં ) આસક્ત થતો નથી.

ભાવાર્થઃ—પણ હે અર્જુન ! ગુણ અને કર્મના વિભાગ એટલે ગુણ શું અને કર્મ શું ? એના તત્ત્વને જાણનાર જ્ઞાની પુરુષ, 'ઇન્દ્રિયો ઇન્દ્રિયોના વિષયોમાં પ્રવૃત્ત રહે છે, પણ આત્મા નહિ' એમ સમજી પોતે કર્મમાં આસક્ત થતો નથી અને 'હું કર્તા છું' એ પ્રમાણે કર્તાપણાનું અભિમાન પણ રાખતો નથી. ૨૮.

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ॥
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥२९॥

पदच्छेदः—प्रकृतेः, गुणसंमूढाः, सज्जन्ते, गुणकर्मसु, तान्, अकृत्स्नविदः, मन्दान्, कृत्स्नवित्, न, विचालयेत्.

व्युत्पत्तिसमासाः—सम्यक् मूढाः संमूढाः, गुणैः सत्त्वादिभिः संमूढाः गुणसंमूढाः। गुणाश्च कर्माणि च गुणकर्माणि, तेषु गुणकर्मसु। न कृत्स्नम् अकृत्स्नम्, अकृत्स्नं विदन्ति ते अकृत्स्नविदः, तान् अकृत्स्नविदः। मन्दन्ते स्वपन्ति ते मन्दाः, तान् मंदान्। कृत्स्नं वेत्तीति कृत्स्नवित्। विशेषेण चालयेत् इति विचालयेत्।

અન્વય અને અર્થઃ—प्रकृतेः પ્રકૃતિ–માયાના, गुणसंमूढाः સત્ત્વાદિ ગુણોવડે મૂઢ થઈ ગએલા પુરૂષો, गुणकर्मसु ઇન્દ્રિયો અને તેનાં કર્મોમાં, सज्जन्ते ( અમે કરીએ છીએ એમ ) આસક્ત થાય છે, (પરંતુ) अकृत्स्नविदः પુરેપુરૂં નહિ જાણનારા,

(તથા) मन्दान् મન્દબુદ્ધિવાળા, तान् તેમને, कृत्स्नवित् સંપૂર્ણ જ્ઞાનવાન્ મનુષ્ય, न, विचालयेत् ચલાયમાન કરે નહિ.

ભાવાર્થઃ—માયાના સત્ત્વ, રજ, તમ એ ગુણોવડે કર્તવ્યાકર્તવ્યમાં મૂઢ બુદ્ધિવાળા થએલા પુરુષો, ઇન્દ્રિયો અને ઇન્દ્રિયોનાં કર્મોમાં અહંભાવથી આસક્ત થાય છે, પરંતુ તેવા અપૂર્ણ જ્ઞાનવાળા તેમજ બુદ્ધિહીન પુરુષોને જ્ઞાની મનુષ્યે કર્મમાંથી ચલાયમાન કરવા જોઇએ નહિ. અર્થાત્ તેમને કર્મમાર્ગમાં પ્રવર્તાવી ઉત્તરોત્તર નિષ્કામ કર્મથી યોગનિષ્ઠ થવાનો ઉપદેશ આપવો, પણ તેમને કર્મમાંથી ભ્રષ્ટ કરી તેમનો અધઃપાત કરવો નહિ. ૨૯.

અવતરણિકાઃ—'ત્યારે કર્મમા અધિકારી એવા જ્ઞાનહીન મુમુક્ષુએ કેવી રીતે કર્મો કરવાં જોઇએ ?' તે સંબંધમા ભગવાન્ કહે છેઃ

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा ॥
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः ॥३०॥

पदच्छेदः—मयि, सर्वाणि, कर्माणि, संन्यस्य, अध्यात्मचेतसा, निराशीः, निर्ममः, भूत्वा, युध्यस्व, विगतज्वरः.

व्युत्पत्तिसमासाः—सम्यक् न्यस्य इति संन्यस्य । आत्मनि अधि इति अध्यात्मम्, चेतयते इति चेतः, अध्यात्मं च तत् चेतः इति अध्यात्मचेतः, तेन अध्यात्मचेतसा । आशास्ति आशासनम् अनया इति आशीः, निर्गता आशीःयस्मात् सः निराशीः । ममेदम् इति भावः ममः, निर्गतः ममः यस्मात् सः निर्ममः । विशेषेण गतः ज्वरः यस्य सः विगतज्वरः ।

અન્વય અને અર્થ:—अध्यात्मचेतसा આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની વિવેકબુદ્ધિથી, मयि મારામાં, सर्वाणि બધાં, कर्माणि કર્મોને, संन्यस्य અર્પણ કરીને, निराशीः આશારહિત, (અને) निर्ममः મમતારહિત, भूत्वा થઈને, विगतज्वरः શોક વિનાનો થયેલો, युध्यस्व તું યુદ્ધ કર.

ભાવાર્થ:—આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની વિવેકબુદ્ધિથી મારામાં બધાં કર્મો અર્પણ કરીને આશારહિત અને મમતારહિત થઈને શોકવિનાનો બનીને તું યુદ્ધ કરવા માટે તૈયાર થા અર્થાત્ તેજ પ્રમાણે દરેક મનુષ્યે સર્વ કર્મ ભગવાનને અર્પણ કરી મમત્વાદિ રહિત થઈ કર્મ કરવા ૩૦.

અવતરણિકા —'એ પ્રમાણે કર્મનું અનુષ્ઠાન કરવાથી કેટલું શુભ પરિણામ આવે છે' તે ભગવાન્ જણાવે છે

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यंते तेऽपि कर्मभिः ॥ ३१ ॥

पदच्छेदः—ये, मे, मतम्, इदम्, नित्यम्, अनुतिष्ठन्ति, मानवाः, श्रद्धावन्तः, अनसूयन्तः, मुच्यन्ते, ते, अपि, कर्मभिः.

व्युत्पत्तिसमासाः—मनोः अपत्यानि पुमांसः मानवाः । श्रद्धा अस्ति येषां ते श्रद्धावन्तः । असूयन्ति ते असूयन्तः, न असूयन्तः अनसूयन्तः ।

અન્વય અને અર્થ—ये જે, मानवाः મનુષ્યો, मे મારા, इदम् આ, मतम् મતને, नित्यम् નિત્ય, अनुतिष्ठन्ति પાલન કરે છે, ते તેઓ, अपि પણ, श्रद्धावन्तः શ્રદ્ધાવાળા, अनसूयन्तः

(તથા) અદેખાઈ રહિત થએલા, कर्मभिः પાપપુણ્યરૂપ કર્મોથી, मुच्यन्ते મુક્ત થાય છે.

ભાવાર્થઃ—જે મનુષ્યો મારા આ મતનું નિત્ય પાલન કરે છે, તે મનુષ્યો પણ શ્રદ્ધાવાળા અને ઈર્ષ્યારહિત થઈને પાપ પુણ્યરૂપ કર્મોથી મુક્ત થઇ જાય છે, એટલે કર્મના બંધનથી તેઓ બંધાતા નથી. ૩૧.

અવતરણિકાઃ—નિઃસંગ રહીને કર્મોનું અનુષ્ઠાન અવશ્ય કરવું જોઇએ, તેમાં જેઓ એ પ્રમાણે કર્મોનું અનુષ્ઠાન કરે છે તેઓ તો શુભાશુભથી નિર્મુક્ત થઇ જાય છે, પણ જેઓ તે પ્રમાણે કર્માનુષ્ઠાન નથી કરતા તેમની શી ગતિ થાય છે? તે કહે છેઃ

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम् ॥
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥

पदच्छेदः—ये, तु, एतत्, अभ्यसूयन्तः, न, अनुतिष्ठन्ति, मे, मतम्, सर्वज्ञानविमूढान्, तान्, विद्धि, नष्टान्, अचेतसः.

व्युत्पत्तिसमासाः—अभितः सर्वतः असूयन्तः इति अभ्यसूयन्तः । सर्वस्य कर्मणः ज्ञानम् इति सर्वज्ञानम्, सर्वज्ञाने विमूढाः सर्वज्ञानविमूढाः, तान् सर्वज्ञानविमूढान् । न विद्यते चेतः येषां ते अचेतसः, तान् अचेतसः ।

અન્વય અને અર્થઃ—तु પણ, ये જેઓ, एतत् આ, मे મારા, मतम् મતની, अभ्यसूयन्तः ઈર્ષ્યા કરતા થકા, (એ મતને) न, अनुतिष्ठन्ति અનુસરતા નથી, तान् તેમને, सर्वज्ञानविमूढान् દરેક પ્રકારના જ્ઞાનમાં મૂઢ, अचेतसः અવિવેકી, (અને) नष्टान् દરેક પુરૂષાર્થમાંથી ભ્રષ્ટ થયેલા, विद्धि તું જાણ.

**ભાવાર્થઃ**—પણ જેઓ આ મારા મતની ઈર્ષ્યા કરે છે, અને એ મત પ્રમાણે વર્તન કરતા નથી તેમને દરેક પ્રકારના જ્ઞાનમા અજ્ઞાનતાથી, મૂઢ થએલા, અવિવેકી અને દરેક પુરૂષાર્થ માથી પણ ભ્રષ્ટ થયેલા તું જાણ ૩૨.

અવતરણિકા — 'અજ્ઞાનીઓ આપના મત પ્રમાણે શા કારણથી વર્તતા નથી ?" અને અન્ય માર્ગોનો આશ્રય કરી આપનાથી પ્રતિકૂળ વર્તન કરતા કેમ બ્હીતા નથી ?" એવી અર્જુનને ભ્રાંતિ થાય તો તે દૂર કરવા માટે ભગવાન્ કહે છે

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ॥**
**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥३३॥**

**पदच्छेदः**—सदृशम्, चेष्टते, स्वस्याः, प्रकृतेः, ज्ञानवान्, अपि, प्रकृतिम्, यान्ति, भूतानि, निग्रहः, किम्, करिष्यति.

**व्युत्पत्तिसमासाः**—ज्ञानम् अस्य अस्तीति ज्ञानवान् । निगृह्यन्ते जना अनेन इति निग्रह ।

**અન્વય અને અર્થઃ**—ज्ञानवान् જ્ઞાની, अपि પણ, स्वस्याः પોતાની, प्रकृते પ્રકૃતિને, सदृशम् અનુસાર, चेष्टते વર્તન કરે છે, (કારણકે) भूतानि પ્રાણીઓ, प्रकृतिम् પોતાની

१ अज्ञाहानम्नयासूया दुष्टचित्तत्वमूढते ।
प्रकृतेर्वशवर्त्तित्व रागद्वेषौ च पुष्कलौ ॥
परधर्मरुचित्व चेयुक्ता दुष्ट गवाहका ।

અજ્ઞાનો ત્યાગ, અસૂયા—કોટાઈ બીજાનુ બુરૂ ઈચ્છવુ દુષ્ટચિત્તપણુ મૂઢતા, પ્રકૃતિ વશ થવુ બહુજ રાગ અને દ્વેષ તથા પરધર્મમા પ્રીતિપણુ—એ બધા ખોટા માર્ગે દોરનાર છે

પ્રકૃતિ—મૂળ સ્વભાવ તરફ, यान्ति જાય છે, (એમાં) निग्रहः સંયમ, किम् શું, करिष्यति કરશે ?

ભાવાર્થ—જ્ઞાની મનુષ્ય પણ પોતાની પ્રકૃતિને અનુસરીને જ પોતાનું વર્તન કરે છે, (ત્યારે અજ્ઞાનીઓનું તો શું કહેવું?) કારણ કે સર્વ પ્રાણીઓ પોતાની મૂળ પ્રકૃતિ તરફજ નિરંતર જાય છે, એમાં નિગ્રહ શું કરી શકવાનો હતો? અર્થાત્ એવા માણસો નિગ્રહ કરવા પણ સમર્થ થઇ શકતા નથી અને તેથીજ તેઓ મારા મતને અનુસરી ચાલતા નથી. ૩૩.

અવતરણિકા:—'આ પ્રમાણે જ જો વસ્તુસ્થિતિ હોય તો પછી કોઇ પણ પુરૂષ સ્વતંત્ર નથી, તેથી અમુક કરવું અને અમુક ન કરવું એવું વિધિ-નિષેધ શાસ્ત્ર વ્યર્થ છે,' તો તેને માટે કહે છે

**इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ॥**
**तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥**

**पदच्छेदः**—इन्द्रियस्य, इन्द्रियस्य, अर्थे, रागद्वेषौ, व्यवस्थितौ, तयोः, न, वशम्, आगच्छेत्, तौ, हि, अस्य, परिपन्थिनौ.

**व्युत्पत्तिसमासाः**—इन्द्रेण दुर्जयम् इन्द्रियम्, तस्य इन्द्रियस्य। रज्यते अनेन इति रागः, द्विष्यते अनेन इति द्वेषः, रागश्च द्वेषश्च रागद्वेषौ । विशेषेण अवस्थितौ इति व्यवस्थितौ । पन्थाः अस्ति ययोः तौ पन्थिनौ, परितः विरुद्धतया पन्थिनौ इति परिपान्थिनौ, परि दोषाख्यानं पर्ययितुं शीलं ययोस्तौ वा परिपन्थिनौ ।

**અન્વય અને અર્થઃ**—इन्द्रियस्य ઇન્દ્રિયને, इन्द्रियस्य ઇન્દ્રિયના, अर्थे (પોતપોતાના) વિષયમાં, रागद्वेषौ રાગ

( પોતાને અનુકૂલ વિષયમાં આસક્તિ ) અને ( પ્રતિકૂલ વિષયમાં ) દ્વેષ, व्यवस्थितौ રહેલા છે, ( તેથી પુરૂષ ) तयोः તે રાગ અને દ્વેષ બન્નેના, वशम् આધીનપણામાં, न, आगच्छेत् ન આવે, हि કારણ કે, तौ તેઓ બન્ને, अस्य આ મુમુક્ષુ પુરૂષના, परिपन्थिनौ પ્રતિપક્ષીઓ–વિરોધીઓ છે.

ભાવાર્થ:—એક ઇન્દ્રિયને બીજી ઇન્દ્રિયોના અથવા પોતાના પણ અનુકૂલ વિષયમાં આસક્તિ અને પ્રતિકૂલ વિષયમાં દ્વેષ સ્વાભાવિક જ રહેલ છે, પુરૂષે તેથી તે રાગ અને દ્વેષને આધીન કદી થવું નહિ, કારણ કે તે બન્ને આ મુમુક્ષુ પુરૂષની પોતાની ઇષ્ટસિદ્ધિમાં વિરુદ્ધ ભાગ ભજવનારા છે એટલે મુમુક્ષુના માર્ગના કંટકરૂપ છે. ૩૪.

અવતરણિકા:—'રાગ અને દ્વેષથી ઉદ્દેરાયેલા મનવાળો શાસ્ત્રની હકીકતને પણ અન્યથા માને એ સંભવિત છે, અને તેથી બીજાએ આચરવા યોગ્ય ધર્મને પોતાનો ધર્મ માની લે તો તે ઘણું અનુચિત છે" એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

*श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ ३५ ॥

---

* આ શ્લોકમાં સ્વધર્મ અને પરધર્મ વિષે જે વર્ણન છે, તે અર્જુનને પ્રસ્તુત ઉપદેશમાં પોતાના ક્ષાત્રધર્મ તથા ગૃહસ્થધર્મનો ત્યાગ કરી ભિક્ષાદિ વૃત્તિવાળા યતિધર્મનો સ્વીકાર ન કરવા બાબતનું છે. પણ ધર્મનો દેખીતો અર્થ આપણામાંના ઘણા લોકો પોતાના ધર્મમાંથી વટલાઈને બીજા ધર્મમાં જવું તે એમ સમજે છે એટલે સનાતન ધર્મી વટલાઈને મુસલમાન કે ખ્રિસ્તી બને એ અયોગ્ય પણ નિંદ્ય છે તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યાદિ કોઈ પણ પોતપોતાના સ્વાભાવિક ધર્મથી વિરુદ્ધ વર્તે તો તે પણ વટલાઈ જવા જેટલું જ બલ્કે અને અપ્રશસ્ત છે એમાં શક નથી એટલે મનુષ્યોએ સ્વધર્મમાં રહેવા તરફ યત્ન કરવો જોઈએ.

पदच्छेदः—श्रेयान्, स्वधर्मः, विगुणः, परधर्मात्, स्वनुष्ठितात्, स्वधर्मे, निधनं, श्रेयः, परधर्मः, भयावहः.

व्युत्पत्तिसमासाः—अतिशयेन प्रशस्यः इति श्रेयान् । स्वस्य धर्म. स्वधर्मः । विगतः गुणः यस्मात् सः विगुणः । परस्य धर्मः परधर्म., तस्मात् परधर्मात् । सुष्ठु अनुष्ठितः स्वनुष्ठितः, तस्मात् स्वनुष्ठितात् । निर्गतं प्राणरूपि धनं यस्मात् तत् निधनम् । भयम् आवहतीति भयावहः ।

અન્વય અને અર્થઃ—स्वनुष्ठितात् સારી રીતે–સુખથી પાળી શકાય એવા, परधर्मात् પારકાના ધર્મ કરતાં, विगुणः ગુણુ વિનાનો પણ, स्वधर्मः પોતાનો ધર્મ, श्रेयान् અત્યંત કલ્યાણુકારી છે, (કારણકે) स्वधर्मे પોતાના ધર્મમા (ચુસ્તપણે રહીને), निधनम् મરણ થાય તો પણ, श्रेयः કલ્યાણકારક છે, (પણ) परधर्मः પારકાનો ધર્મ, भयावहः ભય ઉત્પન્ન કરે તેવો છે.

ભાવાર્થઃ—સારીરીતે–સુખથી પાળી શકાય એવા પારકાના ધર્મ કરતાં ગુણરહિત એટલે ખામીવાળો પણ પોતાનો ધર્મ અત્યંત કલ્યાણકારક છે, કારણ કે પોતાના ધર્મનું દઢ પણે પાલન કરતા મરણ થાય તો તે પણ શુભ છે, પણ પારકાનો ધર્મ તો કેવળ ભયંકરજ છે એટલે પોતાને અધોગતિએ જ લઈ જનારો છે. અર્થાત્ તેથી તારે પણ તારા સ્વધર્મનું પરિપાલન કરી યુદ્ધ કરવું જ વધારે શ્રેયસ્કર છે. ૩૫.

અવતરણિકાઃ—"ध्यायतो विषयान्पुंसः" ત્યાથી શરૂ કરીને "-ह्यस्य परिपन्थिनो" ત્યા સુધીના ગ્રન્થ સુધી સંસારમા અધઃપતન કરાવનારા દુર્ગુણો ભગવાને વિસ્તાર પૂર્વક કહ્યા, પણ તે સર્વ વિભાગનો સાર

સંક્ષિપ્તમાં ભગવાનના મુખથી સાંભળી લેવાની ઇચ્છા સાથે 'મનુષ્ય અનિચ્છાએ પણ કોની પ્રેરણાથી પાપ કરે છે?' તે જાણવાના હેતુથી અર્જુન ભગવાન શ્રીકૃષ્ણને આ પ્રમાણે પૂછે છે

अर्जुन उवाच । અર્જુન પૂછે છે –

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ॥
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ ३६ ॥

पदच्छेदः—अथ, केन, प्रयुक्तः, अयम्, पापम्, चरति, पूरुषः, अनिच्छन्, अपि, वार्ष्णेय, बलात्, इव, नियोजितः.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण युक्त प्रयुक्त । पान्ति अस्मात् आत्मानं जना इति पापम्, तत् । इच्छतीति इच्छन्, न इच्छन् अनिच्छन् । वृष्णेः अपत्यं पुमान् वार्ष्णेयः, तत्संबुद्धौ वार्ष्णेय । बलति जीवति जन येन तत् बलम्, तस्मात् बलात् । निश्चयेन योजित. इति नियोजित ।

અન્વય અને અર્થ:—वार्ष्णेय હે વૃષ્ણિકુલોદ્ભવ શ્રીકૃષ્ણ! अनिच्छन् ઇચ્છતો ન હોવા છતા, अपि પણ, अथ પાછળથી, बलात् બળાત્કારથી, इव જાણે કે, नियोजितः પ્રેરાયેલો હોય તેમ, अयम् આ, पूरुषः પુરૂષ, केन કોનાવડે, प्रयुक्तः જોડાએલો થકો, ( પાપ પુણ્ય જાણતો હોવા છતાં પણ ) पापम् પાપનું, चरति આચરણ કરે છે?

ભાવાર્થ:—હે વૃષ્ણિ–યાદવવંશોત્પન્ન શ્રીકૃષ્ણ! પુરુષને પોતાની ઇચ્છા ન હોવા છતા, પણ પાછળથી બળાત્કારથી જાણે કે આ પુરુષ પ્રેરાયેલો હોય તેમ કોના વડે દોરાઇ જઇને પાપ-પુણ્ય જાણનો હોવા છતા પણ પાપનું આચરણ કરે છે? અર્થાત્

એવી કોની પ્રેરણાથી એ પાપ કરવામાં પ્રવૃત્ત થાય છે તે આપ મને કહો. ૩૬.

**અવતરણિકાઃ**—"બધી અનર્થપરંપરાનું મૂળ અને મનુષ્યમાત્રના શત્રુ કામ અને ક્રોધ છે કે, જે સર્વને અવળે રસ્તે દોરે છે અને તેમની પ્રેરણાથી જ મનુષ્યો પાપ કરે છે," તે ભગવાન્ અર્જુનના પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે કહે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છેઃ—

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ॥**
**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥३७॥**

**पदच्छेदः**—कामः, एषः, क्रोधः, एषः, रजोगुणसमुद्भवः, महाशनः, महापाप्मा, विद्धि, एनम्, इह, वैरिणम्.

**व्युत्पत्तिसमासाः**—काम्यते अनेन इति कामः । क्रुध्यन्ते अनेन प्राणिन. इति क्रोधः । रज. एव गुण' रजोगुण, तस्मात् सम्यक् उद्भवः यस्य स रजोगुणसमुद्भवः । महत् अशनं यस्य स. महाशन. । पापम् अस्य अस्तीति पाप्मा, महान् च असौ पाप्मा च महापाप्मा । वीरस्य भाव· वैरम्, वैरम् अस्य अस्तीति वैरी, तम् वैरिणम् ।

**અન્વય અને અર્થઃ**—एषः એ (અનર્થ કરનાર), काम. કામ જ છે, (અને) एष. એ, क्रोधः ક્રોધ (નિષ્ફળ થતાં ક્રોધરૂપે પરિણામ પામેલો કામ)જ છે, (અને તે) रजोगुणसमुद्भवः રજોગુણમાંથી ખાસ ઉત્પન્ન થયેલો છે, (એ) महाशनः ઘણાઓને પોતાના પાપમાં ફસાવવા રૂપી મહાન્ ખોરાકવાળો, (અને) महापाप्मा મહાન્ પાપ કરાવનારો છે, (માટે) एनम् એ કામ તથા ક્રોધને, इह આ લોકમા (તું) वैरिणम् (શત્રુ) विद्धि જાણ.

ભાવાર્થ—પુરૂષને પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ પાપ તરફ દોરી જનાર એ કામ અને ક્રોધ ( નિષ્ફળ થતાં ક્રોધ રૂપે પરિણામ પામેલો કામ ) જ છે, તે રજોગુણમાંથી ઉત્પન્ન થયેલ છે, અને મહા ખાઉધરા તથા મોટા પાપી છે. એ કામને તથા ક્રોધને તું આ લોકમાં મોટા શત્રુ જાણ અર્થાત્ કામ અને ક્રોધને વશ થવાથી જ મનુષ્યો પાપ કરે છે માટે પાપ કરવાની અનિચ્છાવાળાએ પ્રથમ તેમને વશ કરવા. ૩૭.

અવતરણિકા:—એ કામદેવ મનુષ્યનો કેવી રીતે શત્રુ છે તે વાત દૃષ્ટાન્તથી ભગવાન્ અર્જુનને સમજાવે છે

धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च ॥
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥

पदच्छेदः—धूमेन, आव्रियते, वह्निः, यथा, आदर्शः, मलेन, च, यथा, उल्बेन, आवृतः, गर्भः, तथा, तेन, इदम्, आवृतम्.

व्युत्पत्तिसमासाः—आ समन्तात् व्रियते इति आव्रियते । वहति हव्यम् इति वह्नि । आ समन्तात् दर्शयतीति आदर्शः । आ समन्तात् वृत इति आवृत ।

અન્વય અને અર્થ:—यथा જેવી રીતે, धूमेन ધુમાડા વડે, वह्निः અગ્નિ, आव्रियते ઢંકાઈ જાય છે, च અને (જેવી રીતે), मलेन મેલવડે, आदर्शः અરીસો (છવાઈ જાય છે), (તેમ જ) यथा જેમ, उल्बेन ઓરવડે, गर्भः ગર્ભ, आवृत ઢંકાયેલો રહે છે. तथा તેવી રીતે, तेन તે કામ તથા તે ક્રોધ વડે, इदम् આ બધું ( જગત્ ), आवृतम् આચ્છાદિત થયેલું છે.

ભાવાર્થઃ—જેવી રીતે ધુમાડાવડે અગ્નિ ઢંકાઇ જાય છે અને મેલવડે અરીસો છવાઇ જાય છે, તેમ જ જેવી રીતે ઓરવડે ગર્ભ ઢંકાએલો રહે છે તેવી રીતે આ દુરાત્મા કામવડે તથા ક્રોધવડે બધું જગત્ અને પ્રાણિમાત્રનું જ્ઞાન આચ્છાદિત થયેલું છે. અર્થાત્ તે કામ તથા ક્રોધથી જ જગત્ વ્યાપ્ત હોવાથી તેનું જ્ઞાન નાશ પામેલું છે અને તેથી જ અજ્ઞાનતાને લીધે તે પાપ કરવા તરફ દોડે છે. ૩૮.

અવતરણિકા—ઉપરના શ્લોકમા 'इदम्' શબ્દ કહ્યો તે વડે જે અર્થનો બોધ થાય છે તેની સ્પષ્ટતા કહેવા સાથે તે કામની શત્રુતા વિશેષ પણે સ્ફુટ કરે છે

**आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ॥**
**कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**

पदच्छेदः—आवृतम्, ज्ञानम्, एतेन, ज्ञानिनः, नित्यवैरिणा, कामरूपेण, कौन्तेय, दुष्पूरेण, अनलेन, च.

व्युत्पत्तिसमासाः—ज्ञायते अनेन इति ज्ञानम्, ज्ञानम् अस्य अस्तीति ज्ञानी, तस्य ज्ञानिनः । वैरम् अस्य अस्तीति वैरी, नित्य श्चासौ वैरी च नित्यवैरी, तेन नित्यवैरिणा । काम कामना एव रूपं यस्य सः कामरूप, तेन कामरूपेण । दु खेन पूर्यते असौ दुष्पूरः, तेन दुष्पूरेण । न अल पर्याप्तिरस्येति अनल, तेन अनलेन ।

અન્વય અને અર્થઃ—कौन्तेय હે કૌન્તેય! ज्ञानिनः જ્ઞાની પુરૂષના, नित्यवैरिणा નિત્ય શત્રુ જેવા, च તથા, दुष्पूरेण અત્યંત કષ્ટથી પણ ન તૃપ્ત થાય તેવા, एतेन એ, कामरूपेण કામરૂપી,

अनलेन અગ્નિવડે, (મનુષ્યોનું) ज्ञानम् જ્ઞાન, आवृतम् ઢાંકી દેવામાં આવ્યું છે.

ભાવાર્થઃ—હે કૌન્તેય ! જ્ઞાની પુરુષના ખાસ નિત્ય શત્રુ રૂપ એવા તેમ કષ્ટથી પણ જે તૃપ્તિ પમાડી શકાતો નથી તેવા એ કામરૂપી અગ્નિવડે જ્ઞાનીઓનું જ્ઞાન બાધિત કરી દેવામાં આવ્યું છે અર્થાત્ તેથીજ મનુષ્યો જ્ઞાનરહિત હોવાથી ધર્મનો ત્યાગ કરી પાપ કરવા તરફ દોરાય છે ૩૯

અવતરણિકાઃ—શત્રુનું ખાસ આશ્રયભૂત સ્થાન જો જાણવામાં આવ્યું હોય તો તે જીતવો સહેલ થઈ પડે છે તેથી જ્ઞાનીઓનો એ કામરૂપી શત્રુ શરીરમાં ક્યાં રહેલો છે, અને તેને કેવી રીતે જીતવો તે મનમાં બે શ્લોકથી ભગવાન્ કહે છે

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ॥
एतैर्विमोहयत्येप ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥

पदच्छेदः—इन्द्रियाणि, मनः, बुद्धिः, अस्य, अधिष्ठानम्, उच्यते, एतैः, विमोहयति, एपः, ज्ञानम्, आवृत्य, देहिनम्.

व्युत्पत्तिसमासाः—अधिस्थीयते अस्मिन् इति अधिष्ठानम् । विशेषेण मोहयतीति विमोहयति। देह अस्य अस्तीति देही, तम् देहिनम्।

અન્વય અને અર્થઃ—इन्द्रियाणि જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો, मन સંકલ્પાત્મક મન, (અને) बुद्धि નિશ્ચયાત્મિકા બુદ્ધિ, (એ) अस्य આ કામરૂપી શત્રુનું, अधिष्ठानम् આશ્રય-સ્થાન, उच्यते કહેવાય છે, (અને તેથી) एप એ કામ, एतै એ ઇંદ્રિયાદિકો વડે, (મનુષ્યોના) ज्ञानम् જ્ઞાનને, आवृत्य ઢાંકી દઈને,

देहिनम् શરીરધારી જીવાત્માને, विमोहयति અનેક પ્રકારે મોહ ઉત્પન્ન કરે છે.

**ભાવાર્થઃ**—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયોને ગ્રહણ કરનારી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા, અને નાસિકા એ પાંચ જ્ઞાનેન્દ્રિય તથા વાક્, પાણિ, પાદ, ગુદા અને જનનેન્દ્રિય એ પાંચ કર્મેન્દ્રિય મળી કુલ દશ ઇંદ્રિયો, સંકલ્પવિકલ્પાત્મક મન અને નિશ્ચયાત્મિકા બુદ્ધિ એ બધી વસ્તુઓ આ કામરૂપી શત્રુનો આશ્રય–રહેવાના સ્થાનરૂપ છે, એટલે એ ઇંદ્રિયાદિકોથી મનુષ્યોના સારાસારના વિવેકનું જ્ઞાન ઢાંકી દઈને એ કામરૂપી શત્રુ, શરીરધારી જીવાત્માને અનેક પ્રકારે મોહ ઉત્પન્ન કરે છે અર્થાત્ એ પ્રમાણે મોહ ઉત્પન્ન કરી પાપાચરણમાં પ્રેરે છે અને તેથી જ મનુષ્યો ઈચ્છા ન હોવા છતાં પણ પાપ કરવામાં તત્પર થાય છે. ૪૦.

અવતરણિકા—અન્તમા અર્જુનને પણ તે કામનો ત્યાગ કરવાનું ભગવાન્ સ્પષ્ટ કહે છે

**तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ॥**
**पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥**

**पदच्छेदः**—तस्मात्, त्वम्, इन्द्रियाणि, आदौ, नियम्य, भरतर्षभ, पाप्मानम्, प्रजहि, हि, एनम्, ज्ञानविज्ञाननाशनम्.

**व्युत्पत्तिसमासाः**—भरतानाम् ऋषभः भरतर्षभः, तत्सं-बुद्धौ भरतर्षभ। पापम् अस्य अस्तीति पाप्मा, तम् पाप्मानम् । प्रकर्षेण जहि प्रजहि । विशेषेण ज्ञायते अनेन इति विज्ञानम्, ज्ञानं च विज्ञानं च ज्ञानविज्ञाने, ज्ञानविज्ञाने नाशयतीति ज्ञानविज्ञाननाशनः, तम् ज्ञान-विज्ञाननाशनम् ।

અન્વય અને અર્થઃ—भरतर्षभ હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન! तस्मात् (કામ ઇંદ્રિયાદિકોમાં રહીને અનર્થ ઉત્પન્ન કરે છે) તેથી, त्वम् તું, आदौ પ્રથમ, इन्द्रियाणि ઇંદ્રિયોને, नियम्य નિયમમાં રાખીને, ज्ञानविज्ञाननाशनम् જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર, एनम् એ, पाप्मानम् પાપાત્માનો, हि અવશ્ય, प्रजहि ત્યાગ કર.

ભાવાર્થઃ—હે ભરતશ્રેષ્ઠ અર્જુન! કામ ઇંદ્રિય વિગેરેમાં રહીને અનેક પ્રકારના અનર્થની પરંપરા પેદા કરે છે તેથી તું પહેલાં તો ઇન્દ્રિયો (તેનાં રહેવાનાં સ્થાનો) ને નિયમમાં રાખીને જ્ઞાન અને વિજ્ઞાનનો નાશ કરનાર એ પાપાત્મા કામનો અવશ્ય રીતે ત્યાગ કર. અર્થાત્ એનો ત્યાગ કરવાથી જ તું તારી ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરવા સમર્થ થઈશ. ૪૧.

અવતરણિકાઃ—ઉપર ભગવાને ઇન્દ્રિયોને નિયમમાં રાખવાનું કહ્યું તો તે કેમ બની શકે? તેને માટે એ ઇન્દ્રિયોને નિયમમાં રાખવાનું કર્તવ્ય સમજવાથી તથા ચિત્તના એકાગ્રપણાથી બની શકે છે તે તેમ જ ઇંદ્રિયો ઇત્યાદિથી આત્મા ભિન્ન છે એમ સમજાવવા માટે તેના શુદ્ધ સ્વરૂપનું પૃથક્કરણ કરી બતાવતાં ભગવાન્ કહે છે:

[1]इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ॥
मनसस्तु परा बुद्धियों बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥

---

१ इन्द्रियेभ्य परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः । मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥
महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः । पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः ॥
श्रुति ॥

ઇંદ્રિયોથી તેના વિષયો શ્રેષ્ઠ, વિષયોથી મન શ્રેષ્ઠ, મનથી બુદ્ધિ શ્રેષ્ઠ, બુદ્ધિથી મહત્તત્ત્વરૂપ આત્મા—સમષ્ટિબુદ્ધિરૂપ હિરણ્યગર્ભ શ્રેષ્ઠ, તે મહત્તત્ત્વથી અવ્યક્ત—માયા શ્રેષ્ઠ અને તે માયાથી પુરુષ—ઈશ્વર—બ્રહ્મ શ્રેષ્ઠ છે. એ ઉત્તમ પુરુષથી શ્રેષ્ઠ કંઈપણ નથી, એ જ સમાપ્તિ છે અને એ જ પરમ ગતિ છે

पदच्छेदः—इन्द्रियाणि, पराणि, आहुः, इन्द्रियेभ्यः, परम्, मनः, मनसः, तु, परा, बुद्धिः, यः, बुद्धेः, परतः, तु, सः.

व्युत्पत्तिसमासाः—मन्यते ज्ञायते अनेन इति मनः। बुद्धयते अनया इति बुद्धिः। परस्मात् इति परतः।

અન્વય અને અર્થ:—( તત્ત્વજ્ઞાનીઓ ) इन्द्रियाणि જ્ઞાનેન્દ્રિયોને, पराणि (પંચભૂતાત્મક સ્થૂલ, જડ, બાહ્ય, દેહાદિકથી) શ્રેષ્ઠ. आहुः કહે છે, (અને) इन्द्रियेभ्यः ઇન્દ્રિયોથી, मनः મન, परम् શ્રેષ્ઠ (છે), मनसः મનથી, तु પણ, बुद्धिः બુદ્ધિ, परा શ્રેષ્ઠ (છે), ( અને ) यः જે, बुद्धेः બુદ્ધિથી, तु પણ, परतः શ્રેષ્ઠ ( છે ), सः તે ( પરમાત્મા છે ).

ભાવાર્થ:—તત્ત્વજ્ઞાની લોકો જ્ઞાનેન્દ્રિયોને પંચભૂતાત્મક સ્થૂલ–જડ–શરીરથી શ્રેષ્ઠ કહે છે અને તે ઇન્દ્રિયોથી મન શ્રેષ્ઠ છે, મનથી પણ બુદ્ધિ શ્રેષ્ઠ છે, અને બુદ્ધિથી પણ જે શ્રેષ્ઠ છે તે તે પરમાત્મા–પરમબ્રહ્મ જ છે. અર્થાત્ આત્મા એ પ્રમાણે સર્વ ઇન્દ્રિયાદિકથી ભિન્ન શુદ્ધ સ્વરૂપે રહેલો છે એમ તું જાણ. ૪૨.

અવતરણિકા:—'આ પ્રમાણે આત્માને સમજી ઇન્દ્રિયાદિકોના સંયમપૂર્વક આત્મજ્ઞાન વડે કેવી રીતે કામનો જય થાય છે,' તે વાતનો ઉપસંહાર કરતા ભગવાન્ કહે છે:

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ॥
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ ४३ ॥

पदच्छेदः—एवम्, बुद्धेः, परम्, बुद्ध्वा, संस्तभ्य, आत्मानम्, आत्मना, जहि, शत्रुम्, महाबाहो, कामरूपम्, दुरासदम्.

व्युत्पत्तिसमासाः—सम्यक् स्तम्भयित्वा इति संस्तभ्य। शातयति इति शत्रुः, तम् शत्रुम्। दुःखेन आसादितुं योग्यः दुरासदः, तम् दुरासदम्, अथवा दुःखेन आसादः आसादनं प्राप्तिर्यस्य स दुरासदः, तम् दुरासदम्।

અન્વય અને અર્થ—महाबाहो હે મોટી ભુજાવાળા અર્જુન! एवम् ઉપર કહેલી રીત પ્રમાણે, आत्मानम् આત્માને, बुद्धेः બુદ્ધિથી, परम् શ્રેષ્ઠ, बुद्ध्वा જાણીને, आत्मना પોતાની જ સુસંસ્કૃત બુદ્ધિવડે, (તે મનરૂપી આત્માને) संस्तभ्य નિયમમાં રાખીને, दुरासदम् દુઃખથી પણ જેની ગતિ ન જાણી શકાય તેવા (એ), कामरूपम् કામરૂપી, शत्रुम् શત્રુનો, जहि તું ત્યાગ કર.

ભાવાર્થઃ—હે મહાબાહો! એ પ્રમાણે આત્માને બુદ્ધિથી શ્રેષ્ઠ જાણીને પોતાની જ સંસ્કારી બુદ્ધિવડે પોતાના મનને નિયમમાં રાખીને કષ્ટથી પણ જેની ગતિ ન જાણી શકાય તેવા એ કામરૂપી શત્રુનો તું ત્યાગ કર, અર્થાત્ આત્મસ્વરૂપમાં નિમગ્ન રહેવા માટે કામ જેવા પ્રબલ શત્રુને આધીન ન થતાં તેનો ત્યાગ કરી નિષ્કામ કર્મ કરવા યત્ન કર અને એ પ્રમાણે નિષ્કામ કર્મ કરતા અન્તમા ઇન્દ્રિયાદિકના સંયમદ્વારા આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા તું સમર્થ થઈશ અને તેથી અત્યારે પણ નિષ્કામ વૃત્તિથી તારૂં શુદ્ધરૂપી સ્વધર્મકૃત્ય કરવા તું તૈયાર થા. ૪૩.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां श्रीकृष्णार्जुन
संवादे श्रीकृष्णकार्त्तिकप्रणीताया सान्वयबोधिन्यां-
गुर्जरटीकाया कर्मयोगो नाम तृतीयोऽध्यायः



# चतुर्थोऽध्यायः ।



**અવતરણિકાઃ**—બીજા અને ત્રીજા અધ્યાયવડે સાંખ્યપ્રતિપાદ્ય જ્ઞાનયોગ અને તેને પ્રાપ્ત કરવાના સાધનરૂપ નિષ્કામ કર્મયોગનું પણ વર્ણન કર્યું, જેમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ લક્ષણાત્મક વેદના અર્થનું તાત્પર્ય પણ આવી જાય છે, સંપૂર્ણગીતામાં પણ એજ યોગ કહેવાને ભગવાનનો હેતુ છે અને તેથી તેના સારભૂત વેદાર્થના ઉપદેશની સંક્ષેપમાં સમાપ્તિ સમજીને તે યોગની પરંપરા ઉત્તરોત્તર કયાંથી કયાં સુધી આવી તે બતાવતાં કાળે કરી નષ્ટ થયેલા પ્રાચીન યોગનું રહસ્ય તું મારો ભક્ત છે એમ જાણીને તને કહ્યું છે, એમ યોગની પ્રશંસા કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

**श्रीभगवानुवाच ।** શ્રીભગવાન્ કહે છેઃ—

**इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ॥**
**विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥**

**पदच्छेदः**—इमम्, विवस्वते, योगम्, प्रोक्तवान्, अहम्, अव्ययम्, विवस्वान्, मनवे, प्राह, मनुः, इक्ष्वाकवे, अब्रवीत्.

**व्युत्पत्तिसमासाः**—विवः तेजः अस्ति अस्य इति विवस्वान्, तस्मै विवस्वते । प्रकर्षेण उक्तवान् इति प्रोक्तवान् । न विद्यते व्ययः यस्य सः अव्ययः, तम् अव्ययम् । प्रकर्षेण आह इति प्राह ।

**અન્વય અને અર્થઃ**—( હે અર્જુન ! ) अहम् મેં, इमम् આ, अव्ययम् અવિનાશી, योगम् યોગ, विवस्वते વિવસ્વાન્

નામના મનુને, प्रोक्तवान् કહ્યો, विवस्वान् વિવસ્વાન્ મનુએ, मनवे પોતાના પુત્ર શ્રાદ્ધદેવ નામના મનુને, प्राह કહ્યો, (અને) मनु: તે મનુએ, इक्ष्वाकवे પોતાના પુત્ર ઈક્ષ્વાકુને, अब्रवीत् કહ્યો

ભાવાર્થઃ—હે અર્જુન ! મેં આ અક્ષય્ય યોગ કે જે કદી નાશ પામતો નથી તે સર્ગની આદિમાં જગતનું રક્ષણ કરનારા ક્ષત્રિયોમાં બલનું આધાન કરવા માટે વિવસ્વાન્ નામના મનુને કહ્યો હતો અને તેણે પોતાના પુત્ર શ્રાદ્ધદેવ મનુને કહ્યો, અને તે શ્રાદ્ધદેવ મનુએ પોતાના પુત્ર ઈક્ષ્વાકુને કહ્યો ૧.

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ॥
स कालेनेह महता योगो नष्टः परंतप ॥ २ ॥

पदच्छेदः—एवम्, परंपराप्राप्तम्, इमम्, राजर्षयः, विदुः, सः, कालेन, इह, महता, योगः, नष्टः, परंतप.

व्युत्पत्तिसमासाः—परस्मात् परस्मै दातुं या प्रणाली सा परंपरा, परंपरया प्राप्तः परंपराप्राप्तः, तम् परंपराप्राप्तम् । राजन्ते इति राजानः, ऋषन्ति जानन्ति ते ऋषयः, राजानश्च ते ऋषयश्च राजर्षयः । परं कामक्रोधादिरूपं शत्रुगणं शत्रुं वा तापयतीति परंतपः, तत्संबुद्धौ परंतप ।

અન્વય અને અર્થઃ—एवम् એ પ્રમાણે, परंपराप्राप्तम् પરંપરાની પ્રણાલિકા પ્રમાણે ચાલતા આવેલા, इमम् આ યોગને, राजर्षयः રાજર્ષિઓ, विदुः જાણતા હતા, (પરંતુ) परंतप હે કામક્રોધાદિ શત્રુગણને તપાવનાર ! सः તે, योगः

યોગ, महता લાંબા, કાલિન વખત થવાને લીધે, इह આ લોકમાં, नष्टः નાશ પામ્યા જેવો થઈ ગયો.

ભાવાર્થઃ—એ પ્રમાણે એક પછી બીજાને એમ ઉત્તરોત્તર પરંપરા પ્રમાણે ચાલતા આવેલા આ યોગને રાજર્ષિઓ જાણતા હતા, પરંતુ હે કામક્રોધાદિ શત્રુઓને અથવા શત્રુઓને તપાવનાર અર્જુન ! ત્યાર પછી તે યોગ લાંબો વખત થવાને લીધે કાલવશાત્ આ લોકમાં છિન્નભિન્ન થઈ નાશ પામ્યા જેવો થઈ ગયો. અર્થાત્ હમણા તે યોગને યથાસ્થિત જાણે તેવા કોઈપણ નથી. ૨.

અવતરણિકાઃ—'એ પ્રમાણે દુર્બલ અને અજીતેન્દ્રિય પ્રજાને પ્રાપ્ત થયેલો અને ઘણો સમય થવાથી જે યોગ નષ્ટ થઈ ગયો, તે જ યોગ તને અન્ય કહેનાર ન હોવાથી અને તું મારો ભક્ત હોવાથી મેં તને કહ્યો' તે ભગવાન્ કહે છે

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ॥
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥

पदच्छेदः—सः, एव, अयम्, मया, ते, अद्य, योगः, प्रोक्तः, पुरातनः, भक्तः, असि, मे, सखा, च, इति, रहस्यम्, हि, एतद्, उत्तमम्.

व्युत्पत्तिसमासाः—युज्यते अनेन इति योगः । प्रकर्षेण उक्तः प्रोक्त. । पुराभवः पुरातनः । समान ख्यायते जनैः इति सखा । रहसि भवम् रहस्यम् । अतिशयेन उत्कृष्टम् इति उत्तमम् ।

અન્વય અને અર્થઃ—स. તે, एव જ, अयम् આ, पुरातनः જુના વખતનો ગુરૂપરંપરાગત, योगः યોગ, मया મેં,

તે તને, (तुं) મે મારો, भक्त ભક્ત, च અને, सखा મિત્ર, असि છે, इति એ હેતુથી જ, अद्य આજે, प्रोक्त કહ્યો, एतद् એ (યોગ), हि ખરેખર, उत्तमम् સૌથી શ્રેષ્ઠ, रहस्यम्, ગુપ્ત જ્ઞાન ( છે એમ તું માન )

ભાવાર્થઃ—જુના વખતનો પરંપરાથી પ્રાપ્ત થયેલ તે જ આ યોગ મેં તને તું મારો ભકત અને મિત્ર છે, તેથી જ આજે કહ્યો અને એ યોગ તે સૌથી શ્રેષ્ઠ ગુપ્ત જ્ઞાન મેં તને કહ્યુ છે એમ તું માન. ૩.

અવતરણિકાઃ—ભગવાન્ શ્રીકૃષ્ણને વસુદેવથી ઉત્પન્ન થયેલ અને મનુષ્ય તરીકે જાણી તેમને અનિત્ય, અને અસર્વજ્ઞ માનવા સાથે યોગની પરમ્પરામા પણ કંઇક ઉલટુ જણાતા અર્જુન શંકા કરે છે

अर्जुन उवाच । અર્જુન પૂછે છે—

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ॥
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

पदच्छेदः—अपरम्, भवतः, जन्म, परम्, जन्म, विवस्वतः, कथम्, एतत्, विजानीयाम्, त्वम्, आदौ, प्रोक्तवान्, इति.

व्युत्पत्तिसमासाः—न परम् अपरम् । जायते इति जन्म । विशेषेण जानीयाम् इति विजानीयाम् । प्रकर्षेण उक्तवान् इति प्रोक्तवान् ।

અન્વય અને અર્થઃ—(હે શ્રીકૃષ્ણ!) विवस्वत વિવસ્વાન્ મનુનો, जन्म જન્મ, परम् પહેલાના સમયમા છે, (અને) भवत આપનો, जन्म જન્મ, अपरम् હમણા છે, (તો) त्वम्

આપે, आदौ સૃષ્ટિની શરૂઆતમાં, एतत् એ યોગ, (મનુને) प्रोक्तवान् કહ્યો, इति એમ, कथम् કેવી રીતે, विजानीयाम् હું જાણી શકું ?

ભાવાર્થઃ—હે શ્રીકૃષ્ણ ! વિવસ્વાન્ મનુનો જન્મ તો પ્રાચીન કાલમાં હતો, અને આપનો જન્મ તો અર્વાચીન કાલમાં થયેલો છે, તો પછી આપે સૃષ્ટિની શરૂઆતમાં એ યોગ મનુને કહ્યો એમ હું કેવી રીતે જાણું? અર્થાત્ એ ઉલટી પરંપરા મારા સમજવામાં આવતી નથી માટે આપ મને તે કહો. ૪.

અવતરણિકાઃ—એ પ્રમાણે અર્જુને ભગવાનને અસર્વજ્ઞ તથા અનિત્ય માનીને પ્રશ્ન કર્યો, તે બન્ને માન્યતાનો પરિહાર કરતા ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે—

**बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ॥**
**तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ ५ ॥**

पदच्छेदः—बहूनि, मे, व्यतीतानि, जन्मानि, तव, च, अर्जुन, तानि, अहं, वेद, सर्वाणि, न, त्वम्, वेत्थ, परंतप.

व्युत्पत्तिसमासाः—विशेषेण अतीतानि गतानि इति व्यतीतानि ।

અન્વય અને અર્થઃ—अर्जुन હે અર્જુન ! मे મારા, च અને, तव તારા, बहूनि ઘણા, जन्मानि જન્મો, व्यतीतानि વ્યતીત થઈ ગયા છે, (પરંતુ) तानि તે, सर्वाणि બધાઓને, अहम् હું, वेद જાણું છું, (પણ) परंतप હે પરંતપ ! त्वम् તું, न, वेत्थ જાણતો નથી.

**ભાવાર્થઃ**—હે અર્જુન! મારા અને તારા અનેક જન્મ ચાલ્યા ગયા છે, તે બધાને હું જાણું છું, પણ હે પરંતપ! તું જાણતો નથી. અર્થાત્ તું જો મને હમણાં જન્મ ધારણ કરેલો અને અસર્વજ્ઞ માનતો હોય તો તારી ભૂલ છે એમ તું જાણ. ૫

**અવતરણિકા**—"આ પ્રમાણે પોતાનું સર્વજ્ઞત્વ બતાવી, આપ જ્યારે નિત્ય, સર્વજ્ઞ તથા ઈશ્વર છો ત્યારે આપને ધર્મ અને અધર્મ હોઇ શકે નહિ અને તો પછી આપનો જન્મ થવાનું શું કારણ છે?" એવી જો અર્જુનને શંકા થાય તો તેના સમાધાનમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

**अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ॥**
**प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ ६ ॥**

**पदच्छेदः**—अजः, अपि, सन, अव्ययात्मा, भूतानाम्, ईश्वरः, अपि, सन्, प्रकृतिम्, स्वाम्, अधिष्ठाय, संभवामि, आत्ममायया.

**व्युत्पत्तिसमासाः**—न जायते इति अजः। न विद्यते व्ययः यस्य स अव्ययः, अव्ययश्चासौ आत्मा च अव्ययात्मा। ईष्टे असौ ईश्वरः। आत्मनः माया आत्ममाया, तया आत्ममायया।

---

१ एतत्त्वया न विज्ञेय रूपवानिति दृश्यते ।
इच्छन् मुहूर्त्तान्नश्येयमीशोऽहं जगतो गुरुः ॥

હે નારદ! "રૂપવાન્ હોવાથી તમે જણાઓ છો!" એમ તારે મારે માટે ન સમજવું, જો હું ઈચ્છું તો એક મુહુર્તમાં જ લોપ—અદૃશ્ય થઈ શકું છું, કારણ કે ઈશ્વર—સમર્થ છું અને જગતનો ગુરૂ છું

माया ह्येषा मया सृष्टा यन्मां पश्यसि नारद ।
सर्वभूतगुणैर्युक्तं न तु मां द्रष्टुमर्हसि ॥

હે નારદ! આ જે મને તું જુએ છે તે પણ મારી માયા જ મે સરજી છે; પરંતુ સર્વ ભૂતોના ગુણવાળો જે હું તેને જોવાને તું સમર્થ નથી. महाभारते ॥

**અન્વય અને અર્થઃ**—अव्ययात्मा અવિનાશી, (અને) अजः અજન્મા, सन् હોવા છતાં, अपि પણ, (અને) भूतानाम् પ્રાણિમાત્રનો, ईश्वरः ઈશ્વર–શાસનકર્તા, सन् હોવા છતાં, अपि પણ, स्वाम् પોતાની, प्रकृतिम् ત્રિગુણાત્મિકા માયાને, अधिष्ठाय સ્વીકારીને, आत्ममायया મારી પોતાની માયા વડે, संभवामि હું ઉત્પન્ન થાઉં છું.

**ભાવાર્થઃ**—હું અવિનાશી અને જન્મરહિત હોવા છતાં અને પ્રાણિમાત્રનો ઈશ્વર છતાં, પણ મારી પોતાની ત્રિગુણાત્મિકા માયાને સ્વીકારીને પોતાની માયા વડે જ હું ઉત્પન્ન થાઉં છું. અર્થાત્ માયાનો સ્વીકાર કરી હું જન્મ ધારણ કરૂં છું. ૬.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે ભગવાનનું વચન સાભળી અર્જુનને ક્વચિત્ જાણવાની ઇચ્છા થાય કે, "આપ ઉત્પન્ન થાઓ છો, પરંતુ ક્યારે અને શા માટે આપની ઉત્પત્તિ થાય છે!" તો તેને માટે ભગવાન્ સ્વયં પોતાના આવિર્ભાવનો સમય બતાવતા કહે છેઃ

**यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ॥**
**अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ ७ ॥**

**पदच्छेदः**—यदा, यदा, हि, धर्मस्य, ग्लानिः, भवति, भारत, अभ्युत्थानम्, अधर्मस्य, तदा, आत्मानम्, सृजामि, अहम्.

**व्युत्पत्तिसमासाः**—ग्लायते अनया इति ग्लानिः । अभितः उत्थानम् इति अभ्युत्थानम् । न धर्मः अधर्मः, तस्य अधर्मस्य ।

---

१ सतो हि मायया जन्म जायते न तु तत्त्वतः ।
असतो मायया जन्म तत्त्वतो न हि युज्यते ॥

સત્નો જન્મ માયાવડેજ થાય છે પણ વાસ્તવપણે થતો નથી, તેમ જ અસત્ (જે છે જ નહિ તે)નો તો વંધ્યાપુત્રવત્ વાસ્તવ્યપણે જન્મ સંભવે જ નહિ.

અન્વય અને અર્થઃ—भारत હે ભરતવંશમાં ઉત્પન્ન થએલા અર્જુન ! यदा, यदा જ્યારે જ્યારે, धर्मस्य ધર્મની, ग्लानिः હાનિ, ( અને ) अधर्मस्य અધર્મની, अभ्युत्थानम् સર્વ પ્રકારે ઉત્પત્તિ, भवति થાય છે, तदा ત્યારે, अहम् હું, ( મારા ) आत्मानम् શરીરને, हि ખરેખર, सृजामि સર્જું છું.

ભાવાર્થઃ—હે ભરતવંશમાં ઉત્પન્ન થએલા અર્જુન ! જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની અભિવૃદ્ધિ થાય છે એટલે ધર્મનો નાશ થતો જાય છે અને અધર્મ વધતો જાય છે ત્યારે ત્યારે હું અવશ્ય શરીરને ઉત્પન્ન કરૂં છું અર્થાત્ જન્મ ધારણ કરૂં છું. ૭.

અવતરણિકાઃ—ઉપરના શ્લોકમા ભગવાને પોતાના આવિર્ભાવનો સમય કહ્યો, પરંતુ ક્યા ખાસ હેતુથી ભગવાન્ પોતાનો આવિર્ભાવ કરે છે તે હવે કહે છે.

**परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ॥**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥ ८ ॥**

---

१ अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ।
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ॥

અનન્ય—એકાશ્રયરૂપ યોગવડેજ મારૂ ધ્યાન કરતા જેઓ મારી ઉપાસના—ભક્તિ કરે છે તેમનો મૃત્યુરૂપ સંસારસમુદ્રમાથી હુ ઉદ્ધાર કર્તા છુ.

२ लालने ताडने मातुर्नाकारुण्यं यथार्भके ।
तद्वदेव महेशस्य नियन्तुर्गुणदोषयो ॥

જેમ માતા પુત્રને રમાડતા ખોટુ—ખરાબ કરતા તાડન કરે—મારે તેથી માતાક કરૂણાળુપણુ નથી એમ સમજવાનુ નથી તે પ્રમાણે જ ઈશ્વર પોતાના સર્જેલા—ઓ જો દુષ્કર્મમા પ્રવર્તે તો તેમને શિક્ષા કરે—મારે તો તેમા તેઉ કરૂણાળુપણ નથી એમ સમજવું નહિ, કારણ કે તે ભગવાન ગુણ અને દોષના નિયતા—નિયમમા રાખનાર છે.

पदच्छेदः—परित्राणाय, साधूनाम्, विनाशाय, च, दुष्कृताम्, धर्मसंस्थापनार्थाय, संभवामि, युगेयुगे.

व्युत्पत्तिसमासाः—त्रायते अनेन इति त्राणम्, परितः त्राणम् इति परित्राणम्, तस्मै परित्राणाय। साध्नुवन्ति परकार्याणि इति साधवः, तेषाम् साधूनाम्। विशेषेण नाशः विनाशः, तस्मै विनाशाय। दुष्टं कुर्वन्ति ते दुष्कृतः, तेषाम् दुष्कृताम्। धारयतीति धर्मः, सम्यक् स्थापनम् संस्थापनम्, अर्थ्यते इति अर्थः, धर्मस्य संस्थापनम् धर्मसंस्थापनम्, धर्मसंस्थापनम् एव अर्थः इति धर्मसंस्थापनार्थः, तस्मै धर्मसंस्थापनार्थाय।

અન્વય અને અર્થઃ—साधूनाम् સત્પુરુષોના, परित्राणाय રક્ષણુને માટે, दुष्कृताम् દુરાચારીઓના, विनाशाय વિનાશને માટે, च અને, धर्मसंस्थापनार्थाय ધર્મની સારી રીતે સ્થાપના કરવાના હેતુ માટે, युगे, युगे દરેક યુગમાં, संभवामि હું અવતાર ધારણુ કરૂં છું.

ભાવાર્થઃ—સત્પુરુષોના રક્ષણુને માટે, દુરાચારીઓના નાશને માટે તથા નાશ પામેલા ધર્મની સારી રીતે સ્થાપના કરવાના હેતુથી દરેક યુગમાં હું અવતાર ધારણુ કરૂં છું. અર્થાત્ અધર્મથી પીડાતા જનોનો ઉદ્ધાર કરવા માટે હું અવતાર ધરૂં છું. ૮.

અવતરણિકાઃ—એ પ્રમાણે ઈશ્વરનાં જન્મ અને કર્મ જે જાણે છે તેને એવા જ્ઞાનથી શું ફલ મળે છે તે જણાવે છેઃ

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ॥
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

पदच्छेदः—जन्म, कर्म, च, मे, दिव्यम्, एवम्, यः, वेत्ति, तत्त्वतः, त्यक्त्वा, देहम्, पुनर्जन्म, न, एति, माम्, एति, सः, अर्जुन.

व्युत्पत्तिसमासाः—दिवि भव दिव्यम्, तत् । तत्त्वेन इति तत्त्वत । दिह्यते उपचय—वृद्धि प्राप्नोति इति देह । पुनश्च तत् जन्म च पुनर्जन्म, तत् ।

અન્વય અને અર્થઃ—अर्जुन હે અર્જુન! एवम् એ પ્રમાણે, मे મારા, (એ) दिव्यम् દિવ્ય, जन्म જન્મ, च અને, कर्म કર્મને य જે (પુરુષ), तत्त्वत તત્ત્વથી, वेत्ति જાણે છે, स તે, देहम् શરીરને, त्यक्त्वा છોડીને, पुनर्जन्म ફરીને જન્મ, न, एति પામતો નથી, (પણ) माम् મને, (જ) एति પ્રાપ્ત થાય છે,

ભાવાર્થઃ—હે અર્જુન! એ પ્રમાણે મારા દિવ્ય જન્મ અને કર્મને જે પુરુષ તત્ત્વથી–સત્ય રીતે જાણે છે, તે શરીર છુટયા પછી એટલે મરણ પછી ફરીને જન્મ પામતો નથી, પણ મને જ પ્રાપ્ત થાય છે, એટલે મારી પ્રાપ્તિરૂપ પરમ ગતિને પામે છે ૯.

અવતરણિકા—કદાચિત્ અર્જુન શંકા કરે કે "હે પ્રભો! તો પણ આપની પ્રાપ્તિના સાધનરૂપ આપના જ મર્મને જાણનાર કેટલા હોઈ શકે? અને તેવા કોઈ આપના સ્વરૂપને પામ્યા છે કે કેમ?" તો તેને માટે ભગવાન કહે છે

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ॥
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥ १० ॥

पदच्छेदः—वीतरागभयक्रोधाः, मन्मयाः, माम्, उपाश्रिताः, बहवः, ज्ञानतपसा, पूताः, मद्भावम्, आगताः.

व्युत्पत्तिसमासाः—रागश्च भयं च क्रोधश्च इति रागभयक्रोधाः, वीताः रागभयक्रोधाः येभ्यः ते वीतरागभयक्रोधाः। अहम् एव प्राचुर्ये येषां ते मन्मयाः। ज्ञानं च तपश्च एतयोः समाहारः ज्ञानतपः, तेन ज्ञानतपसा, अथवा ज्ञानम् एव तपः इति ज्ञानतपः, तेन ज्ञानतपसा। मम भावः मद्भावः, तम् मद्भावम्।

**અન્વય અને અર્થઃ**—वीतरागभयक्रोधा. વિષયોમાંથી આસક્તિ, ભય અને ક્રોધ જેમના વીતી ગયા છે, मन्मयाः મારામાં અનન્ય ચિત્તવાળા, (અને) माम् મને જ, उपाश्रिताः આશ્રય માનીને રહેલા એવા, बहव ઘણા પુરુષો, ज्ञानतपसा જ્ઞાનરૂપ તપ વડે, पूताः પવિત્ર થયેલા, मद्भावम् મારા ઈશ્વર ભાવને અર્થાત્ સાયુજ્ય મોક્ષને, आगताः પામ્યા છે.

**ભાવાર્થઃ**—રાગ એટલે વિષયોમાં પ્રીતિ, પોતાના નાશને ભય, તેમજ વિષયપ્રાપ્તિમાં વિઘ્ન કરનારાઓ તરફ મારવું, આક્રોશ કરવો ઇત્યાદિ રૂપી ક્રોધ એ બધાં જેઓમાંથી નીકળી ગયાં છે તેવા, જેઓ મારામાં અનન્ય ચિત્તવાળા અને મને જ આશ્રય માનીને રહેલા છે તથા જ્ઞાનરૂપી તપ વડે જે અત્યંત શુદ્ધ થએલા છે એવા ઘણા પુરુષો મારા ભાવને અર્થાત્ સાયુજ્ય મુક્તિને પામ્યા છે, કે જેઓને ફરી જન્મ મરણ રહેતાં નથી. ૧૦.

**અવતરણિકાઃ**—"અમુકને મોક્ષ આપવો અને અમુકને તેથી વચિત રાખવો એ પરથી આપના પોતાનામા પણ રાગદ્વેષ જણાઈ આવે છે." એવી અર્જુનની શકાના નિવારણમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

पदच्छेदः—ये, यथा, माम्, प्रपद्यन्ते, तान्, तथा, एव, भजामि, अहम्, मम, वर्त्म, अनुवर्तन्ते, मनुष्याः, पार्थ, सर्वशः.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण पद्यन्ते इति प्रपद्यन्ते । अनु पश्चात् अनुसृत्य वर्तन्ते—गच्छन्ति इति अनुवर्तन्ते ।

અન્વય અને અર્થઃ—ये જેઓ, यथा જેવી રીતે, माम् મને, प्रपद्यन्ते શરણે આવે છે–ભજે છે, तान् તેમને, तथा તેવી રીતે, एव જ, अहम् હું, भजामि ભજું છું, पार्थ હે પાર્થ! मनुष्या મનુષ્યો, मम મારા, वर्त्म માર્ગનું, सर्वश. સર્વ રીતે, अनुवर्तन्ते અનુકરણ કરે છે

ભાવાર્થઃ—જે મનુષ્યો મને જેવી રીતે પ્રાપ્ત થાય છે તેવી રીતે જ હું તેઓને ભજું છું એટલે તેમનાપર અનુગ્રહ કરી હું તેમને ઉત્તમ પ્રકારનું ફળ આપું છું, કેમકે હે પાર્થ! મનુષ્યો મારા માર્ગનું જ બધી રીતે અનુકરણ કરે છે ૧૧

અવતરણિકાઃ—"જો આપ ઈશ્વર અને રાગદ્વેષાદિથી રહિત છો, અને સર્વ પ્રાણીના ઉપર સમાન અનુગ્રહ કરવાની ઇચ્છાવાળા થઈ દરેક જાતનું ફલ આપવાને સમર્થ છો, તો 'वासुदेव सर्वमिति–વાસુદેવમય આખું જગત્ છે' એવા જ્ઞાનવડે મુમુક્ષુમાત્ર આપનેજ શરણે કેમ આવતા નથી?" આવી અર્જુન ક્વચિત્ શંકા કરે તો તેના સમાધાનમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ॥
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥

**पदच्छेदः**—काङ्क्षन्तः, कर्मणाम्, सिद्धिम्, यजन्ते, इह, देवताः, क्षिप्रम्, हि, मानुषे, लोके, सिद्धिः, भवति, कर्मजा.

**व्युत्पत्तिसमासाः**—काङ्क्षन्तीति ते काङ्क्षन्तः । सिद्ध्यन्ति कार्याणि अनया इति सिद्धिः, ताम् सिद्धिम् । देवानां समूहा देवताः, ताः देवताः । मनुष्यस्य अयम् इति मानुषः, तस्मिन् मानुषे । कर्मणः जायते इति कर्मजा ।

**અન્વય અને અર્થઃ**—कर्मणाम् કર્મોની, सिद्धिम् સિદ્ધિને, काङ्क्षन्तः ઇચ્છતા, (જનો) इह આ લોકમાં, देवताः દેવતાઓનું, यजन्ते યજન કરે છે, हि કારણ કે, मानुषे મનુષ્યોના, लोके લોકમાં, कर्मजा કર્મજન્ય, सिद्धिः સિદ્ધિ, क्षिप्रम् તુરત જ, भवति થાય છે.

**ભાવાર્થઃ**—જે પુરુષો કર્મોની સિદ્ધિની આકાંક્ષાવાળા છે તે પુરુષો આ લોકમાં મારાથી ભિન્ન અન્ય દેવતાઓનું યજન કરે છે, કારણ કે મનુષ્યલોકમાં કર્મની સિદ્ધિ તુરત થાય છે. અર્થાત્ મનુષ્યો કર્મને અંગે જે જે ફલની ઇચ્છાથી જે જે દેવને ભજે છે તે તે દેવો તેમને તે તે ફલ તત્કાલ આપે છે. ૧૨.

અવતરણિકાઃ—" આપે કર્મની સિદ્ધિ મનુષ્યલોકમાં કહી તેનું શું કારણ ? અને તેમાં પણ તેને કરનાર કોણ છે ?" એવી શંકા અર્જુનને થતાં ભગવાન્ કહે છેઃ

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् ॥
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥

पदच्छेदः—ये, यथा, माम्, प्रपद्यन्ते, तान्, तथा, एव, भजामि, अहम्, मम, वर्त्म, अनुवर्तन्ते, मनुष्याः, पार्थ, सर्वशः.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण पद्यन्ते इति प्रपद्यन्ते । अनु पश्चात् अनुसृत्य वर्तन्ते—गच्छन्ति इति अनुवर्तन्ते ।

અન્વય અને અર્થઃ—ये જેઓ, यथा જેવી રીતે, माम् મને, प्रपद्यन्ते શરણે આવે છે—ભજે છે, तान् તેમને, तथा તેવી રીતે, एव જ, अहम् હું, भजामि ભજું છુ, पार्थ હે પાર્થ ! मनुष्या મનુષ્યો, मम મારા, वर्त्म માર્ગનુ, सर्वशः સર્વ રીતે, अनुवर्तन्ते અનુકરણ કરે છે

ભાવાર્થઃ—જે મનુષ્યો મને જેવી રીતે પ્રાપ્ત થાય છે તેવી રીતે જ હું તેઓને ભજુ છુ એટલે તેમનાપર અનુગ્રહ કરી હું તેમને ઉત્તમ પ્રકારનુ ફળ આપું છુ, કેમકે હે પાર્થ ! મનુષ્યો મારા માર્ગનું જ બધી રીતે અનુકરણ કરે છે   ૧૧

અવતરણિકાઃ—"જો આપ ઇશ્વર અને રાગદ્વેષાદિથી રહિત છો, અને સર્વ પ્રાણીના ઉપર સમાન અનુગ્રહ કરવાની ઇચ્છાવાળા થઇ દરેક જાતનુ ફલ આપવાને સમર્થ છો, તો 'वासुदेव सर्वमिति—વાસુદેવમય આખુ જગત્ છે' એવા જ્ઞાનવડે મુમુક્ષુમાત્ર આપનેજ શરણે કેમ આવતા નથી?" આવી અર્જુન ક્વચિત્ શંકા કરે તો તેના સમાધાનમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ॥
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥१२॥

पदच्छेदः—काङ्क्षन्तः, कर्मणाम्, सिद्धिम्, यजन्ते, इह, देवताः, क्षिप्रम्, हि, मानुषे, लोके, सिद्धिः, भवति, कर्मजा.

व्युत्पत्तिसमासाः—काङ्क्षन्तीति ते काङ्क्षन्तः । सिद्धन्ति कार्याणि अनया इति सिद्धिः, ताम् सिद्धिम् । देवानां समूहा देवताः, ताः देवताः । मनुष्यस्य अयम् इति मानुषः, तस्मिन् मानुषे । कर्मणः जायते इति कर्मजा ।

અન્વય અને અર્થઃ—कर्मणाम् કર્મોની, सिद्धिम् સિદ્ધિને, काङ्क्षन्तः ઇચ્છતા, (જનો) इह આ લોકમાં, देवताः દેવતાઓનું, यजन्ते યજન કરે છે, हि કારણ કે, मानुषे મનુષ્યોના, लोके લોકમાં, कर्मजा કર્મજન્ય, सिद्धिः સિદ્ધિ, क्षिप्रम् તુરત જ, भवति થાય છે.

ભાવાર્થઃ—જે પુરુષો કર્મોની સિદ્ધિની આકાંક્ષાવાળા છે તે પુરુષો આ લોકમાં મારાથી ભિન્ન અન્ય દેવતાઓનું યજન કરે છે, કારણ કે મનુષ્યલોકમાં કર્મની સિદ્ધિ તુરત થાય છે. અર્થાત્ મનુષ્યો કર્મને અંગે જે જે ફલની ઇચ્છાથી જે જે દેવને ભજે છે તે તે દેવો તેમને તે તે ફલ તત્કાલ આપે છે. ૧૨.

અવતરણિકાઃ—" આપે કર્મની સિદ્ધિ મનુષ્યલોકમાં કહી તેનું શું કારણ ? અને તેમાં પણ તેને કરનાર કોણ છે ?" એવી શંકા અર્જુનને થતાં ભગવાન્ કહે છે:

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ॥
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥

पदच्छेदः—चातुर्वर्ण्यम्, मया, सृष्टम्, गुणकर्मविभागशः, तस्य, कर्तारम्, अपि, माम्, विद्धि, अकर्तारम्, अव्ययम्.

व्युत्पत्तिसमासाः—चतुर्णां वर्णानां समूहः इति चातुर्वर्ण्यम्, वा चत्वारो वर्णा एव चातुर्वर्ण्यम् । गुणाश्च कर्माणि च गुणकर्माणि, तेषां विभागः गुणकर्मविभागः, तस्मात् गुणकर्मविभागशः । करोति इति कर्ता, न कर्ता अकर्ता, तम् अकर्तारम् । न विद्यते व्ययः यस्य सः अव्ययः, तम् अव्ययम् ।

અન્વય અને અર્થ:—गुणकर्मविभागशः ગુણ અને કર્મના વિભાગ પ્રમાણે, मया મેં, चातुर्वर्ण्यम् (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ) ચાર વર્ણ, सृष्टम् સર્જ્યા છે, तस्य તેનો, कर्तारम् કર્તા, अपि છતાં પણ, अकर्तारम् અકર્તા, (અને) अव्ययम् અવિનાશી, (એવો) माम् મને, विद्धि તું જાણ.

ભાવાર્થ:—ગુણ* અને કર્મના વિભાગ પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એમ ચાર વર્ણો મેં સર્જ્યા છે અને તેનો હું કર્તા હોવા છતાં પણ મને અકર્તા અને અવિનાશી તું જાણ ૧૩.

* ગુણકર્મવિભાગશ એટલે રજોગુણમિશ્રિત સત્ત્વગુણપ્રધાન બ્રાહ્મણ અને શમદમાદિ તેના કર્મ, સત્ત્વગુણમિશ્રિત રજોગુણપ્રધાન ક્ષત્રિય અને પ્રજાનું રક્ષણ, શૌર્ય વગેરે તેનાં કર્મ, તમોગુણમિશ્રિત રજોગુણપ્રધાન વૈશ્ય અને કૃષિ, ગોરક્ષણ વગેરે તેનાં કર્મ તથા રજોગુણમિશ્રિત તમોગુણપ્રધાન શૂદ્ર અને ત્રિવર્ણની સેવા એ એનું કર્મ, એ પ્રમાણે ગુણ-કર્મના વિભાગથી બ્રાહ્મણાદિ વર્ણની ઉત્પત્તિ શાસ્ત્રમાં માનવામાં આવેલી છે.

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः ॥
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥

पदच्छेदः—किम्, कर्म, किम्, अकर्म, इति, कवयः, अपि, अत्र, मोहिताः, तत्, ते, कर्म, प्रवक्ष्यामि, यत्, ज्ञात्वा, मोक्ष्यसे, अशुभात्.

व्युत्पत्तिसमासाः—न कर्म अकर्म। कवन्ते इति कवयः। प्रकर्षेण वक्ष्यामि इति प्रवक्ष्यामि। न शुभम् अशुभम्, तस्मात् अशुभात्।

**અન્વય અને અર્થઃ**—किम् શું, कर्म કર્મ, (અને) किम् શું, अकर्म ન કરવા યોગ્ય છે, इति એ પ્રમાણે, कवयः બુદ્ધિમાન્ પુરુષો, अपि પણ, अत्र એ વિષયમાં, मोहिताः મુઝાઈ ગએલા છે, तत् તેથી, ते તને, कर्म કર્મ અને અકર્મ, प्रवक्ष्यामि કહીશ કે, यत् જે, ज्ञात्वा જાણીને, अशुभात् અશુભ–દુઃખદ એવા સંસારથી, मोक्ष्यसे તું મુક્ત થઇશ.

ભાવાર્થઃ—'કર્મ એટલે શું કરવા યોગ્ય છે અને અકર્મ એટલે શું ન કરવા યોગ્ય છે,' એ પ્રમાણે એ વિષયમાં બુદ્ધિમાન્ પુરુષો પણ મુઝાઈને નિર્ણય કરવા અસમર્થ થયા છે, તેથી કર્મ અને અકર્મનો શો નિર્ણય છે તે હું તને સારી રીતે કહીશ, કે જે જાણીને તું અશુભ એવા સંસારનાં બન્ધનોથી મુક્ત થઈશ. ૧૬.

અવતરણિકાઃ—"દેહાદિકના વ્યાપારરૂપ ક્રિયા તે કર્મ અને અવ્યાપારરૂપ ક્રિયા તે અકર્મ એ પ્રમાણે તું જાણીશ નહિ, પણ તેમાં શું જાણવું જોઇએ તે સાંભળ" એમ જણાવતા ભગવાન્ કહે છેઃ

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः ॥
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥

पदच्छेदः—एवम्, ज्ञात्वा, कृतम्, कर्म, पूर्वैः, अपि, मुमुक्षुभिः, कुरु, कर्म, एव, तस्मात्, त्वम्, पूर्वैः, पूर्वतरम्, कृतम्.

व्युत्पत्तिसमासाः—आत्मानं मोक्तुं इच्छवः मुमुक्षवः, तैः मुमुक्षुभिः । अतिशयेन पूर्वम् इति पूर्वतरम्, तत् ।

અન્વય અને અર્થઃ—एवम् (હું કર્તા નથી અને મને કર્મનાં ફલમાં સ્પૃહા નથી) એ પ્રમાણે, ज्ञात्वा જાણીને, पूर्वैः પહેલાંના, मुमुक्षुभिः મુમુક્ષુઓએ, अपि પણ, कर्म કર્મ, कृतम् કર્યું (હતું), तस्मात् તેથી, त्वम् તું, (પણ) पूर्वैः પહેલાંનાઓએ, पूर्वतरम् અત્યંત પહેલાં, कृतम् કરેલા, कर्म કર્મને, एव જ, कुरु કર.

ભાવાર્થઃ—"હું કર્તા નથી અને મને કર્મનાં ફલમાં સ્પૃહા નથી" એ પ્રમાણે જાણીને જ પૂર્વના મુમુક્ષુઓએ પણ કર્મ કર્યું હતું અને તેથી તું પણ તારા પૂર્વજોએ પહેલામાં પહેલું જે કર્મનું આચરણ કર્યું છે તે કર્મનું જ આચરણ કર. અર્થાત્ તે પ્રમાણે અત્યારે તું યુદ્ધ કર અને સ્પૃહારહિત કરવામાં આવતા એ કર્મથી તને કંઈ પણ બંધન થવાનું નથી એમ તું માન. ૧૫.

અવતરણિકાઃ—"કર્મ કરવાં આવશ્યક છે, છતાં પણ એકને એક બીજાએ કરવું એવી અંધપરંપરાથી કર્મો ન કરવાં," પણ "ज्ञात्वा कर्माणि कुर्वीत-જાણીને-સમજીને કર્મો કરવાં" એ વચન પ્રમાણે કર્મના સંબંધમાં કંઇ વિશેષ જણાવવાની ઇચ્છાથી ભગવાન્ અર્જુનને કહે છે:

**ભાવાર્થ:**—કારણ કે કર્મ એટલે શું કરવા યોગ્ય છે એ કર્મનું તત્ત્વ પણ જાણવા યોગ્ય છે, અને વિકર્મ એટલે સકામ-ફળની ઇચ્છાથી કરેલા કર્મનું તત્ત્વ પણ જાણવા લાયક છે, તેમજ નિષ્કામ વૃત્તિથી કરેલા કર્મનું–અકર્મનું તત્ત્વ પણ જાણવા લાયક છે. એ પ્રમાણે એ કર્મની એટલે કર્મ, વિકર્મ અને અકર્મ એ ત્રણેની ગતિ ગહન–અકલિત–ન જાણી શકાય તેવી ગૂઢ છે. ૧૭.

અવતરણિકા:—ઉપર પ્રમાણે 'કર્મ, વિકર્મ તથા અકર્મના તત્ત્વ અવશ્ય જાણવા યોગ્ય છે,' એમ કહીને ભગવાન્ હવે તે તત્ત્વનો ઉપદેશ કરે છે.

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ॥
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥१८॥

**पदच्छेदः**—कर्मणि, अकर्म, यः, पश्येत्, अकर्मणि, च, कर्म, यः, सः, बुद्धिमान्, मनुष्येषु, सः, युक्तः, कृत्स्नकर्मकृत्.

**व्युत्पत्तिसमासाः**—क्रियते इति कर्म, तस्मिन् कर्मणि । न कर्म अकर्म, तस्मिन् अकर्मणि । बुद्धिः अस्य अस्तीति बुद्धिमान् । कृत्स्नं कर्म कृन्तति छिनत्तीति कृत्स्नकर्मकृत्, अथवा कृत्स्नं कर्म करोतीति कृत्स्नकर्मकृत् ।

**અન્વય અને અર્થ:**—यः જે પુરુષ, कर्मणि કર્મમાં, अकर्म અકર્મ–કર્માભાવ–કામ્યકર્મને, पश्येत् જુએ, च અને, यः જે, अकर्मणि અકર્મ–કર્તા આત્માથી બધું તંત્ર ચાલે છે તેથી જેમ પ્રવૃત્તિમાં તેમજ નિવૃત્તિરૂપ કર્મના અભાવ-માં, कर्म કર્મને (જુએ છે,) सः તે, मनुष्येषु મનુષ્યોમાં, बुद्धिमान् બુદ્ધિમાન્, सः તે, युक्तः યોગી, (અને તેજ) कृत्स्नकर्मकृत् સર્વ કર્મો [illegible] અથવા સર્વ કર્મોનાં બન્ધનોને છેદનાર છે.

ભાવાર્થઃ—જે પુરુષ દેહના વ્યાપારાદિ કર્મમાં કર્તૃત્વ ભિમાન ન રાખી કર્મનો અભાવ જુએ, અને જે પુરુષ કર્તા આત્માથી બધું તંત્ર ચાલે છે તેથી જેમ પ્રવૃત્તિમાં તેમ નિવૃત્તિ–કર્મના અભાવ–માં કર્મ જુએ છે તેજ મનુષ્યોમ બુદ્ધિમાન્, તેજ યોગી અને તેજ બધાં કર્મોનો કરનાર અથવ કર્મોનાં બન્ધનોનો છેદનાર છે અર્થાત્ જે કર્માકર્મનો વિવેક બરાબર સમજે છે તેજ સંસારનાં બંધન તોડી પરમ ગતિને પામી શકે છે. ૧૮.

અવતરણિકાઃ—પરમાર્થ દૃષ્ટિવાળાઓ, કર્તાપણાના અભિમાનથી રહિત હોવાને લઇને કર્મોથી લિપ્ત થતા નથી, અને તેમને જ 'પંડિત' એટલે જ્ઞાની કહેવામાં આવે છે,' તે વાત ભગવાન્ જણાવે છે

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ॥
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ १९ ॥

पदच्छेदः—यस्य, सर्वे, समारंभाः, कामसंकल्पवर्जिताः, ज्ञानाग्निदग्धकर्माणम्, तम्, आहुः, पण्डितम्, बुधाः.

व्युत्पत्तिसमासाः—समारभ्यन्ते इति समारंभा । काम्यते इति काम, सम्यक् कल्प्यते अनेन इति संकल्प, कामश्च संकल्पश्च कामसंकल्पौ, ताभ्या वर्जिता इति कामसंकल्पवर्जिता· । ज्ञानम् एव अग्नि ज्ञानाग्नि, ज्ञानाग्निना दग्धानि कर्माणि यस्य स ज्ञानाग्निदग्धकर्मा, तम् ज्ञानाग्निदग्धकर्माणम् । पण्डा ब्रह्माकारा अंत.करणवृत्ति –बुद्धिः यस्य स पण्डित, तम् पण्डितम् । बोधन्ति ते बुधा ।

અન્વય અને અર્થઃ—यस्य જે પુરુષનાં, सर्वे બધાં, समारम्भा· કર્મો, कामसंकल्पवर्जिताः કામ અને તેનાથી ઉત્પન્ન

થતાં કારણો તેમજ 'હું આ કરૂં છું' એવા સંકલ્પરૂપ અભિમાનથી રહિત હોય છે, તમ્ તેને, બુધાઃ બ્રહ્મને જાણનારાઓ, ज्ञानाग्निदग्धकर्माणम् જ્ઞાનરૂપી અગ્નિ વડે જેનાં શુભાશુભ લક્ષણવાળાં કર્મો ઈશ્વરાર્પણ બુદ્ધિ હોવાથી બળી ગયાં છે એવો, पण्डितम् તત્ત્વદર્શી પંડિત, आहुः કહે છે.

ભાવાર્થઃ—જે પુરુષનાં બધાં કર્મો, કામ, ફલની ઈચ્છા અને તેનાથી ઉત્પન્ન થતાં કારણો તથા 'હું આ કરૂં છું' એવા અભિમાનથી રહિત હોય છે, તથા જેનાં શુભાશુભ કર્મો બધાં જ્ઞાનરૂપી અગ્નિ વડે ઈશ્વરાર્પણ બુદ્ધિ હોવાથી બળી ગયાં છે, એટલે કે જે જ્ઞાની થયા પછી પણ માત્ર ઈશ્વરાર્પણ બુદ્ધિથીજ નિરપેક્ષ કર્મ કરે છે તેને જ બ્રહ્મજ્ઞાનીઓ તત્ત્વદર્શી પંડિત કહે છે.૧૯.

અવતરણિકાઃ—"જ્ઞાનરૂપી અગ્નિ વડે કર્મો ભસ્મીભૂત થઇ ગયા પછી એટલે નાશ પામ્યા પછી જ્ઞાનીનુ જ્ઞાન પ્રાપ્ત થયા પછીનું કર્મ પણ અકર્મમા મળી જાય છે, અને જ્ઞાની નિર્લિપ્તજ મનાય છે," એ વાત દર્શાવતાં ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રસ્તુતનો વિસ્તાર કરે છે:

त्यक्त्वा कर्मफलासङ्गं नित्यतृप्तो निराश्रयः ॥
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ २० ॥

---

१ यमानभिक्षण सेवेन्नियमान्मत्परस्त्यजेत् ।
जिज्ञासायां सम्प्रवृत्तो नाद्रियेत्कर्मचोदनाम् ॥ स्मृति. ॥

જાણવાની–જ્ઞાન પ્રાપ્ત કરવાની ઈચ્છામાં પ્રવૃત્ત થતા મારામાં જ તત્પર રહી પુરુષે પ્રતિક્ષણ યમોનુ સેવન કરવુ અને નિયમોનો સર્વથા ત્યાગ કરવો, તથા–કર્મસબધી પ્રેરણાઓનો આદર જ કરવો નહિ.

कौपीनयुगलं वासः कन्थां शीतनिवारिणीम् ।
पादुके चापि गृह्णीयात्कुर्यान्नान्यस्य संग्रहं ॥

બે લગોટી, એક વસ્ત્ર, શીત નિવારણ માટે ગોદડી અને બે પાદુકાઓ લેવી. પરંતુ બાકી કોઈ વસ્તુનો સંગ્રહ કરવો નહિ.

पदच्छेदः—त्यक्त्वा, कर्मफलासङ्गम्, नित्यतृप्तः निराश्रयः, कर्मणि, अभिप्रवृत्तः, अपि, न, एव, किंचित् करोति, सः.

व्युत्पत्तिसमासाः—आसज्यन्ते प्राणिन अनेन इति आसङ्ग, कर्मणा फलम् इति कर्मफलम्, कर्मफले आसङ्ग इति कर्मफलासग', तम् कर्मफलासगम् । नित्येन निजानन्देन तृप्त इति नित्यतृप्तः । निर्गत' आश्रय यस्य स. निराश्रयः । अभित प्रवृत्तः इति अभिप्रवृत्त ।

અન્વય અને અર્થ:—कर्मफलासङ्गम् કર્મના ફ્ળોની આસક્તિને, त्यक्त्वा છોડીને, नित्यतृप्तः પોતાના નિત્ય આનંદથી સદા સંતુષ્ટ, निराश्रयः યોગ અને ક્ષેમને માટે કોઈ પણ આશ્રયની ઈચ્છા ન રાખનારો, स. તે પુરુષ, कर्मणि સ્વાભાવિક વિહિત કર્મોમા, अभिप्रवृत्तः પ્રવૃત્ત હોય, अपि છતાં પણ, किंचित् કંઈ, एव પણ, न, करोति કરતો નથી.

ભાવાર્થ:—જે પુરુષ કર્મોનાં ફ્ળોમાં આસક્તિ છોડી દઇને પોતાના નિત્ય એવા બ્રહ્મના આનંદથી જ સદા સંતુષ્ટ રહે છે અને યોગક્ષેમને માટે કોઈનો પણ આશ્રય કરતો નથી તે પુરુષ સ્વાભાવિક રીતે શાસ્ત્રોક્ત કર્મમા પ્રવૃત્ત થતો હોવા છતા પણ કઇ કરતો નથી. અર્થાત્ તે કર્મ કરવા છતાં પણ નિષ્કામવૃત્તિથી કરતો હોવાથી તે કર્મના બન્ધનથી લેપાતો નથી. ૨૦.

અવતરણિકા:—"એ રીતે કર્મ કરવુ એ ગૌણ છે, અને અકર્મ મુખ્ય છે એમ જાણીને કર્મ ન કરવા એજ શ્રેષ્ઠ છે" એવી વખતે શંકા થાય તો તે દૂર કરવાના હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ 'કર્મ કરવા છતા પણ બંધનકારક ન થાય' તે માર્ગનું દર્શન કરાવતા કહે છે

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ॥
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥

पदच्छेदः—निराशीः, यतचित्तात्मा, त्यक्तसर्वपरिग्रहः, शारीरम्, केवलम्, कर्म, कुर्वन्, न, आप्नोति, किल्बिषम्.

व्युत्पत्तिसमासाः—निर्गताः आशिषः कामनाः यस्मात् सः निराशीः । चित्तं च आत्मा च चित्तात्मानौ, यतौ चित्तात्मानौ यस्य सः यतचित्तात्मा। सर्वे च ते परिग्रहाश्च सर्वपरिग्रहाः, त्यक्ताः सर्वपरिग्रहाः येन सः त्यक्तसर्वपरिग्रहः । शरीरस्य इदम् शारीरम्, तत् ।

અન્વય અને અર્થઃ—निराशीः બધી કામનાઓથી રહિત, यतचित्तात्मा ચિત્ત અને શરીર જેના વશમાં છે તેવો, (અને) त्यक्तसर्वपरिग्रहः સઘળી જાતનો સંગ્રહ જેણે છોડી દીધો છે તેવો (પુરુષ), केवलम् કેવળ, शारीरम् શરીરનિર્વ્હ્યર્થ, कर्म કર્મ, कुर्वन् કરતો થકો, किल्बिषम् સંસારના કલેશરૂપી પાપને, न, आप्नोति પામતો નથી.

ભાવાર્થઃ—સર્વ જાતની કામનાઓથી રહિત, ચિત્ત તથા શરીર જેના વશમાં છે તથા બધી જાતનો સંગ્રહ જેણે છોડી દીધો છે એવો પુરૂષ શરીરનિર્વૃત્તિને માટે જે આવશ્યક કર્મો કરે છે, તેનાથી તે સંસારના કલેશોને પામતો નથી. અર્થાત્ વર્ણાશ્રમધર્મ પ્રમાણે આવશ્યક કર્મ નિષ્કામ વૃત્તિથી મરણ પર્યંત કરવામાં

---

१ मधु मांस च मद्य च तांबूल तैलमौषधम् ।
त्याज्यान्यष्टौ यतेर्दूरात्तथा कान्ता च काञ्चनम् ॥

મધ માંસ, મદ્ય-દારૂ, તાંબૂલ, તેલ, ઔષધ-દવા, સ્ત્રી અને સોનું-ધન એ આઠ વસ્તુઓ યતિએ દૂરથી જ ત્યાગવાની છે.

આવે તો પણ તેનો કર્તા નિર્લેપ તથા નિર્વિકારી રહે છે અને પરમાર્થમાં પાપપુણ્યથી રહિત થઈ પરમ ગતિને પામે છે. ૨૧.

અવતરણિકાઃ—"જેણે સર્વ સંગ્રહ છોડી દીધો છે તેવાથી કુટુંબનું ભરણપોષણ કરવા માટેની ચિત્તની વ્યગ્રતાથી, ધનથી જ સાધ્ય થઈ શકે તેવાં અગ્નિહોત્રાદિક કાર્યો કેવી રીતે થઈ શકે?" એવી અર્જુનની શંકાના સમાધાનમાં ભગવાન્ કહે છેઃ

यदृच्छालाभसंतुष्टो द्वन्द्वातीतो विमत्सरः ॥
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥२२॥

पदच्छेदः—यदृच्छालाभसंतुष्टः, द्वन्द्वातीतः, विमत्सरः, समः, सिद्धौ, असिद्धौ, च, कृत्वा, अपि, न, निबध्यते.

व्युत्पत्तिसमासाः—यावती इच्छा इति यदृच्छा, अथवा इच्छां विनैव येन केनचिदपि प्रेरिता भोगाप्तिः यदृच्छा, लभ्यते इति लाभः, यदृच्छया लाभः यदृच्छालाभः, तेन संतुष्टः इति यदृच्छालाभसंतुष्टः । द्वन्द्वानि क्षुत्पिपासाशीतोष्णवर्षादीनि, तैः अतीतः—अतिक्रान्तः इति द्वन्द्वातीतः । विगतः मत्सरः यस्मात् सः विमत्सरः । न सिद्धिः असिद्धिः, तस्याम् असिद्धौ ।

અન્વય અને અર્થઃ—यदृच्छालाभसंतुष्टः અનાયાસે જે લાભ થાય તેથી સંતુષ્ટ, द्वन्द्वातीतः ટાઢ, તડકો, હર્ષ, શોક, ઈત્યાદિની અસરથી રહિત, विमत्सरः ઈર્ષા વિનાનો, (અને) सिद्धौ સિદ્ધિમાં, च અને, असिद्धौ અસિદ્ધિમાં, समः સમાન હોય, (તેવો પુરુષ) कृत्वा કર્મ કરીને, अपि પણ, (તેમાં) न, निबध्यते બંધાતો નથી.

ભાવાર્થઃ—અનાયાસે જે કાંઈ મળે તેથી સંતુષ્ટ, હર્ષ-શોક વગેરેનાં દ્વન્દ્વોથી રહિત, ઈર્ષ્યા વિનાનો તેમજ કાર્યની

પરિપૂર્ણતા કે અપૂર્ણતામાં હર્ષશોકરહિત-સમાનદૃષ્ટિવાળો હોય તેવો પુરુષ કર્મો કરીને પણ બંધનમાં આવતો નથી. અર્થાત્ તે કર્મના ફલમાં તદ્દન નિરપેક્ષ હોવાથી કર્મ તેને બંધનકારક થતાં નથી. ૨૨.

**અવતરણિકાઃ**—"त्यक्त्वा कर्मफलासङ्गम्" ઇત્યાદિ ત્રણ શ્લોકથી "બ્રહ્મવિત્ કર્મ કરતો હોવા છતાં પણ અહંભાવથી વિમુક્ત અને નિરપેક્ષ કર્મ કરતો હોવાથી તે કર્મ કરતો નથી, અને તેથી તેને કંઈ કર્મનાં બંધનો બાધ કરતા નથી." એમ કહેવામાં આવ્યું, તો શું તે જ્ઞાનવડે કર્મોની ફલ આપવાની શકિત છે તેનો અટકાવ કરે છે ? અથવા તો પરંપરાથી ચાલતા આવેલા કર્મનો તદ્દનજ ઉચ્છેદ કરે છે? એ બેમાંના કયા આચરણથી કર્મબંધ થતો નથી?" એવી અર્જુનની શંકાના નિવારણમાં પ્રથમ કારણથી મુક્ત થયેલાની ફરીને સંસારમાં પ્રવૃત્તિ થાય એ સહજ છે, એમ સમજીને બીજા કારણનું ભગવાન્ સમાધાન કરે છેઃ

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ॥**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३ ॥**

**पदच्छेदः**—गतसङ्गस्य, मुक्तस्य, ज्ञानावस्थितचेतसः, यज्ञाय, आचरतः, कर्म, समग्रम्, प्रविलीयते.

**व्युत्पत्तिसमासाः**—गतः संगः यस्य सः गतसंगः, तस्य गतसंगस्य। ज्ञायते परमं ब्रह्म अनेन इति ज्ञानम्, ज्ञानेन अवस्थितं चेतः यस्य सः ज्ञानावस्थितचेताः, तस्य ज्ञानावस्थितचेतसः। ईज्यते पूज्यते सर्वेषामीश्वरः अनेन इति यज्ञः, तस्मै यज्ञाय। आ समन्तात् चरतीति आचरन्, तस्य आचरतः। क्रियते इति कर्म। प्रकर्षेण विलीयते इति प्रविलीयते।

**અન્વય અને અર્થઃ**—गतसङ्गस्य રાગદ્વેષાદિ દોષોથી રહિત હોય તેવાનું, मुक्तस्य મુક્ત થયેલાનું, ज्ञानावस्थितचेतसः જ્ઞાન વડે જેનુ ચિત્ત સ્થિર થયેલુ છે તેવાનું, (અને) यज्ञाय યજ્ઞને માટે, आचरतः આચરણ કરનારનું, समग्रम् બધું, कर्म કર્મ, प्रविलीयते અત્યંત લય પામી જાય છે.

**ભાવાર્થઃ**—રાગદ્વેષાદિ દોષોથી રહિત જે પુરુષ હોય તેવા મુકતસ્વભાવવાળાનું, જ્ઞાનવડે જેનું ચિત્ત સ્થિર થએલું છે તેવાનું તેમજ યજ્ઞને અર્થે કર્મ કરનાર જે પુરુષ છે તેનુ સઘળું કર્મ અત્યંત લય–નાશ પામી જાય છે. અર્થાત્ તેવો પુરુષ કર્મ કરે કે ન કરે તો પણ તેને કર્મ સાથે સંબંધ ન હોવાથી તે સંસારમાં બંધન પામતો નથી, કેમકે તેનાં કર્મોનો તદ્દન ઉચ્છેદ થએલો હોય છે. ૨૩.

અવતરણિકાઃ—"કર્મ બહુધા ફલને આપ્યા સિવાય રહેતા નથી તો કરેલા કર્મો કોઈપણ જાતના ફલને આપ્યા સિવાય જ કેમ નિવૃત્ત થાય છે?"

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ॥
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४ ॥

**पदच्छेदः**—ब्रह्म, अर्पणम्, ब्रह्म, हविः, ब्रह्माग्नौ, ब्रह्मणा, हुतम्, ब्रह्म, एव, तेन, गन्तव्यम्, ब्रह्मकर्मसमाधिना.

**व्युत्पत्तिसमासाः**—अर्प्यते अनेन इति अर्पणम् । ब्रह्म एव अग्निः ब्रह्माग्निः, तस्मिन् ब्रह्माग्नौ । गन्तुं योग्यम् गन्तव्यम् । ब्रह्म एव कर्म इति ब्रह्मकर्म, ब्रह्मकर्मणि समाधिः ब्रह्मकर्मसमाधिः, तेन ब्रह्मकर्मसमाधिना ।

**અન્વય અને અર્થઃ**—अर्पणम् જેના વડે અર્પણ થાય છે તે સાધન, ब्रह्म બ્રહ્મ (છે), हविः (ઘી વિગેરે) હુતદ્રવ્ય, ब्रह्म બ્રહ્મ (છે), ब्रह्माग्नौ બ્રહ્મરૂપી અગ્નિમાં, ब्रह्मणा બ્રહ્મ (રૂપ કર્તા) વડે, हुतम् (કરવામાં આવેલી) હવનક્રિયા પણ, ब्रह्म બ્રહ્મ છે, (અને) ब्रह्मकर्मसमाधिना બ્રહ્મરૂપી કર્મમાંજ જેનુ ચિત્ત એકાગ્ર છે એવા, तेन તે બ્રહ્મવેતા વડે, ब्रह्म બ્રહ્મ, एव જ, गन्तव्यम् પ્રાપ્ત કરવા યોગ્ય (છે)

**ભાવાર્થઃ**—જેના વડે અગ્નિમાં આહૂતિ આપવામાં આવે છે એવા સ્રુક્સ્રુવાદિ તે બ્રહ્મ છે, ઘી વિગેરે હવિર્દ્રવ્ય બ્રહ્મ છે, બ્રહ્મરૂપી અગ્નિમાં કર્તારૂપ બ્રહ્મવડે કરાતી હવનક્રિયા પણ બ્રહ્મ છે, એટલે અગ્નિ, કર્તા અને હવનક્રિયા એ ત્રણે પણ બ્રહ્મ છે; તેમ કર્મપણ બ્રહ્મરૂપ હોવાથી તેને પણ બ્રહ્મ સમજી તેમાં જ જેનું ચિત્ત એકાગ્ર હોય છે તેવા બ્રહ્મવેતા પુરુષ વડે જે ફલ-રૂપે જવા લાયક સ્થળ છે તે પણ બ્રહ્મ જ છે. અર્થાત્ બ્રહ્મમય પુરુષને કર્મ કે કર્મનું ફલ વગેરે કંઇપણ ભિન્ન ન હોવાથી તેને બ્રહ્મ સિવાય બીજું કર્મનું ફલ છે જ નહિ. ૨૪.

**અવતરણિકાઃ**—'સમ્યક્દર્શન–પૂર્ણબ્રહ્મનુ આ પ્રમાણે યજ્ઞત્વ સંપાદન કરી તેની પ્રશંસામા બીજા પણ ભિન્ન ભિન્ન યજ્ઞોની ભિન્ન ભિન્ન પુરુષો ઉપાસના કરીને ઉત્તરોત્તર ઉત્તમ ગતિને પામનાર હોય છે' તે કહેવાને માટે બીજા યજ્ઞોનું પણ ભગવાન્ વર્ણન કરે છે

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ॥
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥

पदच्छेदः—दैवम्, एव, अपरे, यज्ञम्, योगिनः, पर्यु-पासते, ब्रह्माग्नौ, अपरे, यज्ञम्, यज्ञेन, एव, उपजुह्वति,

व्युत्पत्तिसमासाः—देवा इन्द्रवरुणादयः इज्यन्ते यस्मिन् सः दैव, तम् दैवम् । योगः कर्मलक्षणः अस्ति येषा ते योगिन. । परितः उपासते अनुतिष्ठन्ति इति पर्युपासते । ब्रह्म एव अग्निः इति ब्रह्माग्नि, तस्मिन् ब्रह्माग्नौ ।

**અન્વય અને અર્થઃ**—अपरे બીજા, योगिनः કર્મયોગીઓ, दैवम् અમુક દેવોને ઉદ્દેશીને કરવામાં આવતા, यज्ञम् યજ્ઞને, एव જ, पर्युपासते ઉપાસે છે, (જ્યારે) अपरे બીજા જ્ઞાનયોગીઓ, यज्ञेन (બ્રહ્મરૂપ) યજ્ઞ વડે, एव જ, यज्ञम् (યજ્ઞરૂપ જીવાત્માને બ્રહ્મ સમજીને) યજ્ઞને, ब्रह्माग्नौ બ્રહ્મરૂપી અગ્નિમાં, उपजुह्वति હોમે છે.

**ભાવાર્થઃ**—બીજા કર્મયોગીઓ જ્યોતિષ્ટોમ તથા અગ્નિષ્ટોમ વગેરે અનેક યજ્ઞોનુ અમુક દેવોને ઉદ્દેશીને અનુષ્ઠાન કરે છે, જ્યારે બીજા જ્ઞાનયોગીઓ બ્રહ્મરૂપ યજ્ઞ વડે જ યજ્ઞને એટલે યજ્ઞરૂપ જીવાત્માને બ્રહ્મસ્વરૂપ સમજીને બ્રહ્મરૂપી અગ્નિમાં હોમે છે. અર્થાત્ કર્મયોગીઓ કર્મયજ્ઞને કરે છે જ્યારે જ્ઞાનીઓ જ્ઞાનયજ્ઞ કરે છે, અને તે યજ્ઞોથી પોતપોતાની સિદ્ધિ મેળવે છે ૨૫.

અવતરણિકા—હવે બીજાપણુ કેટલાક વિશેષ યજ્ઞોનો વિસ્તાર ભગવાન્ કહે છે

श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥ २६ ॥

पदच्छेदः—श्रोत्रादीनि, इन्द्रियाणि, अन्ये, संयमाग्निषु, जुह्वति, शब्दादीन्, विषयान्, अन्ये, इन्द्रियाग्निषु, जुह्वति.

व्युत्पत्तिसमासाः—शृणोति अनेन इति श्रोत्रम्, श्रोत्रम् आदिर्येषां तानि श्रोत्रादीनि, तानि। इन्द्रेण दुर्जयानि इति इन्द्रियाणि। शब्दः आदिः येषां ते शब्दादयः, तान् शब्दादीन्। इन्द्रियाणि एव अग्नयः इति इन्द्रियाग्नयः, तेषु इन्द्रियाग्निषु।

**અન્વય અને અર્થઃ**—अन्ये બીજા કોઇ નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, श्रोत्रादीनि શ્રોત્ર–કાન છે આદિ જેમાં એવી, इन्द्रियाणि ઇંદ્રિયોને, संयमाग्निषु સંયમરૂપી અગ્નિઓમાં, जुह्वति હોમે છે, (અને) अन्ये બીજા ગૃહસ્થાશ્રમીઓ, शब्दादीन् શબ્દ જેમાં આદિ છે તેવા, विषयान् વિષયોને, इंद्रियाग्निषु ઇન્દ્રિયોરૂપી અગ્નિઓમાં, जुह्वति હોમે છે. અર્થાત્ તેઓ ભોગ સમયે પણ તેઓમાં અનાસક્ત રહે છે.

**ભાવાર્થઃ**—નૈષ્ઠિક બ્રહ્મચર્ય ધારણ કરનારા બીજા કેટલાક યોગીઓ પોતાની કાન વગેરે ઇન્દ્રિયોને સંયમરૂપી અગ્નિઓમાં હોમે છે, તથા બીજા ગૃહસ્થાશ્રમમાં વર્તનારા કર્મનિષ્ઠ યોગીઓ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોને ઇન્દ્રિયોરૂપી અગ્નિમાં હોમી દે છે. અર્થાત્ તે તે વિષયના ઉપભોગસમયે પણ તેમાં તેઓ આસક્તિરહિત હોય છે. ૨૬.

અવતરણિકાઃ—ઉપરોક્ત યજ્ઞોથી પણ વળી વિશિષ્ટ યજ્ઞોનું વર્ણન કરે છે.

**सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ॥**
**आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥**

पदच्छेदः—सर्वाणि, इन्द्रियकर्माणि, प्राणकर्माणि, च, अपरे, आत्मसंयमयोगाग्नौ, जुह्वति, ज्ञानदीपिते.

**व्युत्पत्तिसमासाः**—इन्द्रियाणां कर्माणि इति इन्द्रियकर्माणि, तानि । प्राणन्ति जीवन्ति एभिः इति प्राणाः, प्राणाना कर्माणि प्राण कर्माणि, तानि । सम्यक् यम इति संयमः, आत्मन संयमः इति आत्मसंयम॰, आत्मसंयमः एव योग॰ आत्मसंयमयोग, स एव अग्नि॰ इति आत्मसंयमयोगाग्नि, तस्मिन् आत्मसंयमयोगाग्नौ । ज्ञानेन ध्येय विषयेण दीपित प्रज्वलितः इति ज्ञानदीपित॰, तस्मिन् ज्ञानदीपिते ।

**અન્વય અને અર્થ:**—अपरे ધ્યાનનિષ્ઠ યોગીઓ, सर्वाणि બધાં, इन्द्रियकर्माणि શ્રોત્રાદિ ઇન્દ્રિયોનાં કર્મોને, च અને, प्राणकर्माणि દશ પ્રાણનાં શ્વાસ, ઉચ્છ્વાસ ઇત્યાદિ કર્મોને, ज्ञानदीपिते ધ્યાન કરવા યોગ્ય વસ્તુના જ્ઞાનવડે પ્રજ્વલિત (એવા), आत्मसंयमयोगाग्नौ આત્માનો સંયમ કરવારૂપી યોગાગ્નિમાં, जुह्वति હોમે છે.

ભાવાર્થ:—ધ્યાનનિષ્ઠ યોગીઓ શ્રોત્રાદિ ઇદ્રિયોનાં બધાં કર્મોને અને દશ પ્રાણનાં શ્વાસોચ્છ્વાસાદિ કર્મોને, ધ્યેયરૂપી બ્રહ્મના જ્ઞાનવડે પ્રજ્વલિત થએલા આત્મ-સંયમરૂપી યોગાગ્નિમાં હોમે છે. અર્થાત્ તે તે યોગીઓ પોતાની તે ધ્યાનાદિ અવસ્થામાં તે સર્વ કર્મોનો પોતાના તે સંયમાગ્નિમાં લય કરીને રહે છે, પણ તેમાં પ્રવૃત્ત થતા નથી ૨૭.

ઉપર પ્રમાણે પાંચ યજ્ઞોની ક્રમથી સંક્ષિપ્ત વ્યાખ્યા નીચે પ્રમાણે કહેવામાં આવે છે

૧ દૈવયજ્ઞ–જેમાં અમુક દેવોને ઉદ્દેશીને યજ્ઞ કરવામાં આવે છે તે. (શ્લોક ૨૫ માં છે)

૨ જ્ઞાનયજ્ઞ–યજ્ઞ વડે યજ્ઞને અર્થાત્ આત્માને યજ્ઞ અને યજ્ઞને આત્મા સમજી, આત્મયજ્ઞ વડે આત્માને

આત્મ–અગ્નિમાં હોમવામાં આવે છે તે બ્રહ્મવેત્તાઓનો જ્ઞાનમય યજ્ઞ. ( શ્લોક ૨૫ માં છે ).

૩ બ્રહ્મચર્યયજ્ઞ–નૈષ્ઠિક બ્રહ્મચારીઓનો બ્રહ્મચર્ય–ઇંદ્રિય-સંયમરૂપમહાયજ્ઞ. ( શ્લોક ૨૬ માં છે ).

૪ ગૃહયજ્ઞ–વિષયોમાં નિરાસક્ત રહેવારૂપ ગૃહસ્થાશ્રમીઓનો ગૃહયજ્ઞ. ( શ્લોક ૨૬ માં છે ).

૫ સમાધિયજ્ઞ–સમષ્ટિ–લિંગશરીરના નાશપૂર્વક ઇન્દ્રિય તથા પ્રાણોનાં કર્મોનો આત્મસંયમરૂપ યોગાગ્નિમાં લય કરવારૂપ અત્યંત વિશુદ્ધ સમાધિયજ્ઞ. ( શ્લોક ૨૭ માં છે ).

૧ દૈવયજ્ઞ, ૨ જ્ઞાનયજ્ઞ, ૩ બ્રહ્મચર્યયજ્ઞ, ૪ ગૃહસ્થોનો ગૃહયજ્ઞ, ૫ સમાધિયજ્ઞ. એ પ્રમાણે આ પાચ યજ્ઞો કહેવામાં આવેલા છે.

**અવતરણિકા:**—એ પ્રમાણે ત્રણ શ્લોક વડે પાચ યજ્ઞોને કહીને એક શ્લોક વડે બીજા પાચ યજ્ઞોનુ વર્ણન કરે છે

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ॥
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥ २८ ॥

**पदच्छेदः**—द्रव्ययज्ञाः, तपोयज्ञाः, योगयज्ञाः, तथा, अपरे, स्वाध्यायज्ञानयज्ञाः, च, यतयः, संशितव्रताः.

**व्युत्पत्तिसमासाः**—द्रवति चित्तम् अनेन इति, वा द्रुः इव इति द्रव्यम्, द्रव्यस्य त्यागः इति द्रव्यत्यागः, सः एव यथाशास्त्रं यज्ञः येषां ते द्रव्ययज्ञाः । तपः एव यज्ञः येषां ते तपोयज्ञाः । युज्यते

आत्मा अनेन इति योगः, योग. चित्तवृत्तिनिरोधोऽष्टाङ्गो यज्ञः येषां ते योगयज्ञाः । सुष्ठु अध्ययनं यस्मिन् सः स्वाध्यायः, स्वाध्यायश्च ज्ञानं च स्वाध्यायज्ञाने, स्वाध्यायज्ञाने एव यज्ञौ येषां ते स्वाध्यायज्ञानयज्ञाः। यतन्ते इति यतयः । सम्यक् शितानि इति संशितानि, संशितानि तीक्ष्णीकृतानि अतिदृढानि व्रतानि येषां ते संशितव्रताः ।

**અન્વય અને અર્થઃ**—द्रव्ययज्ञाः દ્રવ્યત્યાગ એજ જેમનો યજ્ઞ છે તેવા, तपोयज्ञाः કૃચ્છ્ર–ચાંદ્રાયણાદિ તપરૂપી જેમનો યજ્ઞ છે તેવા, च અને, योगयज्ञाः ચિત્તવૃત્તિનિરોધપૂર્વક અષ્ટાંગયોગ એજ જેમનો યજ્ઞ છે તેવા, तथा તેમજ, अपरे બીજા પણ, स्वाध्यायज्ञानयज्ञाः વેદાભ્યાસ અને જ્ઞાનની ઉપાસના તેજ જેમના યજ્ઞો છે તેવા, (એ) यतयः યોગીઓ, संशितव्रताः અત્યંત તીક્ષ્ણવ્રતવાળા છે.

**ભાવાર્થઃ**—દ્રવ્ય–ધન–સંપત્તિનો સન્માર્ગે વ્યય કરવારૂપ ત્યાગમય યજ્ઞ કરનારાઓનો દ્રવ્યયજ્ઞ, કૃચ્છ્ર–ચાન્દ્રાયણાદિ દુશ્ચર તપો કરવારૂપ જેમનો યજ્ઞ છે તેવાઓનો તપોયજ્ઞ, માનસિક વૃત્તિઓના નિરોધપૂર્વક અષ્ટાંગયોગનું અનુષ્ઠાન કરવાવાળાઓનો યોગયજ્ઞ, વેદાધ્યયનરૂપી યજ્ઞવાળાઓનો સ્વાધ્યાયયજ્ઞ અને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવું એપણ યજ્ઞ છે એમ માનનારાઓનો જ્ઞાનયજ્ઞ, એ પ્રમાણે આ યજ્ઞો કરનાર યોગીઓ તીક્ષ્ણ વ્રતને ધારણ કરનારા છે. અર્થાત્ એઓ તીક્ષ્ણતાથી એટલે વિઘ્નો આવે તો પણ પોતાના એ વ્રતનો ભંગ ન કરી પોતાની પ્રવૃત્તિ કરનારા છે ૨૮

**અવતરણિકાઃ**—એમ દશ યજ્ઞ કહી હવે પ્રાણાયામ યજ્ઞનું વર્ણન કરતા ભગવાન્ કહે છે

**अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ॥**
**प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९ ॥**

**पदच्छेदः**—अपाने, जुह्वति, प्राणम्, प्राणे, अपानम्, तथा, अपरे, प्राणापानगती, रुद्ध्वा, प्राणायामपरायणाः.

**व्युत्पत्तिसमासाः**—अपानन्ति जीवन्ति अनेन इति अपानः, तस्मिन् अपाने। प्राणश्च अपानश्च प्राणापानौ, तयोः गती इति प्राणापानगती, ते । आयमनम् आयामः, प्राणानाम् आयामः प्राणायामः, प्राणायामः एव परम् अयनम् आश्रयणीयं येषां ते प्राणायामपरायणाः ।

**અન્વય અને અર્થઃ**—अपरे બીજાઓ, अपाने અપાનવાયુમાં, प्राणम् પ્રાણને, जुह्वति હોમે છે,–અર્થાત્ પૂરક નામનો પ્રાણાયામ કરે છે, तथा તેમજ, प्राणे પ્રાણમાં, अपानम् અપાનને રૂંધે છે, અર્થાત્ રેચક નામનો પ્રાણાયામ કરે છે, (જ્યારે બીજા વળી) प्राणापानगती પ્રાણ અને અપાનની ગતિયોને, रुद्ध्वा રૂંધીને, प्राणायामपरायणाः પ્રાણાયામ એજ જેમનો પરમ આશ્રય છે તેવા રહે છે, અર્થાત્ કુંભક નામના પ્રાણાયામનું આચરણ કરે છે.

---

१ तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेद प्राणायाम ॥ पा. यो साधनपाद २, सूत्र ४९ ॥

તે (આસનની સ્થિરતા) થતાં શ્વાસ અને પ્રશ્વાસની ગતિનો વિચ્છેદ—અવરોધ તે પ્રાણાયામ કહેવાય છે.

पूरण दक्षया नाड्या कुम्भन हृदयस्थया । रेचन वामया कुर्यात्प्राणायामस्तदोच्यते ॥

જ્યારે જમણી નાડી (નસ્કોરા) વડે વાયુનુ પૂરણ કરે, હૃદયમાં રહેલી નાડીવડે કુંભન (સ્તભન) કરે અને ડાબી નાડી (નસ્કોરા) વડે રેચન–વિસર્જન કરે ત્યારે તે પ્રાણાયામ કહેવાય છે.

**ભાવાર્થઃ**—કેટલાક અપાનવાયુમા પ્રાણને રૂધે છે એટલે કે પૂરકવિધિથી પ્રાણાયામ કરતા રહે છે (૧), વળી બીજાઓ પ્રાણમાં અપાનને રોકી રેચક નામનો પ્રાણાયામ કરે છે (૨), ત્યારે કેટલાક પ્રાણ અને અપાન બન્નેની ગતિને રોકી નિરતર પ્રાણાયામ કરવામા તત્પર રહે છે એટલે કે કુભકવિધિથી પ્રાણાયામનુ આચરણ કરી તેને જ પોતાનો પરમ આશ્રયરૂપ બનાવી રહેલા હોય છે (૩), એ રીતે પ્રાણાયામાદિ ક્રિયાઓની ત્રિવિધતા વડે પ્રાણાયામયજ્ઞ કરનારાઓ પણ કેટલાક છે ૨૯

**અવતરણિકા**—હવે આ શ્લોકના પૂર્વાર્ધમા બાગમા પ્રાણયજ્ઞનુ અને ઉત્તરાર્ધમા એ યજ્ઞોના ફળનું વર્ણન કરે છે

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ॥
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥

**पदच्छेदः**—अपरे, नियताहाराः, प्राणान्, प्राणेषु, जुह्वति, सर्वे, अपि, एते, यज्ञविदः, यज्ञक्षपितकल्मषाः.

**व्युत्पत्तिसमासाः**—नियत आहार येषा ते नियताहारा । यज्ञान् विदन्तीति ते यज्ञविद । यज्ञै क्षपित कल्मष येषा ते यज्ञक्षपितकल्मषा ।

**અન્વય અને અર્થઃ**—अपरे બીજાઓ, नियताहारा નિયમિત આહારવાળાઓ, प्राणान् નહિ વશ થયેલ પ્રાણોને, प्राणेषु

---

१ द्वौ भागौ पूरयेदन्नैस्तोयेनैकं प्रपूरयत् ।
मारुतस्य प्रचारार्थं चतुर्थमवशेषयेत् ॥

ઉદરના બે ભાગ અન્નથી પૂરવા એક ભાગ પાણીથી પૂરવો અને ચોથા ભાગ વાયુના સચાર માટે રોકિન પૂર્યાવિનાનો રાખવો

વશ થયેલ પ્રાણોમાં, जुह्वति હોમે છે, एते એ, सर्वे બધા, अपि એ, यज्ञविदः યજ્ઞોને જાણનાર. (અને) यज्ञक्षपितकल्मषाः યજ્ઞવડે ક્ષીણ થયેલા છે પાપો જેમનાં એવા છે

ભાવાર્થઃ—બીજા કેટલાક નિયમિત આહારવાળાઓ નહિ નિયમિત થએલ પ્રાણોને નિયમિત થએલા પ્રાણોમાં હોમે છે. એ પ્રમાણે ઉપર કહેલા યજ્ઞોમાથી અમુક એક યજ્ઞ કરનાર પણ યજ્ઞવિત્-યજ્ઞવેત્તા અને યજ્ઞથી જેનાં પાપ નાશ પામી ગએલાં છે એવો એટલે નિષ્પાપ થાય છે, અને તેજ પ્રમાણે સર્વ યજ્ઞ વેત્તાઓ પણ પાપરહિત થઇ જાય છે. ૩૦

આ પ્રમાણે અત્યાર સુધીમાં કહેલા બાર યજ્ઞોને જાણવા માટે સામાન્ય વ્યાખ્યા પ્રમાણે તેમનાં નામો નીચે પ્રમાણે પાડી શકાયઃ

(૧) દૈવયજ્ઞ (૨) જ્ઞાનયજ્ઞ, (૩) બ્રહ્મચર્યયજ્ઞ, (૪) ગૃહસ્થોનો ગૃહયજ્ઞ, (૫) સમાધિયજ્ઞ, (૬) દ્રવ્યયજ્ઞ, (૭) તપયજ્ઞ, (૮) યોગયજ્ઞ, (૯) સ્વાધ્યાયયજ્ઞ, (૧૦) બ્રહ્મજ્ઞાન-યજ્ઞ (૧૧) પ્રાણાયામયજ્ઞ. (૧૨) પ્રાણયજ્ઞ. એ પ્રમાણે ઉપરના પાંચ શ્લોકોમાં કહેલા યજ્ઞોનો વર્ગ પાડી શકાય.

અવતરણિકાઃ—ઉપર કહેવામા આવેલા કુલ બાર યજ્ઞોમાથી એકનું પણ સમ્યક્ આરાધન કર્યા વિના રહેનારની દુર્ગતિ તથા યજ્ઞ કરનારની ઉચી ગતિનો નિર્દેશ હવે ભગવાન્ કરે છે

यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ॥
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम॥३१॥

पदच्छेदः—यज्ञशिष्टामृतभुजः, यान्ति, ब्रह्म, सनातनम्, न, अयम्, लोकः, अस्ति, अयज्ञस्य, कुतः, अन्यः, कुरुसत्तम.

व्युत्पत्तिसमासाः—यज्ञानां शिष्टं यज्ञशिष्टम्, न म्रियते अनेन इति अमृतम्, यज्ञशिष्टम् एव अमृतम् इति यज्ञशिष्टामृतम्, तद्भुञ्जते इति यज्ञशिष्टामृतभुजः । सना भवम् इति सनातनम् । न विद्यन्ते यज्ञाः यस्य सः अयज्ञः, तस्य अयज्ञस्य । कस्मात् इति कुतः । कुरुषु सत्तमः अतिशयेन प्रशस्तः इति कुरुसत्तमः, तत्संबुद्धौ कुरुसत्तम ।

અન્વય અને અર્થઃ—यज्ञशिष्टामृतभुजः યજ્ઞમાંથી બાકી જે બચેલું તે જ રૂપ અમૃત જેઓ ખાય છે તેઓ, सनातनम् અનાદિ, ब्रह्म બ્રહ્મને, यान्ति પામે છે, (પરંતુ) कुरुसत्तम હે કુરુઓમાં ઉત્તમ ! अयज्ञस्य એક પણ યજ્ઞ નહિ કરનારને, (તો) अयं આ, लोकः લોક, (પણ) न, अस्ति નથી,( તો ) अन्य. બીજો લોક, कुतः ક્યાંથી હોય ?

ભાવાર્થઃ—યજ્ઞમાંથી શેષ રહેલી અન્નાદિક વસ્તુઓરૂપી અમૃતનો ઉપભોગ કરનારાઓ અનાદિ બ્રહ્મને પામે છે, પરંતુ હે કુરુશ્રેષ્ઠ ! એક પણ યજ્ઞ નહિ કરનારને તો આ લોક પણ નથી જ, તો પછી પરલોક તો ક્યાથી હોય ? અર્થાત્ આ યજ્ઞોમાંનો એક પણ યજ્ઞ ન કરનાર પુરુષ ઉભય લોકમાંથી ભ્રષ્ટ થઈ અધોગતિને પામે છે એમાં સંશય નથી. ૩૧.

અવતરણિકાઃ—"બધા યજ્ઞોમા 'જ્ઞાનયજ્ઞ' જ સૌથી શ્રેષ્ઠ છે" એમ કહી તેની પ્રશંસા કરવા પહેલા સર્વ યજ્ઞોનો ઉપસંહાર કરે છે

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ॥
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥

पदच्छेदः—एवम्, बहुविधाः, यज्ञाः, वितताः, ब्रह्मणः, मुखे, कर्मजान्, विद्धि, तान्, सर्वान्, एवम्, ज्ञात्वा, विमोक्ष्यसे.

**व्युत्पत्तिसमासाः**—बहवः विधाः प्रकाराः येषां ते बहुविधाः । विशेषेण ततः इति विततः । कर्मभ्यः ( कायिक, वाचिक, मानसिक इति त्रिविधेभ्यः ) जायन्ते इति कर्मजाः, तान् कर्मजान् । विशेषेण मोक्ष्यसे इति विमोक्ष्यसे ।

**અન્વય અને અર્થઃ**—एवम् એ પ્રમાણે, बहुविधाः ઘણા પ્રકારના, यज्ञाः યજ્ઞો, ब्रह्मणः વેદના, मुखे દ્વારા, वितताः વિસ્તારવામાં આવ્યા છે, ( પરંતુ ) तान् તે, सर्वान् બધાઓને, कर्मजान् કાયિક, વાચિક અથવા માનસિક કર્મોમાંથી ઉત્પન્ન થયેલા, विद्धि તું જાણ, અર્થાત્ આત્મા નિર્વ્યાપાર હોવાથી આ વ્યાપાર તેનો નથી એમ તું જાણ, एवम् એ પ્રમાણે ( તું આત્માને અવિક્રિય-અવ્યાપૃત ), ज्ञात्वा જાણીને, विमोक्ष्यसे મુક્ત થઈશ.

**ભાવાર્થઃ**—ઉપર કહેવામાં આવ્યા તે પ્રમાણે ઘણા પ્રકારના યજ્ઞો સાક્ષાત્ વેદ દ્વારા વિસ્તારવામાં આવ્યા છે, પણ તે સઘળાઓને શારીરિક, માનસિક અથવા વાચિક કર્મથી ઉત્પન્ન થએલા તું જાણ; અર્થાત્ આત્મા નિર્વ્યાપાર હોવાથી આ વ્યવસાય તેનો નથી એમ તુ જાણ, અને એ પ્રમાણે તું આત્માને અવિક્રિય અને અવ્યાપૃત જાણીશ તો અવશ્ય કર્મનાં બધનોથી મુકત થઇશ અને પરમ ગતિને પામીશ. ૩૨.

અવતરણિકા —"બધા યજ્ઞોને લગભગ સામાન્ય રીતે સમાન કક્ષામા મૂકીને ભગવાને વર્ણન કર્યું, પન્તુ તેથી કર્મ અને જ્ઞાન બન્નેની સામ્યાવસ્થાં પ્રાપ્ત થાય છે " એમ સ્વાભાવિક શકા થાય તો તે દૂર કરવા માટે જ્ઞાનયજ્ઞને અધિક વિશિષ્ટ બતાવવાનો ઉપક્રમ ભગવાન્ કરે છે

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ॥
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥

पदच्छेदः—श्रेयान्, द्रव्यमयात्, यज्ञात्, ज्ञानयज्ञः, परंतप, सर्वम्, कर्म, अखिलम्, पार्थ, ज्ञाने, परिसमाप्यते.

व्युत्पत्तिसमासाः—ज्ञानम् एव यज्ञः इति ज्ञानयज्ञ । अतिशयेन प्रशस्त इति श्रेयान् । द्रव्य प्राचुर्येण वर्तते यस्मिन् स द्रव्यमय, तस्मात् द्रव्यमयात् । न खिलम् अखिलम् । परित अभित समाप्यते इति परिसमाप्यते ।

અન્વય અને અર્થઃ—परतप હે પરંતપ ! द्रव्यमयात् દ્રવ્યત્યાગરૂપ, यज्ञात् યજ્ઞથી, ज्ञानयज्ञः જ્ઞાનરૂપી યજ્ઞ, श्रेयान् વધારે શ્રેષ્ઠ છે, (કારણ કે) पार्थ હે પાર્થ ! अखिलम् નિ શેષ રીતનું, सर्वम् સર્વ, कर्म કર્મ, ज्ञाने જ્ઞાનમા, परिसमाप्यते સપૂર્ણ થાય છે—અંતર્હિત થઈ જાય છે.

ભાવાર્થઃ—હે પરંતપ ! દ્રવ્યત્યાગરૂપ યજ્ઞ કરતાં જ્ઞાન રૂપી યજ્ઞ અધિક શ્રેષ્ઠ છે, કારણકે હે પાર્થ! સપૂર્ણ રીતનું બધુ કર્મ જ્ઞાનમા સમાપ્ત–અંતર્હિત–થઈ જાય છે અર્થાત્ તેમાં સર્વ સમાઈ જાય છે એટલે જ્ઞાન થયા પછી એને બીજા કોઈપણ કર્મજન્ય યજ્ઞોની જરૂર રહેતી નથી ૩૩

અવતરણિકા —' ઉપર વર્ણન કરાએલુ ઉત્તમ આત્મજ્ઞાન કેવી રીતે મેળવી શકાય?" એવા અર્જુનને ભગવાને આપેલા જ્ઞાન પછીથી ઉત્સાહયુક્ત થએલા અર્જુનના પ્રશ્નના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ॥
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥

पदच्छेदः—तत्, विद्धि, प्रणिपातेन, परिप्रश्नेन, सेवया, उपदेक्ष्यन्ति, ते, ज्ञानम्, ज्ञानिनः, तत्त्वदर्शिनः.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण निपातः विनयेन पतनम् इति प्रणिपातः, तेन प्रणिपातेन । परितः प्रश्नः परिप्रश्नः, तेन परिप्रश्नेन । सेव्यते अनया सा सेवा, तया सेवया । ज्ञानम् अस्ति येषां ते ज्ञानिनः । तत्त्वं पश्यन्ति ते तत्त्वदर्शिन ।

**અન્વય અને અર્થઃ**—प्रणिपातेन દંડવત્ નમસ્કાર વડે, परिप्रश्नेन સંસાર તથા તેમાંથી મુક્ત થવાનો માર્ગ કયો? ઈત્યાદિ પ્રશ્નો વડે, (તેમ) सेवया સેવાવડે, तत् તે જ્ઞાનને, विद्धि તું જાણ, (અને) तत्त्वदर्शिनः તત્ત્વજ્ઞાનની સમીક્ષા કરવાવાળા, ज्ञानिनः જ્ઞાનીઓ, ते તને, ज्ञानम् તે જ્ઞાનનો, उपदेक्ष्यन्ति ઉપદેશ કરશે.

**ભાવાર્થઃ**—દંડવત્ નમસ્કારથી એટલે વિનયયુકત રહી પ્રણામપૂર્વક પ્રશ્ન[1] પૂછવાથી, સસાર તથા તેમાંથી મુકત થવાનો માર્ગ કયો? વિગેરે પ્રશ્નોથી અને સેવાથી તે જ્ઞાનને તું સારી રીતે જાણી શકીશ અને તત્ત્વજ્ઞાનીઓ તને તે જ્ઞાનનો ઉપદેશ કરશે અર્થાત્ તત્ત્વવેતાઓ પાસે જઈ વિનયથી પ્રણામપૂર્વક

१ कथं बन्धः कथं मोक्षो विद्याविद्ये उभे च के ।
क आत्मा कः परात्मा च तयोरैक्यं कथं वद ॥

હે ગુરો! બંધન કેમ થાય તથા મોક્ષ કેમ થાય? વિદ્યા અને અવિદ્યા તે બે કયી? આત્મા-જીવ તે કોણ અને પરાત્મા-બ્રહ્મ તે કોણ? તથા તે બન્ને જીવ-અને બ્રહ્મનું એકપણું કેમ છે? તે કૃપા કરી કહો.

પ્રશ્ન કરવાથી અને તેમની સેવાથી તને તેઓ એ જ્ઞાનનો ઉપદેશ આપશે. ૩૪.

અવતરણિકાઃ—એ પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત થયા પછી તેનું શું ફળ થાય છે? તે જણાવે છે

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ॥
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥

पदच्छेदः—यत्, ज्ञात्वा, न, पुनः, मोहम्, एवम्, यास्यसि, पाण्डव, येन, भूतानि, अशेषेण, द्रक्ष्यसि, आत्मनि, अथो, मयि.

व्युत्पत्तिसमासाः—मुह्यते अनेन इति मोहः, तम् मोहम् । न शेषं विद्यते यस्य तत् अशेषम्, तेन अशेषेण ।

અન્વય અને અર્થઃ—पाण्डव હે પાંડવ! यत् જે (જ્ઞાન), ज्ञात्वा જાણીને, एवम् આ પ્રમાણે, पुनः ફરીને, (તું) मोहम् મોહને, न, यास्यसि પામીશ નહિ, (અને) अथो ત્યાર પછી, येन જેના વડે, अशेषेण સમસ્ત, भूतानि પ્રાણિમાત્રને, आत्मनि તારા પોતાને વિષે, (અને) मयि મારામાં (રહેલા), द्रक्ष्यसि તું જોઈશ.

ભાવાર્થઃ—હે પાંડુપુત્ર અર્જુન! જે જ્ઞાનને જાણીને પછી તું ફરીને આ પ્રમાણે મોહ પામીશ નહિ, અને જે જ્ઞાન પ્રાપ્ત થયા પછી તું સમસ્ત પ્રાણિમાત્રને તારા પોતાના આત્માને વિષે અને મારા વિષે રહેલા જોઈશ. અર્થાત્ તે જ્ઞાન થયા પછી દ્વૈત ભાવનો મોહ તને રહેશે નહિ, પરંતુ સર્વને આત્મવત્ જોનારો તું થઈશ. ૩૫.

**અવતરણિકા:**—"આ પ્રમાણે જ્ઞાનનું ફલ સર્વમાં આત્મવત્ જોવું એટલું જ નહિ પણ એથીએ વિશેષ છે તે તું સાંભળ" એમ ભગવાન્ અર્જુનને કહે છે

**अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ॥**
**सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥**

**पदच्छेदः**—अपि, चेत्, असि, पापेभ्यः, सर्वेभ्यः, पापकृत्तमः, सर्वम्, ज्ञानप्लवेन, एव, वृजिनम्, संतरिष्यसि.

**व्युत्पत्तिसमासाः**—पापमस्ति येषां ते पापाः, तेभ्यः पापेभ्यः। पापं करोतीति पापकृत्, अतिशयेन पापकृत् इति पापकृत्तमः। ज्ञानम् एव प्लवः इति ज्ञानप्लवः, तेन। सम्यक् तरिष्यसि इति संतरिष्यसि।

**અન્વય અને અર્થ:**—अपि વળી, चेत् જો, सर्वेभ्यः બધા, पापेभ्यः પાપીઓથી, (પણ), पापकृत्तमः વધારે પાપ કરનાર, असि તું હો, (તો પણ), ज्ञानप्लवेन જ્ઞાનરૂપી નૌકા વડે, एव જ, सर्वम् સમસ્ત, वृजिनम् પાપસમુદ્રને, संतरिष्यसि તું સારી રીતે તરી જઇશ.

**ભાવાર્થ:**—વળી જો તું બધા પાપ કરનારાઓ કરતાં પણ વધુ પાપી હોઇશ તોપણ આ સમસ્ત પાપકર્મના સમુદ્રને જ્ઞાન રૂપી નૌકાથી જ તું સારી રીતે વિના પ્રયત્ને તરી જઇશ. અર્થાત્ તે જ્ઞાન તારાં સર્વપાપનો નાશ કરશે. ૩૬.

**અવતરણિકા:**—જ્ઞાન કેવી રીતે પાપનો નાશ કરે છે તે સંબંધમાં હવે ભગવાન્ કહે છે·

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ॥
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥

पदच्छेदः—यथा, एधांसि, समिद्धः, अग्निः, भस्मसात्, कुरुते, अर्जुन, ज्ञानाग्निः, सर्वकर्माणि, भस्मसात्, कुरुते, तथा.

व्युत्पत्तिसमासाः—येन प्रकारेण इति यथा । एधते अग्निः एभिः इति एधांसि, तानि । सम्यक् इद्धः इति समिद्धः । ( सर्वकर्माणि ) भस्म कुरुते इति भस्मसात्कुरुते । ज्ञानम् एव अग्निः इति ज्ञानाग्निः । सर्वाणि च तानि कर्माणि च सर्वकर्माणि, तानि सर्वकर्माणि । तेन प्रकारेण इति तथा ।

અન્વય અને અર્થઃ— अर्जुन હે અર્જુન! यथा જેવી રીતે, समिद्धः સારી રીતે સળગાવેલો, अग्निः અગ્નિ, एधांसि બળતણને, भस्मसात् તદ્દન રાખમય, कुरुते કરે છે, तथा તેવી રીતે, ज्ञानाग्निः જ્ઞાનરૂપી અગ્નિ, सर्वकर्माणि બધાં કર્મોને, भस्मसात् તદ્દન ભસ્મરૂપ, कुरुते કરી નાખે છે.

ભાવાર્થઃ—હે અર્જુન! જેવી રીતે સારી રીતે સળગેલો અગ્નિ બળતણોને તદ્દન ભસ્મરૂપ કરી મૂકે છે, તેવી રીતે જ્ઞાનરૂપી અગ્નિ પણ બધાં કર્મોને તદ્દન ભસ્મ કરી નાખે છે, એટલે કર્મોનો સમૂળ નાશ કરી નાખે છે. ૩૭.

અવતરણિકાઃ—આ પ્રમાણે જ્ઞાનની મહત્તા બતાવીને પણ પુનઃ તેની પ્રશંસા કરતાં, ને જ્ઞાનથી ક્યારે પ્રાપ્ત કરી શકાય છે તે કહે છે

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति ॥३८॥

पदच्छेदः—न, हि, ज्ञानेन, सदृशम्, पवित्रम्, इह, विद्यते, तत्, स्वयम्, योगसंसिद्धः, कालेन, आत्मनि, विन्दति.

व्युत्पत्तिसमासाः—पुनाति इति पवित्रम्। सम्यक् सिद्धः इति संसिद्धः, योगेन—कर्मयोगेन समाधियोगेन वा संसिद्धः इति योगसंसिद्धः। कल्पते संख्यायते अनेन इति कालः, तेन।

**અન્વય અને અર્થઃ**—ज्ञानेन જ્ઞાનના, सदृशम् જેવું, इह આ લોકમાં, पवित्रम् શુદ્ધિ કરનારૂં, हि ખરેખર, (બીજું એક પણ) न, विद्यते નથી, (અને) तत् તે જ્ઞાન, योगसंसिद्धः કર્મયોગ અથવા સમાધિયોગથી સિદ્ધ થયેલો, (પુરુષ) कालेन કાલના વહેવા સાથે, स्वयम् પોતાની મેળે, आत्मनि પોતાનામાં, (૧) विन्दति મેળવી શકે છે.

**ભાવાર્થઃ**—જ્ઞાનસમાન પવિત્ર આ લોકમાં બીજું કંઇ પણ નથીજ, અને કર્મયોગી અથવા યોગનિષ્ઠ થએલો યોગી કેટલોક સમય ગયા પછી પોતાની મેળે પોતાનામાં જ સારી રીતે તે જ્ઞાનને મેળવે છે અર્થાત્ આત્મજ્ઞાન થાય એટલે તે ખરો જ્ઞાની કહેવાય છે અને ત્યારેજ તેનાં કર્માદિ લય પામે છે અને તે પરમાત્મસ્વરૂપ થાય છે. ૩૮.

---

१ राहुरदृश्योऽपि सदा शशिबिंबस्थ प्रकाशते जगति ।
तद्वद्विशुद्धचित्ते प्रकाशमेति स्वयं ह्यात्मा ॥ पञ्चाशितौ ॥

રાહુ હમેશ અદૃશ્ય છે-દેખાતો નથી, પરંતુ સ્વચ્છ થયેલા ચંદ્રમાના બિંબમાં રહીને તે જેમ જગતમાં પ્રકાશે છે, તેમજ વિશેષ શુદ્ધ થએલા ચિત્તમાં આત્મા પણ પોતાની મેળે જ પ્રકાશે છે.

અવતરણિકા—વળી તેને માટે બીજો અધિકારી જણાવી તે અધિકારને પામેવાને એક જ ઉત્તમ રીતિએ જ્ઞાન કેવી રીતે ઉત્પન્ન થઇ શકે તે સબંધનો માર્ગ હવે બતાવે છે

**श्रद्धावांल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ॥**
**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥**

**पदच्छेदः**—श्रद्धावान्, लभते, ज्ञानम्, तत्परः, संयतेन्द्रियः, ज्ञानम्, लब्ध्वा, पराम्, शान्तिम्, अचिरेण, अधिगच्छति.

**व्युत्पत्तिसमासाः**—श्रद्धा अस्य अस्तीति श्रद्धावान् । तत् तुरीयपदवाच्य ज्ञानमेव पर आश्रय यस्य स तत्पर । सयतानि विषयेभ्यो निवर्तितानि इन्द्रियाणि येन स सयतेन्द्रिय । शाम्यते अनया इति शाति , ताम् । न चिरेण इति अचिरेण ।

**અન્વય અને અર્થ:**—श्रद्धावान् ગુરુએ ઉપદેશ આપેલાં વચનોમા આસ્તિક્ય બુદ્ધિવાળો, तत्पर જ્ઞાનમાજ એકનિષ્ઠા વાળો, ( અને ) सयतेन्द्रिय વિષયોમાથી ઇન્દ્રિયોને ખેંચીને જેણે નિયમમા રાખી હોય તેવો (પુરુષ), ज्ञानम् જ્ઞાનને, लभते પ્રાપ્ત કરે છે, ( અને એ પ્રમાણે ) ज्ञानम् જ્ઞાનને लब्ध्वा મેળવીને, पराम् સૌથી પર–શ્રેષ્ઠ शान्तिम् શાતિને, अचिरेण થોડા વખતમા જ, अधिगच्छति પામે છે

ભાવાર્થ—ગુરુના વાક્યોમા તથા પ્રમાણભૂત શાસ્ત્ર વાક્યોમા જેને શ્રદ્ધા હોય, કેવળ જ્ઞાનમાજ અથવા પરમાત્મામાજ જે એકનિષ્ઠા રાખી રહેલો હોય, તેમ વિષયોમાથી ઇન્દ્રિયોને

નિવૃત્ત કરીને જેણે પોતાના વશમાં રાખી હોય તે મનુષ્ય જ જ્ઞાન મેળવી શકે છે અને ત્યાર પછી તે જ્ઞાન પામીને થોડા સમયમાં જ પરમ શાંતિ મેળવે છે. અર્થાત્ તે પરમ શાંતિરૂપ પરબ્રહ્મના સ્વરૂપને પામી જાય છે. ૩૯.

અવતરણિકાઃ—આ પ્રમાણે જ્ઞાન મેળવવાના અધિકારીનું વર્ણન કરી હવે તેના અનધિકારીનું વર્ણન કરે છેઃ

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ॥
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥४०॥

पदच्छेदः—अज्ञः, च, अश्रद्दधानः, च, संशयात्मा, विनश्यति, न, अयम्, लोकः, अस्ति, न, परः, न, सुखम्, संशयात्मनः.

व्युत्पत्तिसमासाः—जानातीति ज्ञः, न ज्ञः इति अज्ञः। श्रद्दधातीति श्रद्दधानः, न श्रद्दधानः इति अश्रद्दधानः। संशयः विद्यते आत्मनि यस्य सः संशयात्मा। विशेषेण नश्यति इति विनश्यति।

અન્વય અને અર્થઃ—अज्ञः અજ્ઞાની, च અને, अश्रद्दधानः અશ્રદ્ધાળુ, च તેમ, संशयात्मा જેના ચિત્તમાં સંશય છે એવો (પુરુષ), विनश्यति નાશ પામે છે, (અને તેવા) संशयात्मनः સંશયયુક્ત ચિત્તવાળાનો, अयम् આ, लोकः લોક, न, अस्ति નથી, (તેમ) परः પરલોક, (પણ), न નથી, (અને તેથી તેને) सुखम् સુખ, (પણ) न નથી.

ભાવાર્થઃ—જ્ઞાનરહિત, ગુરુના અથવા શાસ્ત્રના વચનમાં શ્રદ્ધવિનાનો અને તેથીજ સંશયયુક્ત ચિત્તવાળો જે પુરુષ છે તે

નાશ પામે છે, કેમકે તેવા સંશયયુક્ત ચિત્તવાળાને આ લોક કે પરલોક પણ પ્રાપ્ત થતો નથી અને તેથી તેને સુખ પણ મળી શકતું નથી. ૪૦.

**અવતરણિકા:**—એ પ્રમાણે સર્વ અનર્થનામૂલરૂપ સંશયને દૂર કરવા માટે તથા આત્મનિશ્ચયને માટે ચોકકસ ઉપાય કહ્યો છે તે બતાવતાં, ત્રીજા અને ચોથા અધ્યાયમાં પૂર્વ અને અપર–ભેદ વડે જે બે કર્મનિષ્ઠા અને જ્ઞાનનિષ્ઠા કહેવામા આવેલી છે તેનો ઉપસંહાર કરતાં ભગવાન્ શ્રીકૃષ્ણ આ પ્રમાણે અર્જુનને કહે છે.

**योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ॥**
**आत्मवंतं न कर्माणि निबध्नन्ति धनंजय ॥ ४१ ॥**

**पदच्छेदः**—योगसंन्यस्तकर्माणम्, ज्ञानसंछिन्नसंशयम्, *आत्मवन्तम्, न, कर्माणि, निबध्नन्ति, धनञ्जय.*

**व्युत्पत्तिसमासाः**—योगेन–परमेश्वराराधनरूपेण तस्मिन् सम्यक् न्यस्तानि समर्पितानि कर्माणि येन सः योगसंन्यस्तकर्मा, तम् योगसंन्यस्तकर्माणम् । ज्ञानेन आत्मबोधेन सम्यक् छिन्नः संशयः देहाद्यभिमानलक्षणो यस्य सः ज्ञानसंछिन्नसंशयः, तम् ज्ञानसंछिन्नसंशयम् । आत्मा अस्य अस्तीति आत्मवान्, तम् आत्मवन्तम् । धनं जयतीति धनञ्जयः, तत्संबुद्धौ धनञ्जय ।

**અન્વય અને અર્થ:**—धनञ्जय હે ધનંજય–અર્જુન ! योगसंन्यस्तकर्माणम् પરમેશ્વરના આરાધનરૂપ યોગ વડે તે પરબ્રહ્મમાં જ જેણે પોતાનાં કર્મોને સારી રીતે અર્પણ કરી દીધાં છે તેવા, (અને) ज्ञानसंछिन्नसंशयम् જ્ઞાન વડે દેહાદિના અભિ-

માનરૂપ સંશય જેનો છેદાઇ ગયો છે તેવા, आत्मवन्तम् પ્રમાદ-રહિત–સાવધાન ચિત્તવાળાને, कर्माणि કર્મો, न, निबध्नन्ति બંધન કરતાં નથી.

**ભાવાર્થઃ**—હે અર્જુન ! ધ્યાનયોગ વડે અથવા કર્મયોગ વડે પણ જેણે પોતાનાં સર્વ કર્મો પરમાત્માને જ સમર્પણ કર્યાં છે, જ્ઞાન વડે જેનો દેહાદિકના અભિમાનરૂપ સંશય નાશ પામી ગયો છે તથા જે સદા સાવધાન–અપ્રમત્ત–ચિત્તવાળો રહે છે અર્થાત્ યોગમાંથી પતન થતો નથી, પણ આત્મનિષ્ઠ થઈ રહે છે તેવાને કર્મો કંઈ પણ બંધન કરતાં નથી. ૪૧.

અવતરણિકાઃ—"ચિત્તશુદ્ધિ દ્વારા જ્ઞાન મેળવી શકાય છે, તેમ જ્ઞાન વડે સંશય રહિત થતા જ્ઞાની પુરુષ કર્મો વડે બંધન પામતો નથી, પરંતુ સંશયાત્માનો તો નાશજ થાય છે." એ પ્રમાણેની વસ્તુસ્થિતિ હોવાથી હવે જે કંઈ કર્તવ્યતા પ્રાપ્ત થાય છે તે સમજાવવા અધ્યાયના અંતમાં ભગવાન્ કહે છે.

**तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मना ॥**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

**पदच्छेदः**—तस्मात्, अज्ञानसंभूतम्, हृत्स्थम्, ज्ञानासिना, आत्मना, छित्त्वा, एनम्, संशयम्, योगम्, आतिष्ठ, उत्तिष्ठ, भारत.

**व्युत्पत्तिसमासाः**—न ज्ञानम् अज्ञानम्, अज्ञानात् संभूतः इति अज्ञानसंभूतः, तम्। हृदि तिष्ठति इति हृत्स्थः, तम् हृत्स्थम्। ज्ञानम् एव असिः यस्य सः ज्ञानासिः, तेन ज्ञानासिना। भरतस्य गोत्रापत्यं पुमान् भारतः, तत्संबुद्धौ हे भारत।

અન્વય અને અર્થ:—तस्मात् તેથી, भारत હે અર્જુન ! अज्ञानसंभूतम् અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા, हृत्स्थम् હૃદયને વિષે રહેલા, एनम् એ દેહાદિના અભિમાનરૂપ, संशयम् સંશયને, ज्ञानासिना જ્ઞાનરૂપી જેની તરવાર છે એવા, आत्मना આત્મા વડે, छित्त्वा છેદીને, योगम् યોગનું, आतिष्ठ અવલંબન કર, (અને) उत्तिष्ठ ( યુદ્ધ કરવા માટે ) ઉભો થા.

ભાવાર્થ:—માટે હે ભરતવંશી અર્જુન ! અજ્ઞાન દ્વારા ઉત્પન્ન થયેલા અને હૃદયમાં રહેલા એ દેહાભિમાનરૂપ સંશયને જ્ઞાનરૂપી તરવાર વડે પોતાના આત્માથી જ છેદીને—ઉત્તમ પ્રકારનો આત્મજ્ઞાની બનીને—પરમાત્મા સંબંધી જ્ઞાનના ઉપાય રૂપ એવા યોગનું અવલંબન કર, અને તેનો સ્વીકાર કરી તું યુદ્ધ કરવાને માટે તૈયાર થા. ૪૨.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तातिकप्रणात-
सान्वय-बोधिन्या गुर्जरटीकायां ज्ञानकर्म-
योगोनाम चतुर्थोऽध्याय ॥



# पञ्चमोऽध्यायः ।



અવતરણિકા—'कर्मण्यकर्म यः पश्येत्' એ શ્લોકથી આરંભીને 'स युक्तः कृत्स्नकर्मकृत्' એ શ્લોકથી ઉપક્રમ (પ્રારંભ) કરીને 'ज्ञानाग्निदग्धकर्माणम्' 'शारीरं केवलं कर्म कुर्वन्' 'यदृच्छालाभसंतुष्टो' 'सर्वं कर्माखिलं पार्थ' 'ज्ञानाग्निः सर्वकर्माणि' 'योगसंन्यस्तकर्माणम्' એ શ્લોકો વડે સર્વ કર્મોનો સંન્યાસ ભગવાન્ શ્રીકૃષ્ણે કહ્યો, અને 'छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत' એ વચન વડે કર્માનુષ્ઠાનલક્ષણવાળા યોગનું આચરણ કરવાનું પણ કહ્યું. આથી કર્મસંન્યાસ અને કર્મયોગ બન્નેની એક સ્થાને એક જ સમયે પ્રાપ્તિમાં, સ્થિર અને ચલિત દશામાં પરસ્પર પ્રકાશ અને અંધકારની પેઠે વિરોધ છે તેથી બન્ને એકમાં અંતર્ગત થઈ જાય તેમ અસંભવિત છે, તથા બન્નેનું આચરણ કરવામાં ભિન્ન ભિન્ન સમયની આવશ્યકતા હોવાથી એકસાથે આચરી શકાય તેમ નથી, તેથી એ બન્નેમાંથી કોઈપણ એકનું જ આચરણ થઈ શકે એ હેતુથી તે બંનેમાં વધારે શ્રેષ્ઠ અને આચરણ કરવા લાયક કયો યોગ હોઈ શકે તે જાણવાની ઇચ્છાથી તેમ તે જાણીને તે પ્રશસ્ત યોગનું જ સેવન કરવું એમ માની 'કર્મ-સંન્યાસ' અને 'કર્મ-યોગ' એ બેમાંથી એકની ઉત્કૃષ્ટતા વધારે સમજવાના ઉદ્દેશથી અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણને આ પ્રમાણે પ્રશ્ન પૂછે છે

अर्जुन उवाच । અર્જુન પૂછે છે—

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ॥
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥

१ ब्रह्मचर्यं समाप्य गृही भवेत् गृहाद्वनी भूत्वा प्रव्रजेयादितरथा ब्रह्मचर्यादेव प्रव्रजेत् गृहाद्वा वनाद्वा । यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् ॥ इति श्रुतिः ॥

બ્રહ્મચર્યને સમાપ્ત કરી ગૃહસ્થ થવું, ગૃહસ્થથી વાનપ્રસ્થ થઈ પછી સંન્યાસી

पदच्छेदः—संन्यासम्, कर्मणाम्, कृष्ण, पुनः, गम्, च, शंससि, यत्, श्रेयः, एतयोः, एकम्, तत्, मे, हि, सुनिश्चितम्.

व्युत्पत्तिसमासाः—सम्यक् कर्मणाम् न्यासः इति संन्यासः, संन्यासम् । कर्षति पापानि स्वभक्तानाम् इति कृष्णः, तत्संबुद्धौ हे ण । अतिशयेन प्रशस्तम् इति श्रेयः । सुष्ठु निश्चितम् सुनिश्चितम्, सुनिश्चितम् ।

અન્વય અને અર્થઃ—कृष्ण હે કૃષ્ણ! कर्मणाम् કર્મોના, ન્યાસમ્ ત્યાગને, च અને, पुनः ફરીને, योगम् યોગને–કર્માનુ-રૂપ યોગને, शंससि તમે વખાણો છો, (પરંતુ) एतयोः કર્મસં-ન્યાસ અને કર્મયોગ એ બેમાંથી, यत् જે, श्रेयः વધારે કલ્યાણ-કારી હોય, तत् તે, एकम् એક (જ), सुनिश्चितम् સારી રીતે નિશ્ચિત હોય તેવું, मे મને, ब्रूहि કહો.

ભાવાર્થઃ—હે કૃષ્ણ! એક વખત કર્મોના ત્યાગને અને બીજી વખત કર્મના અનુષ્ઠાનને એટલે કર્મયોગને આપ વખાણો છો. તો કર્મ–સંન્યાસ અને કર્મ–યોગ એ બેમાથી જે એક વધારે કલ્યાણકારી હોય અને જેનો સારી રીતે કલ્યાણકારક તરીકેનો

---

અગર તેમ નહિ તો બ્રહ્મચર્યથીજ સન્યાસી થવુ અથવા ગૃહસ્થાશ્રમથી જ ... ગૃહસ્થથી જ જે દિવસે વૈરાગ્ય ઉત્પન્ન થાય તે દિવસે જ સન્યાસી થવુ

२ आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥

યોગને આરંભવા ઈચ્છવાવાળા મુનિને ભગવદર્પણ બુદ્ધિવડે કર્મ કરવુ અવશ્ય કારણ કહેવાય છે અને યોગમા આરૂઢ થએલા તે જ મુનિને વિવેક અને ય સાથે શમ (ઈન્દ્રિયનિગ્રહ કરવો) એ અવશ્ય કારણ કહેવાય છે

નિશ્ચય કરેલો હોય તેવું આપ મને કહો. અર્થાત્ તે બેમાંથી જે ઉત્તમ માર્ગ હોય તે માર્ગ મને બતાવો. ૧.

અવતરણિકાઃ—અર્જુનના ઉપરોક્ત પ્રશ્નનો ભગવાન્ શ્રીકૃષ્ણ હવે ઉત્તર આપે છેઃ

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છેઃ–

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ॥
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ २ ॥

पदच्छेदः—संन्यासः, कर्मयोगः, च, निःश्रेयसकरौ, उभौ, तयोः, तु, कर्मसंन्यासात्, कर्मयोगः, विशिष्यते.

व्युत्पत्तिसमासाः—कर्मणां योगः कर्मयोगः । अतिशयेन प्रशस्यम् इति श्रेयः, निश्चितं श्रेयः इति निःश्रेयसम्, निःश्रेयसम् कुर्वतः इति निःश्रेयसकरौ । कर्मणां संन्यासः कर्मसंन्यासः, तस्मात् कर्मसंन्यासात् ।

**અન્વય અને અર્થઃ**—( હે અર્જુન ! ) संन्यासः કર્મ-સંન્યાસ, च અને, कर्मयोगः કર્મયોગ, उभौ એ બંને, निःश्रेयसकरौ પરમકલ્યાણ–મોક્ષ કરવાવાળા છે, तु પરંતુ, तयोः તે બંનેમાં, कर्मसंन्यासात् કર્મસંન્યાસ–યોગ કરતાં, कर्मयोगः કર્મયોગ, विशिष्यते અધિક શ્રેષ્ઠ છે.

---

१ देशकालवयोऽवस्था बुद्धिशक्त्यनुरूपतः ।
धर्मोपदेशो भैषज्यं वक्तव्यं धर्मपारगैः ॥

દેશ, કાલ, વય, અવસ્થા, બુદ્ધિ અને શક્તિ પ્રમાણે જ ધર્મના તત્ત્વ જાણનારાઓએ ધર્મના ઉપદેશરૂપી ઔષધોપચાર કરવો.

ભાવાર્થઃ—હે અર્જુન ! ‘ કર્મ-સન્યાસ ’ અને ‘ કર્મ-યોગ ’ એ બને પરમ કલ્યાણની અર્થાત્ મોક્ષની પ્રાપ્તિ કરાવનારા છે, છતા પણ તે બનેમા ‘ કર્મ સન્યાસ ’ કરતા ‘ કર્મ યોગ ’ વધારે શ્રેષ્ઠ છે ૨

અવતરણિકા —આ પ્રમાણે કર્મયોગની વિશિષ્ટતા બતાવીને પણ સન્યાસમા કર્મને ખરો સન્યાસ કરનાર કોને કહેવામા આવે છે તે કહે છે

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ॥
निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥

पदच्छेदः—ज्ञेयः, सः, नित्यसंन्यासी, यः, न, द्वेष्टि, न, काङ्क्षति, निर्द्वन्द्वः, हि, महाबाहो, सुखम्, बधात्, प्रमुच्यते.

व्युत्पत्तिसमासाः—ज्ञातु योग्य ज्ञेय । सन्यास अस्य अस्तीति सन्यासी, नित्य सर्वदा सन्यासी इति नित्यसन्यासी । निर्गत द्वद्व सुखदु खादिसज्ञित यस्मात् स निर्द्वन्द्व । प्रकर्षेण सौख्येण मुच्यते इति प्रमुच्यते ।

અન્વય અને અર્થઃ—महाबाहो હે મહાબાહો ! य જે પુરુષ, ( કોઇને ) न द्वेष्टि દ્વેષ કરતો નથી, ( તેમ કઇ ) न, काङ्क्षति ઇચ્છા કરતો નથી, स તે, नित्यसन्यासी નિર તર સન્યાસવાળો, ज्ञेय જાણવો, ( કારણ કે ) निर्द्वन्द्व સુખદુ ખાદિસજ્ઞાવાળા દ્વન્દ્વથી રહિત પુરુષ, बन्धात् સસારના બધનમાથી, सुखम् સુખપૂર્વક, प्रमुच्यते છુટી જાય છે

ભાવાર્થઃ—હે મહાબાહો ! જે પુરુષ કોઇનો દ્વેષ કરતો નથી તેમજ કોઇપણ પ્રકારની ઇચ્છા કરતો નથી તેને સર્વદા

સંન્યાસી જાણવો. કારણકે સુખદુઃખાદિ સંજ્ઞાવાળાં દ્વન્દ્વથી રહિત જે પુરુષ છે તે સંસારનાં કર્મ-રૂપી બંધનોમાંથી સુખપૂર્વક મુક્ત થઈ જાય છે, એટલે દ્વેષ અને ઈચ્છા એ જ દ્વન્દ્વની ઉત્પત્તિ કરનાર હોવાથી અને તેમનાથીજ કર્મનું બંધન થતું હોવાથી તે દ્વન્દ્વરહિત જે થઈ જાય છે તે બંધનથી મુક્ત થઈ જાય છે. ૩.

અવતરણિકા:—"'કર્મસન્યાસ' અને 'કર્મયોગ' એ બને ભિન્ન હોવાથી ભિન્ન પુરુષ વડે અનુષ્ઠાન કરવા યોગ્ય હોઈ શકે, તેમ તેમનુ ફ્લ પણ ભિન્ન જ હોવુ જોઈએ અને તેથી બને પરમ શ્રેયની પ્રાપ્તિ કરાવનાર હોઇ શકે નહિ" એવી શંકા પ્રાપ્ત થતા તેના નિવારણ માટે ભગવાન્ શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે અર્જુનને કહે છે

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पंडिताः ॥
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥ ४ ॥

पदच्छेदः—सांख्ययोगौ, पृथक्, बालाः, प्रवदन्ति, न, पण्डिताः, एकम्, अपि, आस्थितः, सम्यक्, उभयोः, विन्दते, फलम्.

---

१ सम्यगात्ममति सख्या तां वहत्यात्मबोधने ।
ज्ञानान्तरङ्गहेतुत्वात् सांख्य सन्यास उच्यते ॥

સારી રીતે સ્વસ્વરૂપાનુસંધાનબુદ્ધિ તે સંખ્યા કહેવાય છે, એ સંખ્યાને આત્મજ્ઞાન થવા માટે જે ધારણ કરે તે જ્ઞાનનુ અંતરંગ કારણ હોવાથી સાંખ્ય અર્થાત્ સન્યાસ કહેવાય છે.

२ परेण ब्रह्मणा सार्द्धमेकत्व यन्नृपात्मन ।
स एव योगो विख्यात किमन्यद्योगलक्षणम् ॥

હે રાજન્ ! આત્માનુ પરબ્રહ્મની સાથે જે એક પણુ તેજ 'યોગ' એ નામથી પ્રસિદ્ધ છે યોગનુ બીજુ લક્ષણ શું હોય ?

**व्युत्पत्तिसमासाः**—सम्यक् एकीभावेन ख्यायते प्रकाश्यते वस्तुस्वरूपम् अनया इति संख्या शुद्धचेतोवृत्तिः, तस्याः अयं साधनभूतः संन्यासः सांख्यः, सांख्यश्च योगश्च सांख्ययोगौ, तौ साख्ययोगौ। प्रकर्षेण वदन्ति इति प्रवदन्ति। पंडा असाधारणा बुद्धिः संजाता एषाम् इति पंडिताः। आ समन्तात् सावधानतया स्थितः इति आस्थितः।

**અન્વય અને અર્થઃ**—सांख्ययोगौ સાંખ્ય–જ્ઞાનપૂર્વક કર્મત્યાગ–કર્મસંન્યાસયોગ અને કર્મયોગ એ બંને, पृथक् જુદા જુદા છે, (એમ) बाला. એ વિષયમાં બાળક જેવા સારાસારના વિવેકરહિત–અજ્ઞાનીઓ–મૂઢ લોકો, प्रवदन्ति કહે છે, (પરંતુ) पण्डिताः બ્રહ્મજ્ઞાનીઓ, (એમ) न (प्रवदन्ति) કહેતા નથી, (કારણકે એ બેમાંથી) एकम् એકનું, अपि પણ, सम्यक् સારી રીતે, आस्थितः આચરણ કરનાર પુરુષ, उभयोः બંનેનાં, फलम् ફલને, विन्दते મેળવે છે.

**ભાવાર્થઃ**—જ્ઞાનપૂર્વક કર્મનો ત્યાગ એટલે કે 'કર્મસંન્યાસયોગ,' અને ઈશ્વરોપાસનારૂપ શુદ્ધ નિષ્કામ 'કર્મયોગ' એ બને જુદા છે એમ એ બંનેના સ્વરૂપને ન સમજનારા અજ્ઞાનીઓ બોલે છે, પણ વિદ્વાનો બોલતા નથી, કારણ કે 'કર્મસંન્યાસ' તથા 'કર્મયોગ' એ બેમાંથી કોઈ એકનું પણ જો સારી રીતે આચરણ કરે તો તે પુરુષ બનેથી મેળવી શકાતા એવા શાશ્વત–અવિનાશિ ફલને એટલે મોક્ષને પામે છે. ૪.

અવતરણિકા—"બેમાંથી એક જ યોગના અનુષ્ઠાનથી બંનેનું સમાન ફળ કેવી રીતે મળે છે?" તે સ્વાભાવિક જિજ્ઞાસાને દૂર કરવાના હેતુથી ભગવાન શ્રીકૃષ્ણ કહે છે.

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ॥
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥५॥

पदच्छेदः—यत्, सांख्यैः, प्राप्यते, स्थानम्, तत्, योगैः, अपि, गम्यते, एकम्, सांख्यम्, च, योगम्, च, यः, पश्यति, सः, पश्यति.

व्युत्पत्तिसमासाः—साख्यः–ज्ञानपूर्वककर्मसंन्यासयोगः परमश्रेयःप्राप्त्यै अनुष्ठेयः येषां ते सांख्याः, तैः सांख्यैः कर्मसंन्यासिभिः । स्थीयते अस्मिन् इति स्थानम् । योगः–निष्कामकर्मलक्षणः–कर्मयोग. परमश्रेयःप्राप्त्यै अनुष्ठेयः येषां ते योगाः, तैः योगैः ।

અન્વય અને અર્થઃ—सांख्यैः સાંખ્યો (જ્ઞાનપૂર્વક ‘કર્મ–સંન્યાસ ’ને જ મોક્ષપ્રાપ્તિને માટે જેમણે ઉત્તમ ઉપાય માનેલો છે તેવા જ્ઞાનીઓ ) વડે, यत् જે, स्थानम् સ્થાન (પરમબ્રહ્મ ), प्राप्यते પ્રાપ્ત કરાય છે, तत् તે જ ધામ પ્રતિ, योगैः કર્મયોગીઓ વડે, अपि પણ, गम्यते જવાય છે, ( અને તેથી ) सांख्यम् જ્ઞાનોત્પત્તિ દ્વારા કર્મસંન્યાસને, च અને, योगम् નિષ્કામ કર્મયોગને, च પણ, यः જે પુરુષ, एकम् એક, (જ) पश्यति જુએ છે, सः તે, (જ) पश्यति જુએ છે. અર્થાત્ તેજ ખરો બ્રહ્મદ્રષ્ટા છે.

ભાવાર્થઃ—કર્મ–સંન્યાસીઓ વડે અર્થાત્ જ્ઞાનીઓ વડે જે પરમ ધામની પ્રાપ્તિ થાય છે તે જ સ્થાન–પરમ ધામ નિષ્કામ કર્મયોગીઓ વડે પણ મેળવાય છે, અને તેથી જ્ઞાનોત્પત્તિ દ્વારા કર્મસંન્યાસને અને કર્મયોગને જે પુરુષ એક જ માને છે તે જ ખરો જોનારો છે–જાણનારો છે. અર્થાત્ બંનેને અંતમાં જે લક્ષ્ય

મેળવવાનું છે તે એકજ હોવાથી તે બંનેને એક જ માનનારો પુરુષ સત્ય બ્રહ્મદ્રષ્ટા એટલે જ્ઞાની માનવામાં આવે છે. ૫.

**અવતરણિકાઃ**—"અથવા કર્મયોગીની નિષ્ઠાઓ પણ જો કર્મ સંન્યાસમાં અંતર્ગત થઈ જતી હોય તો પહેલાથી જ 'કર્મસંન્યાસ'નું આચરણ શા માટે ન કરવું?" એવી અર્જુનની શંકાને દૂર કરવાના હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ સન્યાસયોગની દુષ્પ્રાપ્યતા અને કર્મયોગની સુકરતા બતાવતાં અર્જુનને નીચે પ્રમાણે કહે છે

**सं[1]न्यासस्तु महाबाहो [2]दुःखमाप्तुमयोगतः ॥**
**योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥ ६ ॥**

**पदच्छेदः**—संन्यासः, तु, महाबाहो, दुःखम्, आप्तुम्, अयोगतः, योगयुक्तः, मुनिः, ब्रह्म, न, चिरेण, अधिगच्छति.

**व्युत्पत्तिसमासाः**—न योगः अयोगः, तस्मात् अयोगात्, अयोगादिति अयोगतः । योगेन युक्तः योगयुक्तः ।

**અન્વય અને અર્થઃ**—महाबाहो હે મહાબાહો! संन्यासः કર્મસંન્યાસ, तु તો, अयोगतः કર્મયોગ વિના, दुःखम् દુઃખથી,

---

१ प्रमादिनो बहिश्चित्ता पिशुना कलहोत्सुका ।
संन्यासिनोऽपि दृश्यन्ते दैवसंदूषिताशया ॥

પ્રમાદી, અસ્થિર મનવાળા, દુષ્ટવૃત્તિવાળા કલેશ કરવામાં ઉત્સુક અને પ્રારબ્ધવશ દૂષિત વાસનાઓવાળા કોઈ કોઈ સન્યાસિઓ પણ જોવામાં આવે છે

२ धीशोधकमृते कर्मसंन्यासो यो हठाद्भवेत् ।
स तु दुःखमवाप्नोति बुद्धिसंशोधनाभावतः ॥

બુદ્ધિ-અંતઃકરણાદિને શુદ્ધ કર્યા વિના જે હઠથી કરેલો કર્મસન્યાસ-ત્યાગ છે તે બુદ્ધિના સંશોધનના અભાવે દુઃખપ્રાપ્તિને માટે જ છે.

आप्तुम् મેળવવાને (યોગ્ય છે), (પરંતુ) योगयुक्तः નિષ્કામ કર્મયોગયુક્ત, मुनिः મુનિ, ब्रह्म બ્રહ્મને, न, चिरेण થોડા વખતમાં (જ), अधिगच्छति મેળવે છે.

**ભાવાર્થઃ**—હે મહાબાહો ! જ્ઞાનપૂર્વક કર્મસંન્યાસ તો કર્મયોગ વિના ઘણા દુઃખથી પ્રાપ્ત થઈ શકે તેવો છે, પરંતુ નિષ્કામ કર્મયોગી તો ઘણા થોડા વખતમાજ પરબ્રહ્મની પ્રાપ્તિ કરી શકે છે. અર્થાત્ કર્મનો સંન્યાસ કષ્ટસાધ્ય છે અને નિષ્કામ કર્મયોગ સુલભ છે તેથી પરબ્રહ્મની પ્રાપ્તિમાં સરળ ઉપાય એ જ છે એમ સમજી પ્રથમ તે સુલભ માર્ગજ સ્વીકારવા યત્ન કરવો. ૬.

**અવતરણિકાઃ**—"કર્મયોગના અનુષ્ઠાનથી બ્રહ્મપ્રાપ્તિ થાય છે, એ વાત કદાચ સ્વીકારવામા આવે તોપણ મનુષ્યને તેના ઉપરના કર્મો તો અવશ્ય બંધનરૂપ થઈ પડે" એવી અર્જુનની શંકાના નિવારણને માટે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છેઃ

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः ॥
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥

**पदच्छेदः**—योगयुक्तः, विशुद्धात्मा, विजितात्मा, जितेन्द्रियः, सर्वभूतात्मभूतात्मा, कुर्वन्, अपि, न, लिप्यते.

**व्युत्पत्तिसमासाः**—युज्यते शास्त्रीयकर्मणि भगवदाराधने अनेन इति योगः, योगेन युक्तः इति योगयुक्तः । विशेषेण शुद्धः आत्मा अंतःकरण यस्य सः विशुद्धात्मा । विशेषेण जितः आत्मा शरीरं येन सः विजितात्मा । जितानि इन्द्रियाणि येन सः जितेन्द्रियः । सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, सर्वभूतानाम् ब्रह्मादीना

स्तम्बपर्यन्तानाम् आत्मभूतः आत्मा यस्य सः सर्वभूतात्मभूतात्मा—सम्यग्दर्शी। करोतीति कुर्वन् । न आत्मा अनात्मा, अनात्मा आत्मा इव भूतः इति आत्मभूतः ।

**અન્વય અને અર્થઃ**—योगयुक्तः કર્મયોગથી જોડાયલો, विशुद्धात्मा અત્યંત શુદ્ધ અંતઃકરણવાળો, विजितात्मा શરીર અથવા મનને જેણે પોતાને વશ રાખેલું છે તેવો, जितेन्द्रियः ઇન્દ્રિયોને નિયમમાં રાખનાર, (અને) सर्वभूतात्मभूतात्मा પ્રાણિમાત્રની સમાન જેણે પોતાનો આત્મા જાણેલો છે તેવો પુરુષ, कुर्वन् કર્મ કરતો, अपि છતાં પણ, ( કર્મથી ) न, लिप्यते લેપાતો નથી.

**ભાવાર્થઃ**—ભગવાનને અર્પણ કરવામાં આવેલું તથા ફલની ઇચ્છારહિત કરેલું ઇત્યાદિ ગુણોવાળું શાસ્ત્રોક્ત જે કર્મ તે કર્મરૂપી યોગથી યુક્ત, વિશુદ્ધ અંતઃકરણવાળો, શરીર અથવા મન અને ઇંદ્રિયો જેના વશમાં છે તેવા, તથા પ્રાણિમાત્રને પોતાની સમાન માનનારો અર્થાત્ આત્મસમદૃષ્ટિ રાખનારો જે પુરુષ છે તે કર્મ કરતો હોય છે છતાં પણ તેનાથી બંધાતો નથી. અર્થાત્ સમદૃષ્ટિવાળા સંયમી મુનિનું કર્મ બધું ક્ષીણ થઇ જતું હોવાથી તેને તેનું બંધન રહી શકતું નથી. ७.

અવતરણિકાઃ—"કર્મ કરવા છતાં પણ તેની કંઇપણ અસર તત્ત્વજ્ઞાનીને નથી થતી એ આશ્ચર્ય જેવું છે !" એવી અર્જુનની શંકાના નિવારણમાં ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના બે શ્લોકોમાં 'જ્ઞાનીને કર્મબન્ધન ન થવાનું શું કારણ છે' તે જણાવે છે.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्छृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ॥
इंद्रियाणींद्रियार्थेषु वर्तन्ते इति धारयन् ॥ ९ ॥

**पदच्छेदः**—न, एव, किंचित्, करोमि, इति, युक्तः, मन्येत, तत्त्ववित्, पश्यन्, शृण्वन्, स्पृशन्, जिघ्रन्, अश्नन्, गच्छन्, स्वपन्, श्वसन्, प्रलपन, विसृजन्, गृह्णन्, उन्मिषन्, निमिषन्, अपि, इन्द्रियाणि, इन्द्रियार्थेषु, वर्तन्ते, इति, धारयन्.

**व्युत्पत्तिसमासाः**—तत्त्व वेत्तीति तत्त्ववित् । पश्यतीति पश्यन् । शृणोतीति शृण्वन् । स्पृशतीति स्पृशन् । जिघ्रतीति जिघ्रन् । अश्नातीति अश्नन् । गच्छतीति गच्छन् । स्वपितीति स्वपन् । श्वसितीति श्वसन् । प्रकर्षेण लपतीति प्रलपन् । विसृजतीति विसृजन् । गृह्णातीति गृह्णन् । उन्मिषतीति उन्मिषन् । इन्द्रेण दुर्जयानि इन्द्रियाणि, इन्द्रियाणाम् अर्था विषया इन्द्रियार्थाः, तेषु इन्द्रियार्थेषु । धारयतीति धारयन् ।

**અન્વય અને અર્થઃ**—युक्त. નિષ્કામ કર્મયોગવડે યુક્ત, तत्त्ववित् તત્ત્વજ્ઞાની, इन्द्रियाणि ઇન્દ્રિયો, इन्द्रियार्थेषु ઇન્દ્રિયોના વિષયોમાં, वर्तन्ते (સ્વાભાવિક રીતે) પ્રવર્ત્તે છે, इति એ પ્રમાણે, धारयन् નિશ્ચય કરીને, पश्यन् (આંખ વડે) જોતો, शृण्वन् (કાન વડે) સાંભળતો, स्पृशन् (ત્વચા વડે) સ્પર્શ કરતો, जिघ्रन् (નાસિકા વડે) સૂંઘતો, अश्नन् (જીહ્વા વડે) રસાસ્વાદ લેતો, गच्छन् (પગ વડે) ચાલતો, स्वपन् સૂતો, श्वसन् શ્વાસ લેતો, प्रलपन् (વાણી વડે) બોલતો, विसृजन् (ગુદા તથા ઉપસ્થ દ્વારા મલમૂત્રને) ઉત્સર્ગ કરતો, गृह्णन् (હાથ વડે) ગ્રહણ કરતો, उन्मिषन् આંખો ઉઘાડતો,

(તેમ) निमिषन् આંખોને મીચતો એટલે નાગ કૂર્માદિ પાંચ વાયુઓની ઉંચી નીચી ગતિ તથા [1]સ્ફૂર્ણાયુક્ત હોવા છતા, अपि પણ, किंचित् હું કાંઈ પણ, न, एव નથી જ, करोमि કરતો, इति એ પ્રમાણે, मन्येत માને. અર્થાત્ કર્તાપણાના અભિમાનથી દૂર રહે

ભાવાર્થઃ—નિષ્કામ કર્મયોગવડે યુક્ત તત્ત્વજ્ઞાનીએ, 'ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોમા સ્વાભાવિક રીતે પ્રવર્તે છે,' એ પ્રમાણે નિશ્ચય કરીને પોતે જોતો, સાભળતો, સ્પર્શ કરતો, સૂંઘતો, ખાતો, ચાલતો, સૂતો, શ્વાસ લેતો, બોલતો, મલમૂત્રાદિ ઉત્સર્ગ કરતો, હાથ વડે પકડતો, આંખોને ઉઘાડતો તથા બંધ કરતો એટલે નાગ કૂર્માદિ વાયુઓ વડે ઉંચી નીચી ગતિ તથા સ્ફૂર્ણાવાળો હોવા છતા પણ, 'હું કાંઈ પણ નથી જ કરતો,' એમ માનવું જોઇએ અર્થાત્ કર્તાપણાના અભિમાનથી સદંતર દૂર રહેવું જોઇએ અને તેમ કરવાથી તે કર્મ કરતો છતા પણ તે તત્ત્વજ્ઞાનીને તે કર્મની બંધનરૂપ અસર થતી નથી ૮–૯.

અવતરણિકા —ઉપરોક્ત વાતનું જ વિશેષ રૂપ નીરૂપણ કરે છે

ब्रह्मण्याधाय कर्माणि सङ्गं त्यक्त्वा करोति यः ॥
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ १० ॥

---

१ स्फटिकः प्रतिबिंबेन यथा नाप्नोति रञ्जनम् ।
तज्ज्ञः कर्मरूपेण तद्वत् नाप्नोति रञ्जनम् ॥

સ્ફટિકમણિને જપાકુસુમાદિના પ્રતિબિંબવડે જેમ રંગ ચડી જતો નથી તેમ અંતઃકરણને કર્મમાં રહેતા છતા પણ કર્મના રૂપવડે રંગ ચડતો નથી અને તેથી અંતઃકરણ રૂપ રહેતા તે આત્મા પણ કર્મરૂપથી લેપાયમાન થતો નથી.

पदच्छेदः—ब्रह्मणि, आधाय, कर्माणि, सङ्गम्, त्यक्त्वा, करोति, यः, लिप्यते, न, सः, पापेन, पद्मपत्रम्, इव, अम्भसा.

व्युत्पत्तिसमासाः—बृंहति इति ब्रह्म, तस्मिन् । क्रियन्ते तानि कर्माणि, तानि । पद्मस्य पत्रम् पद्मपत्रम् । आप्नोति इति अम्भः, तेन अम्भसा ।

અન્વય અને અર્થઃ—यः જે પુરુષ, सङ्गं સંસર્ગ-આસક્તિ-ઉપાધિનો, त्यक्त्वा ત્યાગ કરીને, कर्माणि કર્મોને, ब्रह्मणि બ્રહ્મને વિષે, आधाय રાખીને (બ્રહ્મને અર્પણ કરીને), करोति કરે છે, सः તે પુરુષ, अम्भसा પાણી વડે, पद्मपत्रम् કમળનું પત્ર, इव જેમ, (તેમ) पापेन પાપ વડે, न, लिप्यते લેપાતો નથી.

ભાવાર્થઃ—જે પુરુષ સંસર્ગ-આસક્તિ-ઉપાધિનો ત્યાગ કરીને સર્વ કર્મ બ્રહ્મને અર્પણ કરીને કરે છે તે, કમળનું પાંદડું જેમ જલ વડે લિપ્ત થતું નથી તેમ કર્મો વડે લેપાતો નથી. અર્થાત્ કર્મના બંધનમાં આવતો નથી. ૧૦.

અવતરણિકાઃ—એ પ્રમાણે કર્મબંધનના નિવારણનો રસ્તો બતાવી હવે મોક્ષમાં કારણભૂત કર્મનું આચરણ કેવી રીતે કરવું તે દર્શાવે છેઃ

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ॥
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वात्मशुद्धये ॥११॥

पदच्छेदः—कायेन, मनसा, बुद्ध्या, केवलैः, इन्द्रियैः, अपि, योगिनः, कर्म, कुर्वन्ति, सङ्गम्, त्यक्त्वा, आत्मशुद्धये.

**व्युत्पत्तिसमासाः**—चीयते अन्नादिना इति काय, तेन कायेन। योग अस्ति येषा ते योगिन। शुद्ध्यन्ते यया सा शुद्धि, आत्मन शुद्धि इति आत्मशुद्धि, तस्यै आत्मशुद्धये।

**અન્વય અને અર્થ**—योगिन• યોગીઓ, कायेन શરીરવડે, मनसा મનવડે, बुद्ध्या બુદ્ધિવડે, (અને) केवलैः મમત્વરહિત ફક્ત, इन्द्रियै• ઇન્દ્રિયોવડે, अपि પણ, आत्मशुद्धये આત્મશુદ્ધિની ખાતર, सङ्गम् આસક્તિને, त्यक्त्वा છોડીને, कर्म કર્મ, कुर्वन्ति કરે છે.

**ભાવાર્થઃ**—યોગીઓ શરીર, મન અને બુદ્ધિવડે તથા મમત્વરહિત ફક્ત ઇંદ્રિયોવડે પણ આત્મશુદ્ધિની ખાતર આસક્તિનો ત્યાગ કરીને કેવળ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરતા રહે છે, એટલે આત્મશુદ્ધિને માટે તેઓ કર્મ કરતા હોવાથી તેમને તેનું બધન થતું નથી. ૧૧.

અવતરણિકાઃ—આ પ્રમાણે "સકામ અને નિષ્કામ કર્મના મર્મ-ધમા (જે ઉપર કહેવામા આવ્યુ તેમા) અવિદ્વાન્ કર્મના બધનમા આવે છે અને વિદ્વાન્ તેમાથી મુક્ત રહે છે" એ વાતને દૃઢીભૂત કરવા માટે ભગવાન્ ફરી પણ નિર્ણયરૂપે અર્જુનને કહે છે

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ॥
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥ १२ ॥

पदच्छेदः—युक्तः, कर्मफलम्, त्यक्त्वा, शान्तिम्, आप्नोति, नैष्ठिकीम्, अयुक्तः, कामकारेण, फले, सक्तः, निबध्यते.

**व्युत्पत्तिसमासाः**—कर्मणां फलम् इति कर्मफलम्, तत्। निष्ठया भवा इति नैष्ठिकी, ताम् नैष्ठिकीम्–अपुनरावर्तिनीम्। न युक्तः अयुक्तः। कामेन–कामप्रेरणया फलार्थं करोतीति कामकारः, तेन कामकारेण। नितरां बध्यते इति निबध्यते।

**અન્વય અને અર્થઃ**—युक्तः પરમેશ્વરને અર્થે જ કર્મો કરવાનાં છે એવી રીતના નિશ્ચિત મતવાળો–સાવધાન (પુરુષ), कर्मफलम् કર્મોનાં ફળને, त्यक्त्वा છોડીને, नैष्ठिकीम् જ્ઞાનનિષ્ઠાથી પ્રાપ્ત થનારી અપુનરાવર્તિની, शान्तिम् શાન્તિને, आप्नोति પામે છે, (પરંતુ) अयुक्तः કર્મનાં ફલની ઇચ્છાવાળો–અસાવધાન (પુરુષ તો), कामकारेण ફલની ઇચ્છાની કામનાવડે, फले કર્મનાં ફલમાં, सक्तः આસક્ત થયેલો, निबध्यते સારી રીતે બંધનમાં આવે છે.

**ભાવાર્થઃ**—પરમેશ્વર પ્રીત્યર્થ કર્મ કરનાર સ્વસ્થ ચિત્તવાળો પુરુષ કર્મોનાં ફળોને છોડીને અર્થાત્ તેની અપેક્ષા ન રાખીને શાશ્વત શાન્તિને મેળવે છે, પરંતુ કર્મનાં ફલની ઇચ્છાવાળો પુરુષ તો ફલની ઇચ્છાથી પ્રેરાઈને ફલમાં આસક્તિવાળો થઈને તે કર્મનાં બંધનોમાં આવે છે. અર્થાત્ સકામ કર્મ કરનાર જ બંધનને પામે છે, પરંતુ પ્રભુપ્રીત્યર્થ નિષ્કામ કર્મ કરનાર બંધનને પામતો નથી. ૧૨.

**અવતરણિકા**—"એ પ્રમાણે જેનું અંતઃકરણ સમ્પૂર્ણ પવિત્ર અને બ્રહ્મમય ન થયું હોય તેવાને તો ચિત્તશુદ્ધિને માટે કર્મસંન્યાસ કરતાં નિષ્કામ કર્મયોગ જ શ્રેષ્ઠ છે" એમ કહીને હવે "શુદ્ધ ચિત્તવાળો અને પરમાર્થદર્શી કેવી રીતે રહે છે?" એ પ્રશ્નના સમાધાનમાં ભગવાન્ શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે અર્જુનને સમજાવે છે.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ॥
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥

पदच्छेदः—सर्वकर्माणि, मनसा, संन्यस्य, आस्ते, सुखम्, वशी, नवद्वारे, पुरे, देही, न, एव, कुर्वन्, न, कारयन्.

व्युत्पत्तिसमासाः—सर्वाणि च तानि कर्माणि च सर्वकर्माणि, तानि । सम्यक् न्यस्य भगवति समर्प्य इति संन्यस्य । वशं चित्तं वशः आत्मा वा अस्ति अस्य इति वशी । नव द्वाराणि यस्य तत् नवद्वारम्, तस्मिन् नवद्वारे । देहः अस्य अस्तीति देही । करोतीति कुर्वन् । मनः इंद्रियाणि च कारयति प्रेरयतीति वा कारयन् ।

અન્વય અને અર્થ:—वशी અંતઃકરણ જેને વશમાં છે તેવો, देही આ શરીરધારી આત્મા, सर्वकर्माणि બધાં કર્મોને, मनसा મનથી, संन्यस्य ઈશ્વરમાં સમર્પણ કરી, नवद्वारे નવદ્વારવાળા, पुरे શરીરરૂપી નગરમાં, न, एव (કંઈ પણ) નહિ જ, कुर्वन् કરતો, (અને) अकारयन् ન કરાવતો, सुखम् સુખપૂર્વક, आस्ते રહે છે.

ભાવાર્થ:—અંતઃકરણ તથા ઇંદ્રિયો જેના વશમાં છે તેવો એટલે જીતેન્દ્રિય દેહધારી જીવાત્મા મનથી બધાં કર્મો ઈશ્વરને

---

१ वसन्देहागारे परमपदनिष्ठो विजयते न कर्ता नो भोक्ता क्वचिदपि कदाचिद्विहरणे ॥
निजानन्दारामो विषयविरतिर्नान्यशरणः परब्रह्माद्वैतेऽपरिमितवपुः सन्विहरति ॥

પરમપદની નિષ્ઠાવાળો પુરુષ દેહરૂપી મંદિરમાં વસતો થકો કોઈ સ્થળે ક્યારે પણ કોઈ પ્રકારના વિહારમાં પોતાને નથી કર્તા માનતો કે નથી ભોક્તા માનતો, પરંતુ પોતાના આનંદમાં સંતુષ્ટ રહી, વિષયોથી વિરામ પામી, કોઈના શરણમાં નહિ રહી પ્રમાણ વિનાના શરીરવાળો થઈ પરમબ્રહ્મરૂપી અદ્વૈતાનંદમાં વિહાર કરે છે

સમર્પણ કરીને, નવદ્વારવાળા આ શરીરમાં રહેવા છતાં પોતે કંઈ પણ કરતો નથી કે કરાવતો નથી એમ માને છે. અર્થાત બંધનને પ્રાપ્ત કરનાર એવી કોઈપણ પ્રકારની પ્રવૃત્તિમાં તે પડતો નથી. ૧૩.

અવતરણિકા:—"एष एव साधु कर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषते । एष एवासाधु कारयति तं यमेभ्यो लोकेभ्योऽधो निनीषते" "એ પરમ ઇશ્વર જ, જેને આ લોકમાંથી ઉપર લઇ જવાની ઇચ્છા કરે છે તેને શુભ કર્મ કરાવે છે, અને જેને આ લોકથી પણ નીચે લઈ જવાની ઇચ્છા કરે છે તેને અશુભ કર્મો કરાવે છે." આ શ્રુતિવચન પ્રમાણે પરમેશ્વર જ શુભાશુભ ફલવાળાં કર્મોના કારયિતા છે, અને તેથી પુરુષ બીજાની સત્તાવડે ચાલતો હોવાથી પરતત્ર છે, તેથી તે કેવી રીતે તે તે કર્મોનો ત્યાગ કરી શકે! જો "ઇશ્વર વડે જ જ્ઞાનમાર્ગમા જોડાએલો તે શુભાશુભોને છોડી દેશે, એમ કદાચ કહેવામા આવે તો પક્ષપાત અને દયારહિતપણા વડે ઈશ્વરને પણ પુણ્ય અને પાપ લાગવાનો સંભવ રહે" એવી રીતની અર્જુનની શંકાના નિવારણને માટે "પરમેશ્વર પુણ્યપાપથી અલિપ્ત છે" એમ જણાવીને "જીવાત્મા પ્રકૃતિવશ હોવાથી તે પોતેજ શુભાશુભ કર્મો કરે છે" એ નીચેના બે શ્લોકોમા ભગવાન્ અર્જુન પ્રત્યે કહે છે:

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ॥
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥

पदच्छेदः—न, कर्तृत्वम्, न, कर्माणि, लोकस्य, सृजति, प्रभुः, न, कर्मफलसंयोगम्, स्वभावः, तु, प्रवर्तते.

---

१ अज्ञो जन्तुरनीशोऽयमात्मनः सुखदुःखयोः ।
ईश्वरप्रेरितो गच्छेत्स्वर्गं वा श्वभ्रमेव वा ॥ स्मृति ॥

જીવ પોતે અજ્ઞ હોવાથી પોતાને સુખ અથવા દુઃખ પ્રાપ્ત કરવામાં અસમર્થ છે, અને તેથી ઈશ્વરની પ્રેરણાથી જ તે સ્વર્ગ અથવા ખાડા (નરક) માં જાય છે.

र्पत्तिसमासाः—कर्तुः भावः कर्तृत्वम् । प्रकर्षेण समर्थः इति प्रभु । कर्मणा फलानि कर्मफलानि, कर्मफलानां सम्यक् योगः इति कर्मफलसंयोगः, तम् कर्मफलसंयोगम् । स्वस्य भावः स्वभावः ।

અન્વય અને અર્થઃ—प्रभुः ઈશ્વર, लोकस्य લોકના, कर्तृत्वम् કર્તાપણાને, न, सृजति સરજતો નથી, कर्माणि કર્મોને, (પણ) न (સરજતો) નથી, (તેમ) कर्मफलसंयोगम् કર્મોનાં ફલના સંયોગને, (પણ) न (સરજતો) નથી, तु પણ, स्वभावः સ્વભાવ, प्रवर्तते પ્રવર્તે છે.

ભાવાર્થઃ—ઈશ્વર આ લોકમાં કોઈના પણ કર્તાપણાને અથવા કર્મોને સરજતો નથી, તેમજ કર્મના ફલોના સંયોગને પણ તે ઉત્પન્ન કરતો નથી, માત્ર મનુષ્યનો સ્વભાવ–પ્રકૃતિ જ પોતાની મેળે પ્રવર્તે છે. અર્થાત્ પોતાની પ્રકૃતિ પ્રમાણે મનુષ્ય શુભાશુભ કર્મો કરે છે અને તેનાં ફલને ભોગવે છે. ૧૪.

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ॥
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जंतवः ॥ १५ ॥

पदच्छेदः—न, आदत्ते, कस्यचित्, पापम्, न, च, एव, सुकृतं, विभुः, अज्ञानेन, आवृतम्, ज्ञानम्, तेन, मुह्यन्ति, जन्तवः.

---

१ ज्ञेयं स्वभावशब्देन मायाऽविद्यादिशब्दिता ।
प्रकृतिर्यान्ति जन्तुं हि व्यवहारे प्रवर्तते ॥

સ્વભાવ શબ્દ વડે માયા કહેવાય છે કે જે અવિદ્યા, અજ્ઞાન, પ્રકૃતિ વિગેરે શબ્દોથી ઓળખાય છે, અને તેજ જન્તુમાત્રને વ્યવહાર–(સુખ–દુ:ખ) માં પ્રવર્તાવે છે.

**व्युत्पत्तिसमासाः**—सुष्ठु कृतं सुकृतम् । विशेषेण व्यापकतया भवतीति विभुः। न ज्ञानम् अज्ञानम्, तेन अज्ञानेन । आ समन्तात् वृतम् इति आवृतम् । जायन्ते इति जन्तवः ।

**અન્વય અને અર્થઃ**—विभुः પરમેશ્વર, कस्यचित् કોઇના પણ, पापम् પાપને, न, आदत्ते સ્વીકારતાનથી, च અને, सुकृतम् પુણ્યને, च પણ, न ( સ્વીકારતા ) નથી. एव પણ, अज्ञानेन અજ્ઞાન વડે, ज्ञानम् જ્ઞાન, आवृतम् આચ્છાદિત થયેલું હોય છે, तेन તેથી, (જ) जन्तवः પ્રાણીઓ, मुह्यन्ति (સત્ અસત્‌ના વિવેકરહિત થઇને) મોહ પામે છે.

**ભાવાર્થઃ**—પરમેશ્વર કોઇના પણ પાપને તેમજ પુણ્યને લેતા નથી, અર્થાત્ તે નિર્લેપ છે, પરંતુ અજ્ઞાનથી જ્ઞાન ઢંકાઇ ગયેલું હોવાથી પ્રાણીઓ વિવેકરહિત બની મોહ પામે છે. અર્થાત્ અજ્ઞાનને લીધે પ્રાણીઓ પરમાત્માના ખરા પારમાર્થિક સ્વરૂપને જાણી શકતા નથી અને તેથીજ તેઓ પ્રકૃતિને અનુસરી શુભાશુભ કર્મ કરવા તરફ દોડે છે અને તેનું ફલ ભોગવે છે. ૧૫.

**અવતરણિકાઃ**—અજ્ઞાનીઓની માફક જ્ઞાનીઓ મોહ નથી પામતા તે વાત હવે જણાવે છે

**ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ॥**
**तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ १६ ॥**

---

१ त्रिगुणमनृतमान्ध्यं कल्पितं चिद्घनेऽच्छे श्रुतिशिखरविचारोद्भूतबोधेन नष्टम् ॥
निरवधिवपुरात्मा स्वात्मभासा चकास्ति भ्रमजलधरनाशे ब्रह्मसूर्योऽद्वितीयः ॥

ત્રણેગુણોવાળું હોવાથી ખોટું જણાતું અંધકારરૂપ અજ્ઞાન કે જે સ્વચ્છ-પ્રકાશમય એવા ચૈતન્યઘન આત્મામાં કલ્પિત છે તે, શ્રુતિ-વેદના શિખર-વેદાન્ત

पदच्छेदः—ज्ञानेन, तु, तत्, अज्ञानम्, येषाम्, नाशितम्, आत्मनः, तेषाम्, आदित्यवत्, ज्ञानम्, प्रकाशयति, तत्, परम्.

व्युत्पत्तिसमासाः—अदितेः अपत्यं पुमान् आदित्य', आदित्यः इव इति आदित्यवत् । प्रकर्षेण काशयति दीपयति इति प्रकाशयति ।

અન્વય અને અર્થઃ—तु પણ, ज्ञानेन જ્ઞાન વડે, येषाम् જેઓનું, आत्मनः આત્મા સંબંધી, तत् તે, अज्ञानम् અજ્ઞાન, नाशितम् નાશ પામેલું છે, तेषाम् તેઓને, ज्ञान् જ્ઞાન, तत् તે, परम् સૌથી દૂર અને શ્રેષ્ઠસ્વરૂપ જે પરબ્રહ્મ તેનો, आदित्यवत् -સૂર્યની માફક, प्रकाशयति પ્રકાશ કરી આપે છે.

ભાવાર્થઃ—પણ જ્ઞાનવડે જેમનુ આત્મા સંબંધી અજ્ઞાન નષ્ટ થઈ ગયું છે, અર્થાત્ આત્માનું સત્યસ્વરૂપ જેઓ સમજેલા છે તેવાઓને તો તે જ્ઞાન, સૂર્ય જેમ પ્રકાશથી દરેક વસ્તુ બતાવી આપે છે તેમ સૌથી શ્રેષ્ઠ એવું જે પરબ્રહ્મ તેને પોતાના પ્રકાશથી સુંદર રીતે દેખાડી આપે છે. અર્થાત્ જ્ઞાનથી તેઓ સૂર્યના પ્રકાશથી જેમ સર્વ કંઈ જોઈ શકાય છે તેમ પરબ્રહ્મના સત્ય સ્વરૂપને જોઈ શકે છે. ૧૬.

અવતરણિકા—ઉપર કહ્યુ તે પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત થતા પરબ્રહ્મ સ્વરૂપનો પ્રકાશ થવાથી તેમને શુ ફલ મળે છે તે હવે કહે છે

---

શાસ્ત્રને વિચારવાથી—તેનુ અધ્યયન કરવાથી—ઉત્પન્ન થએલા જ્ઞાનવડે નાશ પામતા જેમ વાદળાઓથી છવાયલા આકાશમાં સૂર્ય અદૃશ્ય થએલો જણાય છે, પણ તે વાદળાઓ મટી જતાં પ્રકાશને પામે છે તેવી રીતે ભ્રમ—અજ્ઞાનરૂપી વાદળાંનો નાશ થતાં જેના શરીરોનો અવધિ—ગણના નથી એવો પ્રકાશરૂપી અદ્વિતીય સૂર્ય —આત્મા—નિજરૂપ પોતાનાજ પ્રકાશવડે પ્રકાશે છે

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ॥
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥

पदच्छेदः—तद्बुद्धयः, तदात्मानः, तन्निष्ठाः, तत्परायणाः, गच्छन्ति, अपुनरावृत्तिम्, ज्ञाननिर्धूतकल्मषाः.

व्युत्पत्तिसमासाः—तस्मिन् एव निश्चयात्मिका बुद्धिः येषां ते तद्बुद्धयः । तस्मिन्नेवात्मा मनो येषाम् ते तदात्मानः । तस्मिन्नेव निष्ठा तात्पर्यं येषां ते तन्निष्ठाः । तदैव परम् अयनं येषां ते तत्परायणाः । पुनश्चासौ आवृत्तिः इति पुनरावृत्तिः, न पुनरावृत्तिः अपुनरावृत्तिः, ताम् अपुनरावृत्तिम् । ज्ञानेन निर्धूतं कल्मषं येषां ते ज्ञाननिर्धूतकल्मषाः ।

અન્વય અને અર્થઃ—तद्बुद्धय. તે પરમ ઈશ્વરમાં જ જેમની બુદ્ધિ નિશ્ચયવાળી છે તેવા तदात्मानः તેમનામાં જ મનવાળા, तन्निष्ठाः તેમનામાં જ નિષ્ઠાવાળા, तत्परायणाः તેમને જ પરમ આશ્રય માનનારા (અને) ज्ञाननिर्धूतकल्मषाः જ્ઞાન વડે જેમનાં પાપ ધોવાઈ ગયેલાં છે તેવા (પવિત્ર આત્માઓ), अपुनरावृत्तिम् ફરી જન્મ-મરણની પ્રાપ્તિ ન થવા રૂપ દશાને, गच्छन्ति પામે છે.

ભાવાર્થઃ—તે પરમેશ્વરમાં જ નિશ્ચયાત્મક બુદ્ધિવાળા, તેમનામાં જ મનને એકાગ્ર કરી રહેનારા, તેમનામાં જ પોતાનું બધું તાત્પર્ય રાખવાવાળા, તેમને જ પોતાનો પરમ આશ્રય માનનારા અને જ્ઞાન વડે નિષ્પાપ થયેલા પૂતાત્માઓ ફરીને કદિ પણ જન્મ-મરણ ન થાય એવી ઉત્તમ દશાને પામે છે. અર્થાત્ પરબ્રહ્મસ્વરૂપને પામે છે. ૧૭.

અવતરણિકા—તેવા પરમ જ્ઞાનીઓની આ જગતમાં કેવા પ્રકારની વિશિષ્ટ દૃષ્ટિ રહે છે તે હવે ભગવાન્ કહે છે

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ॥**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥**

**पदच्छेदः**—विद्याविनयसम्पन्ने, ब्राह्मणे, गवि, हस्तिनि, शुनि, च, एव, श्वपाके, च, पण्डिताः, समदर्शिनः.

**व्युत्पत्तिसमासाः**—वेत्ति आत्मानम् अनया इति विद्या, विशेषेण नय इति विनय, विद्या च विनयश्च विद्याविनयौ, ताभ्या सम्पन्न इति विद्याविनयसम्पन्न, तस्मिन् विद्याविनयसम्पन्ने । ब्रह्म वेदम् अधीते जानाति इति वा ब्राह्मण, तस्मिन् ब्राह्मणे । गच्छतीति गौ, तस्मिन् गवि । हस्त शुडा अस्ति अस्य इति हस्ती, तस्मिन् हस्तिनि । श्वान पचतीति श्वपाक, तस्मिन् श्वपाके । पडा असाधारणा बुद्धि सजाता येषा ते पण्डिता । सम पश्यन्ति ते समदर्शिन, वा सम ब्रह्म द्रष्टु शील येषा ते समदर्शिन ।

**અન્વય અને અર્થ**:—विद्याविनयसम्पन्ने વિદ્યા અને વિનયથી યુક્ત, ब्राह्मणे બ્રાહ્મણમા, गवि ગાયમાં, हस्तिनि હાથીમા, शुनि કૂતરામા, च અને, श्वपाके ચાડાલમા, च પણ, पण्डिता પંડિતો-બુદ્ધિમાન્ લોકો, समदर्शिन સમાન-દષ્ટિ વાળા, एव જ (હોય છે)

**ભાવાર્થ**:—વિદ્યા અને વિનયથી ભૂષિત બ્રાહ્મણમા, ગાયમા, હાથીમા, કૂતરામા તથા ચાંડાલમાં પણ બ્રહ્મવેત્તા-

॥ मोक्षाधिकारयोग्यता ॥



विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥

બ્રહ્મમય બુદ્ધિવાળા જ્ઞાની પુરુષો સર્વદા [1]સમાનદૃષ્ટિવાળા જ હોય છે. અર્થાત્ તેવું ઉત્તમ કોટિનું જેમને જ્ઞાન થયલું હોય છે તેમને આ સર્વ જગત્ બ્રહ્મમય હોવાથી ભેદદૃષ્ટિ રહેતી નથી, એટલે તેઓ માત્ર મુખથી જ અદ્વૈતવાદી હોતા નથી, પરંતુ વસ્તુતઃ જ અદ્વૈતસ્વરૂપ હોય છે અને તેથી તેવાઓને કોઇ પણ પ્રકારનો સાંસારિક દોષ લાગતો નથી. ૧૮.

**અવતરણિકાઃ**—મહર્ષિ ગૌતમે કહ્યું છે કે –"**समासमाभ्यां विषमसमे पूजातः**" સમાન એટલે અમુક અંશે ઉન્નત–મોટાઇવાળાને જો તેને યોગ્ય પૂજા કરવામા ન આવે, અને જો હલકી સ્થિતિવાળાને એકદમ વધારે

---

૧ ચાડાળ, બ્રાહ્મણ, ગાય એ સર્વમા સમબુદ્ધિ અથવા તો બ્રહ્મવાદીના કહેવા પ્રમાણે સમવર્તન કઇ સ્થિતિમા હોય છે તે જાણવુ જોઇએ, કારણ કે શ્લોકમાં સમાન દૃષ્ટિ રાખવી એમ લખ્યુ છે પણ સમાન વર્તવુ એમ લખ્યુ નથી સાથે પડિત શબ્દ શ્લોકમા હોવાથી તે સમદૃષ્ટિ પણ પડિતો રાખી શકે છે તે પડિત કોને કહેવા તેનુ લક્ષણ ભગવાને પોતેજ આપેલુ છે કે, 'यस्य सर्वे समारम्भा कामसङ्कल्पवर्जिता । ज्ञानाग्निदग्धकर्माणं तमाहु पण्डित बुधा' જેના સર્વ કર્તવ્યો કામના અને સકલ્પોથી રહિત હોય અને જ્ઞાનાગ્નિથી જેના કર્મો બળી ગયા હોય તેવાને જ્ઞાનીઓ પડિત કહે છે, એવા જે પડિત હોય તેવાને માટે આ દૃષ્ટિ છે, પરતુ જેઓ પોતાના શાસ્ત્રીય કર્મો પણ ન કરતા હોય તો તેવાઓને જ્ઞાન ક્યાથી હોઈશકે? અને જ્ઞાન ન હોય તો તેવા સમદૃષ્ટિ અથવા સમવર્તનને યોગ્ય પડિત કેમ ગણાય? અને તેથીજ તેવા અજ્ઞાનીઓ પર આધાર રાખી ચાડાળ બ્રાહ્મણ વગેરેના એકીકરણથી વર્ણાશ્રમ ધર્મનો વિનાશ કરી, પાપનો સ્વીકાર કરી અધમ સ્થિતિએ પહોચવા તરફ જનસમાજે ન જવુ એજ કલ્યાણકારક છે, અર્થાત્ બ્રાહ્મણ, ચાડાલ, ગાય, કૂતરો અને હાથી ઈત્યાદિકોના સુખદુ ખમા પડિતોએ સમાન દૃષ્ટિવાળા હોવું જોઇએ, પણ સમાન વર્તનવાળા બનવુ ન જોઈએ કારણ વિચારો કે જેમ ગાય વર્તે છે તેમ કૂતરો કે હાથી વિગેરે કંઈ વર્તી શકતા નથી, તેમ કૂતરો, ગાય કે હાથી વર્તે તેમ કંઈ બ્રાહ્મણ કે ચાડાલ વર્તીશકતા નથી તેમજ બ્રાહ્મણે પણ ચાડાલની પેઠે વર્તવુ ન જોઈએ અને ચાડાલે પણ બ્રાહ્મણની પેઠે વર્તવુ ન જોઇએ, પરતુ તે સર્વમા પોતાને જેમ સુખ દુ ખ થાય છે, તેમ બીજાને પણ થાય છે એમ સમાન દૃષ્ટિ રાખી કોઈને પણ સુખ થવામા સહાયક–કારણભૂત બનવુ પણ કોઇને દુ ખ દેવામા કે થવામા સહાયક–કારણભૂત બનવુ નહિ.

પ્રમાણમાં પૂજા અર્પવામાં આવે તો પૂજક આ લોક અને પરલોક બન્નેમાં અધોગતિ પામે છે, તેથી વિષમ (વર્તન અને વ્યવહારમાં વિપરીતતાવાળા)માં સમાનદૃષ્ટિ તો અનર્થકરી અને પાપમૂલક છે તો તેવી દૃષ્ટિ રાખનારા પુરુષો પંડિતો કેવી રીતે કહી શકાય?" એવી અર્જુનની શંકાના સમાધાનમાં ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના શ્લોકમાં પંડિતોની સામ્યદશા કે જે મોક્ષમાં ખાસ કારણ છે તેનું વર્ણન કરે છે

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥

पदच्छेदः—इह, एव, तैः, जितः, सर्गः, येषां, साम्ये, स्थितम्, मनः, निर्दोषम्, हि, समम्, ब्रह्म, तस्मात्, ब्रह्मणि, ते, स्थिताः.

व्युत्पत्तिसमासाः—सृज्यते इति सर्गः । समस्य भावः साम्यम्, तस्मिन् साम्ये । मन्यते अनेन इति मनः । दुष्यन्ते गुणा यैस्ते दोषाः, निर्गताः दोषाः यस्मात् तत् निर्दोषम् । सह मीयते तत् समम् ।

અન્વય અને અર્થઃ—येषाम् જેઓનું, मनः મન, साम्ये સમાનતામાં, स्थितम् રહેલું છે, तैः તેઓએ, इह અહીં, एव જ, सर्गः સંસાર-જન્મ-મૃત્યુ-ને, जितः જીત્યો છે, हि કારણ કે, ब्रह्म બ્રહ્મ, निर्दोषम् દોષરહિત, (અને) समम् સર્વમાં સરખે

---

१ सूर्यो यथा सर्वलोकस्य चक्षुर्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ॥ श्रुति ॥

જેમ ભગવાન સૂર્યનારાયણ સર્વલોકોના નેત્રરૂપ છે તેથી તે નેત્રસંબંધી બાહ્ય દોષોવડે લેપાતો નથી તે પ્રમાણે સર્વભૂતપ્રાણિમાત્રનો અંતરાત્મા-ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ-આત્મા સર્વથી બાહ્ય હોવાથી લોકસંબંધી દુઃખવડે લેપાતો નથી.

ભાગે વહેંચાયલું છે, तस्मात् તેથી, ते તેઓ, ब्रह्मणि પરમ-બ્રહ્મમાં, स्थिताः રહેલા છે.

**ભાવાર્થઃ**—જેઓનું મન સમાનતામાં સ્થિર થએલું છે તેમણે અર્થાત્ સર્વ પ્રાણીમાં કે વસ્તુમાત્રમાં સમાનદૃષ્ટિવાળા-ઓએ અહીં જ સંસારને જીત્યો છે, એમ તું માન, કારણ કે બ્રહ્મ નિર્દોષ અને સર્વમાં સરખે ભાગે વહેંચાયેલું હોવાથી તેઓ પરમ બ્રહ્મમાં જ લીન થયેલા છે. અર્થાત્ વસ્તુમાત્ર તેમને બ્રહ્મથી વ્યતિરિક્ત ન જણાતી હોવાથી સંસાર પણ તેમને નથી અને તેથીજ તેઓ બ્રહ્મમાંજ રહેલા છે એમ તું સમજ. ૧૯.

અવતરણિકાઃ—બ્રહ્મનો સાક્ષાત્કાર થયેલાઓની દશાના વિશેષ લક્ષણ કેવા હોય છે તે ભગવાન્ કહે છેઃ

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ॥
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥

**पदच्छेदः**—न, प्रहृष्येत्, प्रियम्, प्राप्य, न, उद्विजेत्, प्राप्य, च, अप्रियम्, स्थिरबुद्धिः, असंमूढः, ब्रह्मवित्, ब्रह्मणि, स्थितः.

**व्युत्पत्तिसमासाः**—प्रकर्षेण हृष्येत् इति प्रहृष्येत् । प्रीणातीति प्रियम्, तत् । न प्रियम् इति अप्रियम्, तत् । स्थिरा बुद्धिः यस्य सः स्थिरबुद्धिः । सम्यक् मूढः इति संमूढः, न संमूढः असंमूढः । ब्रह्म वेत्तीति ब्रह्मवित् ।

**અન્વય અને અર્થઃ**—(જે પુરુષ) प्रियम् પ્રિય વસ્તુને, प्राप्य પ્રાપ્ત કરીને, न, प्रहृष्येत् હર્ષ પામતો નથી, च અને,

अप्रियम् અહિત વસ્તુને, प्राप्य મેળવીને, न, उद्विजेत् ઉદ્વેગ પામતો નથી, (તે પુરુષ) स्थिरबुद्धि સ્થિર બુદ્ધિવાળો असंमूढ જરા પણ મોહ ન પામે તેવો, ब्रह्मवित् બ્રહ્મને જાણનારો, (અને) ब्रह्मणि બ્રહ્મમા, (જ) स्थितः લીન થઈને રહેલો છે

ભાવાર્થઃ—પ્રિય વસ્તુને પ્રાપ્ત કરીને જે હર્ષ પામતો નથી અને અપ્રિય વસ્તુને પ્રાપ્ત કરીને જે શોક કરતો નથી, તે પુરુષ જ સ્થિરબુદ્ધિવાળો અને વિવેકને જરાપણ ન ભૂલી મોહ ન પામે તેવો બ્રહ્મજ્ઞાની છે અને તે સાક્ષાત્ બ્રહ્મમાજ રહેલો છે. અર્થાત્ જે બ્રહ્મમય હોય છે તે સુખદુઃખ પ્રિયાપ્રિય વગેરે દ્વન્દ્વથીરહિત હોય છે એમ તું માન ૨૦

અવતરણિકાઃ—અનેક જન્મોમા બાહ્ય વિષયોમા જે પ્રીતિ અનુભવવામા આવી હોય છે તે ઘણી પ્રબળ હોવાથી તેમા આસક્ત ચિત્તવાળાને આ લોકમા ન જોવાએલા–અનુભવાએલા અને સર્વ વિષયસુખના આનંદથી રહિત એવા બ્રહ્મમા કેવી રીતે સ્થિરતા થાય? તેના જવાબમા 'બ્રહ્મ પરમાનન્દસ્વરૂપ છે' એમ કહેવામા આવે તો તે માન્ય કરી શકાય નહિ, કારણ કે તે પરમ આનન્દ પહેલા અનુભવવામા આવેલો ન હોવાથી તે સ્વરૂપે તે કદી નાકાય નહિ ઇત્યાદિ શંકાના સમાધાનમા બ્રહ્માનન્દ સૌથી પરમ અને શ્રેષ્ઠ છે અને તેને પ્રાણી મેળવી શકે છે તે નીચેના શ્લોકમા ભગવાન્ જણાવે છે

बाह्यस्पर्शेष्वसक्तात्मा विन्दत्यात्मनि यत्सुखम् ॥
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥

---

१ अप्यानन्द श्रुत सातात्म्यानेमाविषयीकृतः ।
इष्टानन्दाभिलाषं मे न मन्दीकर्तुमप्यलम् ॥ इति वार्तिके ॥
यच्च कामसुखं लोके यच्च दिव्यं महत्सुखम् ।
तृष्णाक्षयसुखस्यैते नार्हतः षोडशीं कलाम् ॥ महाभारते ॥

* પરમ આનંદ જે પ્રમાણે સાનંદમા આવ્યો છે તે તે પ્રમાણે સાક્ષાત્

पदच्छेदः—बाह्यस्पर्शेषु, असक्तात्मा, विन्दति, आत्मनि, यत्, सुखम्, सः, ब्रह्मयोगयुक्तात्मा, सुखम्, अक्षय्यम्, अश्नुते.

व्युत्पत्तिसमासाः—बहिर्भवाः बाह्याः, स्पृश्यन्ते ते स्पर्शाः, बाह्याश्च ते स्पर्शाश्च बाह्यस्पर्शाः, तेषु बाह्यस्पर्शेषु। न सक्तः आत्मा अन्तःकरणं यस्य सः असक्तात्मा। ब्रह्मणि परमात्मनि योगः समाधिः इति ब्रह्मयोगः, तेन युक्तः (तस्मिन् व्यापृतः) आत्मा अन्तःकरणं यस्य सः ब्रह्मयोगयुक्तात्मा। क्षेतुम् शक्यम् क्षय्यम्, न क्षय्यम् इति अक्षय्यम्, तत्।

અન્વય અને અર્થઃ—बाह्यस्पर्शेषु બાહ્ય-ઇન્દ્રિયોના-વિષયોમાં, असक्तात्मा આસક્તિરહિત ચિત્તવાળો, आत्मनि પોતાના આત્મામાં, यत् જે, सुखम् સુખને, विन्दति પામે છે, सः તે, ब्रह्मयोगयुक्तात्मा પરમાત્મામાં સમાધિવડે જોડાએલ છે આત્મા જેનો, એટલે બ્રહ્મને વિષે જેણે પોતાનો આત્મા જોડેલો છે એવો થઈને अक्षय्यम् કદી ક્ષય ન પામે તેવા, सुखम् સુખને, अश्नुते અનુભવે છે.

ભાવાર્થઃ—ઇંદ્રિયોના બાહ્ય વિષયોમાં જેનું ચિત્ત આસક્ત નથી એવો પુરુષ પોતાના આત્મામાં જે સુખને મેળવે.

---

કોઈપણ પ્રમાણથી માપી શકાય યા ઉપમા આપી શકાય એવો નથી. વળી જેણે તે મહદાનંદની ઊર્મિઓ જોઇ છે, તેને તેમાં મંદ કરવાને પણ કોઇ સમર્થ નથી."
"વાર્તિક"

"" "આ લોકમા દરેક કામનાની અર્થાત્ વિષયોની પ્રાપ્તિથી જે સુખ મલે છે તથા સ્વર્ગલોકમાં આ લોકથી પણ જે અધિક શ્રેષ્ઠ સુખ મલે છે એ બન્ને લોકનાં સુખો તૃષ્ણાનો ક્ષય થઇ જવાથી જે સુખ કે આનંદ થાય છે તેનો સોળમો ભાગ પણ નથી. અર્થાત્ વિરક્તિ અને બ્રહ્માનન્દ એ જ સૌથી શ્રેષ્ઠ આનંદ છે બાકી લૌકિક વિષયોનો આનંદ તો તુચ્છ અને ક્ષણભંગુર છે." "મહાભારત"

છે તેજ પુરુષ પરમાત્મામાં સમાધિવડે લીનથએલ અતઃકરણવાળો યોગી થઇને રહે છે તો તે અનંત સુખને ભોગવે છે–અનુભવે છે એટલે મોક્ષ પામે છે. અર્થાત્ વિષયોમાં અનાસક્તિ રાખી ધીમે ધીમે આત્મજ્ઞાન મેળવતા વિષયોની પ્રીતિ નાશ પામે છે અને પછી ઉત્તરોત્તર જ્ઞાનયોગથી યુક્ત થતા મનુષ્ય ક્રમથી અક્ષય સુખને મેળવે છે. ૨૧.

અવતરણિકાઃ—"સુષુપ્તિ–નિદ્રાની હદમા અનુભવાતા નૈર્ઘઅ ૯ આનદના જેવા આ બ્રહ્મસુખની ખાતર, સાક્ષાત્ દિવ્ય–સુદર સ્રી, અન્ન, પાન, ગાયન વાદન, ઇત્યાદિ ઉપનન્ધ સુખોને કોણ તિનાજલી આપે?" એવી શકાના સમાધાનમા "બાહ્ય સુખો નાશ પામનારા હોવાથી માયે દુખદ છે એમ જણાવી તે ત્યાગ કરવા યોગ્ય છે" તે કહે છે

ये[1] हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ॥
आद्यन्तवन्तः कौंतेय न तेषु रमते बुधः ॥ २२ ॥

पदच्छेदः—ये, हि, संस्पर्शजाः, भोगाः, दुःखयोनयः, एव, ते, आद्यन्तवन्तः, कौन्तेय, न, तेषु, रमते, बुधः.

व्युत्पत्तिसमासाः—सम्पृश्यन्ते इति ससर्शा विपया, तेभ्य जाता इति सस्पर्शजा । भुज्यन्ते ते भोगा। युवन्ति इति योनय, दु खस्यैव योनय कारणभूता इति दु ग्वयोनय । आदि विपयेन्द्रिय-

१ सपद् ममदाश्चैव तरङ्गो सङ्गभङ्गुरा ।
कस्तास्वहिफणाच्छत्रच्छायास्व रमते बुध ॥ वासिष्ठे ॥

નાના પ્રકારની સપત્તિઓ અને પ્રમદા—સ્રીઓ તે તરંગોની પેઠે ઉત્પન્ન થતા જ નાશ પામનારા છે તો સર્પનીફણા રૂપી છત્રની છાયની પેઠે તેઓમા કયો પડિત પુરુષ રમણ કરે છે? અર્થાત કોઈપણ રમતો નથી.

संयोगो, भोगानामन्तश्च तद्वियोग एव इति आद्यन्तौ, आद्यन्तौ विद्येते येषां ते आद्यन्तवन्तः । कुन्तायाः अपत्यं पुमान् कौंतेयः, तत्संबुद्धौ हे कौन्तेय । आत्मानं बोधतीति बुधः ।

**અન્વય અને અર્થઃ**—ये જે, संस्पर्शजा વિષયજન્ય, भोगाः ભોગો છે, ते તે, हि ખરેખર, दुःखयोनयः દુઃખના કારણરૂપ, (અને) आद्यन्तवन्तः સંયોગ-વિયોગથી આદિ અને અંતવાળા અર્થાત્ નાશપામનારા, एव જ (છે), (માટે) कौन्तेय હે કૌન્તેય! बुधः ડાહ્યો માણસ, तेषु તે વિષયોમાં, न रमते રમણ કરતો નથી-તેને સેવી આનંદ માનતો નથી.

**ભાવાર્થઃ**—જે વિષયજન્ય ભોગો છે તે દુઃખના કારણ-રૂપ અને સંયોગવિયોગને લઈને આદ તથા અંતવાળા અર્થાત્ ક્ષણભંગુર જ છે, માટે હે કૌન્તેય! ડાહ્યા-બ્રહ્મજ્ઞાની પુરુષ તે વિષ-યોમાં રમતો નથી. અર્થાત્ જ્ઞાની મનુષ્ય વિષયો દુઃખદ અને વિના-શી હોવાથી તેનો આનંદ ભોગવવાની ઈચ્છા ન રાખતાં બ્રહ્મા નંદને મેળવવાની જ અભિલાષા રાખે છે અને યત્ન કરે છે. ૨૨.

[illegible] પરમકલ્યાણના માર્ગમા મોટો [illegible] અનર્થ કરાવનાર છે, અને તેમાં પ્રતિમ[illegible] પણ કામક્રોધ છતા શક્રાય [illegible] તેમના પરિહાર માટે અધિક યત્ન કરવો જોઈએ ' એ પ્રમાણે નીચેના શ્લોકમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે.

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ॥
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥२३॥

---

१ प्राणे गते यथा देहः सुख दुःख न विन्दति ।
तथा चेत्प्राणयुक्तोऽपि स कैवल्याश्रमे वसेत् ॥ वासिष्ठे ॥

દેહમાંથી જ્યારે પ્રાણ નીકળી જાય છે ત્યારે દેહ જેમ સુખ અથવા દુઃખને જાણતો નથી તે પ્રમાણે જ જો પ્રાણથી દેહ જોડાયલો હોય છતા પણ સુખ અથવા દુઃખને જાણે નહિ તો તે કૈવલ્ય-સન્યાસરૂપ આશ્રમ વિષે વસી શકે છે.

पदच्छेदः—शक्नोति, इह, एव, यः, सोढुम्, प्राक्, शरीरविमोक्षणात्, कामक्रोधोद्भवम्, वेगम्, सः, युक्तः, सः, सुखी, नरः.

व्युत्पत्तिसमासाः—विशेषेण मोक्षणम् इति विमोक्षणम्, शीर्यते इति शरीरम्, शरीरस्य विमोक्षणं शरीरविमोक्षणं, तस्मात् शरीरविमोक्षणात्। उद्भवतीति उद्भवः, कामश्च क्रोधश्च इति कामक्रोधौ, ताभ्यां उद्भवः यस्य सः कामक्रोधोद्भवः, तम् कामक्रोधोद्भवम्। सुखम् अस्य अस्तीति सुखी।

**અન્વય અને અર્થઃ**— इह આ લોકમાં, यः જે પુરુષ, शरीरविमोक्षणात् શરીર છુટી જવાની એટલે મૃત્યુની, प्राक् પહેલાં, कामक्रोधोद्भवम् કામ અને ક્રોધથી ઉત્પન્ન થતા, वेगम् વેગને–પ્રવાહને, सोढुम् સહન કરવાને–રોકવાને, शक्नोति શક્તિમાન્–સમર્થ થાયછે, सः તે, एव જ, नरः પુરુષ, युक्तः યોગી ( છે અને તેજ પુરુષ ), सुखी સુખી (છે).

**ભાવાર્થઃ**—આ લોકમાં જે મનુષ્ય શરીર છુટી જવા પહેલાં એટલે મૃત્યુ પહેલાં કામ તથા ક્રોધથી ઉત્પન્ન થતા પ્રવાહને–તેમનાથી ઉત્પન્ન થતી આવેશભરી વૃત્તિને સહન કરવાને–રોકવાને શક્તિમાન્ હોય છે તે જ પુરુષ ખરો યોગી છે, અને તે જ પુરુષ સુખી છે. અર્થાત્ કામ અને ક્રોધના વેગને જીતવાથી જ માણસ યોગયુક્ત થઈ ઉત્તરોત્તર સુખી થઈ શકે છે. ૨૩.

અવતરણિકાઃ—'કેવળ કામક્રોધથી ઉત્પન્ન થતા વેગને અટકાવવામાત્રથી જ મનુષ્ય પરમ પુરુષાર્થરૂપ મોક્ષને મેળવે છે એમ નથી, પણ વિશેષ ધ્યાનાદિક સામગ્રીસંપન્ન પણ મનુષ્યે થવું જોઇએ' તે વાત ભગવાન્ જણાવે છે.

**योन्तःसुखोऽन्तरारामस्तथांतर्ज्योतिरेव च ॥**
**स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ २४ ॥**

**पदच्छेदः**—यः, अन्तःसुखः, अन्तरारामः, तथा, अन्तर्ज्योतिः, एव, च, स, योगी, ब्रह्मनिर्वाणम्, ब्रह्मभूतः, अधिगच्छति.

**व्युत्पत्तिसमासाः**—अन्तः आत्मनि एव सुखं यस्य सः अन्तःसुखः। अन्तः आत्मनि एव आ समंतात् रमणं क्रीडा यस्य सः अन्तरारामः। अन्त.आत्मनि एव ज्योतिः प्रकाशः यस्य सः अन्तर्ज्योतिः। योगः अष्टांगलक्षणः अस्ति अस्य इति योगी। ब्रह्मणि निर्वाणम् इति ब्रह्मनिर्वाणम् , तत्। ब्रह्मणि भूतः स्थितः इतिः ब्रह्मभूतः।

**અન્વય અને અર્થઃ**—यः જે મનુષ્ય, अन्तःसुखः અંતરાત્મામાં જ સુખવાળો, तथा તેમ, अन्तरारामः અંતરાત્મામાં જ ક્રીડા કરનારો, एव, च તેમ જ, अन्तर्ज्योतिः અંતરાત્મામાં જ જે પ્રકાશે છે, सः તે, योगी યોગી, ब्रह्मभूतः પરબ્રહ્મમય થયો થકો, ब्रह्म–निर्वाणम् બ્રહ્મ ( ને સર્વતઃ અને સમગ્રતઃ જાણવાથી અને તેના નિદિધ્યાસનથી તે એક જ ) સ્વરૂપની પ્રાપ્તિરૂપ મોક્ષને, अधिगच्छति મેળવે છે.

**ભાવાર્થઃ**—જે મનુષ્ય પોતાના આત્મામાં જ સુખ માને- છે, આત્મામાં જ ક્રીડા કરે છે અને આત્માને જ પરમજ્યોતિ–પ્રકાશ માને છે તેવો તે યોગી બ્રહ્મભૂત થઇને સર્વ રીતે બ્રહ્મ-જ્ઞાન પ્રાપ્ત કરીને નિદિધ્યાસનથી તે બ્રહ્મસ્વરૂપનેજ પામવારૂપ

મોક્ષને મેળવેછે. અર્થાત્ આત્મજ્ઞાન મેળવવા તરફજ યત્ન કરવો શ્રેયસ્કર છે. ૨૪.

**અવતરણિકાઃ**—'મુક્તિના કારણરૂપ જ્ઞાન થવામાં બીજાંક્યા સાધનો હોય તો બ્રહ્મપ્રાપ્તિ થાય?' તે કહે છે.

लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ॥
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥ २५ ॥

**पदच्छेदः**—लभन्ते, ब्रह्मनिर्वाणम्, ऋषयः, क्षीणकल्मषाः, छिन्नद्वैधाः, यतात्मानः, सर्वभूतहिते, रताः.

**व्युत्पत्तिसमासाः**—ब्रह्मणि निर्वाणम् इति ब्रह्मनिर्वाणम्, तत्। ऋषन्ति जानन्ति ते ऋषयः। क्षीणं कल्मषं येषां ते क्षीणकल्मषाः। छिन्नं द्वैधं संशयो येषां ते छिन्नद्वैधाः। यतः संयतः आत्मा चित्तं येषां ते यतात्मानः। सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषां हिते रताः इति सर्वभूतहितेरताः।

**અન્વય અને અર્થઃ**—क्षीणकल्मषाः જેમનાં પાપ ક્ષીણ થયાં છે તેવા, छिन्नद्वैधाः જેમના સંશયો છેદાઈ ગયા છે તેવા, यतात्मानः અંતઃકરણને વશ રાખનારા, (અને) सर्वभूतहितेरताः પ્રાણિમાત્રના ભલામાં આનંદ માનનારા,

---

१ विपर्यय. संशयो वा यद्द्वैध त्वकृतात्मनाम्।
ज्ञानासिना तु तच्छित्त्वा मुक्तसंगः परिव्रजेत्॥

જેમણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરેલ નથી તેમને જે ઉલટું—એકને ઠેકાણે બીજું—પ્રતિકૂળ અથવા સંશય થાય છે તેને દ્વૈધ કહે છે એ દ્વૈધને જ્ઞાનરૂપી ખડ્ગવડે છેદન કરી સઘળા સંગથી મુક્ત થઈને મનુષ્યે સંન્યાસ ધારણ કરવો.

ऋषयः ઋષિઓ, ( છે તેઓ ) ब्रह्मनिर्वाणम् બ્રહ્મરૂપ મોક્ષને, लभन्ते પામે છે.

ભાવાર્થઃ— યજ્ઞ વિગેરેથી ક્ષીણ થએલ પાપવાળા, અર્થાત્ અંતઃકરણની શુદ્ધિથી સૂક્ષ્મવસ્તુનું વિવેચન કરવામાં સમર્થ, શ્રવણ અને મનન વિગેરેથી જેના સંશયો છિન્ન થઈ ગયા છે, એવા, નિદિધ્યાસનાદિ અભ્યાસથી જેમણે પોતાના અંતઃકરણને જીતેલું છે એવા એટલે કે પરમાત્મામાં જ એકાગ્ર ચિત્તવાળા તથા પ્રાણિમાત્રનું ભલું કરવામાંજ તત્પર એવા સૂક્ષ્મદર્શી ઋષિઓ બ્રહ્મમાં જ શાંતિ–નિર્વાણ–એકનિષ્ઠતા–મોક્ષને પામે છે. ૨૫.

અવતરણિકાઃ—ફરી પણ 'કામક્રોધરહિત તથા યોગનિષ્ઠ અને બ્રહ્મજ્ઞાની યોગીજ બ્રહ્મપ્રાપ્તિ માટે અધિકારી ગણાય છે' તે કહે છેઃ

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ॥
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ॥

पदच्छेदः—कामक्रोधवियुक्तानाम्, यतीनाम्, यतचेतसाम्, अभितः, ब्रह्मनिर्वाणम्, वर्तते, विदितात्मनाम्.

व्युत्पत्तिसमासाः—कामश्च क्रोधश्च इति कामक्रोधौ, ताभ्यां वियुक्ताः कामक्रोधवियुक्ताः, तेषाम् कामक्रोधवियुक्तानाम् । यतानि चेतांसि येषां ते यतचेतसः, तेषाम् यतचेतसाम् । विदितः आत्मा यैः ते विदितात्मानः, तेषाम् विदितात्मनाम् ।

અન્વય અને અર્થઃ—कामक्रोधवियुक्तानाम् કામ અને ક્રોધથી રહિત, यतचेतसाम् સંયમી ચિત્તવાળા, ( અને ) विदितात्मनाम् આત્માને જેમણે સારી રીતે જાણ્યો છે તેવા, यतीनाम्

યતિઓને, ब्रह्मनिर्वाणम् બ્રહ્મમાં નિર્વાણ–સાયુજ્ય–મોક્ષ, अभितः સર્વ સ્થિતિમાં એટલે જીવતાં અને મર્યા પછી પણ, वर्तते હોય છે.

ભાવાર્થઃ—કામ–ક્રોધથી રહિત, સંયમી ચિત્તવાળા, તથા આત્માને જેમણે સારી રીતે જાણ્યો છે તેવા યતિઓને બ્રહ્મમાં નિર્વાણ–લયરૂપ મોક્ષ જીવતાં અને મરતાં બન્ને સમયમાં પ્રાપ્ત થયલો હોય છે, અર્થાત્ તેઓ જીવન્મુક્ત છે, અને પછીથી તો તેઓ મુક્ત જ છે એમાં સંશય નથી. ૨૬.

અવતરણિકાઃ—હવે ધ્યાન–સમાધિયોગના વિવરણનો જે છઠ્ઠો અધ્યાય આગળ આવવાનો છે, તેની પ્રસ્તાવનારૂપ મુક્તનાં લક્ષણો ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ॥
प्राणापानौ समौ कृत्वा नासाभ्यंतरचारिणौ ॥ २७ ॥

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ॥
विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥ २८ ॥

---

१ भ्रुवोरन्तर्गता दृष्टिर्मुद्रा भवति खेचरी ।
न रोगो मरणं तत्र न निद्राक्षुत्तृषादयः ॥ योगमार्तण्डे ॥

બન્ને ભ્રકુટીના મધ્યમાં દૃષ્ટિ રાખવી તેથી ખેચરી મુદ્રા થાય છે તે ખેચરી મુદ્રામાં રોગ કે મરણ નથી તેમ નિદ્રા, ભૂખ કે તરસ વિગેરે પણ નથી.

२ लयविक्षेपरहितं मनः कृत्वा सुनिश्चलम् ।
यदा यात्युन्मनीभावं तदा तत्परमं पदम् ॥

લય–ઇંદ્રિયોનો નિગ્રહ, અને વિક્ષેપ–ઇંદ્રિયોનું બહિર્મુખ થવું તેથી રહિત એવા મનને અત્યંત નિશ્ચલ કરી જ્યારે યોગી ઉન્મની ભાવને પામે છે ત્યારે તે પરમ પદ કહેવાય છે.

**પદચ્છેદ:**—स्पर्शान्, कृत्वा, बहिः, बाह्यान्, चक्षुः, च, एव, अन्तरे, भ्रुवोः, प्राणापानौ, समौ, कृत्वा, नासाभ्यन्तरचारिणौ, यतेन्द्रियमनोबुद्धिः, मुनिः, मोक्षपरायणः, विगतेच्छाभयक्रोधः, यः, सदा, मुक्तः, एव, सः.

**व्युत्पत्तिसमासाः**—भ्रमतः इति भ्रुवौ, तयोः भ्रुवोः। प्राणश्च अपानश्च इति प्राणापानौ, तौ। चरतः इति चारिणौ, नासिकयोः अभ्यन्तरे चारिणौ इति नासाभ्यन्तरचारिणौ, तौ। इन्द्रियाणि च मनः च बुद्धिश्च इन्द्रियमनोबुद्धयः, यताः इन्द्रियमनोबुद्धयः यस्य सः यतेन्द्रियमनोबुद्धिः। मोक्षः एव परम् अयनं यस्य सः मोक्षपरायणः। इच्छा च भयं च क्रोधश्च इति इच्छाभयक्रोधाः, विगताः इच्छाभयक्रोधाः यस्य सः विगतेच्छाभयक्रोधः।

**અન્વય અને અર્થ:**—बाह्यान् બહારના, स्पर्शान् ઇંદ્રિયના વિષયોને, बहिः બહાર, कृत्वा કરીને, च અને, भ्रुवोः બે ભ્રકુટીની अन्तरे મધ્યમાં, चक्षुः ચક્ષુ, (कृत्वा રાખીને) नासाभ्यन्तरचारिणौ નાસિકામાં અંદર સંચાર કરતા, प्राणापानौ પ્રાણ અને અપાન-વાયુને, समौ સમાન, कृत्वा કરીને, यतेन्द्रियमनोबुद्धिः ઇંદ્રિય, મન અને બુદ્ધિ જેણે પોતાના વશમાં રાખ્યાં છે તેવો, मोक्षपरायणः મોક્ષને જ પરમ–આશ્રય માનનારો, (અને) विगतेच्छाभयक्रोधः ઇચ્છા, ભય અને ક્રોધ જેના ચાલ્યા ગયા છે તેવો, यः જે, मुनिः સૂક્ષ્મ મનન કરનારો ઋષિ હોય, सः તે, सदा હંમેશાં, मुक्तः જીવન્મુક્ત, एव જ (છે).

**ભાવાર્થ:**—ઇંદ્રિયોના બાહ્ય વિષયોને દૂર કરીને એટલે તેમાં આસક્તિ ન રાખીને અને નેત્રોને બંને ભ્રકુટિની મધ્યમાં

રાખીને, તથા નાસિકાની અંદર સંચાર કરતા પ્રાણ અને અપાન વાયુઓને તેમાં સમાન કરીને ઇંદ્રિયો, મન અને બુદ્ધિ જેણે વશમાં રાખ્યાં છે તેવો, એટલે જીતેન્દ્રિય અને મોક્ષને જ પોતાનો પરમ આશ્રય માનનારો જે સૂક્ષ્મદર્શી મુનિ છે તે સદા મુક્ત જ છે. અર્થાત્ તેને જીવન્મુક્ત સમજવો. ૨૭-૨૮.

અવતરણિકા:—એ પ્રમાણે ધ્યાનાદિ યોગ અને ઇંદ્રિયસંયમ વિગેરે કહીને હવે મુક્તિના દ્વારરૂપ જે ઐક્યભાવનું જ્ઞાન પ્રાપ્ત થવુ જોઇએ, તે વિષે યોગેશ્વર શ્રીકૃષ્ણ નીચેના શ્લોકમા કથન કરીને કર્મસન્યાસ અને કર્મયોગનો પૃથક્ અધિકાર બતાવી, જ્ઞાનપ્રાપ્તિ કરવી એજ મુમુક્ષુનુ ખાસ ધ્યેય હોવુ જોઇએ એમ અર્જુનને કહી હવે પાચમા અધ્યાયનો ઉપસહાર કરે છે

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ॥
सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शांतिमृच्छति ॥२९॥

पदच्छेदः—भोक्तारम्, यज्ञतपसाम्, सर्वलोकमहेश्वरम्, सुहृदम्, सर्वभूतानाम्, ज्ञात्वा, माम्, शान्तिम्, ऋच्छति।

व्युत्पत्तिसमासाः—भुनक्तीति भोक्ता, तम् भोक्तारम् । यज्ञाश्च तपांसि च इति यज्ञतपांसि, तेषाम् यज्ञतपसाम् । महान् चासौ ईश्वरश्च इति महेश्वरः, सर्वे च ते लोकाश्च इति सर्वलोका, तेषां महेश्वर इति सर्वलोकमहेश्वरः, तम् सर्वलोकमहेश्वरम् । सुष्ठु हृद् हृदय यस्य स सुहृद्, तम् सुहृदम् । सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषाम् सर्वभूतानाम् । शाम्यते अनया सा शाति, ताम् शान्तिम् ।

અન્વય અને અર્થઃ—यज्ञतपसाम् યજ્ઞ અને તપનો, भोक्तारम् ભોક્તા—સ્વીકારનાર, सर्वलोकमहेश्वरम् સમસ્ત લોકનો મહાન્ ઈશ્વર, (અને) सर्वभूतानाम् પ્રાણિમાત્રનો, सुहृदम् મિત્ર—કલ્યાણ કરનાર એવો, माम् મને, ज्ञात्वा જાણીને, (યોગી) शान्तिम् શાંતિને, ऋच्छति મેળવે છે.

ભાવાર્થઃ—ભકતો વડે આચરવામાં આવેલા યજ્ઞો તથા તપનો ભોકતા, સમસ્ત લોકનો મહાન્ ઇશ્વર એટલે નિયામક અને પ્રાણિમાત્રનો કલ્યાણ કરનાર મિત્રરૂપ એવો મને જાણીને યોગી પરમ-શાંતિ—મોક્ષને પામે છે. અર્થાત્ જે મનુષ્ય મને એવા સ્વરૂપે સમજે છે તેને મારી કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થતાં તે પરમ શાંતિને મેળવે છે. ૨૯.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तान्तिकप्रणीतसान्वयबोधिन्यां गुर्जरटीकायां कर्मसंन्यासयोगो नाम पञ्चमोऽध्यायः



# षष्ठोऽध्यायः ।



અવતરણિકાઃ—પાંચમા અધ્યાયના અંતમાં છેલ્લા ત્રણ શ્લોકોવડે સૂત્રરૂપે કહેલા ધ્યાનયોગનું વિવરણ કરવાની ઇચ્છાથી ભગવાન્ શ્રીકૃષ્ણ 'ધ્યાનયોગ'માં કર્મયોગ વડે જ અધિકાર આવી શકતો હોવાથી આ છઠ્ઠા અધ્યાયના પહેલા બે શ્લોકો વડે નિષ્કામકર્મયોગની પ્રશંસા કરે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે—

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ॥
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥१॥

पदच्छेदः—अनाश्रितः, कर्मफलम्, कार्यम्, कर्म, करोति, यः, सः, संन्यासी, च, योगी, च, न, निरग्निः, न, च, अक्रियः.

व्युत्पत्तिसमासाः—न आश्रितः अनाश्रितः । कर्मणां फलम् कर्मफलम्, तत् । कर्तुम् योग्यम् कार्यम्, तत् । सम्यक् न्यासः अस्ति अस्य इति संन्यासी । योगः अस्य अस्तीति योगी । न विद्यते अग्निः यस्य सः निरग्निः । न विद्यन्ते क्रियाः शास्त्रविहिताः यस्य सः अक्रियः ।

અન્વય અને અર્થઃ—यः જે મનુષ્ય, कर्मफलम् કર્મોનાં ફલનો, अनाश्रितः આશ્રય ન કરીને, कार्यम् શાસ્ત્રવિહિત કરવા યોગ્ય, कर्म કર્મ, करोति કરે છે, सः તે, संन्यासी સંન્યાસી—ઈશ્વરાર્પણ કર્મ કરી તેનો ન્યાસ કરનાર, च અને, योगी કર્મયોગી (છે), च પણ, निरग्निः અગ્નિ નહિ રાખનાર, च કે, अक्रियः

તપ, દાન ઇત્યાદિ ક્રિયાઓ રહિત (જ સંન્યાસી કે યોગી છે એમ), ન નથી.

**ભાવાર્થઃ**—કર્મોનાં ફ્લોનો આશ્રય કર્યા વિના–તેની ઇચ્છા રાખ્યા વિના જે મનુષ્ય શાસ્ત્રવિહિત–કરવા યોગ્ય કર્મો કરે છે, તે જ કર્મને ઇશ્વરાર્પણુ કરનાર–ખરો સંન્યાસી અને ખરો યોગી છે, પણુ જે અગ્નિની ઉપાસના ન કરતો હોય કે તપ, દાનાદિ ઉત્કૃષ્ટ ક્રિયાઓ પણુ ન કરતો હોય તે જ સંન્યાસી કે યોગી છે એમ નથી અર્થાત્ વાસનારહિત શાસ્ત્રોક્ત કર્મ કરનાર જ સંન્યાસી અને યોગી માની શકાય છે. ૧.

**यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पांडव ॥**
**न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ २ ॥**

**पदच्छेदः**—यम्, संन्यासम्, इति, प्राहुः, योगम्, तम्, विद्धि, पाण्डव, न, हि, असंन्यस्तसंकल्पः, योगी, भवति, कश्चन.

**व्युत्पत्तिसमासाः**—सम्यक् न्यासः विद्यते यस्मिन्कर्मणि सः संन्यासः, तम् संन्यासम् । प्रकर्षेण श्रेष्ठत्वेन आहुः इति प्राहुः । युज्यते ब्रह्मणि येन सः योगः, तम् । पांडोः अपत्यं पुमान् पांडवः, तत्संबुद्धौ हे पाण्डव । न सम्यक् न्यस्तः संकल्पः फलसंकल्पः येन सः असंन्यस्तसंकल्पः ।

---

१ यदा तु विदित तत्त्व पर ब्रह्मसनातनम् ।
तदैकदण्ड सङ्गृह्य सोपवीतां शिखां त्यजेत् ॥ श्रुतिः ॥

જ્યારે પ્રાચીન પરબ્રહ્મરૂપી તત્ત્વનું જ્ઞાન થાય ત્યારે માત્ર એક દંડને ગૃહણુ કરી યજ્ઞાપવીત સાથે શિખાને ત્યજી દેવી

અન્વય અને અર્થઃ—पाण्डव હે પાંડુપુત્ર અર્જુન ! यम् જેને, (તત્ત્વવેત્તાઓ) संन्यासम् સંન્યાસ, इति એ પ્રમાણે, प्राहुः શ્રેષ્ઠપણે કહે છે, तम् તેને, (ફલના ત્યાગને લઈને) योगम् કર્મયોગ જ, विद्धि તું જાણ, हि કારણ કે, असंन्यस्तसंकल्पः ફલના સંકલ્પનો ત્યાગ જેણે કર્યો નથી, તેવો, कश्चन કોઈ પણ, योगी ખરો યોગી, न, भवति થતો નથી.

ભાવાર્થઃ—હે પાંડવ ! તત્ત્વજ્ઞાનીઓ શ્રેષ્ઠરીતે જેને સંન્યાસ કહે છે, તેને તેના ફલનો ત્યાગ કરવામાં આવતો હોવાથી નિષ્કામ કર્મ-યોગ જ તું જાણ કારણ કે ફલના સંકલ્પનો ત્યાગ કર્યા સિવાય કોઈપણ મનુષ્ય ખરો યોગી બની શકતો જ નથી. અર્થાત્ યોગી થવાની ઈચ્છાવાળાએ ફલની ઈચ્છાનો ત્યાગ કરવોજ જોઈએ એ નિ સંશય છે. ૨.

અવતરણિકાઃ—"એ પ્રમાણે 'કર્મસંન્યાસ' પણ 'કર્મયોગ' જ છે અને તે શ્રેષ્ઠ છે, તો પછી મરણપર્યંત દરેકે તેનુ જ અવલમ્બન કરવુ જોઈએ" એવી અર્જુનની શંકાના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણ 'કર્મસંન્યાસ' અને 'કર્મયોગ' વસ્તુત એક જ હોવા છતા એ બન્નેના જુદા જુદા અધિકારી બતાવે છે

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ॥
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥ ३ ॥

---

१ नैतादृश ब्राह्मणस्यास्ति वित्त यथैकता समता सत्यता च ।
शील स्थितिर्दण्डनिधानमार्जव ततस्ततश्चोपरम क्रियाभ्य ॥ श्रुति ॥

नैव धर्मी न चाधर्मी न चैव हि शुभाशुभी ।
य स्यादेकासने लीनस्तूष्णीं किञ्चिदचिन्तयन् ॥ श्रुति ॥

બ્રાહ્મણને એવુ ધન બીજુ કંઈ નથી કે જેવુ એકતા, સમતા, શીલ, સ્થિતિ

**पदच्छेदः**—आरुरुक्षोः, मुनेः, योगम्, कर्म, कारणम्, उच्यते, योगारूढस्य, तस्य, एव, शमः, कारणम्, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—आरोढुम् इच्छतीति आरुरुक्षति, आरुरुक्षतीति आरुरुक्षुः, तस्य आरुरुक्षोः। मननं शीलम् अस्य इति मुनिः, तस्य मुनेः। योगम् आरूढः इति योगारूढः, तस्य योगारूढस्य।

**અન્વય અને અર્થઃ**—योगम् ધ્યાન–સમાધિયોગમાં, आरुरुक्षोः ચઢવાને ઈચ્છનાર, मुनेः મુનિને, कर्म નિષ્કામ–ફલની ઈચ્છારહિત ચિત્તશુદ્ધિનિમિત્તે કરવામાં આવતું–કર્મ, कारणम् કારણ–સમાધિયોગની પ્રાપ્તિના હેતુરૂપ, उच्यते કહેવાય છે, (પરંતુ) योगारूढस्य ધ્યાનયોગમાં સારીરીતે ચઢેલા, तस्य તે યોગીને, (તો) शमः ચિત્તવિક્ષેપકારી કર્મોની ઉપરતિ, एव જ, कारणम् (જ્ઞાનના પરિપાકમાં) કારણ, उच्यते કહેવાય છે.

**ભાવાર્થઃ**—સમાધિયોગના માર્ગમાં ચઢવાને ઈચ્છનાર મુનિને ફલની ઈચ્છારહિત ચિત્તશુદ્ધિનિમિત્તે કરવામાં આવતું કર્મ જ સમાધિયોગની પ્રાપ્તિના હેતુરૂપ સાધન કહેવાય છે, પરંતુ સમાધિયોગના માર્ગમાં સારી રીતે ચઢી ગએલા યોગીને તો ચિત્તવિક્ષેપકારી કર્મોની ઉપરતિ–નિવૃત્તિ એજ જ્ઞાનપરિપાકમા ખાસ કારણ મનાય છે. અર્થાત્ યોગમાં આરુ-

---

(રહેણી), દંડ આપવાની શક્તિ (શાસન–ભંડાર) સરળતા અને તે તે ક્રિયાઓથી ઉપરામ થવુ–નિરક્તિ વિગેરે છે.

જે માત્ર મૌનાવલંબન કરી કોઈનુ ચિંતન ન કરતા એકાસનમા લીન છે તે ધર્મી નથી અને અધર્મી પણ નથી, તેમ શુભ કિંવા અશુભવાન્ પણ નથી, (એ સર્વ શમના ગુણો છે)

રુક્ષુને નિષ્કામ કર્મ અને યોગારૂઢને શમ, એમ ભિન્ન ભિન્ન કારણો મુકિતના માર્ગને માટે માનવામાં આવેલાં છે. ૩.

અવતરણિકા:—"ચિત્તવિક્ષેપ કરવાવાળાં કર્મોની ઉપરતિથી સમાધિયોગ સધાય છે તો પછી એવા સમાધિયોગને પ્રાપ્ત થયેલો યોગી કેવો હોય છે?" તે અર્જુનની જીજ્ઞાસા તૃપ્ત કરવા માટે યોગારૂઢનું લક્ષણ નીચેના શ્લોકમાં ભગવાન્ સ્પષ્ટ કરે છે:

यदा हि नेंद्रियार्थेषु न कर्मस्वनुषज्जते ॥
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥ ४ ॥

पदच्छेदः—यदा, हि, न, इंद्रियार्थेषु, न, कर्मसु, अनुषज्जते, सर्वसंकल्पसंन्यासी, योगारूढः, तदा, उच्यते.

व्युत्पत्तिसमासाः—इन्द्रियाणाम् अर्थाः इन्द्रियार्थाः, तेषु इन्द्रियार्थेषु । सर्वान् आसक्तिमूलभूतान् भोगविषयान् कर्मविषयांश्च संकल्पान् संन्यसितुं त्यक्तुम् शीलम् अस्यास्तीति सर्वसंकल्पसंन्यासी । योगम् आरूढः इति योगारूढः ।

અન્વય અને અર્થઃ—यदा જ્યારે, (મુમુક્ષુ) इन्द्रियार्थेषु ઇંદ્રિયોના શબ્દસ્પર્શાદિ વિષયોમાં, (અને) कर्मसु ઇંદ્રિયોનાં સાધનભૂત કર્મોમાં (પણ), हि ખરેખર, न, अनुषज्जते આસક્તિ રાખતો નથી, (તેમ) सर्वसंकल्पसंन्यासी (આસક્તિના મૂલ કારણરૂપ ભોગ અને ભોગને પ્રાપ્ત કરવાનાં સાધનરૂપ કર્મોના) બધા સંકલ્પોને ત્યાગ કરનારો (થાય છે), तदा ત્યારે (જ તે), योगारूढः સમાધિયોગને પ્રાપ્ત થયેલો, उच्यते કહેવાય છે.

**ભાવાર્થઃ**—મુમુક્ષુ જ્યારે ઇંદ્રિયોના શબ્દસ્પર્શાદિ વિષયોમાં તેમજ તે વિષયોનાં સાધનરૂપ કર્મોમાં આસક્તિ રાખતો નથી, તેમજ આસક્તિના મૂલ કારણરૂપ ભોગ અને ભોગને પ્રાપ્ત કરવાનાં સાધનરૂપ કર્મોના બધા સંકલ્પોને જ્યારે છોડી દે છે, ત્યારે જ તે સમાધિયોગને પ્રાપ્ત થયેલો એટલે યોગારૂઢ કહેવાય છે. અર્થાત્ સર્વથા નિરાસક્ત અને નિઃસંકલ્પ બનેલો જે પુરુષ હોય, તે જ સમાધિ–યોગની પદવીએ પહોંચ્યો કહી શકાય છે. ૪.

**અવતરણિકાઃ**—'જ્યારે એ પ્રમાણે પુરુષ યોગારૂઢ થાય છે ત્યારે તે પોતે જ પોતાના આત્માનું શ્રેય–કલ્યાણ–કરી શકે છે',–તે વાત હવે ભગવાન્ જણાવે છે

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ॥
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥

**पदच्छेदः**—उद्धरेत्, आत्मना, आत्मानम्, न, आत्मानम्, अवसादयेत्, आत्मा, एव, हि, आत्मनः, बन्धुः, आत्मा, एव, रिपुः, आत्मनः.

**व्युत्पत्तिसमासाः**—उत् ऊर्ध्वं हरेत् नयेत् इति उद्धरेत् ।

**અન્વય અને અર્થઃ**—आत्मना વિવેકયુક્ત આત્માવડે, आत्मानम् આત્માનો, उद्धरेत् ઉદ્ધાર કરવો, ( પરંતુ ) आत्मानम् આત્માને, न, अवसादयेत् અધોગતિએ પહોંચાડવો નહિ, हि

---

१ वाच यच्छ मनो यच्छ यच्छ प्राणेन्द्रियाणि च ।
आत्मानमात्मना यच्छ न भूयः कल्पसेऽध्वन ॥

વાણીને નિયમમા રાખ, મનને નિયમમા રાખ, પ્રાણ અને ઇંદ્રિયોને નિયમમા રાખ, અને પોતેજ પોતાના આત્માને નિયમમાં રાખ, તો ફરી ભવાટવી સસાર માટે તુ કલ્પાઈશ નહિ–સસારમાં પતન પામીશ નહિ, અર્થાત્ મુક્તિને પામશે

કારણ કે, आत्मा આત્મા, एव જ, आत्मनः આત્માનો—પોતાનો, बन्धुः ઉપકારક છે, ( અને ) आत्मा આત્મા, एव જ, आत्मनः પોતાનો, रिपुः શત્રુ—અપકારક છે.

**ભાવાર્થઃ**—વિવેકયુક્ત આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો, પરંતુ આત્માની અધોગતિ થાય તે પ્રમાણે કરવું નહિ, કારણ કે આત્મા જ આત્માનો ઉપકારક—મિત્ર અને આત્મા જ આત્માનો અપકારક—શત્રુ છે. અર્થાત્ દરેકે પોતાનો અભ્યુદય અથવા અધઃપતન કરવું એ પોતાના હાથમાં જ છે, એટલે પ્રત્યેક વ્યક્તિએ ઉચ્ચ કોટિ તરફ જવા જ યત્ન કરવો. ૫.

**અવતરણિકાઃ**—'આત્મા કોનો બંધુ અને કોનો શત્રુ છે?' તે જીજ્ઞાસાને તૃપ્ત કરવા નીચેનો શ્લોક ભગવાન્ કહે છે.

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ॥
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥

**पदच्छेदः**—बन्धुः, आत्मा, आत्मनः, तस्य, येन, आत्मा, एव, आत्मना, जितः, अनात्मनः, तु, शत्रुत्वे, वर्तेत, आत्मा, एव, शत्रुवत्.

**व्युत्पत्तिसमासाः**—न विद्यते आत्मा वशो यस्य सः अनात्मा, तस्य अनात्मनः । शत्रोः भावः इति शत्रुत्वम्, तस्मिन् शत्रुत्वे । शत्रुणा तुल्यम् इति शत्रुवत् ।

---

१ मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो ।
बन्धाय विषयासक्त मुक्त्यै निर्विषय स्मृतम् ॥ पराशर. ॥

મન જ મનુષ્યોના બંધન અને મોક્ષનો હેતુ છે, તે જો વિષયોમાં આસક્ત હોય તો બંધનકારક છે અને વિષયાસક્તિરહિત હોય તો મુક્તિ—મોક્ષ આપનાર છે

**અન્વય અને અર્થઃ**—येन જેણે, आत्मना આત્માવડે, आत्मा આત્મા ( મન )ને, जितः જીત્યો છે, तस्य તેનો, आत्मा આત્મા, एव જ, ( તેનો ) आत्मनः પોતાનો, बन्धुः બન્ધુ છે, तु પણ, अनात्मनः આત્મા ( મન ) જેણે વશમાં નથી કર્યો તેવાનો, ( તો પોતાનો ) आत्मा આત્મા ( મન ), एव જ, शत्रुवत् શત્રુની માફક, (તેનીસાથે ) शत्रुत्वे શત્રુતામાં, वर्तेत રહે છે–આચરણ કરે છે.

**ભાવાર્થઃ**—જેણે આત્માવડે પોતાના આત્મા–મનને જીત્યો છે તેનો આત્મા જ તેનો પોતાનો બંધુ–ઉપકારક છે, પણ જેણે આત્માને વશમા નથી કર્યો તેવાનો આત્મા તો શત્રુની માફક જ નિરંતર તેની સાથે આચરણ કરે છે અર્થાત્ જિતાત્મા પુરુષનો આત્મા જ તેને ઊર્ધ્વગતિએ લઇ જનારો થાય છે જ્યારે અજિતાત્માનો આત્મા તેને અધોગતિએ પહોચાડે છે, અને તેથી જ જિતાત્મા થવા દરેકે યત્ન કરવો જોઇએ. ૬.

અવતરણિકા —' જિતાત્મા હોવાથી શુ પરિણામ આવે છે ' તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ॥
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥ ७ ॥

**पदच्छेदः**—जितात्मनः, प्रशान्तस्य, परमात्मा, समाहितः, शीतोष्णसुखदुःखेषु, तथा, मानापमानयोः.

**व्युत्पत्तिसमासाः**—जितः आत्मा येन सः जितात्मा, तस्य । प्रकर्षेण शान्तः इति प्रशान्त , तस्य प्रशान्तस्य । परमश्चासौ आत्मा, परमः आत्मा वा यस्य सः परमात्मा । सम्यक् आहित. इति समाहितः ।

शीतं च उष्णं च सुखं च दुःखं च इति शीतोष्णसुखदुःखानि, तेषु शीतोष्णसुखदुःखेषु । मानं च अपमानं च मानापमाने, तयोः मानापमानयोः ।

**અન્વય અને અર્થઃ**—जितात्मनः આત્મા જેણે જીતેલો છે તેવા, (અને) प्रशान्तस्य શમાદિસાધનસંપન્ન પુરુષનો, परमात्मा શ્રેષ્ઠ આત્મા તે, शीतोष्णसुखदुःखेषु શીત, ઉષ્ણ, સુખ અને દુઃખમાં, तथा તેમજ, मानापमानयोः માન અને અપમાનમાં (પણ), समाहितः સાક્ષાત્ આત્મ–ભાવથી જણાય છે.

ભાવાર્થઃ—આત્મા જેણે જીતેલો છે તથા શમદમાદિથી જે પુરુષ યુક્ત હોય છે તેવા પુરુષનો શ્રેષ્ઠ આત્મા શીત, ઉષ્ણ, સુખ અને દુઃખ તથા માન અને અપમાનમાં પણ નિયમિત આત્મભાવથી જણાય છે એટલે કે કોઇપણ શીતોષ્ણાદિ દ્વન્દ્વોથી તે વિકાર ન પામતાં તાદાત્મ્યવડે પરમાત્મમય રહે છે. ૭.

અવતરણિકાઃ—યોગારૂઢનું લક્ષણ તથા શ્રેષ્ઠતા સમજાવીને હવે અત્યારસુધી કહેલા બધા વિષયોનો ઉપસંહાર કરે છેઃ

**ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेंद्रियः ॥**
**युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकांचनः ॥ ८ ॥**

---

१ अधिष्ठानतया देहद्वयावच्छिन्नचेतनः ।
कूटवन्निर्विकारेण स्थितः कूटस्थ उच्यते ॥ पंचदश्याम् ॥

પંચીકૃત–સ્થૂલ અને અપંચીકૃત–સૂક્ષ્મ દેહોનો આધાર હોવાથી એ બન્ને દેહોવડે ઉપહિત–એકત્રિત થએલો આત્મા લોહારની એરણની પેઠે વિકાર વિના રહેલો હોવાથી કૂટસ્થ કહેવાય છે.

**पदच्छेदः**—ज्ञानविज्ञानतृप्तात्मा, कूटस्थः, विजितेन्द्रियः युक्तः, इति, उच्यते, योगी, समलोष्टाश्मकाञ्चनः.

**व्युत्पत्तिसमासाः**—ज्ञायते अनेन इति ज्ञानम्, विशेषेण ज्ञायते अनुभूयते इति विज्ञानम्, ज्ञानं च विज्ञानं च ज्ञानविज्ञाने, ताभ्यां तृप्तः आत्मा यस्य सः ज्ञानविज्ञानतृप्तात्मा । कूटवत् तिष्ठतीति कूटस्थः । विशेषेण जितानि इन्द्रियाणि येन सः विजितेन्द्रियः । लोष्टं च अश्मा च काञ्चनं च इति लोष्टाश्मकांचनानि, समानि लोष्टाश्मकाञ्चनानि यस्य सः समलोष्टाश्मकाञ्चनः ।

**અન્વય અને અર્થઃ**—ज्ञानविज्ञानतृप्तात्मा જ્ઞાન–શાસ્ત્રોક્ત પદાર્થોનું પરિજ્ઞાન, અને વિજ્ઞાન–શાસ્ત્રથી જાણેલી વસ્તુઓનું પોતે જ અનુભવમાં લીધેલું જ્ઞાન–એ બંને વડે જેનો આત્મા તૃપ્ત છે તે, कूटस्थः અપ્રકંપ્ય–અવિકારી, विजितेन्द्रियः ઇંદ્રિયો જેણે જીતેલી છે તેવો, (અને) समलोष्टाश्मकाञ्चनः લોઢું, પત્થર અને સોનું જેને સમાન છે તેવો, योगी યોગી, युक्तः યુક્ત–યોગનિષ્ઠ (છે), इति એમ, उच्यते કહેવાય છે.

**ભાવાર્થઃ**—જ્ઞાન તથા વિજ્ઞાનથી જેનો આત્મા તૃપ્ત છે, જે અપ્રકમ્પ્ય–અડગ નામ નિર્વિકાર છે, ઇન્દ્રિયો જેણે જીતેલી છે, તથા લોઢું, પત્થર અને સોનું બધું જેને સમાન છે તેવો નિર્લોભ યોગી યુકત–ખરો–યોગનિષ્ઠ કહેવાય છે. એટલે જે આત્મજ્ઞાની થવા સાથે વિષયોથી તદ્દન નિર્લિપ્ત છે તે જ યુકત કહેવાય છે. ૮.

અવતરણિકાઃ—'કેવળ દ્રવ્ય કે અદ્રવ્યમાં જ સમાનબુદ્ધિવાળો નહિ પણ મિત્ર કે શત્રુમાં પણ સમાનતાવાળો હોય, તેજ વધારે શ્રેષ્ઠ છે' તે કહે છેઃ

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ॥
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥ ९ ॥

पदच्छेदः—सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु, साधुषु, अपि, च, पापेषु, समबुद्धिः, विशिष्यते.

व्युत्पत्तिसमासाः—सुहृत् च मित्रं च अरिश्च उदासीनश्च मध्यस्थश्च द्वेष्यश्च बन्धुश्च इति सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धवः, तेषु सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु । साध्नुवन्ति परकार्याणि इति साधवः, तेषु साधुषु । पापानि सन्ति येषां ते पापाः, तेषु पापेषु । समा—समाना तुल्या बुद्धिः यस्य सः समबुद्धिः । विशेषेण शिष्यते गण्यते इति विशिष्यते ।

અન્વય અને અર્થ:—सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु સ્નેહી, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ–લડાઈમાં વચ્ચે આવનારતટસ્થ, દ્વેષ કરવા યોગ્ય–અપકારક, તેમજ ભાઈઓમાં, साधुषु સાધુ–સત્પુરુષોમાં, च અને. पापेषु પાપીઓમાં, अपि પણ, समबुद्धिः સમાન બુદ્ધિવાળો, विशिष्यते વિશિષ્ટ–અધિક શ્રેષ્ઠ–છે.

ભાવાર્થ:—સ્નેહી, મિત્ર, શત્રુ, ઉદાસીન, મધ્યસ્થ–તટસ્થ–વચ્ચે પડનાર, અપકારક તેમજ સગા–સહોદરમાં તથા સત્પુરૂષોમાં અને પાપીઓમાં પણ જે સમાનબુદ્ધિ રાખેછે તે જ ખરેખર વિશેષ–શ્રેષ્ઠ છે. અર્થાત્ જે શત્રુમિત્રાદિમાં કંઈ પણ રાગદ્વેષાદિ રાખતો નથી તેજ શ્રેષ્ઠ મુમુક્ષુ છે એમ સમજવું ૯.

અવતરણિકા:—એ પ્રમાણે યોગારૂઢનુ લક્ષણ અને ફલ કહીને યોગીએ યોગનિષ્ઠ કેવી રીતે થવું તે જણાવવા માટે તેના યોગનું અંગસહિત વર્ણન નીચેના ત્રણ શ્લોકોમા હવે ભગવાન્ શ્રીકૃષ્ણ કરે છે

**योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ॥**
**एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥ १० ॥**

**पदच्छेदः**—योगी, युञ्जीत, सततम्, आत्मानम्, रहसि, स्थितः, एकाकी, यतचित्तात्मा, निराशीः, अपरिग्रहः.

**व्युत्पत्तिसमासाः**—योगः अस्यास्तीति योगी । एकः एव इति एकाकी । यतं संयतं चित्तमात्मा देहश्च यस्य सः यतचित्तात्मा । निर्गताः आशाः यस्मात् सः निराशीः । न विद्यते परिग्रहः यस्य सः अपरिग्रहः ।

**અન્વય અને અર્થઃ**—योगी યોગી, रहसि રહસ્ય-એકાન્તમાં, स्थितः રહેલો, एकाकी એકલો, यतचित्तात्मा સંયમમાં છે ચિત્ત અને ઇન્દ્રિયોસહિત શરીર જેનું તેવો, निराशीः તૃષ્ણાઓ રહિત, (અને) अपरिग्रहः કોઇપણ જાતના પરિગ્રહ-સંગ્રહ વિનાનો થઈને, आत्मानम् આત્માને, सततम् હરહમેશ, युञ्जीत સારી રીતે એકાગ્ર કરે.

**ભાવાર્થઃ**—યોગીએ એકાન્તમાં સ્થિર બેસીને એકલા રહેવું અને મન, ઇન્દ્રિયો તથા શરીરને નિયમમાં રાખીને, સર્વ તૃષ્ણાઓથી રહિત થઈને, તેમજ સંગ્રહવૃત્તિ બિલકુલ છોડી-દઈને આત્માને નિરંતર પરમાત્મામાં સાવધાનતાથી એકાગ્ર

---

१ एकान्तवासो लघुभोजनादि मौनं निराशा करणावरोधः ॥
मुनेरसोः संयमनं षडेते चित्तप्रसादं जनयन्ति शीघ्रम् ॥

એકાંતવાસ, સૂક્ષ્મ આહારાદિ, મૌનાવલંબન, આશામાં વિરક્તિ ઇંદ્રિયોનો નિગ્રહ અને પ્રાણનું સંયમન, એ છ (નિયમો) મુનિને સત્વર ચિત્તની પ્રસન્નતા ઉત્પન્ન કરે છે.

કરવો. અર્થાત્ પરમાત્માની સાથે પોતાની એકતા સાધવાનો યત્ન કરવો. ૧૦.

અવતરણિકાઃ—હવે યોગીના આસનનો નિયમ બતાવે છેઃ

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ॥
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥११॥
तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ॥
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥

पदच्छेदः—शुचौ, देशे, प्रतिष्ठाप्य, स्थिरम्, आसनम्, आत्मनः, न, अत्युच्छ्रितम्, न, अतिनीचम्, चैलाजिनकुशोत्तरम्; तत्र, एकाग्रम्, मनः, कृत्वा, यतचित्तेन्द्रियक्रियः, उपविश्य, आसने, युञ्ज्यात्, योगम्, आत्मविशुद्धये.

व्युत्पत्तिसमासाः—प्रति सर्वतः स्थापयित्वा इति प्रतिष्ठाप्य। आस्यते इति आसनम्, तत्। अति अतिशयेन उच्छ्रितम् उन्नतम् इति अत्युच्छ्रितम्, तत्। अत्यन्तं नीचम् इति अतिनीचम्, तत्। चैलं वस्त्रं च अजिनं व्याघ्रादि चर्म च इति चैलाजिने, चैलाजिने कुशेभ्यः उत्तरे उपरितने यस्मिन् तत् चैलाजिनकुशोत्तरम्, तत्। एकम् अग्रं प्रधानं चिन्तनीयं यस्य तत् एकाग्रम्, तत्। चित्तं च इन्द्रियाणि च इति चित्ते-

१ ब्रह्माकारमनोवृत्तिप्रवाहोऽहंकृतिं विना ।
सम्प्रज्ञातसमाधिः स्याद्ध्यानाभ्यासप्रकर्षतः ॥

અહંકાર વિના પોતાનો જે બ્રહ્માકારવાળી મનોવૃત્તિનો પ્રવાહ તે ધ્યાન તેના અભ્યાસના અતિશયથી 'સંપ્રજ્ઞાત સમાધિ' થાય છે.

न्द्रियाणि, तेषां क्रियाः इति चित्तेन्द्रियक्रियाः, यताः चित्तेन्द्रियक्रियाः यस्य सः यतचित्तेन्द्रियक्रियः। विशेषेण शुद्धि इति विशुद्धि', आत्मनः विशुद्धिः इति आत्मविशुद्धि', तस्यै आत्मविशुद्धये।

**અન્વય અને અર્થઃ**—यतचित्तेन्द्रियक्रियः ચિત્ત, ઇન્દ્રિયો અને તેની ક્રિયાઓ સંયમમાં રાખનાર યોગી, शुचौ પવિત્ર, देशे સ્થાનમા, आत्मनः પોતાના, आसनम् આસનને, स्थिरम् સ્થિર, ( તેમજ ) अत्युच्छ्रितम् ઘણું ઉંચુ, न નહિ, ( તેમ ) अतिनीचम् ઘણુ નીચું, ( પણ ) न નહિ, ( અને ) चैलाजिनकुशोत्तरम् દર્ભ, મૃગચર્મ અથવા વ્યાઘ્રચર્મ અને વસ્ત્ર એમ ઉત્તરોત્તર જેમા રહેલા હોય તેવુ, प्रतिष्ठाप्य રાખીને, तत्र તે, आसने આસન ઉપર, उपविश्य બેસીને, मनः મનને, एकाग्रम् એકાગ્ર, कृत्वा કરીને, आत्मविशुद्धये આત્માની શુદ્ધિને માટે, योगम् યોગનુ, युञ्ज्यात् અનુસધાન કરે

**ભાવાર્થઃ**—ચિત્ત, ઇન્દ્રિયો અને તેની ક્રિયાઓને નિયમમાં રાખનાર, યોગી, પવિત્ર સ્થળમા પોતાનુ આસનસ્થિર, અને ઘણું ઉંચુ નહિ તેમજ ઘણું નીચુ નહિ તેવુ, તથા દર્ભાસન, મૃગચર્મ કે વ્યાઘ્રચર્મ અને તેની ઉપર વસ્ત્ર એમ ઉત્તરોત્તર હોય તેવુ રાખીને, તે આસન ઉપર બેસી મનને એકાગ્ર કરી આત્માની શુદ્ધિને માટે યોગનુ અનુસધાન કરે ૧૧–૧૨.

**અવતરણિકાઃ**—આસન ઉપર બેસીને શરીરને કેવી રીતે ધારણ કરવુ' તેનો નિયમ હવે કહે છે

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ॥
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥१३॥

प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ॥
मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥१४॥

**पदच्छेदः**—समम्, कायशिरोग्रीवम्, धारयन्, अचलम्, स्थिरः, सम्प्रेक्ष्य, नासिकाग्रम्, स्वम्, दिशः, च, अनवलोकयन्; प्रशान्तात्मा, विगतभीः, ब्रह्मचारिव्रते, स्थितः, मनः, संयम्य, मच्चित्तः, युक्तः, आसीत, मत्परः.

**व्युत्पत्तिसमासाः**—कायश्च शिरश्च ग्रीवा च इति एषां समाहार कायशिरोग्रीवम्, तत्। धारयतीति धारयन्। चलति इति चलम्, न चलम् अचलम्, तत्। सम्यक् प्रेक्ष्य इति सम्प्रेक्ष्य। नासिकाया अग्रम् इति नासिकाग्रम्, तत्। अवलोकयतीति अवलोकयन्, न अवलोकयन् अनवलोकयन्। प्रकर्षेण शान्त प्रशान्त, प्रशान्त आत्मा यस्य स प्रशान्तात्मा। विशेषेण गता भी यस्य स विगतभी। ब्रह्म वेद तदध्ययनार्थं व्रतमपि ब्रह्म, तत् चरतीति ब्रह्मचारी, तस्य व्रतम् इति ब्रह्मचारिव्रतम्, तस्मिन् ब्रह्मचारिव्रते। सम्यक् यन्त्वा इति संयम्य। मय्येव चित्त यस्य स मच्चित्त। अहमेव पर अन्तर्यामी प्रेरक यस्य स मत्पर।

---

१ स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम्। संकल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेव च।
एतन्मैथुनमष्टाङ्गं प्रवदन्ति मनीषिणः। विपरीतं ब्रह्मचर्यमेतदेवाष्टलक्षणम्। स्मृतिः॥

સ્ત્રીનું સ્મરણ, વખાણ, રમવું, નિરીક્ષણ, એકાન્ત ભાષણ, પ્રાપ્તિનો સંકલ્પ, તે સંબંધી અભિપ્રાય અને ક્રિયાઓની નિવૃત્તિ એને બુદ્ધિમાન પુરુષો આઠ પ્રકારનું મૈથુન કહે છે અને એનું વિપરીત-ઉલટું થવું બ્રહ્મચર્ય કહેલ છે. અર્થાત્ બ્રહ્મચારીએ આવા અષ્ટાંગ મૈથુનનો ત્યાગ કરવો.

**અન્વય અને અર્થઃ**—(યોગી) स्थिरः આસન પર સ્થિરતાથી બેઠેલો, कायशिरोग्रीवम् કાયા–શરીરનો મધ્યભાગ, મસ્તક અને ડોકને, समम् સરખાં, (અને) अचलम् નિશ્ચલ, धारयन् રાખીને, च તેમજ स्वम्, પોતાના, नासिकाग्रम् નાસિકાના અગ્ર ભાગને, संप्रेक्ष्य સારી રીતે જોઇને, दिशः દિશાઓને, अनवलोकयन् આમ તેમ જરા પણ ન જોતાં, प्रशान्तात्मा અત્યંત શાંત અંતઃકરણવાળો, विगतभीः વ્યાઘ્રાદિ પશુ તથા હિંસક મનુષ્યોથી ભયરહિત થયેલો, (અને) ब्रह्मचारिव्रते બ્રહ્મચારીના વ્રતમાં, स्थितः રહેલો, मनः મનને, संयम्य સારી રીતે વશમાં રાખીને, मच्चित्तः મારામાં જ ચિત્તને અર્પણ કરનાર, मत्परः હું જ જેનો સૌથી શ્રેષ્ઠ છું તેવો, युक्तः યુક્ત થઇને–યોગમાં સાધન–સંપન્ન બનીને, आसीत રહે.

**ભાવાર્થઃ**—યોગીએ ઉપર કહ્યા પ્રમાણેના આસન પર સ્થિરતાથી બેસીને કાયા–શરીરનો મધ્ય ભાગ, મસ્તક અને ડોકને એક સરખી સ્થિતિમાં અચલ રાખીને, પોતાની નાસિકાના અગ્રભાગની ઉપર સારી રીતે દૃષ્ટિ સ્થિર કરીને એટલે તેને જ માત્ર જોઇને દિશાઓમાં આમ તેમ જરા પણ દૃષ્ટિ ન ફેરવીને અત્યંત શાંત અંતઃકરણવાળો, હિંસક પશુ ઇત્યાદિથી ભય જેનો નિવૃત્ત થઈ ગયો છે તેવો થઈ, બ્રહ્મચારીઓના વ્રતમાં રહી મનને સારી રીતે કાબુમાં રાખી, મારામાં જ ચિત્તને અર્પણ કરી અને મને જ પોતાનો પરમ આશ્રય માની યોગયુક્ત થઇ રહેવું. ૧૩–૧૪.

**અવતરણિકાઃ**—હવે યોગના સાધનથી શુ વિશિષ્ટ ફલ થાય છે તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છેઃ

युंजन्नेवं सदात्मानं योगी नियतमानसः ॥
शांतिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति ॥ १५ ॥

**पदच्छेदः**—युञ्जन्, एवम्, सदा, आत्मानम्, योगी, नियतमानसः, शान्तिम्, निर्वाणपरमाम्, मत्संस्थाम्, अधिगच्छति.

**व्युत्पत्तिसमासाः**—युनक्तीति युञ्जन् । नितान्तं यतं मानसं मनः यस्य स नियतमानसः । निर्वाणं मुक्तिः तदेव परमा निष्ठा यस्याः शान्तेः सा निर्वाणपरमा, तां निर्वाणपरमाम् । मयि सम्यक् तिष्ठतीति मत्संस्था, तां मत्संस्थाम् ।

**અન્વય અને અર્થઃ**—नियतमानसः મનને જેણે સંયમમાં રાખેલું છે તેવો, योगी યોગી, एवम् ઉપર કહ્યા પ્રમાણે સદા નિરંતર, आत्मानम् આત્માને, युञ्जन् સમાધિમાં જોડતો થકો, मत्संस्थाम् મારામાં રહેલી निर्वाणपरमाम् મોક્ષ એજ જેની પરમનિષ્ઠા છે તેવી, शान्तिम् શાન્તિને, अधिगच्छति મેળવે છે.

**ભાવાર્થઃ**—મનને જેણે સંયમમાં રાખેલું છે એવો યોગી ઉપર કહ્યા પ્રમાણે પોતાના આત્માને નિરંતર સમાધિમાં જોડતો થકો મારામાં મુક્તિરૂપે રહેલી પરમ શાંતિને પામે છે ૧૫.

---

१ प्रज्ञाप्र(सा)सादमारुह्य अशोच्यः शोचतो जनान् ।
भूमिष्ठानिव शैलस्थः सर्वान् प्राज्ञोऽनुपश्यति ॥ भारते ॥

બુદ્ધિવાન પુરૂષ બુદ્ધિની પ્રસન્નતાપર ચઢીને અથવા બુદ્ધિરૂપી પ્રાસાદ–મહેલપર ચઢીને અન્ય મનુષ્યોને શોચતો સ્વયં અશોચ્ય બની જેમ પર્વતપર ઉભેલો મનુષ્ય પૃથ્વીપર રહેલા તમામને જોઈ શકે છે તેમ સૌને જોઈ શકે છે

**અવતરણિકા:**—જે યોગી યોગાભ્યાસપરાયણ હોય તેવાના આહાર વિહાર વગેરે કેવા પ્રકારના હોય છે? તે કહે છે

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ॥**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥१६॥**

**पदच्छेदः**—न, अत्यश्नतः, तु, योगः, अस्ति, न, च, एकान्तम्, अनश्नतः, न, च, अतिस्वप्नशीलस्य, जाग्रतः, न, एव, च, अर्जुन.

**व्युत्पत्तिसमासाः**—आत्मसंमितमन्नपरिमाणं अतीत्य अतिशयेन अश्नातीति अत्यश्नन्, तस्य अत्यश्नतः। एकः अन्तः यस्य तत् एकान्तम्, तत्। न अश्नातीति अनश्नन्, तस्य अनश्नतः। अति अत्यन्तं स्वप्नः शीलं यस्य सः अतिस्वप्नशीलः, तस्य अतिस्वप्नशीलस्य। जागर्तीति जाग्रत्, तस्य जाग्रतः।

**અન્વય અને અર્થ:**—अर्जुन હે અર્જુન! अत्यश्नतः (આત્માના પોષણમાટે જેટલું જોઈએ તેનાથી) અધિક ખાનારને, तु તો, योगः યોગ–સમાધિયોગ, न, अस्ति (હોતો) નથી. च

१ नाध्मात क्षुधित श्रान्तो न च व्याकुलचेतन ।
युञ्जीत योग राजेंद्र योगी सिद्धयर्थमात्मन ॥
नातिशीते न चैवोष्णे न द्वन्द्वे नानिलान्विते ।
कालेष्वेतेषु युञ्जीत न योग ध्यानतत्पर ॥ मार्कण्डेयपुराणे ॥

હે રાજેંદ્ર! પેટમા ગુડગુડ થતા વાયુવિકારવાળાએ, ભૂખ્યાએ, થાકેલાએ અને વ્યાકુલ ચિત્તવાળાએ પોતાની સિદ્ધિ માટે યોગમાં જોડાવુ નહિ

અતિશીત કાળમા, અતિ ઉષ્ણ કાળમા, શીત અને ઉષ્ણ એ બન્નેવાળા સમયમા અને અતિ વાયુવાળા કાળમા ધ્યાન તત્પર રહેનારા પુરૂષે યોગસાધનમા જોડાવુ ન જોઈએ.

અને, एकान्तम् અત્યત, अनश्नत ન ખાનારને, ( પણ હોતો ) न નથી, च અને, अतिस्वप्नशीलस्य ઘણી નિદ્રા કરવાની ટેવવાળાને, (પણ) न નથી, (અને) जाग्रत બિલકુલ નિદ્રા ન કરનારને ( પણ ), न નથી, एव જ.

ભાવાર્થઃ—હે અર્જુન ! શરીરના નિર્વાહને અર્થે જેટલુ જોઈએ તેનાથી અધિક ખાનારને અથવા બિલકુલ ઓછુ ખાનારને યોગ પ્રાપ્ત થતો નથી, તેમજ ઘણી નિદ્રા કરવાની ટેવવાળાને તેમજ બિલકુલ નિદ્રા ન કરનારને પણ યોગ પ્રાપ્ત થતો નથી અર્થાત્ તેવા પુરુષો અનિયમિત હોવાથી આહાર વિહારની તેમની અનિયમિતતાને લીધે તેમને યોગ સિદ્ધ થઈ શકતો નથી ૧૬

અન્તરઙ્ગિકાઃ—ત્યારે આહારવિહારમા કેવી રીતે રહેનારને યોગ સિદ્ધ થઈ શકે ? તેને માટે ભગવાન્ કહે છે

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ॥
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ १७ ॥

पदच्छेदः—युक्ताहारविहारस्य, युक्तचेष्टस्य, कर्मसु, युक्तस्वप्नावबोधस्य, योगः, भवति, दुःखहा.

व्युत्पत्तिसमासाः–आहारश्च विहारश्च आहारविहारौ, युक्तौ नियतौ आहारविहारौ यस्य स युक्ताहारविहारः, तस्य युक्ताहारविहारस्य । युक्ता नियता एव चेष्टा यस्य स युक्तचेष्टः, तस्य युक्तचेष्टस्य । स्वप्नश्च अवबोधश्च इति स्वप्नावबोधौ, युक्तौ नियतौ स्वप्नावबोधौ यस्य स युक्तस्वप्नावबोधः, तस्य युक्तस्वप्नावबोधस्य । दुःखं हन्तीति दुःखहा ।

**અન્વય અને અર્થઃ**—युक्ताहारविहारस्य આહાર-ખાવા-પીવામાં અને વિહાર-હરવા ફરવામાં નિયમિત રહેનારનો, कर्मसु કર્મોમાં, (પણ) युक्तचेष्टस्य નિયમિત ચેષ્ટાવાળાનો, (તેમ) युक्तस्वप्नावबोधस्य નિદ્રા અને જાગૃતિમાં પણ નિયમપૂર્વક વર્તનારનો, योगः યોગ, दुःखहा દુઃખને મટાડનાર, भवति થાય છે, અર્થાત્ સિદ્ધ થાય છે.

**ભાવાર્થઃ**—ખાવાપીવામાં, અને હરવા ફરવામાં નિયમિત રહેનારને, કર્મ કરવામાં નિયમિત ચેષ્ટાવાળાને તથા નિદ્રા અને જાગૃતિમાં પણ નિયમપૂર્વક વર્તનારને યોગ દુઃખનો નાશ કરનાર થાય છે. અર્થાત્ એવી રીતે આહારવિહાર વગેરેમાં નિયમિત રહેવાથી શરીરની આન્તરિક સ્થિતિ યોગક્રિયાને યોગ્ય રહેવાથી યોગ સિદ્ધ થઈ શકે છે. ૧૭.

અવતરણિકાઃ—આ પ્રમાણે 'યોગ કરતાં કરતાં પુરુષે યોગને ક્યારે પ્રાપ્ત કરેલો કહી શકાય?' તે કહે છેઃ

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥१८॥

**पदच्छेदः**—यदा, विनियतम्, चित्तम्, आत्मनि, एव, अवतिष्ठते, निःस्पृहः, सर्वकामेभ्यः, युक्तः, इति, उच्यते, तदा.

**व्युत्पत्तिसमासाः**—विशेषेण नितान्तं यतम् इति विनियतम् । निर्गताः स्पृहाः यस्मात् सः निःस्पृहः । सर्वे च ते कामाः इति सर्वकामाः, तेभ्यः सर्वकामेभ्यः ।

**અન્વય અને અર્થઃ**—यदा જ્યારે, विनियतम् અત્યંત સંયમમાં રાખેલું, चित्तम् ચિત્ત, आत्मनि આત્મામાં, एव જ,

अवतिष्ठते સ્થિર થઈને રહે, (અને યોગ કરનાર પુરુષ) सर्वकामेभ्यः બધી કામનાઓથી, निःस्पृहः સ્પૃહારહિત, (થાય) तदा ત્યારે, (તે) युक्तः યોગ પ્રાપ્ત કરેલો, इति એમ, उच्यते કહેવાય છે.

ભાવાર્થઃ—જે યોગીનું વશીભૂત અંતઃકરણ આત્મામાં જ સ્થિર થઈને રહેલું હોય છે, અને જે બધી કામનાઓથી સ્પૃહારહિત છે[1] તે યોગી 'પ્રાપ્ત-યોગ' કહેવાય છે. અર્થાત્ તેવા યોગીએ યોગ સિદ્ધ કરેલો છે એમ સમજવું. ૧૮.

અવતરણિકાઃ—'આત્મામાં જેની ચિત્તવૃત્તિ એકાકાર થએલી છે એવા યોગીની સ્થિતિ કેવી હોય છે' તે દૃષ્ટાંત સાથે સમજાવે છેઃ

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ॥
योगिनो यतचित्तस्य युंजतो योगमात्मनः ॥१९॥

पदच्छेदः—यथा, दीपः, निवातस्थः, न, इङ्गते, सा, उपमा, स्मृता, योगिनः, यतचित्तस्य, युञ्जतः, योगम्, आत्मनः.

व्युत्पत्तिसमासाः—निर्गतः वातः यस्मात् स्थानात् तद् निवातम्, तस्मिन् तिष्ठतीति निवातस्थः। उपमीयते अनया इति उपमा। योगः अस्ति अस्य इति योगी, तस्य। यतं नियतं चित्तं यस्य सः यतचित्तः, तस्य यतचित्तस्य। युनक्तीति युञ्जन्, तस्य युञ्जतः।

અન્વય અને અર્થઃ—यथा જેમ, निवातस्थः પવન વિનાના સ્થાનમાં રહેલો, दीपः દીવો, न, इङ्गते (જરાપણ) હાલતો નથી, (તેમ) यतचित्तस्य વશઅંતઃકરણવાળા, (અને) आत्मनः

[1] मनसो वृत्तिशून्यस्य निर्विकारात्मना स्थितिः ।
असंप्रज्ञातनामाऽसौ समाधिर्योगिनां प्रियः ॥

વૃત્તિઓવડે શૂન્ય મનની જે નિર્વિકાર આત્મસ્થિતિ તે યોગિઓને પ્રિય એવો 'અસંપ્રજ્ઞાત' સમાધિ-યોગ કહેવાય છે.

આત્મા સંબંધી, योगम् સમાધિ–યોગનું, युञ्जतः અનુષ્ઠાન કરતા, योगिनः યોગીને–યોગીના ચિત્તને, सा તે, उपमा ઉપમા, स्मृता કહેવામાં આવેલી છે.

ભાવાર્થઃ—જે પ્રમાણે પવન વિનાના સ્થાનમા રહેલો દીવો જરાપણ હાલતો નથી, તેજ પ્રમાણે વશઅંતઃકરણવાળા અને આત્માસંબંધી સમાધિયોગનું અનુષ્ઠાન કરતા યોગીને પણ એટલે તે યોગીના ચિત્તને પણ તે જ ઉપમા આપેલી છે. અર્થાત્ તે યોગી અથવા તેનું ચિત્ત પણ તે દીપકની પેઠે નિશ્ચલ હોઈ આત્મામાં તાદાત્મ્યભાવને પામેલું હોય છે–નિશ્ચલ હોય છે. ૧૯.

અવતરણિકાઃ—'સમાધિ-યોગ' બે પ્રકારનો કહેવામા આવેલો છે, એક તો 'સમ્પ્રજ્ઞાત' અને બીજો 'અસમ્પ્રજ્ઞાત' તેમા સમ્પ્રજ્ઞાતમા ધ્યેયની સાથે ધ્યાતાની વૃત્તિનો ભેદ રહે છે, અને અસમ્પ્રજ્ઞાતમા કોઈપણ રીતે ધ્યેય અને ધ્યાતાની વૃત્તિનો ભેદ રહેતો નથી તેમા આગલા શ્લોકોમા પ્રથમ વિભાગનું એટલે 'સમ્પ્રજ્ઞાત' યોગનું વર્ણન કરેલું હોવાથી હવે બીજો વિભાગ એટલે 'અસમ્પ્રજ્ઞાત' યોગ કહેવાની ઇચ્છાથી નીચેના સાડા ત્રણ શ્લોકથી ભગવાન્ કહે છે

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ॥
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥
सुखमात्यंतिकं यत्तद् बुद्धिग्राह्यमतींद्रियम् ॥
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥

---

१ समाधिनिर्धूतमलस्य चेतस निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।
न शक्यते वर्णयितुं गिरा तदा यदेतदन्तःकरणेन गृह्यते ॥

સમાધિવડે ધોવાયલા મલવાળા અને આત્મામા યોજેલા ચિત્તને જે સુખ પ્રાપ્ત થાય છે, તે સુખને અંતઃકરણ જ્યારે અનુભવે છે ત્યારે તે સુખનું વર્ણન વાણી (સરસ્વતી અથવા જીભ)થી થઈ શકતું જ નથી

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ॥
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते ॥२२॥

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ॥
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥२३॥

**पदच्छेदः**—यत्र, उपरमते, चित्तम्, निरुद्धम्, योग-सेवया, यत्र, च, एव, आत्मना, आत्मानम्, पश्यन्, आत्मनि, तुष्यति; सुखम्, आत्यन्तिकम्, यत्, तत्, बुद्धि-ग्राह्यम्, अतीन्द्रियम्, वेत्ति, यत्र, न, च, एव, अयम्, स्थितः, चलति, तत्त्वतः; यम्, लब्ध्वा, च, अपरम्, लाभम्, मन्यते, न, अधिकम्, ततः, यस्मिन्, स्थितः, न, दुःखेन, गुरुणा, अपि, विचाल्यते; तम्, विद्यात्, दुःखसंयोगवियोगम्, योगसंज्ञितम्, सः, निश्चयेन, योक्तव्यः, योगः, अनिर्विण्णचेतसा.

**व्युत्पत्तिसमासाः**—उप समीपे रमते इति उपरमते। नितान्तं रुद्धम् इति निरुद्धम्। योगस्य सेवा अनुष्ठानम् इति योगसेवा, तया योगसेवया। पश्यति इति पश्यन्। अत्यन्तमेव भवतीति आत्यन्तिकम्, तत्। बुद्ध्या ग्रहीतुं योग्यम् इति बुद्धिग्राह्यम्, तत्। इन्द्रियाणि अतीत्य वर्तते इति अतीन्द्रियम्, तत्। तत्त्वात् इति तत्त्वतः। न परः अपर., तम्। विशेषेण चाल्यते इति विचाल्यते। सम्यक् योगः इति संयोग, विगत योगः सः वियोग, दु.खै संयोगः इति दु.खसंयोगः, दु.खसयोगस्य वियोग इति दुःखसयोगवियोग॰, तम् दुःखसयोगवियोगम्। योग. इति सज्ञितः

इति योगसंज्ञितः, तम् योगसंज्ञितम् । योक्तुम् उचितः योक्तव्यः । न निर्विण्णम् इति अनिर्विण्णम्, अनिर्विण्णं च तत् चेतः इति अनिर्विण्ण-चेतः, तेन अनिर्विण्णचेतसा ।

**અન્વય અને અર્થઃ**—योगसेवया સમાધિયોગના અભ્યાસથી–સેવનથી, निरुद्धम् અત્યંત નિયમમાં આવેલું, चित्तम् ચિત્ત, यत्र જ્યાં–જે અવસ્થામાં, उपरमते ( દરેક જાતની ચંચલતા છોડીને ) ઉપશમ–શાંતિને પામે છે, च અને, ( યોગી ) आत्मना આત્મા વડે, आत्मानम् આત્માને, पश्यन् જોતો–વિચારતો, आत्मनि આત્મામાં, एव જ, यत्र જે દશામાં, तुष्यति પ્રસન્ન થાય છે; ( વળી યોગી ) बुद्धिग्राह्यम् બુદ્ધિવડે ગ્રહણ કરવા યોગ્ય, अतीन्द्रियम् ઇન્દ્રિય અને તેના વિષયોથી અતીત, आत्यन्तिकम् જેનાથી વિશેષ બીજું કોઇ જ ન શકે તેવું, यत् જે, ( પરમ ) सुखम् સુખ (છે), तत् તે સુખને, यत्र જે અવસ્થામાં, वेत्ति જાણે છે, च અને, अयम् આ યોગી, स्थितः સ્થિર થયેલો થકો, तत्त्वतः તત્ત્વના જ્ઞાનથી–આત્મસ્વરૂપથી, , एव, चलति ચલાયમાન નથી જ થતો, च તેમજ, यम् જે યોગ–આત્મસુખરૂપ લાભને, लब्ध्वा મેળવીને, ततः તેનાથી, अपरम् બીજા, लाभम् લાભને, अधिकम् વધારે, न, मन्यते માનતો નથી, (અને) यस्मिन् જે આત્મતત્ત્વમાં, स्थितः રહેલો તે, गुरुणा ઘણા મોટા, दुःखेन દુઃખવડે, अपि પણ, न, विचाल्यते જરા પણ ચલિત થઈ શકતો નથી, तं તે ઉપર કહેલા, दुःखसंयोग-वियोगम् દુઃખોના સંયોગના–દુઃખપ્રાપ્તિના વિયોગરૂપ (યોગ)ને, योगसंज्ञितम् યોગની સંજ્ઞાવાળો, विद्यात् જાણવો, (અને) अनिर्विण्णचेतसा ગ્લાનિ–થાક ન પામેલા ચિત્તવડે અર્થાત્ અત્યંત

ઉત્સાહશીલ મનવડે, निश्चयेन નિશ્ચયપૂર્વક, सः તે, योगः યોગ, योक्तव्य. આચરવો જોઇએ.

ભાવાર્થઃ—સમાધિયોગના સેવનથી અત્યંત નિયમિત કરવામાં આવેલું ચિત્ત જે અવસ્થામાં દરેક જાતની ચંચલતાને છોડીને તદ્દન શાંતિને પામે છે, અને યોગી આત્માવડે આત્માને વિચારતો–દર્શન કરતો આત્મામાં જ જે દશામાં પ્રસન્ન થાય છે, વળી કેવળ બુદ્ધિવડે જ ગ્રહણ કરી શકાય તેવું અને ઇન્દ્રિયો તથા તેના વિષયોની સીમાને ઓળંગી ગએલું જે અત્યંત ઉત્તમમાં ઉત્તમ સુખ છે, તે સુખને જે અવસ્થામાં યોગી જાણે છે–પ્રાપ્ત કરે છે, જે અવસ્થામાં સ્થિર થતાં આત્મતત્ત્વથી જે જરાપણ ચલાયમાન થતો નથી, તેમજ જે આત્મસુખરૂપ લાભને મેળવીને તેનાથી બીજા કોઈપણ લાભને અધિક માનતો નથી, તેમ તેનું ચિન્તન પણ કરતો નથી, અને જે આત્મતત્ત્વમાં સ્થિર થયેલો યોગી તેમાંથી ઘણાં મોટા દુઃખવડે પણ જરાએ ચલાયમાન થઇ શકતો નથી, તેને–એટલે દુઃખપ્રાપ્તિને વિયોગ કરાવનાર–તેને દૂર કરનાર ઉપર જે કહેવામાં આવ્યો છે તેને જ તું 'યોગ' સંજ્ઞક જાણ, અર્થાત્ તેજ ખરો યોગ છે માટે અત્યંત ઉત્સાહયુક્ત મનવડે તે યોગનું નિશ્ચયપૂર્વક આચરણ કરવું જોઇએ, કારણ કે એ યોગનું આચરણ કરવાથી મુમુક્ષુ પરમગતિને પામી શકે છે. ૨૦–૨૩.

અવતરણિકાઃ—હવે 'સમાધિયોગમાં અંગભૂત શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન એ ષટ્‌સંપત્તિ વડે યોગને કેવી રીતે ધારણ કરી રાખવો ?' તે કહે છે

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ॥
मनसैवेन्द्रियग्रामं विनियम्य समंततः ॥ २४ ॥

**शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ॥**
**आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥२५॥**

**पदच्छेदः**—संकल्पप्रभवान्, कामान्, त्यक्त्वा, सर्वान्, अशेषतः, मनसा, एव, इन्द्रियग्रामम्, विनियम्य, समंततः; शनैः-शनैः, उपरमेत्, बुद्ध्या, धृतिगृहीतया, आत्मसंस्थम्, मनः, कृत्वा, न, किंचित्, अपि, चिन्तयेत्.

**व्युत्पत्तिसमासाः**—प्रभवतीति प्रभवः, संकल्पः-इदं मे भूयात् इति चेतोवृत्तिः, ततः प्रभवः उद्भवः येषां ते संकल्पप्रभवाः, तान् संकल्पप्रभवान् । काम्यन्ते इति कामाः, तान् कामान् । न शेषम् अशेषम्, अशेषादिति अशेषतः । इन्द्रियाणां ग्रामः इन्द्रियग्रामः, तम् इन्द्रियग्रामम् । विशेषेण नियम्य इति विनियम्य । धृत्या गृहीता इति धृतिगृहीता, तया धृतिगृहीतया । आत्मनि तिष्ठतीति आत्मसंस्थम्, तत् आत्मसंस्थम् ।

**અન્વય અને અર્થઃ**—( યોગીએ ) संकल्पप्रभवान् સંકલ્પથી ઉત્પન્ન થતા, सर्वान् બધા, कामान् મનોરથોને, अशेषतः સમગ્ર રીતે અર્થાત્ વાસનાસહિત, त्यक्त्वा છોડીને, मनसा મનવડે, एव જ, इन्द्रियग्रामम् ઇન્દ્રિયોના સમૂહને, समंततः ચોતરફથી, विनियम्य સારી રીતે નિયમમાં રાખીને, शनैः शनैः ધીરે ધીરે, धृतिगृहीतया ધીરજ વડે સ્થિર કરાએલી, बुद्ध्या

---

१ न याहि चेतस्त्वमितस्ततोऽपि देहेन्द्रियाद्यैर्न कुरुष्व कर्म ।
त्वं यत्र कुत्राप्युपविश्य नित्यं विचारयस्व स्वनिदानमन्तं ॥

હે ચિત્ત! તું અહિં તહીં ભટક મા અને દેહ તથા ઈંદ્રિયાદિવડે કર્મ ન કર, પરંતુ તું જ્યાં ક્યાં પણ બેસી હમેશ પોતાના આદિ-કારણનો છેવટ સુધિ વિચાર કર.

બુદ્ધિવડે, उपरमेत् વિરામ પામવો, ( અને ) मनः મનને, आत्मसंस्थम् આત્મામા જ સ્થિર, कृत्वा કરીને, किंचित् કંઈ, अपि પણ, न, चिन्तयेत् ચિન્તન કરવું નહિ.

ભાવાર્થઃ—યોગીએ સંકલ્પથી ઉત્પન્ન થતા બધા મનોરથોને સમગ્ર રીતે-વાસના સુદ્ધાં-ત્યાગ કરીને મનવડે જ ઇન્દ્રિયોના સમૂહને ચારે તરફથી સારી રીતે નિયમમાં રાખીને ધીમે ધીમે ધૈર્યથી સ્થિર કરેલી બુદ્ધિવડે અત્યંત વિરામ પામી જવો અને મનને આત્મામાં જ સ્થિર કરીને કઈ પણ-એટલે કોઈ પણ વસ્તુ વિષે-ચિન્તન કરવું નહિ. અર્થાત્ સંકલ્પરહિત અને ચેષ્ટા વિનાના થવુ ૨૪-૨૫.

અવતરણિકાઃ—"રજોગુણને લઇને ક્વચિત્ મન ચચલ થઈ જાય તો તેને પ્રત્યાહારથી કરીને વશ કરવુ " તે કહે છે

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ॥
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥

पदच्छेदः—यतः, यतः, निश्चरति, मनः, चंचलम्, अस्थिरम्, ततः, ततः, नियम्य, एतद्, आत्मनि, एव, वशम्, नयेत्.

व्युत्पत्तिसमासाः—नितान्तं चरति इति निश्चरति । अतिशयेन चलम् इति चञ्चलम् । न स्थिरम् इति अस्थिरम् ।

---

१ चित्तमेक न शक्नोति जेतु स्वातन्त्र्यवर्ति य ।
ध्यानवार्त्तां वद-मूढ स किं लोके न लज्जते ॥ वासिष्ठे ॥

જે સ્વતન્ત્રતાથી વર્તતા પોતાના એક મનને પણ જીતી શકતો નથી તે મુર્ખ ધ્યાન સબધી વાત કરતા લોકમા શુ લજાતો પણ નથી ?

**અન્વય અને અર્થઃ**—अस्थिरम् અસ્થિર, ( અને ) चंचलम् ચંચલ એવું, मनः મન, यतः જ્યાંથી, यतः જ્યાંથી, निश्चरति ચલાયમાન થાય, ततः ત્યાંથી, ततः ત્યાંથી, एतत् એ મનને, नियम्य નિયમમાં રાખીને, आत्मनि આત્મામાં, एव જ, वशम् વશ, नयेत् લાવવું.

**ભાવાર્થઃ**—અસ્થિર અને ચંચલ એવું મન એને નિયમમાં લાવવા છતાં પણ જ્યાંથી જ્યાંથી ચલાયમાન થાય, ત્યાંથી ત્યાંથી એ મનને નિયમમાં રાખીને આત્માના—પોતાના જ વશમાં લાવવું. અર્થાત્ જેમ બને તેમ એને વશમાં રાખવાનો પ્રયત્ન કરવો. ૨૬.

અવતરણિકાઃ—'મનને એ પ્રમાણે વશ કરવાથી અને એને પ્રવૃત્તિમાંથી અટકાવવાથી શું ફલ થાય છે' તે કહે છે

**प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ॥**
**उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥**

**पदच्छेदः**—प्रशान्तमनसम्, हि, एनम्, योगिनम्, सुखम्, उत्तमम्, उपैति, शान्तरजसम्, ब्रह्मभूतम्, अकल्मषम्.

**व्युत्पत्तिसमासाः**—प्रकर्षेण शान्तम् इति प्रशांतम्, प्रशांतं मनः यस्य स' प्रशान्तमना', तं प्रशान्तमनसम् । शान्तं रजः यस्य सः शान्तरजा, तम् शान्तरजसम् । ब्रह्मैव सर्वम् इति ब्रह्मस्वरूपेण भूतः

---

१ हस्त हस्तेन सपीड्य दन्तैर्दन्तान्विचूर्ण्य च ।
अङ्गान्यङ्गे समाक्रम्य जयेदादौ स्वकं मनः ॥ वासिष्ठे ॥

હાથવડે હાથને આક્રમી-દાબીને, દાંતોવડે દાંતોને પીસીને અને અંગોવડે અંગોને સ્વાતન્ત્ર્યમાં લઈને પ્રથમ પોતાનું મન જ જીતવું જોઈએ.

इति ब्रह्मभूतः, तं ब्रह्मभूतम् । न विद्यते कल्मषं यस्य सः अकल्मषः, तम् अकल्मषम् ।

અન્વય અને અર્થઃ—हि કારણ કે, प्रशान्तमनसम् મન જેનું શાંત થએલું છે એવા, (અને તેથીજ) शांतरजसम् શાંત થયેલ છે રજોગુણ જેનો એવા, ब्रह्मभूतम् બધું જેની દૃષ્ટિએ બ્રહ્મમય થયું છે તેવા, (तथा) अकल्मषम् અજ્ઞાનરૂપી પાપ જેનું નષ્ટ થયું છે તેવા, एनम् એ, योगिनम् યોગીને, उत्तमम् સૌથી શ્રેષ્ઠ, सुखम् સુખ, उपैति પ્રાપ્ત થાય છે.

ભાવાર્થઃ—કારણ કે જેનું મન શાંત થએલું છે એવા અને તેથીજ રજોગુણ પણ જેનો શાંત થએલો છે તેવા તથા બ્રહ્મમય દૃષ્ટિથી જેને સર્વ સમાન લાગે છે તેમજ અજ્ઞાનરૂપી પાપ જેનું નષ્ટ થયું છે તેવા યોગીને સૌથી શ્રેષ્ઠ સુખ પ્રાપ્ત થાય છે. અર્થાત્ બ્રહ્મપ્રાપ્તિરૂપ પરમ સુખને તે મેળવી શકે છે. ૨૭.

અવતરણિકાઃ—'ઉપર પ્રમાણેની સ્થિતિ પ્રાપ્ત થાય છે, એટલે તે યોગી પરમાનંદને પામી જાય છે' તે કહે છે.

युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ॥
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥

---

१ विषयेभ्यः समाहृत्य विज्ञातात्मा मनो मुनिः । चिन्तयेन्मुक्तये तेन ब्रह्मभूतं परेश्वरम् ॥ आत्मभावं नयत्येनं तद्ब्रह्मध्यायिनं मुने । विकार्यमात्मनः शक्त्या लोहमाकर्षको यथा ॥ विष्णुपुराणे ॥

યોગીએ પોતાના મનને વિષયોમાથી ખેંચીને આત્મજ્ઞાન પ્રાપ્ત કરી તે મનવડે મુક્ત થવા બ્રહ્મરૂપ પરમેશ્વરનું ચિંતન કરવું તે બ્રહ્મચિંતન તે યોગીના વિકાર પામતા મનને જેમ ચુંબક લોઢાને આકર્ષે છે, તેમ પોતાની શક્તિવડે આત્મ-સ્વરૂપ તરફ લઈ જાય છે—આકર્ષે છે.

**पदच्छेदः**—युञ्जन्, एवम्, सदा, आत्मानम्, योगी, विगतकल्मषः, सुखेन, ब्रह्मसंस्पर्शम्, अत्यन्तम्, सुखम्, अश्नुते.

**व्युत्पत्तिसमासाः**—युनक्तीति युञ्जन्। विशेषेण सर्वात्मना गतं कल्मषं यस्य सः विगतकल्मषः । ब्रह्मणा परेण संस्पर्शः यस्य तत् ब्रह्मसंस्पर्शम्, तत् । अन्तम् अतीत्य इति अत्यन्तम्, तत् ।

**અન્વય અને અર્થઃ**—एवम् એ પ્રમાણે, सदा સદા, आत्मानम् આત્માને, युञ्जन् યોગમાં જોડતો, ( અને તેથી જ ) विगतकल्मषः જેનાં પાપ સમૂલ નાશ પામી ગયાં છે તેવો, योगी યોગી, सुखेन સુખવડે, ब्रह्मसंस्पर्शम् બ્રહ્મને સ્પર્શ કરતા–બ્રહ્મમય જણાતા એવા, अत्यन्तम् નિ સીમ, सुखम् સુખને, अश्नुते ભોગવે છે.

**ભાવાર્થઃ**—એ પ્રમાણે નિરંતર પોતાના આત્માને સમાધિમા લગાડતો અને તેથીજ જેનાં પાપ નષ્ટ થઈ ગએલા છે એવો યોગી સુખપૂર્વક બ્રહ્મવિષયક એટલે બ્રહ્મપ્રાપ્તિરૂપ જે નિઃસીમ સુખ છે તેને ભોગવે છે. ૨૮.

અવતરણિકાઃ—હવે 'યોગનું ફલ જે બ્રહ્મની સાથે એકીભાવ તેને જ્યારે યોગી પામે છે ત્યારે તેની દૃષ્ટિ પછી કેવા પ્રકારની રહે છે' તે કહે છે.

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ॥
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९ ॥

---

१ स्वसंवेद्य हि तद् ब्रह्म कुमारी स्त्रीसुखं यथा ।
अयोगी नैव जानाति जात्यन्धो हि यथा घटम् ॥ दक्षस्मृति ॥

બ્રહ્મ તે પોતાથી સારી રીતે જાણી શકાય તેવું છે, તોપણ જેમ કુમારી ( પરણ્યાવિના–પતિના યોગવિના ) સ્ત્રીસુખને જાણી શકતી નથી અને જેમ જન્માંધ પુરુષ ઘટ ( ઘડા ) ને જાણીશકતો નથી, તેમ અયોગી–યોગરહિત પુરુષ–બ્રહ્મને જાણી શકતો નથી.

**पदच्छेदः**—सर्वभूतस्थम्, आत्मानम्, सर्वभूतानि, च, आत्मनि, ईक्षते, योगयुक्तात्मा, सर्वत्र, समदर्शनः.

**व्युत्पत्तिसमासाः**—सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषु तिष्ठतीति सर्वभूतस्थ, तम् सर्वभूतस्थम्। सर्वाणि च तानि भूतानि इति सर्वभूतानि, तानि सर्वभूतानि। योगेन युक्तः आत्मा यस्य स योगयुक्तात्मा। सर्वस्मिन् इति सर्वत्र। समं ब्रह्मरूपेणैव दर्शनं यस्य स समदर्शनः।

**અન્વય અને અર્થઃ**—योगयुक्तात्मा યોગથી સમાધિમાં જેનો આત્મા જોડાએલો છે તેવો યોગી, सर्वत्र સર્વ-વસ્તુમાત્રમાં, समदर्शन સમાનદૃષ્ટિવાળો થયો થકો, आत्मानम् આત્માને, सर्वभूतस्थम् બધાં-પ્રાણિમાત્રમાં રહેલો, च અને, सर्वभूतानि બધા પ્રાણિઓને, आत्मनि પોતાના આત્મામા, ईक्षते જુએ છે

**ભાવાર્થઃ**—યોગથી જેણુ પોતાના આત્માને સમાધિમા જોડેલો છે તેવો યોગી, સર્વ વસ્તુઓમાં સમાનદૃષ્ટિવાળો થઈને પોતાના આત્માને બધા પ્રાણિઓમા અને સર્વ પ્રાણિઓને પોતાના આત્મામા જુએ છે. અર્થાત્ તેને કોઈપણ પ્રકારનો મોહ રહેતો નથી. ૨૯.

**અવતરણિકાઃ**—"આવી રીતે આત્માનો એકીભાવ થવાથી યોગીને શુ ફલ પ્રાપ્ત થાય છે" તે કહે છે

**यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ॥**
**तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥३०॥**

---

१ भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ भागवते ॥

पदच्छेदः—यः, माम्, पश्यति, सर्वत्र, सर्वम्, च, मयि, पश्यति, तस्य, अहम्, न, प्रणश्यामि, सः, च, मे, न, प्रणश्यति.

व्युत्पत्तिसमासाः—सर्वस्मिन् इति सर्वत्र। प्रकर्षेण नश्यामि इति प्रणश्यामि। प्रकर्षेण नश्यति इति प्रणश्यति।

**અન્વય અને અર્થઃ**—यः જે યોગી, माम् મને, सर्वत्र બધી જગ્યામાં, पश्यति જુએ છે, च અને, सर्वम् બધાને, मयि મારામાં, पश्यति જુએ છે, तस्य તેવા આત્મજ્ઞાનીને, अहम् હું, न, प्रणश्यामि અદશ્ય થતો નથી, च અને, सः તે, मे મને, (મારાથી) न, प्रणश्यति અદૃશ્ય થતો નથી.

**ભાવાર્થઃ**—જે યોગી મને સર્વ ઠેકાણે જુએ છે એટલે સર્વવ્યાપક જુએ છે અને બધાંને મારામાં જુએ છે, તેવા આત્મજ્ઞાનીને હું કદિ અપ્રત્યક્ષ થતો નથી, અર્થાત્ તે સદા ધ્યાન-પરાયણ તથા સમદષ્ટિવાળો હોવાથી મને નિરંતર પ્રત્યક્ષ જુએ છે અને હું પણ તેજ પ્રમાણે તેનાથી અદશ્ય થતો નથી. અર્થાત્ હું તેની ભક્તિથી તેના પર ખાસ અનુગ્રહ કરી તેના પ્રત્યક્ષમાં જ રહી તેને મારા સ્વરૂપની પ્રાપ્તિ કરાવું છું. ૩૦.

**અવતરણિકા**—આગળના શ્લોકોમા પોતાની પ્રત્યક્ષતારૂપે પૂર્ણ બ્રહ્મનું દર્શન કરાવીને ફરી પણ પોતાનાથી તેની અવિરક્તિ જણાવે છે

---

જ્યારે તે પરમેશ્વરનુ દર્શન થાય છે અર્થાત્ સ્વસ્વરૂપાનુસધાન થાય છે ત્યારે આ દેહી-જીવના હૃદયની ગ્રંથિ ભેદાઈ જાય છે, સર્વે સશયો છેદાઈ જાય છે અને તેનાં સઘળા કર્મો ક્ષય પામી જાય છે.

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ॥
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ३१ ॥

पदच्छेदः—सर्वभूतस्थितम्, यः, माम्, भजति, एकत्वम्, आस्थितः, सर्वथा, वर्तमानः, अपि, सः, योगी, मयि, वर्तते.

व्युत्पत्तिसमासाः—सर्वेषु भूतेषु स्थितःइति सर्वभूतस्थितः, तम् -सर्वभूतस्थितम् । एकस्य भावः इति एकत्वम्, तत् । आ समंतात् स्थितः इति आस्थितः । सर्वप्रकारेण इति सर्वथा । वर्तते असौ इति वर्तमानः ।

અન્વય અને અર્થ:—यः જે યોગી, एकत्वम् સર્વત્ર એકીભાવને, आस्थितः આશ્રય કરી રહ્યો થકો, माम् મને, सर्वभूतस्थितम् સર્વ પ્રાણિમાત્રમાં રહેલો સમજીને, भजति ભજે છે, सः તે, योगी યોગી, सर्वथा બધી રીતે, वर्तमानः વર્તન કરનારો હોય ( અથવા સર્વ ઠેકાણે રહેનારો હોય છતાં ), अपि પણ, मयि મારામાં, वर्तते વર્તે છે–રહે છે.

ભાવાર્થ:—જે યોગી સર્વ–વસ્તુમાત્રમાં એકજ ભાવનો આશ્રય કરીને રહેલો હોય છે એટલે અભેદદૃષ્ટિવાળો હોય છે, અને મને સર્વ પ્રાણિમાત્રમાં રહેલો સમજીને ભજે છે, તે યોગી સર્વ પ્રકારે વર્તન કરતો હોય કે કોઇપણ ઠેકાણે રહેતો હોય તો પણ તે મારામાં જ અંતર્ગત–લીન–થઇ ગયો હોય છે. અર્થાત્ તે મારામય થઇ ગએલો હોવાથી હું તેને મારા અપૂર્વ આનંદથી ભિન્ન રાખતો નથી પણ મારા સ્વરૂપે જ બનાવી દઉં છું. ૩૧.

અવતરણિકા:—' એ પ્રમાણે મને ભજનાર યોગીઓમાં પણ સર્વપ્રાણિમાત્ર પર અત્યંત દયા રાખનાર યોગી સર્વથી વધારે શ્રેષ્ઠ છે ' તે કહે છે

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ॥
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥३२॥

पदच्छेदः—आत्मौपम्येन, सर्वत्र, समम्, पश्यति, यः, अर्जुन, सुखम्, वा, यदि, वा, दुःखम्, सः, योगी, परमः, मतः.

व्युत्पत्तिसमासाः—उपमीयते अनया इति उपमा, आत्मनः उपमा इति आत्मोपमा, तस्याः भावः आत्मौपम्यम्, तेन आत्मौपम्येन। सर्वस्मिन् इति सर्वत्र ।

અન્વય અને અર્થઃ—अर्जुन હે અર્જુન ! यः જે યોગી, आत्मौपम्येन પોતાના જ સમાનભાવથી, सर्वत्र સમસ્ત પ્રાણિમાત્રમાં, सुखम् સુખ, यदि, वा અથવા, दुःखम् દુઃખને, समम् સરખું, पश्यति જુએ છે, सः તે, योगी યોગી, परमः સૌથી મોટો, मतः મનાયલો છે.

ભાવાર્થઃ—હે અર્જુન ! જે યોગી પોતાના દૃષ્ટાંતથી અર્થાત્ પોતાને જેમ સુખદુઃખ પૂર્વમાં લાગતું હતું તે પ્રમાણે સર્વ પ્રાણીને લાગે, એ પ્રમાણે પ્રાણિમાત્રમાં સુખ અથવા તો દુઃખને સમાનતાથી જુએ છે તેવો દયાયુક્ત યોગી સૌથી શ્રેષ્ઠ માનવામાં આવેલો છે. ૩૨.

અવતરણિકા—ઉપરોક્ત લક્ષણવાળા યોગને સાંભળ્યા પછી તે યોગની સાધનાનો મનની ચંચળતાને લીધે અસંભવ માનતો અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણને પૂછે છે

अर्जुन उवाच । અર્જુન પૂછે છે –

**योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ॥**
**एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥३३**

पदच्छेदः—यः, अयम्, योगः, त्वया, प्रोक्तः, साम्येन मधुसूदन, एतस्य, अहम्, न, पश्यामि, चञ्चलत्वात्, स्थितिं स्थिराम्.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण सम्यक्तया उक्त इति प्रोक्त समस्य भाव साम्यम्, तेन साम्येन। चञ्चलस्य भाव चञ्चलत्वम्, तस्मात् चञ्चलत्वात् ।

**અન્વય અને અર્થઃ**—मधुसूदन હે મધુસૂદન! साम्येन રાગદ્વેષયુક્ત ચિત્તના નાશપૂર્વક કેવળ આત્માકારમા અવસાન પામેલા મનના સમાનપણાવડે, (ધારણ કરવાનો) अयम् આ, य જે, योग યોગ, त्वया તમે, प्रोक्त કહ્યો, एतस्य એ યોગની, स्थितिम् સ્થિતિને, चञ्चलत्वात् માનસિક ચચલતાથી, स्थिराम् સ્થિર એવી, न, पश्यामि હું જોતો નથી.

**ભાવાર્થઃ**—હે મધુસૂદન! રાગદ્વેષયુક્ત ચિત્તના નાશપૂર્વક કેવળ આત્માકારમા અવસાન પામેલા મનના સમાનપણાવડે ધારણ કરવાનો આ જે યોગ આપે કહ્યો છે, તેની સ્થિતિ માનસિક ચચલતાને લઈને સ્થિર રહી શકે એમ હું જોતો નથી અર્થાત્ યોગ ચિરકાલ પર્યંત ચિત્તના વિક્ષેપથી સ્થિર રહી શકે કે નહિ તે હું સમજી શકતો નથી ૩૩

અવતરણિકાઃ—એ યોગની અસ્થિરતાને દૃઢ કરવાને ફરીથી મનની ચચળતા બતાવતા અર્જુન કહે છે

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् ॥
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

पदच्छेदः—चञ्चलम्, हि, मनः, कृष्ण, प्रमाथि, बलवद्, दृढम्, तस्य, अहम्, निग्रहम्, मन्ये, वायोः, इव, सुदुष्करम्.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण मथ्नातीति प्रमाथि। बलम् अस्य अस्तीति बलवद्। नितान्तं ग्रहः इति निग्रहः, तं निग्रहम्। दुःखेन क्रियते इति दुष्करः, सुतराम् दुष्करः इति सुदुष्करः, तम्।

**અન્વય અને અર્થઃ**—कृष्ण હે કૃષ્ણ! मनः મન, चञ्चलम् ચંચલ, प्रमाथि ઇન્દ્રિયોને ક્ષોભ ઉત્પન્ન કરનારું, बलवत् બલવાળું, (અને) दृढम् દઢ છે, हि તેથી, तस्य તે મનના, निग्रहम् વશ કરવાના કર્તવ્યને, वायोः વાયુના, इव જેવું, सुदुष्करम् અત્યંત દુષ્કર એટલે કઠિન, अहम् હું, मन्ये માનું છુ.

---

१ अप्यब्धिपानान्महतः सुमेरून्मूलनादपि।
अपि वह्न्यशनात्साधो विषमश्चित्तनिग्रहः ॥

હે સાધો! મોટા સમુદ્રના પાનથી, સુમેરુ પર્વતને ઉખેડી નાખવાથી તથા અગ્નિનુ ભક્ષણ કરવાથી પણ ચિત્તનો નિગ્રહ કરવો અતિ વિષમ-કઠિન છે

२ कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृत्तिवाचकः।
तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते ॥

'કૃષિ' શબ્દ જન્મવાચક છે અને 'ણ' શબ્દ નિર્વૃત્તિ-નિવારણ વાચક છે એ બે શબ્દોના જોડાવાથી 'કૃષ્ણ' શબ્દ થાય છે એટલે જે જન્મનું નિવારણ કરે છે તે કૃષ્ણ-પરબ્રહ્મ એમ કહેવાય છે

ભાવાર્થઃ—હે કૃષ્ણ ! મન ઘણું ચંચલ, ઇન્દ્રિયોને ક્ષોભ ઉત્પન્ન કરનારું, બલવાન્ અને દૃઢ છે, અર્થાત્ વેગથી યોગની સ્થિરતાનો વિનાશ કરનારું છે, અને તેથી તે મનનો નિગ્રહ કરવામાં વાયુને રોકવામાં જેટલી કઠિનતા છે તેટલી જ કઠિનતા છે એમ હું માનું છું. અર્થાત્ યોગધારણા માટે મનને જીતવું હું અત્યંત દુર્ઘટ સમજુ છું ૩૪.

અવતરણિકા—અર્જુને મનના ચપલતાદિ જે દોષો કહ્યા, તે બધાનો અંગીકાર કરીને તેને કેવી રીતે જીતી જાય[1] તેના ઉપાયો હવે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે –

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ॥
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

पदच्छेदः—असंशयम्, महाबाहो, मनः, दुर्निग्रहम्, चलम्, अभ्यासेन, तु, कौन्तेय, वैराग्येण, च, गृह्यते.

व्युत्पत्तिसमासाः—न संशयः यस्मिन् कर्मणि यथा स्यात्तथा इति असंशयम् । दुःखेन निग्रहः यस्य तत् दुर्निग्रहम् । चलतीति चलम् । विगत

---

१ प्राणायामदृढाभ्यासैर्युक्त्या च गुरुदत्तया । आसनाशनयोगेन प्राणस्पन्दो निरुध्यते ॥
अध्यात्मविद्याधिगमः साधुसङ्गम एव च । वासनासंपरित्यागः प्राणस्पन्दनिरोधनम् ॥
एतास्ता युक्तयः पुष्टाः सन्ति चित्तजये किल ॥

પ્રાણાયામના દૃઢ અભ્યાસવડે, શ્રીગુરુએ આપેલી યુક્તિવડે તથા આસન અને આહારના યોગવડે પ્રાણ-મનની ચપલતાનો નિરોધ થાય છે, અને અધ્યાત્મ વિદ્યાનું શિક્ષણ, સત્પુરુષોનો સમાગમ, વાસનાઓનો સંપૂર્ણ ત્યાગ અને પ્રાણના ચલનનો અવરોધ એ બધી પુષ્ટ યુક્તિઓ મનને વશ કરીને જીતવા માટે છે.

रागः आसक्तिः यस्मात् सः विरागः, विरागस्य भावः इति वैराग्यं, तेन वैराग्येण ।

**અન્વય અને અર્થઃ**—महाबाहो હે મહાબાહુ અર્જુન! मनः મન, दुर्निग्रहम् દુઃખથી સંયમમાં આવી શકે તેવું, (અને) चलम् ચંચલ છે (એ) असंशयम् નિઃસંદેહ છે, तु તોપણ, कौन्तेय હે કૌન્તેય! (તે) अभ्यासेन અભ્યાસવડે, च અને, वैराग्येण વૈરાગ્યથી, गृह्यते સંયમમાં રાખી શકાય છે.

**ભાવાર્થઃ**—હે મહાબાહો! મન ઘણી મુશ્કેલીથી વશમાં આવી શકે તેવું અને ચંચલ છે એ નિઃસંશય છે, તો પણ હે કૌંતેય! તે મનને અભ્યાસ–લય–પ્રતિબંધક અને વૈરાગ્ય–વિક્ષેપ–પ્રતિબંધક એ બંનેવડે નિયમમાં રાખી શકાય છે. અર્થાત્ અભ્યાસ અને વૈરાગ્યથી તે વશમાં આવી શકે છે, એમ તું માન. ૩૫.

અવતરણિકાઃ—આ હેતુથી યોગની પ્રાપ્તિ અથવા અપ્રાપ્તિમાં મનોનિગ્રહ જ કારણ છે તે કહે છે

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ॥
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ ३६ ॥

**पदच्छेदः**—असंयतात्मना, योगः, दुष्प्रापः, इति, मे, मतिः, वश्यात्मना, तु, यतता, शक्यः, अवाप्तुम्, उपायतः.

**व्युत्पत्तिसमासाः**—न सम्यक् यतः आत्मा यस्य सः असंयतात्मा, तेन असंयतात्मना । दुःखेन प्राप्यते इति दुष्प्रापः । वश्यः

आत्मा यस्य सः वश्यात्मा, तेन वश्यात्मना । यतति इति यतन्, तेन यतता । उपायेभ्यः इति उपायतः ।

**અન્વય અને અર્થ:**—असंयतात्मना જેનો આત્મા-મન સંયમમાં નથી તેવાવડે, योगः યોગ, दुष्प्रापः દુઃખથી મેળવી શકાય (છે), तु પણ, वश्यात्मना જેનો આત્મા-મન વશમાં હોય તેવા, (અને) यतता યત્ન કરનાર યોગીને, (તો) उपायतः ઉપાયોથી, (પણ) अवाप्तुम् મેળવવાને, शक्यः શક્ય (છે), इति એમ, मे મારૂં, मतिः માનવું (છે).

**ભાવાર્થ:**—જેનો આત્મા એટલે મન સંયમમાં નથી, તેવા યોગી વડે તો યોગ ઘણા દુઃખથી પ્રાપ્ત થઇ શકે તેવો છે, પણ જેને પોતાનો આત્મા એટલે મન વશમાં છે, તેવા યત્ન કરનાર યોગીને તો અભ્યાસ અને વૈરાગ્યાદિ ઉપાયોવડે યોગ સહેલાંઈથી સાધવાને શક્ય છે એમ મારું માનવું છે. ૩૬.

**અવતરણિકા:**—'અભ્યાસ-પુનઃ પુનઃ ક્રિયાનું કરવું અને વૈરાગ્ય-વિરક્તિ-ના અભાવથી સંપૂર્ણ જ્ઞાન જેને નથી પ્રાપ્ત થયું, એવો યોગી શું ફલ પામે છે?' તે જાણવાની ઇચ્છાથી અર્જુન ભગવાનને પૂછે છે:

अर्जुन उवाच । અર્જુન પૂછે છે:—

अयतिः[1] श्रद्धयोपेतो योगाच्चलितमानसः ॥
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति ॥३७॥

---

१ भिक्षाटनं जपः शौचं स्नान ध्यानं सुरार्चनम् ।
कर्तव्यानि षडेतानि सर्वथा नृपदण्डवत् ॥ स्मृतिः ॥

ભિક્ષા માગવા જવું, જપ કરવો, શૌચ, સ્નાન, ધ્યાન અને દેવપૂજન કરવું-એ છ કર્મ એમ રાજદંડ અવશ્ય આપવો પડે તેમ યતિના અવશ્ય કર્તવ્યો છે. એને ન કરે તેને 'અયતિ' કહેવામાં આવે છે.

पदच्छेदः—अयतिः, श्रद्धया, उपेतः, योगात्, चलित-मानसः, अप्राप्य, योगसंसिद्धिम्, काम्, गतिम्, कृष्ण, गच्छति.

व्युत्पत्तिसमासाः—न यतिः अयतिः । चलितं मानसं यस्य सः चलितमानसः । न प्राप्य इति अप्राप्य । सम्यक् सिद्धिः संसिद्धिः, योगस्य संसिद्धिः योगसंसिद्धिः, तां योगसंसिद्धिम् ।

**અન્વય અને અર્થઃ**—कृष्ण હે કૃષ્ણ ! श्रद्धया શ્રદ્ધાથી, उपेत. યુક્ત, (પણ) योगात् યોગથી, चलितमानसः જેનું મન ચલિત થયેલું છે એવો, अयतिः યોગીની સ્થિતિને ન પામેલો, योगसंसिद्धिम् યોગની સિદ્ધિને, अप्राप्य ન મેળવીને, काम् કઈ, गतिम् ગતિને, गच्छति પામે છે ?

**ભાવાર્થઃ**—હે શ્રીકૃષ્ણ ! શ્રદ્ધાયુક્ત એવો પણ કોઈ યોગી યોગથી ભ્રષ્ટ મનવાળો હોય અને સંપૂર્ણ યોગીની દશાને ન પામ્યો હોય, તો તેવો યોગી યોગની સિદ્ધિને ન મેળવીને પછી કઈ ગતિને પ્રાપ્ત થાય છે ? તે મને તમે કહો. ૩૭.

**અવતરણિકા**—અર્જુન પોતાને વિશેષ સંશય થવાથી ફરી પાછો કહે છે

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ॥
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥

पदच्छेदः—कच्चित्, न, उभयविभ्रष्टः, छिन्नाभ्रम्, इव, नश्यति, अप्रतिष्ठः, महाबाहो, विमूढः, ब्रह्मणः, पथि.

व्युत्पत्तिसमासाः—विशेषेण भ्रष्टः इति विभ्रष्टः, उभयेभ्यः विभ्रष्टः इति उभयविभ्रष्टः । छिन्नं च तत् अभ्रं च इति छिन्नाभ्रम् ।

न श्रेष्ठत्वेन प्रतिष्ठा–स्थिति यस्य सः अप्रतिष्ठ । विशेषेण मूढः इति विमूढ ।

**અન્વય અને અર્થઃ**—महाबाहो હે મહાબાહો શ્રીકૃષ્ણ! ब्रह्मण. બ્રહ્મના, पथि માર્ગમા, विमूढ. મૂઢ થયેલો–ભૂલેલો, (તેમજ) अप्रतिष्ठित યોગમાં જોઇતી સ્થિરતાને ન પામેલો, (યોગી) उभयविभ्रष्ट કર્મમાર્ગ અને યોગમાર્ગ બન્નેથી ભ્રષ્ટ થયેલો, छिन्नाभ्रम् છુટા પડી ગયેલા વાદળાની, इव માફક, कच्चित् કઈ, न नश्यति નાશ નથી પામતો (શુ)?

**ભાવાર્થઃ**—હે મહાબાહો શ્રીકૃષ્ણ! બ્રહ્મપ્રાપ્તિના માર્ગમા ભુલો પડેલો, યોગમાં આવશ્યક સ્થિરતાને ન પામેલો અને એવી રીતે કર્મમાર્ગ તેમજ યોગમાર્ગ બનેથી ભ્રષ્ટ થયેલો યોગી છુટા પડી ગયેલા વાદળાની માફક કઇ નાશ તો પામતો નથીને? અર્થાત્ તેવો યોગી નાશ પામવો જોઇએ, એવો મારા મનમાં સશય રહે છે ૩૮.

અવતરણિકા —એ પ્રમાણે સશયનું કથન કરીને તેના નાશને માટે અર્જુન ભગવાનની વિનતિ કરે છે

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ॥
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ ३९ ॥

**पदच्छेदः**—एतत्, मे, संशयम्, कृष्ण, छेत्तुम्, अर्हसि, अशेषतः, त्वदन्यः, संशयस्य, अस्य, छेत्ता, न, हि, उपपद्यते.

**व्युत्पत्तिसमासाः**—न शेष अशेषम्, तेन अशेषत ।त्वत्त अन्य त्वदन्यः । छिनत्तीति छेत्ता ।

**અન્વય અને અર્થ:**—कृष्ण હે કૃષ્ણ! एतत् એ પ્રમાણેના, मे મારા, संशयम् સંશયને, अशेषतः જડમૂળથી, छेत्तुम् ઉખેડી નાખવાને, अर्हसि તમે યોગ્ય છો, (કારણકે) अस्य આ, संशयस्य સંશયનો, छेत्ता છેદનાર, त्वदन्य. તમારાથી બીજો, हि ખરેખર, न, उपपद्यते મળી શકે તેમ નથી.

**ભાવાર્થ:**—હે શ્રીકૃષ્ણ! મારા ઉપરોક્ત સંશયને જડમૂળથી નાશ કરવાને માટે આપજ યોગ્ય છો, કારણ કે આ સંશયનો છેદનાર આપના સિવાય બીજો કોઇ પણ મળી શકે તેમ હું માનતો નથી. અર્થાત્ આપજ મારા એ સંશયને દૂર કરો. ૩૯.

**અવતરણિકા:**—અર્જુનના પ્રશ્નનો જવાબ આપતા ભગવાન શ્રીકૃષ્ણ કહે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છેઃ—

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ॥
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ ४० ॥

---

१ स्नात तेन समस्ततीर्थसलिले सर्वाऽपि दत्तावनि
यज्ञाना च कृत सहस्रमखिला देवाश्च सपूजिता ।
ससाराच्च समुद्धृता स्वपितरस्त्रैलोक्यपूज्यो ह्यसौ
यस्य ब्रह्मविचारणे क्षणमपि स्थैर्यं मन प्राप्नुयात् ॥

જે મનુષ્યનું મન બ્રહ્મના વિચારમા ક્ષણમાત્ર પણ સ્થિરતાને પ્રાપ્ત થયુ છે, તેણે સઘળા તીર્થોના જલમા સ્નાન કર્યું તેણે સર્વ પૃથ્વીનું દાન કર્યું, તેણે હજાર યજ્ઞો કર્યા, તેણે સમગ્ર દેવોનુ પૂજન કર્યું તેણે સંસારથી પોતાના પિતૃઓનો ઉદ્ધાર કર્યો અને એ ત્રણે લોકમા પૂજ્ય થયેલો છે અર્થાત્ તે સર્વ પ્રકારે અમર થયો છે અને તેનો નાશ જ નથી.

पदच्छेदः—पार्थ, न, एव, इह, न, अमुत्र, विनाशः, तस्य, विद्यते, न, हि, कल्याणकृत्, कश्चित्, दुर्गतिम्, तात, गच्छति.

व्युत्पत्तिसमासाः—अमुष्मिन् इति अमुत्र । विशेषेण नाशः इति विनाशः । कल्याणं करोतीति कल्याणकृत् । दुष्टा चासौ गतिश्च इति दुर्गतिः, तां दुर्गतिम् । तनोति आत्मानं पुत्ररूपेण इति तातः, तत्संबुद्धौ तात ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ! तस्य તેવા યોગથી અપૂર્ણ રહી ગયેલા અને દેહભ્રષ્ટ થયેલા યોગીનો, इह આ લોકમાં, (અને) अमुत्र પરલોકમાં, (પણ) विनाशः વિનાશ, न, विद्यते થતો નથી, एव જ, हि કારણ કે, तात હે તાત! कश्चित् કોઈપણ, कल्याणकृत् કલ્યાણકારક કર્મ કરનાર મનુષ્ય, दुर्गतिम् દુષ્ટગતિને–અધોગતિને, न, गच्छति પામતો નથી.

**ભાવાર્થઃ**—હે પાર્થ! તેવા અપૂર્ણ યોગીનો આ લોકમાં કે પરલોકમાં પણ કદી વિનાશ થતો જ નથી, કારણકે હે તાત–અર્જુન! કલ્યાણકારક[1] કર્તવ્ય કરનાર કોઈ પણ મનુષ્ય દુષ્ટ ગતિને એટલે અધોગતિને પામતો નથી. ૪૦

**અવતરણિકાઃ**—"જ્યારે એવા યોગીની અધોગતિ નથી થતી, ત્યારે તેવા યોગભ્રષ્ટ થએલા યોગીની શી ગતિ થાય છે? એવા પ્રશ્નના પ્રત્યુત્તર-રૂપે બે શ્લોક વડે ભગવાન્ જણાવે છેઃ

प्राप्य पुण्यकृताँल्लोकानुषित्वा शाश्वतीः समाः ॥
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥

---

१ अनिष्पन्नसमाधिस्तु परब्रह्मोपलब्धिमान् । यद्यन्तरायदोषेण दूष्यते ह्यस्य मानसे ॥ जन्मान्तरैरस्य सतो मुक्तिः पूर्वस्य जायते । विनिष्पन्नसमाधिस्तु मुक्तिमत्रैव जन्मनि । प्राप्नोति योगी योगाग्निदग्धकर्मा च योऽचिरात् ॥ विष्णुपुराणे ॥

**अथवा योगिनामेव कुले भवति धीमताम् ॥**
**एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥**

**पदच्छेदः**—प्राप्य, पुण्यकृताम्, लोकान्, उषित्वा, शाश्वतीः, समाः, शुचीनाम्, श्रीमताम्, गेहे, योगभ्रष्टः, अभिजायते, अथवा, योगिनाम्, एव, कुले, भवति, धीमताम्, एतत्, हि, दुर्लभतरम्, लोके, जन्म, यत्, ईदृशम्.

**व्युत्पत्तिसमासाः**—पुण्यं कुर्वन्तीति ते पुण्यकृतः, तेषां पुण्यकृताम् । श्रीः अस्ति येषां ते श्रीमन्तः, तेषां श्रीमताम् । योगात् भ्रष्टः इति योगभ्रष्टः । धीः अस्ति येषां ते धीमन्तः, तेषां धीमताम् । दुःखेन लभ्यते इति दुर्लभम्, अतिशयेन दुर्लभम् इति दुर्लभतरम् । अनेन तुल्यम् इति ईदृशम् ।

**અન્વય અને અર્થઃ**—योगभ्रष्टः યોગમાંથી ચ્યુત થયેલો યોગી, पुण्यकृताम् પુણ્ય કરનારાઓના, लोकान् લોકોને, प्राप्य પ્રાપ્ત કરીને, शाश्वतीः અનેક, समाः વર્ષો સુધી, (ત્યાં) उषित्वा વસીને, शुचीनाम् પવિત્ર એવા, श्रीमताम् શ્રીમાન્ લોકોના, गृहे ઘરમાં, अभिजायते જન્મે છે, अथवा અથવા, धीमताम् બુદ્ધિમાન્, योगिनाम् યોગીઓના, एव જ, कुले કુલમાં, भवति ઉત્પન્ન થાય છે, हि કારણ કે, ईदृशम् આવા પ્રકારનો, यत् જે,

---

પરબ્રહ્મના જ્ઞાનને પામેલો યોગી જો સપૂર્ણ સમાધિમાન્ ન થયો હોય અને કોઈ પણ અતરાય-વિઘ્નોના દોષવડે તેનુ મન દૂષિત થયુ હોય તો પણ પૂર્વમા કરેલા અભ્યાસવાળા તે સત્પુરુષ-યોગીની અન્ય જન્મોમા મુક્તિ થાય છે તથા જે સમ્પૂર્ણ સમાધિસિદ્ધ યોગી છે તે યોગાગ્નિવડે કર્મોને ભસ્મ કરી આ જન્મમા જ તરત મુક્તિને પામે છે

जन्म જન્મ, एतत् એ, लोके લોકમાં, दुर्लभतर ઘણાજ દુ:ખથી મેળવાય તેવો છે.

ભાવાર્થઃ—યોગમાંથી ભ્રષ્ટ થએલો યોગી પુણ્યશાળીઓ વડે પ્રાપ્ત કરવા યોગ્ય ઉંચા લોકને પામીને લાંબા વખત સુધી ત્યાં રહે છે અને પછી પવિત્ર એવા શ્રીમાન્ લોકોના ઘરમાં અથવા તો બુદ્ધિમાન્ યોગીઓના કુલમાં જન્મ ધારણ કરે છે, કારણ કે એવા પ્રકારનો જન્મ લેવો તે લોકમાં ઘણી મુશ્કેલીથી અને મોટા પુણ્યથી મેળવી શકાય તેવો છે. અર્થાત્ યોગભ્રષ્ટ યોગી અધોગતિ ન પામતાં આ પ્રમાણે શ્રીમન્ત અથવા યોગીઓને ત્યાં જન્મ ધારણ કરી આનંદ ભોગવે છે. ૪૧–૪૨.

અવતરણિકા —'શ્રીમન્ત અથવા યોગીને ત્યાં જન્મ થયા પછી પુણ્યનો ઉપભોગ થવાથી તેને અધોગતિએ જવાનો સંભવ રહે તો' એવી શંકાના સમાધાનમાં ભગવાન્ કહે છે

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ॥
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥

पदच्छेदः—तत्र, तम्, बुद्धिसंयोगम्, लभते, पौर्वदेहिकम्, यतते, च, ततः, भूयः, संसिद्धौ, कुरुनन्दन.

व्युत्पत्तिसमासाः—सम्यक् योगः इति सयोग, बुद्धेः सयोग इति बुद्धिसंयोगः, तम् बुद्धिसयोगम् । पूर्वश्चासौ देहश्च इति पूर्वदेह, तस्मिन् भव. इति पौर्वदेहिक, तम् । सम्यक् सिद्धि. इति ससिद्धि, तस्याम् ससिद्धौ । नन्दयतीति नन्दन, कुरूणा नन्दन इति कुरुनन्दन, तत्सम्बुद्धौ कुरुनन्दन ।

**અન્વય અને અર્થઃ**—तत्र તે જન્મમાં, पौर्वदेहिकम् આગલા જન્મના શરીરમાં રહેલા, तम् તે, बुद्धिसंयोगम् બુદ્ધિના સંયોગને–જોડાણને,(તે) लभते મેળવે છે, च અને, कुरुनंदन હે કુરુકુળને આનંદ આપનાર અર્જુન! ततः ત્યાર પછી, भूयः ફરી પણ, संसिद्धौ સારી રીતે યોગસિદ્ધિને માટે, यतते યત્ન કરે છે.

**ભાવાર્થઃ**—ત્યાં શ્રીમન્ત અથવા યોગીના ઉંચા કુલમાં જન્મ ધારણ કરીને તે આગલા જન્મના શરીરમાંની બુદ્ધિ ઇત્યાદિ શક્તિઓના સંયોગને મેળવે છે, અને હે કુરુનંદન! ત્યાર પછી તે બુદ્ધિની સ્ફુરણાને લીધે ફરી પણ યોગસિદ્ધિને માટે તે પ્રયાસ કરે છે. ૪૩.

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ॥
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥

**पदच्छेदः**—पूर्वाभ्यासेन, तेन, एव, ह्रियते, हि, अवशः, अपि, सः, जिज्ञासुः, अपि, योगस्य, शब्दब्रह्म, अतिवर्तते.

**व्युत्पत्तिसमासाः**—पूर्वस्मिन् जन्मनि अभ्यासः इति पूर्वाभ्यासः, तेन पूर्वाभ्यासेन । न वशः इति अवशः । ज्ञातुम् इच्छतीति जिज्ञासति, जिज्ञासतीति जिज्ञासुः । शब्दः एव ब्रह्म इति शब्दब्रह्म–वेदः, तत् शब्दब्रह्म । अतीत्य वर्तते इति अतिवर्तते ।

**અન્વય અને અર્થઃ**—अवशः પરતંત્ર (પિતા ઇત્યાદિને આધીન) હોવા છતાં, अपि પણ, सः તે યોગચ્યુત યોગી, तेन તે, पूर्वाभ्यासेन પૂર્વજન્મના અભ્યાસવડે, एव જ, ह्रियते યોગની સિદ્ધિને માટે યત્ન કરવા ખેંચાઇ જાય છે, (અને) योगस्य

યોગને, જિજ્ઞાસુઃ જાણવાની માત્ર ઇચ્છા કરનાર, અપિ પણ, શબ્દબ્રહ્મ વેદમાં કહેલાં કર્મકાંડ ઇત્યાદિનાં ફલોનું, અતિવર્તતે અતિક્રમણ કરે છે. અર્થાત્ જિજ્ઞાસુ જો શબ્દબ્રહ્મનું અતિક્રમણ કરે તો યોગભ્રષ્ટ તો આ અતિક્રમણ કરે જ એમાં શું આશ્ચર્ય ?

ભાવાર્થઃ—તે યોગભ્રષ્ટ થયેલો યોગી, પિતા ઇત્યાદિને આધીન હોઈ પરતંત્ર હોવા છતાં પણ તે જ પૂર્વજન્મના અભ્યાસવડે, બળાત્કારે યોગની સિદ્ધિને માટે પ્રયાસ કરવા દોરાઈ જાય છે, અને યોગને સારીરીતે પ્રાપ્તકરેલો તો શું પણ માત્ર તે યોગને જાણવાની ખરી ઇચ્છા કરનાર પણ વેદોક્ત અનુષ્ઠાનોનાં કહેલાં ફલોનું અતિક્રમણ કરે છે, તો પછી યોગને—સમાધિ–યોગને સારીરીતે જાણનાર અને નિરંતર અભ્યાસીની તો વાત જ શી કરવી? અર્થાત્ આ પૂર્વનો યોગભ્રષ્ટ તો યોગીજ હોવાથી ફલનો ત્યાગ કરી ઊર્ધ્વગતિને પામે, એમા આશ્ચર્ય હોઇ શકે જ નહિ. ૪૪

અવતરણિકાઃ—એ પ્રમાણે યોગ–ભ્રષ્ટની ગતિ કહીને, હવે 'જે યોગી વિષયો વડે વારંવાર આડે રસ્તે દોરાઈ જતો હોય, તે પણ યોગનો જ અભ્યાસ કરવાથી પાપરહિત થઈ અનેક જન્મે પણ પરમગતિને પામે છે,' તે કહે છે.

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ॥
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥

पदच्छेदः—प्रयत्नात्, यतमानः, तु, योगी, संशुद्धकिल्बिषः, अनेकजन्मसंसिद्धः, ततः, याति, पराम्, गतिम्.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण यत्नः इति प्रयत्नः, तस्मात् प्रयत्नात् । यतते असौ यतमानः । सम्यक् शुद्धानि किल्बिषानि

पापानि यस्य सः संशुद्धकिल्बिषः । न एकम् इति अनेकम्, अनेके जन्मनि सम्यक् सिद्धः इति अनेकजन्मसंसिद्धः ।

**અન્વય અને અર્થઃ**—प्रयत्नात् પ્રયત્નપૂર્વક, यतमानः અભ્યાસ કરતો, योगीः યોગી, तु તો, संशुद्धकिल्बिषः સારીરીતે જેનાં પાપ ધોવાઈ ગયાં છે તેવો, अनेकजन्मसंसिद्धः અનેક જન્મને અંતે સિદ્ધિને પ્રાપ્ત કરેલો, ततः ત્યાર પછી, पराम् સૌથી શ્રેષ્ઠ એવી, गतिम् ગતિને, याति પામે છે.

**ભાવાર્થઃ**—વળી યત્નપૂર્વક અભ્યાસ કરતો યોગી તો યોગાભ્યાસથી જેનાં પાપ સંપૂર્ણ રીતે ધોવાઈ ગયાં છે, તેવો થઇને ઘણા જન્મોને અંતે પણ સિદ્ધિને મેળવી ત્યાર પછી સૌથી શ્રેષ્ઠ એવી બ્રહ્મસંબંધી પરમ ગતિને પામે છે. ૪૫.

**અવતરણિકાઃ**—આ પ્રમાણે 'યોગી અનેક જન્મે પણ પરમ ગતિને મેળવતો હોવાથી તે સર્વથી ઉત્તમ મનાય છે' તે કહે છે.

**तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः॥**
**कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥४६॥**

**पदच्छेदः**—तपस्विभ्यः, अधिकः, योगी, ज्ञानिभ्यः, अपि, मतः, अधिकः, कर्मिभ्यः, च, अधिकः, योगी, तस्मात्, योगी, भव, अर्जुन.

**व्युत्पत्तिसमासाः**—तपः अस्ति येषां ते तपस्विनः, तेभ्यः तपस्विभ्यः । योगः अस्ति अस्य इति योगी । ज्ञानम् अस्ति येषां ते ज्ञानिनः, तेभ्यः ज्ञानिभ्यः । कर्म इष्टापूर्तादि अस्ति येषां ते कर्मिणः, तेभ्यः कर्मिभ्यः ।

**અન્વય અને અર્થઃ**—योगी યોગી, तपस्विभ्यः કૃચ્છ્રચાંદ્રાયણાદિ તપકરવાવાળાઓથી, अधिकः શ્રેષ્ઠ છે, ज्ञानिभ्यः શાસ્ત્ર વિગેરેના જ્ઞાન વાળાઓથી, अपि પણ, अधिकः શ્રેષ્ઠ, मतः માનવામાં આવેલો છે, च અને, कर्मिभ्यः યજ્ઞ–યાગાદિ તથા વાવ, કૂવા ખોદવા ઈત્યાદિ પુણ્યકર્મો કરવાવાળાઓથી પણ, योगी યોગી, अधिकः શ્રેષ્ઠ છે, तस्मात् એટલા માટે, अर्जुन હે અર્જુન! (तुं) योगी યોગી, भव થા.

ભાવાર્થઃ—યોગી કૃચ્છ્રચાન્દ્રાયણાદિ તપ કરનારાઓથી, શાસ્ત્ર વગેરેનું જેમને જ્ઞાન હોય તેવાઓથી અને યજ્ઞાદિ પુણ્ય કર્મ કરનારાઓથી પણ અધિક શ્રેષ્ઠ માનવામાં આવેલો છે, માટે હે અર્જુન! તું પણ યોગી થા. અર્થાત્ યોગી થવાથી જ તું ઉત્તમતાને પામી શકીશ. ૪૬.

અવતરણિકા—"યમનિયમાદિપરાયણ યોગીઓમાં પણ જે યોગી મારામાંજ એકનિષ્ઠાવાળો છે તે સર્વથી શ્રેષ્ઠ છે," એમ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે.

योगिनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ॥
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥४७॥

पदच्छेदः—योगिनाम्, अपि, सर्वेषाम्, मद्गतेन, अन्तरात्मना, श्रद्धावान्, भजते, यः, माम्, सः, मे, युक्ततमः, मतः

---

१ एह्येहि बुद्धे भवभीतिशान्त्यै गच्छाशु गोविन्दपदारविन्दम् ॥
यद्यन्तरा त्वां विषया निहन्युः क्रोश त्वमम्भोरुहलोचनेति ॥

હે બુદ્ધિ આવ ' આવ '! જો તું સંસારના ભયની શાંતિ ચાહતી હોય તો સત્વર ગોવિંદ–પરમાત્માના ચરણકમળ તરફ જા, તેમાં જો વિષયોરૂપી વિઘ્નો તને હણતા હોય–અટકાવતા હોય તો 'હે કમળનયન પ્રભો!' એમ પોકાર કર

**व्युत्पत्तिसमासाः**—योगः अस्ति येषां ते योगिनः, तेषां योगिनाम् । मयि गतः इति मद्गतः, तेन मद्गतेन । अन्तरश्चासौ आत्मा च इति अन्तरात्मा तेन अन्तरात्मना । श्रद्धा अस्य अस्तीति श्रद्धावान् । अतिशयेन युक्तः इति युक्ततमः ।

**અન્વય અને અર્થઃ**—सर्वेषाम् બધા, योगिनाम् યોગીઓમાં, अपि પણ यः જે યોગી, श्रद्धावान् શ્રદ્ધાયુક્ત થયો થકો, मद्गतेन મારામાં પરોવાયેલા, अंतरात्मना અંતરાત્માવડે, माम् મને, भजते ભજે છે, सः તે, मे મેં, युक्ततमः સૌથી શ્રેષ્ઠ, मतः માનેલો છે.

**ભાવાર્થઃ**—બધા યોગીઓમા પણ જે યોગી અત્યંત શ્રદ્ધાવાળો થઈને, પોતાના અંતરાત્માને મારા વિષે જ પરોવીને મને ભજે છે તેને હુ સૌથી શ્રેષ્ઠ માનું છું. અર્થાત્ તું પણ મારા વચનપર વિશ્વાસ રાખી મારામાંજ તારા અન્તરાત્માને દૃઢ કરી મારા કહેવા પ્રમાણે કર્તવ્ય કર, એટલે પરમ સિદ્ધિને પામીશ. ૪૭.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तान्तिकप्रणीत-
सान्वय-बोधिन्यां गुर्जरटीकायाम् आत्म-
संयमयोगो नाम षष्ठोऽध्यायः ॥



# सप्तमोऽध्यायः ।



અવતરણિકાઃ—योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना । श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ॥ "બધા યોગીઓમા પણ મારામાજ લીન અંતરાત્માવડે જે યોગી શ્રદ્ધાયુક્ત થઈ મને ભજે છે તે મોથી શ્રેષ્ઠ છે." એ પ્રમાણે ગયા અધ્યાયમા, 'મારામા લીન થએલ અંતરાત્માવાળો જે યોગી મને ભજે છે'–એ કથનરૂપે બીજ નિશ્ચિત કરીને "ભગવાનનું તત્ત્વ કેવા પ્રકારનુ છે? અને યોગી તેમાં કેવી રીતે અન્તર્ગત આત્માવાળો થાય?" એ પ્રમાણે અર્જુન તરફથી બે પ્રશ્નોનો સભવ હોવાથી તેના પૂછ્યા સિવાય કૃપાથી પોતાની મેળે જ કહેવાને ઇચ્છતા ભગવાન્ શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે કહેવા લાગ્યા·

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે.–

**मय्यासक्तमनाः पार्थ योगं युंजन्मदाश्रयः ॥**
**असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥**

**पदच्छेदः**—मयि, आसक्तमनाः, पार्थ, योगम्, युञ्जन्, मदाश्रयः, असंशयम्, समग्रम्, माम्, यथा, ज्ञास्यसि, तत्, शृणु.

**व्युत्पत्तिसमासाः**—आ समन्तात् सक्तम् आसक्तम्, आसक्तं लग्नं मनः चित्तं यस्य सः आसक्तमनाः । युञ्जतीति युञ्जन् । अहमेव परमेश्वरः आश्रयो यस्य सः मदाश्रयः । न विद्यते संशयः यस्मिन् कर्मणि यथा स्यात्तथा इति असंशयम् ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ! मयि મારામાં आसक्तमना· લાગેલું છે અંત:કરણ જેનુ એવો, योगम् યોગને युञ्जन् અભ્યાસ કરતો, (અને) मदाश्रयः હું જ જેનો પરમ આશ્રય છુ તેવો, (तुं) असंशयम् કોઈ પણ જાતના સંશય વિના समग्रम् નાના પ્રકારની સંપત્તિ, બલ, શક્તિ–માનસિકપ્રગલ્ભતા તથા ઇશ્વરોચિત સામર્થ્ય અને ઐશ્વર્યાદિથી સંપન્ન એવા, माम् મને, यथा જેવી રીતે, ज्ञास्यसि જાણીશ, तत् તે (મારા વડે કહેવાતું), शृणु સાંભળ

**ભાવાર્થઃ**—હે અર્જુન! મારામાં જ જેનું અંતઃકરણ લાગેલું છે એવો, કર્મયોગનો અભ્યાસ કરતો તેમજ હું જ જેનો પરમ આશ્રય છુ તેવો તું કોઇ પણ પ્રકારના સંદેહ વિના નાના પ્રકારની સંપત્તિ, શારીરિક બલ, માનસિક પ્રગલ્ભતા, તથા ઇશ્વરોચિત સામર્થ્યવિશેષ–ઐશ્વર્ય ઇત્યાદિથી સંપન્ન તથા સંપૂર્ણ એવા મને જેવી રીતે જાણી શકે તે રીતનો પ્રકાર તું મારી પાસેથી સાંભળ. ૧.

અવતરણિકા—ઉપરના શ્લોકમાં ભગવાન્ શ્રીકૃષ્ણે "અન્યાશ્રય રહિત અને એકાગ્રચિત્તવાળો યોગી પોતાને કેવી રીતે પૂર્ણતાથી જાણી શકે," તે અર્જુનને કહેવાની જે પ્રતિજ્ઞા પોતે કરી છે તે પ્રતિજ્ઞાના વિષયનો વિસ્તાર અને તેનું સ્વરૂપ હવે નીચે પ્રમાણે ભગવાન્ કહે છે

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ॥
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥

---

१ परोक्षानुभवेनापि श्रुतेन मननेन वा ।
वेदान्तशास्त्रबोधेन अपरोक्षस्य स्फुरत्कम् ॥
मत्प्रापकत्वसिद्धान्तं ज्ञानमाहुर्मनीषिणः ॥ १ ॥

પરોક્ષ અનુભવ, શ્રવણ અને મનન, અથવા વેદાંત શાસ્ત્રના બાધવડે અપ-

**पदच्छेदः**—ज्ञानम्, ते, अहम्, सविज्ञानम्, इदम्, वक्ष्यामि, अशेषतः, यत्, ज्ञात्वा, न, इह, भूयः, अन्यत्, ज्ञातव्यम्, अवशिष्यते.

**व्युत्पत्तिसमासाः**—ज्ञायते अनेन इति ज्ञानम्, तत् ज्ञानम्। विशेषेण ज्ञानम् इति विज्ञानम्, विज्ञानेन सहितम् इति सविज्ञानम्, तत्। न शेषम् इति अशेषम्, अशेषात् इति अशेषतः। ज्ञातुम् योग्यं ज्ञातव्यम्।

**અન્વય અને અર્થઃ**—अहम् હું, ते તને, सविज्ञानम् પોતાના અનુભવયુક્ત-વિશેષ જ્ઞાનસહિત, इदम् આ, ज्ञानम् જ્ઞાનને, अशेषत. સંપૂર્ણતાથી, वक्ष्यामि કહીશ, (કે) यत् જે જ્ઞાન, ज्ञात्वा જાણીને, भूयः ફરીને, (તને) इह આ લોકમાં, ज्ञातव्यम् જાણવા લાયક (બીજું કંઈ), न, अवशिष्यते બાકી રહેશે નહિ.

---

તના મિથ્યાત્વપૂર્વક બ્રહ્મ અને આત્મા (જીવ) ના એકત્વના સિદ્ધાંત (નિર્ણય) ને બુદ્ધિમાન્ પુરુષો જ્ઞાન કહે છે

सर्वत्र विष्णोरुत्कर्षज्ञान ज्ञानमितीर्यते।
तद्विशेषपरिज्ञान विज्ञानमिति गीयते ॥ स्मृति ॥ २ ॥

સર્વત્ર વિષ્ણુ-પરમાત્માનાજ ઉત્તમપણાનું-પરિપૂર્ણપણાનું જે જ્ઞાન તે જ્ઞાન કહેવાય છે અને તેથી વિશેષ-ઉત્તમ-બ્રહ્મ-સ્વરૂપનું જે અનુભવપૂર્વક જ્ઞાન તે વિજ્ઞાન કહેવાય છે.

अपरोक्षानुभूत्याथ निदिध्यासनतोऽथवा।
स्वस्वरूपानुसधान विज्ञान तदिहोच्यते ॥ ३ ॥

અપરોક્ષ અનુભવવડે વા નિદિધ્યાસનવડે જે સ્વસ્વરૂપનું અનુસધાન તે અહિં (વેદાંતશાસ્ત્રમાં) વિજ્ઞાન કહેવાય છે.

ભાવાર્થઃ—હું તને અનુભવયુક્ત એવું વિશેષ જ્ઞાનયુ' એટલે વિજ્ઞાનસહિત એ જ્ઞાન સપૂર્ણપણે કહીશ, કે જે જ્ઞાન પ્રાપ્ત કરીને ફરીથી આ લોકમાં બીજુ કંઇ પણ તને જાણવ લાયક બાકી રહેશે નહિ ૨

અવતરણિકાઃ—'ઉક્ત પ્રાસ્તાવિક આત્મા મમથી અત્યંત આવશ્ય જ્ઞાન કેટલુ દુષ્પ્રાપ્ય છે' તે ભગવાન્ શ્રીકૃષ્ણ જણાવે છે

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ॥
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥

पदच्छेदः—मनुष्याणाम्, सहस्रेषु, कश्चित्, यतति, सिद्धये, यतताम्, अपि, सिद्धानाम्, कश्चित, माम्, वेत्ति, तत्त्वतः

व्युत्पत्तिसमासाः—यतन्ति ते यतन्तः, तेषा यतताम् । तत्त्वेन इति तत्त्वत ।

અન્વય અને અર્થઃ—मनुष्याणाम् મનુષ્યોના, सहस्रेषु હજારોમાં, कश्चित् કોઇ એક, सिद्धये સિદ્ધિ–આત્મજ્ઞાનને માટે, यतति પ્રયત્ન કરે છે, ( અને તેવા ) यतताम् યત્ન કરનારા, सिद्धानाम् આત્મ–જ્ઞાન પ્રાપ્ત થયેલા સિદ્ધોમાં, अपि પણ, तत्त्वत તત્ત્વપૂર્વક–યથાર્થ રીતે, कश्चित् કોઈક ( જ ), माम् મને, वेत्ति જાણે છે

ભાવાર્થઃ—મનુષ્યોની હજારોની સંખ્યામાથી કોઈ એક જ આત્મજ્ઞાનની સિદ્ધિને માટે યત્ન કરે છે, અને એવા યત્ન કરનારા, આત્મજ્ઞાનને પ્રાપ્ત થએલા સિદ્ધોમા પણ યથાર્થ રીતે તે મને કોઈક જ જાણે છે અર્થાત મને પ્રાપ્ત થવાને ઈચ્છતા મનુ-

ધ્યોમાં કોઈક જ મારા સ્વરૂપને યથાર્થ સમજી મને પ્રાપ્ત થાય છે. ૩.

**અવતરણિકા:**—આત્માની પૂર્ણતા દર્શાવતા પહેલાં "પરા" અને "અપરા" એ બે પ્રકૃતિમાંની અન્તમાં બ્રહ્મસ્વરૂપે રહેલા આ જગતમાં પણ તેના કારણરૂપે રહેલી પોતાની "અપરા" પ્રકૃતિ નામની જે પ્રકૃતિ છે તે કેટલા પ્રકારની છે તેનું વર્ણન ભગવાન્ પ્રસંગવશાત્ કરે છે:

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ॥
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥

**पदच्छेदः**—भूमिः, आपः, अनलः, वायुः, खम्, मनः, बुद्धिः, एव, च, अहंकारः, इति, इयम्, मे, भिन्ना, प्रकृतिः, अष्टधा.

**व्युत्पत्तिसमासाः**—बुद्धयते अनया सा बुद्धिः। अहं क्रियते अनेन इति अहंकारः। अष्टौ प्रकारा यस्याः सा इति अष्टप्रकारा, अष्टप्रकारा इति अष्टधा।

**અન્વય અને અર્થ:**—भूमिः પૃથ્વી, आपः પાણી, अनलः અગ્નિ, वायुः વાયુ, खम् આકાશ, मनः મન, च અને, बुद्धिः બુદ્ધિ, ( તેમ ) अहंकारः અવિદ્યા–યુક્ત આત્મા, एव પણ, इति

---

१ प्रकृतिर्या मया ख्याता व्यक्ताव्यक्तस्वरूपिणी ।
पुरुषश्चाप्युभावेतौ लीयेते परमात्मनि ॥
परमात्मा च सर्वेषामाधार परमेश्वर ।
विष्णुनामा स वेदेषु वेदान्तेषु च गीयते ॥ स्मृति ॥

જે મેં વ્યક્ત અને અવ્યક્ત સ્વરૂપવાળી પ્રકૃતિ કહેલી છે અને પુરૂષ પણ કહેલ છે તે એ બન્ને પરમાત્મામાં લય થાય છે, અને પરમાત્મા સર્વના આધાર હોઈ પોતે પરમ ઈશ્વર છે કે જે વિષ્ણુ એ નામથી વેદ અને વેદાંતોમાં પ્રસિદ્ધ છે.

એ પ્રમાણે, इयम् આ, मे મારી, प्रकृतिः ઐશ્વરી માયાશક્તિ, अष्टधा આઠ પ્રકારે, भिन्ना વિભાગને પ્રાપ્ત થયેલી છે.

ભાવાર્થઃ—પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અવિદ્યાયુક્ત આત્મા-અહંકાર એ પ્રમાણે એ મારી ઐશ્વરી માયા-શક્તિ આઠ પ્રકારે વહેંચાયલી છે અર્થાત્ એ પૃથ્વી વગેરે શબ્દે કરી તેમના કારણભૂત ગંધાદિ પાંચ તન્માત્રાઓ, મનઃ શબ્દે કરી તેના કારણભૂત અહંકાર, બુદ્ધિ શબ્દે કરી સમષ્ટિ બુદ્ધિભૂત મહત્તત્ત્વ અને અહંકાર શબ્દ વડે માયા, એ આઠ રૂપે વિભક્ત થએલી એ મારી 'અપરા' નામની પ્રકૃતિ છે એમ તું જાણ. ४.

અવતરણિકા —એ પ્રમાણે ગૌણવાળી 'અપરા' નામની પ્રકૃતિનું વર્ણન કરી, હવે બીજી "પરા" નામની જે પ્રકૃતિ છે તેનું વર્ણન કરે છે

अपरेयमितरस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ॥
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५ ॥

पदच्छेदः—अपरा, इयम्, इतः, तु, अन्याम्, प्रकृतिम्, विद्धि, मे, पराम्, जीवभूताम्, महाबाहो, यया, इदम्, धार्यते, जगत्.

व्युत्पत्तिसमासाः—न परा अपरा। न जीव अजीव, अजीव जीव इव यथा सपद्यते तथा भूता इति जीवभूता, तां जीवभूताम्। गच्छति विनाशमाप्नोति इति जगत्।

અન્વય અને અર્થઃ—महाबाहो હે મહાબાહુ! इयम् આ જે ઉપર કહેવામાં આવી તે, अपरा નિકૃષ્ટ-હલકી-અર્થાત્ સંસારમાં બંધન કરાવનારી (પ્રકૃતિ) છે, (અને) इत આનાથી,

मे મારી, अन्याम् બીજી, जीवभूताम् ક્ષેત્રજ્ઞ લક્ષણુવાળી–પ્રાણુધારણુનિમિત્તવાળી, प्रकृतिम् પ્રકૃતિને, तु તો, पराम् પરા–વિશુદ્ધ–શ્રેષ્ઠ, विद्धि તું જાણુ, ( કે ) यया જેના વડે, इदम् આ, जगत् જગત્, धार्यते ધારણુ કરાય છે.

**ભાવાર્થ:**—હે મહાબાહો ! આ ઉપર જે કહેવામાં આવી તે મારી પ્રકૃતિ નિકૃષ્ટ અને સસારમા બન્ધન કરાવનારી છે, પરંતુ આનાથી પણુ મારી બીજી ક્ષેત્રજ્ઞલક્ષણુવાળી, પ્રાણુધારણુના નિમિત્તયુક્ત જે પ્રકૃતિ છે તેને તો તુ પરા–વિશુદ્ધ–શ્રેષ્ઠ પ્રકૃતિ જાણુ, કે જેના વડે આ જગત્ ધારણુ કરાય છે. ૫.

**અવતરણિકા:**—"આ પ્રમાણે જો બને પ્રકૃતિઓથી જ જગતનુ ચક્ર ચાલતુ હોય તો પછી આપનું જગત્ પ્રત્યે કારણુપણુ કેવી રીતે સિદ્ધ થાય ?[१]" એ પ્રશ્નના જવાબમા ભગવાન્ શ્રીકૃષ્ણુ કહે છે

**ऐतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ॥**
**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥**

**पदच्छेदः**—एतद्योनीनि, भूतानि, सर्वाणि, इति, उपधारय, अहम्, कृत्स्नस्य, जगतः, प्रभवः, प्रलयः, तथा.

**व्युत्पत्तिसमासाः**—एते परापरे क्षेत्रक्षेत्रज्ञलक्षणे प्रकृती योनी कारणभूते येषा तानि एतद्योनीनि । प्रकर्षेण भवति अस्मादिति प्रभव । प्रलीयते अनेनेति प्रलय ।

---

१ यतो वा इमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति ।
यत्प्रयन्त्यभिसंविशन्ति । तद् ब्रह्म तद्विजिज्ञासस्व ॥ श्रुति ॥

જેનાથી એ ભૂતો ( પચ મહાભૂત ) ઉત્પન્ન થાય છે, જેનાથી ઉત્પન્ન થએલા તે પોષાય છે–જીવે છે અને પરિણામે જેમા પ્રવેશ કરે છે અર્થાત લય પામે છે તે જ સાક્ષાત્ બ્રહ્મ છે અને તે બ્રહ્મને તુ સારી રીતે જાણુ

**અન્વય અને અર્થઃ**—સર્વાણિ બધાં, भूतानि પ્રાણિઓ, एतद्योनीनि પરા અને અપરા–ક્ષેત્રલક્ષણા અને ક્ષેત્રજ્ઞલક્ષણા પ્રકૃતિ એજ જેમનું કારણ છે (એવા છે), इति એમ, उपधारय તું જાણ, (અને તે બંને પ્રકૃતિ મારી હોવાથી) अहम् હું, कृत्स्नस्य સમસ્ત, जगतः જગત્‌ની, प्रभव. ઉત્પત્તિ, तथा તેમજ, प्रलय. વિનાશરૂપ છુ.

ભાવાર્થઃ—સ્થાવરજંગમ પ્રાણિમાત્રને મારી એ 'પરા' અને 'અપરા' પ્રકૃતિના પરિણામરૂપે તું જાણ, કારણ કે તેમાં જે જડ પ્રકૃતિ 'અપરા' છે તે દેહ–શરીર–રૂપે પરિણામ પામે છે અને ચેતના જે 'પરા' તે મારા અંશસ્વરૂપે થઇને કર્તા ભોક્તાના અભિમાનવડે દેહોમા પ્રવેશ કરીને જીવરૂપે પોતાના કર્મથી ભૂતોને ધારણ કરે છે, આ બંન્ને પ્રકૃતિ મારી અને મારાથી ઉત્પન્ન થએલી છે, તેથી હુ જ આ સમસ્ત જગતની ઉત્પત્તિ તેમજ વિનાશસ્વરૂપ છુ, અને તેથીજ હું સર્વના કારણરૂપે રહેલો છુ એમ તું માન ૬.

અવતરણિકા:—"આ પ્રમાણે હોવાથી હું જ માયાથી આ સમગ્ર જગત્‌ની ઉત્પતિ સ્થિતિ અને લયના કારણરૂપ છુ અને તેથી વાસ્તવિકમા આ સૃષ્ટિમા મારાથી પર–શ્રેષ્ટ કોઈ નથી" એ પ્રમાણે ભગવાન્ અર્જુનને કહે છે

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ॥**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥ ७ ॥**

---

१ यच्च किंचिज्जगत्यस्मिन्दृश्यते श्रूयतेऽपि वा ।
अन्तर्बहिश्च तत्सर्वं व्याप्य नारायण स्थित ॥ श्रुति ॥

આ જગત્‌માં અંદર અથવા બહાર જે કંઈ દેખાય છે અથવા સભળાય છે તે સર્વમા નારાયણ જ વ્યાપ્ત થઈને રહેલા છે

पदच्छेदः—मत्तः, परतरम्, न, अन्यत्, किंचित्, अस्ति, धनञ्जय, मयि, सर्वम्, इदम्, प्रोतम्, सूत्रे, मणिगणाः, इव.

व्युत्पत्तिसमासाः—मत् इति मत्तः । अतिशयेन परम् इति परतरम् । धनं जयतीति धनंजयः, तत्संबुद्धौ हे धनंजय । मणीनाम् गणाः मणिगणाः ।

**અન્વય અને અર્થઃ**—धनञ्जय હે અર્જુન ! मत्तः મારાથી, परतरम् અત્યંત શ્રેષ્ઠ (જગતની સૃષ્ટિ, સ્થિતિ તથા સંહારનું સ્વતંત્ર કારણ), किंचित् કંઈ, अपि પણ, न, विद्यते નથી, (કારણ કે) सूत्रे સૂતરના તાંતણામાં, मणिगणाः મણિઓ-ગોળ મણકાઓ, इव જેમ, (તેમ) इदम् આ, सर्वम् બધું જગત્, मयि મારામાં, प्रोतम् પરોવાયેલું છે.

**ભાવાર્થઃ**—હે અર્જુન ! જગત્‌ની સૃષ્ટિ, સ્થિતિકે સંહારનું સ્વતંત્ર કારણ મારાથી શ્રેષ્ઠ બીજું કોઈપણ નથી, અને તેથી જેવી રીતે સૂતરના તન્તુમાં માળાના મણિઓ રહેલા છે તેવી રીતે આ આખું જગત્ પણ મારામાંજ પરોવાયેલું છે. અર્થાત્ હું જ મારા આત્મભાવવડે સર્વને ધારણ કરું છું. ૭.

અવતરણિકાઃ—'જગત્‌ના હેતુરૂપ પોતે હોવાથી જલાદિ સર્વ વિભૂતિઓમા પોતે અભિન્નરૂપે કેવી રીતે રહેલા છે' તે પાચ શ્લોકથી કહે છે·

रसोऽहमप्सु कौंतेय प्रभास्मि शशिसूर्ययोः ॥
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

पदच्छेदः—रसः, अहम्, अप्सु, कौन्तेय, प्रभा, अस्मि, शशिसूर्ययोः, प्रणवः, सर्ववेदेषु, शब्दः, खे, पौरुषं, नृषु.

व्युत्पत्तिसमासाः—कुन्त्यायाः अपत्य पुमान् कौन्तेय, तत्सम्बुद्धौ कौन्तेय । प्रकर्षेण भाति अनया इति प्रभा । शशी च सूर्यश्च शशिसूर्यौ, तयो शशिसूर्ययो । सर्वे च ते वेदाश्च इति सर्ववेदा, तेषु सर्ववेदेषु । पुरुषस्य भावः पौरुषम् ।

અન્વય અને અર્થઃ—कौन्तेय હે કુંતીપુત્ર અર્જુન ! अप्सु જલમાં, रस. રસ, अहम् હું છું, शशिसूर्ययोः ચન્દ્ર અને સૂર્યમાં, (રહેલી) प्रभा કાંતિ, अस्मि હું છું, सर्ववेदेषु સર્વ વેદોમાં, प्रणव પ્રણુવ–ૐકાર (હું છું, તેમ) खे આકાશમાં, शब्दः શબ્દ, (અને) नृषु પુરુષોમાં, पौरुषम् પુરુષત્વ (પણુ હું છું).

ભાવાર્થઃ—હે અર્જુન ! જલમાં સારભૂત પદાર્થ જે રસ તે હું છું, ચન્દ્ર તથા સૂર્યમાં રહેલી કાંતિ તે પણુ હું છું, બધા વેદોમાં તેઓનો મૂલભૂત જે પ્રણુવ–ૐકાર તે હું છું, આકાશમાં સારભૂત પદાર્થ જે શબ્દ તે હું છું, અને મનુષ્યોમાં જે પુરુષાર્થ–ઉદ્યમ છે તે પણુ હું છું અર્થાત્ એ સર્વમાં હું જ સત્તામાત્રરૂપે અભિન્નતાથી રહેલો છું. ૮.

અવતરણિકાઃ—'મારામાં આ સઘળું જગત્ ઓતપ્રોત છે' એ પ્રમાણેના પોતાના વાક્યને વિશેષ પ્રમાણુભૂત કરવા માટે 'વિશેષ વ્યાપ્તિરૂપે પોતે એવી રીતે રહેલા છે' તે ભગવાન્ અર્જુનને કહે છે

पुण्यो गंधः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ॥
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

पदच्छेदः—पुण्यः, गन्धः, पृथिव्याम्, च, तेजः, च, अस्मि, विभावसौ, जीवनम्, सर्वभूतेषु, तपः, च, अस्मि, तपस्विषु.

**व्युत्पत्तिसमासाः**—विशेषेण भाः सन्ति अस्य इति विभावसुः, तस्मिन् विभावसौ । जीव्यते अनेन इति जीवनम् । सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषु सर्वभूतेषु । तपः अस्ति येषां ते तपस्विनः, तेषु तपस्विषु ।

**અન્વય અને અર્થ:**—पृथिव्याम् પૃથ્વીમાં, पुण्यः અવિકૃત મૂલસ્વરૂપે રહેલો, गन्धः સુગંધ, च અને, विभावसौ અગ્નિમાં, तेजः તેજ, अस्मि હું છું, च વળી, सर्वभूतेषु પ્રાણિમાત્રમાં, जीवनम् પ્રાણધારણ—આયુષ્ય, च અને, तपस्विषु તપ કરનારાઓમાં, तप. તપ, ( પણ ) अस्मि હું છું.

**ભાવાર્થ:**—પૃથ્વીની અંદર મૂલસ્વરૂપે રહેલી ગન્ધતન્માત્રા તે હું છું, અગ્નિમાં રહેલું તેજ તે હું છું, પ્રાણિમાત્રમાં જીવન—આયુષ્ય તે હું છું, અને તપ કરનારાઓમાં તપ પણ હું છું. અર્થાત્ સર્વમાં મૂલસ્વરૂપે રહેલો હું છું. ૯.

અવતરણિકા:—" બધા ભૂતો પોતપોતાના કારણસ્વરૂપમા પરોવાયેલા છે, પરંતુ આપનામા નહિ," એવી શકાના સમાધાનમા ભગવાન્ કહે છે·

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ॥
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥ १० ॥

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ॥
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

पदच्छेदः—बीजम्, माम्, सर्वभूतानाम्, विद्धि, पार्थ, सनातनम्, बुद्धिः, बुद्धिमताम्, अस्मि, तेजः, तेजस्विनाम्,

अहम्, बलम्, बलवताम्, अस्मि, कामरागविवर्जितम्, धर्माविरुद्धः, भूतेषु, कामः, अस्मि, भरतर्षभ.

व्युत्पत्तिसमासाः—सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषां सर्वभूतानाम् । बुद्धिः अस्ति येषां ते बुद्धिमन्तः, तेषां बुद्धिमताम्। तेजः अस्ति येषां ते तेजस्विनः, तेषां तेजस्विनाम् । बलम् अस्ति येषां ते बलवन्तः, तेषां बलवताम् । काम्यते अनेन इति कामः, रज्यते अनेन इति रागः, विशेषेण वर्जितम् इति विवर्जितम्, कामश्च रागश्च कामरागौ, ताभ्यां विवर्जितम् इति कामरागविवर्जितम्। न विरुद्धः इति अविरुद्धः, धर्मेण अविरुद्धः इति धर्माविरुद्धः । भरतानाम् ऋषभः इति भरतर्षभः, तत्संबुद्धौ भरतर्षभ ।

અન્વય અને અર્થઃ—पार्थ હે પાર્થ ! सर्वभूतानाम् સર્વ પ્રાણિઓનું, सनातनम् નિત્ય, बीजम् ઉત્પત્તિકારણ, ( તું ) માં અને, विद्धि જાણ, (તેમ) बुद्धिमताम् બુદ્ધિવાળાઓની, बुद्धिः બુદ્ધિ, अस्मि હું છું, तेजस्विनाम् તેજસ્વી પુરુષોનું, तेजः તેજ, अहम् હું છું, बलवताम् બળવાનોનું, कामरागविवर्जितम् તૃષ્ણા અને આસક્તિરહિત, बलम् બલ, अस्मि હું છું, ( તેમ ) भरतर्षभ હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ! भूतेषु પ્રાણિઓમાં, धर्माविरुद्धः ધર્મથી અવિરુદ્ધ અર્થાત્ ધર્મયુક્ત, कामः સ્ત્રીસંગના અભિલાષરૂપે રહેલો કામ, ( પણ ) अस्मि હું છું.

ભાવાર્થઃ—હે પાર્થ ! પ્રાણિમાત્રનું નિત્ય ઉત્પત્તિનું કારણ તું મને જાણ, તેમ બુદ્ધિમાન્ પુરુષોની બુદ્ધિ, તેજસ્વીઓનું તેજ, બળવાનોનુ તૃષ્ણા અને આસક્તિરહિત બલ તેમજ હે ભરતશ્રેષ્ઠ અર્જુન ! પ્રાણિઓમાં ધર્મથી વિરુદ્ધ ન હોય તેવો સ્ત્રીસંગની અભિલાષારૂપે રહેલો કામ પણ હુંજ છું. ૧૦–૧૧.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે 'પોતે જગત્‌ની પ્રત્યેક વસ્તુમાં વ્યાપક-રૂપે રહેલા છે' એમ કહીને હવે એજ વાતનો ઉપસંહાર કરે છેઃ

**ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये ॥**
**मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥ १२॥**

**पदच्छेदः**—ये, च, एव, सात्त्विकाः, भावाः, राजसाः, तामसाः, च, ये, मत्तः, एव, इति, तान्, विद्धि, न, तु, अहम्, तेषु, ते, मयि.

**व्युत्पत्तिसमासाः**—सत्त्वात् भवाः इति सात्त्विकाः । भवन्ति ते भावाः । रजसः भवाः इति राजसाः । तमसः भवाः इति तामसाः ।

**અન્વય અને અર્થઃ**—ये જે, सात्त्विकाः શમદમાદિ સત્ત્વગુણથી ઉત્પન્ન થએલા, च અને, राजसाः હર્ષમદાદિ રજોગુણથી ઉત્પન્ન થયેલા, च તેમજ, ये જે, तामसाः શોકમોહાદિ તમોગુણથી પેદા થયેલા, भावाः ભાવો-ચિત્તના પરિણામો છે, तान् તે, मत्तः મારાથી, एव જ, (ઉત્પન્ન થયા છે) इति એ પ્રમાણે, विद्धि તું જાણ, (અને) अहम् હું, तेषु તેઓમાં, न નથી, तु પણ, ते તે, (ભાવો) मयि મારામાં છે.

**ભાવાર્થઃ**—સત્ત્વગુણથી પેદા થએલા શમદમાદિ ભાવો, રજોગુણથી ઉત્પન્ન થએલા હર્ષમદાદિ ભાવો તેમજ તમોગુણથી થએલા શોકમોહાદિ ભાવો-ચિત્તના પરિણામો ને મારાથીજ ઉત્પન્ન થએલા તું જાણ, અને હું તે ભાવોમાં જીવાત્માની માફક આધીનતાથી રહેલો નથી, પણ તે સમસ્ત ભાવો મારામાં છે, અર્થાત્ મને આધીન થઈને રહેલા છે. ૧૨.

અવતરણિકા—"જો આ પ્રમાણે આપ સર્વવ્યાપકતાથી રહેલા છો તો પછી એ ઉપર વર્ણવેલી વિભૂતિઓવાળા આપ–પરમેશ્વરને આ લોક કેમ જાણતો નથી ?" એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

[1]त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ॥
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥ १३ ॥

पदच्छेदः—त्रिभिः, गुणमयैः, भावैः, एभिः, सर्वम्, इदम्, जगत्, मोहितम्, न, अभिजानाति, माम्, एभ्यः, परम्, अव्ययम्.

व्युत्पत्तिसमासाः—गुणै प्रचुराः गुणमया, तैः गुणमयै । अभित जानाति इति अभिजानाति । न विद्यते व्यय यस्य स अव्यय, तम् अव्ययम् ।

અન્વય અને અર્થઃ—एभिः એ પ્રમાણેના, त्रिभि ત્રણ પ્રકારના, गुणमयै. કામ લોભાદિ ગુણ–ના વિકારો–યુકત, भावैः ભાવો વડે, मोहितम् મોહિત થયેલું, इदम् આ, सर्वम् આખુ, जगत् જગત્, एभ्य. એ ગુણોથી, परम् તદ્દન જૂદા, (અને) अव्ययम् અવિનાશી, (એવા) माम् મને, न, अभिजानाति જાણતું નથી.

ભાવાર્થઃ—એ પ્રમાણે કહેલા ત્રણ પ્રકારના સત્ત્વ, રજ અને તમ ઇત્યાદિ ગુણોના ભાવો વડે મોહ પામેલુ આ આખું જગત્

---

१ इन्द्रियाभ्यामजय्याभ्यां द्वाभ्यामेव हृत जगत् ।
अहो उपस्थजिह्वाभ्यां ब्रह्मादिमशकावधि ॥

આશ્ચર્ય છે કે કોઈથી જીતી શકાય નહિ એવી ઉપસ્થ–જનનેન્દ્રિય અને જીભ એ માત્ર બેજ ઇંદ્રિયોવડે બ્રહ્માથી આરભી મચ્છરપર્યંત તમામ જગત હણાયેલુ છે ।

એ ગુણોથી તદ્દન વ્યતિરિક્ત અને અવિનાશી એવા મને કોઇ પણ રીતે જાણતુ નથી. ૧૩.

અવતરણિકા—"ત્યારે એ ત્રિગુણાત્મિકા દૈવી આપ વિષ્ણુની માયા કેવી રીતે તરી શકાય કે જેથી આપની પ્રાપ્તિ થઈ શકે ?" એ પ્રશ્નના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

[1]दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ॥
[2]मामेव ये प्रपद्यंते मायामेतां तरन्ति ते ॥ १४ ॥

पदच्छेदः—दैवी, हि, एषा, गुणमयी, मम, माया, दुरत्यया, माम्, एव, ये, प्रपद्यन्ते, मायाम्, एताम्, तरन्ति, ते.

व्युत्पत्तिसमासाः—देवस्य इय दैवी, देवात् भवा इति दैवी वा । गुणैः प्रचुरा गुणमयी । दुःखेन अत्यय अतिक्रमण यस्या सा दुरत्यया ।

અન્વય અને અર્થઃ—एषा એ (ઉપર કહેલી), दैवी દેવ-ઈશ્વરસબધી, गुणमयी ત્રણ ગુણોવાળી, मम મારી, माया માયા, हि અવશ્ય, दुरत्यया દુઃખ વડે તરી શકાય તેવી (છે), ये

१ ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा ।
बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ॥ देवीपुराणे ॥

તે દેવી ભગવતી મહામાયા જ્ઞાનીઓના ચિત્તો—અતઃકરણોને બળથી આકર્ષીને એઓને મોહિત કરે છે

२ ये प्रपन्ना हृषीकेश न ते मुह्यन्ति मानवाः ।
मग्ने महति मग्नानां त्राता नित्य जनार्दनः ॥ भारते ॥

જે મનુષ્યો ઈન્દ્રિયોના સ્વામી ભગવાનને પ્રાપ્ત થયા છે તે મનુષ્યો મોહને પ્રાપ્ત થતા નથી અર્થાત્ માયામા—લપટાતા નથી કારણ તેઓ મોટા ભયમા ડુબેલા હોય તો પણ તેમનુ હમેશા પરમાત્મા રક્ષણ કરે છે

જેઓ, माम् મને, एव જ, प्रपद्यन्ते શરણે આવે છે, ते તેઓ, एताम् એ, मायाम् માયાને, तरन्ति તરી જાય છે.

ભાવાર્થઃ—એ મારી દૈવી એવી ત્રિગુણાત્મિકા માયા ઘણા દુઃખ વડે તરી શકાય તેવી છે, પરંતુ જેઓ મને જ અનન્ય ભક્તિથી શરણે આવે છે તેઓ એ માયાને તરી જાય છે. અર્થાત્ મારે શરણે આવનાર જ એ માયાને તરી મારા સ્વરૂપને પામી શકે છે. ૧૪.

અવતરણિકાઃ—"જો આપના શરણથી માયા સુખથી તરી શકાય તેવી હોય તો પછી બધા મનુષ્યો શા માટે આપને શરણે આવતા નથી ?" એવી અર્જુનની શંકાના સમાધાનમાં ભગવાન્ કહે છે

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ॥
माययाऽपहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥ १५ ॥

पदच्छेदः—न, माम्, दुष्कृतिनः, मूढाः, प्रपद्यन्ते, नराधमाः, मायया, अपहृतज्ञानाः, आसुरम्, भावम्, आश्रिताः

१ दु सङ्कल्पविकल्पकूलयुगला धैर्यद्रुमोन्मूलिनी ।
कल्लोलैरभिमानमत्सरमुखैः षड्भिः परीतोर्मिका ॥
आवर्त्तैर्ममतादिभिः परिवृता दुःखैकधारान्विता ।
पूर्णा मोहपयस्विनीव नितरां चेतःस्थितिर्मायिनाम् ॥

દુષ્ટ સંકલ્પ અને વિકલ્પ રૂપી જેના બે પાર-તટ-કિનારા છે, ધૈર્યરૂપી વૃક્ષને જે ઉખેડનારી છે, અભિમાન અને મત્સર-ઈર્ષા વિગેરે રૂપી છ લહરીઓવડે જે ચારે તરફથી ઉછાળાવાળા વેગવાળી છે, જે મમતા વિગેરે રૂપ આવર્ત્ત-જલભ્રમણવડે સર્વત્ર વીંટાયલી છે અને દુઃખરૂપ એકજ ધારાવાળી તેમ પૂર્ણ મોહરૂપી જલવાળી છે તે નદીની પેઠે માયામાં ઘેરાયલા મનુષ્યોના ચિત્તની સ્થિતિ પણ અવશ્ય તેવીજ હોય છે

**व्युत्पत्तिसमासाः**—दुष्कृतानि विद्यन्ते येषां ते दुष्कृतिनः। नरेषु अधमाः नराधमाः। अपहृतं ज्ञानं येषां ते अपहृतज्ञानाः। असुरस्य अयम् आसुरः, तम् आसुरम्। आ समन्तात् श्रिताः इति आश्रिताः।

**અન્વય અને અર્થઃ**—दुष्कृतिनः પાપકર્મો કરવાવાળા, मूढाः વિવેકરહિત, मायया માયા વડે, अपहृतज्ञानाः જેમનું જ્ઞાન હરાઈ ગયું છે તેવા, (અને તેથીજ) आसुरम् રાક્ષસી, भावम् ભાવનો, आश्रिताः આશ્રય કરીને રહેલા, नराधमाः અધમ પુરુષો, माम् મને, न, प्रपद्यन्ते શરણે આવતા નથી.

**ભાવાર્થઃ**—પાપકર્મ કરનારા, વિવેકરહિત તથા માયાવડે જેમનું જ્ઞાન લુપ્ત થઇ ગયું છે તેવા અને તેથીજ આસુરી ભાવને પામેલા અધમ પુરૂષો મારે શરણે કદી પણ આવતા નથી. અર્થાત્ તેવા દુષ્ટો કદીપણ મારી માયાને તરીને પરમ ગતિને પામી શકતા નથી. ૧૫

**અવતરણિકાઃ**—"પાપાચરણીઓ જો આપને શરણે આવતા નથી તો કેવી જાતના મનુષ્યો આપને શરણે આવે છે?" એવા અર્જુનના સ્વાભાવિક પ્રશ્નના ઉત્તરમા "સુકૃતિઓ જ મારે શરણે આવે છે અને તેના વિશેષે કરીને ચાર પ્રકાર છે." એ પ્રમાણે ભગવાન્ કહે છે.

चतुर्विधा भजंते मां जनाः सुकृतिनोऽर्जुन ॥
आर्तो[1] जिज्ञासुर्[2]अर्थार्थी[3] ज्ञानी[4] च भरतर्षभ ॥ १६ ॥

---

૧ આર્તઃ—જરાસંધના કારાગાર—સુરંગમાં કેદ થએલા દુઃખી રાજાઓ, દ્યૂતસભામાં વસ્ત્રાકર્ષણથી દુઃખી દ્રૌપદી, ગ્રાહથી ગ્રહણ કરાયલો ગજેંદ્ર અને વૃકાસુરથી ભાગેલા રુદ્ર. ૨ જિજ્ઞાસુઃ—રાજા જનક, રહુગણ, યદુ અને મુચુકુંદ વિગેરે. ૩ અર્થાર્થી—ઈંદ્ર, ધ્રુવ, સુગ્રીવ અને વિભીષણ, ૪ જ્ઞાનીઃ—સનકાદિકો (સનક, સનંદન, સનાતન, સનત્કુમાર), નારદ, શુકદેવજી, પ્રહ્‌લાદ ભીષ્મ અને ઉદ્ધવ વિગેરે.

पदच्छेदः—चतुर्विधाः, भजन्ते, माम्, जनाः, सुकृतिनः, अर्जुन, आर्तः, जिज्ञासुः, अर्थार्थी, ज्ञानी, च, भरतर्षभ.

व्युत्पत्तिसमासाः—चत्वारः विधाः प्रकाराः येषां ते चतुर्विधाः। सुकृतानि विद्यन्ते येषा ते सुकृतिनः। ज्ञातुमिच्छतीति जिज्ञासति, जिज्ञासतीति जिज्ञासुः। अत्र वा परत्र वा भोगसाधनभूतम् अर्थम् अर्थयतीति अर्थार्थी। ज्ञानम् अस्य अस्तीति ज्ञानी।

**અન્વય અને અર્થઃ**—भरतर्षभ, अर्जुन હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન! आर्त. રોગ–શત્રુ આદિથી પીડા પામતો, जिज्ञासुः (આત્મજ્ઞાનને) જાણવાની ઈચ્છાવાળો, अर्थार्थी (આ લોક અને પરલોકમાં ભોગના સાધનરૂપ) અર્થની ચાહનાવાળો, च અને, ज्ञानी આત્મતત્ત્વને જાણનાર, (એ પ્રમાણે) चतुर्विधा. ચાર પ્રકારના, सुकृतिनः પુણ્યકર્મવાળા, जनाः મનુષ્યો, माम् મને, भजन्ते સેવે છે

**ભાવાર્થઃ**—હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન! રોગ શત્રુ ઈત્યાદિથી ઘેરાયેલો, આત્મજ્ઞાનને જાણવાની ઈચ્છાવાળો, ભોગના સાધનરૂપ અર્થની ચાહનાવાળો તેમજ આત્માના તત્ત્વને જાણનાર જ્ઞાની, એ પ્રમાણે ચાર પ્રકારના પુણ્યશીલ મનુષ્યો મને ભજે છે અર્થાત્ તેજ પુરુષો મને ભજીને મારી માયાને તરવા શક્તિમાન્ થાય છે ૧૬

અવતરણિકા—"ઉપર કહેલા ચાર પ્રકારના જે મનુષ્યો આપને ભજે છે તે સૌ સમાન છે કે તેઓમાં ઉચ્ચ નીચ ભૂમિકાના ભેદ પણ છે?" આવી અર્જુનની જિજ્ઞાસા તૃપ્ત કરવાના હેતુથી તેઓના સામાન્ય વિશેષ અધિકાર ભગવાન્ શ્રીકૃષ્ણ હવે કહે છે

## तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ॥
## प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥१७॥

---

१ भजन भक्तिरित्युक्त वाङ्मन कायकर्मभि ।
भज इत्येष वै धातु सेवाया परिकीर्तित ॥
तस्मात्सेवा बुधै प्रोक्ता भक्तिशब्देन भूयसी ॥ स्मृति ॥

વાણી, મન, શરીર અને કર્મવડે જે ભક્તિ તે ભજન કહેવાય છે, અને 'ભજ' એ ધાતુ સેવાના અર્થમા જ કહેલ છે, તે કારણથી જ પડિતોએ 'ભક્તિ' શબ્દ વડે અતિસેવા એવો અર્થ કરેલ છે

नवधा भक्ति –श्रवण कीर्त्तन विष्णो स्मरण पादसेवनम् ।
अर्चन वदन दास्य सख्यमात्मनिवेदनम् ॥

પરમાત્માનુ શ્રવણ, કીર્તન સ્મરણ, ચરણ કમલનુ સેવન, પૂજન, વન્દન, દાસત્વ, સખાભાવ અને આત્મનિવેદન એ નવધા ભક્તિ કહેવાય છે (એ નવ પ્રકારની ભક્તિ ઉપરાત દશમી પ્રેમ–લક્ષણા ભક્તિ છે જે ગોપીઓએ કરી હતી )

એ નવ પ્રકારની ભક્તિ કોણે કોણે કરી હતી તે કહે છે

श्रीकृष्णश्रवणे परिक्षितिरभूद्वैयासकी कीर्त्तने ।
प्रह्लादस्मरणे तदङ्घ्रिभजन लक्ष्मी पृथु पूजन ॥
अक्रूरस्त्वभिवदने कपिपतिर्दास्ये च सख्येऽर्जुन ।
सर्वस्वात्मसमर्पणे बलिरभूद्भक्तिप्रकारा नव ॥

પરમાત્માની શ્રવણરૂપ ભક્તિ રાજા પરિક્ષિતે કરી, કીર્તનરૂપ ભક્તિ શુકદેવજીએ કરી, સ્મરણરૂપ ભક્તિ પ્રહ્લાદે કરી, પાદસેવારૂપ ભક્તિ લક્ષ્મીજીએ કરી, પૂજનરૂપ ભક્તિ રાજા પૃથુએ કરી, વદનરૂપ ભક્તિ અક્રૂરે કરી, દાસ્યરૂપ ભક્તિ હનુમાનજીએ કરી, સખ્યરૂપ ભક્તિ અર્જુને કરી અને સર્વસ્વાત્મસમર્પણરૂપ ભક્તિ બલિરાજાએ કરી એ પ્રકારે ભક્તિ નવ પ્રકારની છે

वेदातमत–मोक्षसाधनसामग्र्यां भक्तिरेव गरीयसी ।
स्वस्वरूपानुसधानं भक्तिरित्यभिधीयते ॥ विवेकचूडामणौ ॥

મોક્ષ સાધવા–પ્રાપ્તકરવાની સામગ્રીમા ભક્તિજ અતિશ્રેષ્ઠ સામગ્રી છે, અને પોતાના સ્વરૂપનુ જ ખોજવુ–શોધવુ–જાણવાનો યત્ન કરવો તેજ 'ભક્તિ' કહેવાય છે

**पदच्छेदः**—तेषाम्, ज्ञानी, नित्ययुक्तः, एकभक्तिः, विशिष्यते, प्रियः, हिः, ज्ञानिनः, अत्यर्थम्, अहम्, सः, च, मम, प्रियः.

**व्युत्पत्तिसमासाः**—नित्यं युक्तः इति नित्ययुक्तः । एकस्मिन् वासुदेवे भगवति भक्तिः यस्य स एकभक्तिः । ज्ञानम् अस्ति येषां ते ज्ञानिनः । अर्थम् अतीत्य इति अत्यर्थम् ।

**અન્વય અને અર્થઃ**—तेषाम् તેઓમાં, नित्ययुक्तः સદા સાવધાન ચિત્તથી પ્રત્યેક વસ્તુમાં વ્યાપ્ત–ઈશ્વરમાં લાગેલો, (અને) एकभक्तिः એક ઈશ્વરમાં જ ભક્તિવાળો, ज्ञानी તત્ત્વજ્ઞાની, विशिष्यते વિશેષ શ્રેષ્ઠ છે, हि કારણ કે, ज्ञानिनः તત્ત્વજ્ઞાનીને, अहम् હું, प्रियः પ્રિય (છુ), च અને, सः તે, मम મને, अत्यर्थम् અત્યંત, प्रियः પ્રિય છે

**ભાવાર્થઃ**—એ ચારે પ્રકારનાં મનુષ્યોમાં નિરંતર સાવધાન ચિત્તથી ઈશ્વરમાં જોડાએલો અને અનન્યભક્તિવાળો તત્ત્વજ્ઞાની જ સૌથી શ્રેષ્ઠ છે, કારણ કે તત્ત્વજ્ઞાનીને હું પ્રિય છુ, અને તે મને પણ અત્યંત પ્રિય છે. અર્થાત્ ઉપરોક્ત ચારમાંથી જ્ઞાનીજ વિશેષ શ્રેષ્ઠ છે એમ તું માન. ૧૭.

**અવતરણિકાઃ**—'ત્યારે આર્ત, જીજ્ઞાસુ ઈત્યાદિ કામનાથી આપને ભજતા આપના સકામ ભક્તો શું આપને અપ્રિય છે?' એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ॥
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥

**पदच्छेदः**—उदाराः, सर्वे, एव, एते, ज्ञानी, तु, आत्मा, एव, मे, मतम्, आस्थितः, सः, हि, युक्तात्मा, माम्, एव, अनुत्तमाम्, गतिम्.

**व्युत्पत्तिसमासाः**—आ समन्तात् स्थितः इति आस्थितः। युक्तः आत्मा यस्य सः युक्तात्मा। न विद्यते उत्तमा गतिः यस्याः सा अनुत्तमा, ताम् अनुत्तमाम्।

**અન્વય અને અર્થઃ**—एते એ ચારે પ્રકારના ભકતો, सर्वे સર્વે, उदाराः ઉત્તમ ભાવવાળા, एव જ છે, तु પરંતુ, ज्ञानी તત્ત્વજ્ઞાની, (તો મારો) आत्मा આત્મા, एव જ છે, (એમ) मे મારો, मतम्, મત છે, हि કારણ કે, युक्तात्मा સાવધાન ચિત્તવાળો, सः તે, अनुत्तमाम् સર્વથી શ્રેષ્ઠ, गतिम् ગમન કરવા યોગ્ય પદ (પહોંચવાના સ્થાન) રૂપ એવા, माम् મારે, एव જ, आस्थितः શરણે રહેલો છે.

**ભાવાર્થઃ**—એ બધા ચારે પ્રકારના ભકતો જો કે મહાન્ જ છે તો પણ તત્ત્વજ્ઞાની તો મારો આત્મા જ છે એમ મારો નિશ્ચય છે, કારણ કે સદા મારામાં જોડાયલા ચિત્તવાળો તે સર્વથી શ્રેષ્ઠ ગતિ–ગમન કરવા યોગ્ય પદરૂપ જે હું તેને જ શરણે આવીને રહેલો છે. ૧૮.

અવતરણિકાઃ—જ્ઞાનીની ઉત્કૃષ્ટતા બતાવવા માટે ફરી પણ તેની પ્રશંસા કરે છે

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ॥
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ १९ ॥

---

१ अहमेव परब्रह्म वासुदेवाख्यमीश्वरम्।
इतिस्यान्निश्चितो मुक्तो बद्ध एवान्यथा भवेत् ॥

"વાસુદેવ નામના ઈશ્વર સ્વરૂપ જે પરબ્રહ્મ તે હું પોતેજ છું" એ નિશ્ચયવાળો જે છે તે મુક્ત છે અને જે એમ નથી સમજતો તે તો બંધાયલો જ છે.

पदच्छेदः—बहूनाम्, जन्मनाम्, अन्ते, ज्ञानवान्, माम्, प्रपद्यते, वासुदेवः, सर्वम्, इति, सः, महात्मा, सुदुर्लभः

व्युत्पत्तिसमासाः—ज्ञानम् अस्य अस्तीति ज्ञानवान्। वसुदेवस्य अपत्यं पुमान् वासुदेवः। महान् आत्मा यस्य सः महात्मा। दुःखेन लभ्यते इति दुर्लभः, सुष्ठु दुर्लभः इति सुदुर्लभः।

અન્વય અને અર્થઃ—ज्ञानवान् જ્ઞાની, बहूनाम् ઘણા, जन्मनाम् જન્મો, अन्ते વ્યતીત થયા પછી, सर्वम् સ્થાવર જંગમ દૃશ્યમાત્ર બધું જગત્, वासुदेवः વાસુદેવરૂપ છે, इति એ પ્રમાણે જાણીને, माम् મને, (જ) प्रपद्यते પ્રાપ્ત થાય છે, (અને તેથી) सः તે, (તેવો) महात्मा મહાત્મા, सुदुर्लभः ઘણી મુશ્કેલીથી મળી શકે છે.

ભાવાર્થઃ—તત્ત્વજ્ઞાની મનુષ્ય ઘણા જન્મો વ્યતીત થયા પછી 'આ સ્થાવરજંગમાત્મક સમસ્ત જગત્ વાસુદેવરૂપ એટલે મારામય છે' એમ જાણીને મને પામે છે અને તેથી તેવો તત્ત્વજ્ઞાની મનુષ્ય ઘણી મોટી સંખ્યામાં કોઈક જ હોય છે. અર્થાત્ આત્માના વ્યાપક અને સમાનભાવની પ્રાપ્તિ થયા વિના મારા પરમપદની પ્રાપ્તિ કોઈને પણ થતી નથી. ૧૯.

અવતરણિકાઃ—"સકામ ભક્તો કામનાથી પણ મને-પરમેશ્વરને ભજે છે અને પોતાની મનોવાંછિત કામનાઓને પ્રાપ્ત કરીને અંતે મુક્ત થઈ જાય છે, પણ જેઓ અત્યંત રાજસિક અને તામસિક પ્રકૃતિના તથા વિવિધ કામનાઓથી ઘેરાયેલા છે, તેઓ તો ક્ષુદ્ર દેવતાઓને ભજે છે અને તેથી સંસારની પ્રવૃત્તિમાંથી ક્યારે પણ છૂટવા પામતા નથી" એ પ્રમાણે સકામ અને અન્ય દેવતાઓના ભક્તોની અપેક્ષાએ પોતાના ભક્તો સકામ છતાં પણ ઉદાર-મહાન્-છે તે હવે ચાર શ્લોકોથી ભગવાન પ્રતિપાદન કરે છે

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ॥
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥२०॥

**पदच्छेदः**—कामैः, तैः, तैः, हृतज्ञानाः, प्रपद्यन्ते, अन्य-देवताः, तम्, तम्, नियमम्, आस्थाय, प्रकृत्या, नियताः, स्वया.

**व्युत्पत्तिसमासाः**—हृतं ज्ञानं येषां ते हृतज्ञानाः। अन्याश्च ताः देवताश्च अन्यदेवताः, ताः अन्यदेवताः। नितान्तं यमः इति नियमः, तम् नियमम्। आ समंतात् स्थित्वा इति आस्थाय। नितान्तं यताः इति नियताः।

**અન્વય અને અર્થઃ**—तैः તે, तैः તે, कामैः (પુત્ર, પશુ, સ્વર્ગ ઇત્યાદિ વિષયક) કામનાઓ વડે, हृतज्ञानाः વિવેકરહિત થયેલા (પુરુષો), तम् તે, तम् તે, नियमम् નિયમનું, आस्थाय અવલંબન કરીને, (અને) स्वया પોતાની, प्रकृत्या પ્રકૃતિથી—પૂર્વજન્મોપાર્જિત સંસ્કારવિશેષથી, नियताः બંધાએલા થકા, अन्यदेवताः બીજા દેવતાઓને, प्रपद्यन्ते શરણે જાય છે—ભજે છે.

**ભાવાર્થઃ**—પુત્ર, પશુ, સ્વર્ગ ઇત્યાદિ વિષયક તે તે કામનાઓ વડે વિવેકરહિત થયેલા પુરુષો મારાથી ભિન્ન દેવતાના જપ, ઉપવાસાદિ નિયમોનું અવલંબન કરીને પૂર્વના સંસ્કાર પ્રમાણે ઘડાએલી પોતાની પ્રકૃતિથી બધાયલા થઇને અન્ય અન્ય દેવતાઓને ભજે છે. અર્થાત્ તે તે દેવોને ભજીને કામનાઓને જ માત્ર મેળવે છે, પરંતુ મને પ્રાપ્ત થઈ શકતા નથી. ૨૦.

**અવતરણિકાઃ**—"મનુષ્યો અન્યદેવતાઓની ભક્તિથી તેમનો પ્રસાદ મેળવીને તેથી સર્વના ઈશ્વર એવા આપ ભગવાન્ વાસુદેવમાં પણ

ભક્તિ યુક્ત થશે, અને પરિણામે આપના અનુગ્રહથી શુભફલની પ્રાપ્તિ કરશે" એમ કદાચ અર્જુન કહે તો તેના ઉત્તરમાં 'અન્યદેવતાના ભક્તોની કેવી ગતિ થાય છે' તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે:

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ॥
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥२१॥

पदच्छेदः—यः, यः, याम्, याम्, तनुम्, भक्तः, श्रद्धया, अर्चितुम्, इच्छति, तस्य, तस्य, अचलाम्, श्रद्धाम्, ताम्, एव, विदधामि, अहम्.

व्युत्पत्तिसमासाः—चलतीति चला, न चला इति अचला, ताम् अचलाम्। विशेषेण दधामि इति विदधामि।

અન્વય અને અર્થ:—यः જે, यः જે (ભક્ત), याम् જે, याम् જે, तनुम् દેવતાના સ્વરૂપને, श्रद्धया શ્રદ્ધાથી, अर्चितुम् પૂજવાને, इच्छति ઈચ્છે છે, तस्य તે, तस्य તે (સકામ ભક્તની), ताम् તે, एव જ, श्रद्धाम् શ્રદ્ધાને, अहम् હું, अचलाम् દૃઢ, विदधामि કરું છું.

ભાવાર્થ:—જે જે ભક્ત મનુષ્ય જે જે દેવતાના સ્વરૂપને શ્રદ્ધાથી પૂજવાની ઈચ્છા કરે છે, તે તે ભક્તની તેજ દેવની મૂર્તિવિષયક શ્રદ્ધાને હું અચલ-દૃઢ કરું છું. અર્થાત્ હું તેમને તે તે દેવોની ઉપાસના દૃઢતાથી કરવા દઉં છું. ૨૧.

स तया श्रद्धया युक्तस्तस्या राधनमीहते ॥
लभते च ततः कामान्मयैव विहितान्हि तान् ॥२२॥

**पदच्छेदः**—सः, तया, श्रद्धया, युक्तः, तस्याः, राधनम्, ईहते, लभते, च, ततः, कामान्, मया, एव, विहितान्, हि, तान्.

**व्युत्पत्तिसमासाः**—राध्यते अनेन इति राधनम्, तत्। विशेषेण हिताः इति विहिताः, तान् विहितान्।

**અન્વય અને અર્થઃ**—तया તે (મેં દઢ કરેલી), श्रद्धया શ્રદ્ધાવડે, युक्तः યુક્ત, सः તે (ભક્ત), तस्याः તે દેવતાનું, राधनम् અર્ચન, ईहते કરે છે, च અને, ततः તે દેવતાની મૂર્તિ પાસેથી, मया મેં, एव જ, विहितान् નિર્મિત કરેલા, तान् તે (ઇષ્ટ) મનોરથોને, हि ખરેખર, लभते મેળવે છે.

**ભાવાર્થઃ**—મેં દઢીભૂત કરેલી શ્રદ્ધા વડે યુક્ત એવો તે અન્યદેવતાનો ભક્ત તે તે દેવતાની અર્ચના કરે છે, અને તે પ્રમાણે અર્ચન કરીને તે દેવતાની મૂર્તિપાસેથી કર્મના ફલના વિભાગને જાણનાર અને કર્મફલના ઇશ્વર એવા પરમાત્માએ અર્થાત્ મેં જ નિર્માણ કરેલા તે તે ઇષ્ટ મનોરથોને પ્રાપ્ત કરે છે. ૨૨.

**અવતરણિકાઃ**—"જો કે બધા દેવતા મારીજ-સર્વાત્માની-વિભૂતિઓ છે, તેઓનુ આરાધન પણ વાસ્તવિકમા મારૂ જ આરાધન છે અને દરેક ઠેકાણે ફલ આપનાર અને પ્રેરણા કરનાર પણ હુ જ છુ, તોપણ માગ ભક્તોને અને અન્ય દેવતાના ભક્તોને વસ્તુના વિવેક અવિવેકને લઇને ફલની જે વિષમતા રહેલી છે" તે ભગવાન્ શ્રીકૃષ્ણ દર્શાવે છે

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ॥
देवान्देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि ॥२३॥

---

१ सम्प्राप्यैनमृषयो ज्ञानतृप्ताः कृतात्मानो वीतरागाः प्रशान्ताः ॥
ते सर्वगं सर्वतः प्राप्य धीरा युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥

पदच्छेदः—अन्तवत्, तु, फलम्, तेषाम्, तत्, भवति, अल्पमेधसाम्, देवान्, देवयजः, यान्ति, मद्भक्ताः, यान्ति, माम्, अपि.

व्युत्पत्तिसमासाः—अन्त अस्ति अस्य इति अन्तवत्। अल्पे द्वैते मेधा मति येषा ते अल्पमेधस, तेषाम् अल्पमेधसाम्। देवान् यजन्तीति ते देवयज । मम भक्ता मद्भक्ता ।

અન્વય અને અર્થઃ—अल्पमेधसाम् અલ્પ બુદ્ધિવાળા, तेषाम् તે–અન્ય દેવભકતોને, तु તો, तत् તે फलम् ફલ, अन्तवत् વિનાશી, भवति થાય છે, ( કારણ કે ) देवयज (તે) દેવોને પૂજનારા, देवान् દેવોને, यान्ति પામે છે, अपि પણ, मद्भक्ता મારા ભકતો, ( તો ) माम् મને ( જ ), यान्ति પામે છે

ભાવાર્થઃ—મદબુદ્ધિવાળા તે અન્યદેવતાના ભકતોને તે તે દેવોની ભકિતથી મળતુ તે ફલ બિલકુલ નાશ પામનારુ પ્રાપ્ત થાય છે, કારણકે દેવોને પૂજનારા દેવોને પામે છે, પણ મારા ભકતો તો મને જ પામે છે અર્થાત્ અન્ય દેવોના ભકતો તે તે દેવોને પામી નશ્વર સુખ પ્રાપ્ત કરે છે ત્યારે મારા ભકતો મારા અવિનાશિ પદને પ્રાપ્ત થાય છે, એટલો એમા ભેદ છે ૨૩

અવતરણિકાઃ—"જો આ પ્રમાણે સમાન પ્રયાસમા પણ ફલને મોટો ભેદ હોય તો પછી બધા મનુષ્યો બીજા દેવતાઓને છોડીને આપને જ કેમ ભજતા નથી ?" એ પ્રશ્નનો ઉત્તર ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

---

જ્ઞાનવડે તૃપ્ત જેમણે રાગાદિ ત્યજ્યા છે એવા અતિ શાન્ત ધીર અને યોગનિષ્ઠ એવા આત્મજ્ઞાની ઋષિઓ તે એ સર્વત્ર રહેલા પરમાત્માને સર્વ પ્રકારે પામીને (સ્વસ્વરૂપને પામેલા સતા) તે સર્વસ્વરૂપે રહેલા ઈશ્વરમા પ્રવેશ કરે છે

**अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ॥**
**परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥**

**पदच्छेदः**—अव्यक्तम्, व्यक्तिम्, आपन्नम्, मन्यन्ते, माम्, अबुद्धयः, परम्, भावम्, अजानन्तः, मम, अव्ययम्, अनुत्तमम्.

**व्युत्पत्तिसमासाः**—न व्यक्तः अव्यक्तः, तम् अव्यक्तम् । न विद्यते बुद्धिः येषां ते अबुद्धयः । न जानन्तीति ते अजानन्तः । न विद्यते व्ययः यस्य सः अव्ययः, तम् अव्ययम् । न विद्यते उत्तमः यस्मात् सः अनुत्तमः, तम् अनुत्तमम् ।

**અન્વય અને અર્થઃ**—अव्ययम् નાશરહિત, (અને) अनुत्तमम् સંપૂર્ણ–સૌથી શ્રેષ્ઠ, (એવા) मम મારા, परम् પરમ, भावम् સ્વરૂપને, अजानन्तः નહિ જાણતા, अबुद्धयः બુદ્ધિહીન–વિવેકરહિત મનુષ્યો, अव्यक्तम् અપ્રકટ એવા, माम् મને, व्यक्तिम् પ્રકાશને, आपन्नम् પામેલો (એટલે કે પ્રગટરૂપે રહેલો), मन्यन्ते માને છે.

**ભાવાર્થઃ**—અવિનાશિ અને સર્વથી શ્રેષ્ઠ એવા મારા પરમાત્મસ્વરૂપને નહીં જાણતાં એવાં વિવેકરહિત મનુષ્યો હું અપ્રકટ હોવા છતાં મને પ્રગટ થએલો માને છે. અર્થાત્ અજ્ઞાની મનુષ્યો મારા પરમ તત્ત્વને સમજી શકતાં નથી. ૨૪.

---

१ य न देवा न मुनयो न चाहं न च शङ्करः ।
जानन्ति परमेशस्य तद्विष्णोः परमं पदम् ॥

જેને દેવતા નથી જાણતા, મુનિઓ નથી જાણતા, હું પોતે નથી જાણતો અને શંકર પણ જાણતા નથી તેજ પરમેશ્વર શ્રીવિષ્ણુનું પરમપદ છે.

અવતરણિકાઃ—"તે મંદબુદ્ધિવાળા મનુષ્યો અજ્ઞાનથી આપને એ પ્રમાણે વ્યક્ત માનવામાં શું કારણ છે ?" એ પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ॥**
**मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥२५॥**

**पदच्छेदः**—न, अहम्, प्रकाशः, सर्वस्य, योगमाया-समावृतः, मूढः, अयम्, न, अभिजानाति, लोकः, माम्, अजम्, अव्ययम्.

**व्युत्पत्तिसमासाः**—प्रकर्षेण काशते इति प्रकाशः । सम्यग् आवृत इति समावृतः, योगो गुणानां युक्तिर्घटनं स एव माया इति योगमाया, तया समावृत इति योगमायासमावृतः ।

**અન્વય અને અર્થઃ**—योगमायासमावृतः ગુણોની ઘટના રૂપી યોગમાયાથી ઢંકાયેલો, अहम् હું, सर्वस्य સમસ્ત લોકને, प्रकाशः ઈશ્વરસ્વરૂપે પ્રકટ, न નથી, (તેથી) मूढः મુગ્ધ

---

१ चित्सुखस्वरूपे आत्मनि कथं मायावृतत्वं मतं-
मार्तण्डस्तमसा स्थित किमहो किं त्वासरेण पश्यताम् ॥
अज्ञानेन विधीयते जलमुचेवाच्छन्नदृक् द्विधा
विक्षेपावरणाभिधं मुनिवरैर्मोहस्य शक्तिद्वयम् ॥ टिप्पणिकायाम् ॥

ચૈતન્ય જ્ઞાન અને સુખરૂપ આત્મા કેમ માયાવડે આવૃત-ઢંકાયલો કેમ થાય ? શું સૂર્ય અંધકારથી ઢંકાય છે ? કિંતુ જેમ વાદળાંઓથી ઢંકાયલો સૂર્ય દેખાતો નથી તેમ તે જોનારાઓના અજ્ઞાનવડે જ આવૃત-ઢંકાયલો જણાય છે એ બે પ્રકાર જેમ કહેવામાં આવ્યું છે તેમ તે વિક્ષેપ અને આવરણ નામની મુનિવરે એ મોહની શક્તિઓ કહેલી છે અર્થાત્ તે શક્તિઓથી જ આત્માને મનુષ્ય માયાથી આવૃત થયેલો માને છે.

(એવો), अयम् આ, लोकः લોક, अजम् કદિ જન્મ ન પામતા, (અને) अव्ययम् કદિ નાશ–ક્ષય ન થાય તેવા રૂપે રહેલા એવા, माम् મને, न, अभिजानाति જાણતો નથી.

ભાવાર્થઃ—ગુણોની ઘટનારૂપી યોગમાયાથી આચ્છાદિત અર્થાત્ યોગમાયાથી યુક્ત એવો હું આ સમસ્ત લોકને ઇશ્વરસ્વરૂપે પ્રકટ થતો નથી, એટલે તે મને ઇશ્વરને સ્પષ્ટ રીતે પ્રત્યક્ષ જોઇ શકતા નથી, અને તેથી જ મોહ પામેલો વિવેકશૂન્ય આ લોક અજન્મા અને અવિનાશી એવા મને જરા પણ જાણતો નથી. અર્થાત્ મારા સત્ય સ્વરૂપને મારી માયાને લીધે એ સમજી શકતો નથી. ૨૫.

અવતરણિકાઃ—" અજ્ઞાનયુક્ત આ લોક યોગમાયાવડે ઢંકાયેલા એવા મને જાણતો નથી અને તે યોગમાયા મારીજ હોવાથી માયાના અધિપતિ અને સર્વેશ્વર એવા મને કોઇપણ રીતે તે અજ્ઞાનરહિત કરી શકતી નથી, કારણકે જેવી રીતે બીજા કોઈપણ માયાજાલથી રમનારને માયા જ્ઞાન છે, તેવીજ રીતે એ માયા મારા જ્ઞાનસ્વરૂપ હોવાથી મારા જ્ઞાનને કોઈ પણ રીતે બાધ કરી શકતી નથી, તેથી હું તો સંપૂર્ણ ત્રિકાલાબાધિત જ્ઞાનથી યુક્ત છું અને સર્વલોક અજ્ઞાનયુક્ત છે એમા કાંઈ પણ સંશય નથી " એમ ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ॥
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥२६॥

पदच्छेदः—वेद, अहम्, समतीतानि, वर्तमानानि, च, अर्जुन, भविष्याणि, च, भूतानि, माम्, तु, वेद, न, कश्चन.

व्युत्पत्तिसमासाः—सम्र सम्यक् अतीतानि इति समतीतानि, तानि। वर्तन्ते तानि वर्तमानानि, तानि। भविष्यन्ति तानि भविष्याणि, तानि।

અન્વય અને અર્થઃ—अर्जुन હે અર્જુન! समतीतानि ભૂતકાલમા થઈ ગયેલા, च અને, वर्तमानानि ચાલુ સમયમા રહેલા, च અને, भविष्याणि ભવિષ્યમાં થવાના, (એટલે ત્રણે કાલના) भूतानि સ્થાવર જગમ બધા ભૂતોને, अहम् હુ, वेद જાણું છુ, (પરતુ) कश्चन કોઈ, तु પણ, माम् મને, न, वेद જાણતો નથી

ભાવાર્થઃ—હે અર્જુન! ભૂતકાલમાં થઇ ગએલા, ચાલુ વર્તમાન સમયમા રહેલા, તેમજ ભવિષ્યમા થનારાં સર્વ પ્રાણિમાત્રને હુ જાણુ છુ, પરતુ તેમાંનુ કોઈ પણ મને જાણતું નથી. ૨૬.

અવતરણિકા—"ત્યારે ઉત્પન્ન થતા પ્રાણિમાત્ર આપના સત્ય સ્વરૂપને કયા કારણને લીધે જાણતા નથી?" એવી અર્જુનની શકાના સમાધાનમા ભગવાન્ જણાવે છે

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ॥
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥ २७ ॥

પદચ્છેદઃ—इच्छाद्वेषसमुत्थेन, द्वन्द्वमोहेन, भारत, सर्वभूतानि, समोहम्, सर्गे, यान्ति, परंतप.

व्युत्पत्तिसमासाः—इच्छा च द्वेषश्च इच्छाद्वेषौ, इच्छाद्वेषाभ्या समुत्तिष्ठतीति इच्छाद्वेषसमुत्थ, तेन इच्छाद्वेषसमुत्थेन । द्वौ द्वौ सह अभिव्यज्येते येषु तानि द्वन्द्वानि, द्वन्द्वाना मोह द्वन्द्वमोह, तेन द्वन्द्वमोहेन। सर्वाणि च तानि भूतानि इति सर्वभूतानि। सम्यग् मोह इति समोह, तम् समोहम्। सृज्यन्ते भूतानि अस्मिन्निति सर्ग, तस्मिन् । पर तापयतीति परतप, तत्सबुद्धौ परतप ।

અન્વય અને અર્થઃ—भारत હે ભારત! परंतप હે શત્રુ-ઓને તપાવનાર અર્જુન! इच्छाद्वेषसमुत्थेन ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા, द्वन्द्वमोहेन (શીત, ઉષ્ણ, સુખ, દુઃખ ઇત્યાદિ) દ્વન્દ્વથી થયેલા અવિવેક વડે, सर्वभूतानि સર્વ પ્રાણિઓ, सर्गे (સ્થૂલ દેહની) ઉત્પત્તિ વખતે, संमोहम् વિવેકની હીનતાને, यान्ति પામે છે.

ભાવાર્થઃ—હે ભરતવંશમાં ઉત્પન્ન થએલા અને શત્રુઓને તપાવનાર અર્જુન! ઇચ્છા અને દ્વેષથી ઉત્પન્ન થતા સુખદુઃખાદિ દ્વન્દ્વથી થએલ અવિવેક વડે, સર્વ પ્રાણિઓ સ્થૂલ દેહની ઉત્પત્તિ-ના સમયે વિવેકની હીનતાને અર્થાત્ વિવેકાંધતાને પામે છે, અને તેથી મને જાણી શકતાં નથી. અર્થાત્ દ્વન્દ્વથી મોહ પામેલાં મનુષ્યો વિવેકની શૂન્યતાને અંગે અજ્ઞાનતાથી મારા સ્વરૂપને સમજી શકતાં નથી. ૨૭.

અવતરણિકાઃ—"ત્યારે સુખદુઃખાદિ દ્વન્દ્વના મોહથી રહિત થઇને શાસ્ત્રરીતિ પ્રમાણે આત્મભાવથી આપને કોણ ભજે છે?" એવા પ્રશ્નના ઉત્તરમાં ભગવાન્ કહે છે.

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ॥
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥२८॥

पदच्छेदः—येषाम्, तु, अन्तगतम्, पापम्, जनानाम्, पुण्यकर्मणाम्, ते, द्वन्द्वमोहनिर्मुक्ताः, भजन्ते, माम्, दृढव्रताः।

व्युत्पत्तिसमासाः—अन्तं गतम् इति अन्तगतम्। पुण्यानि कर्माणि येषां ते पुण्यकर्माणः, तेषाम् पुण्यकर्मणाम्। द्वन्द्वैः मोहः इति

द्वन्द्वमोह, तेन नितान्त मुक्ता इति द्वन्द्वमोहनिर्मुक्ता । दृढानि व्रतानि येषा ते दृढव्रता ।

અન્વય અને અર્થઃ–येषाम् જે, पुण्यकर्मणाम् શુભ કર્મવાળા, जनानाम् મનુષ્યોનુ. पापम् પાપ, अन्तगतम् નાશ પામેલુ છે, ते તેઓ, द्वन्द्वमोहनिर्मुक्ता સુખ–દુ ખાદિ દ્વન્દ્વથી ઉત્પન્ન થતા અવિવેકથી મુક્ત, ( અને ) दृढव्रता દૃઢ સંકલ્પ વાળા થયા થકા, माम् મને, भजन्ते ભજે છે

ભાવાર્થઃ—જે પુણ્યશાળી મનુષ્યોનુ પાપ નાશ પામી ગયુ છે તેવા મનુષ્યો દ્વન્દ્વથી ઉત્પન્ન થતા અવિવેકથી રહિત થઇ જાય છે અને પછી દૃઢ સંકલ્પવાળા થઇને તેઓ મને ભજે છે અર્થાત્ તેવા પાપરહિત મનુષ્યો પછી દ્વન્દ્વોને જીતીને દૃઢતાથી મારા સ્વરૂપને સમજી મને ભજે છે અને પરમ ગતિને પામે છે ૨૮.

અવતરણિકાઃ—' તે પુણ્યશીલ મનુષ્યો આપને ભજે છે, પણ કયા હેતુથી તેઓ આપની સેવા કરે છે?" એવી અર્જુનની જિજ્ઞાસા પૂર્ણ કરવાના હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે કહે છે

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ॥
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥२९॥

पदच्छेदः—जरामरणमोक्षाय, माम्, आश्रित्य, यतन्ति, ये, ते, ब्रह्म, तत्, विदुः, कृत्स्नम्, अध्यात्मम्, कर्म, च, अखिलम्.

व्युत्पत्तिसमासाः—जरा च मरण च जरामरणे, ताभ्या मोक्ष इति जरामरणमोक्ष तस्मै जरामरणमोक्षाय । आ समन्तात् श्रित्वा

इति आश्रित्य। आत्मनि अधि इति अध्यातमम्, तत्। न खिलम् अखिलम्, तत्।

**અન્વય અને અર્થ:**—ये જેઓ, जरामरणमोक्षाय વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ બન્નેમાંથી મુકત થવા માટે, माम् મારો, आश्रित्य આશ્રય કરીને, (મને પ્રાપ્ત થવા માટે) यतन्ति પ્રયત્ન કરે છે, ते તેઓ, तत् તે, ब्रह्म સૌથી પર–શ્રેષ્ઠ બ્રહ્મને, कृत्स्नम् સર્વ, अध्यात्मम् આત્મા સંબંધી જ્ઞાનને, च અને, (તેના સાધનરૂપ) अखिलम् સમસ્ત, कर्म કર્મને, विदुः જાણે છે.

**ભાવાર્થ:**—વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ બન્નેમાંથી મુકત થવા માટે મારો આશ્રય કરીને જેઓ મને પ્રાપ્ત થવા માટે અથવા મારા સ્વરૂપને સમજવા માટે પ્રયત્ન કરે છે તેઓ તે સૌથી–શ્રેષ્ઠ બ્રહ્મને અર્થાત્ પરમાત્માને, આત્મા સંબંધી સંપૂર્ણ જ્ઞાનને, અને આત્મપ્રાપ્તિના સાધનરૂપ સમસ્ત કર્મને જાણે છે અર્થાત્ તે સર્વ વસ્તુમાત્રને જાણીને અંતે મારા સ્વરૂપને પામે છે. ૨૯.

અવતરણિકા:—"આ પ્રમાણે આપના સત્સ્વરૂપ વગેરેને જાણવા છતા પણ મનુષ્યનુ મરણ થવાનો સભવ છે, તો પછી અન્તમા આપનુ વિસ્મરણ થતા તેઓ કેવી રીતે સસારમાથી મુકત થઈ શકે?" એ પ્રશ્નનો ઉત્તર ભગવાન્ શ્રીકૃષ્ણ નીચેના શ્લોકમા આપે છે

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ॥
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

पदच्छेदः—साधिभूताधिदैवम्, माम्, साधियज्ञम्, च, ये, विदुः, प्रयाणकाले, अपि, च, माम्, ते, विदुः, युक्तचेतसः.

व्युत्पत्तिसमासाः—भूतानि अधिकृत्य भवति इति अधिभूतम्, दैवम् अधिकृत्य भवति इति अधिदैवम्, अधिभूतं च अधिदैवं च एतयोः समाहारः अधिभूताधिदैवम्, अधिभूताधिदैवेन सह वर्त्तते इति साधिभूताधिदैवः, तम् साधिभूताधिदैवम् । यज्ञम् अधिकृत्य भवति इति अधियज्ञम्, अधियज्ञेन सह वर्त्तते इति साधियज्ञः, तम् । प्रकर्षेण यानम् इति प्रयाणम्, प्रयाणस्य कालः इति प्रयाणकालः, तस्मिन् प्रयाणकाले । युक्तानि चेतांसि येषां ते युक्तचेतसः ।

અન્વય અને અર્થ:—ये જેઓ, माम् મને, साधिभूताधिदैवम् અધિભૂત તેમ અધિદૈવ સહિત, च અને, साधियज्ञम् અધિયજ્ઞ વડે યુક્ત એવો विदुः જાણે છે, ते તેઓ, प्रयाणकाले મરણ વખતે, अपि પણ, च વળી, युक्तचेतसः સાવધાન-એકાગ્ર ચિત્તવાળા થયા થકા, माम् મને, विदुः જાણે છે.

ભાવાર્થ:—'અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞસહિત હુંછું' એ પ્રમાણે જેઓ મને જાણે છે, તેઓ મરણ વખતે પણ સાવધાન ચિત્તવાળા થઈને તેવી જ રીતનો મને જાણે છે, અને તેથી તેમને મોક્ષપ્રાપ્તિ થવામાં કોઈપણ જાતનો સન્દેહ રહેતો નથી. અર્થાત્ સાધિભૂતાદિ પદાર્થરૂપ પરબ્રહ્મ તેમને મૂલથી જ સ્પષ્ટ જણાતું હોવાથી ઉત્તરોત્તર મારા સ્વરૂપને સમજતાં અભ્યાસને લીધે તે જ્ઞાન મરણસમયમાં પણ રહેતાં તે સમયે પણ મારા સ્વરૂપનુ જ્ઞાન પ્રાપ્ત કરી તેઓ મને પામે છે એમ તું માન. ૩૦.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीतसान्वयबोधिन्यां गुर्जरटीकायां ज्ञानविज्ञानयोगो नाम सप्तमोऽध्यायः ।

---

# अष्टमोऽध्यायः ।



અવતરણિકાઃ—સાતમા અધ્યાયના અન્તમાં ભગવાન્ શ્રીકૃષ્ણે "તે બ્રહ્મ તદ્વિદુઃ કૃત્સ્નમ્" એ દોઢ શ્લોકથી બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત, અધિદૈવ, અને અધિયજ્ઞ તરીકે આ દેહમાં કેવી રીતે કોણ છે ? અને પ્રયાણ સમયમાં—દેહ ત્યાગવાના સમયમાં જેમણે સ્વાત્મસંયમ કરેલ છે તેઓ વડે તમે કેવી રીતે જાણી શકાઓ છો ? ઇત્યાદિ સાતે પદાર્થોને મારો આશ્રય કરી રહેલા માગ ભક્તો મારી રીતે જાણે છે" એ પ્રમાણે સર્વ કહેલુ તે સાતે પદાર્થોનુ તત્ત્વ જાણવાની ઇચ્છાથી અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણને નીચે પ્રમાણે પ્રશ્ન પૂછે છે.

अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ॥
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥
अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ॥
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥

पदच्छेदः—किम्, तत्, ब्रह्म, किम्, अध्यात्मम्, किम्, कर्म, पुरुषोत्तम, अधिभूतम्, च, किम्, प्रोक्तम्, अधिदैवम्, किम्, उच्यते; अधियज्ञः, कथम्, कः, अत्र, देहे, अस्मिन्, मधुसूदन, प्रयाणकाले, च, कथं, ज्ञेयः, असि, नियतात्मभिः.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण उक्तम् इति प्रोक्तम् । नितान्तं यताः इति नियताः, नियताः आत्मानः येषां ते नियतात्मानः, तैः नियतात्मभिः । ज्ञातुं योग्यः इति ज्ञेयः ।

**અન્વય અને અર્થઃ**—पुरुषोत्तम હે પુરુષશ્રેષ્ઠ[1] (૧) तत् તે, ब्रह्म બ્રહ્મ, किम् શુ ? (૨) अध्यात्मम् અધ્યાત્મ, किम् શુ ? (૩) कर्म કર્મ, किम् શુ ? च અને, (૪) अधिभूतम् અધિભૂત, किम् શુ ? प्रोक्तम् કહેવાય છે, (અને) (૫) अधिदैवम् અધિદૈવ, (પણ) किम् શુ, उच्यते કહેવાય છે ? मधुसूदन હે મધુસૂદન, (૬) अत्र આ, देहे શરીરમા, अधियज्ञ અધિયજ્ઞ, कथम् કેવી રીતે, क કોણ છે ? च અને, (૭) प्रयाणकाले પ્રાણોત્ક્રમણ સમયે, *नियतात्मभि* નિગ્રહીત ચિત્તવાળાઓ વડે, (આપ) अस्मिन् આ શરીરમા, कथ કેવી રીતે, ज्ञेय જાણવા યોગ્ય, असि છો ? (એ પ્રમાણે અર્જુને ભગવાન્ શ્રીકૃષ્ણને એ સાત પ્રશ્નો કર્યા છે.)

**ભાવાર્થઃ**—"હે પુરુષશ્રેષ્ઠ ! આગળ આપ જે કહી ગયા તે બ્રહ્મ એટલે શુ ? અધ્યાત્મ એટલે શુ ? કર્મ એટલે શુ ? તેમજ અધિભૂત અને અધિદૈવ કોને કહેવામા આવે છે ? વળી હે મધુસૂદન ! અધિયજ્ઞ વિગેરે સજ્ઞાઓ આ શરીરમા કોને આપી શકાય, અને તે અધિયજ્ઞ તરીકે આ શરીરમા કેવી રીતે કોણ રહી શકે છે ? અર્થાત્ તેનું કેવી રીતે ચિન્તન થઈ શકે ? તેમજ મૃત્યુ વખતે નિગ્રહીતચિત્તવાળાઓ યોગીઓ આપને આ શરીરમા કેવી રીતે જાણી શકે છે ? અર્થાત્ મારા આ સાતે પ્રશ્નોનો યોગ્ય ઉત્તર આપી એ વિષયનુ મારુ અજ્ઞાન દૂર કરવાની આપ મારા પર કૃપા કરો ૧-૨

અવતરણિકા—એ પ્રમાણે અર્જુને પૂછેલા સાત પ્રશ્નોમાના પ્રથમના ત્રણ પ્રશ્નોનો ઉત્તર ભગવાન્ શ્રીકૃષ્ણ આ શ્લોકમા આપે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે—

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ॥
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥

पदच्छेदः—अक्षरम्, ब्रह्म, परमम्, स्वभावः, अध्यात्मम्, उच्यते, भूतभावोद्भवकरः, विसर्गः, कर्मसंज्ञितः.

व्युत्पत्तिसमासाः—न क्षरतीति अक्षरम् । स्वस्य ब्रह्मणः एव अंशतो जीवरूपेण भवः इति स्वभाव । आत्मनि अधिकृत्य भवतीति अध्यात्मम् । उत्कृष्टत्वेन भवः भवनम् उद्भव', भूताना भावः भूतभावः, तस्य उद्भवः इति भूतभावोद्भव', तं करोतीति भूतभावोद्भवकरः । कर्मणा संज्ञित इति कर्मसज्ञितः ।

અન્વય અને અર્થઃ—अक्षरम् જેનો કદિ વિનાશ ન થાય તેવું, (જે છે તે) परमम् શ્રેષ્ઠ, ब्रह्म બ્રહ્મ છે, स्वभावः આત્મા અને શરીરરૂપે વ્યાપ્ત થઇને, પ્રત્યેક પદાર્થમા ફેલાએલ અને અંતે બ્રહ્મસ્વરૂપ કરનાર જે વસ્તુ તે, अध्यात्मम् અધ્યાત્મ, उच्यते કહેવાય છે, भूतभावोद्भवकरः પ્રાણિઓની ઉત્પત્તિ અને વિશેષ વૃદ્ધિ કરનાર, विसर्गः દેવતાના ઉદ્દેશથી દ્રવ્યત્યાગરૂપી જે યજ્ઞ તે, कर्मसंज्ञितः કર્મ શબ્દ વડે વાચ્ય છે એટલે કર્મ શબ્દ વડે કહેવામાં આવે છે.

ભાવાર્થઃ—જે સદા અવિનાશી છે એટલે જેનો કદી નાશ થતો નથી તે "પરબ્રહ્મ" કહેવાય છે, આત્મા, શ્રવણાદિ ઇન્દ્રિયોના સમૂહમાં 'અહમ્' ભાવથી ભાવિત હોય છે, તેવા ભાવને

૧ ક્ષર, અક્ષર, ઉત્તમપુરુષ વિગેરેનુ પદરમા અધ્યાયમા વિસ્તારથી વર્ણન કરાશે

અદૃશ્ય કરીને પોતાના મૂલ સ્વરૂપનું તેને ભાન કરાવવું અર્થાત સ્વભાવને પ્રાપ્ત કરાવવો તેનું નામ "અધ્યાત્મ" કહેવાય છે તથા પ્રાણિઓની ઉત્પત્તિ અને વિશેષ વૃદ્ધિ કરનાર દેવતાઓને ઉદ્દેશીને જે દ્રવ્યબલિ ઈત્યાદિનો ત્યાગ કરવો તે રૂપી જે યજ્ઞ તે 'કર્મ' એ પ્રમાણે કહેવાય છે. ૩.

અવતરણિકાઃ—બીજા ત્રણ પ્રશ્નોનો ઉત્તર ભગવાન્ આ શ્લોકમા આપે છે

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ॥
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥ ४ ॥

**पदच्छेदः**—अधिभूतम्, क्षरः, भावः, पुरुषः, च, अधिदैवतम्, अधियज्ञः, अहम्, एव, अत्र, देहे, देहभृताम्, वर.

**व्युत्पत्तिसमासाः**—भूतानि अधिकृत्य भवतीति अधिभूतम्। क्षरति इति क्षरः। पूर्णमनेन सर्वम् इति वा पुरि शेते इति पुरुषः—आदित्यान्तर्गतो हिरण्यगर्भः सर्वप्राणिकरणानुग्राहकः। दैवतानि आदित्यादीनि अधिकृत्य चक्षुरादिकरणानि अनुगृह्णाति इति अधिदैवतम्। यज्ञम् अधिकृत्य भवतीति अधियज्ञः। देहान् बिभ्रति ते देहभृतः, तेषां देहभृताम्। नियते इति वरः, तत्संबुद्धौ वर।

**અન્વય અને અર્થઃ**—देहभृताम् પ્રાણિઓમાં, वर શ્રેષ્ઠ એવા હે અર્જુન! क्षरः નશ્વર, भावः ભાવ—દેહાદિ પદાર્થ, अधिभूतम् અધિભૂત કહેવાય છે, च અને, पुरुषः ભગવાન્ સૂર્યનારાયણની અંદર રહેલ હિરણ્યગર્ભ—બ્રહ્મા, બધાં પ્રાણિઓની ઇંદ્રિયોના પોષક હોઈને, अधिदैवतम् અધિદૈવત કહેવાય છે,

( અને ) अत्र આ, देहे શરીરમાં, अधियज्ञः અધિયજ્ઞ–યજ્ઞાભિમાની વિષ્ણુ–દેવતા અર્થાત્ યજ્ઞાદિકર્મપ્રવર્તક અને ફલદાતા, अहम् હું, एव જ ( છું. )

ભાવાર્થ:—પ્રાણિઓમાં શ્રેષ્ઠ એવા હે અર્જુન! વિનાશી ભાવવાળા દેહાદિ જે પદાર્થ તે અધિભૂત છે, સૂર્યનારાયણમાં રહેલ હિરણ્યગર્ભ જે બ્રહ્મા છે તે અધિદૈવત કહેવાય છે અને આ શરીરમાં યજ્ઞાભિમાની વિષ્ણુદેવતા કે જે યજ્ઞાદિ કર્મના પ્રવર્તક અને ફલદાતા છે તે અધિયજ્ઞ હું જ છું. ૪.

અવતરણિકા:—આ પ્રમાણે અર્જુનના ૭ પ્રશ્નોનો ઉત્તર આપીને ભગવાન્ શ્રીકૃષ્ણ હવે તેના સાતમા પ્રશ્નનો ઉત્તર આપે છે.

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ॥
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ॥५॥

पदच्छेदः—अन्तकाले, च, माम्, एव, स्मरन्, मुक्त्वा, कलेवरम्, यः, प्रयाति, सः, मद्भावम्, याति, नास्ति, अत्र, संशयः.

व्युत्पत्तिसमासाः—अन्तस्य कालः अन्तकालः, तस्मिन् अन्तकाले । स्मरतीति स्मरन् । प्रकर्षेण याति इति प्रयाति । मम भावः इति मद्भावः, तं मद्भावम् ।

---

१ वेदान्तविज्ञानसुनिश्चितार्था संन्यासयोगाद्यतयः शुद्धसत्वाः ।
ते ब्रह्मलोके तु परांतकाले परामृतात्परिमुच्यन्ति सर्वे ॥ श्रुतिः ॥

વેદાન્ત શાસ્ત્રના શ્રવણાદિવડે મેળવેલા વિજ્ઞાનવડે જેમણે પોતાનો અર્થ–બ્રહ્મપ્રાપ્તિરૂપ નિશ્ચય કરેલો છે અને સન્યાસના યોગ વડે જેમનું સત્વ–સ્વરૂપાનુભવ શુદ્ધ થએલ છે એવા યતિઓ અંતકાળ વખતે જ્ઞાનરૂપી પરમ અમૃતપાનથી સર્વ કર્મથી મુક્ત થયા થકા બ્રહ્મલોકરૂપી મનોજ્ઞ પામે છે.

અન્વય અને અર્થઃ—च વળી, यः જે પુરુષ, अन्तकाले મરણુસમયે, माम् મને, एव જ स्मरन् યાદ કરતો થકો, कलेवरम् શરીરને, मुक्त्वा છોડીને, प्रयाति અર્ચિરાદિ યોગિગમ્ય માર્ગથી જાય છે, सः તે, मद्भावम् મારા ભાવને, याति પામે છે, अत्र એ વિષયમાં, संशयः સંશય, न, अस्ति નથી.

ભાવાર્થઃ—જે પુરુષ મરણુસમયે ઉપરોક્ત લક્ષણુવાળો અંન્તર્યામી અને પરમેશ્વર એવો જેહુ તેનુ સ્મરણુ કરતો આ શરીરને છોડી અર્ચિરાદિ માર્ગથી જાય છે તે અવશ્ય મારા ભાવને–મારા સ્વરૂપને–પામે છે, એમા કંઈ પણુ સંશય નથી. અર્થાત્ અંતકાલમાં મારુ ચિંત્વન કરવાથી મનુષ્ય અવશ્ય સદ્ગતિને પામે છે એમા સંશય નથી. ૫.

અવતરણિકા —"મનુષ્ય મૃત્યુસમયે માત્ર મારુ(ઈશ્વરનુ) જ સ્મરણુ કરવાથી જેમ મારા સ્વરૂપને પામે છે તેજ પ્રમાણે મૃત્યુ સમયે જે જે વિષયનુ તે પ્રાણી ચિન્તન કરે છે તે તે ભાવને તે પામે છે," એમ ભગવાન્ શ્રીકૃષ્ણુ અર્જુનને કહે છે

यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ॥
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥ ६ ॥

पदच्छेदः—यम्, यम्, वा, अपि, स्मरन्, भावम्, त्यजाति, अन्ते, कलेवरम्, तम्, तम्, एव, एति, कौन्तेय, सदा, तद्भावभावितः.

व्युत्पत्तिसमासाः—स्मरतीति स्मरन्। तस्य भाव इति तद्भाव, तेन भावित इति तद्भावभावित ।

**અન્વય અને અર્થઃ**—कौन्तेय હે કુંતીપુત્ર અર્જુન ! वा અથવા, ( મનુષ્ય ) यम् જે, यम् જે, भावम् ભાવને, स्मरन् સ્મરણ કરતો, अपि પણ, अन्ते અન્તકાલમાં, कलेवरम् શરીરને, त्यजति છોડી જાય છે, (તે મનુષ્ય) सदा નિરંતર, तद्भावभावितः તે ભાવથી ભાવનાયુક્ત કરાયલો થકો, तम्, तम्, તે તે ભાવને, एव જ, एति પામે છે.

**ભાવાર્થઃ**—હે કૌન્તેય! અથવા મનુષ્ય મૃત્યુસમયે જે કોઈ પણ ભાવનું સ્મરણ કરતો શરીરનો ત્યાગ કરે છે, તે તેજ ભાવને પામે છે, કારણ કે તે નિરંતર તેવી ભાવનાથી જ ભાવિત હોય છે. અર્થાત્ જે ભાવના મનુષ્યને પોતાના જીવનમાં મુખ્ય તરીકે રહી હોય છે તે જ સંસ્કારપ્રાબલ્યથી મૃત્યુસમયમાં પણ પ્રાધાન્યતઃ ઉપસ્થિત થાય છે, અને તેમાં જોડાએલા ચિત્તવાળો અવશ્ય તે ભાવને મેળવે છે, એટલે મારી ભાવનાવાળો મનુષ્ય મને અને અન્યભાવનાવાળો તે અન્ય સ્વરૂપને પ્રાપ્ત થાય છે. ૬.

**અવતરણિકાઃ**—"પૂર્વસ્મરણના અભ્યાસથી ઉત્પન્ન થએલી અન્ત્ય ભાવના, બીજા દેહની પ્રાપ્તિમા કારણ હોવાથી મનુષ્યોનુ આવશ્યક કર્ત્તવ્ય શું છે" તેનો સ્પષ્ટ ઉલ્લેખ અર્જુનને ઉદ્દેશીને ભગવાન્ સ્પષ્ટ કરે છે.

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युध्य च ॥
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयः ॥ ७ ॥

**पदच्छेदः**—तस्मात्, सर्वेषु, कालेषु, माम्, अनुस्मर, युध्य, च, मयि, अर्पितमनोबुद्धिः, माम्, एव, एष्यसि, असंशयः.

**व्युत्पत्तिसमासाः**—मनश्च बुद्धिश्च इति मनोबुद्धी, अर्पिते मनोबुद्धी येन सः अर्पितमनोबुद्धिः । न संशयः इति असंशयः ।

**અન્વય અને અર્થઃ**—तस्मात् તેથી, सर्वेषु બધા, कालेषु વખતમાં, माम् મને, अनुस्मर યાદ કર, च અને, युध्य-युध्यस्व- યુદ્ધ કર,(તેથી) मयि મારામાં, अर्पितमनोबुद्धिः અર્પણ કરેલાં છે મન અને બુદ્ધિ જેણે એવો, (તું) माम् મને, एव જ, एष्यसि પામીશ, असंशयः (એમાં) કાંઈ પણ સંશય નથી.

**ભાવાર્થઃ**—તેથી દરેક વખતે તું મારું જ સ્મરણ કરતો રહે, અને યુદ્ધ કર; તેમ કરવાથી મારામાં જ જેણે મન અને બુદ્ધિ અર્પણ કરેલા છે એવો તું મને જ પામીશ એમાં કાંઈ પણ સંશય નથી. અર્થાત્ તારા કર્તવ્ય કર્મરૂપ યુદ્ધ કરતાં પણ મારું સ્મરણ કરવાથી તારી અધોગતિ થશે નહિ, પણ તું મારા સ્વરૂપને પામીશ, માટે સર્વ વિચારોનો ત્યાગ કરી તું યુદ્ધ કરવા તૈયાર થા. ૭.

અવતરણિકાઃ—ઉપરોક્ત વૃતાન્તનુ જ વિવરણ કરતા "સાવધાન ચિત્તથી અભ્યાસયુક્ત થએલો પુરુષ કઇ ગતિને પામે છે?" તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

**अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ॥**
**परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥ ८ ॥**

**પદચ્છેદઃ**—अभ्यासयोगयुक्तेन, चेतसा, न, अन्यगामिना, परमम्, पुरुषम्, दिव्यम्, याति, पार्थ, अनुचिन्तयन्.

---

* यथा नद्यः स्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान् पुण्यपापे विधूय परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ श्रुति ॥

જેમ નદીઓ વેગથી વહેતી પોતાના નામ અને રૂપને તજીને સમુદ્રમાં અસ્તલય પામી જાય છે તેવી રીતે વિદ્વાન્–બ્રહ્મવિત્–જ્ઞાની પુણ્ય અને પાપને ધોઈ નાખી પોતાના નામરૂપને તજી માયા વિગેરેથી પર એવા દિવ્ય પુરુષ-બ્રહ્મને પામે છે.

**व्युत्पत्तिसमासाः**—अभ्यासः एव योगः इति अभ्यासयोगः, तेन युक्तम् इति अभ्यासयोगयुक्तम्, तेन अभ्यासयोगयुक्तेन। अन्यं गच्छतीति अन्यगामी, तेन अन्यगामिना। दिवि भवः दिव्यः, तम् दिव्यम्। अनु चिन्तयतीति अनुचिन्तयन्।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ! अभ्यासयोगयुक्तेन અભ્યાસ એટલે હું જે ચિત્તસમર્પણ કરવાનું કેન્દ્ર છું તેમાં જ સમાન પ્રતીતિ કરી, અન્ય પ્રતીતિઓને અટકાવી ચિત્તને એકાગ્ર કરવાના સાધનની જે પુનરાવૃત્તિ–સમાધિ તે રૂપી જ યોગવડે એકાગ્ર થયેલા, ( અને ) न, अन्यगामिना વિષયાન્તરમાં જવાની જેની પ્રકૃતિ નથી એવા, चेतसा ચિત્ત વડે, अनुचिन्तयन् અનુચિન્તન કરતો, ( મનુષ્ય ) परमम् નિરતિશય–પૂર્ણ, (અને) दिव्यम् દ્યોતનાત્મક સૂર્ય–મંડલમાં રહેલા, पुरुषम् પુરુષને, याति પામે છે.

**ભાવાર્થઃ**—હે પાર્થ ! હું જે ચિત્તસમર્પણ કરવાનું કેન્દ્ર છું તેમાંજ સમાન પ્રતીતિ કરાવી અન્ય પ્રતીતિઓને અટકાવનાર ચિત્તની એકાગ્રતાના સાધનની પુનરાવૃત્તિરૂપ જે અભ્યાસ તે રૂપી યોગ–સમાધિ–વડે જ એકાગ્ર થએલા અને વિષયાન્તર તરફ જવાની જેની પ્રકૃતિ નથી એવા દૃઢ ચિત્ત વડે શાસ્ત્ર, આચાર્ય ઇત્યાદિના ઉપદેશોનું ચિન્તન કરતો મનુષ્ય પરિપૂર્ણ અને સૂર્યમંડલમાં રહેલા એવા પરમ પુરુષને પામે છે. અર્થાત્ અભ્યાસથી ચિત્તની એકાગ્રતા સાધી તેને સાવધાન રાખી વિચાર કરનાર મનુષ્ય જ પરમ તત્ત્વને મેળવવા સમર્થ થાય છે. ૮.

**અવતરણિકાઃ**—ફરી પણ ઉપરોક્ત અનુચિન્તનીય અને યોગિઓ વડે પ્રાપ્ત થવા યોગ્ય પુરુષનું જ વર્ણન કરતા તે પરમ પુરુષના ચિંતનમા

જ્યારે વિશેષ પ્રયત્ન કરવો અને તે કેવી રીતે કરવો તે સર્વ ઉપાસનાના સાધન-સમૃદ્ધનુ કથન કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

कविं पुराणमनुशासितार-
मणोरणीयांसमनुस्मरेद्यः ॥
सर्वस्य धातारमचिंत्यरूप-
मादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥
प्रयाणकाले मनसाऽचलेन
भक्त्या युक्तो योगबलेन चैव ॥
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स तं परं पुरुषमुपैति दिव्यम् ॥ १० ॥

पदच्छेदः—कविम्, पुराणम्, अनुशासितारम्, अणोः, अणीयासम्, अनुस्मरेत्, यः, सर्वस्य, धातारम्, अचिन्त्यरूपम्, आदित्यवर्णम्, तमसः, परस्तात्; प्रयाणकाले, मनसा, अचलेन, भक्त्या, युक्तः, योगबलेन, च, एव, भ्रुवोः, मध्ये, प्राणम्, आवेश्य, सम्यक्, सः, तम्, परम्, पुरुषम्, उपैति, दिव्यम्.

व्युत्पत्तिसमासाः—कवते इति कवि, तम्। पुरा नव इति पुराण, तम् पुराणम्। अनुशास्तीति अनुशासिता, तम् अनुशासितारम्। अतिशयेन अणु इति अणीयान्, तम् अणीयासम्। दधाति इति धाता, त धातारम्। चिन्तितु योग्यम् इति चिन्त्यम्, न चिन्त्यम् अचिन्त्यम्, अचिन्त्य रूप यस्य स अचिन्त्यरूप, तम् अचिन्त्यरूपम्। अदिते

अपत्यं पुमान् आदित्यः, आदित्येन तुल्यः इति आदित्यवत्, आदित्यवत्–स्वपरप्रकाशकात्मको–वर्णो यस्य सः आदित्यवर्णः, तम् आदित्यवर्णम्। प्रयाणस्य कालः प्रयाणकालः, तस्मिन् प्रयाणकाले। चलतीति चलम्, न चलम् अचलम्, तेन अचलेन। योगस्य बलम् इति योगबलम्, तेन योगबलेन। प्रकर्षेण अनिति जीवति अनेन इति प्राणः, तं प्राणम्।

**અન્વય અને અર્થઃ**—यः જે મનુષ્ય, कविम् સર્વજ્ઞ, पुराणम् ચિરન્તન, अनुशासितारम् સર્વનું શાસન કરનાર, अणोः સૂક્ષ્મથી, (પણ) अणीयांसम् સૂક્ષ્મ, सर्वस्य બધાંના, धातारम् (જૂદાં જૂદા સ્વરૂપથી પ્રાણિઓને વિભાગ પ્રમાણે પોષણ આપીને) ધારણ કરનાર, अचिन्त्यरूपम् કોઈ પણ પ્રકારનું વ્યષ્ટિ રૂપ ન હોઇને કોઇથી પણ ચિન્તન ન કરી શકાય તેવા, आदित्यवर्णम् સૂર્યની માફક નિત્યચૈતન્ય પ્રકાશ, (અને) तमसः અંધકારથી, परस्तात् દૂર, (એવા પરમ–પુરુષનું) प्रयाणकाले મરણ વખતે, अचलेन સ્ફુરણારહિત, मनसा મન વડે, भक्त्या ભક્તિથી, युक्तः યુક્ત, (થઈને) च અને, योगबलेन સમાધિજન્ય સંસ્કાર કલાપથી થતી ચિત્તની સ્થિરતારૂપી લક્ષણવાળું જે યોગબલ તે વડે પણ યુક્ત થઈને અર્થાત્ પહેલાં હૃદયકમળમાં ચિત્તને વશ કરીને, ત્યાર પછી ઉપર જતી નાડી વડે, પૃથ્વ્યાદિ પંચમહાભૂતોને વશ કરવાના અનુક્રમે, एव જ, भ्रुवोः બે ભ્રમરની, मध्ये વચ્ચે, प्राणम् પ્રાણને, सम्यक् સારી રીતે–બરોબર, आवेश्य સ્થાપીને, अनुस्मरेत् સ્મરણ કરે છે, सः તે યોગી, तम् તે, परम् સૌથી શ્રેષ્ઠ, (અને) दिव्यम् પ્રકાશાત્મક, (એવા) पुरुषम् પુરુષને, उपैति પામે છે.

**ભાવાર્થઃ**—જે મનુષ્ય સર્વજ્ઞ, ચિરન્તન, સર્વતંત્ર નિયંતા, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ અર્થાત્ આકાશ અને કાળ વગેરેથી પણ સૂક્ષ્મ, બધાં પ્રાણીઓને ધારણ કરનાર, અચિન્ત્યસ્વરૂપ,

આદિત્યની માફક નિત્ય ચૈતન્યપ્રકાશ અને અંધકારથી–અજ્ઞાનથી–સદંતર દૂર એવા જ્ઞાનસ્વરૂપ પરમ પુરૂષનું મરણ વખતે સ્ફુરણારહિત મનવડે, ભક્તિથી તેમજ સમાધિયોગથી બંધાએલા સંસ્કારસમૂહ વડે ઉત્પન્ન થએલી ચિત્તની સ્થિરતારૂપી યોગબલથી યુકત એવો થઈને પહેલાં હૃદય કમલમાં ચિત્તને વશ કરીને, ત્યાર પછી ઉર્ધ્વગામની નાડી વડે પૃથ્વ્યાદિ પંચ મહાભૂતોને નિયમમાં રાખી, બે ભ્રમરની વચ્ચે પ્રાણને ધારણ કરી સ્થિરતાપૂર્વક સ્મરણ કરે છે તે યોગી સૌથી શ્રેષ્ઠ અને પ્રકાશાત્મક દિવ્ય પુરુષ એવા પરમાત્માને પ્રાપ્ત થાય છે. અર્થાત્ એ પ્રમાણે મૃત્યુસમયમાં જે મારામાં એકનિષ્ઠતા રાખી મારુ ચિંતન કરે છે તે મારા સ્વરૂપને પામે છે એમા સંશય નથી. ૯-૧૦

અવતરણિકાઃ—"બ્રહ્મનું ધ્યાન કરીને મહાન્ યોગિઓ તેને પામી શકે છે, પરંતુ તે બ્રહ્મને પ્રાપ્ત કરવા માટે એક મુખ્ય મંત્ર તરીકે નુ શ્રેષ્ઠ છે કે જેથી તેની પ્રાપ્તિ થાય?" એવા અર્જુનના પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે ભગવાન્ શ્રીકૃષ્ણ તે બ્રહ્મની પ્રાપ્તિના મુખ્ય સાધનરૂપ ૐકારનું માહાત્મ્ય નીચેના ત્રણ શ્લોકથી કહે છે

यदक्षरं वेदविदो वदन्ति
विशंति यद्यतयो वीतरागाः ॥
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

---

१ तारो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत् ॥

ૐકાર રૂપી ધનુષ્ય, જીવરૂપી બાણ અને તેનુ લક્ષ્ય બ્રહ્મ કહેવાય છે માટે જેમ બાણ વેધ્ય–લક્ષ્યને જ જોઈ શકે તેમ મનુષ્યે જરાપણ પ્રમત્ત ન બની લક્ષ્યબ્રહ્મને વેધવુ અને તન્મય થવુ.

पदच्छेदः—यत्, अक्षरम्, वेदविदः, वदन्ति, विशन्ति, यत्, यतयः, वीतरागाः, यत्, इच्छन्तः, ब्रह्मचर्यं, चरन्ति, तत्, ते, पदम्, संग्रहेण, प्रवक्ष्ये.

व्युत्पत्तिसमासाः—वेदान् विदन्तीति ते वेदविदः। वीतो रागो येभ्यस्ते वीतरागाः। इच्छन्तीति ते इच्छन्तः। ब्रह्मणि चर्यम् इति ब्रह्मचर्यम्, तत्।

અન્વય અને અર્થઃ—वेदविदः વેદને જાણનારા, यत् જેને, अक्षरम् અવિનાશિ, (એ પ્રમાણે) वदन्ति બોલે છે, वीतरागाः આસકિત-રહિત થયેલા, यतयः યોગીઓ, यत् જેમાં, विशन्ति પ્રવેશ કરે છે, (અને) यत् જેની, इच्छन्तः ઇચ્છા કરનારાઓ, ब्रह्मचर्यम् બ્રહ્મ-ચર્યનું, चरन्ति પાલન કરે છે, तत् તે, पदम् પદ, संग्रहेण સંક્ષિપ્તમાં, ते તને, प्रवक्ष्ये હું કહીશ.

ભાવાર્થઃ—વેદ જાણનારા બ્રાહ્મણો જે પદને અવિનાશિ એ પ્રમાણે ગાય છે, આસકિતરહિત યોગીઓ જે પદમાં પ્રવેશ કરે છે, તેમજ જે પદને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ગુરૂકુલમાં વાસ કરી બ્રહ્મચર્યનું પાલન કરે છે, તે પ્રાપ્ત કરવા યોગ્ય પરમ પદ વિષે હું તને સંક્ષિપ્તમાં કહીશ. (તે તું મારી પાસેથી સાંભળ). ૧૧.

અવતરણિકા—ઉપર કહેવા પ્રમાણે 'તે અવિનાશિ પદને કેવી ક્રિયા દ્વારા પ્રાપ્ત કરવું' તે સંબંધમાં હવે સ્પષ્ટીકરણ કરે છે

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ॥
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥१२॥

**ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ॥**
**यः प्रयाति त्यजन्देहं स याति परमां गतिम् ॥१३॥**

**पदच्छेदः**—सर्वद्वाराणि, संयम्य, मनः, हृदि, निरुध्य, च, मूर्ध्नि, आधाय, आत्मनः, प्राणम्, आस्थितः, योगधारणाम्, ओम्, इति, एकाक्षरम्, ब्रह्म, व्याहरन्, माम्, अनुस्मरन्, यः, प्रयाति, त्यजन्, देहम्, सः, याति, परमाम्, गतिम्.

**व्युत्पत्तिसमासाः**—सर्वाणि च तानि द्वाराणि च सर्वद्वाराणि, तानि सर्वद्वाराणि। सम्यक् यन्त्वा इति सयम्य। नितान्त रुध्वा इति निरुध्य। आ आसमतात् धृत्वा इति आधाय। ध्रियते अनया इति धारणा, योगस्य धारणा इति योगधारणा, ताम् योगधारणाम्। एक च तत् अक्षर च एकाक्षरम्, तत्। विशेषेण आहरतीति व्याहरन्। अनुस्मरतीति अनुस्मरन्। प्रकर्षेण याति इति प्रयाति। त्यजति इति त्यजन्।

**અન્વય અને અર્થઃ**—सर्वद्वाराणि બધી ઇંદ્રિયોના દ્વારોને, सयम्य સારી રીતે નિયમમા રાખીને, च અને, मन મનને, हृदि હૃદયમા, निरुध्य રોકીને, (તેમ) आत्मन પોતાના, प्राणम् પ્રાણને, मूर्ध्नि મસ્તકમા, आधाय ધારણ કરીને, योगधारणाम् આત્મ-વિષય સમાધિરૂપ ધારણામા, आस्थित સ્થિર રહેલો, ૐ ઓંકાર, इति એજ, एकाक्षरम् અદ્વૈત અને અવિનાશિ, (એવા) ब्रह्म બ્રહ્મનુ, व्याहरन् ઉચ્ચારણ કરતો, (અને) माम् મારુ अनुस्मरन् અનુસ્મરણ કરતો, य જે મનુષ્ય, देहम् દેહને, त्यजन् છોડીને, प्रयाति પ્રયાણ કરે છે, स તે, परमाम् સૌથી શ્રેષ્ઠ, गतिम् ગતિને, याति પામે છે

॥ परमा गतिः ॥



ॐ इत्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन् देहं सयाति परमां गतिम् ॥

ભાવાર્થઃ—સર્વ ઈન્દ્રિયોનાં દ્વારોને સારી રીતે નિયમમાં રાખીને, મનને હૃદયકમળમાં રોકીને તેમજ પોતાના પ્રાણને મસ્તકમાં ધારણ કરીને આત્મવિષયક સમાધિયોગની ધારણામાં સ્થિરતાને પ્રાપ્ત કરેલો અને ૐકારરૂપી અદ્વૈત–અવિનાશિ બ્રહ્મનું ઉચ્ચારણ કરતો તેમ મારું નિરંતર ધ્યાન કરતો જે યોગી દેહનો ત્યાગ કરીને અહીંથી પ્રયાણ કરે છે તે સૌથી શ્રેષ્ઠ એવી મારી ગતિ–મારા ભાવ–ને પામે છે, અર્થાત્ મારા સ્વરૂપને પામે છે. ૧૨–૧૩.

અવતરણિકાઃ—આ પ્રમાણે સતત ધ્યાનપરાયણ થઇ રહેનારા પરમ યોગીની અંતકાલની ગતિનું વર્ણન કર્યું, હવે "જેઓ એ પ્રમાણે પ્રાણાયામાદિ ક્રિયાઓની પૂર્ણતાથી રહિત હોય અને ઊર્ધ્વ નાડીથી પ્રાણોત્ક્રમણ કરવા અસમર્થ હોય, પણ કર્મક્ષયથી જ શરીરનો ત્યાગ કરે તેવા આપના ભક્તોની શી ગતિ થાય?" એવી અર્જુનની જિજ્ઞાસાને પૂર્ણ કરવા માટે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ॥
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥१४॥

पदच्छेदः—अनन्यचेताः, सततम्, यः, माम्, स्मरति, नित्यशः, तस्य, अहम्, सुलभः, पार्थ, नित्ययुक्तस्य, योगिनः.

व्युत्पत्तिसमासाः—नास्ति अन्यः विषयः यस्य तत् अनन्यम्, अनन्यम् चेतः यस्य सः अनन्यचेताः । नित्यम् इति नित्यशः । सुखेन लभ्यते इति सुलभः । नित्यं युक्तः इति नित्ययुक्तः, तस्य नित्ययुक्तस्य । योगः अस्य अस्तीति योगी, तस्य योगिनः ।

અન્વય અને અર્થ:—अनन्यचेताः અનન્યચિત્તવાળો, यः જે (પુરુષ), माम् મારું, सततम् નિરંતર, नित्यशः લાંબા વખત સુધી, स्मरति સ્મરણ કરે છે, पार्थ હે પાર્થ! नित्ययुक्तस्य નિત્ય એકાગ્રચિત્તવાળા, तस्य તે, योगिनः યોગીને, अहम् હું, सुलभः સુખથી પ્રાપ્ત થઈ શકું, (છું).

ભાવાર્થ:—અનન્યચિત્તવાળો જે યોગી નિરંતર લાંબા વખત સુધી મારું જ સ્મરણ કરે છે, તે નિત્ય એકાગ્રચિત્તવાળા યોગીને હે પાર્થ! હું સુખથી પ્રાપ્ત થઈ શકું છું. અર્થાત્ તે મને ત્યાર પછી તત્કાળ પ્રાપ્ત થઈ શકે છે. ૧૪.

અવતરણિકા:—"યોગી એ પ્રમાણે આપને સુલભતાથી પ્રાપ્ત થાય તો પછી તેની કેવી સ્થિતિ થાય છે?" એ અર્જુનના માનસિક પ્રશ્નનો ઉત્તર આપતા ભગવાન્ કહે છે

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ॥
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥ १५ ॥

पदच्छेदः—माम्, उपेत्य, पुनर्जन्म, दुःखालयम्, अशाश्वतम्, न, आप्नुवन्ति, महात्मानः, संसिद्धिम्, परमाम्, गताः.

व्युत्पत्तिसमासाः—पुनः जन्म इति पुनर्जन्म, तत्। आलीयन्ते वस्तूनि अस्मिन्निति आलयम्, दुःखानाम् आलयम् इति दुःखालयम्, तत्। न शाश्वतम् इति अशाश्वतम्। सम्यक् सिद्धिः संसिद्धिः, ताम् संसिद्धिम्।

---

१ ब्रह्मणा सह ते सर्वे सम्प्राप्ते प्रतिसंचरे।
परस्यान्ते कृतात्मानः प्रविशन्ति परं पदम्॥

જેમણે આત્મજ્ઞાન પ્રાપ્ત કરેલ છે તે સર્વે જ્યારે બ્રહ્માના દિવસનો અન્ત થતાં પ્રલય થાય છે ત્યારે તે પરમ પુરુષ બ્રહ્મમાં બ્રહ્માની સાથે જ પ્રવેશ કરે છે.

**અન્વય અને અર્થઃ**—महात्मानः યોગીઓ, माम् મને, उपेत्य પ્રાપ્ત થઈને, परमाम् પરમ, सिद्धिम् સિદ્ધિને, गताः પામેલા થકા, दुःखालयम् દુઃખોના ઘરરૂપ, (અને) अशाश्वतम् અવ્યવસ્થિત–નશ્વર–તુચ્છ, (એવા) पुनर्जन्म પુનર્જન્મને, न, आप्नुवन्ति પામતા નથી.

**ભાવાર્થઃ**—એ મારા ભક્ત યોગીઓ પરમ સિદ્ધિને પામીને અર્થાત્ મારા સ્વરૂપને પામીને ત્યારપછી દુઃખોના ઘરરૂપ અને નશ્વર એવા પુનર્જન્મને પામતા નથી. અર્થાત્ તેઓ જન્મમૃત્યુનાં દ્વન્દ્વથી મુક્ત થઈને અવિનાશિ એવા મારા સ્વરૂપમાં અંતર્ગત થઈ જાય છે. ૧૫.

અવતરણિકાઃ—"મારે શરણે નહી આવનાર અને અન્ય દેવતાના ઉપાસકોને તો પુનર્જન્મ અવશ્ય ભોગવવો પડે છે અને મારા ભક્તોને તેમ નથી," એમ શ્રીકૃષ્ણ ભગવાન્ અર્જુનને કહે છે

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ॥
मामुपेत्य तु कौंतेय पुनर्जन्म न विद्यते ॥ १६ ॥

**पदच्छेदः**—आब्रह्मभुवनात्, लोकाः, पुनरावर्तिनः, अर्जुन, माम्, उपेत्य, तु, कौंतेय, पुनर्जन्म, न, विद्यते.

**व्युत्पत्तिसमासाः**—ब्रह्मणः भुवनम् इति ब्रह्मभुवनम्, ब्रह्मभुवनम् आ अभिव्याप्य इति आब्रह्मभुवनम्, तस्मात् आब्रह्मभुवनात् । पुनर्मुहुः आवर्तन्ते (विनाशित्वात्) इति पुनरावर्तिनः ।

**અન્વય અને અર્થઃ**—अर्जुन હે અર્જુન! आब्रह्मभुवनात् બ્રહ્મલોકથી માંડીને, लोकाः સ્વર્ગાદિ સર્વ લોક, पुनरावर्तिनः ફરી

જન્મ પામનારા (છે), तु પણ, कौन्तेय હે કૌન્તેય ! माम् મને, उपेत्य પામીને, (તો) पुनर्जन्म પુનર્જન્મ, न, विद्यते થતો નથી

**ભાવાર્થઃ**—હે અર્જુન ! બ્રહ્મલોકથી માંડીને સ્વર્ગાદિ સર્વ લોક એટલે તેમા રહેનારા સર્વ પ્રાણીઓ તેમના પુણ્યનો ક્ષય થતાં ફરીને જન્મ પામવાના સ્વભાવવાળાં છે, પણ હે કૌન્તેય ! મને પામીને તો કદી પણ તેમનો પુનર્જન્મ થતો નથી. અર્થાત્ મારા સ્વરૂપને પામેલાને ફરી સંસારનો ફેરો રહેતો નથી ૧૬.

અવતરણિકાઃ—"બ્રહ્મલોકસહિત બધા લોક વારંવાર જન્મ લેનાર છે," એ પ્રમાણે જે કહ્યું, તે જ હકીકતને કાલના પરિમાણથી ભગવાન્ પ્રતિપાદિત કરે છે

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ॥
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्रविदो जनाः ॥१७॥

**पदच्छेदः**—सहस्रयुगपर्यन्तम्, अहः, यत्, ब्रह्मणः, विदुः, रात्रिम्, युगसहस्रान्ताम्, ते, अहोरात्रविदः, जनाः.

**व्युत्पत्तिसमासाः**—सहस्राणि च तानि युगानि च सहस्रयुगानि, सहस्रयुगानि पर्यन्तं पर्यवसानं यस्य तत् सहस्रयुगपर्यन्तम्, तत् । युगाना सहस्राणि युगसहस्राणि, तानि अन्तः यस्या सा युग-

---

१ शतायुः शतानन्द एव प्रदिष्टस्तदायुर्महाकल्प इत्युक्तमाद्यैः ।
यतोऽनादिमानेष कालस्ततोऽहं न वद्म्यत्र पद्मोद्भवा ये गतास्तान् ॥
॥ सिद्धान्तशिरोमणौ ॥

એમ બ્રહ્મા સો વરસના કહેલ છે, અને પૂર્વના-આચાર્યોએ તેમનું આયુષ્ય તેજ મહાકલ્પ એમ કહેલ છે, પરંતુ એ કાલ અનાદિ હોવાથી જે બ્રહ્માના વર્ષો ગયા તેને હું જાણતો નથી

सहस्रान्ता, तां युगसहस्रान्ताम् । अहश्च रात्रिश्च इति अहोरात्रम्, अहोरात्रं विदन्तीति ते अहोरात्रविद. ।

**અન્વય અને અર્થઃ**—( જેઓ ) ब्रह्मणः બ્રહ્માનો, यत् જે, सहस्रयुगपर्यन्तम् સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ, એ ચારે યુગના એક હજાર યુગ જેવડા, अह. દિવસને, ( તથા ) युगसहस्रान्ताम् ઉપર પ્રમાણે જ ચારે યુગના એક સહસ્ર યુગ જેવડી, रात्रिम् રાત્રિને, विदुः જાણે છે, ते તેઓ, अहोरात्रविदः દિવસ અને રાત્રિને (યથાર્થ) જાણનાર, जनाः મનુષ્યો ( છે ).

**ભાવાર્થઃ**—બ્રહ્માનો દિવસ સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ, એ ચારે યુગના એક હજાર યુગ જેટલો લાંબો છે, અને રાત્રિ પણ એજ પ્રમાણની છે, એ પ્રમાણે એ બ્રહ્માના દિવસ અને રાત્રિના માનને જેઓ બરાબર રીતે જાણે છે તેઓ જ ખરેખરા રાત્રિ અને દિવસ શી વસ્તુ છે તેને જાણનાર મનુષ્યો છે. ૧૭.

**અવતરણિકાઃ**—'એ પ્રમાણે દીર્ઘકાલ સુધી ચાલતા બ્રહ્માના દિવસમા તેમજ રાત્રિમા શુ થાય છે,' તે ભગવાન્ શ્રીકૃષ્ણ જણાવે છે

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ॥
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥

**पदच्छेदः**—अव्यक्तात्, व्यक्तयः, सर्वाः, प्रभवन्ति, अहरागमे, रात्र्यागमे, प्रलीयन्ते, तत्र, एव, अव्यक्तसंज्ञके.

---

१ दैविकानां युगानां च सहस्रपरिसंख्यया ।
ब्राह्ममेकमहर्ज्ञेयं तावती रात्रिरेव च ॥

દેવતાઓના જ્યારે એક હજાર યુગો પૂરા થાય ત્યારે બ્રહ્માનો એક દિવસ જાણવો અને તેટલી જ રાત્રિ જાણવી

व्युत्पत्तिसमासाः—न व्यक्तम् इति अव्यक्तम्, तस्मात् अव्यक्तात् । व्यज्यन्ते इति व्यक्तयः। प्रकर्षेण भवन्ति इति प्रभवन्ति । अह्नः आगमः इति अहरागमः, तस्मिन् अहरागमे । रात्र्याः आगमः इति रात्र्यागमः, तस्मिन् रात्र्यागमे । प्रकर्षेण लीयन्ते इति प्रलीयन्ते । अव्यक्तं संज्ञा यस्य तत् अव्यक्तसंज्ञकम्, तस्मिन् अव्यक्तसंज्ञके ।

અન્વય અને અર્થઃ—अहरागमे બ્રહ્માનો દિવસ જ્યારે આવેછે ત્યારે (તેની શરુઆતમાં), अव्यक्तात् કારણરૂપ બ્રહ્મથી, सर्वाः બધાં, व्यक्तयः સ્પષ્ટ જણાતાં સ્થાવર-જંગમ પ્રાણિઓ, प्रभवन्ति ઉત્પન્ન થાય છે, (અને) रात्र्यागमे બ્રહ્માની રાત્રિ આવે છે ત્યારે, तत्र ત્યાં, (તે) एव જ, अव्यक्तसंज्ञके અવ્યક્ત સંજ્ઞાવાળા કારણસ્વરૂપમાં, (તે બધાં) प्रलीयन्ते લીન થઈ જાય છે.

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
राव्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥ १९ ॥

पदच्छेदः—भूतग्रामः, सः, एव, अयम्, भूत्वा, भूत्वा, प्रलीयते, राव्यागमे, अवशः, पार्थ, प्रभवति, अहरागमे.

व्युत्पत्तिसमासाः—भूताना चराचरप्राणिना ग्रामः समूहः इति भूतग्रामः । न वशः इति अवश. । पृथाया अपत्यं पुमान् पार्थः, तत्संबुद्धौ हे पार्थ ।

**અન્વય અને અર્થઃ**—सः તે, एव જ, अयम् આ, भूतग्रामः પ્રાણિઓનો સમૂહ, भूत्वा, भूत्वा વારવાર ઉત્પન્ન થઈને, राव्यागमे બ્રહ્માની રાત્રિ આવે છે ત્યારે, अवशः કર્માધીન–પરતંત્ર થયો થકો, प्रलीयते લય પામી જાય છે, (અને) पार्थ હે પાર્થ! अहरागमे ફરી બ્રહ્માનો દિવસ આવે છે ત્યારે, प्रभवति ઉત્પન્ન થાય છે.

**ભાવાર્થઃ**—તેજ આ પ્રાણિસમુદાય વારંવાર ઉત્પન્ન થઈને બ્રહ્માની જ્યારે રાત્રિ આવે છે ત્યારે તેની શરુઆતમાં સ્વકર્મા-

---

१ अनिर्मिता केनचिदीश्वरेण स्वाप्ना पदार्था प्रभवन्त्यकस्मात् ।
तस्मिन्क्षणे तज्जनितो जनस्य सत्यानुभूत्या सुखदु स्वभोग ॥
अनिर्मित पूर्ववदाविरास्ते तद्वत्प्रपञ्च स च जागरादौ ।
आसीत्पुरा चास्तमित सुषुप्तावनादिसंस्कारवश हि चेन ॥ टिप्पणिकासु ॥

સ્વપ્નના પદાર્થો કોઈપણ સમર્થ પુરુષે નિર્માણ કરેલા નથી પરતુ અકસ્માત ઉત્પન્ન થાય છે અને તે વખતે મનુષ્યના ખરા અનુભવવડે તે સ્વપ્નજનિત સુખ-દુ ખનો ભોગ જેમ તેને જણાય છે તેવી રીતે જ આ જગનરૂપી પ્રપચ પણ કોઈએ ઉત્પન્ન કરેલો નહિ હોતા જેમ પ્રથમ હતો તેમજ ઉત્પન્ન થાય છે અને તે જાગૃત અવસ્થાથી પ્રથમ પણ હતો, અને સુષુપ્તિ અવસ્થામા અસ્ત–લય થઈ જાય છે, એમ એ ચૈતન્ય અનાદિ સંસ્કારના વશમા રહીને જન્માદિ ભોગવે છે.

ધીન પરતંત્ર થયો થકો લય પામી જાય છે, અને હે પાર્થ! ફરી એજ પ્રમાણે બ્રહ્માના દિવસનો આરંભ થાય છે ત્યારે તે ઉત્પન્ન થાય છે અર્થાત્ એ પ્રમાણે પ્રાણિમાત્રનુ એ ઉત્પત્તિ અને લયનુ ચક્ર નિરંતર ચાલ્યા જ કરે છે ૧૯

અવતરણિકા:—આગળ કહેવાયેના અવિનાશિ બ્રહ્મની પ્રાપ્તિનો ઉપાય "आमित्येकाक्षर ब्रह्म" ઇત્યાદિ શ્લોકોથી કહ્યો છે, હવે ફરી પણ તે જ અક્ષરબ્રહ્મના સ્વરૂપનો નિર્દેશ કરવાની ઇચ્છાથી "યોગમાર્ગે વડે પ્રાપ્ત કરવા યોગ્ય જે અવ્યક્ત છે, કે જે પ્રાણિઓની માફક વિનાશિ નથી," તે બાબતમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः ॥
यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥२०॥

पदच्छेदः—परः, तस्मात्, तु, भावः, अन्यः, अव्यक्तः, अव्यक्तात्, सनातनः, यः, सः, सर्वेषु, भूतेषु, नश्यत्सु, न, विनश्यति.

व्युत्पत्तिसमासाः—न व्यक्त इति अव्यक्त, तस्मात् अव्यक्तात्। नश्यन्तीति नश्यन्ति, तेषु नश्यत्सु। विशेषेण नश्यति इति विनश्यति।

અન્વય અને અર્થ:—तस्मात् તે, अव्यक्तात् ચરાચરના કારણભૂત અવ્યક્તથી, तु પણ, पर શ્રેષ્ઠ એવો, अव्यक्त ઇન્દ્રિયાતીત, (અને) सनातन નિત્ય, अन्य બીજો, भाव ભાવ, य જે (છે), स તે ભાવ, सर्वभूतेषु બધા પ્રાણિઓ, नश्यत्सु નાશ પામવા છતા, (પણ) न, विनश्यति વિનાશ પામતો નથી.

**ભાવાર્થ:**—તે ચરાચરના કારણભૂત અવ્યકત એવા હિરણ્યગર્ભાદિથી પણ શ્રેષ્ઠ એવો ઇન્દ્રિયાગોચર અને નિત્ય ભાવ–અક્ષર પરબ્રહ્મ છે, કે જે પ્રાણિમાત્રનો નાશ થવા છતાં પણ કદી વિનાશ પામતો નથી. અર્થાત્ તે જ સર્વને પ્રાપ્ત કરવા યોગ્ય છે એમ તું માન. ૨૦.

**અવતરણિકા:**—"બીજા બધા લોકમાથી પ્રાણિઓને જન્મમરણની આવૃત્તિને આધીન થવુ પડે છે, પણ એ પરમ અવ્યક્ત બ્રહ્મને પામીને તો કદી પણ તેમને પુનરાવૃત્તિને પામવુ પડતું નથી" એમ ભગવાન્ કહે છે

**अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ॥**
**यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ २१ ॥**

**पदच्छेदः**—अव्यक्तः, अक्षरः, इति, उक्तः, तम्, आहुः, परमाम्, गतिम्, यम्, प्राप्य, न, निवर्तन्ते, तत्, धाम, परमम्, मम.

**व्युत्पत्तिसमासाः**—व्यज्यते इति व्यक्तः, न व्यक्तः इति अव्यक्तः। न क्षरतीति अक्षरः। प्रकर्षेण आप्त्वा इति प्राप्य। नि परा वर्तन्ते इति निवर्तन्ते।

**અન્વય અને અર્થ:**—(य. જે ભાવ,) अव्यक्तः અતીન્દ્રિય–ઇદ્રિયોનો વિષય નહિં એવો, (અને) अक्षरः નાશરહિત, इति એમ, उक्तः કહેવામાં આવ્યો (છે), तम् તેને, (જ) परमाम् શ્રેષ્ઠ, गतिम् ગતિરૂપ, (યોગીઓ) आहुः કહે છે, (કે) यम् જે ભાવને, प्राप्य પામીને, न, निवर्तन्ते (પ્રાણિઓ સંસારમાં) ફરી આવતાં નથી, (અને) तत् તે, मम મારું, परमम् શ્રેષ્ઠ, धाम સ્થાન (છે).

**ભાવાર્થઃ**—જે ભાવ અતીન્દ્રિય-ઇન્દ્રિયોનો વિષય નહિ એવો અપ્રકટ અને નાશરહિત કહેવામાં આવેલો છે તેને જ આત્મજ્ઞાનીઓ સૌથી શ્રેષ્ઠ ગતિરૂપ કહે છે, કે જે ભાવને પામ્યા પછી પ્રાણિઓની સંસારમાં પુનરાવૃત્તિ થતી નથી અને તે જ મારું શ્રેષ્ઠ પદ છે. અર્થાત્ તે અવ્યક્ત એ જ મારું સ્વરૂપ હોવાથી તેને પામીને કદી પણ પ્રાણી સંસારમાં આવતો નથી અને તે જ મારું એક સ્થાન છે કે જ્યાં ગયા પછી પ્રાણિમાત્રનું પુનરાવર્તન થતું જ નથી એટલે કે તે સર્વથા મુક્ત થઈ જાય છે. ૨૧.

**અવતરણિકાઃ**—"તે પરમ ભાવ-પુરુષની એટલે કે બ્રહ્મની પ્રાપ્તિનો શો ઉપાય છે અને તે પુરુષ કેવો છે?" તે નીચેના [1]શ્લોકમાં ભગવાન્ બતાવે છેઃ

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ॥
यस्यांतःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥२२॥

**पदच्छेदः**—पुरुषः, सः, परः, पार्थ, भक्त्या, लभ्यः, तु, अनन्यया, यस्य, अन्तःस्थानि, भूतानि, येन, सर्वम्, इदम्, ततम्.

**व्युत्पत्तिसमासाः**—लब्धुं योग्यः लभ्यः । न विद्यते अन्यः यस्या सा अनन्या, तया अनन्यया । अन्तः मध्ये तिष्ठन्ति तानि अन्तःस्थानि ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ ! भूतानि સર્વે પ્રાણિઓ, यस्य જેની, अन्तःस्थानि અંદર રહેલાં (છે), (અને)

---

૧ ભક્તિનું લક્ષણ અને નવવિધા ભક્તિ સાતમા અધ્યાયના સત્તરમા શ્લોકની ટિપ્પણીમાં છે, ત્યાં જોવું

येन જે પુરુષ વડે, इदम् આ, सर्वम् આખું જગત્, ततम् વ્યાપ્ત થયેલું, (છે) सः તે, परः નિરતિશય–જેનાથી શ્રેષ્ઠ કોઈ નથી તેવો પૂર્ણ, पुरुषः પુરુષ, तु તો, अनन्यया (આત્મવિષયક) અવ્યભિચારિણી, भक्त्या ભક્તિ વડે, लभ्यः મેળવવા યોગ્ય (છે).

ભાવાર્થઃ—હે પાર્થ ! આ સમસ્ત પ્રાણિસમૂહ જેની અંદર રહેલો છે, અને જેના વડે આ આખું જગત્ વ્યાપ્ત થઈને રહેલું છે તે નિરતિશય એટલે કે સર્વથી શ્રેષ્ઠ પૂર્ણ પુરુષ તો અવ્યભિચારિણી ભક્તિ વડે જ પામવા યોગ્ય છે. અર્થાત અનન્યભક્તિથી જ તે પ્રાપ્ત થઈ શકે છે ૨૨.

અવતરણિકાઃ—"ઇશ્વરમાં ચિત્તની એકાગ્રતા રાખનાર યોગીઓનું મૃત્યુ પછી ફરી આ લોકમાં આવવું થતું નથી," એમ આગળ કહેવામાં આવ્યું છે, તે ઉપરથી "પૂર્ણતાને ન પહોંચેલા અથવા અન્ય દેવોના ભક્તો જન્મ મરણને પામે છે, પરંતુ તેમાં પરમાત્માએ દર્શાવેલા માર્ગમાં કયે માર્ગે કયે સમયે જનારાઓ જન્મ મરણને પામે છે ?" તેવી અર્જુનની જિજ્ઞાસામાં સમજીને ભગવાન્ કહે છે

**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ॥**
**प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥**

पदच्छेदः—यत्र, काले, तु, अनावृत्तिम्, आवृत्तिम्, च, एव, योगिनः, प्रयाताः, यान्ति, तम्, कालम्, वक्ष्यामि, भरतर्षभ.

व्युत्पत्तिसमासाः—आ समंतात् वृत्तिः वर्तनम् इति आवृत्तिः, न आवृत्तिः इति अनावृत्तिः, ताम् अनावृत्तिम् । योगः अस्ति येषां ते योगिनः । प्रकर्षेण याताः इति प्रयाताः ।

અન્વય અને અર્થઃ—भरतर्षभ હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન[1]! यत्र જે, काले સમયમાં, प्रयाताः (શરીર છોડીને) ચાલ્યા ગયેલા, योगिनः યોગીઓ, आवृत्तिम् જન્મ-મૃત્યુની આવૃત્તિને, च અને, एव તે પ્રમાણે જ, अनावृत्तिम् જન્મમૃત્યુની પરંપરારહિત સ્થિતિને, यान्ति પામે છે, तम् તે, कालम् સમય वक्ष्यामि હું (તને) કહીશ.

ભાવાર્થઃ—હે ભરતશ્રેષ્ઠ! જે સમયમાં શરીરનો ત્યાગ કરીને ચાલ્યા ગયેલા યોગીઓ ફરી જન્મ પામે છે, તેમજ જે સમયમાં ગયેલા ફરી જન્મ પામતા નથી તે સમય હું તને કહીશ તે તું સાંભળ. ૨૩

અવતરણિકાઃ—"પરમ પુરુષને પહોંચવાના દેવયાન અર્ચિમાર્ગ અને પિતૃયાન-ધૂમ્રમાર્ગ એમ બે માર્ગ છે, તેમાંથી દેવયાન કે જે માર્ગે ગયેલા સંસારની આવૃત્તિમાં જન્મમરણની ઉપાધિમાં પડતા નથી, તે માર્ગે જવાનો કયો સમય છે?" તે ભગવાન કહે છે

**अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ॥**
**तत्र प्रयाता गच्छंति ब्रह्म ब्रह्मविदो जनाः ॥२४॥**

---

१ ये चामी अरण्ये श्रद्धां सत्यमुपासते तेऽर्चिषमभिसंभवन्त्यर्चिषोऽहरह्न आपूर्यमाणपक्षमापूर्यमाणपक्षाद्यान् षडुदङ्ङेति मासांस्तान्मासेभ्यः संवत्सरं संवत्सरादादित्यमादित्याच्चन्द्रमसं चन्द्रमसो विद्युतं तत्पुरुषोऽमानवः स एनान्ब्रह्म गमयत्येष ब्रह्मपथो देवपथ इमं मानवमावर्तं नावर्तन्ते ॥ श्रुति ॥

જે એ વનપ્રસ્થ અવસ્થામાં અરણ્યમાં શ્રદ્ધાવડે સત્ય-બ્રહ્મની ઉપાસના કરે છે તે બ્રહ્મવેત્તા યોગિઓ અર્ચિર્ માર્ગે જાય છે. અર્ચિર્ એ અગ્નિ-તેનથી દિવસ-એટલે દિવસાભિમાની દેવતા. તેથી શુક્લપક્ષ. તે શુક્લપક્ષથી જે છ માસમાં ઉત્તરાયણ થાય છે તે છ માસ. તે ઉત્તરાયણથી સંવત્સર. સંવત્સરથી આદિત્યલોક. આદિત્યલોકથી ચંદ્રલોક. ચંદ્રલોકથી વિદ્યુલ્લોક અને તે વિદ્યુલ્લોકથી દિવ્ય દેહને ધારણ કરેલો જીવ બ્રહ્મલોકને પ્રાપ્ત કરે છે. એ બ્રહ્મમાર્ગ છે, એ દેવમાર્ગ છે. તેને પ્રાપ્ત થઇને યોગીઓ ફરી સંસારમાં જન્મતા નથી.

**पदच्छेदः**—अग्निः, ज्योतिः, अहः, शुक्लः, षण्मासाः, उत्तरायणम्, तत्र, प्रयाताः, गच्छन्ति, ब्रह्म, ब्रह्मविदः, जनाः.

**व्युत्पत्तिसमासाः**—षट् च ते मासाः इति षण्मासाः। उत्तरस्याम् अयनं गमनं सूर्यस्य इति उत्तरायणम्। ब्रह्म विदन्तीति ते ब्रह्मविदः।

**અન્વય અને અર્થઃ**—अग्निः અગ્નિના અભિમાની દેવતા ज्योतिः જ્યોતિના અભિમાની દેવતા, अहः દિવસાભિમાની દેવતા, शुक्लः શુકલપક્ષાભિમાની દેવતા, (અને) षण्मासाः છ માસરૂપ, उत्तरायणम् ઉત્તરાયણાભિમાની દેવતા (છે), तत्र તે દેવતાના કાલમાં, प्रयाताः મરેલા, ब्रह्मविदः બ્રહ્મને જાણનાર, जनाः મનુષ્યો, ब्रह्म બ્રહ્મને, (જ) गच्छन्ति પામે છે.

**ભાવાર્થઃ**—અગ્નિ, જ્યોતિ, દિવસ, શુકલપક્ષ અને ઉત્તરાયણના છ માસ, એ બધાના અભિમાની દેવતાઓના એ ઉત્તરાયણાદિ કાલમા જે મનુષ્યો મૃત્યુ પામેલા છે તે આત્મજ્ઞાની યોગીઓ બ્રહ્મને જ પામે છે. અર્થાત્ તેઓ ક્રમથી અગ્ન્યાદિ અભિમાની દેવોને પામીને ત્યાર પછી બ્રહ્મને પામે છે. ૨૪.

**અવતરણિકાઃ**—હવે જે સમયમા મૃત્યુ પામેલા યોગીઓને ફરી જન્મ ધારણ કરવો પડે છે, તે આવૃત્તિમાર્ગના પિતૃયાનસમયનુ નિરૂપણ કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम् ॥
तत्र चांद्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥ २५ ॥

---

१ अथ य इमे इष्टापूर्ते दत्तमित्युपासते ते धूममभिसंभवन्ति धूमाद्रात्रिं रात्रेरपरपक्षमपरपक्षाद्यान् षट् दक्षिणैति मासांस्तान्नैते संवत्सरमभिप्राप्नुवन्ति मासेभ्यः पितृलोकं पितृ-

**पदच्छेदः**—धूमः, रात्रिः, तथा, कृष्णः, षण्मासाः, दक्षिणायनम्, तत्र, चान्द्रमसम्, ज्योतिः, योगी, प्राप्य, निवर्तते.

**व्युत्पत्तिसमासाः**—दक्षिणस्याम् अयनं गमनं सूर्यस्य इति दक्षिणायनम् । चन्द्रमस इदं चान्द्रमसम्, तत् ।

**અન્વય અને અર્થઃ**—धूम ધૂમાભિમાની દેવતા, रात्रि રાત્રિના અભિમાની દેવતા, कृष्णः કૃષ્ણપક્ષના અભિમાની દેવતા, षण्मासाः છ માસરૂપ, दक्षिणायनम् દક્ષિણાયનના અભિમાની દેવતા (છે), तत्र તે દેવતાના કાલમાં, (મૃત્યુ પામેલો) योगी યોગી, चान्द्रमसम् ચંદ્રમા સંબંધી, ज्योतिः પ્રકાશને, प्राप्य પામીને, निवर्तते ફરી (પુણ્ય ક્ષીણ થતાં) પાછો ફરે છે.

**ભાવાર્થઃ**—ધૂમાડો, રાત્રિ, કૃષ્ણપક્ષ તથા દક્ષિણાયનના છ માસ, એ બધાના અભિમાની દેવતાઓના સમયમાં જે પોતાના શરીરને છોડી જાય છે તેવો યોગી, ચન્દ્રમા સંબંધી

---

पितृलोकादाकाशमाकाशाच्चन्द्रमसमेष सोमो राजा तद्देवानामन्नं तं देवा भक्षयन्ति । तस्मिन्यावत्संपातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते । यथेतमाकाशमाकाशाद्वायुं वायुर्भूत्वा धूमो भवति धूमो भूत्वाऽभ्रं भवत्यभ्रं भूत्वा मेघो भवति मेघो भूत्वा प्रवर्षति त इह व्रीहियवा ओषधिवनस्पतयस्तिलमाषा इति जायन्ते यो यो ह्यन्नमत्ति यो रेतः सिञ्चति तद्भूय एव भवति ॥ श्रुति ॥

જે લોકો ઈષ્ટાપૂર્ત આદિ યજ્ઞોમાં અર્પિત લોકૈષણાની ઉપાસના કરે છે તે ધૂમ્રમાર્ગે જાય છે ધૂમ્રથી રાત્રિ રાત્રિથી કૃષ્ણપક્ષ કૃષ્ણપક્ષથી જે છ માસ દક્ષિણમાં આવે છે તે દક્ષિણાયન અને દક્ષિણાયનથી સંવત્સરને પ્રાપ્ત થાય છે એમ મહિનાઓથી પિતૃલોક, પિતૃલોકથી આકાશ અને આકાશથી ચંદ્રલોક એ ચંદ્રમા સોમ રાજા છે તે દેવતાઓનું અન્ન છે, તેનું દેવતાઓ ભક્ષણ કરે છે ત્યાં સંપાત સુધી રહી ફરી એજ માર્ગમાં પાછા આવે છે તે મા [આકાશ આકાશથી વાયુ એમ વાયુ થઈ ધૂમ થાય છે ધૂમ થઈ વાદળું થાય છે વાદળું થઈ મેઘ થાય છે, મેઘ થઈ વરસે છે તે આ પૃથ્વીપર ચોખા અથવા યવ ઓષધિ, વનસ્પતિઓ તલ, અડદ, એ પ્રમાણે ઉદ્ભવે છે અને જે તે અન્ન ખાય છે, જે રેતનું સિંચન કરે છે તે ફરી જન્મે છે

જ્યોતિ એટલે ચન્દ્રલોકને પામીને પુણ્યો ક્ષીણ થતાં ફરી સંસારમાં આવે છે. અર્થાત્ તે પુણ્યનું ફળ ભોગવી પુણ્ય ક્ષીણ થતાં આ લોકમાં પુનઃ અવતાર ધારણ કરે છે, પરંતુ તે બ્રહ્મપદને પામતો નથી. ૨૫.

**અવતરણિકાઃ**—"ઉપરોક્ત જેણે માર્ગ બતાવ્યા તેજ યોગીને સંસારની આવૃત્તિ અને અનાવૃત્તિમાં કારણ છે," તે પુનઃ સૂક્ષ્મ સ્વરૂપે કહે છેઃ

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ॥**
**एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥ २६ ॥**

**पदच्छेदः**—शुक्लकृष्णे, गती, हि, एते, जगतः, शाश्वते, मते, एकया, याति, अनावृत्तिम्, अन्यया, आवर्तते, पुनः.

**व्युत्पत्तिसमासाः**—शुक्ला च कृष्णा च इति शुक्लकृष्णे । आ समन्तात् वर्तते इति आवर्तते ।

**અન્વય અને અર્થઃ**—जगतः આ જગતની, एते આ, शुक्लकृष्णे શુકલ અને કૃષ્ણ, गती (એ બે) ગતિઓ, हि ખરેખર, शाश्वते નિત્ય, मते માનવામાં આવેલી (છે, તેમાં) एकया એક અર્થાત્ શુકલ ગતિથી, अनावृत्तिम् જન્મ-મરણ ન પામવા પણાને, (મનુષ્ય) याति પામે છે, (અને) अन्यया બીજી કૃષ્ણ વડે, पुनः ફરી, आवर्तते સંસારમાં આવે છે.

**ભાવાર્થઃ**—આ જગતની એ પ્રમાણે ઉપરોક્ત જ્ઞાનને પ્રકાશ કરવાપણાથી મુકિતમાર્ગની જે ગતિ તે શુકલ અને શુદ્ધ જ્ઞાનના અભાવથી કર્મમાર્ગની ગતિ તે કૃષ્ણ, એમ બે ગતિઓ ખરેખર નિત્ય માનવામાં આવેલી છે, તેમાં પહેલી શુકલ એટલે બ્રહ્મપ્રાપ્તિ માટેની જ્ઞાન-વૃત્તિનો આશ્રય કરવાથી સંસારની

પુનરાવૃત્તિ—ફરી જન્મ—નથી, અને બીજી કૃષ્ણ એટલે સંસારથી પતન પમાડવાવાળી કર્મવૃત્તિનો આશ્રય કરવાથી ફરી સંસારમાં આવૃત્તિ—જન્મ થાય છે. ૨૬.

**અવતરણિકા**—એ પ્રમાણે બે ગતિનું વર્ણન કરી હવે તેમાં જ્ઞાનના ફ્લની પ્રશંસા કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ કર્મયોગનો ઉપસંહાર કરે છે

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ॥
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥ २७ ॥

**पदच्छेदः**—न, एते, सृती, पार्थ, जानन्, योगी, मुह्यति, कश्चन, तस्मात्, सर्वेषु, कालेषु, योगयुक्तः, भव, अर्जुन.

**व्युत्पत्तिसमासाः**—सर्यते आभ्याम् इति सृती, ते । जानातीति जानन् । योगेन युक्तः योगयुक्तः ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ ! एते એ બન્ને, सृती ગતિઓને, जानन् જાણતો, (એવો) कश्चन કોઈપણ, योगी યોગી, न, मुह्यति મોહ પામતો નથી तस्मात् તેથી, अर्जुन હે અર્જુન ! सर्वेषु બધા, कालेषु સમયમાં, योगयुक्त યોગયુક્ત—સાવધાન ચિત્તવાળો, भव તું થા.

**ભાવાર્થઃ**—હે પાર્થ ! એ બન્ને ગતિઓને જાણતો કોઈ પણ યોગી મોહ પામતો નથી, તેથી હે અર્જુન ! દરેક સમયમાં સાવધાન ચિત્તવાળો થઈને નિષ્કામ કર્મનો ઉપાસક તું થા અર્થાત્ એ બંને ગતિઓનાં સ્વરૂપોને સમજી ત્યારપછી યોગ યુક્ત થઈને ઊર્ધ્વ માર્ગમાં જવાનો પ્રયત્ન કર ૨૭

અવતરણિકા:—આ પ્રમાણે કહી હવે ભગવાન્ યોગમાં શ્રદ્ધા વધારવા માટે ફરી પણ પાછી તેની જ પ્રશંસા કરે છે

वेदेषु यज्ञेषु तपःसु चैव
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ॥
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८ ॥

पदच्छेदः—वेदेषु, यज्ञेषु, तपःसु, च, एव, दानेषु, यत्, पुण्यफलम्, प्रदिष्टम्, अत्येति, तत्, सर्वम्, इदम्, विदित्वा, योगी, परम्, स्थानम्, उपैति, च, आद्यम्.

व्युत्पत्तिसमासाः—पुण्यस्य फलं पुण्यफलम् । प्रकर्षेण दिष्टम् इति प्रदिष्टम् । अति अतिशयेन एति इति अत्येति ।

અન્વય અને અર્થઃ—वेदेषु વેદોમાં, यज्ञेषु યજ્ઞોમાં, तपःसु (શરીરશોષણાદિ) તપોમાં, च અને, दानेषु દાનોમાં, एव પણ, यत् જે, पुण्यफलम् પુણ્યનું ફલ, प्रदिष्टम् બતાવેલું (છે), तत् તે, सर्वम् સઘળા (ફલ) ને, इदम् આ (સાત પ્રશ્નના નિર્ણયવાળું) તત્ત્વ, विदित्वा જાણીને, योगी યોગી, अत्येति ઓળંગી જાય છે, च અને, आद्यम् (સૌથી) પ્રથમ એવા, परम् શ્રેષ્ઠ, स्थानम् સ્થાનને, उपैति પામે છે.

ભાવાર્થ:—વેદ, યજ્ઞ, તપ અને દાન ઈત્યાદિમાં જે પુણ્યફલ કહેલું છે, તે સઘળા પુણ્યના ફલને પણ જે યોગી ઉપર કહેલું

તત્ત્વ જાણે છે તે ઓળખી જાય છે એટલે તેથી પણ વિશેષ પુણ્યશાલી બની તેના ફલની અપેક્ષા ન રાખતા અન્તમાં સૌથી પ્રથમ અને સર્વથી શ્રેષ્ઠ એવા સ્થાનને પામે છે. અર્થાત્ તેવો યોગી બ્રહ્મસ્વરૂપને પામવાને સમર્થ થાય છે. ૨૮.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तान्तिकप्रणीत-
सान्वय-बोधिन्यां गुर्जरटीकायां महा-
पुरुषयोगो नाम अष्टमोऽध्यायः ॥



# नवमोऽध्यायः ।



અવતરણિકાઃ—આઠમા અધ્યાયમાં સુષુમ્ણા નાડી દ્વારા ધારણા–સમાધિ–યોગ કહ્યો, ‘તેના પાલનથી અર્ચિરાદિ માર્ગ વડે કાલાંતરે બ્રહ્મપ્રાપ્તિ-રૂપ ફલ પ્રાપ્ત થાય છે ’ એમ જણાવ્યું, હવે સામાન્ય રીતે અર્જુનને શંકા થાય કે “ ફક્ત એ જ માર્ગથી મુક્તિ છે અને બીજા કોઇ માર્ગથી મુક્તિ નથી ? ” તો તે શંકાના સમાધાનમાં “ કાલાન્તરમુક્તિ સિવાય સદ્યોમુક્તિ–તુરતમા જ મળનારી મુક્તિ–પણ અહીંજ છે.” એમ જણાવી તેના વિષે વિશેષ હકીકત કહેવાની ઇચ્છાથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છેઃ–

**इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ॥**
**ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१॥**

पदच्छेदः—इदम्, तु, ते, गुह्यतमम्, प्रवक्ष्यामि, अनसूयवे, ज्ञानम्, विज्ञानसहितम्, यत्, ज्ञात्वा, मोक्ष्यसे, अशुभात्.

व्युत्पत्तिसमासाः—गूहितु योग्यम् इति गुह्यम्, अतिशयेन गुह्यम् इति गुह्यतमम्, तत्। प्रकर्षेण वक्ष्यामि इति प्रवक्ष्यामि । असूया अस्ति अस्य इति असूयुः, न असूयुः अनसूयुः, तस्मै अनसूयवे। ज्ञायते अनेन इति ज्ञानम्, तत्। विशेषेण ज्ञायते अनेन इति विज्ञानम्, विज्ञानेन सहितम् इति विज्ञानसहितम्, तत्। न शुभम् इति अशुभम्, तस्मात् अशुभात्।

---

१ જ્ઞાન અને વિજ્ઞાનનું લક્ષણ છઠ્ઠા અધ્યાયના ૮ મા શ્લોકની ટિપ્પણીમાં છે ત્યાં જેવું.

**અન્વય અને અર્થઃ**—(હે અર્જુન!) अनसूयवे ગુણોમાં દોષ જોવારૂપ અસૂયાથી રહિત એવા, તે તને, इदम् આ, गुह्यतमम् અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય, विज्ञानसहितम् વિજ્ઞાનસહિત–અનુભવયુક્ત, ज्ञानम् જ્ઞાન, प्रवक्ष्यामि હું કહીશ, (કે) यत् જેને, ज्ञात्वा જાણીને, अशुभात् અશુભ–સંસારથી, मोक्ष्यसे તું મુક્ત થઈશ.

**ભાવાર્થઃ**—હે અર્જુન! અસૂયા વગેરે દોષથી રહિત એવા તને, અત્યંત ગુપ્ત રાખવા યોગ્ય એવું આ વિજ્ઞાનસહિત–અનુભવયુક્ત જે જ્ઞાન છે તે હું કહીશ, કે જે જ્ઞાનને જાણીને તું અશુભ–સંસારના બન્ધનથી મુક્ત થઈશ. ૧.

**અવતરણિકાઃ**—મોક્ષમુક્તિ માટે જે ઉત્તમ બ્રહ્મજ્ઞાન કહેવાની ઉપર પ્રસ્તાવના કરી છે, તેજ જ્ઞાનના માહાત્મ્યની પ્રશંસા કરતાં ભગવાન્ કહે છે

**राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ॥**
**प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

**पदच्छेदः**—राजविद्या, राजगुह्यम्, पवित्रम्, इदम्, उत्तमम्, प्रत्यक्षावगमम्, धर्म्यम्, सुसुखम्, कर्तुम्, अव्ययम्.

**व्युत्पत्तिसमासाः**—विद्यानां राजा इति राजविद्या। गुह्याना राजा इति राजगुह्यम्। प्रत्यक्षेण सुखादेरिव अवगमः यस्य तत् प्रत्यक्षावगमम्। धर्मात् अनपेतम् इति धर्म्यम्। सुष्ठु सुखं–सुखपूर्वकं यथा स्यात्तथा इति सुसुखम्। न विद्यते व्ययः यस्य तत् अव्ययम्।

**અન્વય અને અર્થઃ**—इदम् આ (જ્ઞાન જે હવે કહેવામાં આવશે તે), राजविद्या બધી વિદ્યાઓમાં (અતિશય તેજથી) રાજા જેવું, राजगुह्यम् ગુપ્ત રાખવા યોગ્ય–સર્વ રહસ્યોમાં પણ મુખ્ય, पवित्रम् અત્યંત પવિત્ર કરનાર, उत्तमम् સૌથી શ્રેષ્ઠ,

प्रत्यक्षावगमम् ( સુખ–દુઃખોની જેમ પ્રત્યક્ષ પ્રાપ્તિ થાય છે તેમ જ) પ્રત્યક્ષ ફલની પ્રાપ્તિ કરાવનારું, धर्म्यम् ધર્મથી જરા પણ વિરૂદ્ધ નહિ તેવું, कर्तुम् આચરણ કરવાને માટે, सुसुखम् ઘણી જ સુલભતાવાળું, ( અને ) अव्ययम् કદી નાશ ન પામે તેવું ( છે ).

ભાવાર્થઃ—આ જ્ઞાન જે હવે કહેવામાં આવશે તે બીજી બધી વિદ્યાઓમાં પોતાના વિશેષ તાત્વિક તેજને લીધે શ્રેષ્ઠ, બધાં રહસ્યોમાં પણ મુખ્ય રહસ્યરૂપ, અત્યંત પવિત્ર કરનાર, સૌથી ઉત્તમ, સુખ–દુઃખોની જેમ પ્રત્યક્ષ પ્રાપ્તિ થાય છે તેમ જ પ્રત્યક્ષ ફલ આપનાર, કોઈ પણ રીતે ધર્મથી વિરુદ્ધ નહીં તેવું એટલે કે ધર્મયુક્ત, આચરણ કરવાને ઘણી સુલભતાવાળું તેમજ કદી નાશ ન થાય તેવુ છે. ૨

અવતરણિકાઃ—" એવુ ઉત્તમ અને સુખથી આચરણ કરી શકાય તેવુ આત્મજ્ઞાન છે, તો પણ તેને સંપાદન ન કરનાર મનુષ્યો શી સ્થિતિને પામે છે ? " એમ જ્યારે અર્જુન પૂછે તો તેના ઉત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ॥
अप्राप्य मां निवर्तंते मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥

पदच्छेदः—अश्रद्दधानाः, पुरुषाः, धर्मस्य, अस्य, परंतप, अप्राप्य, माम्, निवर्तन्ते, मृत्युसंसारवर्त्मनि.

व्युत्पत्तिसमासाः—श्रद्दधतीति श्रद्दधाना, न श्रद्दधाना. इति अश्रद्दधानाः। न प्राप्य इति अप्राप्य। नि–परा वर्तन्ते इति निवर्तन्ते। मृत्युना युक्तः संसार इति मृत्युसंसारः, तस्य वर्त्म इति मृत्युसंसारवर्त्म, तस्मिन् मृत्युसंसारवर्त्मनि।

અન્વય અને અર્થઃ—परंतप હે પરંતપ! अस्य આ, धर्मस्य ધર્મમા ( ધર્મયુક્ત જ્ઞાનમા ), अश्रद्दधानाः અશ્રદ્ધા

पुरुषा પુરુષો, माम् મને, अप्राप्य ન પ્રાપ્ત કરીને, मृत्युसंसारवर्त्मनि મૃત્યુયુક્ત સંસારના માર્ગમાં, निवर्तन्ते પાછા ફરે છે

ભાવાર્થઃ—હે પરંતપ ! આ ધર્મ—આત્મજ્ઞાન—માં શ્રદ્ધા નહીં રાખનારા પુરુષો, મને ન પામીને પછી જેમાં નિરંતર મૃત્યુ થાય છે એવા આ સંસારના માર્ગમાં અવશ્ય પાછા ફરે છે. અર્થાત્ આત્મજ્ઞાનમાં તેમને અશ્રદ્ધા હોવાથી તેને તેઓ મેળવતા ન હોવાથી તેમનું જન્મમૃત્યુનું કાલચક્ર કયારે પણ અટકતું જ નથી. ૩

અનતરશ્લોકઃ—એ પ્રમાણે ત્રણ શ્લોકથી વિધિમુખે સ્તુતિદ્વારા અને નિષેધમુખે નિન્દાદ્વારા જ્ઞાનની પ્રસ્તાવના કરીને હવે તેની વ્યાખ્યા કહેવાનું ભગવાન શરૂ કરે છે

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ॥
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥

पदच्छेदः—मया, ततम्, इदम्, सर्वम्, जगत्, अव्यक्तमूर्तिना, मत्स्थानि, सर्वभूतानि, न, च, अहम्, तेषु, अवस्थितः.

व्युत्पत्तिसमासाः—न व्यक्ता अव्यक्ता, अव्यक्ता मूर्ति यस्य स अव्यक्तमूर्तिः, तेन अव्यक्तमूर्तिना । मयि तिष्ठन्ति तानि मत्स्थानि । सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि ।

---

१ बुद्धिर्मनो महद्वायुस्तेजोम्भः खं मही च या ।
चतुर्विधं च यद्भूतं सर्वं कृष्णे प्रतिष्ठितम् ॥ स्मृत्यन्तरे ॥

બુદ્ધિ, મન, મહત્તત્ત્વ, વાયુ, તેજ જલ, આકાશ અને જે પૃથ્વી તથા ચાર જાતનું (ઉદ્ભિજ્જ, સ્વેદજ, અંડજ અને જરાયુજ) રૂપી ભૂતવર્ગ તે સઘળું કૃષ્ણવિષે જ રહેલું છે

**અન્વય અને અર્થઃ**—अव्यक्तमूर्तिना અપ્રકટ સ્વરૂપ-વાળા (એવા), मया મારા વડે, इदम् આ, सर्वम् બધું, जगत् જગત્, ततम् વ્યાપ્ત કરાયલું (છે, અને) सर्वभूतानि બ્રહ્માદિ સ્તંભ પર્યંત બધાં પ્રાણિઓ, मत्स्थानि મારામાં જ રહેલાં (છે), च પણ, अहम् હું, तेषु તેઓમાં, अवस्थितः રહેલો, न નથી.

**ભાવાર્થઃ**—અવ્યક્ત-અપ્રકટ-અતીન્દ્રિય-અકલ્પ્ય-એવી મારી મૂર્તિ વડે એટલે મારા વડે આ બધું જગત્ વ્યાપ્ત થયેલું છે, અને બ્રહ્માથી માંડીને તૃણના ઝુમખા સુધીનાં પ્રાણિમાત્ર મારામાં જ રહેલાં છે, પરંતુ મારાથી જ ઉત્પન્ન કરાયેલાં તે પ્રાણિ-ઓમાં હું રહેલો નથી. ૪.

**અવતરણિકાઃ**—પરમેશ્વરની પ્રાણિઓમા સ્થિતિ ન હોવા છતા, પરમેશ્વરમા ભૂતોની સ્થિતિ હોવી એ અસંગત હોય તેમ લાગે છે અને તેથી તે અસંગતિને દૂર કરવા માટે ભગવાન્ પોતાનુ અસમર્ગિત્વ-મગરહિત-પણું દર્શાવતા કહે છે

**न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ॥**
**भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ५ ॥**

**पदच्छेदः**—न, च, मत्स्थानि, भूतानि, पश्य, मे, योगम्, ऐश्वरम्, भूतभृत्, न, च, भूतस्थः, मम, आत्मा, भूतभावनः.

**व्युत्पत्तिसमासाः**—ईश्वरस्य अयम् ऐश्वरः, तम् ऐश्वरम् । भूतानि बिभर्ति धारयतीति भूतभृत् । भूतेषु तिष्ठतीति भूतस्थः । भूतानि भावयति पालयतीति भूतभावनः ।

**અન્વય અને અર્થઃ**—भूतानि બધાં પ્રાણિઓ, मत्स्थानि મારામાં (અસંગપણાથી) રહેલાં, न નથી, च તેમજ, मे મારા,

ऐश्वरम् ઈશ્વર સંબધી, योगम् યોગને—યુક્તિને, पश्य તું જો ! मम મારો, आत्मा આત્મા, भूतभृत् ભૂતોને ધારણ કરનાર, (અને) भूतभावनः ભૂતોને પોષનાર, (છતાં) च પણ, ( નિરહંકાર હોવાથી ) भूतस्थः ભૂતોમાં રહેલો, न નથી.

ભાવાર્થઃ—બધાં પ્રાણિઓ મારામાં મારી અનાસક્તિને લઈને રહેલાં નથી, અને તેથી મારી દિવ્ય ઈશ્વરસંબધી શક્તિરૂપ અલોકિક યોગને તું જો ! મારો આત્મા ભૂતોને ધારણ કરનાર તેમજ ભૂતોને પોષનાર હોવા છતાં પણ નિરહકાર હોવાથી ભૂતોમાં રહેલો નથી. અર્થાત્ પ્રાણિમાત્ર મારી શક્તિ વડે મારામા આસક્તિથી રહેલાં છે જ્યારે તે સર્વમાં હું વ્યાપક હોવા છતાં પણ નિ:સંગ હોવાથી રહેલો નથી એમ તું સમજ. ૫.

અવતરણિકા—પરમાત્મા અને ભૂતમાત્ર પરસ્પર અત્યત સયોગરહિત હોવા છતા પણ, તેમનો પરસ્પર આધાર—આશ્રય અને આધેય—આશ્રય લેનાર, ભાવ છે એમ દૃષ્ટાન્તથી ભગવાન્ નિરૂપિત કરે છે

यथाकाशस्थितो नित्यं वायुः सर्वत्रगो महान् ॥
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥ ६ ॥

पदच्छेदः—यथा, आकाशस्थितः, नित्यम्, वायुः, सर्वत्रगः, महान्, तथा, सर्वाणि, भूतानि, मत्स्थानि, इति, उपधारय.

---

१ मेघोदयः सागरसन्निवृत्तिरिन्दोर्विभागः स्फुरितानि वायोः ।
विद्युद्विभङ्गो गतिरुष्णरश्मेर्विष्णोर्विचित्राः प्रभवन्ति मायाः ॥

વાદળાઓનો ઉદ્ભવ, સમુદ્રમા ચંદ્રનું અસ્ત થવું, વિભાગાત્મક વાયુનું સ્ફુરણ, વિદ્યુતનો વિનાશ અને સૂર્યની ગતિ એ સઘળા પરમાત્માની વિચિત્ર—આશ્ચર્યજનક માયારૂપે જ ઉદ્ભવે છે

व्युत्पत्तिसमासाः—आकाशे स्थितः इति आकाशस्थितः। सर्वत्र गच्छतीति सर्वत्रगः। महाते इति महान्। मयि तिष्ठन्ति तानि मत्स्थानि।

**અન્વય અને અર્થઃ**—यथा જેવી રીતે, नित्यम् નિરંતર, सर्वत्रगः સર્વ ઠેકાણે ફરનાર, महान् મહાન્, वायुः પવન, आकाशस्थितः આકાશમાં રહેલો (છે), तथा તેવી રીતે, सर्वाणि સર્વ, भूतानि ભૂતો, मत्स्थानि મારામાં રહેલાં (છે), इति એમ, उपधारय તું જાણ.

**ભાવાર્થઃ**—જેવી રીતે નિરંતર સમસ્ત સ્થાનમાં રહેવાવાળો મહાન્ વાયુ ત્રણે કાલમાં આકાશમાં જ રહે છે, તેવી જ રીતે બધાં પ્રાણિઓ પણ ત્રણે કાલમાં મારામાં જ રહેલાં છે એમ તું જાણ. ૬.

**અવતરણિકાઃ**—"આકાશમાં જેમ વાયુ રહેલો છે તેમ બધાં પ્રાણિઓપણ સ્થિતિકાલમા મારામાં જ રહેલાં છે અને તેજ પ્રમાણે સૃષ્ટિના પ્રલય તેમજ ઉત્પત્તિ વખતે પણ તેઓ મારામા જ રહે છે," એમ ભગવાન્ કહે છે

**सर्वभूतानि कौंतेय प्रकृतिं यांति मामिकाम्॥**
**कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम्॥७॥**

पदच्छेदः—सर्वभूतानि, कौन्तेय, प्रकृतिम्, यान्ति, मामिकाम्, कल्पक्षये, पुनः, तानि, कल्पादौ, विसृजामि, अहम्.

व्युत्पत्तिसमासाः—मम इयं मामिका, तां मामिकाम्। कल्पस्य क्षयः कल्पक्षयः, तस्मिन् कल्पक्षये। कल्पस्य आदिः कल्पादिः, तस्मिन् कल्पादौ। विशेषेण सृजामि इति विसृजामि।

અન્વય અને અર્થઃ—कौन्तेय હે કૌન્તેય! कल्पक्षये પ્રલય કાલમાં, सर्वभूतानि સર્વપ્રાણિઓ, मामिकाम् મારી (જ), प्रकृतिम् ત્રિગુણાત્મિકા માયાને, यान्ति પામે છે, (અને) कल्पादौ સૃષ્ટિના આદિમાં–ઉત્પત્તિસમયે, पुनः ફરી, अहम् હું (જ), तानि તેમને, विसृजामि ઉત્પન્ન કરું છું.

ભાવાર્થઃ—હે કૌન્તેય! પ્રલય વખતે બધાં પ્રાણિઓ મારી જ ત્રિગુણાત્મિકા પ્રકૃતિમાં લય પામી જાય છે, અને સૃષ્ટિની શરૂઆતના સમયમા ફરી પણ હું જ તે બધાંને ઉત્પન્ન કરું છુ. ૭.

અવતરણિકા—"આપ તો અસગ અને નિર્વિકાર છો છતા કેવી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ વિગેરે કરો છો?" એમ અર્જુનનો પ્રશ્ન થાય તો તેના પ્રત્યુત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनःपुनः ॥
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥

पदच्छेदः—प्रकृतिम्, स्वाम्, अवष्टभ्य, विसृजामि, पुनः पुनः, भूतग्रामम्, इमम्, कृत्स्नम्, अवशम्, प्रकृतेः, वशात्.

व्युत्पत्तिसमासाः—भूताना ग्रामः समुदायः इति भूतग्रामः, त भूतग्रामम् । न वश इति अवश, त अवशम् ।

---

१ गगनपवनतेजोवार्भूमयो विवर्ता भगवत इति सिद्ध सर्ववेदान्तजाले ॥
नहि तृणमपि विष्णोर्भिन्नसत्तां लभेत विधिशतमपि तद्वदेव विष्णोर्विभिन्नम् ॥
सदानंदी–भावप्रकाशटीका ॥

આકાશ, વાયુ તેજ, જલ અને પૃથ્વી એ ભગવાનનું જ વિવર્તન–વિકૃતિઓ–છે એમ સઘળા વેદાન્તશાસ્ત્રોથી સિદ્ધ થએલ છે એક તૃણખડ પણ વિષ્ણુથી જુદી સત્તા પ્રાપ્ત કરી શકતું નથી તેમજ સેંકડો બ્રહ્માઓ પણ વિષ્ણુથી જુદા નથી.

**અન્વય અને અર્થઃ**—स्वाम् પોતાની, प्रकृतिम् પ્રકૃતિ અવષ્ટભ્ય નિયમમાં રાખીને, प्रकृतेः પ્રકૃતિની, वशात् આધીનતાથી, अवशम् અસ્વાધીન–પરતંત્ર (એવા), इमम् આ, भूतग्राम ભૂતોના સમુદાયને, पुनः पुनः વારંવાર, विसृजामि હું પેદા કરું

**ભાવાર્થઃ**—હું મારી પોતાની પ્રકૃતિને વશમાં રાખી પ્રકૃતિને આધીન રહેવાથી પરતંત્ર રહેલા એવા આ ભૂતોના સમુદાયને વારંવાર ઉત્પન્ન કરું છું. અર્થાત્ હું સ્વતંત્ર હોવાથી અને ભૂતમાત્ર પરતંત્ર હોવાથી હું તેઓને ઉત્પન્ન કરું છું. ૮.

**અવતરણિકાઃ**—"આપ એ પ્રમાણે વિવિધ પ્રકારના કર્મો કરો તો જીવાત્માની માફક તે સર્વ કર્મો આપને કેમ બન્ધનકારક થતા નથી એવા અર્જુનના પ્રશ્નના પ્રત્યુત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

**न च मां तानि कर्माणि निबध्नंति धनंजय ॥**
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥**

**पदच्छेदः**—न, च, माम्, तानि, कर्माणि, निबध्नंति, धनंजय, उदासीनवत्, आसीनम्, असक्तम्, तेषु, कर्मसु.

**व्युत्पत्तिसमासाः**—निश्चयेन बध्नन्ति इति निबध्नन्ति उदासीनेन तुल्यम् इति उदासीनवत् । आस्ते इति आसीनः, तम् आसीनम् । न सक्तः इति असक्तः, तम् असक्तम् ।

---

१ द्रव्य कर्म च कालश्च स्वभावो जीव एव च ।
यदनुग्रहतः सन्ति न सन्ति यदुपेक्षया ॥ भागवते ॥

દ્રવ્ય, કર્મ, કાલ, સ્વભાવ અને જીવ એ બધા જે પરમાત્માના અનુગ્રહથી છે અને એની ઉપેક્ષાથી–ઈચ્છા વિના તે કંઈ પણ નથી.

**અન્વય અને અર્થઃ**—धनजय હે ધનંજય ! च પરતુ, तानि તે, कर्माणि કર્મો, उदासीनवत् કોઇ તટસ્થ–ઉપેક્ષક–ની સમાન, आसीनम् રહેલા, (અને) तेषु તે, कर्मसु કર્મોમાં, असक्तम् ફલની આસકિતરહિત–અભિમાનરહિત એવા, माम् મને, न, निबध्नन्ति બંધન કરતાં નથી.

**ભાવાર્થઃ**—હે ધનંજય ! પરતુ તે કર્મો ઉદાસીન પુરુષની માફક તટસ્થ અને ફલની આસક્તિ તેમજ કર્તાપણાના અભિમાનથી રહિત હું હોવાથી મને જરા પણ બન્ધનકારક થતા નથી અર્થાત્ તે કર્મોથી હું બધાતો નથી ૯.

**અવતરણિકાઃ**—"भूतग्राममिमं-विसृजामि" તથા "उदासीन वदासीन" એ પરસ્પર વિરૂદ્ધ વાક્યો હોવાથી અસગત હોય તેમ જણાય છે, તેથી તેની અસગતિ ટાળવા માટે જગત્ પ્રતિ પોતાનું વર્તન કેવુ છે ને ભગવાન્ શ્રીકૃષ્ણ જણાવે છે

**मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ॥**
**हेतुनाऽनेन कौंतेय जगद्विपरिवर्तते ॥ १० ॥**

**पदच्छेदः**—मया, अध्यक्षेण, प्रकृतिः, सूयते, सचराचरम्, हेतुना, अनेन, कौन्तेय, जगत्, विपरिवर्तते.

**व्युत्पत्तिसमासाः**—चरतीति चरम्, न चरतीति अचरम्, चरं च अचरं च इति चराचरे, चराचराभ्या सह वर्तमानं सचराचरम्, तत् । विशेषेण परिवर्तते इति विपरिवर्तते ।

---

१ अस्य द्वैतेन्द्रजालस्य यदुपादानकारणम् ।
अज्ञानं तदुपाश्रित्य ब्रह्म कारणमुच्यते ॥

આ જે દ્વૈતરૂપી ઈંદ્રજાલનું ઉપાદાન કારણ અજ્ઞાન છે તેનો આશ્રય કરીને બ્રહ્મ કારણ કહેવાય છે–મનાય છે

**અન્વય અને અર્થઃ**—अध्यक्षेण નિયંતા તરીકે રહેલા એવા, मया મારા વડે, प्रकृतिः ( મારી ) પ્રકૃતિ, सचराचरम् ચૈતન્ય અને જડસહિત જગત્‌ને, सूयते પેદા કરે છે, कौन्तेय હે કૌંતેય! अनेन આ, હેતુના કારણથી ( જ ), जगत् જગત્, विपरिवर्तते ( બધી અવસ્થામાં ) પરિણામ પામે છે.

**ભાવાર્થઃ**—હું નિયંતા-સર્વસત્તાધારક-હોવાથી મારો આશ્રય કરીને જ મારી પ્રકૃતિ જડચૈતન્યાત્મક આ સમગ્ર જગત્‌ને ઉત્પન્ન કરે છે, અને તેથી હે કૌન્તેય! મનેજ નિમિત્તભૂત કરીને આ જગત્ સૃષ્ટિ, સ્થિતિ અને લય ઇત્યાદિ અવસ્થાઓમાં પરિણામ પામે છે. ૧૦.

**અવતરણિકાઃ**—"આપજ બધાના અધ્યક્ષ, સર્વ પ્રાણિઓના નિવાસરૂપ, અને સંગરહિત હોવાથી સર્વદા મુક્ત છો તો પછી બધા આપને જ પોતાના આત્મા તરીકે અથવા પરમાત્મા તરીકે કેમ ભજતા નથી?" એ અર્જુનના પ્રશ્નના પ્રત્યુત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છેઃ

अवजानंति मां मूढा मानुषीं तनुमाश्रितम् ॥
परं भावमजानंतो मम भूतमहेश्वरम् ॥ ११ ॥

**पदच्छेदः**—अवजानन्ति, माम्, मूढाः, मानुषीम्, तनुम्, आश्रितम्, परम्, भावम्, अजानन्तः, मम, भूतमहेश्वरम्.

---

१ एको देव सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा।
कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥ श्रुतिः ॥

એકજ દેવ જીવરૂપે સર્વભૂત-પ્રાણિમાત્રમાં ગુપ્ત રહેલા, સર્વમાં વ્યાપ્ત, સર્વભૂતોના અંતરાત્મા, કર્મોના અધિષ્ઠાતા, સર્વભૂતોના નિવાસરૂપ, સર્વના સાક્ષી, નિર્વિકાર, એકલા અને નિર્ગુણ છે.

**व्युत्पत्तिसमासाः**—मनुष्यस्य इयं मानुषी, तां मानुषीम्। न जानन्तीति ते अजानन्तः। महान् च असौ ईश्वरश्च महेश्वरः, भूतानां महेश्वरः इति भूतमहेश्वरः, तं भूतमहेश्वरम्।

**અન્વય અને અર્થઃ**—मूढाः અવિવેકી–અજ્ઞાનીઓ, भूतमहेश्वरम् બધાં પ્રાણિઓના ઈશ્વરરૂપ એવા, मम મારા, परम् સૌથી શ્રેષ્ઠ, भावम् પરમાત્મતત્ત્વને, अजानन्तः નહિ જાણતા થકા, माम् મને, मानुषीम् મનુષ્યસંબંધી, तनुम् શરીરને, आश्रितम् ધારણ કરેલો એવો જાણી, (મારી) अवजानन्ति અવજ્ઞા કરે છે.

**ભાવાર્થઃ**—અવિવેકી–અજ્ઞાનીઓ સર્વ પ્રાણિઓના ઈશ્વરરૂપ એવા મારા ઉત્કૃષ્ટ પરમાત્મતત્ત્વને ન જાણીને, હું મનુષ્યદેહ ધારણ કરેલો છું એમ મને સમજી તેઓ મારી અવજ્ઞા કરે છે. અર્થાત્ તેઓ મને મનુષ્ય માની અજ્ઞાનતાથી મારું રહસ્ય ન સમજી મને ભજતા નથી. ૧૧.

અવતરણિકાઃ—"આ પ્રમાણે મારી અવજ્ઞા તથા નિન્દા વગેરેના પાપથી હતબુદ્ધિવાળા તે અવિવેકીઓ નિરંતર અધમ યોનિમાંજ રહેવા યોગ્ય છે," એમ ભગવાન્ કહે છે.

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ॥**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥**

---

१ काचिद्व्यामोहमूर्तिः परपुरुषरता राक्षसी माद्गुरासीत् ।
सा गर्भिण्यर्भकौघं विषममजनयत्तस्य भुक्ताभिधानम् ॥
यात्येकं नीचमार्गैरनिजडमपरं धावतीतस्ततोऽन्यत् ।
माद्यान्तः शून्यमन्यद्भवति तदपरं किं पुनस्तत्समाजे ॥
કોઈક મહામોહની સાક્ષાત્ મૂર્તિ પરપુરુષ–પર (ઈશ્વર) ના પ્યારમાં પડેલી

**पदच्छेदः**—मोघाशाः, मोघकर्माणः, मोघज्ञानाः, विचेतसः, राक्षसीम्, आसुरीम्, च, एव, प्रकृतिम्, मोहिनीम्, श्रिताः.

**व्युत्पत्तिसमासाः**—मोघा निष्फलैव आशा फलप्रार्थना येषां ते मोघाशाः। मोघानि व्यर्थानि कर्माणि येषां ते मोघकर्माणः। मोघं ईश्वराप्रतिपादकं ज्ञानं येषां ते मोघज्ञानाः। विगतानि चेतांसि येषां ते विचेतसः। राक्षसस्य इयं राक्षसी, ताम् राक्षसीम्। असुरस्य इयम् आसुरी, ताम् आसुरीम्। मोहयतीति मोहिनी, तां मोहिनीम्।

**અન્વય અને અર્થઃ**—(મારી અવજ્ઞાથી તેઓ) मोघाशाः ફળની વ્યર્થ પ્રાર્થનાવાળા, मोघकर्माणः નિષ્ફળ ક્રિયાવાળા, मोघज्ञानाः ઇશ્વરને પ્રતિપાદન ન કરનાર–નિષ્ફળ જ્ઞાનવાળા, (તથા) विचेतसः વિવેકરહિત ચિત્તવાળા, च અને, (તેથી જ) राक्षसीम् રાક્ષસી, आसुरीम् આસુરી, (અને) मोहिनीम् બુદ્ધિને મોહિત કરનારી, प्रकृतिं પ્રકૃતિનો, एव જ, आश्रिताः આશ્રય કરીને રહેલા (હોય છે).

**ભાવાર્થઃ**—મારી અવજ્ઞાથી તે મૂઢ પ્રાણિઓ–અજ્ઞાનીઓ નિષ્ફલ આશાવાળા, નિષ્ફલ કર્મવાળા, નિષ્ફલ કુતર્ક–જનિત જ્ઞાનવાળા તથા વિવેકરહિત થયેલા હોય છે અને તેથી જ રાક્ષસ સંબંધી તથા અસુર સંબંધી, બુદ્ધિને મોહિત–ભ્રષ્ટ

---

રાક્ષસી (માયા) ઉત્પન્ન થઈ. તે ગર્ભિણી થતાં તેણે પંચભૂત નામનું બાલકોનું ટોળુ ઉત્પન્ન કર્યું, તેમાનું એક (જલ) નીચ માર્ગો વડે જ ગમન કરે છે, બીજું (પૃથ્વી) અતિજડ, ત્રીજું (વાયુ) આહિં તહિં દોડે છે, ચોથું (આકાશ) અંદર તથા બહાર પણ શૂન્ય અને પાંચમુ (અગ્નિ) બાળે છે. એમ બધાં અયુક્ત કાયવાળાં છે તે જો એકઠાં સમાજરૂપ બને તો શું ન કરે !

કરનારી પ્રકૃતિનો આશ્રય કરીને જ રહેલા હોય છે. અર્થાત્ બુદ્ધિની ભ્રષ્ટતાને અંગે તેમને વારંવાર રાક્ષસી તથા આસુરી યોનિમાં જ જન્મ લેવો પડે છે. અને તેથી અધોગતિ તરફ જ તેઓ પ્રયાણ કરતા હોય છે. પણ ઊર્ધ્વગતિને પામતા નથી. ૧૨.

**અવતરણિકાઃ**—"ત્યારે આપને અવશ્ય રીતે કોણ ભજે છે! અને તે કેવી પ્રકૃતિનો આશ્રય કરીને રહેલા હોય છે!" ઇત્યાદિ અર્જુનની જિજ્ઞાસા પૂર્ણ કરવા માટે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે.

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ॥
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥

**पदच्छेदः**—महात्मानः, तु, माम्, पार्थ, दैवीम्, प्रकृतिम्, आश्रिताः, भजन्ति, अनन्यमनसः, ज्ञात्वा, भूतादिम्, अव्ययम्.

**व्युत्पत्तिसमासाः**—महान्तः आत्मानः येषां ते महात्मानः। देवस्य इयं दैवी, तां दैवीम् । अन्यस्मिन् परमेश्वरव्यतिरिक्ते मनः येषां ते अन्यमनसः, न अन्यमनसः इति अनन्यमनसः । भूतानाम् आकाशादीनां आदिः कारणम् इति भूतादिः, तं भूतादिम् । न विद्यते व्ययः यस्य सः अव्ययः, तम् अव्ययम् ।

**અન્વય અને અર્થઃ**—तु પરંતુ, पार्थ હે પાર્થ! दैवीम् શમ, દમ, દયા અને શ્રદ્ધાદિ લક્ષણયુક્ત સાત્ત્વિક, प्रकृतिम् પ્રકૃતિનો, आश्रिताः આશ્રય કરી રહેલા, महात्मानः મહાત્માઓ, (તો) माम् મને, भूतादिम् આકાશાદિ સર્વ ભૂતોના કારણરૂપ, ( તથા ) अव्ययम् અવિનાશી એવો, ज्ञात्वा જાણીને, अनन्यमनसः મારા સિવાય બીજે ક્યાંય પણ મન નહિ રાખતા થકા, भजन्ति ભજે છે.

**ભાવાર્થઃ**—પણ હે પાર્થ ! શમ, દમ, દયા, શ્રદ્ધા ઈત્યાદિ લક્ષણવાળી સાત્વિક પ્રકૃતિમાં જ રહેલા તથા અનેક જન્મમાં કરેલાં પુણ્યોથી પુનિત અને ઉદાર આત્માવાળા મહાપુરુષો તો વાસ્તવિક રીતે મને આકાશાદિ પંચમહાભૂતના કારણરૂપ તથા અવિનાશી એવો જાણીને અનન્ય ચિત્તવાળા થઈને ભજે-છે. અર્થાત્ સત્ત્વગુણી મહાત્માઓ તો મને જ પોતાનું પરમ ધ્યેય સમજી અનન્યતાથી ભજે છે અને તેથી જ તેઓ મારી ગતિને પામે છે. ૧૩.

**અવતરણિકાઃ**—ઉપરના શ્લોકમાં "મહાત્માઓ પોતાને ભજે છે" એમ ભગવાને કહ્યું તેની પૂર્તિમાં 'તેમના ભજનનો પ્રકાર કેવા પ્રકારનો છે' તે હવે ભગવાન્ જણાવે છેઃ

**सततं कीर्तयंतो मां यतंतश्च दृढव्रताः ॥**
**नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥१४॥**

**पदच्छेदः**—सततम्, कीर्तयन्तः, माम्, यतन्तः, च, दृढ-व्रताः, नमस्यन्तः, च, माम्, भक्त्या, नित्ययुक्ताः, उपासते.

---

१ पद्भ्यां दोर्भ्यां च जानुभ्यामुरसा शिरसा दृशा ।
मनसा वचसा चेति प्रणामोऽष्टाङ्ग उच्यते ॥

પગો વડે, ભુજાઓ વડે, ગોઠણો વડે, ઉર (હૃદય) વડે, મસ્તક વડે, દૃષ્ટિ વડે, મન વડે અને વચન—વાણીવડે એમ પ્રણામ આઠ અંગવાળો કહેવાય છે.

२ यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥ श्रुतिः ॥

જેને દેવતામાં પરમ—ઉત્તમ—શ્રદ્ધાયુક્ત ભક્તિ છે, અને જેમ દેવતામાં તેમ જ ગુરુમાં પણ ભક્તિ છે તે મહાત્માને એ કહેલા તમામ અર્થો વિકાસને પામે છે—પ્રાપ્ત થાય છે.

व्युत्पत्तिसमासाः—कीर्तयन्तीति ते कीर्तयन्तः । यतन्ति इति यतन्तः । दृढानि व्रतानि नियमाः येषां ते दृढव्रताः । नमस्यन्ति ते नमस्यन्तः । नित्यं युक्ताः इति नित्ययुक्ताः ।

અન્વય અને અર્થઃ—(તેઓ) सततम् સર્વદા, माम् મને (જ), कीर्तयन्तः વેદાન્તનું શ્રવણ, પ્રણવ-જપ ઈત્યાદિથી ભજતા, च અને, दृढव्रताः બ્રહ્મચર્યાદિ દૃઢવ્રત ધારણ કરતા, यतन्तः ઈન્દ્રિયસંયમ તથા ઈશ્વરપૂજનમાં યત્ન કરતા, च અને, भक्त्या ભક્તિપૂર્વક, नमस्यन्तः નમન કરતા, नित्ययुक्ताः અનવરત-રાતદિવસ-સાવધાન ચિત્તવાળા થયા થકા, माम् મને (જ), उपासते ઉપાસે છે-ભજે છે.

ભાવાર્થઃ—તેઓ નિરંતર મારું જ કીર્તન કરતા, બ્રહ્મચર્યાદિ દૃઢ વ્રતોને ધારણ કરીને ઈન્દ્રિયનિગ્રહ તથા મારા પૂજનમાં જ પ્રયત્ન કરતા તેમ જ મને ભક્તિપૂર્વક નમન કરતા, અહોરાત્ર સાવધાન ચિત્તવાળા થઈને મને ભજે છે. અર્થાત તેઓ વ્રતાદિ સર્વ મારે નિમિત્તે કરી મારી જ અપૂર્વ ભાવનાથી સેવા કરે છે એમ તું જાણ. ૧૪.

ज्ञानयज्ञेन चाप्यन्ये यजंतो मामुपासते ॥
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥

पदच्छेदः—ज्ञानयज्ञेन, च, अपि, अन्ये, यजन्तः, माम्, उपासते, एकत्वेन, पृथक्त्वेन, बहुधा, विश्वतोमुखम्.

व्युत्पत्तिसमासाः—ज्ञानम् (भगवद्विषयकम्) एव यज्ञः इति ज्ञानयज्ञः, तेन ज्ञानयज्ञेन । यजन्ति इति यजन्तः । एकस्य भावः इति

एकत्वम्, तेन एकत्वेन । पृथगः भाव इति पृथक्त्वम्, तेन पृथक्त्वेन । बहु प्रकारेण इति बहुधा । विश्वतः सर्वतः मुखं स्वरूपं यस्य सः विश्वतोमुखः, तं विश्वतोमुखम् ।

**અન્વય અને અર્થઃ**—च વળી, अन्ये બીજાઓ, अपि પણ, ज्ञानयज्ञेन જ્ઞાનરૂપી યજ્ઞ વડે, माम् મને, यजन्तः પૂજતા થકા, उपासते ઉપાસે છે, (કેટલાક) एकत्वेन એક જ પરબ્રહ્મ છે એ ભાવથી–ભેદરહિત બુદ્ધિ વડે, (કેટલાક) पृथक्त्वेन ઉપાસ્ય–દેવતા અને ઉપાસક–ભક્ત એ બંનેમાં ભેદબુદ્ધિ વડે, (તથા કેટલાક) विश्वतोमुखम् આખા વિશ્વમાં પોતાની જ મૂર્તિથી વ્યાપીને રહેલા એવા મને, बहुधा વિવિધ પ્રકારે–ઉપાસ્ય દેવતાઓના ઘણા ભેદથી (ભજે છે).

**ભાવાર્થઃ**—વળી બીજાઓ પણ જ્ઞાનરૂપી યજ્ઞવડે મારું પૂજન કરતા મારી ઉપાસના કરે છે, અને કેટલાક (હું૨૫) એકજ પરમ બ્રહ્મ છે એમ અદ્વૈત ભાવથી, કેટલાક ઉપાસ્ય ઉપાસકના દ્વૈત ભાવથી, અને કેટલાક ઉપાસ્ય દેવતાઓની વિવિધતાથી મને સર્વવ્યાપી વિશ્વરૂપ સમજી અનેક સ્વરૂપે મારું ભજન કરે છે.૧૫.

અવતરણિકાઃ—"અથવા બહુ પ્રકારે જે આપને ભક્તો ભજે છે તો પછી તેઓ આપને જ ભજે છે એમ કેમ માની શકાય?" એવી અર્જુનની શંકાના સમાધાનમા ભગવાન્ પોતાની સર્વાત્મતા બતાવતા કહે છે.

अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम् ॥
मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥

---

१ मायां तु प्रकृतिं विन्द्या मायिनं तु महेश्वरम् ।
तस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥ श्रुति ॥

પ્રકૃતિ તે માયા છે, અને મહેશ્વર–પુરુષ–બ્રહ્મ તે માયી છે અને તેના અવયવરૂપે જ આખુ જગત્ વ્યાપ્ત છે એમ જાણવુ.

पदच्छेदः—अहम्, क्रतुः, अहम्, यज्ञः, स्वधा, अहम्, अहम्, औषधम्, मन्त्रः, अहम्, अहम्, एव, आज्यम्, अहम्, अग्निः, अहम्, हुतम्.

व्युत्पत्तिसमासाः—ओषधे इदम् इति औषधम्। आज्यते इति आज्यम्।

અન્વય અને અર્થઃ—क्रतु. શ્રૌત અગ્નિષ્ટોમાદિ યજ્ઞરૂપ, अहम् હું (છુ), यज्ञः સ્માર્ત–વૈશ્વદેવાદિ યજ્ઞ, (પણ) अहम् હું(છુ), स्वधा પિતૃઓને આપવામાં આવતું સ્વધા–અન્ન, अहम् હું (છુ), औषधम् સર્વ પ્રાણિઓને જીવન (શક્તિ) આપનાર–રોગોને હરનાર ઔષધ अहम् હું (છુ), मन्त्रः જે વૈદિક ઋચા વડે આહુતિ અપાય છે તે મન્ત્રરૂપ, अहम् હું, एव જ (છુ), आज्यम् હવિર્દ્રવ્ય-ઘૃત, પાયસ ઈત્યાદિ, अहम् હું (છુ), अग्निः આહવનીયાદિ અગ્નિ, अहम् હું (છુ, તેમજ) हुतम् હોમ, (પણ) अहम् હું (જ છુ).

ભાવાર્થઃ—અગ્નિષ્ટોમાદિ શ્રૌત યજ્ઞ, વૈશ્વદેવાદિ સ્માર્ત યજ્ઞ, પિતૃઓને ઉદ્દેશીને આપવામાં આવતું–અન્ન–સ્વધા, પ્રાણિમાત્રને જીવાડનાર અથવા વ્યાધિનાશને માટે આપવામાં આવતું ઔષધ, જે વૈદિક ઋચાથી આહુતિ અપાય છે તે મન્ત્ર, ઘૃત, પાયસ ઈત્યાદિ હવિષ્ય પદાર્થ, આહવનીયાદિ અગ્નિ તથા હોમવામા આવતું જે તે સઘળું હું જ છુ. અર્થાત્ મારા સિવાય બીજુ કંઈ પણ નથી, અને તેથી સર્વ જગ્યાએ હું જ વ્યાપક છુ એમ તું માન. ૧૬.

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ॥
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥ १७ ॥

पदच्छेदः—पिता, अहम्, अस्य, जगतः, माता, धाता, पितामहः, वेद्यम्, पवित्रम्, ॐकारः, ऋक्, साम, यजुः, एव, च.

व्युत्पत्तिसमासाः—पाति रक्षति इति पिता । धारयतीति धाता । पितुः पिता इति पितामहः । वेदितु योग्यम् वेद्यम् । पूयते अनेन इति पवित्रम् ।

**અન્વય અને અર્થઃ**—अस्य આ, जगतः જગતનો, पिता પિતા, माता માતા, धाता કર્મફલને આપનાર વિધાતા, पितामहः પિતાનો પણ પિતા, अहम् હું (છુ, તેમ) वेद्यम् જાણવા યોગ્ય, पवित्रम् પાવન કરનાર, ॐकारः પ્રણવ, ऋक् ઋગ્વેદ, साम સામવેદ, च અને, यजुः યજુર્વેદ, एव પણ, (अहम् હું, જ છું).

**ભાવાર્થઃ**—આ જગતનો પિતા, માતા, વિધાતા અને પિતામહ હું છુ, તેમ જાણવા યોગ્ય વસ્તુ, પાવન કરનાર વસ્તુ, ૐકાર–પ્રણવ, ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું જ છુ. અર્થાત્ સર્વસ્વરૂપે હું જ રહેલો છુ એમાં સંશય નથી. ૧૭.

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ॥
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥ १८ ॥

पदच्छेदः—गतिः, भर्ता, प्रभुः, साक्षी, निवासः, शरणम्, सुहृत्, प्रभवः, प्रलयः, स्थानम्, निधानम्, बीजम्, अव्ययम्.

व्युत्पत्तिसमासाः—गम्यते इति गतिः । कर्मफलम् बिभर्तीति भर्ता । प्रकर्षेण भवतीति प्रभु॰ । साक्षाद्द्रष्टा इति साक्षी । निश्चयेन वासः इति निवास । सु सुष्ठु हृद् हृदयं यस्य सः सुहृद् । प्रभवति उद्भ-

वति अस्मात् इति प्रभवः । प्रकर्षेण लयः इति प्रलय । स्थीयते अस्मिन् तत् स्थानम् । नितान्तं धीयते अस्मिन्निति निधानम् ।

**અન્વય અને અર્થઃ**—(વળી) गतिः કર્મફલ, भर्ता પોષણ કરનાર, प्रभुः નિયંતા, साक्षी સાક્ષી, निवासः ભોગસ્થાન, शरणम् શરણે આવેલાને આશ્રય આપનાર, सुहृत् પ્રત્યુપકારની અપેક્ષા વિના ઉપકાર કરનાર મિત્ર, प्रभवः ઉત્પત્તિસ્થાન, प्रलयः લયરૂપ, स्थानम् આધાર, निधानम् કર્મફલનું સમર્પણસ્થાન बीजम् પ્રરોહના કારણરૂપ, (અને) अव्ययम् અવિનાશિ એવું બ્રહ્મ, (તે પણ હું જ છું)

**ભાવાર્થઃ**—કર્મના ફલરૂપ, પોષણ કરનાર, નિયન્તા, સાક્ષી, ભોગસ્થાન, શરણે આવેલાને આશ્રય આપનાર, પ્રત્યુપકારની અપેક્ષા વિના ઉપકાર કરનાર મિત્રરૂપ, સર્વનું ઉત્પત્તિસ્થાન, લયસ્થાન અને આધારસ્થાન, કર્મનાં ફલને સમર્પણ કરવાનું સ્થાન, ઉત્પત્તિનું મૂલ કારણ અને અવિનાશિ એવું બ્રહ્મ તે પણ હું જ છું. ૧૮.

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥ १९ ॥

**पदच्छेदः**—तपामि, अहम्, अहम्, वर्षम्, निगृह्णामि, उत्सृजामि, च, अमृतम्, च, एव, मृत्युः, च, सत्, असत्, च, अहम्, अर्जुन.

---

१ सदभिव्यक्तरूपत्वात्कार्यमित्युच्यते बुधैः ।
असदव्यक्तरूपत्वात्कारणं चापि शब्दितम् ॥

સત્ સર્વથા વ્યક્ત—સ્પષ્ટ રૂપ હોવાથી તેને પંડિતો કાર્ય કહે છે અને અસત્—અવ્યક્ત—અસ્પષ્ટરૂપ હોવાથી તેને કારણ કહે છે

**व्युत्पत्तिसमासाः**—नितान्तं गृह्णामि इति निगृह्णामि । न मृतम् इति अमृतम् । न सत् इति असत् ।

**અન્વય અને અર્થઃ**—(વળી) अर्जुन હે અર્જુન ! अहम् હું, तपामि (આદિત્યરૂપ થઈને) તપું છું, वर्षम् વરસાદને, निगृह्णामि આકર્ષું છું, च અને, उत्सृजामि છોડું છું, च તેમ, अमृतम् જીવનરૂપ, च અને, मृत्युः મૃત્યુરૂપ, एव પણ, सत् સ્થૂલ–દૃશ્ય, च અને, असत् સૂક્ષ્મ–અદૃશ્ય, (એ બધું પણ) अहम् હું, एव જ (છું).

**ભાવાર્થઃ**—વળી હે અર્જુન! સૂર્યરૂપે જગતને તાપ આપનાર હું જ છું, વરસાદને અર્થાત્ જલને ગ્રીષ્મઋતુમાં હું જ ખેંચું છું અને વર્ષાઋતુમાં હું જ છોડુ છું, તેમજ જીવન, મૃત્યુ સ્થૂલ–દૃશ્ય અને સૂક્ષ્મ–અદૃશ્ય એ બધું પણ હું પોતે જ છું. ૧૯.

**અવતરણિકાઃ**—"ઉપર કહેલા પ્રકારમાંથી એકે પ્રકાર વડે પોતાને ન ભજતા કેવલ શુષ્ક કર્મ કરનારાઓ શી ગતિને પામે છે," તેનું વર્ણન ભગવાન્ શ્રીકૃષ્ણ કરે છે.

[1]त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ॥
ते पुण्यमासाद्य सुरेंद्रलोक-
मश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥

---

१ यो वा एतदक्षरं गार्ग्यविदित्वाऽस्मिँल्लोके जुहोति यजते
तपस्तप्यते बहूनि वर्षसहस्राण्यन्तवदेवास्य तद्भवति ॥ श्रुतिः ॥

હે ગાર્ગિ! જે અવિનાશિ અક્ષરને ન જાણી આ લોકમા હોમ કરે છે, યજ્ઞ કરે છે, તપ તપે છે તેનો બહુ–હજારો વર્ષ સુધી લોકલોકાંતરમાં વાસ થતાં પણ છેવટ તે સઘળું એનું અંતવત (પુનરાવર્તક) જ થાય છે. અર્થાત્ હોમ, યજ્ઞ અને તપ વિગેરે સઘળાં કર્મો તેને છેવટ ફરી જન્મ આપનારાં થાય છે પણ મોક્ષ આપનારા થતા નથી.

पदच्छेदः—त्रैविद्याः, माम्, सोमपाः, पूतपापाः, यज्ञैः, इष्ट्वा, स्वर्गतिं, प्रार्थयन्ते, ते, पुण्यम्, आसाद्य, सुरेन्द्रलोकम्, अश्नन्ति, दिव्यान्, दिवि, देवभोगान्.

व्युत्पत्तिसमासाः—ऋग्यजुःसामलक्षणाः तिस्रः विद्याः येषां ते त्रिविद्याः, त्रिविद्या एव त्रैविद्याः; तिस्रो विद्याः अधीयन्ते जानन्तीति वा त्रैविद्याः। सोमं पिबन्तीति सोमपाः। पूतानि पापानि स्वर्गप्रतिबन्धकानि येषां ते पूतपापाः। स्वर्गं प्रति गतिः इति स्वर्गतिः, तां स्वर्गतिम्। प्र प्रकर्षेण अर्थयन्ते याचन्ते इति प्रार्थयन्ते। सुराणाम् इन्द्रः इति सुरेन्द्रः, सुरेन्द्रस्य लोकः इति सुरेन्द्रलोकः, तं सुरेन्द्रलोकम्। दिवि भवाः दिव्याः, तान् दिव्यान्। भुज्यन्ते इति भोगाः, देवानां भोगाः इति देवभोगाः, तान् देवभोगान्।

અન્વય અને અર્થઃ—(ये જે,) त्रैविद्याः ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રણ વિદ્યાઓને જાણનાર, सोमपाः યજ્ઞમાં સોમનું પાન કરનાર, (અને તેથી જ) पूतपापाः નિષ્પાપ થયેલા થકા, यज्ञैः યજ્ઞો વડે, माम् મારું (ઈન્દ્રસ્વરૂપનું), इष्ट्वा યજન કરીને, स्वर्गतिम् સ્વર્ગ–લોકની ગતિની, प्रार्थयन्ते પ્રાર્થના કરે છે, ते તેઓ, पुण्यम् પુણ્યના ફલરૂપ, सुरेन्द्रलोकम् ઇન્દ્રલોકને, आसाद्य પામીને, दिवि સ્વર્ગમાં, दिव्यान् દિવ્ય–મનહર–વિલાસરૂપ, देवभोगान् દેવતાઓના ભોગોને, अश्नन्ति ભોગવે છે.

ભાવાર્થઃ—જે ઋગ્, સામ અને યજુર્વેદ એ ત્રણ વિદ્યાઓને જાણનાર, યજ્ઞશિષ્ટ સોમનું પાન કરનાર અને તેથી જ પાપરહિત થયા થકા યજ્ઞો વડે મને–ઈન્દ્રસ્વરૂપે પૂજીને સ્વર્ગલોકની ગતિની પ્રાર્થના કરે છે તેઓ પુણ્યના ફલરૂપ ઉત્તમ

સ્વર્ગલોકને પામીને દેવોને ભોગવવા યોગ્ય એવા સ્વર્ગીય ભોગ-વિલાસોને ભોગવે છે. ૨૦.

અવતરણિકાઃ—"એ પ્રકારે ઘણા કષ્ટથી તેઓ સ્વર્ગને મેળવે છે, પરંતુ તે પણ વિનાશિ હોવાથી અંતે તેઓ મારું ભજન ન કરતા હોવાથી પાછા મનુષ્યલોકમાં પતન પામે છે," તે ભગવાન્ કહે છેઃ

[1]ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभंते ॥ २१ ॥

पदच्छेदः—ते, तम्, भुक्त्वा, स्वर्गलोकम्, विशालम्, क्षीणे, पुण्ये, मर्त्यलोकम्, विशन्ति, एवम्, त्रयीधर्मम्, अनुप्रपन्नाः, गतागतम्, कामकामाः, लभन्ते.

---

१ प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म ।
एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्यु ते पुनरेवापि यान्ति ॥ श्रुतिः ॥

એ યજ્ઞરૂપી અરાઢ નૌકાઓ અદૃઢ છે એટલે તેથી પ્રાપ્ત થતા પુણ્યો પૂરાં થાય ત્યારે તે ડુબાવી શકે છે અર્થાત્ ફરી જગત્મા જન્માવી શકે છે, કે જેઓમા ઉત્તમ પ્રકારનુ કર્મ છે, પણ એ પુણ્યને જેઓ વખાણે છે તેઓ મૂર્ખ છે, કેમકે તેઓ જરા અને મૃત્યુને ફરી પણ પામે છે (અરાઢ નૌકાઓ તે ષોડશ ઋત્વિજ, યજમાન અને યજમાનની પત્ની)

` यत्सत्य तदुपासितव्यमधुना सत्य यतो लभ्यते
सत्योपासनया तथैव च फल स्वप्नोत्थराज्यादिवत् ॥
आयासे सदृशेऽपि तुच्छफलदे मार्गे प्रवृत्ति. कथ
मायावैभवमेतदेव तदिद भक्त्या हरेर्वाप्यते ॥ टिप्पणिकायाम् ॥

હમણા—તત્કાલ જે સત્ય વસ્તુ છે તેનીજ ઉપાસના કરવી કે જેનાથી સત્ય

व्युत्पत्तिसमासाः—स्वर्गश्चासौ लोकश्च इति स्वर्गलोकः, तं स्वर्गलोकम् । मर्त्यश्चासौ लोकश्च इति मर्त्यलोकः, तं मर्त्यलोकम् ।

**અન્વય અને અર્થ:**—તે તે-સકામ કર્મવાદીઓ, तम् તે, विशालम् વિશાલ, स्वर्गलोकम् સ્વર્ગલોકને, भुक्त्वा ભોગવીને, पुण्ये પુણ્ય, क्षीणे ક્ષીણ થઈ જતાં, मर्त्यलोकम् મૃત્યુલોકમાં, विशन्ति પ્રવેશ કરે છે, एवम् એ પ્રમાણે, त्रयीधर्मम् ત્રણ વેદમાં કહેલા વૈદિકકર્મનું, अनुप्रपन्ना: અનુકરણ કરવાવાળા, कामकामाः કામનાઓની ઇચ્છાવાળા, (તેઓ) गतागतम् આવતું જતું-વિનાશિ ફલ, लभन्ते મેળવે છે.

**ભાવાર્થ:**—તે સકામ કર્મવાદીઓ તે મહા વિશાલ સ્વર્ગલોકને ભોગવીને, પોતાનાં પુણ્યો ક્ષીણ થઈ જતાં આ મૃત્યુલોકમાં ફરી અવતાર લે છે, એ પ્રમાણે ત્રણે વેદોમાં કહેલાં કેવળ વેદોક્ત શુષ્ક કર્મ કરનારાઓ, અને કામનાઓની ચાહનાવાળાઓ પુણ્યથી સ્વર્ગપ્રાપ્તિ અને પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુલોકની પ્રાપ્તિરૂપી આવતા જતા એટલે કે વિનાશ પામવાવાળા ફલને મેળવે છે. અર્થાત્ તેઓ કર્મનાં ફલને અંગે સ્વર્ગાદિ લોકમાં જાય છે, પણ પાછળથી પતન પામે છે, પરતુ મારા ભક્તો તો તે સ્થિતિને-પતનને પામતા નથી. ૨૧.

અવતરણિકા —"કામનાઓની ઇચ્છાવાળાઓ તો પોતપોતાની કામના પ્રમાણે કર્મોનું અનુષ્ઠાન કરીને, ભોગાદિ આવશ્યક વસ્તુઓ મેળવે

---

પ્રાપ્ત થઈ શકે છે, અસત્યની ઉપાસનાથી અસત્ય-જુઠું ફળ મળે છે જેમ સ્વપ્નમાં રાજ્ય મળ્યું હોય પણ જાગતા તે જુઠું જણાય છે તેમ, બન્ને માર્ગોમાં પ્રયાસ સરખો જ હોય છે છતાં તુચ્છ ફળ આપનારા અસત્યના માર્ગમાં કેમ પ્રવૃત્તિ થાય? માટે તે આ સઘળું માયાનો વૈભવ છે અને તે-તે સબધી વિવેક તો પરમાત્માની ભક્તિ વડે જ પ્રાપ્ત થઈ શકે છે

છે, પણ કેવળ નિષ્કામ કર્મ કરનાર તત્ત્વજ્ઞાનીઓ કે જે આપની ઉપાસના કરે છે અને જેઓને ભોગની ઇચ્છા નથી હોતી, તેમના શરીરની સ્થિતિના કારણરૂપ તેમના યોગક્ષેમનો નિર્વાહ કેવી રીતે થાય છે ?" એવી અર્જુનની શંકાના સમાધાન માટે ભગવાન્ કહે છેઃ

**अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ॥**
**तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥२२॥**

**पदच्छेदः**—अनन्याः, चिन्तयन्तः, माम्, ये, जनाः, पर्युपासते, तेषाम्, नित्याभियुक्तानाम्, योगक्षेमम्, वहामि, अहम्.

**व्युत्पत्तिसमासाः**—नास्ति अन्यः उपास्य. येषां ते अनन्याः। चिन्तयन्तीति ते चिन्तयन्तः। परितः सर्वतः अनवच्छिन्नतया उपासते इति पर्युपासते। नित्यम् अभियुक्ताः इति नित्याभियुक्ताः, तेषाम् नित्याभियुक्तानाम्। योगश्च क्षेमश्च एतयोः समाहारः योगक्षेमम्, तत्।

**અન્વય અને અર્થઃ**—ये જે, जनाः મનુષ્યો, अनन्याः મારા સિવાય બીજો આશ્રય જેમને નથી તેવા થકા, माम् મારું चिन्तयन्तः ચિન્તન કરતા, पर्युपासते કેવળ (મારી) ઉપાસના કરે છે, तेषाम् તે, नित्याभियुक्तानाम् નિરતર મારામાં જોડાએલ ચિત્તવાળાઓના, योगक्षेमम् નહિ પ્રાપ્ત થયેલ વસ્તુની પ્રાપ્તિ, અને પ્રાપ્ત વસ્તુના રક્ષણને अहम् હું, वहामि વહન કરુ છું–આપું છું.

**ભાવાર્થઃ**—મારા વિના અન્ય કોઈપણ આશ્રય જેમનો નથી એવા જે મારા ભક્તજનો મારું જ ચિંતવન કરતા નિરંતર મને ભજે છે, તેવા સતત મારામાંજ આસક્ત ચિત્તવાળાઓનાં યોગક્ષેમ–ન પ્રાપ્ત થએલ વસ્તુનું પ્રાપ્ત કરવું, અને પ્રાપ્ત થએલાનું રક્ષણ કરવું તે રૂપી જે જીવનવ્યવહાર–તે હું જ ચલાવું

છુ. અર્થાત્ તેઓ તો તેની પણ ચિંતા રાખતા નથી અને તેથી હું જ તેઓનાં યોગક્ષેમને ચલાવું છું. ૨૨.

અવતરણિકાઃ—"અન્ય દેવતાઓ પણ સ્વરૂપ તો આપનુ જ છે તો તે દેવતાના ભકતો પણ આપને જ ભજે છે એમ કેમ ન માની શકાય? અને તો પછી આપના ભક્તો તથા અન્ય દેવતાના ભકતોમા શો વિશેષ ફરક છે?" એવા અર્જુનના પ્રશ્નના પ્રત્યુત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

येऽप्यन्यदेवताभक्ता यजंते श्रद्धयान्विताः ॥
तेऽपि मामेव कौंतेय यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥

पदच्छेदः—ये, अपि, अन्यदेवताभक्ताः, यजन्ते, श्रद्धया, अन्विताः, ते, अपि, माम्, एव, कौन्तेय, यजन्ति, अविधिपूर्वकम्.

व्युत्पत्तिसमासाः—अन्याश्च ताः देवताश्च इति अन्यदेवताः, तासां भक्ताः इति अन्यदेवताभक्ताः । न विधिः इति अविधिः, अविधि पूर्वं यस्मिन् कर्मणि यथास्यात्तथा इति अविधिपूर्वकम् ।

અન્વય અને અર્થઃ—कौन्तेय હે કુંતાજીના પુત્ર–અર્જુન! ये જેઓ, अन्यदेवताभक्ताः બીજા દેવતાઓના ભકતો, (થઈને) अपि પણ, श्रद्धया શ્રદ્ધાથી, अन्विता યુક્ત થયા થકા, (તેઓને) यजन्ते પૂજે છે, ते તેઓ, अपि પણ, अविधिपूर्वकम् અજ્ઞાન પૂર્વક, माम् મને, एव જ, यजन्ति પૂજે છે.

ભાવાર્થઃ—હે કૌન્તેય! બીજા દેવતાના ભકતો જેઓ શ્રદ્ધાયુક્ત થઈને તેમનું પૂજન કરે છે, તેઓ પણ અજ્ઞાનપૂર્વક મને જ પૂજે છે અર્થાત્ મારા ભકતો મને વિધિથી પૂજે છે જ્યારે અન્યના ભકતો મને અવિધિથી પૂજે છે એમ તું જાણ. ૨૩.

અવતરણિકાઃ—"તેઓ આપને અજ્ઞાનપૂર્વક કેવી રીતે પૂજે છે?" એના પ્રત્યુત્તરમા ભગવાન કહે છે

**अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ॥**
**न तु मामभिजानंति तत्त्वेनातश्च्यवंति ते ॥ २४ ॥**

**पदच्छेदः**—अहम् , हि, सर्वयज्ञानाम्, भोक्ता, च, प्रभुः, एव, च, न, तु, माम् , अभिजानन्ति, तत्त्वेन, अतः, च्यवन्ति, ते.

**व्युत्पत्तिसमासाः**—सर्वे च ते यज्ञाश्च इति सर्वयज्ञाः, तेषां सर्वयज्ञानाम् । भुनक्तीति भोक्ता। प्रभवति इति प्रभुः । अभितः जानन्ति इति अभिजानन्ति ।

**અન્વય અને અર્થઃ**—अहम् હું, सर्वयज्ञानाम् સર્વ યજ્ઞોનો, भोक्ता ભોગવનાર, च અને, प्रभुः સ્વામી, एव જ, ( છું ) तु પણ, हि જથી, माम् મને, ( તેઓ ) तत्त्वेन તત્ત્વથી, न, अभिजानन्ति જાણતા નથી, अतः એથી, च જ, ते તેઓ, च्यवन्ति પડે છે–ફરી જન્મ–પામે છે.

**ભાવાર્થઃ**—બધા શ્રૌતસ્માર્ત યજ્ઞોનો તે તે દેવતાસ્વરૂપે ભોગવનાર અને ઈશ્વર પણ હું જ છું, પણ જેથી અન્ય દેવતાના

---

१ एकोऽनेकैः स्वरूपैर्नटति नटवरो दर्शयन् हावभावाँ-
स्तत्तद्रूपान्दधानः पृथगभिलषितेष्वत्र सामाजिकेषु ॥
कस्मैचित्कश्चिदर्थं वितरति मुदितस्तेन सतर्पितः स्या-
देकः सर्वान्तरात्मार्पणमखिलनृणुभ्योऽर्पितं स्यात्तथैव ॥ टिप्पणिकायाम् ॥

એકજ નટવર–નૃત્યકારોમાં શ્રેષ્ઠ પરમાત્મા અનેક સ્વરૂપે આ જગત્માં સામાજિક જુદી જુદી અભિલાષાઓ અનુસાર તદનુકૂલ તેતે ( જ્યારે જેવાની જરૂર હોય ત્યારે તેવાં તેવાં ) રૂપોને ધારણ કરીને તે પ્રમાણે જ હાવભાવ દર્શાવતા નાચ કરે છે, માટે જ જો કોઈ એકજ વ્યક્તિને ઉદ્દેશીને કંઈ વસ્તુ મનુષ્ય આપે છે તો તેથી તે, એક જ સંતુષ્ટ થાય છે પણ જો સઘળાઓના અંતરાત્મા–પરમેશ્વરને ઉદ્દેશીને આપેલું હોય તો તે એકની પેઠે સઘળાં શરીરોને આપેલું મનાય છે, અને તેથી તે સર્વ સંતુષ્ટ થએલાં મનાય છે.

ઉપાસકો મને તત્ત્વથી જાણતા નથી, એટલે કે મારા સત્યસ્વરૂપને સમજતા નથી તેથી જ તેઓ પડે છે—આ સંસારની જન્મ-મરણરૂપ આવૃત્તિને—પુનર્જન્મને પામે છે. ૨૪

અવતરણિકા—"આપના શુદ્ધ તત્ત્વને નહિ સમજવાથી અન્ય દેવતાના ભક્તો કર્મના ફલથી ભ્રષ્ટ થાય છે, તો તે તે દેવતાઓનું આરાધન તો કાલાન્તરે પણ અધઃપતન કરનાર હોવાથી સારરહિત જ ગણાય" એવી અર્જુનની માન્યતાને દૂર કરી તેને સ્પષ્ટ સમજાવવા માટે ભગવાન્ કહે છે

यांति देवव्रता देवान् पितॄन्यांति पितृव्रताः ॥
भूतानि यांति भूतेज्या यांति मद्याजिनोऽपि माम् २५

पदच्छेदः—यान्ति, देवव्रताः, देवान्, पितॄन्, यान्ति, पितृव्रताः, भूतानि, यान्ति, भूतेज्याः, यान्ति, मद्याजिनः, अपि, माम् ।

व्युत्पत्तिसमासाः—देवेषु व्रतं नियमः येषां ते देवव्रताः । पितृषु व्रतं येषां ते पितृव्रताः । यष्टुं योग्यानि इज्यानि, भूतानि (विनायकमातृगणचतुःषष्ठीयोगिन्यादीनि) इज्यानि पूज्यानि येषां ते इति भूतेज्याः । मां यजन्ति ते मद्याजिनः ।

અન્વય અને અર્થઃ—देवव्रताः ઇન્દ્રાદિ દેવોમાં નિયમિત ભક્તિવાળા, देवान् (તે તે) દેવોને, यान्ति પામે છે, पितृव्रताः શ્રાદ્ધાદિક્રિયાપરાયણ પિતૃભક્તો, पितॄन् પિતૃઓને, यान्ति પામે છે, भूतेज्याः (ગણપતિ, માતૃકા, યોગિની ઇત્યાદિ) ભૂતગણોને પૂજનારા, भूतानि ભૂતોને, यान्ति પામે છે, (અને) मद्याजिनः મારું યજન કરનારા, माम् મને, अपि પણ, यान्ति પામે છે.

**ભાવાર્થ:**—દેવોના ભકતો દેવોને, પિતૃઓના ભકતો પિતૃઓને, ભૂતોને પૂજનારા ભૂતોને અને મને પૂજનારા મનેજ પામે છે, એમ અનુક્રમે જે જે દેવોને જે જે પૂજનારા છે તે પોત-પોતાના તે તે આરાધ્ય દેવોને પામે છે અર્થાત્ પુણ્યની સમાપ્તિ સુધી તેઓની તે ભક્તિ નિષ્કામ જતી નથી. ૨૫.

**અવતરણિકા:**—"વળી મારા ભકતોને સંસારની પુનરાવૃત્તિ ન થવા રૂપ અનન્ત ફલની પ્રાપ્તિ થાય છે, એટલુ જ નહીં પણ હું બહુ સુખ-પૂર્વક આરાધી શકાઉં તેવો છુ તેથીજ જ્ઞાનીઓ મારી આરાધના કરે છે," એ આશયથી ભગવાન્ કહે છે

पत्रं[1] पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ॥
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥

**पदच्छेदः**—पत्रम्, पुष्पम्, फलम्, तोयम्, यः, मे, भक्त्या, प्रयच्छति, तत्, अहम्, भक्त्युपहृतम्, अश्नामि, प्रयतात्मनः.

**व्युत्पत्तिसमासाः**—प्रकर्षेण यच्छतीति प्रयच्छति । भक्त्या उपहृतम् इति भक्त्युपहृतम् । प्रकर्षेण यत. आत्मा यस्य सः प्रयतात्मा, तस्य प्रयतात्मनः ।

**અન્વય અને અર્થ:**-यः જે ભકત, पत्रम् (તુલસીનું) પાંદડું, पुष्पम् ફુલ, फलम् ફલ, तोयम् પાણી (અથવા જે કંઈ

---

१ या क्रिया सम्प्रयुक्ताश्च ह्येकान्तगतिबुद्धिभि ॥
ता सर्वा शिरसा देव प्रतिगृह्णाति वै स्वयम् ॥

એકાત ગમન કરનારી બુદ્ધિવાળા-વિચારવન્ત-જ્ઞાની પુરુષોએ જે ક્રિયાઓ-કર્મો-ઈશ્વરાર્પણ વૃત્તિથી સારી રીતે યોજેલી હોય છે તે તે સર્વ ક્રિયા-કર્મો-સાક્ષાત પરમાત્મા પોતેજ શિરપર ગ્રહણ કરે છે (સ્વીકારે છે)

અનાયાસે મળેલું તે ) મે મને, प्रयच्छति અર્પણ કરે છે, प्रयतात्मनः તે શુદ્ધબુદ્ધિવાળાએ, भक्त्युपहृतम् ભક્તિ વડે ભેટ તરીકે અર્પણ કરેલા, तत् તેને, अश्नामि હુ ગ્રહણ કરુ છુ

ભાવાર્થઃ—જે મારો ભક્ત તુલસીપત્ર, પુષ્પ, ફલ, અથવા જલ તેમાનુ એકાદ અથવા અનાયાસે મળી આવેલુ જે કઈ પણ મને અર્પણ કરે છે, તે શુદ્ધબુદ્ધિવાળા મારા ભક્તે ભક્તિ પૂર્વક ભેટ તરીકે અર્પણ કરેલું તે હુ ગ્રહણ કરુ છુ. અર્થાત શ્રદ્ધાપૂર્વક જો કઈ સ્વલ્પ પણ મને અર્પણ કરવામા આવે છે તો તેથી હુ પ્રસન્ન થઈ મારા ભક્તનુ કલ્યાણ કરુ છુ ૨૬.

અવતરણિકાઃ—"પત્રપુષ્પાદિક પણ ભક્તિ વડે અર્પણ કરાયેલા હુ ગ્રહણ કરૂ છુ તેમ સર્વ કર્મ પણ મને અર્પણ કરવામા આવે તો તેને પણ હુ ગ્રહણ કરુ અને તેથી તેમ જ કરવુ ઉચિત છે," એમ જણાવી 'તુ પણ તે પ્રમાણે જ કર' એમ કહેવામાટે ભગવાન્ જણાવે છે

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ॥
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥

पदच्छेदः—यत्, करोषि, यत्, अश्नासि, यत्, जुहोषि, ददासि, यत्, यत्, तपस्यसि, कौन्तेय, तत्, कुरुष्व, मदर्पणम्.

व्युत्पत्तिसमासाः—अर्प्यते अनेन इति अर्पणम्, मयि अर्पणम् इति मदर्पणम् ।

અન્વય અને અર્થઃ—कौन्तेय હે કૌન્તેય। यत् જે, करोषि (કર્મ)તુ કરે, यत् જે કઈ, अश्नासि તુ ખાય, यत् જે, जुहोषि

( અગ્નિમાં ) હોમે, यत् જે કંઈ, ददासि તું આપે, यत् જે કંઈ, तपस्यसि તપ કરે, तत् તે, मदर्पणम् મને અર્પણ, कुरुष्व કર.

**ભાવાર્થઃ**—હે કૌન્તેય! તું જે કંઈ કર્મ કરે, જે કંઈ ખાય, જે અગ્નિમાં હોમ કરે, જે દાન વગેરે આપે, જે તપ કરે, તે સઘળું તારું કર્મ મને અર્પણ કર. ૨૭.

**અવતરણિકાઃ**—" એવી રીતે મારામાં કર્મ અર્પણ કરવાથી તને શું ફલ પ્રાપ્ત થશે તેજો; " એમ અર્જુનને ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે.

**शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ॥**
**संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥**

**पदच्छेदः**—शुभाशुभफलैः, एवम्, मोक्ष्यसे, कर्मबन्धनैः, संन्यासयोगयुक्तात्मा, विमुक्तः, माम्, उपैष्यसि.

**व्युत्पत्तिसमासाः**—शुभं च अशुभं च इति शुभाशुभे, शुभाशुभे फले येषा तानि शुभाशुभफलानि, तैः शुभाशुभफलैः। बध्यन्ते एभिरिति बन्धनानि, कर्माण्येव बन्धनानि इति कर्मबन्धनानि, तैः कर्मबन्धनैः। संन्यास एव कर्मफलानां मत्समर्पणतया योगः इति संन्यासयोगः, तेन युक्त आत्मा अन्तःकरणं यस्य स सन्यासयोगयुक्तात्मा। विशेषेण मुक्तः इति विमुक्तः।

**અન્વય અને અર્થઃ**—एवम् એ પ્રમાણે, शुभाशुभफलैः શુભ અને અશુભ ફલવાળા, कर्मबन्धनैः કર્મરૂપી બંધનોથી, मोक्ष्यसे તું છૂટો થઇશ, ( અને ) संन्यासयोगयुक्तात्मा મને કર્મો સમર્પણ કરવા રૂપી જે સંન્યાસ તે રૂપી યોગ વડે યુક્ત અંતઃકરણ-

વાળો, (તેમ જ) विमुक्तः જીવતો છતાં જ કર્મબંધનોથી છૂટી ગયેલો થકો, (શરીર છોડયા પછી પણ) माम् મને, उपैष्यसि પામીશ.

ભાવાર્થઃ—એ પ્રમાણે મારામાં કર્મો અર્પણ કરવાથી શુભ અને અશુભ ફલવાળાં કર્મરૂપી બંધનોથી તું મુક્ત થઇશ, અને કર્મફલને સમર્પણ કરવા રૂપી જે સંન્યાસયોગ તેનાં અનુષ્ઠાન-યુક્ત ચિત્તવાળો થઇને તું જીવતા છતાં જ કર્મનાં બન્ધનો-માંથી છુટી જઇશ, અને મૃત્યુ પછી પણ મને પામીશ એમાં સંશય નથી. ૨૮

અવતરણિકાઃ—"આપ માત્ર આપના ભક્તો ઉપર જ અનુગ્રહ કરો અને અન્ય દેવતાના ભક્તો ઉપર નહિ, તો પછી આપને રાગદ્વેષવાળા ગણવા કેમ!" એ અર્જુનની શંકાના સમાધાનમા ભગવાન શ્રીકૃષ્ણ કહે છેઃ

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ॥
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥२९॥

पदच्छेदः—समः, अहम्, सर्वभूतेषु, न, मे, द्वेष्यः, अस्ति, न, प्रियः, ये, भजन्ति, तु, माम्, भक्त्या, मयि, ते, तेषु, च, अपि, अहम्.

व्युत्पत्तिसमासाः—सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषु सर्वभूतेषु । द्वेष्टुं योग्यः द्वेष्यः ।

અન્વય અને અર્થઃ—अहम् હું, सर्वभूतेषु સર્વ પ્રાણીમાં, समः તુલ્ય-સમાન (જ છું), मे મને, द्वेष्य. દ્વેષ કરવા યોગ્ય, (કોઇ પણ) न, अस्ति નથી, मे મારો, प्रियः પ્રિય, (પણ કોઇ) न નથી, तु, પણ, ये જેઓ, माम् મને, भक्त्या ભક્તિ વડે,

भजन्ति ભજે છે, તે તેઓ, मयि મારામાં ( છે ), च અને, तेषु તેઓમાં, अहम् હું, अपि પણ ( છું. )

**ભાવાર્થઃ**—હું પ્રાણિમાત્રમાં સમાનતાથી જ રહેલો છું. મને દ્વેષ કરવા યોગ્ય કે પ્રિય કોઇ પણ નથી, છતાં પણ જેઓ મને ભકિતપૂર્વક ભજે છે તેઓ મારામાં રહે છે અને હું પણ સ્વભાવથી જ તેઓમાં રહું છું. અર્થાત્ જેમ અગ્નિ પોતાની પાસે આવેલાની જ ઠંડી ઉરાડે છે, પણ દૂર રહેલાની નહીં, તેમજ મને ભજનારા સ્વાભાવિક રીતે જ મારા વિશેષ સંબંધમાં આવે છે, બાકી અગ્નિની માફક કોઇનો પર મારો પક્ષપાત નથી. આ પ્રમાણે પાસે આવનાર અને ન આવનાર એટલે કે મારા ભક્ત અને અન્યના ભકતોમાં અવશ્ય એટલો ભેદ રહેલો છે. ૨૯.

અવતરણિકાઃ—"મારી ભકિતનું માહાત્મ્ય કેવું છે તે તું જો," એમ ભગવાન્ પોતાની ભકિતની મહત્તા બતાવતાં કહે છે:

**अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ॥**
**साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥३०॥**

पदच्छेदः—अपि, चेत्, सुदुराचारः, भजते, माम्, अनन्यभाक्, साधुः, एव, सः, मन्तव्यः, सम्यक्, व्यवसितः, हि, सः.

---

१ अहं ब्रह्मेति मां ध्यायन्नेकाग्रमनसा सकृत् ।
सर्वं तरति पाप्मानं कल्पकोटिशतैः कृतम् ॥

'હું બ્રહ્મ છું' એમ એકાગ્રમનવડે એક જ વખત પણ મારું ધ્યાન કરતો (મનુષ્ય) અનેક કલ્પોનાં કરેલાં સઘળાં પાપને તરી જાય છે.

**व्युत्पत्तिसमासाः**—सुतराम् अत्यन्तं दुष्टः आचारः आचर यस्य सः सुदुराचारः । अन्यं भजतीति अन्यभाक्, न अन्यभाक् इ अनन्यभाक् । मन्तुं योग्यः मन्तव्यः ।

**અન્વય અને અર્થઃ**—चेत् જો, सुदुराचारः અત્યંત દુરાચરણવાળો, अपि પણ, अनन्यभाक् અનન્યભક્તિવાળો થઈને, माम् મને, भजते ભજે, ( તો ) सः તે, साधुः સારા શીલ-વાળો, एव જ. मन्तव्यः માનવા યોગ્ય ( છે ), हि કારણ કે, सः તે, सम्यक् યથાવત્–સારી રીતે, (મારે વિષે) व्यवसितः નિશ્ચયને પ્રાપ્ત થયેલો (છે).

**ભાવાર્થઃ**—જો અત્યંત દુરાચારી મનુષ્ય પણ અનન્ય ભક્તિવાળો થઈને મને ભજે, તો તેને ઉત્તમ સ્વભાવવાળો સાધુ પુરુષ જ માનવો, કારણ કે તે મારે વિષે મારી ભક્તિ-રૂપ યથાર્થ નિશ્ચયને પ્રાપ્ત થયેલો છે. અર્થાત્ તેવા મારા ભક્તનો દુરાચાર મારી ભક્તિથી નાશ પામતા તત્કાળ તે સદાચાર બુદ્ધિ-વાળો થઈ જાય છે. ૩૦.

**અવતરણિકાઃ**—"પોતાના ભજનના પક્વ નિશ્ચયથી અને તેના પ્રભાવથી તે બધા દુરાચારોને છોડી દઈ અનન્ત સુખ પ્રાપ્ત કરે છે," એમ કહી ભગવાન્ શ્રીકૃષ્ણ વળી પોતાની ભક્તિનું અપૂર્વ માહાત્મ્ય કહે છે

[1]क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छांतिं निगच्छति ॥
कौंतेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥३१॥

---

१ मेरुमन्दरमात्रोऽपि राशिः पापस्य कर्मणः ।
केशवं वैद्यमासाद्य दुर्व्याधिरिव नश्यति ॥ वैष्णवधर्मे ॥

જેમ અસાધ્ય વ્યાધિ–રોગ વૈદ્યને પ્રાપ્ત કરી નાશ પામે છે તેમ જાણવા યોગ્ય એવા કેશવ–ભગવાનને પ્રાપ્ત કરીને મેરુ પર્વત કે મંદરાચલ પર્વત જેવડો પાપ-કર્મોનો સમૂહ હોય તો તે પણ નાશ પામે છે

पदच्छेदः—क्षिप्रम्, भवति, धर्मात्मा, शश्वत्, शान्तिम्, निगच्छति, कौन्तेय, प्रतिजानीहि, न, मे, भक्तः, प्रणश्यति.

व्युत्पत्तिसमासाः—धर्मे आत्मा चित्तं यस्य सः धर्मात्मा । नितरां गच्छतीति निगच्छति । प्रकर्षेण नश्यतीति प्रणश्यति ।

અન્વય અને અર્થઃ—(વળી તે) क्षिप्रम् તુરત જ, धर्मात्मा ધર્મયુક્ત અંતઃકરણવાળો, भवति થાય છે, (અને) शश्वत् નિત્ય એવી, शान्तिम् શાંતિને, निगच्छति પામે છે, (અને તેથી) कौन्तेय હે કૌન્તેય ! मे મારો, भक्तः ભકત, न, प्रणश्यति નાશ પામતો નથી, ( એમ ) प्रतिजानीहि તું નિશ્ચયપૂર્વક જાણ.

ભાવાર્થઃ—વળી તે મારી ભક્તિમાં નિશ્ચયવાળો મનુષ્ય તુરત જ ધર્માત્મા થઈ જાય છે અને ત્યારપછી નિત્ય શાન્તિને મેળવી લે છે, અને તેથી હે કૌંતેય ! 'મારો ભક્ત કદાપિ નાશ પામતો નથી' એટલે મારા ભક્તની કદીપણ અધોગતિ થતી નથી એમ તું નિશ્ચયથી જાણ. ૩૧.

અવતરણિકાઃ—"કોઈ ઉત્તમ કુલોત્પન્ન આચારશ્રેષ્ટને મારી ભક્તિ પવિત્ર કરે છે એમ નથી, પણ મારી ભક્તિ તો દુષ્કુલ અને અધિકાર-રહિત કોઇપણ મનુષ્યોને પણ સંસારમાંથી મુક્ત કરે છે," એમ જણાવતાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છેઃ

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ॥
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परां गतिम् ॥३२॥

---

१ व्याधस्याचरण ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का ।
का जातिर्विदुरस्य यादवपतेरुग्रस्य किं पौरुषम् ॥
कुब्जाया. कमनीयरूपमपि किं किन्तत्सुदाम्नो धन ।
भक्त्या तुष्यति केवल न तु गुणैर्भक्तिप्रियो माधव. ॥

पदच्छेदः—माम्, हि, पार्थ, व्यपाश्रित्य, ये, अपि, स्युः, पापयोनयः, स्त्रियः, वैश्याः, तथा, शूद्राः, ते, अपि, यान्ति, पराम्, गतिम्.

व्युत्पत्तिसमासाः—विशेषेण अपाश्रित्य इति व्यपाश्रित्य । पापा योनि येषा ते पापयोनयः ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ! ये જેઓ, पापयोनयः પાપ—હલકી જાતિના, अपि પણ, स्युः હોય, तथा તેમજ, स्त्रियः સ્ત્રીઓ, वैश्याः વૈશ્યો, (કે) शूद्राः શૂદ્રો, (હોય તો) ते તેઓ, अपि પણ, माम् મારો, व्यपाश्रित्य આશ્રય કરીને, पराम् ઉત્તમ, गतिम् ગતિને, हि ખરેખર, यान्ति પામે છે.

**ભાવાર્થઃ**—હે પાર્થ! જે મનુષ્યો હલકી જાતિના હોય તેમજ સ્ત્રીઓ, વૈશ્યો કે શૂદ્રો હોય તો પણ તેઓ મારો આશ્રય કરીને–મારી ભકિત કરીને સૌથી શ્રેષ્ઠ ગતિને પામે છે. અર્થાત્ ગમે તે મનુષ્ય હોય તો પણ તે મારી ભકિતથી ઉત્તમ ગતિને પામે છે એમા સંશય નથી. ૩૨.

**અવતરણિકા**—"જો એમ છે તો પછી સદાચારી અને કુળવાન્ મારા ભક્તો પરમ ગતિને પ્રાપ્ત કરે એમા શી નવાઈ?" તે ભગવાન્ કહે છે–

---

વ્યાધ–પારાધિનુ આચરણ શુ હતું? ધ્રુવનું વય કેટલું મોટુ હતું? ગજેન્દ્ર કેટલી વિદ્યા ભણ્યો હતો? વિદુરજીની કઈ જાતિ હતી? યાદવોના રાજા ઉગ્રસેને શો પુરુષાર્થ કર્યો હતો? કુબ્જાનું શું સુદર રૂપ હતુ? અને તે સુદામા બ્રાહ્મણ પાસે શુ ધન હતુ? પરતુ ભગવાન્ તો કેવલ ભક્તિથી જ પ્રસન્ન થાય છે, કારણ ભગવાન્ તો ભક્તિ જ જેમને પ્રિય છે એવા છે

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ॥
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥३३॥

**पदच्छेदः**—किम्, पुनः, ब्राह्मणाः, पुण्याः, भक्ताः, राजर्षयः, तथा, अनित्यम्, असुखम्, लोकम्, इमम्, प्राप्य, भजस्व, माम्.

**व्युत्पत्तिसमासाः**—राजानश्च ते ऋषयश्च इति राजर्षयः। न नित्यः इति अनित्यः, तम् अनित्यम्। न विद्यते सुखं यस्मिन् सः असुखः, तम् असुखम्। प्रकर्षेण आप्य इति प्राप्य।

**અન્વય અને અર્થઃ**—पुनः તો પછી, भक्ताः ભકત એવા, पुण्याः પુણ્ય કર્મ કરનાર, ब्राह्मणाः બ્રાહ્મણો, तथा તેમજ, राजर्षयः રાજર્ષિઓ, (ઉત્તમ ગતિને પામે એમાં) किम् શું (કહેવું)?, (अतः તેથી), अनित्यम् ક્ષણભંગુર, (અને) असुखम् સુખરહિત, (એવા) इमम् આ, लोकम् લોકને, प्राप्य પામીને, माम् મને, भजस्व તું ભજ.

**ભાવાર્થઃ**—તો પછી પુણ્યશીલ એવા બ્રાહ્મણો, ભકતો અને રાજર્ષિઓ ઉત્તમ ગતિને પામે એમાં તો શુ જ કહેવું? અર્થાત્

---

१ यस्याङ्घ्रिपद्ममाश्रितवतां भवपाशहानिर्यस्याङ्घ्रिपद्मविमुखा जनिमृत्युभाजः ॥
यन्नामशोधकमनन्तभवोन्मुखानां पापीयसामपि स मे शरणं मुकुन्दः ॥

જે પરમાત્માના ચરણકમલોનો આશ્રય કરનારાઓના સસારરૂપી પાશની હાનિ-નિવૃત્તિ થાય છે, જે પરમાત્માના ચરણકમળથી વિમુખ લોકો (છે તે) જન્મ અને મૃત્યુને-સુખ દુખને ભોગવી રહ્યા છે અને જે પરમાત્માનુ નામ અનેક જન્મ ધારણ કરતા-ભવાટવીમા ભટકતા પાપીઓનું શોધક-કલ્યાણકારક (છે) તે પરમાત્મા મારુ શરણ હો.

તેઓ તો અવશ્ય રીતે મારા ભજનથી પરમ ગતિને પામે એમાં સંશય નથી. અને તેથી ક્ષણભંગુર તથા સુખરહિત એવા આ સંસારમાં તું મારું જ ભજન કર, કે જેથી તું પરમ ગતિને પામી શકે. ૩૩.

અવતરણિકા:—આ પ્રમાણે પોતાની ભક્તિનું માહાત્મ્ય બતાવતાં અધ્યાયના અંતમા અર્જુનને પણ પરમ ગતિની પ્રાપ્તિ માટે તેજ ઉપાય દર્શાવતા ભગવાન્ કહે છે.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ॥
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥

पदच्छेदः—मन्मनाः, भव, मद्भक्तः, मद्याजी, माम्, नमः, कुरु, माम्, एव, एष्यसि, युक्त्वा, एवम्, आत्मानम्, मत्परायणः.

व्युत्पत्तिसमासाः—मयि मनः यस्य सः मन्मनाः । मम भक्तः इति मद्भक्तः । मां यजतीति मद्याजी । अहम् एव परम् अयनं यस्य सः मत्परायणः ।

અન્વય અને અર્થ:—मन्मनाः મારામાં (જ) મનવાળો, (અને) मद्भक्तः મારો (જ) ભકત, भव થા, मद्याजी મારું યજન કરનારો (થા), माम् મને, (જ) नमः નમસ્કાર, कुरु કર, एवम् એ પ્રમાણે, (કરવાથી) आत्मानम् ચિત્તને, युक्त्वा સમાહિત કરીને, मत्परायणः હું જ જેનો પરમ આશ્રય છું તેવો (થઈને, તું) माम् મને, एव જ, एष्यसि પામીશ.

ભાવાર્થ:—હે અર્જુન ! તું મારામાં જ મનવાળો, મારો જ ભક્ત અને મારું જ યજન કરનારો થા, તેમ મને જ નમસ્કાર કર, કારણ એ પ્રમાણે કરવાથી ચિત્તને સર્વભાવે મારામાં જ લીન કરી મારે વિષે જ એક નિષ્ઠાવાળો થઈને અન્તમાં તું મને જ પામીશ એમાં સંશય નથી. ૩૪.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तान्तिकप्रणीतसान्वयबोधिन्यां गुर्जरटीकायां राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः



# दशमोऽध्यायः ।



અવતરણિકાઃ—સાતમા અને આઠમા અધ્યાયમાં ભગવાને પોતાનું ઉપાધિવાળું—સગુણ—તત્ત્વ, તેમજ સગુણ બ્રહ્મની ઉપાસનામાં સહાયભૂત વિભૂતિઓ કહી, નવમા અધ્યાયમાં નિર્ગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મની ઉપાસનામાં સહાયરૂપ વિભૂતિઓ કહી, હવે દશમા અધ્યાયમાં સવિશેષ અને નિર્વિશેષ તત્ત્વની ઉપાસનામાં ઉપાયરૂપ જે જે વિભૂતિઓ તથા જે જે ભાવોમાં ઇશ્વરનું ધ્યાન કરવા યોગ્ય છે તે તે ભાવો, અને પોતાનું દુર્વિજ્ઞેય તત્ત્વ કેવું છે તેને પણ ફરી કહેવાની જરૂર માનીને ભગવાન્ શ્રીકૃષ્ણ નીચે પ્રમાણે કહે છેઃ

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છેઃ—

भूय एव महाबाहो शृणु मे परमं वचः ॥
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥

पदच्छेदः—भूयः, एव, महाबाहो, शृणु, मे, परमम्, वचः, यत्, ते, अहम्, प्रीयमाणाय, वक्ष्यामि, हितकाम्यया.

व्युत्पत्तिसमासाः—प्रीयते प्रीतिम् अनुभवतीति प्रीयमाणः, तस्मै प्रीयमाणाय । काम्यते अनया इति काम्या, हितस्य काम्या इति हितकाम्या, तया हितकाम्यया ।

અન્વય અને અર્થઃ—महाबाहो હે મોટી ભુજાવાળા—અર્જુન ! भूयः ફરી, एव પણ, यत् જે, प्रीयमाणाय સાંભળતાં પ્રીતિ અનુભવતા એવા, ते તને, हितकाम्यया હિતની ઇચ્છાથી,

वक्ष्यामि હું કહીશ, (तव તે,) मे મારું, परमम् ઉત્તમ, वचः વચન, शृणु તું સાંભળ.

**ભાવાર્થઃ**—હે મહાબાહો ! ફરી પણ જે સાંભળવામાં પ્રીતિ અનુભવતા એવા તને હિતની ઇચ્છાથી હું કહીશ તે મારું ઉત્તમ વચન તું સાંભળ. ૧.

**અવતરણિકાઃ**—"આગળ આપનુ તત્ત્વ અનેક વખત કહેવાઈ ગયા છતા ફરી આપને તે જ કહેવાની શી આવશ્યકતા પડી?" એવા અર્જુનના પ્રશ્નનો ઉત્તર આપતા ભગવાન્ શ્રીકૃષ્ણ 'પોતાનુ તત્ત્વ બીજાઓથી અગમ્ય છે,' એમ કહે છે

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ॥
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥ २ ॥

**पदच्छेदः**—न, मे, विदुः, सुरगणाः, प्रभवम्, न, महर्षयः, अहम्, आदिः, हि, देवानाम्, महर्षीणाम्, च, सर्वशः.

**व्युत्पत्तिसमासाः**—सुराणा गणा इति सुरगणा । प्रकर्षेण भव इति प्रभव, तम् प्रभवम्। महान्तश्च ते ऋषयश्च महर्षय ।

**અન્વય અને અર્થઃ**—सुरगणाः દેવતાના સમૂહો, (તેમ) महर्षय. મહર્ષિઓ, (પણ) मे મારી, प्रभवम् ઉત્પત્તિને, न, विदुः જાણતા નથી, हि કારણ કે, देवानाम् દેવોનો, च અને, महर्षीणाम् મહર્ષિઓનો, (પણ) आदि· કારણરૂપ, सर्वश· બધી રીતે, अहम् હું (જ છું)

**ભાવાર્થઃ**—ઇન્દ્રાદિ દેવો તેમજ મહર્ષિઓ પણ મારી ઉત્પત્તિ જાણતા નથી, કારણ કે તે દેવોનું તેમજ મહર્ષિઓનુ

પણ પ્રથમ કારણ હું જ છું. અર્થાત્ તેઓને ઉત્પન્ન કરનાર જ હું હોવાથી તેઓ મારી ઉત્પત્તિને સમજી શકતા નથી. ૨.

અવતરણિકા:—"જેઓ મને યથાર્થ સ્વરૂપે જાણે છે તેઓને તો મહત્ ફલ પ્રાપ્ત થાય છે," તે ભગવાન્ કહે છે:

**यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ॥**
**असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥**

पदच्छेदः—यः, माम्, अजम्, अनादिम्, च, वेत्ति, लोकमहेश्वरम्, असंमूढः, सः, मर्त्येषु, सर्वपापैः, प्रमुच्यते.

व्युत्पत्तिसमासाः—न जायते असौ अजः, तम् अजम् । न विद्यते आदि कारणं यस्य सः अनादिः, तम् अनादिम् । महान् च असौ ईश्वरश्च महेश्वरः, लोकानां महेश्वरः इति लोकमहेश्वरः, तं लोकमहेश्वरम् । सम् सम्यक् मूढः इति संमूढः, न संमूढः इति असंमूढः । सर्वाणि च तानि पापानि च सर्वपापानि, तैः सर्वपापैः । प्रकर्षेण मुच्यते इति प्रमुच्यते ।

અન્વય અને અર્થ:—यः જે, माम् મને, अजम् જન્મરહિત, अनादिम् જેનો કોઈ આદિ નથી એવો, च અને, लोकमहेश्वरम् લોકોના ઇશ્વરરૂપે, वेत्ति જાણે છે, सः તે, मर्त्येषु મર્ત્યપ્રાણિઓમાં, असंमूढः મોહરહિત (થઈને), सर्वपापैः બધાં પાપથી, प्रमुच्यते મુક્ત કરાય છે.

---

१ यो मोहाद्विष्णुमन्येन हीनदेवेन दुर्मतिः ।
साधारण सकृद् ब्रूते सोऽन्त्यजो नान्त्यजोऽन्त्यजः ॥ पञ्चरात्रे ॥

જે દુર્બુદ્ધિવાળો માણસ ભગવાન્ શ્રી વિષ્ણુને એક વખત પણ બીજા ક્ષુદ્ર દેવતાઓ સમાન કહે છે તેજ અંત્યજ છે, પરંતુ અત્યજ અત્યજ નથી.

ભાવાર્થઃ—જે મનુષ્ય મને જન્મરહિત, જેનો કોઈ આદિ નથી એવો તથા સર્વલોકના મહેશ્વર તરીકે જાણે છે, તે સર્વ મનુષ્યોમાં મોહરહિત થઈને સર્વ પ્રકારનાં પાપમાંથી મુકત થાય છે. ૩.

અવતરણિકાઃ—ભગવાન્ 'પોતે શા કારણથી લોકમહેશ્વર છે' તેનું સ્પષ્ટીકરણ કરતા કહે છે·

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ॥
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥ ४ ॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ॥
भवंति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥ ५ ॥

पदच्छेदः—बुद्धिः, ज्ञानम्, असंमोहः, क्षमा, सत्यम्, दमः, शमः, सुखम्, दुःखम्, भवः, अभावः, भयम्, च, अभयम्, एव, च; अहिंसा, समता, तुष्टिः, तपः, दानम्, यशः, अयशः, भवन्ति, भावाः, भूतानाम्, मत्तः, एव, पृथग्विधाः.

व्युत्पत्तिसमासाः—मुह्यन्ते अनेन इति मोहः, सम्यक् मोहः इति संमोहः, न संमोहः इति असंमोहः। भवतीति भवः। भूयते अनेन इति भावः। न भावः इति अभाव.। बिभेति अस्मात् इति भयम्। न भयम् इति अभयम्। न हिंसा इति अहिंसा। समस्य भावः इति समता। न यशः इति अयशः। पृथक् नाना विधाः प्रकाराः इति पृथग्विधाः।

અન્વય અને અર્થઃ—बुद्धिः સૂક્ષ્મ અર્થના અવબોધનનું સામર્થ્ય, ज्ञानम् આત્મજ્ઞાન, असंमोहः નિર્મોહપણું–જાણવા.

યોગ્ય પદાર્થોમાં વિવેકપૂર્વક પ્રવૃત્તિ, क्षमा અપકાર પ્રતિ પણ ચિત્તની અવિકારતા, सत्यम् સત્ય, दमः બાહ્ય ઈન્દ્રિયોનો નિગ્રહ, शमः મનનો નિગ્રહ, सुखम् સુખ, दुःखम् સંતાપ, भवः ઉત્પત્તિ, अभावः નાશ, च અને, भयम् ભય, च અને, अभयम् અભય, एव પણ, (તેમ જ) अहिंसा પ્રાણિઓને કોઈ પણ જાતની બાધા ન કરવી તે, समता સમાનદષ્ટિ, तुष्टिः પ્રાપ્ત થએલમાં સંતોષ, तपः તપશ્ચર્યા-ઇન્દ્રિયસંયમપૂર્વક શરીરે કષ્ટ સહન કરવું તે, दानम् દાન આપવું, यशः યશ, अयशः અપયશ–અધર્મજનિત અપકીર્તિ, (ઇત્યાદિ) भूतानाम् ભૂતોના, पृथग्विधाः અનેક પ્રકારના, भावाः ભાવો, मत्तः મારાથી, एव જ, भवन्ति ઉત્પન્ન થાય છે.

ભાવાર્થઃ—બુદ્ધિ, જ્ઞાન, નિર્મોહતા, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુઃખ, ઉત્પત્તિ, વિનાશ, ભય, અભય, અહિંસા, સમદષ્ટિ, સંતોષ, તપ, દાન, ધર્મજન્ય યશ, અધર્મજન્ય અપયશ, ઈત્યાદિ પ્રાણિઓના અનેક પ્રકારના ભાવો મારાથી જ (તેમના કર્મને અનુસરીને) ઉત્પન્ન થાય છે. અર્થાત્ આથી જ હું 'લોકમહેશ્વર છું,' એમ તું માન. ૪–૫.

અવતરણિકાઃ—ભગવાન્ આ પ્રમાણે પોતાની 'લોકમહેશ્વરતા' બતાવી હવે તે પોતાના 'લોકમહેશ્વરપણા'ની પરંપરા કહે છે:

**[1]महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ॥**
**मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥६॥**

---

[1] मरीचिरङ्गिराश्चात्रिः पुलस्त्यः पुलहः क्रतुः ।
वसिष्ठ इति सप्तैते मानसा निर्मिता हि वै ॥ मोक्षधर्मे ॥

મરીચિ, અંગિરા, અત્રિ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાત મહર્ષિઓ મારી માનસ સૃષ્ટિથી નિર્માણ કરેલા છે.

**पदच्छेदः**—महर्षयः, सप्त, पूर्वे, चत्वारः, मनवः, तथा, मद्भावाः, मानसाः, जाताः, येषाम्, लोके, इमाः, प्रजाः.

**व्युत्पत्तिसमासाः**—मम भावः प्रभावो येषु ते मद्भावाः। मनसः जाताः इति मानसाः। प्रकर्षेण जायन्ते इति प्रजाः।

**અન્વય અને અર્થઃ**—येषाम् જેઓની, इमाः આ, प्रजाः પ્રજાઓ, लोके સર્વલોકમાં ( છે તે ), पूर्वे સૃષ્ટિના પ્રારંભ કાલમાં ( થઈ ગએલા ), सप्त સાત, महर्षयः મહર્ષિઓ, तथा તેમજ, चत्वारः ચાર, मनवः મનુઓ, मद्भावाः મારા પ્રભાવથી યુક્ત, ( મારા ) मानसाः મનના સંકલ્પથી, जाताः ઉત્પન્ન થએલા ( છે ).

**ભાવાર્થઃ**—આ લોકમાં આ સર્વ પ્રજાઓ જેમનો વિસ્તાર છે તે પૂર્વે-સૃષ્ટિના આરંભકાળમાં થએલા મરીચિપ્રભુતિ સાત મહર્ષિઓ અને ચાર મનુઓ મારા ભાવથી યુક્ત અને મારા સંકલ્પથી જન્મેલા છે. અર્થાત્ મારી માનસિક પ્રજારૂપ તે મહર્ષિઓ વગેરેથી આ સર્વ પ્રજા ઉત્પન્ન થએલી છે. ૬.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે ભગવાન્ પોતાની લોકમહેશ્વરતાથી પોતાનો સગુણ સ્વરૂપનો પ્રભાવ દર્શાવીને તેના જ્ઞાનનું ફલ કહે છે

**एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ॥**
**सोऽविकंपेन योगेन युज्यते नात्र संशयः ॥ ७ ॥**

---

तप्तं तपो विविधलोकसिसृक्षया मे आदौ सनात्स्वतपसश्च चतुःसनोऽभूत् ॥
प्राक्कल्पसंप्लवविनष्टमिहात्मतत्त्वं सम्यग् जगाद मुनयो यदचक्षतात्मन् ॥ भागवते ॥

બ્રહ્મા કહે છે "મેં નાના પ્રકારના લોકોને સરજવા માટે તપ કર્યું તે મારા પોતાના તપના પ્રભાવથી સૃષ્ટિના આદિમાં જ ચાર નામવાળો સન્ ( સનક, સનન્દન, સનાતન અને સનત્કુમાર ) ઉત્પન્ન થયો. અને પૂર્વકલ્પના પ્રલયકાળમાં નષ્ટ થએલું જે આત્મતત્ત્વ-જ્ઞાન તે તેણે કહ્યું કે જે ચારે મુનિઓએ સારી રીતે કહ્યું હતું.

पदच्छेदः—एताम्, विभूतिम्, योगम्, च, मम, यः, वेत्ति, तत्त्वतः, सः, अविकम्पेन, योगेन, युज्यते, न, अत्र, संशयः.

व्युत्पत्तिसमासाः—विशेषेण भूतिः इति विभूतिः, तां विभूतिम् । तत्त्वेन इति तत्त्वतः । कम्पते इति कम्पः, विशेषेण कम्पः इति विकम्पः, न विकम्पः इति अविकम्पः, तेन अविकम्पेन ।

અન્વય અને અર્થ:—यः જે, एताम् એ, मम મારી, विभूतिम् વિભૂતિને, च તથા, योगम् યોગને, तत्त्वतः તત્ત્વપૂર્વક, वेत्ति જાણે છે, स. તે, अविकम्पेन સદા અચલ, योगेन યોગવડે, युज्यते જોડાય છે, अत्र એમાં, संशयः સંશય, न નથી.

ભાવાર્થ:—જે મનુષ્ય એ મારી વિભૂતિને, તેમ જ યોગ–તે તે અર્થને નિર્માણ કરવાના સામર્થ્ય–ને યથાર્થરીતે જાણે છે, તે નિરંતર અચલ–સારી રીતે જ્ઞાનના સ્થૈર્યરૂપી–યોગ–સમાધિ વડે જોડાય છે એમાં સંશય નથી ૭.

અવતરણિકા:—હવે ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાની ઉપાસનાનું સ્વરૂપ કેવી રીતનું છે,' તે જણાવે છે

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ॥
इति मत्वा भजंते मां बुधा भावसमन्विताः ॥ ८ ॥

पदच्छेदः—अहम्, सर्वस्य, प्रभवः, मत्तः, सर्वम्, प्रवर्तते, इति, मत्वा, भजन्ते, माम्, बुधाः, भावसमन्विताः.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण भवति अस्मात् इति प्रभवः । मत् इति मत्तः । प्रकर्षेण वर्तते इति प्रवर्तते । बोधन्ति इति बुधाः । भावेन सम्यक् अन्विताः इति भावसमन्विताः ।

**અન્વય અને અર્થઃ**—अहम् હું, सर्वस्य આખા જગતનો, प्रभवः ઉત્પત્તિ ( કર્તા છું ), मत्तः મારાથી, सर्वम् (સ્થિતિ, નાશ, ક્રિયા તથા ફલ ઈત્યાદિ લક્ષણોવાળું વિકૃતિરૂપ આ ) સર્વ જગત્, प्रवर्त्तते ચાલે છે, इति એ પ્રમાણે (મને સર્વાત્મા, સર્વેશ્વર, સર્વજ્ઞ, બધાનું ઉપાદાન–મૂલકારણ, સર્વનિયન્તા અને ભજવા લાયક ), मत्वा માનીને, भावसमन्विताः પરમાર્થ તત્ત્વમાં પ્રવેશરૂપી ભાવયુકત એવા, बुधा જ્ઞાનીઓ, माम् મને, भजन्ते ભજે છે.

**ભાવાર્થઃ**—હું આ આખા જગત્‌નું ઉત્પત્તિસ્થાન છુ અને મારાથી જ આ સર્વ ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ વિકૃતિ શીલ જગત્ ચાલે છે એમ માની, પરમાર્થ તત્ત્વમાં ભાવવાળા એવા જ્ઞાનીઓ મને ભજે છે. અર્થાત્ જ્ઞાનીઓ એ પ્રમાણેના તત્ત્વરૂપ મને સમજી મારું ભજન કરે છે. ૮.

અવતરણિકાઃ—વળી 'જ્ઞાનીઓ કેવી રીતે મારી ઉપાસના કરી આનંદ માને છે,' તે ભગવાન્ કહે છે

**मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम् ॥**
**कथयंतश्च मां नित्यं तुष्यंति च रमंति च ॥ ९ ॥**

**पदच्छेदः**—मच्चित्ताः, मद्गतप्राणाः, बोधयन्तः, परस्परम्, कथयन्तः, च, माम्, नित्यम्, तुष्यन्ति, च, रमन्ति, च.

**व्युत्पत्तिसमासाः**—मयि चित्तं येषा ते मच्चित्ताः । मां गताः प्राप्ताः प्राणाः येषा ते मद्गतप्राणाः । बोधयन्ति ते बोधयन्तः । कथयन्ति ते कथयन्तः ।

**અન્વય અને અર્થઃ**—( તેઓ ) मच्चित्ताः મારામાં જ ચિત્તવાળા, च અને, मद्गतप्राणाः મારામાં જ અર્પણ કરેલ છે

પ્રાણો જેમણે એવા, परस्परम् એક બીજાને, बोधयन्त (શ્રુતિ વિગેરેનાં પ્રમાણોથી) બોધ કરતા. च અને, माम् મારું, कथयन्त કીર્તન કરતા થકા, तुष्यन्ति સંતોષ પામે છે, च અને, रमन्ति આનંદ મેળવે છે

ભાવાર્થઃ—તે મારા જ્ઞાની ઉપાસકો મારામાં જ અર્પણ કરેલ છે મન અને પ્રાણ જેમણે એવા એક બીજાને મારો જ બોધ કરતા, તેમજ મારું કીર્તન કરતા થકા તુષ્ટ થઈને પરમ આનંદને મેળવે છે ૯.

અવતરણિકા—"ઉપર પ્રમાણે ઉપાસના કરવાથી શું ફલ પ્રાપ્ત થાય છે," તે ભગવાન્ કહે છે

तेषां सततयुक्ताना भजतां प्रीतिपूर्वकम् ॥
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥ १० ॥

पदच्छेदः—तेषाम्, सततयुक्तानाम्, भजताम्, प्रीति-पूर्वकम्, ददामि, बुद्धियोगम्, तम्, येन, माम्, उपयान्ति, ते.

व्युत्पत्तिसमासाः—सतत युक्ता इति सततयुक्ता, तेषा सततयुक्तानाम्। भजन्ति ते भजन्त, तेषा भजताम्। प्रीति पूर्वे यस्मिन् कर्मणि यथा स्यात्तथा इति प्रीतिपूर्वकम्। बुद्धे योग बुद्धि-योग, तम्। उप समीपे यान्ति इति उपयान्ति।

અન્વય અને અર્થઃ—सततयुक्तानाम् નિરંતર મારે વિષે આસક્ત મનવાળા, (અને) प्रीतिपूर्वकम् સ્નેહપૂર્વક (મને) भजताम् ભજતા, तेषाम् તેઓને, तम् તે-તેવા પ્રકારનો बुद्धि योगम् બુદ્ધિયોગ, ददामि હું આપું છું, (કે) येन જે વડે, ते તેઓ, माम् મને, उपयान्ति પામે છે

ભાવાર્થઃ—મારામાં નિરંતર આસકત ચિત્તવાળા અને મને જ પ્રેમપૂર્વક ભજતા એવા તે મારા ભકતોને હું મારા તત્ત્વને જાણવા માટે એવા પ્રકારનો બુદ્ધિયોગ આપું છું, કે જે યોગ વડે સહેલાઇથી તેઓ મને પામે છે. ૧૦.

અવતરણિકાઃ—"મારી પ્રાપ્તિમાં વચ્ચે નડતાં વિઘ્નોને નાશ કરવા માટે હું મારા ભકતોને એવો બુદ્ધિયોગ આપું છુ કે જેના વડે તે અજ્ઞાનનો નાશ કરી શકે છે," તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

[1]तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ॥
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

पदच्छेदः—तेषाम्, एव, अनुकम्पार्थम्, अहम्, अज्ञानजम्, तमः, नाशयामि, आत्मभावस्थः, ज्ञानदीपेन, भास्वता.

---

१ न शास्त्रैर्नाऽपि गुरुणा दृश्यते परमेश्वर ।
दृश्यते स्वात्मनेवात्मा स्वया सत्त्वस्थया धिया ॥ वासिष्ठे ॥

આત્મસ્વરૂપ પરમેશ્વર શાસ્ત્રો ભણવાથી અથવા ગુરુસેવનથી જ દેખાઈ શકાતો નથી, પરંતુ પોતાની જ સત્ત્વગુણમા રહેલી શુદ્ધ બુદ્ધિથી પોતાવડે જ દેખાય છે.

आदर्शे प्रतिरूपदर्शकमयी शक्तिर्निसर्गास्थिता ।
दृष्टा तत्र मलापकर्षणाविधि सपाद्येत केवलम् ॥
तद्वच्चित्परिणामरूपमनस' शाबल्यसंशोधने ।
सत्कर्मेश्वरभक्तितः स्वत इहैवात्मप्रकाशो भवेत् ॥ टिप्पणिकायाम् ॥

આરસા-દર્પણના કાચમાં સામાના રૂપને બતાવવ ની શક્તિ સ્વભાવથી જ છે, પણ દેખનાર તો તેના મળને સાફ કરવાનો વિધિ જ કેવળ સંપાદન કરે છે. તે પ્રમાણે જ ચૈતન્યના પરિણામરૂપ મનના મળાપણા-જ્ઞાનશક્તિ-નું શોધન તો સત્કર્મોનુ સેવન અને ઈશ્વરની ભક્તિથી આ સસારમા પોતાની મેળે જ થાય છે અને આત્મ પ્રકાશ પણ થાય છે

व्युत्पत्तिसमासाः—अनुकम्पायै इति अनुकम्पार्थम् । अज्ञानात् जायते इति अज्ञानजम्, तत् अज्ञानजम् । आत्मनः भावः इति आत्मभावः, तस्मिन् तिष्ठतिइति आत्मभावस्थः । ज्ञानम् एव दीपः इति ज्ञानदीपः, तेन ज्ञानदीपेन । भाः अस्य सन्तिइति भास्वान्, तेन भास्वता ।

**અન્વય અને અર્થઃ**—तेषाम् તેઓની, एव જ, अनुकम्पार्थम् દયાની ખાતર, आत्मभावस्थः (તેમના) અંતઃકરણમાં રહેલો થકો, अहम् હું, भास्वता પ્રકાશમાન એવા, ज्ञानदीपेन જ્ઞાનરૂપી દીવા વડે, अज्ञानजम् અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા, तमः અંધકારનો, नाशयामि નાશ કરું છું.

**ભાવાર્થઃ**—તેમની ઉપર દયા કરવાના હેતુથી હું તેમના અંતઃકરણમાં રહીને દેદીપ્યમાન એવા જ્ઞાનરૂપી દીપકવડે તેમનો અજ્ઞાનજન્ય જે અંધકાર છે તેનો નાશ કરું છું. ૧૧.

અવતરણિકાઃ—ઉપર પ્રમાણે ભગવાન્ વાસુદેવે પોતાની વિભૂતિઓનું જે માહાત્મ્ય કહ્યું તે વિભૂતિઓને વિસ્તારપૂર્વક જાણવાની ઇચ્છાથી અર્જુન, ભગવાનની પ્રશંસા કરતો આપ્રમાણે પૂછવા લાગ્યોઃ

अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—

पॅरं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ॥
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

---

१ तद् ब्रह्म परमं धाम तद्ध्येयं मोक्षकाङ्क्षिणा ।
श्रुतिवाक्योदितं सूक्ष्मं तद्विष्णोः परमं पदम् ॥

જે મોક્ષની ઇચ્છાવાળો હોય તેણે તે બ્રહ્મરૂપ પરમ મોક્ષ ધામ કે જે શ્રુતિ-વેદનાં વાક્યોથી જ કહેવાય છે તે સૂક્ષ્મ શ્રી વિષ્ણુ-પરમાત્માના પરમપદનું જ ધ્યાન કરવું જોઈએ.

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ॥
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥१३॥

**पदच्छेदः**—परम्, ब्रह्म, परम्, धाम, पवित्रम्, परमम्, भवान्, पुरुषम्, शाश्वतम्, दिव्यम्, आदिदेवम्, अजम्, विभुम्; आहुः, त्वाम्, ऋषयः, सर्वे, देवर्षिः, नारदः, तथा, असितः, देवलः, व्यासः, स्वयम्, च, एव, ब्रवीषि, मे.

**व्युत्पत्तिसमासाः**—पूयते अनेन इति पवित्रम्। पुरि शेते इति पुरुषः, तम् पुरुषम्। शश्वत् भवः शाश्वतः, तं शाश्वतम्। दिवि भवः दिव्यः, तम् दिव्यम्। आदिश्चासौ देवश्च इति आदिदेवः, तम् आदिदेवम्। न जायते इति अजः, तम् अजम्। विशेषेण भवति इति विभुः, तं विभुम्। देवानाम् ऋषिः देवर्षिः।

**અન્વય અને અર્થઃ**—भवान् આપ, परम् સૌથી શ્રેષ્ઠ, ब्रह्म બ્રહ્મરૂપ, परम् સૌથી શ્રેષ્ઠ, धाम સ્થાનરૂપ, (અને) परमम् પરમ, पवित्रम् પવિત્ર (છો, તેથી) त्वाम् આપને, शाश्वतम् નિત્ય, दिव्यम् દિવ્ય, आदिदेवम् સૌથી પ્રથમ દેવ, अजम् અજન્મા, (અને) विभुम् વ્યાપક, (એ પ્રમાણે) देवर्षिः દેવર્ષિ, नारदः નારદ, असितः અસિત, देवलः દેવલ, तथा તેમ, व्यासः વ્યાસ, (પણ) आहुः કહે છે, च અને, स्वयम् આપ પોતે, एव પણ, मे મને, ब्रवीषि કહો છો.

**ભાવાર્થઃ**—આપ સર્વોત્કૃષ્ટ બ્રહ્મ, સર્વોત્તમ દિવ્યસ્થાનરૂપ અને પરમ પવિત્ર છો તેથી જ દેવર્ષિ નારદ, અસિત, દેવલ, વ્યાસ ઈત્યાદિ આપને 'આપ નિત્ય, દિવ્ય, આદિદેવ,

અજન્મા અને પરમ વૈભવશાળી વ્યાપક ઈશ્વર છો ' એ પ્રમાણે કહે છે, અને આપ પોતે પણ મને તેમ જ કહો છો. ૧૨-૧૩

અવતરણિકા:—"ઋષિઓએ અને આપે જ કહેલુ છે એમ નહિ, પરતુ હુ પણ એ સત્ય માનું છુ," એમ અર્જુન જણાવે છે

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ॥
नहि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥१४॥

पदच्छेदः—सर्वम्, एतत्, ऋतम्, मन्ये, यत्, माम्, वदसि, केशव, न, हि, ते, भगवन्, व्यक्तिम्, विदुः, देवाः, न, दानवाः.

व्युत्पत्तिसमासाः—भगम् ऐश्वर्यादि अस्ति अस्य इति भगवान्, तत्सम्बुद्धो हे भगवन्। दनो अपत्यानि पुमांस दानवा।

અન્વય અને અર્થ:—केशव હે કેશવ! (આપ) यत् જે, माम् મને, वदसि કહો છો, एतत् એ, सर्वम् સઘળુ, (હુ) ऋतम् સત્ય, मन्ये માનુ છુ, हि કારણ કે, भगवन् હે ઐશ્વર્યાદિ ષડ્‌ગુણસપન્ન પ્રભો! ते આપના, व्यक्तिम् પ્રભાવને, देवा દેવો, न, विदुः જાણી શકયા નથી, (અને) दानवा દાનવો (પણ), न, (विदुः) જાણી શકયા નથી

ભાવાર્થ:—હે કેશવ! આપ મને જે કહો છો તે સઘળુ હું સત્ય માનુ છુ, કારણ કે હે ભગવન્! આપના પ્રભાવને દેવો અને દૈત્યો કોઈ પણ જાણી શકયા નથી. અર્થાત્ આપ તે સર્વથી શ્રેષ્ઠ હોવાથી આપનું કથન મને સત્ય જ લાગે છે એમા સશય નથી ૧૪.

**અવતરણિકાઃ**—" આપ સૌથી પ્રથમ હોવાથી આપ જ આપના સ્વરૂપને જાણી શકો છો, તોપણ આપના અંશભૂત રહેલી આપની વિભૂતિઓ કે જે વિભૂતિઓથી આપ વ્યાપ્ત થઇને રહેલા છો. તે વિભૂતિઓ સહિત આપનું સ્વરૂપ મારા જેવાં સામાન્ય પ્રાણિઓને પણ પોતાના કલ્યાણ માટે અવશ્ય જાણવા યોગ્ય છે તો કૃપા કરીને આપ આપના સ્વરૂપના જ્ઞાન–માટે તે વિભૂતિઓનો વિસ્તાર મને કહો. " એમ અર્જુન કહે છેઃ

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ॥
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ १५ ॥

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ॥
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥१६॥

**पदच्छेदः**—स्वयम्, एव, आत्मना, आत्मानम्, वेत्थ, त्वम्, पुरुषोत्तम, भूतभावन, भूतेश, देवदेव, जगत्पते; वक्तुम्, अर्हसि, अशेषेण, दिव्याः, हि, आत्मविभूतयः, याभिः, विभूतिभिः, लोकान्, इमान्, त्वम्, व्याप्य, तिष्ठसि.

**व्युत्पत्तिसमासाः**—पुरुषेषु उत्तमः इति पुरुषोत्तमः, तत्संबुद्धौ हे पुरुषोत्तम । भूतानि भावयति उत्पादयति इति भूतभावनः, तत्संबुद्धौ हे भूतभावन । भूतानाम् ईशः इति भूतेशः, तत्संबुद्धौ हे भूतेश । देवानां देवः इति देवदेवः, तत्संबुद्धौ हे देवदेव । जगतां पतिः इति जगत्पतिः, तत्संबुद्धौ हे जगत्पते । न शेषम् इति अशेषम्, तेन अशेषेण । विशेषेण भवन्ति ताः विभूतयः, आत्मनः विभूतयः इति आत्मविभूतयः । विशेषेण आप्य इति व्याप्य ।

અન્વય અને અર્થઃ—पुरुषोत्तम હે પુરુષોમાં ઉત્તમ! भूतभावन હે ભૂતોના ઉત્પાદક! भूतेश હે ભૂતોના નિયંતા! देवदेव હે દેવોના દેવ! जगत्पते હે વિશ્વના પાલક! (આપ) स्वयम् પોતાની મેળે, एव જ, आत्मना આત્માવડે, आत्मानम् આત્માને, वेत्थ જાણો છો, हि તેથી, याभि. જે, विभूतिभिः વિભૂતિ-ઓવડે, त्वम् આપ, इमान् આ, लोकान् લોકોને, व्याप्य વ્યાપીને, तिष्ठसि રહો છો, (તે) दिव्या. દિવ્ય, आत्मविभूतयः આપની વિભૂતિઓ, अशेषेण સંપૂર્ણતાથી, (મને) वक्तुम् કહેવાને માટે, अर्हसि યોગ્ય છો.

ભાવાર્થઃ—હે પુરુષોત્તમ! હે ભૂતોત્પાદક! હે ભૂતેશ! હે દેવદેવ! હે વિશ્વપાલક! આપ જ પોતાની મેળે પોતાના આત્માવડે આપને પોતાને જાણો છો. તેથી જે વિભૂતિઓ વડે આપ આ લોકને વ્યાપીને રહેલા છો તે આપની દિવ્ય વિભૂતિઓ સંપૂર્ણતાથી આપ મને કહો અર્થાત્ આપ મને આપના સ્વરૂપનુ જ્ઞાન થવા માટે આપની સર્વ દિવ્ય વિભૂતિઓ હું જાણી શકું તેવી કૃપા કરો. ૧૫–૧૬.

અવતરણિકા—"વિભૂતિઓના જ્ઞાનથી આપ ક્યા સ્વરૂપે જાણી શકાઓ છો?" એમ જાણવાની ઈચ્છાથી અર્જુન પૂછે છે

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ॥
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥१७॥

पदच्छेदः—कथम्, विद्याम्, अहम्, योगिन्, त्वाम्, सदा, परिचिन्तयन्, केषु, केषु, च, भावेषु, चिन्त्यः, असि, भगवन्, मया.

**व्युत्पत्तिसमासाः**—परितः चिन्तयति इति परिचिन्तयन् । चिन्तितुं योग्यः चिन्त्यः ।

**અન્વય અને અર્થઃ**—(તેમ) योगिन् હે યોગીરાજ! अहम् હું, सदा નિરંતર, त्वाम् આપનું, परिचिन्तयन् સર્વભાવથી ધ્યાન કરતો, त्वाम् આપને, कथम् કેવી રીતે, विद्याम् જાણી શકું? च અને, भगवन् હે ભગવન્! (આપ) केषु કયા, केषु કયા, भावेषु ભાવોમાં, मया મારા વડે, चिन्त्यः ધ્યાન કરવા યોગ્ય, असि છો?

**ભાવાર્થઃ**—તેમ હે યોગેશ્વર! હું નિરંતર સર્વભાવોથી આપનું ધ્યાન કરતો આપને કેવી રીતે જાણી શકું? અને હે ભગવન્! આપ કયા કયા પદાર્થોમાં મારાવડે ધ્યાન કરવા યોગ્ય છો? અર્થાત્ તે આપ કહો કે જેથી તે તે ભાવોમાં હું આપનું ચિંતવન કરું. ૧૭.

**અવતરણિકાઃ**—" સાતમા અને નવમા અધ્યાયમાં વિભૂતિ અને ઐશ્વર્યનું સંક્ષિપ્ત વર્ણન કર્યું છે, છતાં પણ સંક્ષેપમાં સાંભળેલી વિભૂતિઓને વિસ્તાર પૂર્વક સાભળવાની ઇચ્છાથી અર્જુન, કહે છેઃ

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ॥
भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥१८॥

**पदच्छेदः**—विस्तरेण, आत्मनः, योगम्, विभूतिम्, च, जनार्दन, भूयः, कथय, तृप्तिः, हि, शृण्वतः, न, अस्ति, मे, अमृतम्.

**व्युत्पत्तिसमासाः**—जननं जनः जन्म, तत् अर्दयति नाशयति इति, जनाः समुद्रस्थदैत्यभेदाः तान् अर्दयति इति, जनैः अर्द्यते गम्यते प्रार्थ्यते वा जनार्दनः । तृप्यन्ते अनया इति तृप्तिः । शृणोति इति शृण्वन्, तस्य शृण्वतः । न मृतम् इति अमृतम्, तत् ।

**અન્વય અને અર્થઃ**—( तथा ) जनार्दन હે જનાર્દન! आत्मन આપના, योगम् ઐશ્વર્યાતિશયરૂપ યોગ, च અને, विभूतिम् વિભૂતિને, भूयः ફરી, विस्तरेण વિસ્તારપૂર્વક, कथय કહો, हि કારણ કે, अमृतम् ( આપના મુખથી ઝરતું વાક્યારૂપી ) અમૃત, शृण्वत સાભળતા એવા, मे મને, तृप्तिः સંતોષ, न, अस्ति થતો નથી.

**ભાવાર્થઃ**—તથા હે જનાર્દન! આપના ઐશ્વર્યાતિશયરૂપ યોગ અને આપની વિભૂતિઓ ફરી મને વિસ્તારથી કહો, કારણ કે આપના મુખમાંથી ઝરતું વાકયરૂપી અમૃત સાંભળતા મને તૃપ્તિ થતી નથી. અર્થાત્ ફરી પણ વિભૂતિઓનુ શ્રવણ કરાવી મને વિશેષ આનદમગ્ન કરો. ૧૮

અવતરણિકાઃ—ઉપર પ્રમાણે અર્જુનનુ કથન સાભળી ભગવાન શ્રીકૃષ્ણ હવે તેનો ઉત્તર આપે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે –

हन्त[1] ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ॥
प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥१९॥

**पदच्छेदः**—हन्त, ते, कथयिष्यामि, दिव्याः, हि, आत्मविभूतयः, प्राधान्यतः, कुरुश्रेष्ठ, न, अस्ति, अन्तः, विस्तरस्य, मे.

**व्युत्पत्तिसमासाः**—आत्मन विभूतय इति आत्मविभूतय । प्राधान्येन इति प्राधान्यत । कुरूणा श्रेष्ठ इति कुरुश्रेष्ठ , तत्सबुद्धौ हे कुरुश्रेष्ठ ।

---

१ हन्तेत्यनुमतौ ज्ञेय यन्वया प्रार्थित किल ।
तत्कथयिष्यामि मा भुन्व व्याकुलोऽनुमतिस्त्वियम् ॥ सदानन्दी ॥

'હન્ત' એ શબ્દ અનુમતિના અર્થમા જાણવો એટલે તેં જે પ્રાર્થના કરી છે તે પ્રમાણે હું જરૂર કરીશ, તું વ્યાકુળ ન થા! આજ અનુમતિ છે

**અન્વય અને અર્થઃ**—कुरुश्रेष्ठ હે કુરુશ્રેષ્ઠ ! प्राधान्यतः મુખ્યત્વે કરીને રહેલી, दिव्याः દિવ્ય એવી, आत्मविभूतयः મારી પોતાની વિભૂતિઓ, ( જે છે તે ) તે તને, हन्त આનંદથી, कथयिष्यामि હું કહીશ, हि કારણ કે, मे મારા, विस्तरस्य ( વિભૂતિઓના ) વિસ્તારનો, अन्तः છેડો, न, अस्ति નથી.

**ભાવાર્થઃ**—હે કુરુશ્રેષ્ઠ ! મારી દિવ્ય વિભૂતિઓમાંની મુખ્ય મુખ્ય જે વિભૂતિઓ છે તે હું તને કહીશ, કારણ કે મારી વિભૂતિઓના વિસ્તારનો પારજ નથી. ૧૯.

**અવતરણિકાઃ**—ઉપર પ્રમાણે પ્રસ્તાવના કરીને ભગવાન્ શ્રીકૃષ્ણ હવે પોતાનાં ઐશ્વર્ય તથા વિભૂતિઓનું વર્ણન કરતાં કહે છેઃ

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ॥
अहमादिश्च मध्यं च भूतानामंत एव च ॥ २० ॥

**पदच्छेदः**—अहम्, आत्मा, गुडाकेश, सर्वभूताशयस्थितः, अहम्, आदिः, च, मध्यम्, च, भूतानाम्, अन्तः, एव, च.

**व्युत्पत्तिसमासाः**—गुडाकायाः निद्रायाः ईशः नियामकः इति गुडाकेशः, तत्संबुद्धौ हे गुडाकेश । सर्वाणि च तानि भूतानि इति सर्वभूतानि, तेषाम् आशयः इति सर्वभूताशयः, तस्मिन् स्थितः इति सर्वभूताशयस्थितः ।

**અન્વય અને અર્થઃ**—गुडाकेश હે નિદ્રાને જીતનાર અર્જુન ! सर्वभूताशयस्थितः પ્રાણિમાત્રના હૃદયપ્રદેશમાં રહેલો, आत्मा આત્મા, अहम् હું (છું), च અને, भूतानाम् ભૂતોનું, आदिः આદિ કારણ–ઉત્પત્તિરૂપ, च અને, मध्यम् સ્થિતિરૂપ, च તેમજ, अन्तः નાશરૂપ ( પણ ), अहम् હું, एव જ (છું).

ભાવાર્થઃ—હે નિદ્રાને જીતનાર અર્જુન! પ્રાણિમાત્રના હૃદયપ્રદેશમાં રહેલો આત્મા તે હું છું, ભૂતોનું મૂલ—ઉત્પત્તિ—કારણરૂપ, સ્થિતિરૂપ અને પ્રલય—નાશરૂપ પણ હું જ છું. અર્થાત્ આત્મા અને ઉત્પત્ત્યાદિ એ સર્વ મારું જ સ્વરૂપ છે એમ તું માન. ૨૦.

અવતરણિકાઃ—"ભગવાનનાં ધ્યાનમાં ચિત્તની સ્થિરતા ન મેળવનારાઓ ભગવાનના બીજાં બાહ્ય ધ્યાનોથી તેમને જાણે," એવા આશયથી ભગવાન્ શ્રીકૃષ્ણે અર્જુનને કહેવા માટે નિશ્ચિત કરેલી પોતાની મુખ્ય મુખ્ય વિભૂતિઓ ભગવાન્ આ અધ્યાયની સમાપ્તિ સુધી હવે કહે છે.

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान् ॥
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥ २१॥

पदच्छेदः—आदित्यानाम्, अहम्, विष्णुः, ज्योतिषाम्, रविः, अंशुमान्, मरीचिः, मरुताम्, अस्मि, नक्षत्राणाम्, अहम्, शशी.

व्युत्पत्तिसमासाः—अदितेः अपत्यानि पुमांसः आदित्याः, तेषाम् आदित्यानाम्। अंशवः अस्य सन्ति इति अंशुमान्। शशः अस्य अस्ति इति शशी।

અન્વય અને અર્થઃ—आदित्यानाम् બાર આદિત્યોમાં, विष्णुः વિષ્ણુ, अहम् હું (છું, તેમ) ज्योतिषाम् પ્રકાશયુક્ત પદાર્થોમાં, अंशुमान् કિરણોવાળો, रविः સૂર્ય, मरुताम् મરુત્ નામના દેવગણોમાં, मरीचिः મરીચિ, (અને) नक्षत्राणाम् અશ્વિન્યાદિ નક્ષત્રોમાં, शशी ચંદ્રમા, अहम् હું (છું).



रुद्राणां शङ्करश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥

ભાવાર્થઃ—બાર આદિત્યોમાં વિષ્ણુ નામનો આદિત્ય હું છું, પ્રકાશક વસ્તુઓમાં કિરણોવાળો સૂર્ય હું છું, મરુત્ નામના દેવગણોમાં મરીચિ નામવાળો દેવ હું છું અને અશ્વિની ઇત્યાદિ નક્ષત્રોમાં ચંદ્રમા હું છું. ૨૧.

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ॥
इंद्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥ २२॥

पदच्छेदः—वेदानाम्, सामवेदः, अस्मि, देवानाम्, अस्मि, वासवः, इन्द्रियाणाम्, मनः, च, अस्मि, भूतानाम्, अस्मि, चेतना.

व्युत्पत्तिसमासाः—वेद्यन्ते ब्रह्म एभिरिति वेदाः, तेषाम् वेदानाम्। साम्नां वेदः इति सामवेदः। वसोः अपत्यं पुमान् वासवः।

અન્વય અને અર્થઃ—(હું), वेदानाम् વેદોમાં, सामवेदः સામવેદ, अस्मि છું, देवानाम् દેવોમાં, वासवः ઇન્દ્ર, अस्मि છું, इन्द्रियाणाम् ઇન્દ્રિયોમાં, मनः મન, अस्मि છું, च અને, भूतानाम् પ્રાણિઓમાં, चेतना જ્ઞાનશક્તિ, अस्मि છું.

ભાવાર્થઃ—વેદોમાં સામવેદ, દેવોમાં ઇન્દ્ર, ઇન્દ્રિયોમાં મન અને પ્રાણિઓમાં જે જ્ઞાનશક્તિ રહેલી છે તે હું છું. ૨૨.

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ॥
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥२३॥

पदच्छेदः—रुद्राणाम्, शंकरः, च, अस्मि, वित्तेशः, यक्षरक्षसाम्, वसूनाम्, पावकः, च, अस्मि, मेरुः, शिखरिणाम्, अहम्.

**व्युत्पत्तिसमासाः**—रुदन्ति ते रुद्राः, तेषाम् रुद्राणाम्। शं करोति इति शङ्करः। वित्तानां ईशः इति वित्तेशः। यक्षांसि च रक्षांसि च इति यक्षरक्षांसि, तेषां यक्षरक्षसाम्। पवते असौ पावकः। शिखराणि सन्ति येषां ते शिखरिणः। तेषां शिखरिणाम्।

**અન્વય અને અર્થઃ**—अहम् હું, रुद्राणाम् એકાદશ રુદ્રોમાં, शंकरः શંકર, च અને, यक्षरक्षसाम् યક્ષો અને રાક્ષસોમાં, वित्तेश ધનપતિ કુબેર, अस्मि છું, (તેમ) वसूनाम् આઠ વસુઓમાં, पावक. પાવક નામનો વસુ. च અને, शिखरिणाम् પર્વતોમાં, मेरुः મેરુપર્વત, (अस्मि છું).

**ભાવાર્થઃ**—હું અગીઆર રુદ્રોમા શંકર છું, યક્ષ અને રાક્ષસોમાં ધનનો અધિપતિ કુબેર છું, આઠ વસુઓમા અગ્નિ નામનો વસુ છું અને તે જ પ્રમાણે પર્વતોમાં મેરુ નામનો પર્વત છું. ૨૩.

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ॥
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥२४॥

**पदच्छेदः**—पुरोधसाम्, च, मुख्यम्, माम्, विद्धि, पार्थ, बृहस्पतिम्, सेनानीनाम्, अहम्, स्कन्दः, सरसाम्, अस्मि, सागरः.

**व्युत्पत्तिसमासाः**—मुखे आदौ भवः इति मुख्यः, तं मुख्यम्। बृहत. पतिः इति बृहस्पतिः, तं बृहस्पतिम्। सेनां नयन्ति ते सेनान्यः, तेषाम् सेनानीनाम्। स्कन्दति इति स्कन्दः। स्रियन्ते तानि सरांसि, तेषां सरसाम्। सगरस्य अपत्यानि पुमांसः सागराः, तैः कृत. इति सागरः।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ! पुरोधसाम् પુરોહિતોમાં, मुख्यम् સૌથી મુખ્ય, बृहस्पतिम् બૃહસ્પતિ, माम् મને, विद्धि જાણ, च તેમ, अहम् હું, सेनानीनाम् સેનાધિપતિઓમાં, स्कन्दः કુમાર કાર્તિકેય, (છું, અને) सरसाम् પુણ્યતીર્થરૂપ મ્હોટાં સરોવરોમાં, सागरः સમુદ્ર, अस्मि છું.

**ભાવાર્થઃ**—હે પાર્થ! પુરોહિતોમાં સૌથી મુખ્ય બૃહસ્પતિ નામના જે દેવતાઓના પુરોહિત છે તે મને તું જાણ. તેમ સેનાધિપતિઓમાં કુમાર કાર્તિકેય હું છું, અને પુણ્યતીર્થરૂપ મ્હોટાં સરોવરોમાં સમુદ્ર હું છું એમ તું સમજ. ૨૪.

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ॥
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥२५॥

**पदच्छेदः**—महर्षीणाम्, भृगुः, अहम्, गिराम्, अस्मि, एकम्, अक्षरम्, यज्ञानाम्, जपयज्ञः, अस्मि, स्थावराणाम्, हिमालयः

**व्युत्पत्तिसमासाः**—महान्तश्च ते ऋषयश्च महर्षयः, तेषाम् महर्षीणाम्। जप एव यज्ञः इति जपयज्ञः। हिमस्य आलयः इति हिमालयः।

**અન્વય અને અર્થઃ**—अहम् હું, महर्षीणाम् મોટા શ્રેષ્ઠ ઋષિઓમા, भृगु ભૃગુઋષિ (છું), गिराम् વાણીઓમાં, एकम् એક (જ), अक्षरम् અક્ષર—અવિનાશી ૐકાર, अस्मि (છું), यज्ञानाम् યજ્ઞોમાં, जपयज्ञः જપયજ્ઞ, अस्मि છું, (અને) स्थावराणाम् પર્વતોમાં, हिमालय. હિમાલય (છું).

ભાવાર્થઃ—હું ઋષિઓમાં ભૃગુઋષિ છું, વાણીઓમાં અ
નાશી એવો એકાક્ષર ૐકાર છું, યજ્ઞોમાં જપયજ્ઞ છું અને પ
તોમાં હિમાલય છું. ૨૫.

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ॥
गंधर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥२६॥

पदच्छेदः—अश्वत्थः, सर्ववृक्षाणाम्, देवर्षीणाम्, च नारदः, गन्धर्वाणाम्, चित्ररथः, सिद्धानाम्, कपिलः, मुनिः.

व्युत्पत्तिसमासाः—सर्वे च ते वृक्षाश्च इति सर्ववृक्षाः, तेषां सर्ववृक्षाणाम् । देवानाम् ऋषयः इति देवर्षयः, तेषां देवर्षीणाम् । चित्रः विचित्रः रथः यस्य सः चित्ररथः ।

અન્વય અને અર્થઃ—( વળી હું ) सर्ववृक्षाणाम् સર્વ વૃક્ષોમાં, अश्वत्थः પીપળો, देवर्षीणाम् દેવર્ષિઓમાં, नारदः નારદ, गन्धर्वाणाम् ગંધર્વોમાં, चित्ररथः ચિત્રરથ, च અને, सिद्धानाम् (જન્મથી જ જેમને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, અને ઐશ્વર્યાદિ પ્રાપ્ત હોય તેવા ) સિદ્ધોમાં, कपिलः કપિલ, मुनिः મુનિ, ( છું ).

ભાવાર્થઃ—હું સર્વ વૃક્ષોમાં પીપળો છું, દેવર્ષિઓમાં નારદ છું, ગંધર્વોમાં ચિત્રરથ નામનો ગંધર્વ છું અને જન્મથી જ પરમૈશ્વર્યાદિસંપન્ન જે સિદ્ધ લોકો છે તેમાં કપિલમુનિ નામના જે સિદ્ધ તે હું છું. ૨૬.

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ॥
ऐरावतं गजेंद्राणां नराणां च नराधिपम् ॥ २७ ॥

**पदच्छेदः**—उच्चैःश्रवसम्, अश्वानाम्, विद्धि, माम्, अमृतोद्भवम्, ऐरावतम्, गजेन्द्राणाम्, नराणाम्, च, नराधिपम्.

**व्युत्पत्तिसमासाः**—श्रूयते अनेन इति श्रवः, उच्चैः श्रवसी यस्य सः उच्चैःश्रवाः, तम् उच्चैःश्रवसम्। अमृतात् अमृतनिमित्तमथनाद् उद्भवः उत्पत्तिः यस्य सः अमृतोद्भवः, तम् अमृतोद्भवम्। गजानाम् इन्द्राः इति गजेन्द्राः, तेषां गजेन्द्राणाम्। अधिकं पाति इति अधिपः नराणाम् अधिपः इति नराधिपः, तं नराधिपम्।

**અન્વય અને અર્થઃ**—अश्वानाम् ઘોડાઓમાં, अमृतोद्भवम् અમૃત (મેળવવા સારુ કરવામાં આવેલા સમુદ્રમથન) માંથી ઉત્પન્ન થયેલો, उच्चैःश्रवसम् ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો, गजेन्द्राणाम् મોટા હાથીઓમાં, ऐरावतम् ઐરાવત, च અને, नराणाम् મનુષ્યોમાં, नराधिपम् નરાધિપતિ–રાજારૂપ, माम् મને, विद्धि તું જાણ.

**ભાવાર્થઃ**—ઘોડાઓમાં અમૃતમથન વખતે સમુદ્રમાંથી નીકળેલો ઉચ્ચૈઃશ્રવા નામનો જે ઘોડો તે, મોટા હાથીઓમાં ઐરાવત નામનો હાથી અને મનુષ્યોમાં મનુષ્યોના અધિપતિ–રાજા મને તું જાણ. ૨૭.

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक्॥
प्रजनश्चास्मि कंदर्पः सर्पाणामस्मि वासुकिः ॥२८॥

**पदच्छेदः**—आयुधानाम्, अहम्, वज्रम्, धेनूनाम्, अस्मि, कामधुक्, प्रजनः, च, अस्मि, कन्दर्पः, सर्पाणाम्, अस्मि, वासुकिः.

व्युत्पत्तिसमासाः—आ समन्तात् विशेषेण युद्ध्यन्ते एभिरिति आयुधानि, तेषाम् आयुधानाम् । कामान् दोग्धि इति कामधुक् । प्रकर्षेण जनयते इति प्रजनः । सर्पन्ते ते सर्पाः, तेषाम् सर्पाणाम् ।

**અન્વય અને અર્થ:**—आयुधानाम् આયુધોમાં, वज्रम् ( દધીચિ ઋષિના હાડકાનું બનાવેલું ) વજ્ર, अहम् હું ( છું ), धेनूनाम् ગાયોમાં, कामधुक् કામનાઓને આપનારી–કામદુધા નામની ગાય, अस्मि ( હું ) છું प्रजनः પ્રજાની ઉત્પત્તિના હેતુરૂપ, कन्दर्पः કામદેવ, अस्मि ( હું ) છું, અને सर्पाणाम् સર્પોમાં, वासुकिः વાસુકિ નામનો સર્પ, अहम् હું ( છું ).

**ભાવાર્થ:**—આયુધોમાં દધીચિનાં અસ્થિથી બનાવેલું વજ્ર, ગાયોમાં કામનાઓને પરિપૂર્ણ કરનાર કામદુધા ગાય, સંભોગપ્રધાન નહિ, પરંતુ માત્ર પ્રજાની ઉત્પત્તિના હેતુરૂપ કામદેવ, તથા સર્પોમાં વાસુકિ નામનો જે સર્પ તે પણ હું છું. ૨૮.

अनंतश्चास्मि नागानां वरुणो यादसामहम् ॥
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥ २९ ॥

**पदच्छेदः**—अनन्तः, च, अस्मि, नागानाम्, वरुणः, यादसाम्, अहम्, पितॄणाम्, अर्यमा, च, अस्मि, यमः, संयमताम्, अहम्.

व्युत्पत्तिसमासाः—न विद्यते अन्तः यस्य सः अनन्तः । यमयति इति यमः । सम्यक् यमयन्ति ते संयमन्तः, तेषां संयमताम् ।

**અન્વય અને અર્થ:**—नागानाम् ઝેરરહિત સર્પોમાં, अनन्तः સર્પોનો રાજા અનન્ત–શેષ, अस्मि છું, च અને, यादसाम्

જલચરો-જલદેવતાઓમાં, वरुणः વરુણ, (તેમ) पितॄणाम् પિતૃઓમાં, अर्यमा અર્યમા, अस्मि છું, च તથા, संयमताम् નિયમન કરનારાઓમાં, यमः યમ, अहम् હું (છું).

ભાવાર્થઃ—વિષરહિત સર્પોમાં તેમના રાજા અનન્ત-શેષ-ભગવાન્, જલચરો-જલદેવતાઓમાં તેમના રાજા વરુણ; પિતૃઓમાં તેમના રાજા અર્યમા તથા ધર્મ, અધર્મ ઇત્યાદિથી સર્વ પ્રાણીઓ પર અનુગ્રહ નિગ્રહ કરનારાઓમાં જે યમરાજ તે હું છું. ૨૯.

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेंद्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥३०॥

पदच्छेदः—प्रह्लादः, च, अस्मि, दैत्यानाम्, कालः, कलयताम्, अहम्, मृगाणाम्, च, मृगेन्द्रः, अहम्, वैनतेयः, च, पक्षिणाम्.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण ह्लादते असौ प्रह्लादः। दितेः अपत्यानि पुमांसः दैत्याः, तेषां दैत्यानाम्। कलयन्ति इति कलयन्तः, तेषां कलयताम्। मृगाणाम् इन्द्रः मृगेन्द्रः। विनतायाः अपत्यं पुमान् वैनतेयः। पक्षौ स्तः येषां ते पक्षिणः, तेषां पक्षिणाम्।

અન્વય અને અર્થઃ—दैत्यानाम् દાનવોમાં, प्रह्लादः પ્રહ્‌લાદ, अस्मि છું, च અને, कलयताम् ગણના કરનારાઓમાં, कालः કાલ, अहम् હું (છું), च તેમ, मृगाणाम् પશુઓમાં, मृगेन्द्रः સિંહ અથવા વ્યાઘ્ર-વાઘ, च અને, पक्षिणाम् પક્ષીઓમાં, वैनतेयः ગરુડ, अहम् હું (છું).

ભાવાર્થઃ—દૈત્યોમાં હિરણ્યકશિપુનો પુત્ર ભક્ત પ્રહ્‌લાદ, ગણના કરનારાઓમાં કાલ, પશુઓમાં સિંહ કે વાઘ અને પક્ષીઓમાં ગરુડ તે પણ હું છું. ૩૦.

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ॥
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥३१॥

पदच्छेदः—पवनः, पवताम्, अस्मि, रामः, शस्त्रभृताम्, अहम्, झषाणाम्, मकरः, च, अस्मि, स्रोतसाम्, अस्मि, जाह्नवी.

व्युत्पत्तिसमासाः—पवते असौ पवनः। पवन्ति ते पवन्त, तेषाम् पवताम्। रमन्ते योगिन. अस्मिन्निति राम.। शस्त्राणि बिभ्रति ते शस्त्रभृत, तेषां शस्त्रभृताम्। स्रवन्ति तानि स्रोतांसि, तेषाम् स्रोतसाम्। जह्नो अपत्य स्त्री जाह्नवी।

અન્વય અને અર્થઃ—पवताम् પાવન કરનારી વસ્તુઓમાં, पवनः પવન, अस्मि છું, शस्त्रभृताम् શસ્ત્ર ધારણ કરનારાઓમાં, राम રામ, अहम् હું (છું), झषाणाम् મત્સ્યોમા, मकरः મગર, अस्मि છુ, च અને, स्रोतसाम् પ્રવાહોમા—નદીઓમા, जाह्नवी ગંગા, अस्मि છુ.

---

१ शस्त्रास्त्रधारिणां मध्ये रामो दाशरथिर्विभुः ।
सवरक्ष कुलध्वंसी महावीरोऽमीश्वर ॥ सदानंद-भा-ष-टीका ॥

શસ્ત્ર અને અસ્ત્ર ધારણ કરનારાઓમા મહાસમર્થ, સઘળા રાક્ષસકુલનો નાશ કરનાર અને મહાન વીર જે દશરથના પુત્ર રામચંદ્ર તે જ હુ વ્યાપક ઈશ્વર-પરમેશ્વર છુ

**ભાવાર્થઃ**—પવિત્ર કરનારી સર્વ વસ્તુઓમાં પવન, શસ્ત્ર-અને અસ્ત્ર ધારણ કરનારાઓમાં રામ, માછલાંઓમાં મગર અને પ્રવાહોમાં-નદીઓમાં ભગવતી ગંગા તે હું છું. ૩૧.

सर्गाणामादिरंतश्च मध्यं चैवाहमर्जुन ॥
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥३२॥

पदच्छेदः—सर्गाणाम्, आदिः, अन्तः, च, मध्यम्, च, एव, अहम्, अर्जुन, अध्यात्मविद्या, विद्यानाम्, वादः, प्रवदताम्, अहम्.

---

૧ ગૌતમ મહર્ષિકૃત ન્યાયશાસ્ત્રમા પ્રમાણ ૧ પ્રમેય ૨, સશય ૩, પ્રયોજન ૪, દૃષ્ટાંત ૫, સિદ્ધાંત ૬, અવયવ ૭, તર્ક ૮, નિર્ણય ૯, વાદ ૧૦, જલ્પ ૧૧, વિતંડા ૧૨, હેત્વાભાસ ૧૩, છલ ૧૪, જાતિ ૧૫, અને નિગ્રહસ્થાન ૧૬ એ ૧૬ પદાર્થો છે તેમાં ૧૦-૧૧-૧૨ મા પદાર્થો વાદ, જલ્પ અને વિતંડા છે તેમા વાદ ગુરુ અથવા વૃદ્ધ જ્ઞાની સાથે જિજ્ઞાસા બુદ્ધિથી કરાય છે તથા જલ્પ અને વિતંડા હાર અથવા જીત-માટે પક્ષ અને પ્રતિપક્ષમા વિરોધીધર્મવાળા સાથે કરાય છે. એ વાદ, જલ્પ અને વિતંડાના લક્ષણ આ પ્રમાણે છે —

प्रमाणतर्कसाधनोपालम्भ सिद्धान्ताविरुद्ध पञ्चावयवोपपन्नः पक्षप्रतिपक्षपरिग्रहो वादः ॥१॥

પ્રમાણ અને તર્કવડે સાધન-સ્વમતસ્થાપના તથા ઉપાલંભ-પ્રતિપક્ષના ઉપહાસ-નિષેધવાળો, સિદ્ધાંતથી અવિરુદ્ધ, અને પાચ અવયવ ( પ્રતિજ્ઞા ૧, હેતુ ૨, ઉદાહરણ ૩ ઉપનય-એ પ્રકારે નહિ પણ આ પ્રકારે વિગેરે કથનથી સાધ્યનો ઉપસંહાર ૪, અને નિગમન-જે વાક્યમા પ્રતિજ્ઞા, હેતુ, ઉદાહરણ અને ઉપનય એક સાથેજ સમર્થન કરાય તે ૫ ) થી સિદ્ધ હોય તે વાદ કહેવાય છે.

यथोक्तोपपन्नश्छलजातिनिग्रहस्थानसाधनोपालम्भो जल्पः ॥ २ ॥

પૂર્વોક્ત-વાદના લક્ષણસહિત છલ ( ૧૪ મા પદાર્થ ), જાતિ ( ૧૫ મા પદાર્થ ) અને નિગ્રહસ્થાન ( ૧૬ મા પદાર્થ ) થી જેમા સાધનનો ઉપહાસ-નિષેધ કરાય તે જલ્પ કહેવાય છે

स प्रतिपक्षस्थापनाहीनो वितण्डा ॥ ३ ॥

ઉપરોક્ત તેજ જલ્પ જો પ્રતિપક્ષના સાધનથી રહિત હોય તો તે વિતંડા કહેવાય છે જુઓ ગૌતમ ન્યાયશાસ્ત્ર અધ્યાય ૧, આહ્નિક ૨, સૂત્ર ૧-૨-૩.

**व्युत्पत्तिसमासाः**—सृज्यन्ते इति सर्गाः, तेषां सर्गाणाम्। आत्मानम् अधिकृत्य इति अध्यात्मम्, अध्यात्मम् एव विद्या इति अध्यात्मविद्या। प्रकर्षेण वदन्ति ते प्रवदन्तः, तेषां प्रवदताम्।

**અન્વય અને અર્થઃ**—अर्जुन હે અર્જુન! सर्गाणाम् સૃષ્ટિઓની, आदिः ઉત્પત્તિ, मध्यम् સ્થિતિ, च અને, अन्तः લય, अहम् હું, एव જ (છું, તેમ) विद्यानाम् વિદ્યાઓમાં, अध्यात्मविद्या બ્રહ્મવિદ્યા, (અને) प्रवदताम् વાદ કરનારાઓમાં, वादः વાદ (પણ), अहम् હું (છું).

**ભાવાર્થઃ**—હે અર્જુન! પ્રત્યેક સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય તે હું જ છું, વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા તે હું છું અને વાદ કરનારાઓમાં વાદ, જલ્પ અને વિતંડા એ ત્રણ વાદના પ્રકારોમાં શ્રેષ્ઠ જે વાદ તે હું છું. ૩૨.

अक्षराणामकारोऽस्मि द्वंद्वः सामासिकस्य च ॥
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः ॥३३॥

**पदच्छेदः**—अक्षराणाम्, अकारः, अस्मि, द्वन्द्वः, सामासिकस्य, च, अहम्, एव, अक्षयः, कालः, धाता, अहम्, विश्वतोमुखः.

**व्युत्पत्तिसमासाः**—न क्षरन्ति तानि अक्षराणि, तेषाम् अक्षराणाम्। समासाना समूहः सामासिकम्, तस्य सामासिकस्य। क्षीयते इति

---

१ कालचक्रं जगच्चक्रं युगचक्रं च केशवः।
आत्मयोगेन भगवान् परिवर्तयतेऽनिशम् ॥ उद्योगपर्व–भारते ॥

ભગવાન નારાયણ કાલચક્ર, જગત્ચક્ર અને યુગચક્રને પોતાના યોગબળવડે અહર્નિશ પરિભ્રમણ કરાવ્યા કરે છે

क्षय , न विद्यते क्षयः यस्य स अक्षय.। दधाति इति धाता। विश्वतः मुखानि यस्य सः विश्वतोमुखः।

**અન્વય અને અર્થઃ**—अक्षराणाम् અક્ષરોમાં, अकारः અકાર, अस्मि છું, च અને, सामासिकस्य બધા સમાસોમાં, द्वन्द्वः દ્વન્દ્વનામનો સમાસ (છું), अक्षयः જેનો કદિ ક્ષય થતો નથી તેવો, काल (આયુષ્યની ગણના કરનાર) કાલ, अहम् હું, एव જ (છું, અને) विश्वतोमुखः ચારે બાજુ મુખવાળો, धाता (સર્વ કર્મનો ફલદાતા) બ્રહ્મા (પણ), अहम् હુ (છુ).

**ભાવાર્થઃ**—અક્ષરોમા "અ"કાર, સમાસોમાં દ્વન્દ્વનામનો સમાસ, અવિનાશી એવો કાલ, તેમ જ ચારે તરફ મુખવાળો અને સર્વકર્મનો ફલદાતા વિધાતા–બ્રહ્મા પણ હુ જ છુ. ૩૩.

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ॥
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिः क्षमा ॥३४॥

**पदच्छेदः**—मृत्युः, सर्वहरः, च, अहम्, उद्भवः, च, भविष्यताम्, कीर्तिः, श्रीः, वाक्, च, नारीणाम्, स्मृतिः, मेधा, धृतिः, क्षमा.

**व्युत्पत्तिसमासाः**—सर्वं हरति इति सर्वहर । उद्भूयते अनेन इति उद्भव । भविष्यन्ति ते भविष्यन्तः, तेषा भविष्यताम् ।

**અન્વય અને અર્થઃ**—सर्वहरः બધી વસ્તુઓનો નાશ કરનાર, मृत्यु કાલ, अहम् હું (છુ), च અને. भविष्यताम् ભવિષ્યમા ઉત્પન્ન થનારાં પ્રાણિઓનો, उद्भवः ઉત્કર્ષ–તે પ્રાપ્ત થવાનું કારણ (હું છુ), नारीणाम् સ્ત્રીઓમા, कीर्तिः (ધાર્મિકપણાને અંગે)

ખ્યાતિ, શ્રીઃ લક્ષ્મી, વાક્ વાણી, ચ તથા, સ્મૃતિઃ (લાંબા વખત સુધી રહેલી) સ્મરણશક્તિ, મેધા ગ્રન્થધારણાશક્તિ, ધૃતિઃ ધૈર્ય, (અને) ક્ષમા માન અને અપમાનમાં ચિત્તની અવિકારી સ્થિતિ (તે હું છું.)

ભાવાર્થઃ—સકલ વસ્તુનો નાશ કરનાર મૃત્યુ અને ભવિષ્યમાં ઉત્પન્ન થનારાં પ્રાણિઓનો ઉત્કર્ષ-અભ્યુદય તે હું છું, વળી સ્ત્રીઓના સ્વરૂપોમાં કીર્તિ, લક્ષ્મી, સ્મૃતિ, બુદ્ધિ, ધીરજ અને ક્ષમા તે પણ હું જ છું. ૩૪.

बृहत्साम तथा साम्नां गायत्री छंदसामहम् ॥
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥

पदच्छेदः—बृहत्साम, तथा, साम्नाम्, गायत्री, छन्दसाम्, अहम्, मासानाम्, मार्गशीर्षः, अहम्, ऋतूनाम्, कुसुमाकरः.

व्युत्पत्तिसमासाः—बृहत् च तत् साम च बृहत्साम। गायन्त त्रायते इति गायत्री। मृगशीर्षेण युक्ता पौर्णमासी अस्मिन्निति मार्गशीर्षः। कुसुमानाम् आकरः इति कुसुमाकरः।

અન્વય અને અર્થઃ—तथा તેમ, साम्नाम् સામવેદની ઋચાઓમાં, बृहत्साम ("त्वमिद्धि हवामहे" ઈત્યાદિ અતિરાત્રમાં

१ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
धियो यो नः प्रचोदयात् ॥ सर्ववेदेषु ॥

તે સર્વ દેવાધિદેવ શ્રીસૂર્યનારાયણના વરવા યોગ્ય ઉત્કૃષ્ટ તેજ-પ્રકાશ-નું અમે ધ્યાન કરીએ છીએ કે, જે અમારી બુદ્ધિને (સારી રીતે-ઉત્તમ માર્ગમાં) પ્રેરે છે.

રહેલું છેલ્લું સ્તોત્ર કે જેમાં ઈન્દ્રની સર્વેશ્વરરૂપે સ્તુતિ કરવામાં આવી છે તે ) બૃહત્સામ સ્તોત્ર, (અને) छन्दसाम् ત્રિષ્ટુપ્, જગતી. બૃહતી ઈત્યાદિ છંદોમાં, ગાયત્રી ગાયત્રી નામનો છંદ, अहम् હું (છું), मासानाम् (વર્ષના બાર) મહીનાઓમાં, मार्गशीर्षः માગશર મહીનો, अहम् હું ( છું, અને ) ऋतूनाम् છ ઋતુઓમાં, कुसुमाकरः વસન્ત ઋતુ ( તે હું છુ ).

ભાવાર્થઃ—તેમ સામવેદની ઋચાઓમાં ઈન્દ્રની સ્તુતિરૂપે રહેલી બૃહત્સામ ઋચા, છંદોમાં ગાયત્રી છંદ, મહીનાઓમાં માગશર મહીનો અને ઋતુઓમા વસંતઋતુ તે હું છું. ૩૫.

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ॥
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम्॥३६॥

पदच्छेदः—द्यूतम्, छलयताम्, अस्मि, तेजः, तेजस्विनाम्, अहम्, जयः, अस्मि, व्यवसायः, अस्मि, सत्त्वम्, सत्त्ववताम्, अहम्.

व्युत्पत्तिसमासाः—छलयन्ति इति छलयन्तः, तेषां छलयताम् । तेजः अस्ति येषा ते तेजस्विन, तेषा तेजस्विनाम् । जयन्ति अस्मिन् इति जयः । व्यवसीयते आत्मा अस्मिन् इति व्यवसायः । सतः भावः सत्त्वम् । सत्त्वम् अस्ति येषां ते सत्त्ववन्तः, तेषा सत्त्ववताम् ।

અન્વય અને અર્થઃ—छलयताम् પરસ્પર ઠગાઈ કરનારાઓમાં, द्यूतम् જુગાર, अस्मि છું, तेजस्विनाम् તેજધારી પુરુષોમાં, तेजः તેજ–પ્રભા, अहम् હું ( છું ), जय. ( જયશીલ પુરુષોમાં ) જય, अस्मि છું, व्यवसायः ( વ્યવસાય કરનારાઓમાં )

અનન્ય વ્યવસાય-ઉદ્યમ, अस्मि છુ,(અને) सत्त्ववताम् બલધારી પુરુષોમા, सत्त्वम् બલ, अहम् હુ (છુ)

ભાવાર્થઃ—પરસ્પર ઠગાઈ કરનારાઓમા દ્યૂત-જુગાર રૂપે રહેલો હુ છુ, વળી તેજસ્વી પુરુષોમા તેજ, જયશીલ પુરુષોમા જય, ઉદ્યમનિષ્ઠોમાં અનન્ય ઉદ્યમ તથા બલવાન્ પુરુષોમાં જે બલ તે પણ હુ છુ. ૩૬.

वृष्णीना वासुदेवोऽस्मि पाडवाना धनंजयः ॥
मुनीनामप्यह व्यासः कवीनामुशना कविः ॥३७॥

पदच्छेदः—वृष्णीनाम्, वासुदेवः, अस्मि, पाण्डवानाम्, धनंजयः, मुनीनाम्, अपि, अहम्, व्यासः, कवीनाम्, उशना, कविः.

व्युत्पत्तिसमासाः—वसुदेवस्य अपत्य पुमान् वासुदेव । पाण्डो अपत्यानि पुमास पाण्डवा, तेषाम् पाण्डवानाम्। धन जयति इति धनजय । मनन शील येषा ते मुनय, तेषा मुनीनाम् । कवयन्ते इति कवय, तेषा कवीनाम् ।

અન્વય અને અર્થઃ—वृष्णीनाम् યાદવોમા, वासुदेव શ્રીકૃષ્ણ, अस्मि છુ, पाण्डवानाम् પાડવોમા, धनजय ધનજય-અર્જુન, (હુ છુ) मुनीनाम् મનનશીલ-મત્રદ્રષ્ટા ઋષિઓમા, व्यास ભગવાન્ વેદવ્યાસ, अपि પણ, अहम् હુ (છુ, અને) कवीनाम् ક્રાતદર્શી કાવ્યકર્તાઓમા, उशना ભગવાન્ શુક્ર નામના, कवि કવિ (તે હુ છુ)

**ભાવાર્થઃ**—યાદવોમાં વસુદેવનો પુત્ર હું શ્રીકૃષ્ણ, પાંડવોમાં અર્જુન એટલે તું તથા મુનિઓમાં ભગવાન્ વેદવ્યાસ હું જ છું, તેમ ક્રાંતદર્શી—ભૂત, વર્તમાન અને ભવિષ્ય વિગેરેને જાણનાર—કવિઓમાં ભગવાન્ શુક્રાચાર્ય નામના જે કવિ તે પણ હું છું. ૩૭.

दंडो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ॥
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥३८॥

**पदच्छेदः**—दण्डः, दमयताम्, अस्मि, नीतिः, अस्मि, जिगीषताम्, मौनम्, च, एव, अस्मि, गुह्यानाम्, ज्ञानम्, ज्ञानवताम्, अहम्.

**व्युत्पत्तिसमासाः**—दण्ड्यन्ते अनेन इति दण्डः। दमयन्ति ते दमयन्तः, तेषां दमयताम्। नीयते सन्मार्गम् अनया सा नीतिः। जेतुम् इच्छन्ति ते जिगीषन्ति, जिगीषन्ति ते जिगीषन्तः, तेषाम् जिगीषताम्। मुनेः भावः कर्म वा मौनम्। गूहितुं योग्यानि गुह्यानि, तेषाम् गुह्यानाम्। ज्ञायते अनेन इति ज्ञानम्, ज्ञानम् अस्ति येषां ते ज्ञानवन्तः, तेषाम् ज्ञानवताम्।

**અન્વય અને અર્થઃ**—दमयताम् શાસન કરનારાઓમાં, दण्डः શાસનયોગ્ય શિક્ષા, अस्मि છું, जिगीषताम् જય પામવાની ઇચ્છાવાળાઓમાં, नीतिः જયના ઉપાયરૂપ ન્યાયપુરઃસરની પ્રણાલિકા, अस्मि છું, च તેમ, गुह्यानाम् રહસ્યો—ગુપ્ત રાખવા યોગ્ય સંન્યાસપૂર્વક શ્રવણાદિકમાં, मौनम् મૌન—નિદિધ્યાસ—મૂકભાવ, अस्मि છું, (અને) ज्ञानवताम् તત્ત્વજ્ઞાનીઓમાં ज्ञानम् જ્ઞાન, (પણ) अहम् હું (છું).

ભાવાર્થઃ—ઉલટે માર્ગે ચાલનારને શાસન કરનારા પુરુષોમાં રહેલો જે દંડ-દંડ કરવાની શક્તિ, જય મેળવવા ઇચ્છનારાઓમા ન્યાયપુરઃસરની નીતિ, રહસ્ય ગુપ્ત રાખવા યોગ્ય સન્યાસપૂર્વક શ્રવણાદિકમાં વાણીને નિયમમા રાખવા રૂપ નિદિધ્યાસ મૌન અને તત્ત્વજ્ઞાનીઓમા રહેલુ શ્રવણ, મનન અને નિદિધ્યાસનના પરિ પાકથી ઉદ્ભવેલું અદ્વિતીય આત્મસાક્ષાત્કારરૂપ સઘળા અજ્ઞાનોનુ વિરોધિ જે તત્ત્વજ્ઞાન તે પણ હું છું ૩૮

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ॥
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम् ॥३९॥

पदच्छेदः—यत्, च, अपि, सर्वभूतानाम्, बीजम्, तत्, अहम्, अर्जुन, न, तत्, अस्ति, विना, यत्, स्यात्, मया, भूतम्, चराचरम्.

व्युत्पत्तिसमासाः—सर्वाणि च तानि भूतानि इति सर्वभूतानि, तेषां सर्वभूतानाम्। चरति इति चरम्, न चरति इति अचरम्, चरं च अचरं च एतयो समाहारः चराचरम्।

અન્વય અને અર્થઃ—अर्जुन હે અર્જુન ! च વળી, सर्वभूतानाम् પ્રાણિમાત્રમાં, यत् જે, बीजम् ઉત્પત્તિનું કારણ, तत् તે, अपि પણ, अहम् હું (છું), (અને તેથી) मया મારા, विना સિવાયનું, यत् જે, चराचरम् સ્થાવરજંગમ-જડ ચેતન્ય, भूतम् વસ્તુમાત્ર, स्यात् હોય, तत् તે, न, अस्ति છે (જ) નહિ.

ભાવાર્થઃ—હે અર્જુન ! વળી સર્વ પ્રાણિઓમા જે ઉત્પત્તિનુ કારણ તે પણ હું જ છું અને તેથી જડ ચૈતન્ય-સ્થાવર-

જંગમાત્મક વસ્તુમાત્ર મારા અસ્તિત્વ સિવાય કોઈ પણ ઠેકાણે છે જ નહિ એમ તું માન. ૩૯.

અવતરણિકા:—આ પ્રમાણે સક્ષેપમા વિભૂતિયોગનુ કથન કરી એ વિભૂતિયોગનો ઉપસહાર કરતા "તે વિભૂતિઓનુ સપૂર્ણ વર્ણન અસખ્ય તાને લઈને થઈ શકે તેમ નથી," એમ ભગવાન્ કહે છેઃ

नान्तोऽस्ति मम दिव्यानां विभूतीनां परंतप ॥
एष तूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

पदच्छेदः—न, अन्तः, अस्ति, मम, दिव्यानाम्, विभूतीनाम्, परंतप, एषः, तु, उद्देशतः, प्रोक्तः, विभूतेः, विस्तरः, मया.

व्युत्पत्तिसमासाः-देशं-प्रस्तुतार्थम्-उत्क्रान्तः इति उद्देशः, उद्देशात् इति उद्देशतः। प्रकर्षेण उक्तः इति प्रोक्तः।

અન્વય અને અર્થ:—परंतप હે શત્રુઓને તાપ આપનાર અર્જુન! मम મારી, दिव्यानाम् દિવ્ય-ખાસ અંશભૂત, विभूतीनाम् વિભૂતિઓના, अन्त. છેડો-સમાપ્તિ, न, अस्ति નથી, (અને) एषः આ, विभूतेः વિભૂતિનો, विस्तरः વિસ્તાર, तु તો, मया મેં उद्देशतः એકદેશમાત્ર-પ્રસ્તુત અર્થની સામાન્ય સિદ્ધિ પૂરતો, प्रोक्तः કહ્યો (છે)

ભાવાર્થ:—હે પરંતપ! મારી આવશ્યક અશભૂત દિવ્ય વિભૂતિઓના અસંખ્યતાને લઇને પાર આવે તેમ છેજ નહિ અને આ જે વિભૂતિઓનો વિસ્તાર મેં તને કહેલો છે તે તો માત્ર એકદેશીય-સંક્ષિપ્ત જ છે એમ તું સમજ. અર્થાત્ મારી અસંખ્ય વિભૂતિ છે એમ તું માન. ૪૦

અવતરણિકાઃ—એ પ્રમાણે વિભૂતિઓનું પૃથક્ પૃથક્ વર્ણન કરી હવે ભગવાન્ એકત્ત્વરૂપે પોતાની વિભૂતિનું કથન કરે છે

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ॥
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥ ४१ ॥

पदच्छेदः—यत्, यत्, विभूतिमत्, सत्त्वम्, श्रीमत्, ऊर्जितम्, एव, वा, तत्, तत्, एव, अवगच्छ, त्वम्, मम, तेजोंऽशसंभवम्.

व्युत्पत्तिसमासाः—विभूतिः अस्य अस्ति इति विभूतिमत्। श्रीः अस्य अस्ति इति श्रीमत्। तेजसः अंशः तेजोंऽशः, तेजोंऽशात् संभवति इति तेजोंऽशसंभवम्।

અન્વય અને અર્થઃ-यत्, यत् જે જે, विभूतिमत् ઐશ્વર્યવાળું, श्रीमत् લક્ષ્મીયુક્ત, वा અથવા, ऊर्जितम् બલવાળું, सत्त्वम् વસ્તુમાત્ર, (છે) तत्, तत् તે તે, मम મારા, एव જ, तेजोंऽशसंभवम् તેજના અંશથી ઉત્પન્ન થયેલું (છે, એમ) एव જ, (તું) अवगच्छ જાણ.

ભાવાર્થઃ—જે જે ઐશ્વર્યયુક્ત, લક્ષ્મીવાળું અથવા બલયુક્ત વસ્તુમાત્ર છે, તે સમસ્ત ખાસ મારા જ તેજના વિભાગથી ઉત્પન્ન થયેલું છે એમ તું જાણ. અર્થાત્ તે સર્વ મારી જ વિભુતિ છે એમ તું સમજ. ૪૧.

અવતરણિકાઃ—આ પ્રમાણે ભગવાન્ સંક્ષેપમાં અને વિસ્તારથી પોતાની વિભૂતિઓનું વર્ણન કરી ગયા, પરંતુ એ સર્વે જો યોગમાં જ સમાઈ જતું હોય તો આબાલવૃદ્ધ દરેકને એકસાથે તે જાણવાનું મળે એવા હેતુથી ભગવાન શ્રીકૃષ્ણ સૂક્ષ્મરૂપે તે વિભૂતિને સમજાવે છે

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ॥
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥४२॥

**पदच्छेदः**—अथवा, बहुना, एतेन, किम्, ज्ञातेन, तव, अर्जुन, विष्टभ्य, अहम्, इदम्, कृत्स्नम्, एकांशेन, स्थितः, जगत्

**व्युत्पत्तिसमासाः**—एकश्चासौ अंशश्च एकांशः, तेन एकांशेन । गच्छति इति जगत्, तत् ।

**અન્વય અને અર્થઃ**—अर्जुन હે અર્જુન! अथवा અથવા, तव તને, एतेन એ, बहुना ઘણું, ज्ञातेन જાણવા વડે, किम् શું? अहम् હું, इदम् આ कृत्स्नम् આખા, जगत् જગતને एकांशेन (મારા) એક (જ) અંશ વડે, विष्टभ्य ધારણ કરીને स्थितः રહેલો (છુ).

**ભાવાર્થઃ**—હે અર્જુન! અથવા એ બધું જાણવાથી તને શું? ટુંકામા હું આ આખા જગતને મારા એક જ અંશવડે ધારણ કરીને રહેલો છું. અર્થાત્ મારા અંશવડે સર્વ ઠેકાણે સર્વવ્યાપક થઇને હું રહેલો છુ અટલે વસ્તુમાત્ર મારી વિભૂત છે એમ તું સમજ. ૪૨

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तान्तिकप्रणात-
सान्वय-बोधिन्यां गुर्जरटीकायां विभूति-
योगो नाम दशमोऽध्यायः ॥



# एकादशोऽध्यायः ।



અવતરણિકાઃ—દશમા અધ્યાયમાં ભગવાને અર્જુનને પોતાની સર્વ વિભૂતિઓ કહી સંભળાવી, તે સાંભળી પોતાના હૃદયમાં ભગવાનની પોતાના ઉપર પરમ અલૌકિક કૃપા છે એમ માની આનંદમાં મગ્ન થઈ નિશ્ચેષ્ટ થએલો અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણના અલૌકિક માહાત્મ્યને જાણવાની ઇચ્છાથી અને તેમનાં અલૌકિક અનેક વિભૂતિમય સ્વરૂપને જોવાની ઇચ્છાથી પ્રાર્થના કરતો આ પ્રમાણે કહેવા લાગ્યોઃ

अर्जुन उवाच । અર્જુન કહે છેઃ—

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ॥
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥ १ ॥

पदच्छेदः—मदनुग्रहाय, परमम्, गुह्यम्, अध्यात्मसंज्ञितम्, यत्, त्वया, उक्तम्, वचः, तेन, मोहः, अयम्, विगतः, मम.

व्युत्पत्तिसमासाः—मयि अनुग्रहः इति मदनुग्रहः, तस्मै मदनुग्रहाय। आत्मानम् अधिकृत्य इति अध्यात्मम्, अध्यात्मम् इति संज्ञितम् शब्दितम् इति अध्यात्मसंज्ञितम्। मुह्यते अनेन इति मोहः। विशेषेण गतः इति विगतः।

---

१ रागद्वेषौ यदि स्यातां तपसा किं प्रयोजनम्।
ता वभौ यदि न स्यातां तपसा किं प्रयोजनम् ॥

રાગ-પ્રીતિ-મોહ અને દ્વેષ-વેર જો હોય તો જ્ઞાનરૂપી તપ કરવાનું પ્રયોજન શું ? અને તે બે-રાગ અને દ્વેષ જો ન હોય તો પણ તપ કરવાનું પ્રયોજન શું ? અર્થાત્ કાંઈ પણ પ્રયોજન નહિ.

**અન્વય અને અર્થઃ**—मदनुग्रहाय મારા ઉપરની દયાને લઈને, गुह्यम् ગુપ્ત રાખવા યોગ્ય, परमम् શ્રેષ્ઠ, ( અને ) अध्यात्म-संज्ञितम् 'અધ્યાત્મ' સંજ્ઞાવાળું, यत् જે, वचः વચન, त्वया આપે, उक्तम् કહ્યુ, तेन તે વડે, मम મારો, अयम् આ–( હું હણુનાર છું, અને મારાં સગાં વહાલાં મારાથી હણાઈ જશે ઈત્યાદિ )–मोहः ભ્રમાત્મક અવિવેકબુદ્ધિરૂપી મોહ, विगतः દૂર થઈ ગયો ( છે ).

**ભાવાર્થઃ**—હે ભગવન્! આ મારા ઉપરની આપની અનુકંપાને લીધે અત્યંત ગુપ્ત રાખવા લાયક અને શ્રેષ્ઠ એવા અધ્યાત્મજ્ઞાનનું જે કથન આપે કર્યું તે વડે મારો આ અવિવેકબુદ્ધિરૂપી મોહ દૂર થઇ ગયો છે. ૧.

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ॥
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥

**पदच्छेदः**—भवाप्ययौ, हि, भूतानाम्, श्रुतौ, विस्तरशः, मया, त्वत्तः, कमलपत्राक्ष, माहात्म्यम्, अपि, च, अव्ययम्.

**व्युत्पत्तिसमासाः**—भवन्ति प्राणिनः अस्मिन् इति भव., आप्यायन्ते प्राणिनः अस्मिन् इति आप्ययः, भवश्च आप्ययश्च भवाप्ययौ। विस्तरेण इति विस्तरश । त्वत् इति त्वत्तः। कमलस्य पत्रे इति कमलपत्रे, कमलपत्रे इव अक्षिणी यस्य सः कमलपत्राक्षः, तत्सम्बुद्धौ हे कमलपत्राक्ष। महात्मनः भाव. माहात्म्यम् । न विद्यते व्ययो यस्य तत् अव्ययम् ।

**અન્વય અને અર્થઃ**—कमलपत्राक्ष હે કમળનાં પાંદડા જેવી આંખોવાળા ભગવન્! भूतानाम् પ્રાણિઓનાં, भवाप्ययौ ઉત્પત્તિ અને વિનાશ, मया મેં, विस्तरशः વિસ્તારપૂર્વક त्व-

આપની પાસેથી, हि ખરેખર, श्रुतौ સાંભળ્યાં, च અને, अव्ययम् નાશરહિત, ( એવું આપનું ) माहात्म्यम् મહાનુભાવપણું, अपि પણ ( श्रुतम् સાંભળ્યું ).

ભાવાર્થઃ—હે કમલનાં પાંદડાં જેવી સુંદર આંખોવાળા ભગવન્! મેં પ્રાણિઓનાં ઉત્પત્તિ તથા વિનાશ આપની પાસેથી વિસ્તારપૂર્વક ખરેખર સાંભળ્યાં, તેમજ નાશરહિત એવું આપનું માહાત્મ્ય–મહાનુભાવપણું પણ સાંભળ્યું. ૨.

एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ॥
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥

पदच्छेदः—एवम्, एतत्, यथा, आत्थ, त्वम्, आत्मानम्, परमेश्वर, द्रष्टुम्, इच्छामि, ते, रूपम्, ऐश्वरम्, पुरुषोत्तम.

व्युत्पत्तिसमासाः—परमश्चासौ ईश्वरश्च परमेश्वरः, तत्संबुद्धौ हे परमेश्वर। ईश्वरस्य इदम् ऐश्वरम्। पुरुषेषु उत्तमः पुरुषोत्तमः, तत्संबुद्धौ हे पुरुषोत्तम।

અન્વય અને અર્થઃ—परमेश्वर હે સર્વશ્રેષ્ઠ પ્રભો! त्वम् આપ, आत्मानम् ( આપના ) આત્મા–સ્વરૂપને, यथा જેવી રીતનો, आत्थ કહો છો, एतद् એ, एवम् એમ (જ છે, અને તેથી) पुरुषोत्तम હે પુરુષોત્તમ! ते આપના, ऐश्वरम् ( જ્ઞાન, શક્તિ, બલ, વીર્ય અને તેજ ઇત્યાદિથી સંપન્ન ) ઐશ્વર્યવાળા, ते रूपम् રૂપને, द्रष्टुम् જોવાને, इच्छामि હું ઇચ્છું છું.

ભાવાર્થઃ—હે પરમેશ્વર! આપ આપના આત્મા સ્વરૂપને જેવો કહો છો તેવો જ તે છે, તેથી હે પુરુષોત્તમ! આપે આપના

જે સ્વરૂપનું વર્ણન કર્યું તે આપના ઐશ્વર્યશાલી સ્વરૂપને જોવાને હું ઇચ્છું છું. ૩.

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ॥
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥

पदच्छेदः—मन्यसे, यदि, तत्, शक्यम्, मया, द्रष्टुम्, इति, प्रभो, योगेश्वर, ततः, मे, त्वम्, दर्शय, आत्मानम्, अव्ययम्.

व्युत्पत्तिसमासाः—योगः अस्ति येषां ते योगाः ( योगिनः ), तेषाम् ईश्वरः योगेश्वरः, तत्संबुद्धौ हे योगेश्वर । प्रभवति सृष्टिस्थितिसंहार-प्रवेशप्रशासनेषु इति प्रभुः, तत्संबुद्धौ हे प्रभो ।

અન્વય અને અર્થઃ—प्रभो હે સર્વશક્તિમન્ પ્રભો यदि જો, तत् તે સ્વરૂપ, मया મારા વડે, द्रष्टुम् જોવાને, शक्यम् શક્ય છે, ( એમ ) मन्यसे આપ માનતા હો, ततः તો, योगेश्वर હે યોગીઓના અધિપતિ! त्वम् આપ, अव्ययम् અવિનાશી, आत्मानम् ( એવા આપના ) આત્માને–સ્વરૂપને, मे મને, दर्शय બતાવો.

ભાવાર્થઃ—હે પ્રભો ! જો હું આપના તે સ્વરૂપને જોવાને શક્તિમાન્ અથવા પાત્ર છું એમ આપ માનતા હો, તો હે યોગેશ્વર ! આપ આપના તે અવિનાશિસ્વરૂપનું મને દર્શન કરાવો. ૪.

અવતરણિકાઃ—આ પ્રમાણે અત્યંત ભક્તિથી અર્જુન વડે પ્રાર્થના કરાએલા ભગવાન્ શ્રીકૃષ્ણ તેને આશ્વાસન આપતા તથા તેની દિદૃક્ષા તૃપ્ત કરવાના હેતુથી તેને પ્રોત્સાહન આપતા કહેવા લાગ્યાઃ

श्रीभगवानुवाच । श्रीભગવાન્ કહે છે–

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥५॥

पदच्छेदः—पश्य, मे, पार्थ, रूपाणि, शतशः, अथ, सहस्रशः, नानाविधानि, दिव्यानि, नानावर्णाकृतीनि, च.

व्युत्पत्तिसमासाः—शतानि शतानि इति शतशः । सहस्राणि सहस्राणि इति सहस्रशः । नाना अनेका. विधाः प्रकाराः येषां तानि नानाविधानि, तानि । वर्णाश्च आकृतयश्च इति वर्णाकृतयः, नाना वर्णाकृतयः येषां तानि नानावर्णाकृतीनि, तानि ।

અન્વય અને અર્થઃ—*पार्थ* હે પાર્થ ! *नानाविधानि* અનેક પ્રકારનાં, *च* તેમ, *नानावर्णाकृतीनि* અનેક રંગ અને આકારવાળાં, *मम* મારાં, *दिव्यानि* અલૌકિક, એવાં *शतशः* સેંકડો, *अथ* અને, *सहस्रशः* હજારો, *रूपाणि* રૂપોને, *पश्य* તું જો.

ભાવાર્થઃ—હે અર્જુન ! અનેક પ્રકારનાં તેમજ જૂદા જૂદા રંગ અને આકૃતિવાળાં મારાં અલૌકિક એવાં સેંકડો અને હજારો અર્થાત્ અસંખ્ય સ્વરૂપોને તું જો. ૫.

અવતરણિકાઃ—તે સ્વરૂપોમાં શું શું જોવાનું છે તે કહતાં ભગવાન્ અર્જુનને કહે છે

---

१ वर्तमानमतीतं च भविष्यत्स्थूलमण्वपि ।
तथा दूरमदूरं च निमेषः कल्प इत्यपि ॥
चिदात्मनि स्थितान्येव पश्य मायाविजृम्भितम् ॥ वासिष्ठे ॥

હે રામ ! વર્તમાન, ભૂત અને ભવિષ્ય, સ્થૂલ અને અણુ–સૂક્ષ્મ, તેમ દૂર અને સમીપ નિમેષ અને કલ્પ–એ સર્વ ચિદાત્મામાં–શુદ્ધબ્રહ્મમાં જ રહેલા છે–અને એ સર્વ માયાનું વિલાસન–ફેલાવો એટલે પ્રસારો વિલાસ છે એમ જો !

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ॥
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥ ६ ॥

पदच्छेदः—पश्य, आदित्यान्, वसून्, रुद्रान्, अश्विनौ, मरुतः, तथा, बहूनि, अदृष्टपूर्वाणि, पश्य, आश्चर्याणि, भारत.

व्युत्पत्तिसमासाः—न दृष्टानि इति अदृष्टानि, पूर्वं अदृष्टानि इति अदृष्टपूर्वाणि, तानि।

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત! आदित्यान् બાર સૂર્ય, वसून् આઠ વસુઓ, रुद्रान् એકાદશ રૂદ્ર अश्विनौ બે અશ્વિનીકુમાર, मरुत ઓગણપચાસ વાયુ, तथा તેમજ, अदृष्टपूर्वाणि પહેલા કદિ નહિ જોએલા, बहूनि ઘણાં, आश्चर्याणि આશ્ચર્યોને, (એમાં) पश्य તુ જો.

ભાવાર્થઃ—હે ભરતવંશોત્પન્ન અર્જુન! બાર આદિત્ય, આઠ વસુઓ, અગિયાર રૂદ્ર, બે અશ્વિનીકુમારો, ઓગણુ પચાસ વાયુઓ તેમજ પહેલા કદી જોવામા નહિ આવેલા એવાં ઘણાં અદ્ભુત આશ્ચર્યોને પણ તું મારા એ સ્વરૂપમા જો! ૬

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ॥
मम देहे गुडाकेश यच्चान्यद् द्रष्टुमिच्छसि ॥ ७ ॥

पदच्छेदः—इह, एकस्थम्, जगत्, कृत्स्नम्, पश्य, अद्य, सचराचरम्, मम, देहे, गुडाकेश, यत्, च, अन्यत्, द्रष्टुम्, इच्छसि.

व्युत्पत्तिसमासाः—गुडाकाया निद्रायाः ईश· इति गुडाकेश·, तत्संबुद्धौ हे गुडाकेश। एकस्मिन् तिष्ठति इति एकस्थम्, तत्। चरति इति चरम्, न चरति इति अचरम्, चरं च अचरं च इति चराचरे, चराचराभ्यां सह वर्तमानम् इति सचराचरम्, तत्।

**અન્વય અને અર્થ:**—गुडाकेश હે નિદ્રાને જીતનાર-અર્જુન! अद्य આજ, मम મારા, देहे શરીરમાં, इह અહીં, एकस्थम् એક જ ઠેકાણે રહેલું, सचराचरम् સ્થાવરજંગમાત્મક, कृत्स्नम् સમગ્ર–આખું, जगत् વિશ્વ, च તેમજ, यत् જે, अन्यत् બીજું (કાંઈ પણ) द्रष्टुम् જોવાને, इच्छसि ઇચ્છતો હો (તે સઘળું), पश्य તું જો!

ભાવાર્થ:—હે નિદ્રાને જીતનાર અર્જુન! આ વખતેજ મારા શરીરમાં અહીં એક જ ઠેકાણે રહેલા સ્થાવરજંગમાત્મક સમગ્ર–આખા વિશ્વને, તેમજ બીજું પણ જે કંઈ જોવાને ઇચ્છતો હો તે સઘળું તું જો! અર્થાત્ સર્વ વસ્તુમાત્ર તું અહીં મારા શરીરમાં જોઈ શકીશ. ૭.

અવતરણિકા:—આ પ્રમાણે કહેવા છતા અર્જુન નૈસર્ગિક ચક્ષુથી પોતાના સ્વરૂપને જોઈ શકશે નહીં અને ખેદ પામશે એમ સમજી ભગવાન્ તેને કહે છે

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥८॥

पदच्छेदः—न, तु, माम्, शक्यसे, द्रष्टुम्, अनेन, एव, स्वचक्षुषा, दिव्यम्, ददामि, ते, चक्षुः, पश्य, मे, योगम्, ऐश्वरम्.

**व्युत्पत्तिसमासाः**—स्वस्य चक्षुः स्वचक्षुः, तेन स्वचक्षुषा। ईश्वरस्य अयम् इति ऐश्वरः, तम् ऐश्वरम्।

**અન્વય અને અર્થઃ**—तु પરંતુ, अनेन આ, एव જ, स्वचक्षुषा તારી પોતાની આંખો વડે, माम् મને, द्रष्टुम् જોવાને, न, शक्यसे તું શક્તિમાન્ નથી, (અને તેથી હું) તે તને, दिव्यम् અલૌકિક–જ્ઞાનાત્મક, चक्षुः ચક્ષુ (આંખો), ददामि આપું છું, (તે વડે) મે મારા, ऐश्वर्यम् ઐશ્વર્ય–શક્તિશાળી–વિશ્વને આશ્રય આપવારૂપ લક્ષણવાળા સામર્થ્ય યુક્ત, योगम् યૌગિક સ્વરૂપને पश्य તું જો!

**ભાવાર્થઃ**—પણ આ તારા પોતાના જ ચર્મચક્ષુ–આંખો–વડે મારા એ અલૌકિક સ્વરૂપને જોવાને તું શક્તિમાન્ નથી, અને તેથી હું તને જ્ઞાનચક્ષુ આપું છું કે જે ચક્ષુ વડે મારા યૌગિક સ્વરૂપ–ઐશ્વર્યશીલ સામર્થ્યને તું જો! ૮.

**અવતરણિકાઃ**—ઉપરના દિવ્ય સ્વરૂપનું વર્ણન સંજય ધૃતરાષ્ટ્ર પ્રતિ ૭ શ્લોકથી હવે કરે છે

संजय उवाच। સંજય કહે છે.–

**एवमुक्त्वा ततो राजन् महायोगेश्वरो हरिः॥**
**दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम्॥ ९॥**

**પદચ્છેદઃ**—एवम्, उक्त्वा, ततः, राजन्, महायोगेश्वरः, हरिः, दर्शयामास, पार्थाय, परमम्, रूपम्, ऐश्वरम्.

---

१ इडोपहूत गेहेषु हरे भाग क्रतुष्वहम्।
वर्णो मे हरित श्रेष्ठस्तस्माद्धरिरिति स्मृत॥ मोक्षधर्मे॥

ઘરોમાં તેમ યજ્ઞોમા પૃથ્વીપર હોમવામા આવેલુ હવિષ્યભાગ હું હરણ કરું છુ–લઉં છુ તેમ મારો વર્ણ હરિત–લીલારંગનો શ્રેષ્ઠ છે તેથી હુ હરિ એ નામથી કહેવાયો છુ.

व्युत्पत्तिसमासाः—योगानाम् ईश्वर इति योगेश्वर, महान् चासौ योगेश्वरश्च इति महायोगेश्वरः। हरति इति हरि। ईश्वरस्य इदम् इति ऐश्वरम्, तत्।

અન્વય અને અર્થઃ—राजन् હે રાજા ધૃતરાષ્ટ્ર! महायोगेश्वरः મોટા યોગીઓના ઈશ્વર, हरिः ભગવાન્ શ્રીકૃષ્ણ, एवम् એ પ્રમાણે, उक्त्वा કહીને, ततः ત્યાર પછી, पार्थाय અર્જુનને, (પોતાનું) परमम् શ્રેષ્ઠ, ऐश्वरम् ઇશ્વરી, रूपम् સ્વરૂપ, दर्शयामास દેખાડવા લાગ્યા.

ભાવાર્થઃ—હે રાજા ધૃતરાષ્ટ્ર! મહાયોગેશ્વર ભગવાન્ શ્રીકૃષ્ણ, અર્જુન પ્રત્યે એ પ્રમાણે કહીને તેને પોતાના પરમ વિશ્વરૂપના દર્શન કરાવવા લાગ્યા ૯.

અવતરણિકા—ભગવાને જે સ્વરૂપ બતાવ્યું તે અદ્ભુત વિશ્વરૂપ કેવું છે તેનું વર્ણન સંજય ધૃતરાષ્ટ્ર પાસે કરે છે

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ॥
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥

दिव्यमाल्यांबरधरं दिव्यगंधानुलेपनम् ॥
सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥ ११ ॥

पदच्छेदः—अनेकवक्त्रनयनम्, अनेकाद्भुतदर्शनम्, अनेकदिव्याभरणम्, दिव्यानेकोद्यतायुधम्; दिव्यमाल्याम्बरधरम्, दिव्यगन्धानुलेपनम्, सर्वाश्चर्यमयम्, देवम्, अनन्तम्, विश्वतोमुखम्.

**व्युत्पत्तिसमासाः**—न एकं येषां तानि अनेकानि, वक्त्राणि च नयनानि च वक्त्रनयनानि, अनेकानि वक्त्रनयनानि यस्मिन् तत् अनेकवक्त्रनयनम्, तत्। अनेकानि च तानि अद्भुतानि च अनेकाद्भुतानि, अनेकाद्भुतानां दर्शनं यस्मिन् तत् अनेकाद्भुतदर्शनम्, तत्। दिव्यानि च तानि आभरणानि च दिव्याभरणानि, अनेकानि दिव्याभरणानि यस्मिन् तत् अनेकदिव्याभरणम्, तत्। उद्यतानि च तानि आयुधानि इति उद्यतायुधानि, अनेकानि च तानि उद्यतायुधानि च अनेकोद्यतायुधानि, दिव्यानि अनेकोद्यतायुधानि यस्मिन् तत् दिव्यानेकोद्यतायुधम्, तत्। माल्यानि–पुष्पमयानि रत्नमयानि च अम्बराणि च इति माल्याम्बराणि, दिव्यानि माल्याम्बराणि ध्रियन्ते येन तत् दिव्यमाल्याबरधरम्, तत् दिव्यमाल्यांबरधरम्। दिव्यश्चासौ गन्धश्च इति दिव्यगन्धः, दिव्यगन्धस्य अनुलेपनं यस्मिन् तत् दिव्यगन्धानुलेपनम्, तत् दिव्यगन्धानुलेपनम्। सर्वाणि च तानि आश्चर्याणि च सर्वाश्चर्याणि, सर्वाश्चर्ये प्रचुरम् इति सर्वाश्चर्यमयम्, तत् सर्वाश्चर्यमयम्। दिव्यते प्रकाशते इति देवम्, तत् देवम्। न विद्यते अन्तः यस्य तत् अनन्तम्, तत् अनन्तम्। विश्वत. मुखानि यस्य तत् विश्वतोमुखम्, तत् विश्वतोमुखम्।

**અન્વય અને અર્થઃ**—अनेकवक्त्रनयनम् અસંખ્ય મુખ અને નેત્ર–આંખો–વાળા, अनेकाद्भुतदर्शनम् અસંખ્ય અલૌકિક દર્શનવાળા, अनेकदिव्याभरणम् અસંખ્ય દિવ્ય આ ભૂષણોવાળા, (અને) दिव्यानेकोद्यतायुधम् અગણિત દિવ્ય આયુધો–શસ્ત્રો જેમાં ઉગામેલાં છે તેવા, दिव्यमाल्याम्बरधरम् પુષ્પની તેમજ રત્નોની દિવ્ય માળાઓ અને વસ્ત્રો ધારણ કરેલા, दिव्यगन्धानुलेपनम् દિવ્ય સુગંધી દ્રવ્યોથી લેપન કરાયેલા, सर्वाश्चर्यमयम्

બધી જાતનાં આશ્ચર્યોવાળા, अनन्तम् જેનો કદી અંત ન આવી શકે તેવા, (અને) विश्वतोमुखम् ચોતરફ મુખવાળા, देवम् પ્રકાશમાન એવા (દેવ શ્રીકૃષ્ણના) સ્વરૂપને અર્જુને જોયું.

**ભાવાર્થઃ**—તે અસંખ્ય મુખ અને આંખવાળા, અગણિત વિસ્મયકારક દૃશ્યોવાળા, અસંખ્ય દિવ્ય ભૂષણોવાળા અને અગણિત દિવ્ય આયુધો-શસ્ત્રાસ્ત્રો જેમાં ઉગામેલા છે તેવા, દિવ્ય પુષ્પની તેમજ રત્નની માળાઓ પહેરેલા, દિવ્ય સુગંધી પદાર્થોથી લેપન કરાયેલા, બધી જાતનાં આશ્ચર્યોવાળા, અને અનત તથા ચોતરફ મુખવાળા એવા પ્રકાશમાન શ્રીકૃષ્ણનાં સ્વરૂપને અર્જુને નિહાળ્યું. ૧૦-૧૧.

અવતરણિકા—ભગવાન્ શ્રીકૃષ્ણના વિશ્વરૂપની કાંતિ કેટલા પ્રમાણમા હતી તેનુ કથન હવે સંજય કરે છે

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ॥
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥१२॥

**पदच्छेदः**—दिवि, सूर्यसहस्रस्य, भवेत्, युगपत्, उत्थिता, यदि, भाः, सदृशी, सा, स्यात्, भासः, तस्य, महात्मनः.

**व्युत्पत्तिसमासाः**—सूर्याणां सहस्रम् इति सूर्यसहस्रम्, तस्य सूर्यसहस्रस्य। महान् आत्मा यस्य स महात्मा, तस्य महात्मन।

**અન્વય અને અર્થઃ**—दिवि અંતરિક્ષમાં, सूर्यसहस्रस्य એક હજાર સૂર્યની, भाः કાંતિ, यदि જો, युगपत् એક સાથે, उत्थिता ઉદય પામેલી, भवेत् થાય, તો सा તે, (કાંત) तस्य તે, महात्मनः વિશ્વાત્માની, भासः કાંતિની, सदृशी સરખી, स्यात् થાય.

विश्वरूपदर्शनम्



तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥

ભાવાર્થઃ—અંતરિક્ષમાં હજાર સૂર્યની એક સાથે ઉદય પામેલી કાંતિ અગર ઝળકી ઉઠે તો કદાચ તે વિશ્વાત્મા પ્રભુની કાંતિ સમાન થાય. ૧૨.

અવતરણિકાઃ—ભગવાને પહેલાં "इहैकस्थ जगत्कृत्स्नम् ભાગ આ શરીરમાં રહેલા આ સમગ્ર જગતને તું જો! ઇત્યાદિ" જે કહેલું હતુ તે સર્વેનો અર્જુને જ્ઞાનચક્ષુ મેળવીને વાસ્તવિકમાં પ્રત્યક્ષ અનુભવ કર્યો એમ સંજય ધૃતરાષ્ટ્ર પ્રતિ કહે છે.

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ॥
अपश्यद्देवदेवस्य शरीरे पांडवस्तदा ॥ १३ ॥

पदच्छेदः—तत्र, एकस्थम्, जगत्, कृत्स्नम्, प्रविभक्तम्, अनेकधा, अपश्यत्, देवदेवस्य, शरीरे, पाण्डवः, तदा.

व्युत्पत्तिसमासाः—एकस्मिन्तिष्ठति इति एकस्थम्, तत्। विभागशः भक्तम् इति विभक्तम्, प्रकर्षेण विभक्तम् इति प्रविभक्तम्, तत्। अनेकैः प्रकारैः इति अनेकधा। देवानां देवः इति देवदेवः, तस्य देवदेवस्य।

અન્વય અને અર્થઃ—पाण्डवः અર્જુન, तदा (દિવ્ય ચક્ષુ મળ્યા) તે વખતે, देवदेवस्य દેવોના પણ દેવ—શ્રીકૃષ્ણના, तत्र તે, शरीरे વિરાટ્ શરીરમા, एकस्थम् એક જ જગ્યાએ રહેલ, अनेकधा અનેક પ્રકારે,' प्रविभक्तम् (દેવ, પિતૃ, મનુષ્યાદિ ભેદો રૂપ વિશિષ્ટ ભાગોવડે) વહેંચાયલું, कृत्स्नम् સમસ્ત, जगत् જગત્, अपश्यत् જોવા લાગ્યો.

ભાવાર્થઃ—અર્જુન તે સમયે દેવના પણ દેવ, વિશ્વાત્મા, શ્રીકૃષ્ણનાં તે વિરાટ્ શરીરમાં એક જ જગ્યાએ રહેલા તથા દેવ,

પિતૃ, મનુષ્યાદિ ભેદો–રૂપ અનેક પ્રકારે વિશિષ્ટ ભાગો વડે વહેંચાયેલા આ સમસ્ત જગત્‌ને જોવા લાગ્યો. ૧૩.

અવતરણિકાઃ—" વિશ્વરૂપ ધારણ કરેલા ભગવાનને તેમજ તેમાં અંતર્ગત વિભાગશીલ જગત્‌ને જોયા પછી અર્જુને શું કર્યું ? " એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં સંજય ધૃતરાષ્ટ્રને, અર્જુને જે પ્રવૃત્તિ કરી તે કહી સંભળાવે છે

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ॥
प्रणम्य शिरसा देवं कृतांजलिरभाषत ॥ १४ ॥

पदच्छेदः—ततः, सः, विस्मयाविष्टः, हृष्टरोमा, धनंजयः, प्रणम्य, शिरसा, देवम्, कृतांजलिः, अभाषत.

व्युत्पत्तिसमासाः—विस्मयेन आसमन्तात् विष्टः व्याप्तः इति विस्मयाविष्टः। हृष्टानि रोमाणि यस्य सः हृष्टरोमा। प्रकर्षेण नत्वा इति प्रणम्य। कृतः अंजलिः येन सः कृतांजलिः।

અન્વય અને અર્થઃ—ततः ત્યાર પછી, विस्मयाविष्टः વિસ્મયથી વ્યાપ્ત, ( અને તેથીજ ) हृष्टरोमा પુલકિત રોમાંચવાળો, धनंजयः અર્જુન, देवम् ભગવાન્–શ્રીકૃષ્ણને, शिरसा મસ્તક વડે, प्रणम्य પ્રણામ કરીને, कृतांजलिः બે હાથો જેણે જોડેલા છે એવો થઈને, ( આ પ્રમાણે ) अभाषत કહેવા લાગ્યો.

ભાવાર્થઃ—ત્યાર પછી વિસ્મયથી વ્યાપ્ત થયેલો અને તેથી જ પુલકિત રોમાંચવાળો અર્જુન, ભગવાન્ શ્રીકૃષ્ણને મસ્તકથી નમસ્કાર કરીને બે હાથ જોડી આ પ્રમાણે પ્રાર્થના કરવા લાગ્યો. ૧૪.

અવતરણિકાઃ—અર્જુન પ્રત્યક્ષ જોવામાં આવતા વિશ્વરૂપદર્શનનો અનુભવ લેતો ભગવાનની સ્તુતિ કરતો કહે છેઃ

अर्जुन उवाच । અર્જુન બોલ્યો –

पश्यामि देवांस्तव देव देहे
सर्वांस्तथा भूतविशेषसंघान् ॥
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥

**पदच्छेदः**—पश्यामि, देवान्, तव, देव, देहे, सर्वान्, तथा, भूतविशेषसंघान्, ब्रह्माणम्, ईशम्, कमलासनस्थम्-ऋषीन्, च, सर्वान्, उरगान्, च, दिव्यान्.

**व्युत्पत्तिसमासाः**—भूताना विशेषाः इति भूतविशेषा, भूत, विशेषाणा सघा इति भूतविशेषसघा, तान् भूतविशेषसघान्। इष्टे असौ ईशः, तम् । कमलम् एव आसनम् इति कमलासनम्, कमलासने तिष्ठति इति कमलासनस्थ, त कमलासनस्थम्। उरसा गच्छन्ति ते उरगा, तान्। दिवि भवाः दिव्या, तान् दिव्यान्।

**અન્વય અને અર્થઃ**—देव હે દેવ! तव આપના, देहे શરીરમા, सर्वान् બધા देवान् દેવોને, तथा તેમજ, भूतविशेषसंघान् પ્રાણિઓના વિશિષ્ટ સમૂહોને, कमलासनस्थम् કમલના આસન પર બેઠેલા, ईशम् પ્રજાપતિ, ब्रह्माणम् બ્રહ્માને, च અને,

---

१ विष्णु समाश्रितो ब्रह्मा ब्रह्मणोङ्कगतो हर ।
हरस्याङ्गविशेषेषु देवा सर्वेऽपि संस्थिता ॥ पाद्म ॥

વિષ્ણુના આશ્રયે બ્રહ્મા રહ્યા છે, બ્રહ્માના અંક–આશ્રયમા હર–મહાદેવ રહ્યા છે ને મહાદેવના સર્વ અંગોમા સર્વે દેવતાઓ સારી રીતે રહ્યા છે

सर्वान् બધા, ऋषीन् ઋષિઓને, च તેમજ, दिव्यान् દિવ્ય, (એવા શેષ અને વાસુકી આદિ) उरगान् સર્પોને, (પણ) पश्यामि હું જોઉં છુ.

ભાવાર્થઃ—હે દેવ! આપના શરીરમાં હું બધા દેવોને, જરાયુજ, અંડજ સ્વદેશ અને ઉદ્‌ભિજ ઇત્યાદિ વિશિષ્ટ પ્રાણિઓના સમૂહોને, કમલના આસન પર બેઠેલા પ્રજાપતિ બ્રહ્મદેવને તેમજ સઘળા વસિષ્ઠાદિ ઋષિઓને અને દિવ્ય એવા શેષ અને વાસુકિ વિગેરે નાગોને પણ જોઉં છું ૧૫.

अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ॥
नान्तं न मध्यं न पुनस्तवादिं
पश्यामि विश्वेश्वर विश्वरूप ॥ १६ ॥

पदच्छेदः—अनेकबाहूदरवक्त्रनेत्रम्, पश्यामि, त्वाम्, सर्वतः, अनन्तरूपम्, न, अन्तम्, न, मध्यम्, न, पुनः, तव, आदिम्, पश्यामि, विश्वेश्वर, विश्वरूप.

व्युत्पत्तिसमासाः—बाहवश्च उदराणि च वक्त्राणि च नेत्राणि च इति बाहूदरवक्त्रनेत्राणि, अनेकानि बाहूदरवक्त्रनेत्राणि यस्य स अनेकबाहूदरवक्त्रनेत्र, तम् अनेकबाहूदरवक्त्रनेत्रम् । सर्वस्मात्

---

१ महान्तं च समावृत्य प्रधानं समवस्थितम् ॥
अनन्तस्य न तस्यान्तं सङ्ख्यानं चापि विद्यते ॥ आदित्यपुराणे ॥

મહત્ તત્ત્વને વીંટાઈને-સ્વીકૃત કરીને જે મુખ્ય-જગતની ઉત્પત્તિકર્તા-પ્રધાનતત્વ-સર્વત્ર રહેલ છે તે અનંતનો અંત-પાર નથી તેમ તેની ગણના પણ થઈ શકતી નથી.

इति सर्वत । न विद्यते अन्तः येषां तानि अनन्तानि, अनन्तानि रूपाणि यस्य सः अनन्तरूपः, तम् अनन्तरूपम्। इष्टे असौ ईश्वरः, विश्वानाम् ईश्वरः इति विश्वेश्वरः, तत्संबुद्धौ हे विश्वेश्वर । विश्वम् एव रूपं यस्य सः विश्वरूप', तत्संबुद्धौ हे विश्वरूप ।

**અન્વય અને અર્થઃ**—अनेकबाहूदरवक्त्रनेत्रम् અસંખ્ય હાથ, પેટ, મુખ તથા નેત્રવાળા, ( અને ) सर्वतः ચોતરફથી, अनन्तरूपम् અપરિમિત સ્વરૂપવાળા, त्वाम् આપને, पश्यामि હું જોઉં છું, ( પરંતુ ) विश्वेश्वर હે વિશ્વના અધિપતિ ! विश्वरूप હે વિશ્વરૂપ ! तव આપના, अन्तम् છેડાને, न पश्यामि હું જોઈ શકતો નથી, ( તેમ ) मध्यम् મધ્ય ભાગને પણ, न ( पश्यामि જોઈ શકતો ) નથી, અને पुनः ફરી, (આપની) आदिम् શરુઆતને, ( પણ ) न ( पश्यामि–હું જોઈ શકતો ) નથી.

**ભાવાર્થઃ**—હે પ્રભો ! આપને હું અસંખ્ય હાથ, પેટ, મુખ તથા નેત્રવાળા અને ચોતરફથી અપરિમિત સ્વરૂપવાળા જોઉં છું, પરંતુ હે વિશ્વના અધિપતિ ! હે વિશ્વસ્વરૂપ ભગવન્ ! આપના અંત, મધ્ય તથા આદિભાગને હું જોઈ શકતો નથી. અર્થાત્ આપનાં એ વિરાટ્ સ્વરૂપમાં આદિ, મધ્ય અને અન્ત કયાં છે તે હું જોઈ અથવા જાણી શકતો નથી એવા મહાન્ સ્વરૂપે આપ અત્યારે રહેલા છો. ૧૬.

किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमंतम् ॥
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद् ॥
दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

पदच्छेदः—किरीटिनम्, गदिनम्, चक्रिणम्, च, तेजोराशिम्, सर्वतः, दीप्तिमन्तम्, पश्यामि, त्वाम्, दुर्निरीक्ष्यम्, समन्तात्, दीप्तानलार्कद्युतिम्, अप्रमेयम्.

व्युत्पत्तिसमासाः—किरीटः अस्य अस्ति इति किरीटी, तं किरीटिनम्। गदा अस्य अस्ति इति गदी, तं गदिनम्। चक्रम् अस्य अस्ति इति चक्री, तं चक्रिणम्। तेजसां राशिः इति तेजोराशिः, तं तेजोराशिम्। सर्वस्मात् इति सर्वतः। दीप्तिः अस्य अस्ति इति दीप्तिमान्, तं दीप्तिमन्तम्। दुःखेन निरीक्षितुं शक्यः दुर्निरीक्ष्यः, तम्। अनलश्च अर्कश्च अनलार्कौ, दीप्तौ च तौ अनलार्कौ च दीप्तानलार्कौ, तयोः द्युतिरिव द्युतिर्यस्य सः दीप्तानलार्कद्युतिः, तम्।

અન્વય અને અર્થઃ—(હે પ્રભો!) त्वाम् આપને, किरीटिनम् મસ્તકમાં કિરીટ–મુકુટવાળા, गदिनम् એક હાથમાં ગદાવાળા, च તથા, चक्रिणम् બીજા હાથમાં ચક્રવાળા, तेजोराशिम् તેજના પુંજરૂપ सर्वतः ચોતરફથી, दीप्तिमन्तम् કાંતિવાળા, दुर्निरीक्ष्यम् ઘણા કષ્ટથી જોઈ શકાય તેવા, दीप्तानलार्कद्युतिम् દેદીપ્યમાન અગ્નિ અને સૂર્યના જેવી પ્રભાવાળા, (અને) अप्रमेयम् જેનું પ્રમાણ–માપ ન કરી શકાય તેવા, पश्यामि હું જોઉં છું.

ભાવાર્થઃ—હે પ્રભો! આપને કિરીટ–મુકુટ, ગદા, ચક્ર ઇત્યાદિ આયુધો ધારણ કરેલા, તેજના પુંજરૂપ, ચોતરફથી દેદિપ્યમાન કાંતિવાળા, અત્યંત તેજથી ઘણા કષ્ટ વડે જોઈ શકાય તેવા, પ્રદીપ્ત અગ્નિ અને સૂર્યનારાયણના જેવી પ્રભાવાળા, તથા જેમનું માપ થઈ શકે નહિ તેવા પ્રમાણરહિત હું જોઉં છું. ૧૭.

અવતરણિકાઃ—"ભગવાનનું એ અદ્‌ભુત સ્વરૂપ જોઇને અનુમાન કરનો અર્જુન પ્રાર્થનાપૂર્વક ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રતિ કહે છેઃ

त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम् ॥
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥

पदच्छेदः—त्वम्, अक्षरम्, परमम्, वेदितव्यम्, त्वम्, अस्य, विश्वस्य, परम्, निधानम्, त्वम्, अव्ययः, शाश्वतधर्मगोप्ता, सनातनः, त्वम्, पुरुषः, मतः, मे.

व्युत्पत्तिसमासाः—न क्षरतीति अक्षरम्। वेदितुं योग्यम् वेदितव्यम्। नितान्तं धीयते अस्मिन् इति निधानम्। न विद्यते व्ययः यस्य सः अव्ययः। शाश्वतश्चासौ धर्मश्च इति शाश्वतधर्मः, तं गोपायति इति शाश्वतधर्मगोप्ता।

અન્વય અને અર્થઃ—त्वम् આપ, अक्षरम् જેનો કદિ ક્ષય–નાશ થાય નહિ તેવા, परमम् સર્વોત્કૃષ્ટ वेदितव्यम् જાણવા યોગ્ય (બ્રહ્મ) છો, त्वम् આપ, अस्य આ, विश्वस्य જગતના, परम् સર્વોત્તમ, निधानम् આશ્રય છો, त्वम् આપ, अव्ययः નાશરહિત, (અને) शाश्वतधर्मगोप्ता સનાતન ધર્મનું રક્ષણ કરનાર (છો, તેમજ) त्वम् આપ, सनातनः ચિરંતન–પુરાણ, पुरुषः પુરુષરૂપે, मे મારા, मतः મનાયલા છો.

ભાવાર્થઃ—આપ જેનો કદી નાશ ન થાય તેવા ઉત્તમ જાણવાયોગ્ય બ્રહ્મસ્વરૂપ છો, આપ જ આ જગતના મોટા આશ્રય છો, તેમ જ નાશરહિત, સનાતન ધર્મનું રક્ષણ કરનાર તથા પુરાણપુરુષરૂપે આપ જ મારાથી મનાયલા છો. ૧૮.

अनादिमध्यांतमनंतवीर्य-
मनंतबाहुं शशिसूर्यनेत्रम् ॥
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं
स्वतेजसा विश्वमिदं तपंतम् ॥ १९ ॥

पदच्छेदः—अनादिमध्यान्तम्, अनन्तवीर्यम्, अनन्तबाहुम्, शशिसूर्यनेत्रम्, पश्यामि, त्वाम्, दीप्तहुताशवक्त्रम्, स्वतेजसा, विश्वम्, इदम्, तपन्तम्.

व्युत्पत्तिसमासाः—आदिश्च मध्यश्च अन्तश्च इति आदिमध्यान्ताः, न विद्यन्ते आदिमध्यान्ताः यस्य सः अनादिमध्यान्तः, तम् अनादिमध्यान्तम्। न विद्यते अन्तः यस्य तत् अनन्तम्, अनन्तम् वीर्यम् यस्य सः अनन्तवीर्यः, तम् अनन्तवीर्यम्। न विद्यते अन्तः येषा ते अनन्ताः, अनन्ताः बाहवः यस्य सः अनन्तबाहुः, तम् अनन्तबाहुम्। शशिश्च सूर्यश्च इति शशिसूर्यौ, शशिसूर्यौ एव नेत्रे यस्य सः शशिसूर्यनेत्रः, तं शशिसूर्यनेत्रम्। हुतम् अश्नाति इति हुताशः, दीप्तश्चासौ हुताशश्च इति दीप्तहुताशः, दीप्तहुताशः वक्त्रं यस्य सः दीप्तहुताशवक्त्रः, तं दीप्तहुताशवक्त्रम्। स्वस्य तेजः इति स्वतेजः, तेन स्वतेजसा। तपति इति तपन्, तम् तपन्तम्।

અન્વય અને અર્થઃ—( વળી ) त्वाम् આપને, अनादिमध्यान्तम् જેની શરુઆત, મધ્યાવસ્થા કે અંત નથી તેવા, अनन्तवीर्यम् અપરિમિત વીર્યવાળા, अनन्तबाहुम् અસંખ્ય હાથવાળા, शशिसूर्यनेत्रम् ચંદ્ર અને સૂર્ય જેમનાં નેત્રો છે એવા,

दीप्तहुताशवक्त्रम् સળગતા અગ્નિરૂપ મુખવાળા, ( અને ) स्वतेजसा પોતાના તેજથી, इदम् આ, विश्वम् જગત્‌ને, तपन्तम् તપાવતા, ( એવા ) पश्यामि હું જોઉં છું.

**ભાવાર્થ:**—વળી આપને આદિ, મધ્ય કે અંત્યાવસ્થા રહિત, અપરિમિત બલવાળા, અસંખ્ય હાથવાળા, ચંદ્ર અને સૂર્યરૂપી નેત્રવાળા, પ્રદીપ્ત કરેલા અગ્નિસમાન જ્વલંત મુખવાળા તેમજ પોતાના તેજથી આ આખા જગત્‌ને તપાવતા–પ્રકાશિત કરતા એવા હું જોઉં છું. ૧૯.

द्यावापृथिव्योरिदमंतरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ॥
दृष्ट्वाद्भुतं रूपमुग्रं तवेदं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥ २० ॥

**पदच्छेदः**—द्यावापृथिव्योः, इदम्, अन्तरम्, हि, व्याप्तम्, त्वया, एकेन, दिशः, च, सर्वाः, दृष्ट्वा, अद्भुतम्, रूपम्, उग्रम्, तव, इदम्, लोकत्रयम्, प्रव्यथितम्, महात्मन्.

**व्युत्पत्तिसमासाः**—द्यौश्च पृथिवी च द्यावापृथिवी, तयोः द्यावापृथिव्यो. । लोकाना त्रयम् इति लोकत्रयम् । प्रकर्षेण व्यथितम् इति प्रव्यथितम्। महान् आत्मा यस्य सः महात्मा, तत्संबुद्धौ हे महात्मन् ।

**અન્વય અને અર્થ:**—द्यावापृथिव्योः આકાશ અને પૃથ્વીનું, इदम् આ, अन्तरम् અંતરાલ–મધ્ય, त्वया આપ, एकेन એક વડે, જ व्याप्तम् વ્યાપ્ત થઇ ગયું (છે), च તેમ, सर्वाः બધી,

दिशः દિશાઓ, ( પણ વ્યાપ્ત થઈ છે, ) हि જેથી, तव આપનું, इदम् આ, अद्भुतम् અલૌકિક, उग्रम् ઉગ્ર, रूपम् સ્વરૂપ, दृष्ट्वा જોઈને, महात्मन् હે ઉદારચરિત ભગવન્ ! लोकत्रयम् સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ–એ ત્રણે લોક, प्रव्यथितम् ભયભિત (થઈ ગયા છે)

ભાવાર્થઃ—અંતરિક્ષ અને પૃથ્વી વચ્ચેનું આ મધ્યનું અંતર મધ્ય તેમજ સર્વ દિશાઓ પણ આપ એકલાથી જ વ્યાપ્ત થઈ ગયાં છે, જેથી આપના આ અલૌકિક ઉગ્ર સ્વરૂપને જોઈને હે ઉદાર ચરિત ભગવન્ ! આ સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ એ ત્રણે લોક ભયભીત થઇ ગયા છે. ૨૦.

અવતરણિકાઃ—યુદ્ધના આરંભમાં વિષાદ ઉત્પન્ન થતી વખતે અર્જુને જે કહ્યું હતું કે, " यद्वा जयेम यदि वा नो जयेयु–એ પણ અમે જાણતા નથી કે અમે તેમને જીતીશું કે તેઓ અમને જીતશે ? ઇત્યાદિ, ' તે સંશયની ભગવાનનું વિશ્વસ્વરૂપ નિવૃત્તિ કરે છે, તે જોઇને અર્જુન કહે છે

अमी हि त्वां सुरसंघा विशंति
केचिद्भीताः प्रांजलयो गृणंति ॥
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः
स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः ॥२१॥

पदच्छेदः—अमी, हि, त्वाम्, सुरसंघाः, विशन्ति. केचित्, भीताः, प्राञ्जलयः, गृणन्ति, स्वस्ति, इति, उक्त्वा, महर्षिसिद्धसंघाः, स्तुवन्ति, त्वाम्, स्तुतिभिः, पुष्कलाभिः.

व्युत्पत्तिसमासाः—सुराणा संघा इति सुरसघा । प्रकर्षेण अञ्जलय येषा ते प्राञ्जलय । सुष्टु अस्ति इति स्वस्ति । महान्तश्च ते

ऋषयश्च इति महर्षयः, महर्षयश्च सिद्धाश्च इति महर्षिसिद्धाः, तेषां संघाः इति महर्षिसिद्धसंघाः । स्तूयन्ते आभिः इति स्तुतयः, ताभिः स्तुतिभिः ।

**અન્વય અને અર્થઃ**—हि ખરેખર, अमी આ, सुरसंघाः દેવોના સમુદાયો–પૃથ્વીનો ભાર હરવા ક્ષત્રિયરૂપે અવતરેલા બધા દેવો, त्वाम् આપનામાં, विशन्ति પ્રવેશ કરે છે, केचित् કેટલાક, भीताः ભયભીત થયેલા, प्राञ्जलयः હાથ જોડી રહ્યા થકા गृणन्ति આપના ગુણગાન કરે છે, ( અને ) महर्षिसिद्धसंघाः મહર્ષિઓ અને સિદ્ધોના સમૂહો, स्वस्ति કલ્યાણ થાઓ, इति એપ્રમાણે, उक्त्वा કહીને, त्वाम् આપનું, पुष्कलाभिः ઘણી, स्तुतिभिः સ્તુતિઓ વડે, स्तुवन्ति સ્તવન કરે છે.

**ભાવાર્થઃ**—ખરેખર આ દેવોના સમૂહો એટલે પૃથ્વીનો ભાર ઉતારવા ક્ષત્રિયરૂપે અવતરેલા આ બધા દેવો આપનામાં–આપના મુખમાં પ્રવેશ કરે છે, કેટલાક ભયભીત થયેલા હાથ જોડી આપનાં ગુણગાન કરે છે, અને મહર્ષિઓ તથા સિદ્ધોના સમૂહો પણ "આપનું કલ્યાણ થાઓ !" એ પ્રમાણે બોલીને આપનું અનેક પ્રકારની સ્તુતિઓ વડે સ્તવન કરે છે. ૨૧.

रुद्रादित्या वसवो ये च साध्या
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ॥
गंधर्वयक्षासुरसिद्धसंघा ॥
वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥

---

१ यावदुष्णं भवेदन्नं यावदश्नन्ति वाग्यताः ।
पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः ॥ स्मृति. ॥

જ્યાં સુધી અન્ન ગરમ રહે છે, ત્યાં સુધી મૌન રહીને ખાય છે અને જ્યાંસુધી હવિ યાને તરીકે તે અન્નના–ગુણ ગાયા નથી એટલે વખાણ કર્યા નથી ત્યાં સુધી જ ઉષ્મપ–ગરમ ભોજન કરનારા પિતૃઓ ભોજન કરે છે.

पदच्छेदः—रुद्रादित्याः, वसवः, ये, च, साध्याः, विश्वे, अश्विनौ, मरुतः, च, उष्मपाः, च, गन्धर्वयक्षासुरसिद्धसंघाः, वीक्षन्ते, त्वाम्, विस्मिताः, च, एव, सर्वे.

व्युत्पत्तिसमासाः—रुद्राश्च आदित्याश्च इति रुद्रादित्याः। ऊष्माणं पिबन्ति इति ऊष्मपाः। गन्धर्वाश्च यक्षाश्च असुराश्च सिद्धाश्च इति गन्धर्वयक्षासुरसिद्धाः, तेषां संघाः इति गन्धर्वयक्षासुरसिद्धसंघाः। विशेषेण ईक्षन्ते इति वीक्षन्ते।

અન્વય અને અર્થઃ—रुद्रादित्याः એકાદશ રુદ્ર અને દ્વાદશ આદિત્ય, ये જે, वसवः અષ્ટ વસુ, च તથા, साध्याः સાધ્ય નામના દેવતાઓ, विश्वे તેર વિશ્વેદેવ, अश्विनौ બે અશ્વિની કુમાર, मरुतः ઓગણપચાસ વાયુઓ, च તેમ, उष्मपाः ગરમ ભોજન કરનારા પિતૃઓ, च અને, गन्धर्वयक्षासुरसिद्धसंघाः હાહા, હૂહૂ ઈત્યાદિ ગંધર્વો, કુબેરાદિ યક્ષો, વિરોચન પ્રભૃતિ અસુરો અને કપિલાદિ સિદ્ધોનાં ટોળાંઓ, (એ) सर्वे બધા, त्वाम् આપને, विस्मिताः વિસ્મય પામેલા થકા, एव જ, वीक्षन्ते જુએ છે.

ભાવાર્થઃ—રુદ્રો, આદિત્યો, વસુઓ, સાધ્યો, વિશ્વેદેવો, અશ્વિનીકુમારો, વાયુઓ, પિતૃઓ, ગંધર્વો, યક્ષો, અસુરો અને સિદ્ધો ઈત્યાદિ બધા દેવો આશ્ચર્યચકિત થઈને જ આપને જુએ છે. અર્થાત્ આપના આવા અદ્ભુત સ્વરૂપને જોઈને આપનામાં સર્વ આશ્ચર્યચકિત થઈ ગએલા છે એમાં સંશય નથી. ૨૨.

અવતરણિકાઃ—"આપના આ વિરાટ્સ્વરૂપથી હું તેમજ સર્વે લોક ગભરાઈએ છીએ." એમ બોલતો અર્જુન પોતાની દશા જણાવે છે

रूपं महत्ते बहुवक्त्रनेत्रं
महाबाहो बहुबाहूरुपादम् ॥
बहूदरं बहुदंष्ट्राकरालं
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् ॥ २३ ॥

**पदच्छेदः**—रूपम्, महत्, ते, बहुवक्त्रनेत्रम्, महाबाहो, बहुबाहूरुपादम्, बहूदरम्, बहुदंष्ट्राकरालम्, दृष्ट्वा, लोकाः, प्रव्यथिताः, तथा, अहम्.

**व्युत्पत्तिसमासाः**—वक्त्राणि नेत्राणि च इति वक्त्रनेत्राणि, बहूनि वक्त्रनेत्राणि यस्मिन् तत् बहुवक्त्रनेत्रम्, तत् । बाहवश्च उरवश्च पादाश्च इति बाहूरुपादाः, बहवः बाहूरुपादा यस्मिन् तत् बहुबाहूरुपादम्, तत् । बहूनि उदराणि यस्मिन् तत् बहूदरम्, तत् । बह्व्यश्च ता दंष्ट्राश्च इति बहुदंष्ट्राः, ताभिः करालम् इति बहुदंष्ट्राकरालम्, तत् । प्रकर्षेण व्यथिता इति प्रव्यथिताः ।

**અન્વય અને અર્થઃ**—महाबाहो હે મોટા બાહુવાળા ભગવન્! बहुवक्त्रनेत्रम् ઘણાં મુખ અને નેત્રોવાળા, बहुबाहूरुपादम् ઘણા હાથ, સાથળો અને પગવાળું, बहूदरम् ઘણા પેટવાળું, (અને) बहुदंष्ट्राकरालम् અનેક દાઢો વડે વિકરાલ (એવા), ते આપના, रूपम् રૂપને, दृष्ट्वा જોઇને, लोकाः બધા લોકો, तथा તેમજ, अहम् હું, प्रव्यथिता. ભયથી પીડિત (થયા છીએ).

**ભાવાર્થઃ**—હે મહાબાહો! ઘણા મુખ અને નેત્રવાળું, ઘણા હાથ, સાથળ અને પગવાળું, અનેક ઉદરવાળું અને અનેક દાઢોથી વિકરાલ દેખાતું એવું આપનું સ્વરૂપ જોઇને સમસ્ત લોક તેમ જ હું અત્યંત ભયથી પીડા પામેલા છીએ. ૨૩.

नभःस्पृशं दीप्तमनेकवर्णं
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ॥
दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा
धृतिं न विंदामि शमं च विष्णो ॥ २४ ॥

**पदच्छेदः**—नभःस्पृशम्, दीप्तम्, अनेकवर्णम्, व्यात्ताननम्, दीप्तविशालनेत्रम्, दृष्ट्वा, हि, त्वाम्, प्रव्यथितान्तरात्मा, धृतिम्, न, विन्दामि, शमम्, च, विष्णो.

**व्युत्पत्तिसमासाः**—नभः स्पृशति इति नभःस्पृशः, तम् नभःस्पृशम् । अनेके वर्णाः यस्मिन् सः अनेकवर्णः, तम् अनेकवर्णम् । विशेषेण आत्तानि आननानि यस्य सः व्यात्ताननः, तं व्यात्ताननम् । दीप्तानि विशालानि नेत्राणि यस्य सः दीप्तविशालनेत्रः, तं दीप्तविशालनेत्रम् । अन्तरश्चासौ आत्मा च इति अन्तरात्मा, प्रकर्षेण व्यथितः अन्तरात्मा यस्य सः प्रव्यथितान्तरात्मा ।

**અન્વય અને અર્થઃ**-विष्णो હે વિષ્ણુ ભગવન્ !नभःस्पृशम् આકાશને સ્પર્શ કરતા, दीप्तम् જ્વલંત, अनेकवर्णम् અનેક વર્ણવાળા, व्यात्ताननम् ફાડેલા મુખવાળા, ( અને ) दीप्तविशालनेत्रम् ઝળકાટમારતાં એવાં વિશાલ નેત્રવાળા, त्वाम् આપને, दृष्ट्वा જોઇને, प्रव्यथितान्तरात्मा ભયથી વ્યથિત અંતરાત્માવાળો હું, धृतिम् ધીરજ, च અને, शमम् અંતઃકરણની શાંતિને, न, विन्दामि પામતો નથી.

**ભાવાર્થઃ**—હે ભગવન્ વિષ્ણો ! આકાશને સ્પર્શ કરતી અત્યંત ઉંચાઈવાળા, દીપ્ત કાંતિવાળા, વિકસિત કરેલા મુખ-

વાળા, અને જ્વલંત વિશાળ આંખોવાળા, આપને જોઈને ભયથી મારો અંતરાત્મા પીડિત થએલો છે અને તેથી હું ધીરજ અથવા અંતઃકરણની શાન્તિને પામી શકતો નથી. ૨૪.

दंष्ट्राकरालानि च ते मुखानि
दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म
प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥

पदच्छेदः—दंष्ट्राकरालानि, च, ते, मुखानि, दृष्ट्वा, एव, कालानलसंनिभानि, दिशः, न, जाने, न, लभे, च, शर्म, प्रसीद, देवेश, जगन्निवास.

व्युत्पत्तिसमासाः—दंष्ट्राभिः करालानि इति दंष्ट्राकरालानि, तानि। कालः एव अनलः कालानलः, तेन संनिभानि इति कालानलसंनिभानि, तानि कालानलसंनिभानि। देवानाम् ईशः इति देवेशः, तत्संबुद्धौ हे देवेश। जगत्सु निवासो यस्य जगतां निवासो वा यस्मिन् इति जगन्निवासः, तत्संबुद्धौ हे जगन्निवास।

અન્વય અને અર્થઃ—देवेश હે દેવોના ઇશ્વર! दंष्ट्राकरालानि દાઢો વડે વિકરાળ, च તેમ, कालानलसंनिभानि પ્રલયકાલના અગ્નિના જેવાં, ते આપનાં, मुखानि મુખોને, दृष्ट्वा જોઇને, एव ખરેખર, दिशः દિશાઓને, न, जाने હું ઓળખતો નથી, च તેમજ, शर्म સુખને, (પણ) न, लभे પ્રાપ્ત થતો નથી, (માટે जगन्निवास હે જગતના આશ્રયભૂત પરમેશ્વર! प्रसीद (આપ મારાપર) પ્રસન્ન થાઓ!

**ભાવાર્થઃ**—હે દેવોના ઈશ્વર! દાઢોથી વિકરાળ તેમજ પ્રલયકાલના અગ્નિનાં જેવાં આપનાં મુખોને જોઈને ખરેખર હું દિશાઓને ભૂલી ગયો છું, અને ક્યાંય પણ સુખ મેળવી શકતો નથી, માટે હે જગત્‌ના આશ્રયરૂપ પરમાત્મન્! આપ મારાપર પ્રસન્ન થાઓ. ૨૫.

અવતરણિકાઃ—"આપનુ વિશ્વરૂપ જોયા પહેલા જેમનાથી મને પરાજય પામવાની શંકા હતી, તે હવે નિવૃત્ત થઈ ગઈ છે." એમ બોલતો અર્જુન હવે તે બાબતમા પોતાના અનુભવનુ વર્ણન કરતો કહે છે

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः
सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ
सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥
वक्त्राणि ते त्वरमाणा विशंति
दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनांतरेषु
संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥

पदच्छेदः—अमी, च, त्वाम्, धृतराष्ट्रस्य, पुत्राः, सर्वे, सह, एव, अवनिपालसंघैः, भीष्मः, द्रोणः, सूतपुत्रः, तथा, असौ, सह, अस्मदीयैः, अपि, योधमुख्यैः; वक्त्राणि, ते, त्वरमाणाः, विशन्ति, दंष्ट्राकरालानि, भयानकानि, केचित्, विलग्नाः, दशनान्तरेषु, संदृश्यन्ते, चूर्णितैः, उत्तमांगैः.

**व्युत्पत्तिसमासाः**—अवनिं पालयन्ति इति ते अवनिपालाः, तेषां संघाः इति अवनिपालसंघाः, तैः अवनिपालसंघैः। सूतस्य पुत्रः इति सूतपुत्रः। अस्माकम् इमे इति अस्मदीयाः। मुखे आदौ भवन्ति इति मुख्याः, युद्ध्यन्ते ते योधाः, योधानां मुख्याः योधमुख्याः, तैः योधमुख्यैः। त्वरन्ते ते त्वरमाणाः। दंष्ट्राभिः करालानि इति दंष्ट्राकरालानि, तानि। विशेषेण लग्नाः इति विलग्नाः। दृश्यते एभिरिति दशनानि, दशनानां अन्तराणि इति दशनान्तराणि, तेषु दशनान्तरेषु। सम्यक् दृश्यन्ते इति संदृश्यन्ते। उत्तमानि च तानि अङ्गानि च उत्तमाङ्गानि, तैः उत्तमाङ्गैः।

**અન્વય અને અર્થ:**—अमी આ, धृतराष्ट्रस्य ધૃતરાષ્ટ્રના पुत्राः દુર્યોધનાદિ પુત્રો, च તેમ, भीष्मः ભીષ્મ, द्रोणः દ્રોણાચાર્ય, તથા તેમ જ, असौ આ, सूतपुत्रः સારથિપુત્ર કર્ણ, (એ) सर्वे બધા, अवनिपालसंघैः અન્ય પૃથ્વીપતિઓના સમૂહો, (તથા) अस्मदीयैः અમારા, योधमुख्यैः યોદ્ધાઓમાં મુખ્ય, (ધૃષ્ટદ્યુમ્ન, શિખંડિ-પ્રભૃતિ) યોદ્ધાઓની, अपि પણ, सह સહિત, त्वरमाणाः બહુ જ ત્વરા કરતા થકા, दंष्ट्राकरालानि દાઢો વડે વિકરાલ (અને), भयानकानि ભય ઉપજાવે તેવાં, ते આપનાં, मुखानि મુખોમા, विशन्ति પ્રવેશ કરે છે, (તેમાં) केचित् કેટલાક, दशनान्तरेषु દાંતની વચ્ચેના અંતરાલમાં, विलग्नाः અત્યંત ચોંટી ગયેલા થકા, चूर्णितैः ભૂકો થઈ ગયેલાં, उत्तमांगैः મસ્તકોયુકત, सन्दृश्यन्ते સારી રીતે જોઈ શકાય છે.

**ભાવાર્થ:**—ધૃતરાષ્ટ્રના આ દુર્યોધનાદિક પુત્રો, ભીષ્મ, દ્રોણ, તેમજ આ (અભિમાની) કર્ણ એ સર્વે, બીજા કેટલાક રાજાઓ કે જે આ યુદ્ધમાં ભાગ લેવા આવેલા છે તેઓની તેમજ અમારા મુખ્ય–વિશિષ્ટ–યોદ્ધાઓની સહિત, ઉતાવળે આપનાં

દાઢો વડે વિકરાળ અને ભયાનક જણાતાં મુખોમાં પ્રવેશ કરે છે, તેમાંના કેટલાક તો દાંતોની વચ્ચેના અંતરાલમાં ચોંટી ગયેલા તથા જેમનાં મસ્તકો ચુરેચુરા થઈ ગયેલાં હોય તેવી રીતના સારી રીતે જોવામાં આવે છે ૨૬–૨૭.

અવતરણિકા:—" અમારા તેમજ કૌરવોના મુખ્ય યોદ્ધાઓ આપના મુખમાં પ્રવેશ કરે છે " એમ ઉપરના શ્લોકમાં જે અર્જુને પોતાનો અનુભવ જણાવ્યો છે, તે યોદ્ધાઓ કેવી રીતે ભગવાનના મુખમાં પ્રવેશ કરે છે, તેનું દૃષ્ટાંત નીચેના શ્લોકથી અર્જુન કહે છે

यथा नदीनां बहवोऽम्बुवेगाः
समुद्रमेवाभिमुखा द्रवंति ।
तथा तवामी नरलोकवीरा
विशंति वक्त्राण्यभिविज्वलंति ॥ २८ ॥

पदच्छेदः—यथा, नदीनाम्, बहवः, अम्बुवेगाः, समुद्रम्, एव, अभिमुखाः, द्रवन्ति, तथा, तव, अमी, नरलोकवीराः, विशन्ति, वक्त्राणि, अभिविज्वलन्ति.

व्युत्पत्तिसमासाः—अम्बूनां वेगाः इति अम्बुवेगाः । अभिप्रति मुखानि येषां ते अभिमुखाः । नराणां लोकः इति नरलोकः, नरलोकस्य वीराः इति नरलोकवीराः । अभितः सर्वतः विशेषेण ज्वलन्ति इति अभिविज्वलन्ति, तानि अभिविज्वलन्ति ।

અન્વય અને અર્થ:—यथा જેમ, नदीनाम् નદીઓના, बहवः અનેક, अम्बुवेगाः પાણીના પ્રવાહો, समुद्रम् સમુદ્રપ્રતિ, एव જ, अभिमुखाः સામા મુખવાળા (થઈને), द्रवन्ति દોડે છે–

તેમાં પ્રવેશ કરે છે, तथा તેમ, अमी આ, नरलोकवीराः મનુષ્ય-લોકના શૂરવીરપુરુષો (પણ), तव આપનાં, अभिविज्वलन्ति ચોતરફથી અત્યંત પ્રકાશવાળાં, वक्त्राणि મુખોમાં, विशन्ति પ્રવેશ કરે છે.

ભાવાર્થઃ—જેવી રીતે નદીઓના અનેક જલપ્રવાહો સમુદ્ર તરફ જ મુખ રાખીને વહેતા વહેતા તેમાં પ્રવેશ કરે છે, તે જ પ્રમાણે આ મનુષ્યલોકના વીર-યોદ્ધાઓ પણ આપના ચોતરફથી પ્રકાશવાળા મુખોમા પ્રવેશે છે ૨૮.

यथा प्रदीप्तं ज्वलनं पतंगा
विशंति नाशाय समृद्धवेगाः
तथैव नाशाय विशंति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥

पदच्छेदः—यथा, प्रदीप्तम्, ज्वलनम्, पतङ्गाः, विशन्ति, नाशाय, समृद्धवेगाः, तथा, एव, नाशाय, विशन्ति, लोकाः, तव, अपि, वक्त्राणि, समृद्धवेगाः.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण दीप्तं इति प्रदीप्तम्, तत्। ज्वलति अनेन इति ज्वलनः, तं ज्वलनम्। सम्यक् ऋद्धः समृद्धः, समृद्धः वेगः येषां ते समृद्धवेगाः।

અન્વય અને અર્થઃ—यथा જેવી રીતે, प्रदीप्तम् અત્યત બળતા (એવા), अग्निम् અગ્નિમાં, समृद्धवेगाः ઘણી ઉગ્ર ગતિ વાળાં, पतङ्गाः પતંગિયાઓ, नाशाय (પોતાના) મરણને માટે,

विशन्ति પ્રવેશ કરે છે, तथा તેવી રીતે, एव જ, तव આપનાં, वक्त्राणि મુખોમાં, अपि પણ, समृद्धवेगाः ઉત્કૃષ્ટ ગતિવાળા, लोकाः લોકો, नाशाय નાશને માટે, विशन्ति પ્રવેશ કરે છે.

**ભાવાર્થઃ**—જેવી રીતે સળગતા અગ્નિમાં ઉગ્ર ગતિવાળાં પતંગિયાં કેવલ પોતાના નાશને માટે જ પડે છે, તેવી રીતે આપનાં મુખોમાં પણ આ સર્વ લોકો શીઘ્ર ગતિવાળા થઈને પોતાના નાશને માટે પ્રવેશ કરે છે. ૨૯.

અવતરણિકાઃ—આપ્રમાણે યુદ્ધ કરવાની ઇચ્છાવાળા ગણ્તઓની દશા કહીને, હવે તેની સ્થિતિમાં ભગવાનની તેમજ તેમની સ્થિતિનું ચિત્ર દર્શાવતો અર્જુન કહે છે

लेलिह्यसे ग्रसमानः समंता-
ल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रं
भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥

**पदच्छेदः**—लेलिह्यसे, ग्रसमानः, समन्तात्, लोकान्, समग्रान्, वदनैः, ज्वलद्भिः, तेजोभिः, आपूर्य, जगत्, समग्रम्, भासः, तव, उग्राः, प्रतपन्ति, विष्णो.

**व्युत्पत्तिसमासाः**—पौनःपुन्येन अतिशयेन वा लेक्षि इति लेलिह्यसे । ग्रसते असौ ग्रसमानः । ज्वलन्ति तानि ज्वलन्ति, तैः ज्वलद्भिः । प्रकर्षेण तपन्ति इति प्रतपन्ति ।

**અન્વય અને અર્થઃ**-विष्णो હે વિષ્ણુ ભગવન્! ज्वलद्भिः પ્રકાશિત, वदनैः મુખો વડે, समग्रान् સર્વ, लोकान् લોકોને,

ग्रसमानः મુખમાં ભક્ષણ કરી જતા એવા ( આપ ), समन्तात् ચોતરફ, लेलिह्यसे જીભ વડે આસ્વાદ લ્યો છો, ( અને ) तव આપની, उग्राः અસહ્ય, भासः દીપ્તિઓ, तेजोभिः પોતાનાં તેજો વડે, समग्रम् સમસ્ત, जगत् વિશ્વને, आपूर्य વ્યાપીને, प्रतपन्ति તપ્ત થઇ રહી છે.

**ભાવાર્થઃ**—હે વિષ્ણુ ભગવન્ ! આપનાં પ્રકાશિત મુખો-વડે સર્વ લોકોને મુખમાં ગટક કરી જતા આપ, જીભ વડે ચો-તરફથી જાણે તેમનો આસ્વાદ લેતા હો–ચાટતા હો–તેમ દેખાઓ છો. અને આપની ઉગ્ર કાંતિ પણ પોતાના તેજ વડે આખા વિશ્વને વ્યાપીને બાળી રહી છે. ૩૦.

**અવતરણિકા:**—એ પ્રમાણે અર્જુન પોતાની દૃષ્ટિનો અનુભવ કહીને માનસિક વ્યથાથી આકુળવ્યાકુલ થયો થકો ' આ શ્રીકૃષ્ણ ભગવાન્ ' જ છે એ વસ્તુસ્થિતિ ભૂલી જઇને અજ્ઞાનતાથી પૂછવા લાગ્યો

आख्याहि मे को भवानुग्ररूपो
नमोऽस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवंतमाद्यं
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥

**पदच्छेदः**—आख्याहि, मे, कः, भवान्, उग्ररूपः, नमः, अस्तु, ते, देववर, प्रसीद, विज्ञातुम्, इच्छामि, भवन्तम्, आद्यम्, न, हि, प्रजानामि, तव, प्रवृत्तिम्.

**व्युत्पत्तिसमासाः**—उग्रं रूपं यस्य सः उग्ररूपः । व्रियते इति वरः, देवानां वरः इति देववरः, तत्संबुद्धौ हे देववर । विशेषेण ज्ञातुम्

इति विज्ञातुम् । आदौ भव इति आद्यः, तम् आद्यम् । प्रकर्षेण जानामि इति प्रजानामि । प्रकृष्टा वृत्ति इति प्रवृत्तिः, ताम् प्रवृत्तिम् ।

**અન્વય અને અર્થ:**–देववर હે દેવોમાં શ્રેષ્ઠ ભગવન્! उग्ररूपः ઉગ્રસ્વરૂપવાળા, भवान् આપ, क: કોણ છો ? (ते) मे મને, आख्याहि કહો, ते આપને, नमः નમસ્કાર, अस्तु હો, प्रसीद (આપ) પ્રસન્ન થાઓ ! भवन्तम् આપ, आद्यम् આદિ કારણરૂપને, विज्ञातुम् જાણવાને, इच्छामि હું ઇચ્છુ છુ, हि કારણ કે, तव આપની, प्रवृत्तिम् પ્રવૃત્તિને, न, जानामि હું જાણતો, નથી.

ભાવાર્થ:—હે દેવશ્રેષ્ઠ ભગવન્! ઉગ્રસ્વરૂપવાળા આપ કોણ છો ? તે મને કહો. આપને મારા નમસ્કાર હો ! આપ પ્રસન્ન થાઓ, સર્વના આદિ કારણ રૂપ આપને ખાસ કરીને હું જાણવા માગું છું, કારણ કે હું આપની પ્રવૃત્તિથી અજ્ઞાત છુ. અર્થાત્ હે ભગવાન્ આપ કોણ છો તે આપનું સત્ય સ્વરૂપ મને સમજાવો. ૩૧.

અવતરણિકા—એ પ્રમાણે પ્રાર્થના કરાએલ ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને પ્રત્યુત્તર આપતા કહે છે :

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે –

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥ ३२ ॥

**पदच्छेदः**—कालः, अस्मि, लोकक्षयकृत्, प्रवृद्धः, लोकान्, समाहर्तुम्, इह, प्रवृत्तः, ऋते, अपि, त्वाम्, न, भविष्यन्ति, सर्वे, ये, अवस्थिताः, प्रत्यनीकेषु, योधाः.

**व्युत्पत्तिसमासाः**—लोकानां क्षयः इति लोकक्षयः, तं करोति इति लोकक्षयकृत्। प्रकर्षेण वृद्धः इति प्रवृद्धः। सम्यक् आ समन्तात् हर्तुम् इति समाहर्तुम्। अनीकानि अनीकानि प्रति इति प्रत्यनीकानि, तेषु प्रत्यनीकेषु। युध्यन्ते इति ते योधाः।

**અન્વય અને અર્થઃ**—लोकक्षयकृत् (હું) લોકોનો ક્ષય કરનાર, प्रवृद्धः મહાન્, कालः કાલ, अस्मि છું, (અને) लोकान् લોકોને, समाहर्तुम् સંહારવાને માટે, इह અહીં, प्रवृत्तः પ્રવૃત્ત થયેલો, (છું) अपि અને, (તેથી) त्वाम् તારા, ऋते સિવાય, प्रत्यनीकेषु પ્રત્યેક સૈન્યમાં, ये જે, योद्धाः યોદ્ધાઓ, अवस्थिता ઉભેલા, (છે તે) सर्वे બધા, न, भविष्यन्ति (જીવતા) રહેશે નહિ.

**ભાવાર્થઃ**—હું લોકોનો નાશ કરનાર મહાન્ કાળ છું, લોકોને સંહારવાનેમાટે અહીં પ્રવૃત્ત થયો છું. તું યુદ્ધ નહિ કરે તો પણ તારા વિના બન્ને સૈન્યમાં જે યોદ્ધાઓ યુદ્ધમાટે ઉભેલા છે તેઓ જીવતા રહેશે નહિ, અર્થાત્ તું તેમને અવધ્ય માની હણીશ નહિ, તો પણ કાલસ્વરૂપ એવો હું તેમને ગ્રસી જઈશ, એટલે તેમનું અસ્તિત્વ તારી અનુકંપા ઉપર આધાર રાખતું નથી. માટે જ તું યુદ્ધ કરવા તૈયાર થા. ૩૨.

**અવતરણિકાઃ**—"તુ યુદ્ધ નહિ કરીશ તો પણ તેઓ મૃત્યુ તો પામવાના જ છે એ વાત નિઃસંશય છે, તો પછી સ્વધર્મ ભ્રષ્ટતાનું પાતક, અપકીર્તિ, અર્થહાનિ, વિગેરે બધા અનર્થો છોડી યશઃપ્રાપ્તિ તેમ જ ઈષ્ટસિદ્ધિ પ્રાપ્ત કરવાને માટે જ તુ તૈયાર થા" એમ અર્જુનને ભગવાન્ શ્રીકૃષ્ણ ઉત્તેજીત કરતા કહે છે:

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥

पदच्छेदः—तस्मात्, त्वम्, उत्तिष्ठ, यशः, लभस्व, जित्वा, शत्रून्, भुंक्ष्व, राज्यम्, समृद्धम्, मया, एव, एते, निहताः, पूर्वम्, एव, निमित्तमात्रम्, भव, सव्यसाचिन्.

व्युत्पत्तिसमासाः—राज्ञः भाव. कर्म वा राज्यम्, तत। सम्यक् ऋद्धम् इति समृद्धम्, तत। निश्चयेन हताः इति निहताः। निमित्तम् एव इति निमित्तमात्रम् । सव्येन वामहस्तेन सचितुं शरान् संधातु शीलम् अस्य अस्ति इति सव्यसाची, तत्संबुद्धौ हे सव्यसाचिन्।

**અન્વય અને અર્થઃ**—तस्मात् તેથી, त्वम् તું, उत्तिष्ठ (યુદ્ધ કરવાને) ઉઠો થા, यशः યશને लभस्व પ્રાપ્ત કર, (અને) शत्रून् શત્રુઓને, जित्वा જીતીને, समृद्धम् સમૃદ્ધિવાળા એવા राज्यम् રાજ્યને, भुंक्ष्व ભોગવ, एते એ દુર્યોધનાદિક, पूर्वं પહેલાંથી, एव જ, मया મારા વડે, निहताः હણાયલા, ( છે માટે ) सव्यसाचिन् હે સવ્યસાચી ! (તું તો) निमित्तमात्रम् નિમિત્ત-દેખીતા કારણરૂપ-માત્ર, भव થા.

---

१ उभौ मे दक्षिणौ पाणी गाण्डीवस्य विकर्षणे ।
तेन देवमनुष्येषु सव्यसाचीति मा विदुः ॥ श्रीमहाभारत

"મારો જમણો અને ડાબો બન્ને હાથ ગાંડીવ ધનુષ્યનું અનુસંધાન કરવામાં સરખા છે તેથી જ દેવતાઓ અને મનુષ્યોમાં મને 'સવ્યસાચી' એમ સર્વે જાણે છે"

ભાવાર્થઃ—હે અર્જુન! તેથી તું યુદ્ધ કરવા માટે ઉભો થા! યુદ્ધમાં ભીષ્મ-દ્રોણાદિ મહારથીઓને જીતીને યશને મેળવ! તેમજ કંટકરૂપ દુર્યોધનાદિ શત્રુઓને જીતીને નિષ્કંટક-રાજ્ય ભોગવ! કારણ કે એ દુર્યોધનાદિકો મારા વડે પહેલાંથી જ હણાયેલા છે. માટે હે સવ્યસાચી! તું તો માત્ર દેખીતા કારણરૂપ જ થા. અર્થાત્ એ બધાને મેં જ મારી મુકેલા હોવાથી તને તેમના વધનો દોષ લાગવાનો નથી માટે નિમિત્ત માત્ર બની તું યુદ્ધ માટે તૈયાર થા. ૩૩.

અવતરણિકાઃ—धनुर्वेदाचार्यो मम गुरुरयं द्रोण उचितैः। स्वयं दिव्यैरस्त्रैर्युत इह विजेतुं न सुशकः॥ तथा भीष्मो वीरो रणभुवि गतोऽत्यन्तसुबलो। न जेतुं शक्योऽभूद्युधि परशुरामेण च पुरा॥ ધનુર્વેદના આચાર્ય આ મ્હારા ગુરુ દ્રોણાચાર્ય જે પોતે યોગ્ય—જોઇએ તેવા ઉત્તમ દેવતાઈ શસ્ત્રાસ્ત્રો વડે યુક્ત છે તે આ યુદ્ધમા જીતીશકાય તેમ નથી. ભિષ્મપિતામહ પણ વીર છે અને રણભૂમિમાં જતા તે મહા બલવાન્ છે જેને પૂર્વે પરશુરામ પણ યુદ્ધમાં જીતવાને શક્તિમાન્ ન થયા હતા! તો પછી હુ આ યુદ્ધમાં તેવા વીરોને કેમ જીતી શકું! એવી અર્જુનની શકા હોય તો તેનુ પરિહાર કરતા ભગવાન્ કહે છેઃ

द्रोणं च भीष्मं च जयद्रथं च
कर्णं तथान्यानपि योधवीरान्।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा
युद्ध्यस्व जेतासि रणे सपत्नान् ॥३४॥

पदच्छेदः—द्रोणम्, च, भीष्मम्, च, जयद्रथम्, च, कर्णम्, तथा, अन्यान्, अपि, योधवीरान्, मया, हतान्, त्वम्, जहि, मा, व्यथिष्ठाः, युद्ध्यस्व, जेता, असि, रणे, सपत्नान्.

**व्युत्पत्तिसमासाः**—जयन् जयशील रथ यस्य स जयद्रथ, तम् जयद्रथम्। योधाना वीरा इति योधवीरा, तान् योधवीरान्। समान पति यस्य तत् सपत्नम्, सपत्नस्य भाव सापत्न्यम्, सापत्न्यम् अस्ति अस्य इति सपत्न, तान् सपत्नान्.

**અન્વય અને અર્થઃ**—द्रोणम् (ધનુર્વેદના આચાર્ય) દ્રોણ, च અને, भीष्मम् (સ્વચ્છન્દ મૃત્યુ પામવાવાળા) પિતામહ ભીષ્મ च તેમ, जयद्रथम् (જેનો પિતા તપશ્ચર્યા કરે છે, અને જેણે વરદાન મેળવ્યુ છે કે " મારા પુત્રનુ મસ્તક જે કોઈ જમીન પર પાડે, તેના જ મસ્તકના સો ટુકડા થઈ જાય " તેનો પુત્ર) જયદ્રથ, च તથા, कर्णम् (ઈન્દ્રની અમોઘ સાગવાળો) કર્ણ, तथा તેમ જ, अन्यान् બીજા, अपि પણ, योधवीरान् યોદ્ધાઓમા વીર, (જે કોઈ હોય તે) मया મારા વડે, हतान् હણાયેલાને, त्वम् તુ, जहि હણ, मा, व्यथिष्ठा તેમનાથી બીક રાખ નહીં, युद्धयस्व યુદ્ધ કર, (અને તેથી) रणे યુદ્ધમા सपत्नान् શત્રુઓને, जेता જીતનાર, असि તુ છે.

**ભાવાર્થઃ**—દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ તેમજ બીજા પણ મુખ્ય વીર યોદ્ધાઓ કે જેઓ મારાવડે પહેલેથી જ હણાયેલા છે તેઓ ને તુ હણ તેમનાથી ભય રાખવાનુ જરા પણ તને કારણ નથી માટે તુ યુદ્ધ કર અને યુદ્ધમા શત્રુઓને અવશ્ય જીતીશ અર્થાત્ દિવ્યશકિતધારી એ મહાપુરુષોનો મેં પહેલેથી જ વિનાશ કરી મૂક્યો છે, અને તેમના દિવ્ય પ્રભાવોનો પ્રતિકાર પહેલેથી જ રચી મૂકયો છે માટે નાહક ગભરાવાનું કંઈ કારણ નથી તેથી યુદ્ધ કરી વિજય પ્રાપ્ત કર ૩૪

અવતરણિકા —" ભગવાન્ શ્રીકૃષ્ણે એ પ્રમાણે અર્જુનને પ્રત્યુત્તર આપ્યા પછી શું થયુ " તે ધૃતરાષ્ટ્રની જિજ્ઞાસાને તૃપ્ત કરવા સંજય કહે છે

संजय उवाच । संजय બોલ્યો:—

एतच्छ्रुत्वा वचनं केशवस्य
कृतांजलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णं
सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

पदच्छेदः—एतत्, श्रुत्वा, वचनम्, केशवस्य, कृतांजलिः, वेपमानः, किरीटी, नमस्कृत्वा, भूयः, एव, आह, कृष्णम्, सगद्गदम्, भीतभीतः, प्रणम्य.

व्युत्पत्तिसमासाः—कृतः अञ्जलिः येन सः कृताञ्जलिः । वेपते असौ वेपमानः । किरीटः अस्य अस्ति इति किरीटी । कर्षयति इति कृष्णः, तं कृष्णम् । गद्गदेन सहितं यथा स्यात्तथा इति सगद्गदम् । भीतात् अपि भीत इति भीतभीतः । प्रकर्षेण नत्वा इति प्रणम्य ।

**અન્વય અને અર્થ:**—केशवस्य ભગવાન્ કેશવનું, एतत् એ, वचनम् વચન, श्रुत्वा સાંભળીને, किरीटी મુકુટધારી અર્જુન, कृताञ्जलिः કરેલી છે હાથની અંજલિ જેણે એવો, અને वेपमान થરથર ધ્રૂજતો, नमस्कृत्वा નમસ્કાર કરીને, भीतभीत. ઘણો જ ભયભીત થએલો થકો, *प्रणम्य પ્રણામ કરી, सगद्गदम् કંઠ રૂંધાઈ* જતો હોય તેવી ગદગદ વાણી વડે, भूयः ફરી, एव પણ, कृष्णम् શ્રીકૃષ્ણ ભગવાનને, आह કહેવા લાગ્યો.

**ભાવાર્થ:**—ભગવાન્ વાસુદેવનું એ પ્રમાણેનુ વાક્ય સાંભળીને મુકુટધારી અર્જુન બે હાથ જોડી ઉભો રહી થરથર

ધ્રૂજતો ભગવાન્‌ને નમસ્કાર કરીને, અને અત્યંત ભયભીત થએલો નમ્રભાવથી પ્રણામ કરી, ફરી પણ ગદ્‌ગદ્ વાણી વડે શ્રીકૃષ્ણ ભગવાન્‌ને આપ્રમાણે કહેવા લાગ્યો. ૩૫

અનંતરણિકા —અગીઆર શ્લોકવડે અર્જુન ભગવાન્‌ની સ્તુતિ કરતો કહેવા લાગ્યો

अर्जुन उवाच । અર્જુન બોલ્યો —

स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति
सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥ ३६ ॥

पदच्छेदः—स्थाने, हृषीकेश, तव, प्रकीर्त्या, जगत्, प्रहृष्यति, अनुरज्यते, च, रक्षांसि, भीतानि, दिशः, द्रवन्ति, सर्वे, नमस्यन्ति, च, सिद्धसंघाः.

व्युत्पत्तिसमासाः—हृषीकाणाम् इन्द्रियाणाम् ईश इति हृषीकेश, तत्सबुद्धौ हे हृषीकेश। प्रकृष्टा चासौ कीर्तिश्च इति प्रकीर्ति, तया प्रकीर्त्या। प्रकर्षेण हृष्यति इति प्रहृष्यति। सिद्धाना संघा इति सिद्धसंघा ।

અન્વય અને અર્થ:—हृषीकेश હે ઇંદ્રિયોના સ્વામી શ્રીકૃષ્ણ! तव આપના, प्रकीर्त्या વિશિષ્ટ માહાત્મ્યના કીર્તનથી, जगत् વિશ્વ, प्रहृष्यति અત્યંત હર્ષ પામે છે, च અને, अनुरज्यते અનુરાગ પામે છે, (આપના ઉપર પ્રીતિ વાળું થાય છે, તેમ)

भीतानि બીધેલા, रक्षांसि રાક્ષસો, दिशः દિશાઓમાં, द्रवन्ति પલાયન કરે છે, च અને, सर्वे બધા, सिद्धसंघाः કપિલાદિ સિદ્ધોના સમૂહ, नमस्यन्ति નમસ્કાર કરે છે, (તે સઘળું) સ્થાને યોગ્ય, (જ છે–અપ્રસ્તુત નથી).

ભાવાર્થઃ—હે હૃષીકેશ! આપના વિશિષ્ટ માહાત્મ્યકીર્તનથી આખું જગત્ અત્યંત હર્ષ પામી આપના પ્રત્યે અનુરાગને પામે છે, તેમ જ ભય પામેલા રાક્ષસો દિશાઓમાં પલાયન કરી જાય છે, અને બધા કપિલાદિ સિદ્ધોના સમુદાયો આપને નમસ્કાર કરે છે, તે સઘળું યોગ્ય જ છે, અર્થાત્ આપનું કીર્તન કરનાર પુરુષોને આપ આનંદ આપનાર અને રાક્ષસાદિ ક્રૂર આત્માઓને ભય ઉત્પન્ન કરનાર છો, એમાં સંશય નથી. ૩૬.

અવતરણિકાઃ—ભગવાન્ શ્રીકૃષ્ણનો ઉપર પ્રમાણે હોવાનો હેતુ દર્શાવી ને હવે અર્જુન તેમની સ્તુતિ કરે છેઃ

कस्माच्च ते न नमेरन्महात्मन्
गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनंत देवेश जगन्निवास
त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥

पदच्छेदः—कस्मात्, च, ते, न, नमेरन्, महात्मन्, गरीयसे, ब्रह्मणः, अपि, आदिकर्त्रे, अनन्त, देवेश, जगन्निवास, त्वम्, अक्षरम्, सत्, असत्, तत्परम्, यत्.

व्युत्पत्तिसमासाः—महान् चासौ आत्मा च महात्मा, तत्संबुद्धौ हे महात्मन्। अतिशयेन गुरुः इति गरीयान्, तस्मै गरीयसे।

आदिश्चासौ कर्ता च इति आदिकर्ता, तस्मै आदिकर्त्रे । न विद्यते अन्त यस्य स अनन्त, तत्सम्बुद्धौ हे अनन्त। देवाना ईश देवेश, तत्सम्बुद्धौ हे देवेश । जगता निवास जगत्सु निवासो वा यस्य इति जगन्निवास, तत्सम्बुद्धौ हे जगन्निवास। न क्षरति इति अक्षरम् । अस्ति इति सत्। न सत् इति असत्। ताभ्या परम् इति तत्परम् ।

**અન્વય અને અર્થઃ**—महात्मन् હે મહાત્મન્! अनन्त હે અંતરહિત! देवेश હે દેવોના દેવ! जगन्निवास હે જગતના આધારરૂપ! गरीयसे અત્યંત શ્રેષ્ઠ, (અને) ब्रह्मण બ્રહ્માના, आप પણ, आदिकर्त्रे આદિ કર્તારૂપ તે આપને, (તેઓ,) कस्मात् શા માટે, न, नमेरन् નમન કરે નહિ? (કારણ કે) अक्षरम् અવિનાશિ, सत् વ્યક્ત, असत् અવ્યક્ત, (અને) तत्परम् તે બન્નેથી પર, यत् જે, (છે) તે त्वम् આપ (જ છો).

**ભાવાર્થઃ**—હે પરમોદાર ચિત્ત! હે અનન્ત! હે દેવોના પણ દેવ! હે જગતના આધાર! અત્યંત શ્રેષ્ઠ તેમજ બ્રહ્માના પણ આદિ કર્તારૂપ, એવા આપને તેઓ શા માટે નમન ન કરે? કારણ કે અવિનાશિ, વ્યક્ત તથા અવ્યક્ત તેમજ તે બન્નેથી પર પણ જે તત્ત્વ રહેલું છે, તે આપ જ છો. અર્થાત્ તે સર્વ આપની સ્તુતિ કરે છે, તે યોગ્ય જ છે ૩૭

અવતરણિકાઃ—વળી પણ અર્જુન ભગવાનની સ્તુતિ કરે છે –

त्वमादिदेवः पुरुषः पुराण-
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्तासि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनंतरूप ॥ ३८ ॥

**पदच्छेदः**—त्वम्, आदिदेवः, पुरुषः, पुराणः, त्वम्, अस्य, विश्वस्य, परम्, निधानम्, वेत्ता, असि, वेद्यम्, च, परम्, च, धाम, त्वया, ततम्, विश्वम्, अनन्तरूप.

**व्युत्पत्तिसमासाः**—आदिश्चासौ देवश्च इति आदिदेवः। पुरौ शेते इति पुरुषः। पुरा नवः पुरा भवो वा इति पुराणः। निधीयते अस्मिन् इति निधानम्। वेत्ति इति वेत्ता। वेत्तुं योग्यं वेद्यम्। अनन्तानि रूपाणि यस्य सः अनन्तरूपः, तत्संबुद्धौ हे अनन्तरूप।

**અન્વય અને અર્થઃ**—त्वम् આપ, आदिदेवः દેવોના પણ આદિદેવ, (છો અને તેથી જ) पुराणः પુરાતન–અનાદિ–સનાતન पुरुषः પુરુષ, (છો) अस्य આ, विश्वस्य જગતનું, परम् છેલ્લું, निधानम् લયસ્થાન, (પણ) त्वम् આપ, (જ છો તેમ) वेत्ता જાણનાર, च તથા, वेद्यम् જાણવા યોગ્ય, असि આપ છો, च તેમ જ, परम् પરમ, धाम મોક્ષપદ–કૈવલ્ય, (પણ આપ જ છો, અને તેથી જ) अनन्तरूप હે અપરિમિત સ્વરૂપવાળા ભગવન્! विश्वम् આખું જગત્, त्वया આપના વડે, ततम् વ્યાપ્ત થયેલું છે.

**ભાવાર્થઃ**—આપ દેવોના પણ આદિદેવ છો અને તેથી જ પુરાતન–અનાદિ–સનાતન–પુરુષ અને આ વિશ્વનું લયસ્થાન પણ આપ જ છો! દૃશ્યમાત્રના જાણનાર, અને જાણવા યોગ્ય પણ આપ જ છો! તેમજ પરમ–કૈવલ્યપદ તે પણ આપ છો! અને તેથીજ હે અપરિમિત સ્વરૂપ વાળા ભગવન્! આ આખું વિશ્વ આપનાથી જ સર્વત્ર વ્યાપ્ત થયેલું છે. ૩૮.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે સમષ્ટિમાં ભગવાનનો આવિર્ભાવ કહીને, હવે દેવોની વ્યષ્ટિમા પણ તેમનો ભાવ રહેલો છે એમ કહી

ભગવાન્ જ સર્વદેવાત્મક હોવાથી પ્રત્યેક દેવના ઉપાસકોએ નમસ્કાર કરવા યોગ્ય છે, એમ સ્તુતિ કરતો અર્જુન પોતે પણ નમસ્કાર કરતો કહે છે

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः
प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

**पदच्छेदः**—वायुः, यमः, अग्निः, वरुणः, शशाङ्कः, प्रजापतिः, त्वम्, प्रपितामहः, च, नमः, नमः, ते, अस्तु, सहस्रकृत्वः, पुनः, च, भूयः, अपि, नमः, नमः, ते.

**व्युत्पत्तिसमासाः**—वाति इति वायु । लोकान् यमयति इति यम । अञ्चति ऊर्ध्वं गच्छति इति अग्नि, अङ्गति इति वा अग्नि । वारयति जलरूपेण इति वरुण । शशस्य अङ्कम् चिह्नं यस्य स शशाङ्क । प्रजाना पति इति प्रजापति । पितु पिता इति पितामह, प्रकृष्टश्चासौ पितामहश्च इति प्रपितामह । सहस्रवारम् इति सहस्रकृत्व ।

**અન્વય અને અર્થઃ**—*वायु વાયુ, यम યમ, अग्नि અગ્નિ, वरुण વરુણ, शशाङ्क ચન્દ્રમા, प्रजापति બ્રહ્મા, च તથા, प्रपितामह પિતાના પણ પિતા, त्वम् આપ જ છો,

---

* आवह प्रवहश्चैव संवहश्चोद्वहस्तथा ।
विवहाख्यः परिवहः परावह इति क्रमात् ॥

આવહ, પ્રવહ, સંવહ, ઉદ્વહ, વિવહ, પરિવહ, અને પરાવહ એ પ્રમાણે સાત વાયુઓ એક એકથી ઉપર છે.

(અને તેથી) તે આપને, सहस्रकृत्वः હજારો વાર, नमः નમસ્કાર, अस्तु હો, च અને, पुनः ફરી, अपि પણ, તે આપને, नमः નમસ્કાર, नमः નમસ્કાર, (વારંવાર નમસ્કાર હો!)

**ભાવાર્થઃ**—વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચન્દ્રમા, બ્રહ્મા અને તેમના પણ દાદા આપ જ છો, અને તેથી આપને હજારો વાર મારા નમસ્કાર હો! અને ફરી પણ આપને મારા વારંવાર નમસ્કાર હો! ૩૯.

नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥

**पदच्छेदः**—नमः, पुरस्तात्, अथ, पृष्ठतः, ते, नमः, अस्तु, ते, सर्वतः, एव, सर्व, अनन्तवीर्य, अमितविक्रमः, त्वम्, सर्वम्, समाप्नोषि, ततः, असि, सर्वः.

**व्युत्पत्तिसमासाः**—पुरः इति पुरस्तात्। पृष्ठात् इति पृष्ठतः। सर्वस्मात् इति सर्वतः। अनन्तं वीर्यं यस्य सः अनन्तवीर्यः, तत्संबुद्धौ हे अनन्तवीर्य। न मितम् अमितम्, अमितम् विक्रमं यस्य सः अमितविक्रमः। सम्यक् आप्नोषि इति समाप्नोषि।

**અન્વય અને અર્થઃ**—તે આપને, पुरस्तात् સામેથી, अथ અને, पृष्ठतः પછવાડેથી, नम નમસ્કાર, (હો) सर्व હે સર્વરૂપ! તે આપને, सर्वतः ચારે તરફથી, एव પણ, नमः નમસ્કાર, अस्तु

હો! अनन्तवीर्य હે અનંત સામર્થ્યવાન્ ! त्वम् આપ, अनन्तविक्रमः અપાર પરાક્રમશીલ, (છો કારણ કે) सर्वम् સમસ્ત વિશ્વપ્રતિ, समाप्नोषि વ્યાપ્ત થઈને રહેલા છો, (અને) ततः તેથી, જ (આપ) सर्वः સર્વાત્મા, असि છો.

ભાવાર્થ:—આપને સામેથી તેમજ પાછળથી મારા નમસ્કાર હો ! હે સર્વરૂપ ! આપને સર્વ દિશાઓમાં નમસ્કાર હો ! હે અપરિમિત પરાક્રમશાળી પ્રભો ! આપનું પરાક્રમ અપાર છે. કારણ કે આપ આખા વિશ્વપ્રતિ વ્યાપીને રહેલા છો. તેથી જ આપ સર્વાત્મા છો. ૪૦.

અવતરણિકા:—ભગવાનનું આવું અદ્ભુત સ્વરૂપ તથા પ્રભાવ અગાઉ જોયેલો કે સાંભળેલો ન હોવાથી, અને હમણાં તેનો અનુભવ થવાથી પહેલાં ઉદ્ધતાઈથી સામાન્ય મિત્ર સમજી કંઈ પણ અપરાધ કરવામાં આવ્યો હોય તો તે સર્વ અપરાધની ક્ષમા માગતો અર્જુન કહે છે

सखेति मत्वा प्रसभं यदुक्तं
हे कृष्ण हे यादव हे सखेति ॥
अजानता महिमानं तवेदं
मया प्रमादात्प्रणयेन वापि ॥ ४१ ॥

यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

**पदच्छेदः**—सखा, इति, मत्वा, प्रसभम्, यत्, उक्तम्, हे कृष्ण, हे यादव, हे सखा, इति, अजानता, महिमानम्, तव, इदम्, मया, प्रमादात्, प्रणयेन, वा, अपि; यत्, च, अवहासार्थम्, असत्कृतः, असि, विहारशय्यासनभोजनेषु, एकः, अथवा, अपि, अच्युत, तत्, समक्षम्, तत्, क्षामये, त्वाम्, अहम्, अप्रमेयम्.

**व्युत्पत्तिसमासाः**—यदोः अपत्यं पुमान् यादवः, तत्संबुद्धौ हे यादव। न जानाति इति अजानन्, तेन अजानता। माद्यन्ते अनेन इति मादः, प्रकर्षेण मादः इति प्रमादः, तस्मात् प्रमादात्। प्रकृष्टश्चासौ नयश्च इति प्रणयः, तेन प्रणयेन। अवहासाय इति अवहासार्थम्। विहरति अस्मिन् इति विहारः। शेते अस्याम् इति शय्या। आसीदति अस्मिन् इति आसनम्। भुज्यते यत् तत् भोजनम्। विहारश्च शय्या च आसनं च भोजनानि च विहारशय्यासनभोजनानि, तेषु। न च्युतः अच्युतः, तत्संबुद्धौ हे अच्युत। अक्ष्णोः समं इति समक्षम्, तेषां समक्षम् इति तत्समक्षम्। प्रमातुं शक्यः प्रमेयः, न प्रमेयः इति अप्रमेयः, तम् अप्रमेयम्।

**અન્વય અને અર્થઃ**—तव આપના, महिमानम् માહાત્મ્યને, (તેમજ) इदम् આ વિશ્વરૂપને, अजानता ન જાણતા એવા મારા વડે, सखा (તમે) સમાન વયના છો, इति એમ, मत्वा માનીને, प्रमादात् ચિત્તની અસ્થિરતાથી, वा અથવા, प्रणयेन સ્નેહથી, अपि પણ, प्रसभम् તિરસ્કારપૂર્વક, "हे कृष्ण હે કૃષ્ણ! हे यादव હે યાદવ! हे सखा હે સખા!" इति એ એ પ્રમાણે, यत् જે કંઈ, मया મારા વડે, उक्तम् કહેવામાં આવ્યું હોય, च

તેમ, विहारशय्यासनभोजनेषु ક્રીડા, શયન, આસન તથા ભોજન વિગેરેમાં, एकः એકલા, अथवा અથવા, तत्समक्षम् તે મિત્રોની સમીપમાં, अवहासार्थम् ઉપહાસ–મશ્કરી માટે, ( પણ ) यत् જે કંઈ, असत्कृतः તિરસ્કારવામાં આવ્યા, असि હો, अच्युत હે અચ્યુત–વિકારરહિત ભગવન્! तत् તે સઘળું, अप्रमेयम् પ્રમાણ-રહિત, એવા त्वाम् આપને, अहम् હું, क्षामये ક્ષમાપન કરાવું છું.

**ભાવાર્થઃ**—હે પ્રભો! આપના માહાત્મ્યને તેમજ આપના આ વિશ્વરૂપને હું જાણતો ન હોવાથી, તમે સમાન વયના છો એમ માનીને મેં ચિત્તની અસ્થિરતાથી અથવા અનુરાગથી પણ તિરસ્કાર પૂર્વક " હે કૃષ્ણ! હે યાદવ! હે સખા! " ઈત્યાદિ એ પ્રમાણે જે કંઈ કહ્યું હોય' તેમજ ક્રીડા, શયન, આસન તથા ભોજન વિગેરેમાં–એકાંતમાં તેમજ મિત્રોની હાજરીમાં પણ ઉપહાસ માટે જે કંઈ આપની અવજ્ઞા કરી હોય, તે સઘળાંની હે અચ્યુત! પ્રમાણરહિત એવા આપની પાસે હું ક્ષમા યાચું છું. અર્થાત્ આપના સ્વરૂપને ન જાણતા એવા મારાથી થએલા તે સર્વ અપરાધ આપ ક્ષમા કરો. ૪૧–૪૨.

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥ ४३ ॥

पदच्छेदः—पिता, असि, लोकस्य, चराचरस्य, त्वम्, अस्य, पूज्यः, च, गुरुः, गरीयान्, न, त्वत्समः, अस्ति, अभ्यधिकः, कुतः, अन्यः, लोकत्रये, अपि, अप्रतिमप्रभाव.

**व्युत्पत्तिसमासाः**—पाति रक्षति इति पिता । चरति इति चरम्, न चरति इति अचरम्, चरं च अचरं च इति चराचरं, तस्य चराचरस्य। पूजितुं योग्यः इति पूज्यः। गृणाति इति गुरुः। अतिशयेन गुरुः इति गरीयान्। त्वया समः इति त्वत्समः। अभि–भृशम् अधिकः इति अभ्यधिकः। लोकानां त्रयम् इति लोकत्रयम्, तस्मिन् लोकत्रये। प्रतिमीयते यया सा प्रतिमा, न विद्यते प्रतिमा यस्य सः अप्रतिमः, अप्रतिमः प्रभावः यस्य सः अप्रतिमप्रभावः, तत्संबुद्धौ हे अप्रतिमप्रभाव।

**અન્વય અને અર્થઃ**—(આપ) अस्य આ, चराचरस्य ચૈતન્ય અને જડ, लोकस्य લોકોના, पिता પિતા, असि છો, पूज्यः પૂજા કરવા યોગ્ય, (છો) च તેમજ, गुरुः ધર્મ તથા બ્રહ્મનો ઉપદેશ આપનાર ગુરુ, (અને) गरीयान् સર્વથી શ્રેષ્ઠ, (છો ! માટે) अप्रतिमप्रभाव હે અનુપમ પ્રભાવવાળા ! लोकत्रये ત્રણ લોકમાં, अपि પણ, त्वत्समः આપના સમાન, न, अस्ति (કોઈ) છે નહિ, (તો) अन्यः બીજો, अभ्यधिकः વિશેષ ઉત્તમ, (તો) कुत. કયાંથી, (હોઇ શકે ?)

**ભાવાર્થઃ**—આપ આ ચરાચર જગતના પિતા, પૂજા કરવા યોગ્ય, ગુરુ, તેમજ ગુરુથી પણ વિશેષ મહાન્ છો. માટે હે અનુપમ પ્રભાવવાળા ભગવન્ ! આ ત્રણે લોકમા પણ આપની બરોબરી કરી શકે તેવો કોઇ નથી, તો પછી બીજો કોઇ આપનાથી વધારે શ્રેષ્ઠ તો કયાંથી જ હોઇ શકે ? ન જ હોઇ શકે. અર્થાત્ આપ જ સર્વથી શ્રેષ્ઠ છો. એમ હું માનું છું. ૪૩.

**અવતરણિકાઃ**—" अप्रतिमप्रभाव " ઈત્યાદિ વાકયોથી ભગવાનનો પૂર્ણ પ્રભાવ વર્ણવી હવે તે પ્રભાવથી ભગવાનને અર્જુન પોતાની નમ્ર વન્દના કરતો કહે છે

तस्मात्प्रणम्य प्रणिधाय कायं
प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥

पदच्छेदः—तस्मात्, प्रणम्य, प्रणिधाय, कायम्, प्रसादये, त्वाम्, अहम्, ईशम्, ईड्यम्, पिता, इव, पुत्रस्य, सखा, इव, सख्युः, प्रियः, प्रियायाः, अर्हसि, देव, सोढुम्.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण नत्वा इति प्रणम्य। प्रकर्षेण नीचैर्धृत्वा इति प्रणिधाय। चीयते अस्मिन् अस्थ्यादिकम् इति काय, त कायम। ईडितुं योग्य इति ईड्य, त ईड्यम्। पुन्नाम्नो नरकात् त्रायते इति पुत्र, तस्य पुत्रस्य। समान- ख्यायते जनैः इति सखा। प्रीणाति इति प्रिय ।

---

१ युद्धानध्यवसायिनोऽपि भगवद्भूमनभिज्ञस्य मे
तद्वाक्यास्तमितादरस्य नृहरिर्मोक्ता इमाआशिष ।
युक्ता यत्कृतमारणाप्तयशसां साम्राज्यभोगश्चिरा
दास्तामित्यपराधजातमधुना श्लाघ्य हरेर्दर्शनम् ॥ प्रमेयसङ्ग्रहे ॥

યુદ્ધ કરવાનો અતિ પ્રયાસ નહિ કરનાર, ભગવાન્‌ના અતિશયપણા–મહિમાને નહિ જાણનાર અને યુદ્ધ સંબંધી વાક્યો તરફ જેનો આદર-ભાવ અસ્ત થયો છે એવા મને–અર્જુનને નહરિ–આપ ભગવાન્–શ્રીકૃષ્ણચંદ્રના જે 'આપે વિરાટ સ્વરૂપમાં દર્શાવી આપ્યું કે પ્રતિપક્ષી કૌરવોની સેનાના તમામ યોદ્ધાઓ મરેલા જ છે તેમને મારવા વડે પ્રાપ્ત થતા યશોરૂપ ફળરૂપ સામ્રાજ્ય ભોગ ચિરકાળ ભોગવો।' એ પ્રકારના આપે આપેલા આશીર્વાદો યોગ્ય છે અને ઉપર જણાવેલી આપની આજ્ઞાઓના અનાદરરૂપી અપરાધથી ઉત્પન્ન થએલું એટલે અપરાધ છતાં આપ શ્રીહરિનું વિરાટસ્વરૂપનું દર્શન પણ બહુ પ્રશંસનીય–પૂર્ણ દયા રૂપ છે

**અન્વય અને અર્થઃ**—तस्मात् તેથી, कायम् શરીરને, प्रणिधाय દંડવત્–પ્રણામની માફક ભૂમિ ઉપર રાખીને, प्रणम्य પ્રણામ કરીને, ईशम् ઐશ્વર્યસંપન્ન, (અને) ईड्यम् સ્તુતિ કરવા યોગ્ય એવા, त्वाम् આપને, अहम् હું, प्रसादये પ્રસન્ન કરું છું, (કે) देव હે દેવ! पिता પિતા, पुत्रस्य પુત્રના, (અપરાધોને) इव જેમ, सखा મિત્ર, सख्युः મિત્રના, (અપરાધોને) इव જેમ, (અને) प्रियः પતિ, प्रियायाः ધર્મપત્નીના, (અપરાધોને) इव જેમ, (તેમ,) सोढुम् (મારા અપરાધોને) સહન કરવાને–ક્ષમા કરવાને, अर्हसि આપ યોગ્ય છો.

**ભાવાર્થઃ**—આપ અનંત, દિવ્ય, તેમજ ઈશ્વર હોવાથી શરીરને દંડવત્ ભૂમીપર રાખીને–પ્રણામ કરીને, સમસ્ત ઐશ્વર્યશાળી તેમજ સ્તુતિ કરવા યોગ્ય એવા આપને હું પ્રસન્ન થવા માટે પ્રાર્થના કરું છું, કે હે દેવ! જેમ પિતા પુત્રના, મિત્ર મિત્રના, અને પતિ પત્નીના અપરાધોને સહન કરે છે, તેમ આપ પણ મારા અપરાધોને સહન કરવા યોગ્ય છો. અર્થાત્ મારા સર્વ અપરાધો ક્ષમા કરી આપ મારાપર પ્રસન્ન થાઓ. ૪૪.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે અપરાધોને ક્ષમા કરવાની પ્રાર્થના કરી હવે વિશ્વરૂપદર્શનથી થએલી વ્યથાને દૂર કરવાના હેતુથી ફરીને તે સૌમ્ય એવું પૂર્વનું ચાર ભુજાવાળું સ્વરૂપ જોવાની અભિલાષાથી અર્જુન કહે છેઃ

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपं
प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

पदच्छेदः—अदृष्टपूर्वम्, हृषितः, अस्मि, दृष्ट्वा, भयेन, च, प्रव्यथितम्, मनः, मे, तत्, एव, मे, दर्शय, देव, रूपम्, प्रसीद, देवेश, जगन्निवास.

व्युत्पत्तिसमासाः—न दृष्टम् अदृष्टम्, पूर्वम् अदृष्टम् इति अदृष्टपूर्वम्, तत्। प्रकर्षेण व्यथितम् इति प्रव्यथितम्। मन्यते अनेन इति मन। देवाना ईश देवेश, तत्सबुद्धौ हे देवेश। जगता नितान्त वास यस्मिन् स जगन्निवास, तत्सबुद्धौ हे जगन्निवास।

અન્વય અને અર્થઃ—अदृष्टपूर्वम् પૂર્વે કદિ નહિ જોયેલા એવા આ વિશ્વરૂપને, दृष्ट्वा જોઈને, हृषित હું ઘણો આનંદ પામેલો, अस्मि છુ, च પણ, भयेन (વિકરાલ રૂપ જોવાથી થયેલા) ભય વડે, मे મારુ, मन મન, प्रव्यथितम् અત્યંત વ્યાકુલ થયેલુ, (છે, માટે) देव હે દેવ! तत् તે, एव જ, (પૂર્વનુ) रूपम् રૂપ, मे મને दर्शय દેખાડો, (અને) देवेश હે દેવોના પણ ઈશ્વર! जगन्निवास હે જગતના આધાર! प्रसीद આપ પ્રસન્ન થાઓ.

ભાવાર્થ:—પૂર્વે કદિ પણ નહિ જોયેલા એવા આપના આ વિશ્વરૂપને જોઇને હું અત્યત હર્ષ પામ્યો છુ, પણ વિકરાલ રૂપને જોવાથી થયેલા ભય વડે મારુ મન અત્યંત આકુલવ્યાકુલ થઈ ગયુ છે, માટે હે દેવ! ફરીને તે જ આપના સ્વરૂપનાં મને દર્શન કરાવો. અને હે દેવોના પણ ઈશ્વર! હે જગદાધાર! આપ મારાપર પ્રસન્ન થાઓ. ૪૫.

અવતરણિકા—ઉપરના શ્લોકમા પૂર્વના સ્વરૂપનુ દર્શન કરાવવાનુ અર્જુને કહ્યું, પણ તે સ્વરૂપ કયુ? તેનું વર્ણન આપતા પુન અર્જુન કહે છે

किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

**पदच्छेदः**—किरीटिनम्, गदिनम्, चक्रहस्तम्, इच्छामि, त्वाम्, द्रष्टुम्, अहम्, तथा, एव, तेन, एव, रूपेण, चतुर्भुजेन, सहस्रबाहो, भव, विश्वमूर्ते.

**व्युत्पत्तिसमासाः**—किरीटः अस्ति अस्य इति किरीटी, तं किरीटिनम् । गदा अस्ति अस्य इति गदी, तं गदिनम् । चक्रं हस्ते यस्य सः चक्रहस्तः, तं चक्रहस्तम् । चत्वारो भुजाः यस्य सः चतुर्भुजः, तेन चतुर्भुजेन । सहस्राणि बाहवः यस्य सः सहस्रबाहुः, तत्संबुद्धौ हे सहस्रबाहो । विश्वं मूर्तिः यस्य सः विश्वमूर्तिः, तत्संबुद्धौ हे विश्वमूर्ते ।

**અન્વય અને અર્થઃ**—किरीटिनम् મસ્તક ઉપર મુકુટ ધારણ કરેલા, गदिनम् ગદાવાળા, (તેમ) चक्रहस्तम् હાથમાં ચક્ર ધારણ કરેલા, (એવા) त्वाम् આપને, तथा, एव તેવી જ રીતના, द्रष्टुम् જોવાને, इच्छामि હું ઈચ્છું છું, (માટે) सहस्रबाहो હે હજાર ભુજાવાળા ! विश्वमूर्ते હે વિશ્વરૂપી મૂર્તિવાળા ! चतुर्भुजेन ચાર ભુજવાળા, तेन તે, एव જ, रूपेण સ્વરૂપથી, (યુક્ત) भव આપ થાઓ.

**ભાવાર્થઃ**—મસ્તક ઉપર મુકુટ અને હાથમાં ગદા તેમજ ચક્ર ધારણ કરેલા એવા આપને હું તેવા પૂર્વના સ્વરૂપવાળા જ

જોવા ઈચ્છું છું. માટે હે હજાર ભુજાવાળા તથા વિશ્વરૂપી ભગવન્! ફરી આપ તે જ ચાર હાથવાળા સ્વરૂપયુક્ત થાઓ. અર્થાત્ આપનું તે પૂર્વનું સ્વરૂપ દર્શાવવાની આપ મારાપર કૃપા કરો. ૪૬.

અવતરણિકાઃ—અર્જુનને ભયભીત થએલો જાણીને, પોતાના વિશ્વરૂપનો સંકોચ કરી લઈ ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રિયવચનોથી અર્જુનની આશ્વાસના કરતા કહેવા લાગ્યાઃ

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છેઃ—

मया प्रसन्नेन तवार्जुनेदं
रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनंतमाद्यं
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥

पदच्छेदः—मया, प्रसन्नेन, तव, अर्जुन, इदम्, रूपम्, परम्, दर्शितम्, आत्मयोगात्, तेजोमयम्, विश्वम्, अनन्तम्, आद्यम्, यत्, मे, त्वदन्येन, न, दृष्टपूर्वम्.

व्युत्पत्तिसमासाः—आत्मनः योगः इति आत्मयोगः, तस्मात् आत्मयोगात् । तेजसा प्रचुरम् इति तेजोमयम् । न विद्यते अन्तः यस्य तत् अनन्तम् । आदौ भवम् इति आद्यम् । त्वत्तः अन्यः त्वदन्यः, तेन त्वदन्येन । पूर्वं दृष्टम् इति दृष्टपूर्वम् ।

અન્વય અને અર્થઃ—अर्जुन હે અર્જુન! परम् શ્રેષ્ઠ, तेजोमयम् તેજના અંબારથી ભરેલું, आद्यम् સર્વનું આદિભૂત,

अनन्तम् અંતરહિત, (અને) विश्वम् સમસ્ત વિશ્વમય, इदम् આ, रूपम् (વિશ્વ)રૂપ, प्रसन्नेन પ્રસન્ન થયેલા, मया મેં, आत्मयोगात् ઐશ્વર્યના સામર્થ્યથી, तव તને, दर्शितम् બતાવ્યું, (કે) मे મારું, यत् જે સ્વરૂપ, त्वदन्येन તારાથી ભિન્ન અન્ય કોઈએ, दृष्टपूर्वम् પહેલાં જોયેલું, न નથી.

**ભાવાર્થ:**—હે અર્જુન! અત્યંત શ્રેષ્ઠ, તેજના અંબારથી ભરેલું, આદ્ય, અતરહિત અને સમસ્ત વિશ્વમય એવું આ મારું વિશ્વરૂપ મેં તારા ઉપર પ્રસન્ન થઈને મારા ઐશ્વર્યના સામર્થ્યથી તને દેખાડ્યુ છે, એ સ્વરૂપ તારા સિવાય બીજા કોઈએ પણ પહેલાં જોયેલુ નથી. ૪૭.

**અનતરણિકા:**—"મારા એ વિશ્વરૂપદર્શનથી તુ ખરેખર કૃતાર્થ થઈ ગયો, કારણ કે એનુ દર્શન અત્યત દુર્લભ છે," એમ વિરાટ્સ્વરૂપની પ્રશસા કરતા ભગવાન્ જણાવે છે

न वेदयज्ञाध्ययनैर्न दानै-
र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥

**पदच्छेदः**—न, वेदयज्ञाध्ययनैः, न, दानैः, न, च, क्रियाभिः, न, तपोभिः, उग्रैः, एवंरूपः, शक्यः, अहम्, नृलोके, द्रष्टुम्, त्वदन्येन, कुरुप्रवीर.

**व्युत्पत्तिसमासाः**—अधीयन्ते तानि अध्ययनानि, वेदाश्च यज्ञाश्च इति वेदयज्ञाः, तेषाम् अध्ययनानि इति वेदयज्ञाध्ययनानि, तैः

वेदयज्ञाध्ययनैः । दीयन्ते इति दानानि, तैः दानैः । क्रियन्ते इति क्रियाः, ताभिः क्रियाभिः । तप्यन्ते इति तपांसि, तैः तपोभिः । एवं रूपं यस्य सः एवंरूपः । नृणां लोकः इति नृलोकः, तस्मिन् नृलोके । प्रकृष्टश्चासौ वीरश्च प्रवीरः, कुरूणां प्रवीरः इति कुरुप्रवीरः, तत्संबुद्धौ हे कुरुप्रवीर ।

**અન્વય અને અર્થઃ**—कुरुप्रवीर હે કુરુકુલવીર ! एवंरूपः એવા રૂપવાળો, अहम् હું, वेदयज्ञाध्ययनैः વેદ તથા મીમાંસા-કલ્પાદિ યજ્ઞગ્રંથોના અધ્યયનોથી, दानैः દાનોથી, क्रियाभिः કર્મોથી, (અને) उग्रैः ઉગ્ર, तपोभिः તપો વડે, (પણ) त्वदन्येन તારાથી ભિન્ન બીજા વડે, नृलोके (આ) મનુષ્યલોકમાં, द्रष्टुम् જોવાને, शक्यः શક્ય, न નથી.

**ભાવાર્થઃ**—હે કુરુવંશના વીર અર્જુન ! આવા વિશ્વરૂપવાળો હું, વેદ, મીમાંસા, કલ્પાદિ ગ્રંથોના અધ્યયનોથી, દાનોથી, કર્મોથી કે દુશ્ચર તપોથી પણ તારા સિવાય બીજા કોઈને આ મનુષ્યલોકમાં સુલભતાથી પ્રત્યક્ષ થતો નથી. અર્થાત્ તારા વિના અન્ય કોઈ પણ મારું દર્શન અનેક પ્રયત્નોથી પણ મેળવી શકે તેમ નથી. ૪૮.

**અવતરણિકાઃ**—વિશ્વરૂપદર્શનની એ પ્રમાણે મહત્તા ગાઈને હવે તે જ રૂપથી ભયભીત થયેલા અર્જુનને સ્વસ્થ કરવાના આશયથી તે સ્વરૂપનો ઉપસંહાર કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

मा ते व्यथा मा च विमूढभावो
दृष्ट्वा रूपं घोरमीदृङ् ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं
तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

**पदच्छेदः**—मा, ते, व्यथा, मा, च, विमूढभावः, दृष्ट्वा, रूपम्, घोरम्, ईदृक्, मम, इदम्, व्यपेतभीः, प्रीतमनाः, पुनः, त्वम्, तत्, एव, मे, रूपम्, इदम्, प्रपश्य.

**व्युत्पत्तिसमासाः**—विशेषेण मूढः इति विमूढः, विमूढस्य भावः इति विमूढभावः। अनेन सदृशम् इति ईदृक्। विशेषेण अपेता भीः यस्मात् सः व्यपेतभीः। प्रीतं मनः यस्य सः प्रीतमनाः। प्रकर्षेण पश्य इति प्रपश्य।

**અન્વય અને અર્થઃ**—मम મારું, ईदृक् એ પ્રકારનું, इदम् આ, घोरम् ભયંકર, रूपम् રૂપ, दृष्ट्वा જોઇને, ते તને, व्यथा પીડા, मा ન (થાઓ), च તેમ જ, विमूढभावः વ્યાકુલપણું (પણ), मा ન, (થાઓ, અને હવે) व्यपेतभीः ભયરહિત, (તથા) प्रीतमनाः પ્રસન્ન મનવાળો, (થઈને) त्वम् તું, पुनः ફરી, तत् તે, एव જ, (પૂર્વના) मे મારા, इदम् આ, रूपम् સ્વરૂપને, प्रपश्य સારી રીતે જો.

**ભાવાર્થઃ**—મારું એ પ્રકારનું આ ભયંકર સ્વરૂપ જોઇને તને પીડા કે વ્યાકુલપણું ન થાઓ, અને હવે તું ભયરહિત તેમ જ પ્રસન્નચિત્ત થઇને ફરી મારા તે જ મૂલસ્વરૂપને પાછું સારી રીતે જો. ૪૯.

**અવતરણિકાઃ**—"એ પ્રમાણે કહી ભગવાને ફરી પોતાના પૂર્વ-સ્વરૂપને ધારણ કર્યું," એમ સંજય હવે ધૃતરાષ્ટ્રને કહેછે

**संजय उवाच।** સંજય બોલ્યોઃ—

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा
स्वकं रूपं दर्शयामास भूयः।

आश्वासयामास च भीतमेनं
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥

पदच्छेदः—इति, अर्जुनम्, वासुदेवः, तथा, उक्त्वा, स्वकम्, रूपम्, दर्शयामास, भूयः, आश्वासयामास, च, भीतम्, एनम्, भूत्वा, पुनः, सौम्यवपुः, महात्मा.

व्युत्पत्तिसमासाः—वसुदेवस्य अपत्यं पुमान् वासुदेवः। स्वम् एव इति स्वकम्, तत्। सौम्यं वपुः यस्य सः सौम्यवपुः। महान् आत्मा यस्य सः महात्मा।

અન્વય અને અર્થઃ—इति એ પ્રમાણે, वासुदेव ભગવાન્ શ્રીકૃષ્ણ, अर्जुनम् અર્જુનને, तथा તેવી રીતે, उक्त्वा કહીને, भूयः ફરી, स्वकम् પોતાનું, रूपम् મૂલસ્વરૂપ, दर्शयामास દેખાડતા હવા, च અને, सौम्यवपुः શાંત શરીરવાળા, भूत्वा થઈને, महात्मा મહાત્મા શ્રીકૃષ્ણ, भीतम् બીધેલા એવા, एनम् એ અર્જુનને, आश्वासयामास આશ્વાસન આપવા લાગ્યા.

ભાવાર્થઃ—એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણે તે પ્રમાણે કહીને, ફરીથી અર્જુનને તે જ પોતાના મૂલસ્વરૂપનું દર્શન કરાવ્યું અને પ્રથમની પેઠે શાંત મૂર્તિવાળા થઈને તે મહાત્મા શ્રીકૃષ્ણ ભયભીત થએલા તે અર્જુનને આશ્વાસન આપવા લાગ્યા. ૫૦.

અવતરણિકા—એ પ્રમાણે ભગવાન્ વડે આશ્વાસન પામેલો અર્જુન ત્યારપછી નીચે પ્રમાણે કહેવા લાગ્યો

अर्जुन उवाच। અર્જુન બોલ્યો—

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥५१॥

पदच्छेदः—दृष्ट्वा, इदम्, मानुषम्, रूपम्, तव, सौम्यम्, जनार्दन, इदानीम्, अस्मि, संवृत्तः, सचेताः, प्रकृतिम्, गतः.

व्युत्पत्तिसमासाः—मनुष्यस्य इदम् इति मानुषम्, तत् । सोमस्य भावः सौम्यम्, तत् अस्ति अस्य इति सौम्यम्, तत् । सम्यक् वृत्तः इति संवृत्तः । चेतसा सहवर्तमानः इति सचेताः ।

**અન્વય અને અર્થઃ**—जनार्दन હે જનાર્દન ! तव આપનું, इदम् આ, सौम्यम् શાંત, मानुषम् મનુષ્યની આકૃતિવાળું, रूपम् રૂપ, दृष्ट्वा જોઈને, इदानीम् હવે, (હું) सचेताः સ્વસ્થ ચિત્તવાળો, संवृत्तः થયો, अस्मि છું, (અને) प्रकृतिम् પ્રકૃતિને–શાન્તિને, गतः પામ્યો (છુ).

**ભાવાર્થઃ**—હે જનાર્દન! આપનું આ શાંત મનુષ્યાકૃતિ સ્વરૂપ જોઈને હવે હું સ્વસ્થચિત્ત થયો છું અને સ્વભાવે પણ શાંતિને પામ્યો છું. ૫૧.

અવતરણિકાઃ—એ પ્રમાણે અર્જુનનું કહેવું સાંભળી પોતે કરેલા અતિ દુર્લભ અનુગ્રહની મહત્તા બતાવતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

श्रीभगवानुवाच । શ્રી ભગવાન કહે છે –

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ॥
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः ॥५२॥

पदच्छेदः—सुदुर्दर्शम्, इदम्, रूपम्, दृष्टवान्, असि, यत्, मम, देवाः, अपि, अस्य, रूपस्य, नित्यम्, दर्शनकाङ्क्षिणः.

**व्युत्पत्तिसमासाः**—सुष्ठु अत्यन्तम् दुःखेन दृश्यते यत् तत् सुदुर्दर्शम् । दृष्टम् अस्ति अस्य इति दृष्टवान् । दर्शनस्य काङ्क्षा इति दर्शनकाङ्क्षा, सा अस्ति येषां ते दर्शनकाङ्क्षिणः ।

**અન્વય અને અર્થઃ**—मम મારા, यत् જે, रूपम् વિશ્વરૂપને, दृष्टवान् જોનારો, असि તું થયો છે, इदम् એ, (રૂપ) सुदुर्दर्शम् ઘણા કષ્ટથી જોઈ શકાય તેવું (છે, કારણ કે) देवा ઇંદ્રાદિ દેવો, अपि પણ, नित्यम् હમેશા, अस्य આ, रूपस्य વિશ્વરૂપના, दर्शनकाङ्क्षिणः દર્શનની આકાંક્ષાવાળા, (છે)

**ભાવાર્થઃ**—તેં મારું જે વિશ્વરૂપ જોયું તે વિશ્વરૂપ ઘણા કષ્ટથી જોઈ શકાય તેવું છે, કારણકે ઈન્દ્રાદિક દેવો પણ નિરંતર આ સ્વરૂપના દર્શનની આકાંક્ષા રાખે છે. ૫૨.

**અવતરણિકાઃ**—"વેદ, યજ્ઞ, તપ, દાન ઈત્યાદિ ઉપાયો હોવા છતાં પણ ઉક્ત સ્વરૂપવાળા ભગવાન્ જોઈ શકાય નહિ, તો બીજા ક્યા ઉપાયથી તે જાણી અથવા જોઈ શકાય ?" તે મંત્રથી સ્પષ્ટતા કરતા ભગવાન્ કહે છે

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ॥
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ ५३ ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ॥
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

---

[1] नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥

આ આત્મા-બ્રહ્મ-સ્વસ્વરૂપ પ્રવચનવડે મળી શકતો નથી બુદ્ધિવડે મળી શકતો નથી તેમ બહુ શ્રવણ કરવાથી પણ મળી શકતો નથી પરંતુ જેને એ વરે છે-ભક્તિવડે પ્રસન્ન થાય છે તેને જ મળી શકે છે અને એ આત્મા તેને પોતાનું શરીર અર્પણ કરે છે

**पदच्छेदः**—न, अहम्, वेदैः, न, तपसा, न, दानेन, न, च, इज्यया, शक्यः, एवंविधः, द्रष्टुम्, दृष्टवान्, असि, माम्, यथा; भक्त्या, तु, अनन्यया, शक्यः, अहम्, एवंविधः, अर्जुन, ज्ञातुम्, द्रष्टुम्, च, तत्त्वेन, प्रवेष्टुम्, च, परंतप.

**व्युत्पत्तिसमासाः**—इज्यन्ते देवताः अस्याम् इति इज्या, तया इज्यया। एवं विधः प्रकारः यस्य सः एवंविधः। न विद्यते अन्यः यस्यां सा अनन्या, तया अनन्यया। प्रकर्षेण वेष्टुम् इति प्रवेष्टुम्। परं शरीरस्थं शत्रुसमुदायं तापयति इति परंतपः, तत्संबुद्धौ हे परंतप।

**અન્વય અને અર્થઃ**—एवंविधः એ પ્રકારનો, यथा જેવી રીતે, माम् મને, दृष्टवान् તું જોઈ શક્યો, असि છે, તેવી રીતે, अहम् હું, वेदैः વેદો વડે, न નહિ, तपसा તપ વડે, न નહિ, दानेन દાન વડે, न નહિ, च તેમજ, इज्यया યજ્ઞ વડે, ( પણ ) द्रष्टुम् જોવાને, शक्यः સુલભ, न નથી, तु પરંતુ, अर्जुन હે અર્જુન ! परंतप હે પરંતપ ! एवंविधः એ પ્રકારે–વિશ્વરૂપધારી, ( તો ) अहम् હું, अनन्यया અનન્ય, भक्त्या ભક્તિવડે, ( જ ) ज्ञातुम् જાણવાને, च અને, द्रष्टुम् સાક્ષાત્કાર કરવાને, च તેમ, तत्त्वेन તત્ત્વપૂર્વક, प्रवेष्टुम् પ્રવેશ કરવાને, शक्यः શક્ય છું.

**ભાવાર્થઃ**—એ પ્રકારે જેવી રીતે તેં મને જોયેલો છે તેવી રીતે હું વેદ, તપ, દાન તેમજ યજ્ઞો વડે પણ જોવાઈ શકું તેમ નથી, પરંતુ હે પરંતપ અર્જુન ! એ પ્રકારે વિશ્વરૂપધારી તો હું જાણવાને, સાક્ષાત્કાર કરવાને તથા તત્ત્વપૂર્વક મારામાં પ્રવેશ કરવાને અર્થાત્ મોક્ષને માટે અનન્યભક્તિવડે જ સુલભ છું. ૫૩–૫૪.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે પોતાના સાક્ષાત્કારનો ઉપાય બતાવી હવે "સમસ્ત ભગવદ્‌ગીતાશાસ્ત્રના સારરૂપ અર્થ તેમજ પરમકલ્યાણ–મોક્ષરૂપ અર્થ પ્રાપ્ત કરવાની ઇચ્છાથી પોતાને કોણ પ્રાપ્ત કરી શકે છે," તે ભગવાન્ કહે છે

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः संगवर्जितः ॥
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पांडव ॥ ५५ ॥

**पदच्छेदः**—मत्कर्मकृत्, मत्परमः, मद्भक्तः, सङ्गवर्जितः, निर्वैरः, सर्वभूतेषु, यः, सः, माम्, एति, पाण्डव.

**व्युत्पत्तिसमासाः**—मदर्थं कर्म इति मत्कर्म, तत् करोति इति मत्कर्मकृत् । अहं एव परमः परा गतिः यस्य सः मत्परमः । मम

---

१ नानारङ्गैरनङ्गायुधमभिलिखितं चित्रिणोऽभ्यासलभ्यं ।
सौरभ्यं नैव तस्मिन्न च सरसहयं मण्डलं चण्डरश्मेः ॥
तीव्रं तेजस्त्रिलोकीतिमिरनिरसनं तद्वदानन्दसान्द्रं ।
सन्न्यासाभ्यासभाजो न सुलभमपि तु श्रीयदूत्तमभक्त्या ॥

पण्डितसूर्यकृतभक्तिशते ॥

ચિત્રકારોએ પોતાના અભ્યાસના બળ વડે અનંગ—જેનું અંગ જ નથી તે કામદેવના આયુધ–પુષ્પધનુ–કુસુમાયુધની કલ્પના કરી નાનાપ્રકારના રંગો વડે ચિતરી સર્વ પ્રકારે સુંદર બનાવ્યું હોય પણ તેમાં સુગંધી તો ન જ આવે (કારણ તે તો ઈશ્વરને આધીન છે), તેમજ ચંડરશ્મિ–જેનાં રશ્મિ–કિરણો બહુ પ્રચંડ–અસહ્ય છે તે શ્રી સૂર્યનારાયણના રથ અને ઘોડાઓ સહિત સૂર્યમંડળ પણ તેઓ ચિત્રે—આલેખે પરંતુ તેમાં પણ ત્રણે લોકના અંધકારને મટાડનારું તીવ્ર–પ્રબળ તેજ તો ન જ આવે (કારણ તે પણ ઈશ્વરને આધીન છે) તે પ્રમાણેજ યોગિઓ સન્યાસના અભ્યાસના બળ વડે યોગક્રિયાઓ કરી યોગસિદ્ધ કરે પરંતુ તેમને આનંદસાંદ્ર–આનંદાતિશય–બ્રહ્માનંદ તો સુલભ ન જ થાય, કારણ તે બ્રહ્માનંદ તો શ્રીયાદવોના મુકુટરૂપ એવા શ્રીકૃષ્ણ ભગવાનની અનન્યા–અવ્યભિચારિણી–એકતાન ઉત્તમ ભક્તિવડે જ મળી શકે છે.

भक्तः इति मद्भक्तः। सङ्गेन वर्जितः इति सङ्गवर्जितः। निर्गतं वैरं यस्मात् सः निर्वैरः। सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषु सर्वभूतेषु।

**અન્વય અને અર્થઃ**—पाण्डव હે પાંડુપુત્ર અર્જુન! यः જે મનુષ્ય, मत्कर्मकृत् મારી પ્રીતિને માટે જ કર્મ કરનારો, (હોય) मत्परमः મનેજ પોતાની પરમ ગતિ માનનારો, (હોય) मद्भक्तः મારું જ ભજન કરનારો, (હોય) सङ्गवर्जितः આસક્તિરહિત, (હોય અને) सर्वभूतेषु પ્રાણિમાત્રમાં, निर्वैरः વૈરરહિત, (હોય) सः તે, माम् મને, एति પામે છે.

**ભાવાર્થઃ**—હે પાંડુપુત્ર અર્જુન! જે મનુષ્ય મારી પ્રસન્નતા ખાતર જ કર્મ કરે છે, મને જ પોતાની અન્તિમ ગતિ માને છે, મારું જ ભજન કરે છે, દરેક વસ્તુમાંથી આસક્તિરહિત થઈ જાય છે તથા પ્રાણિમાત્રમાં ભગવદ્દૃષ્ટિથી સમાનતા રાખી રાગદ્વેષરહિત બને છે, તે મનુષ્ય અવશ્ય મને પામે છે. અર્થાત્ તું પણ મારો ભક્ત બની મારી આજ્ઞા પ્રમાણે અન્ય આસક્તિ છોડી યુદ્ધરૂપી કર્મ કરવા તૈયાર થા! જો તેમ કરીશ તો કર્મમાં તું લિપ્ત ન થતાં અન્તે મને જ પામીશ—બ્રહ્માનંદ મેળવીશ એમા સંશય નથી. ૫૫.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्ष्णान्तिकप्रणीतसान्वयबोधिन्यां गुर्जरटीकायां विश्वरूपदर्शनयोगो नाम एकादशोऽध्यायः॥

---

# द्वादशोऽध्यायः ।

અવતરણિકા:—બીજા અધ્યાયથી શરુ કરીને વિભૂતિયોગ સુધી એટલે દશમા અધ્યાયપર્યંત, સમસ્ત વિશેષણથી નિર્મુક્ત, અક્ષર અને પરમાત્મરૂપ એવા બ્રહ્મનો ઉપાસનાપ્રકાર કહ્યો, તેમ તે તે પ્રકરણોમાં સાથે સાથે જ સર્વ યોગેશ્વર, સર્વજ્ઞ, તેમ સાત્વિક-ઉપાધિ સહ ઇશ્વરનો ઉપાસનાપ્રકાર પણ કહ્યો. વળી 'વિશ્વરૂપ' અધ્યાયમાં ઇશ્વરિ, આદ્ય, સમસ્ત જગતના આત્મારૂપ એવું વિશ્વરૂપ પણ બતાવ્યું, અને ઉપાસના માટે જ "मत्कर्मकृन्मत्परमः" ઇત્યાદિ કહ્યું, પરંતુ "આ બન્ને—અર્થાત્ એક તો સર્વોપાધિમુક્ત, સર્વવ્યાપક, અક્ષર-બ્રહ્મની ઉપાસના, અને બીજી સાત્વિક ઉપાધિસહવર્તમાન, વ્યક્ત પરમેશ્વરની ઉપાસનાના માર્ગમાંથી ખાસ વિશિષ્ટ-પ્રધાન માર્ગ કયો છે?" તે જાણવાની ઇચ્છાથી અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણને પૂછે છેઃ

अर्जुन उवाच । અર્જુન પૂછે છે—

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ॥
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ १ ॥

पदच्छेदः—एवम्, सततयुक्ताः, ये, भक्ताः, त्वाम्, पर्युपासते, ये, च, अपि, अक्षरम्, अव्यक्तम्, तेषाम्, के, योगवित्तमाः.

व्युत्पत्तिसमासाः—सततं युक्ताः योगनिष्ठा इति सततयुक्ताः। परितः उपासते इति पर्युपासते। क्षरति इति क्षरम्, न क्षरम् इति अक्षरम्, तत्। न व्यक्तम् इति अव्यक्तम्, तत्। अतिशयेन योगं विदन्ति ते योगवित्तमाः।

**અન્વય અને અર્થઃ**—एवम् એ પ્રમાણે, ( मत्कर्मकृत ઇત્યાદિ પદ્ધતિ પ્રમાણે ) सततयुक्ताः હમેશ સાવધાનચિત્તવાળા, ये જે, भक्ताः ભકતો, त्वाम् આપને, पर्युपासते સર્વપ્રકારે ઉપાસે છે, च તથા, ये જેઓ, अक्षरम् અવિનાશિ, ( એવા ) अव्यक्तम् ઇન્દ્રિયોથી અગોચર બ્રહ્મને ( ઉપાસે છે ), तेषाम् તેઓમાં, योगवित्तमाः વિશિષ્ટ યોગને જાણનારા, કે કોણ ?

**ભાવાર્થઃ**—એ પ્રમાણે આપને અર્થે જ કામ કરનારા જે ભકતો નિરંતર સાવધાન ચિત્તયુકત થઇને આપની ઉપાસના કરે છે તે, તથા જેઓ અવિનાશિ અને ઇંદ્રિયોથી અગમ્ય પરમ–બ્રહ્મને ઉપાસે છે, તે બંનેમાથી વિશિષ્ટ યોગને જાણનાર કોણ ? તે આપ મને કહો. ૧.

**અવતરણિકા**—ઉપરોક્ત અર્જુનના પ્રશ્નના પ્રત્યુત્તરમા અર્જુનનો સગુણબ્રહ્મની ઉપાસનામા જ અધિકાર જોઇને, 'અધિકાર પ્રમાણે જ રહસ્ય અને સાધનો બતાવાય તો તે યોગ્ય છે' એમ માની પ્રથમ માર્ગ એટલે સગુણ બ્રહ્મની ઉપાસનાની પ્રશંસા કરતા ભગવાન્ કહેવા લાગ્યા

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે.—

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ॥
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥

**पदच्छेदः**— मयि, आवेश्य, मनः, ये, माम्, नित्ययुक्ताः, उपासते, श्रद्धया, परया, उपेताः, ते, मे, युक्ततमाः, मताः.

**व्युत्पत्तिसमासाः**—मन्यते अनेन इति मनः, तत्। नित्यं युक्ताः इति नित्ययुक्ताः। अतिशयेन युक्ताः इति युक्ततमाः।

**અન્વય અને અર્થઃ**—ये જેઓ, मयि મારામાં, मनः મનને, आवेश्य સારી રીતે એકાગ્ર કરીને, नित्ययुक्ताः નિરંતર મારામાં

જ સતત રહ્યા થકા, परया અત્યંત શ્રેષ્ઠ, श्रद्धया શ્રદ્ધાથી, उपेताः યુક્ત, (થઈને) माम् મને, उपासते ઉપાસે છે, ते તેઓ, मे મારા युक्ततमाः અત્યંત શ્રેષ્ઠ, (ભક્તો) मताः માનવામાં આવેલા (છે).

**ભાવાર્થઃ**—હે અર્જુન! જેઓ મારામાં જ મનને સારી રીતે એકાગ્ર કરીને, નિરંતર મારામાંજ પરાયણ રહ્યા થકા અપ્રતિમ શ્રદ્ધાથી યુક્ત થઈને મારી ઉપાસના કરે છે તેઓને જ હું મારા અત્યંત શ્રેષ્ઠ (ભક્ત) માનું છું ૨.

અવતરણિકાઃ—"ત્યારે નિર્ગુણ, સર્વોપાધિમુક્ત, અવ્યક્ત-બ્રહ્મની ઉપાસના કરનારાઓનો અધિકાર કેવો હોઈ શકે?" એ કહેવાની ઇચ્છાથી ભગવાન્ શ્રીકૃષ્ણ નિર્ગુણ-ઉપાસનાની કઠિનતા તેમજ સગુણ-ઉપાસનાની સહેલાઈ બતાવતા કહે છે:

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ॥
सर्वत्रगमचिंत्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥
संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ॥
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ ४ ॥
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ॥
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ ५ ॥

---

१ तथा न ते माधव तावकाः क्वचिद् भ्रश्यन्ति मार्गात्त्वयि बद्धसौहृदाः ॥
त्वयाभिगुप्ता विचरन्ति निर्भया विनायकानीकपमूर्धसु प्रभो ॥ भागवते.

હે ભગવન્! હે લક્ષ્મીપતિ-માધવ! (નિર્ગુણ બ્રહ્મની ઉપાસના કરનારાઓને જેમ કષ્ટ સહન કરવું પડે છે તેમ) તમારા સગુણ બ્રહ્મની ઉપાસના કરનારા ભક્તો કોઈ પણ માર્ગથી ભ્રષ્ટ થતા નથી અને તમારી સાથે સુહૃદપણું બાંધી, તમારાથી સર્વ પ્રકારે રક્ષણને પામી, નિર્ભય થઈ વિઘ્નકર્તાઓની સેનાના સ્વામીઓના માથાપર વિચરણ કરે છે. અર્થાત્ તેમને કોઈ પણ વિઘ્નો નડતાં નથી.

**पदच्छेदः**—ये, तु, अक्षरम्, अनिर्देश्यम्, अव्यक्तम्, पर्युपासते, सर्वत्रगम्, अचिन्त्यम्, च, कूटस्थम्, अचलम्, ध्रुवम्; संनियम्य, इन्द्रियग्रामम्, सर्वत्र, समबुद्धयः, ते, प्राप्नुवन्ति, माम्, एव, सर्वभूतहिते, रताः; क्लेशः, अधिकतरः, तेषाम्, अव्यक्तासक्तचेतसाम्, अव्यक्ता, हि, गतिः, दुःखम्, देहवद्भिः, अवाप्यते.

**व्युत्पत्तिसमासाः**—न क्षरम् इति अक्षरम्, तत् । निर्देष्टुं शक्यम् इति निर्देश्यम्, न निर्देश्यम् इति अनिर्देश्यम्, तत् । न व्यज्यते इति अव्यक्तम्, तत् । सर्वस्मिन् इति सर्वत्र, सर्वत्र गच्छति इति सर्वत्रगम्, तत् । चिन्तितुं योग्यम् चिन्त्यम्, न चिन्त्यम् इति अचिन्त्यम्, तत् । कूटवत् तिष्ठति इति कूटस्थम्, तत् । न चलम् इति अचलम्, तत् । सम् सम्यक् नियम्य इति संनियम्य । इन्द्रियाणां ग्रामः इति इन्द्रियग्रामः, तम् इन्द्रियग्रामम् । समा बुद्धिः येषां ते समबुद्धयः । प्रकर्षेण आप्नुवन्ति इति प्राप्नुवन्ति । सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषां हितम् इति सर्वभूतहितम्, तस्मिन् सर्वभूतहिते । क्लेशयति इति क्लेशः । अतिशयेन अधिकः इति अधिकतरः । अव्यक्ते आसक्तानि चेतांसि येषां ते अव्यक्तासक्तचेतसः, तेषाम् अव्यक्तासक्तचेतसाम् । देहः अस्ति येषां ते देहवन्तः, तैः देहवद्भिः ।

**અન્વય અને અર્થઃ**—तु પણ, ये જેઓ, सर्वत्र બધી વસ્તુમાં, समबुद्धयः સમાનબુદ્ધિવાળા, (અને) सर्वभूतहिते પ્રાણિમાત્રના હિતમાં, रताः પ્રીતિવાળા થકા, इन्द्रियग्रामम् કર્મેન્દ્રિય તથા જ્ઞાનેન્દ્રિયોના સમુદાયને, संनियम्य સારી રીતે નિયમમાં રાખીને,

अक्षरम् અવિનાશિ, अनिर्देश्यम् અવર્ણનીય, अव्यक्तम् રૂપહીન, सर्वत्रगम् સર્વ જગ્યાએ વ્યાપ્ત, च તેમ, अचिन्त्यम् ચિંતનમાં ન આવી શકે તેવા, कूटस्थम् માયા-પ્રપંચના ઢગલાની પેઠે સ્થિત રહેલા, (અને) अचलम् નિશ્ચલ, (એવા) ध्रुवम् નિત્ય-બ્રહ્મને, पर्युपासते (શ્રવણ, મનન અને નિદિધ્યાસથી) ઉપાસે છે, તે તેઓ, माम् મને, एव જ, प्राप्नुवन्ति પામે છે, (પરંતુ) अव्यक्तासक्तचेतसाम् અવ્યક્ત-નિર્વિશેષ બ્રહ્મમાં જેમણે મન લગાડેલું છે એવા, तेषाम् તેઓને, क्लेश. પીડા, अधिकतरः ઘણી વધારે, (અનુભવવી પડે છે), हि કારણ કે, देहवद्भिः દેહાભિમાનવાળાં પ્રાણિઓ વડે, अव्यक्ता નિર્વિશેષ-નિરાકાર-બ્રહ્મસંબંધિની, गति· નિષ્ઠા, दुःखम् દુઃખઃપૂર્વક, अवाप्यते પ્રાપ્ત કરાય છે.

ભાવાર્થઃ—પણ જે પુરુષો સર્વ વસ્તુમાં સમાનબુદ્ધિવાળા અને સમસ્ત પ્રાણિઓના કલ્યાણમાં પ્રીતિવાળા થકા ઈન્દ્રિયોના સમુદાયને સારી રીતે વશમાં રાખીને અવિનાશિ, અવર્ણનીય, શબ્દાદિથી અગોચર સર્વવ્યાપિ, તેમજ અચિંત્ય, માયા-પ્રપંચના ઢગલાની પેઠે અથવા લુહારની એરણની પેઠે સ્થિર રહેલ તથા નિશ્ચલ-નિત્ય-બ્રહ્મને, શ્રવણ, મનન અને નિદિધ્યાસથી ઉપાસે છે તેઓ જ મને પામે છે, પરંતુ નિર્વિશેષ બ્રહ્મમા લગાડેલા મનવાળાઓને કષ્ટ વિશેષ ભોગવવુ પડે છે, કારણ કે દેહાભિમાનવાળા પ્રાણિઓને નિર્વિશેષ-નિરાકાર-બ્રહ્મના સંબંધવાળી

---

१ अधिष्ठानतया देहद्वयावच्छिन्नचेतन ।
कूटवन्निर्विकारेण स्थित कूटस्थ उच्यते ॥ पञ्चदशाम् ॥

પંચીકૃત-સ્થૂલ અને અપંચીકૃત-સૂક્ષ્મ દેહોના આધાર રૂપે જે બન્ને દેહોવડે ઉપહિત-એકત્રિત થએલો આત્મા લોહારની એરણની પેઠે વિકાર વિના રહેલો હોવાથી કૂટસ્થ કહેવાય છે

નિષ્ઠા ઘણું દુ:ખ સહન કરવાથી પ્રાપ્ત થાય છે. અર્થાત્ સગુણ-બ્રહ્મ કરતાં નિર્ગુણ બ્રહ્મની ઉપાસના ઘણા દુઃખથી કરી શકાય તેવી છે. ૩-૫

**અવતરણિકા:**—"એ પ્રમાણે નિગુણ બ્રહ્મની ઉપાસના દુ:ખપૂર્વકની છે જ્યારે મારા ભક્તોને તો મારા અનન્યશરણથી મારી કૃપા વડે અનાયાસે મોક્ષરૂપી અર્થની સિદ્ધિ થાય છે," એમ જણાવતા ભગવાન્ કહે છે:

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ॥
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ६ ॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ॥
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ७ ॥

पदच्छेदः—ये, तु, सर्वाणि, कर्माणि, मयि, संन्यस्य, मत्पराः, अनन्येन, एव, योगेन, माम्, ध्यायन्तः, उपासते; तेषाम्, अहम्, समुद्धर्ता, मृत्युसंसारसागरात्, भवामि, न, चिरात्, पार्थ, मयि, आवेशितचेतसाम्.

---

१ मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्य तुष्यन्ति च रमन्ति च ॥
तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ॥
ददामि बुद्धियोग तं येन मामुपयान्ति ते ॥

મારાવિષે જેમનુ ચિત્ત છે, મારામા જેમના પ્રાણ રહ્યા છે, અને પરસ્પર મારા સંબંધનો જ બોધ આપતા, તેમ હમેશા મારી જ કથા કરતા જેઓ સંતોષ પામે છે અને રમી રહે છે તે નિરન્તર મારામા જ ઓતપ્રોત થએલા તથા પ્રીતિપૂર્વક મને જ ભજનારાઓને હુ એવો બુદ્ધિયોગ આપુ છું કે, જેથી તેઓ મારી સમીપ જ આવે-છે, અર્થાત્ મારી સામીપ્યમુક્તિને પામે છે

**व्युत्पत्तिसमासाः**—सम्यक् न्यस्य इति संन्यस्य । अहं परः येषां ते मत्पराः । न विद्यते अन्यद् आलम्बनं यस्य सः अनन्यः, तेन अनन्येन । ध्यायन्ति ते ध्यायन्तः । सम् सम्यक् उत् ऊर्ध्वं धराति इति समुद्धर्ता । मृत्युना युक्तः संसारः इति मृत्युसंसारः, स एव सागरः इति मृत्युसंसारसागरः, तस्मात् मृत्युसंसारसागरात् । आवेशितानि चेतांसि येषां ते आवेशितचेतसः, तेषाम् आवेशितचेतसाम्।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ! तु પણ, ये જેઓ, सर्वाणि સઘળાં, कर्माणि કર્મોને, मयि મારામાં, संन्यस्य અર્પણ કરીને, मत्पराः મારામાંજ તત્પર રહેલા, (અને) अनन्येन અનન્ય, योगेन સમાધિયોગ વડે, (મારું) एव જ, ध्यायन्तः ચિન્તન કરતા, माम् મને, उपासते ઉપાસે છે, तेषाम् તે, मयि મારામાં, आवेशितचेतसाम् સર્વ પ્રકારે પ્રવિષ્ટ ચિત્તવાળાઓને, मृत्युसंसार-सागरात् મૃત્યુયુક્ત સંસારરૂપી સાગરમાંથી, अहम् હું, न, चिरात् શીઘ્ર, समुद्धर्ता સારી રીતે ઉદ્ધાર કરનાર, भवामि થાઉં છું.

ભાવાર્થઃ—હે પાર્થ! જેઓ પોતાનાં બધાં કર્મો મને અર્પણ કરીને, મને જ પોતાને પરમ આશ્રય માની, મારામાં તત્પર રહી, અનન્ય સમાધિયોગ વડે મારું જ ચિન્તન કરતા મને ઉપાસે છે, તે મારામાં સર્વ પ્રકારે પ્રવિષ્ટચિત્તવાળાઓને, આ મૃત્યુયુક્ત સંસારરૂપી સાગરમાંથી હું તત્કાલ ઉદ્ધાર કરું છું. ૬–૭.

અવતરણિકાઃ—"આ પ્રમાણે પોતાની ઉપાસના જ વિશિષ્ટ ફળવાળી હોવાથી તેમાં જ તત્પર રહેવું" એમ ઉપદેશ આપતા ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ॥
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥८॥

पदच्छेदः—मयि, एव, मनः, आधत्स्व, मयि, बुद्धिम्, निवेशय, निवसिष्यसि, मयि, एव, अतः, ऊर्ध्वम्, न, संशयः

व्युत्पत्तिसमासाः—आ समन्तात् धत्स्व इति आधत्स्व। नि निश्चयेन वेशय इति निवेशय। नि निश्चयेन वसिष्यसि इति निवसिष्यसि।

અન્વય અને અર્થઃ—मयि મારામાં, एव જ, मनः મન, आधत्स्व રાખ, मयि મારામાં, बुद्धिम् બુદ્ધિને, निवेशय પ્રવૃત્ત કર, अतः તેથી, ऊर्ध्वम् શરીરના પતન પછી, તું मयि મારામાં, एव જ, निवसिष्यसि નિશ્ચયપૂર્વક રહીશ, (એમાં) संशयः સંશય, न નથી.

ભાવાર્થઃ—હે અર્જુન! તું મારામાં જ મન રાખ, તેમ મારામાંજ બુદ્ધિ જોડી રાખ; એમ કરવાથી આ શરીર છુટ્યા પછી–મૃત્યુ પછી તું મારામાં જ મારા આત્મસ્વરૂપે અવશ્ય નિવાસ કરીશ એમાં સંશય નથી. ૮.

અવતરણિકાઃ—એ પ્રમાણે વાણી અને બુદ્ધિથી પોતાના એક નિષ્ઠાવાળા થઈ જવાનું જો ન બની શકે તો પોતાની પ્રાપ્તિ માટે અર્જુનને એ ઉપાયના અભાવે અન્ય ઉપાયો દર્શાવતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છેઃ

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ॥
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥

पदच्छेदः—अथ, चित्तम्, समाधातुम्, न, शक्नोषि, मयि, स्थिरम्, अभ्यासयोगेन, ततः, माम्, इच्छ, आप्तुम्, धनंजय.

व्युत्पत्तिसमासाः—सम्यक् आधातुम् इति समाधातुम् । अभ्यासश्चासौ योगश्च अभ्यासयोगः, तेन अभ्यासयोगेन । धन जयति इति धनंजयः, तत्संबुद्धौ हे धनंजय ।

અન્વય અને અર્થઃ—धनंजय હે અર્જુન! अथ એ પ્રમાણે-(જેમ મેં કહ્યું તે પ્રમાણે), मयि મારામાં, चित्तम् ચિત્તને, स्थिरम् અચલતાથી, समाधातुम् સ્થાપવાને, न, शक्नोषि તું શક્તિમાન્ ન હો, ततः તો, अभ्यासयोगेन (ચિત્તનો ચારે તરફથી નિગ્રહ કરીને એક જ લક્ષ્યભૂત પદાર્થ પર વારંવાર સ્થાપવા રૂપી જે અભ્યાસ, તે) અભ્યાસ-ચિત્તૈકાગ્રતા-રૂપી યોગ વડે, माम् મને, आप्तुम् પ્રાપ્ત કરવાને, इच्छ તું ઇચ્છા કર.

ભાવાર્થઃ—હે અર્જુન! એ પ્રમાણે જે મેં કહ્યું તેવી રીતે જો મારામાં ચિત્તને અચલતાથી સ્થાપવાને માટે તું શક્તિમાન્ ન હો તો અભ્યાસરૂપી સમાધિયોગવડે મને પ્રાપ્ત કરવાની ઇચ્છા કર. ૯.

**ભાવાર્થઃ**—અથવા જો એ કર્મ પણ કરવાને માટે તું અશક્ત હો, તો મારે શરણે આવી તે મારા શરણરૂપી યોગનો આશ્રય કરીને ચિત્તને નિયમમા રાખી બધા કરવા યોગ્ય કર્મોના ફ્લનો ત્યાગ કર અર્થાત્ કર્મના ફ્લનો ત્યાગ કરવાથી પણ કર્મ તને બ ધન કરવાના નથી અને તેથી પણ તુ સિદ્ધિને પામીશ ૧૧

**અવતરણિકાઃ**—ઉપર પ્રમાણે ઉત્તરોત્તર મોક્ષપ્રાપ્તિના ઉપાયો બતાવતા સૌથી સુગ મ માર્ગ કર્મના ફ્લનો ત્યાગ કહ્યો. હવે ફરી ઉપર કહેલા બધા માર્ગોનો ઉપસંહાર કરીને સર્વના તારતમ્યરૂપ ફ્લત્યાગરૂપ માર્ગની પ્રશંસા કરતા ભગવાન્ કહે છે

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ॥
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छातिरनंतरम् ॥ १२ ॥

**पदच्छेदः**—श्रेयः, हि, ज्ञानम्, अभ्यासात्, ज्ञानात्, ध्यानम्, विशिष्यते, ध्यानात्, कर्मफलत्यागः, त्यागात्, शान्तिः, अनन्तरम्.

**व्युत्पत्तिसमासाः**—अतिशयेन प्रशस्यम् इति श्रेय । धीयते अनेन इति ध्यानम् । त्यज्यते अनेन इति त्याग, कर्मणा फलानि इति कर्मफलानि, तेषाम् त्याग इति कर्मफलत्याग । न अन्तर यस्मिन् कर्मणि यथा स्यात्तथा इति अनन्तरम् ।

**અન્વય અને અર્થઃ**—अभ्यासात (સપૂર્ણ જ્ઞાનરહિત) અભ્યાસથી, ज्ञानम् આત્મનિશ્ચયરૂપ જ્ઞાન, श्रेय વધારે પ્રશસાપાત્ર (છે), ज्ञानात् જ્ઞાનથી, ध्यानम् જ્ઞાનપૂર્વક ધ્યાન–ચિન્તન, विशिष्यते વિશેષ શ્રેષ્ઠ છે, (અને) ध्यानात् ચિંતનથી, कर्मफल

ભાવાર્થઃ—એ પ્રમાણે પુનઃ પુનઃ અભ્યાસ કરવાને માટે પણ જો તું અશક્ત હો તો મારે માટે જ કર્મ કરનારો થા, કારણકે એપ્રમાણે મારે અર્થે કર્મ કરવાથી પણ તું તત્કાલ સિદ્ધિને પામીશ. ૧૦.

અવતરણિકાઃ—ઉપરોક્ત રીતિએ કર્મો કરવાને પણ જો અશક્ત હોય તો અર્જુનને બીજા ઉપાયો બતાવતા ભગવાન્ કહે છે

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ॥
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥ ११ ॥

पदच्छेदः—अथ, एतत्, अपि, अशक्तः, असि, कर्तुम्, मद्योगम्, आश्रितः, सर्वकर्मफलत्यागम्, ततः, कुरु, यतात्मवान.

व्युत्पत्तिसमासाः—न शक्त इति अशक्त. । मम योग इति मद्योग, त मद्योगम् । आ समन्तात् श्रित. इति आश्रितः । सर्वाणि च तानि कर्माणि च सर्वकर्माणि, तेषा फलानि इति सर्वकर्मफलानि, तषा त्यागः इति सर्वकर्मफलत्याग , त सर्वकर्मफलत्यागम् । यतश्चासौ आत्मा च यतात्मा, यतात्मा अस्ति अस्य इति यतात्मवान् ।

અન્વય અને અર્થઃ—अथ અથવા જો, एतत् એ (કર્મ), अपि પણ, कर्तुम् કરવાને, (तु) अशक्त અશક્ત, असि હો, तत तो, मद्योगम् મને શરણે આવવા રૂપ યોગના, आश्रितः આશ્રયવાળો, (અને) यतात्मवान् નિયમિત ચિત્તવાળો, (થઈને) सर्वकर्मफलत्यागम् સર્વ કરવા યોગ્ય કર્મોના ફલનો ત્યાગ, कुरु કર.

**ભાવાર્થઃ**—અથવા જો એ કર્મ પણ કરવાને માટે તું અશક્ત હો, તો મારે શરણ આવી. તે મારા શરણરૂપી યોગનો આશ્રય કરીને ચિત્તને નિયમમાં રાખી બધાં કરવા યોગ્ય કર્મોના ફલનો ત્યાગ કર. અર્થાત્ કર્મના ફલનો ત્યાગ કરવાથી પણ કર્મ તને બંધન કરવાનાં નથી અને તેથી પણ તું સિદ્ધિને પામીશ. ૧૧.

**અવતરણિકાઃ**—ઉપર પ્રમાણે ઉત્તરોત્તર મોક્ષપ્રાપ્તિના ઉપાયો બતાવતાં, સૌથી સુકર માર્ગ કર્મના ફલનો ત્યાગ કહ્યો. હવે ફરી ઉપર કહેલા બધા માર્ગોનો ઉપસંહાર કરીને અર્વના તારતમ્યરૂપ ફલત્યાગરૂપ માર્ગની પ્રશંસા કરતા ભગવાન્ કહે છેઃ

श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते ॥
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥

**पदच्छेदः**—श्रेयः, हि, ज्ञानम्, अभ्यासात्, ज्ञानात्, ध्यानम्, विशिष्यते, ध्यानात्, कर्मफलत्यागः, त्यागात्, शान्तिः, अनन्तरम्.

**व्युत्पत्तिसमासाः**—अतिशयेन प्रशस्यम् इति श्रेयः। धीयते अनेन इति ध्यानम्। त्यज्यते अनेन इति त्यागः, कर्मणां फलानि इति कर्मफलानि, तेषाम् त्यागः इति कर्मफलत्यागः। न अन्तरं यस्मिन् कर्मणि यथा स्यात्तथा इति अनन्तरम्।

**અન્વય અને અર્થઃ**—अभ्यासात् (સંપૂર્ણ જ્ઞાનરહિત) અભ્યાસથી, ज्ञानम् આત્મનિશ્ચયરૂપ જ્ઞાન, श्रेयः વધારે પ્રશંસાપાત્ર (છે), ज्ञानात् જ્ઞાનથી, ध्यानम् જ્ઞાનપૂર્વક ધ્યાન–ચિન્તન, विशिष्यते વિશેષ શ્રેષ્ઠ છે, (અને) ध्यानात् ચિંતનથી, कर्मफल-

त्यागः કર્મોનાં ફલની ઈચ્છાનો ત્યાગ (વિશિષ્ટ છે), हि કારણ કે, त्यागात् ત્યાગથી, अनन्तरम् પછી, (તરત જ) शान्तिः (સંસારમાંથી ઉપરામ પામવારૂપી) શાંતિ, (પ્રાપ્ત થાય છે).

ભાવાર્થઃ—સંપૂર્ણ જ્ઞાન તથા વિવેકરહિત અભ્યાસથી આત્મનિશ્ચયરૂપ જ્ઞાન અધિક પ્રશસ્ત છે, જ્ઞાનથી ધ્યાન વધારે શ્રેષ્ઠ છે અને ધ્યાનથી કર્મોના ફલની ઈચ્છાનો ત્યાગ અધિક શ્રેષ્ઠ છે, કારણ કે સર્વ કર્મના ફલની વાસનાના ત્યાગ પછી એટલે મનુષ્ય ફલની ઈચ્છાનો ત્યાગ કરે છે કે તરત જ તેને અવિનાશિ એવા બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિરૂપ શાંતિ આપોઆપ પ્રાપ્ત થાય છે.૧૨.

અવતરણિકા:—ઉપરના વક્તવ્યમાં આત્મા અને ઈશ્વરનો ભેદ લક્ષ્યમાં રાખીને, વિશ્વરૂપ પરમાત્મામાં ચિત્તની સમાધિરૂપ યોગ, તેમજ ઈશ્વર-પ્રીત્યર્થેજ કર્મો તથા અનુષ્ઠાન કરવાં એમ સૂચવ્યું, "अथैतदप्यशक्तोऽसि" એ શ્લોકથી અજ્ઞાનના કાર્યને સૂચવીને, ભેદરહિત દૃષ્ટિવાળા અક્ષરબ્રહ્મના ઉપાસકને જેમ કર્મયોગ સેવવો યોગ્ય નથી, તેમજ કર્મયોગીને અક્ષરોપાસના પણ ઇષ્ટ થતી નથી એ પણ "ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः" ઇત્યાદિ વચનોથી કહ્યું, વળી અક્ષરબ્રહ્મની ઉપાસના કરનારાઓને કૈવલ્ય–પરમ આનંદ–મોક્ષની પ્રાપ્તિમાં સ્વતન્ત્રતા છે તેમ કહ્યું, અને ઇતર માર્ગાવલંબીઓ પોતાની મોક્ષપ્રાપ્તિમાં પોતે સ્વતંત્ર નથી એમ પણ જણાવ્યું અને તે "तेषामहं समुद्धर्ता" ઇત્યાદિ વચનોથી પ્રતીત થાય છે, કારણ કે ઈશ્વરમાં અભેદદૃષ્ટિથી જોનારા એટલે ઈશ્વરસ્વરૂપ જ થયેલા તે અક્ષરબ્રહ્મના ઉપાસકો પોતે જ બ્રહ્મસ્વરૂપ છે. એટલા માટે જ તેમનો ઉદ્ધાર કોઈ બીજી શક્તિથી થાય છે એ કહેવું અસંગત છે. વળી આત્મા અને ઈશ્વરને સારી રીતે જાણ્યા પછી કોઈપણ મુમુક્ષુ સત્ત્વ, રજ, તમ ઇત્યાદિ ગુણોના ભાવોને આધીન થાય એ પણ બનવા જોગ નથી, તેથી જ ભેદદૃષ્ટિવાળા અર્જુન પ્રતિ પૂર્વોક્ત કર્મત્યાગનો ઉપદેશ ભગવાને કરેલ છે, પરંતુ હવે ભેદ દૃષ્ટિરહિત, પાપ–પુણ્યની અપેક્ષારહિત, રાગદ્વેષરહિત, અક્ષરબ્રહ્મના સાચા ઉપાસકોની જે આનંદમય ગતિની પ્રાપ્તિના

કારણભૂત લક્ષણોરૂપી ધર્મો નીચે કહેવામાં આવે છે, કે જે જાણીને બ્રહ્મની ઉપાસનાના આધનકલાપની સ્પષ્ટતા દરેક મુમુક્ષુ-કર્મયોગીની આંખ આગળ તરી આવે, અને એથી પૂર્ણતાને ન પામેલો એ કર્મયોગી પણ, દૃષ્ટાંતથી અદ્વૈતદર્શીનાં લક્ષણો સમજી તેનું અનુકરણ કરે. આ હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ હવે અક્ષરના ઉપાસકના લક્ષણોનું વર્ણન કરતા કહે છે:

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ॥
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥ १३ ॥
संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ॥
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥ १४ ॥

पदच्छेदः—अद्वेष्टा, सर्वभूतानाम्, मैत्रः, करुणः, एव, च, निर्ममः, निरहङ्कारः, समदुःखसुखः, क्षमी, संतुष्टः, सततम्, योगी, यतात्मा, दृढनिश्चयः, मयि, अर्पितमनोबुद्धिः, यः, मद्भक्तः, सः, मे, प्रियः.

व्युत्पत्तिसमासाः—द्वेष्टि इति द्वेष्टा, न द्वेष्टा अद्वेष्टा। सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषां सर्वभूतानाम् । मित्रवत् वर्तते इति मैत्रः । निर्गतः ममः ममभावः यस्मात् सः निर्ममः । निर्गतः अहंकारो यस्मात् सः निरहङ्कारः । दुःखं च सुखं च इति दुःखसुखे, समे तुल्ये दुःखसुखे यस्य सः समदुःखसुखः । क्षमा अस्ति अस्य इति क्षमी । सम् सम्यक् तुष्टः संतुष्टः । योगः अस्ति अस्य इति योगी । यतः आत्मा यस्य सः यतात्मा । दृढः निश्चयः यस्य सः दृढनिश्चयः । मनश्च बुद्धिश्च मनोबुद्धी, अर्पिते मनोबुद्धी येन सः अर्पितमनोबुद्धिः । मम भक्तः इति मद्भक्तः ।

**અન્વય અને અર્થઃ**—यः જે પુરુષ, सर्वभूतानाम् બધાં પ્રાણિઓનો, अद्वेष्टा જરા પણ દ્વેષ ન કરનાર, मैत्रः (બધાની સાથે) મિત્રની સમાન વર્તનાર, च, एव તેમ જ, करुणः કરુણાળુ, निर्ममः મમત્વરહિત, निरहङ्कारः અહંકાર વિનાનો, समदुःखसुखः દુઃખ તથા સુખ જેને તુલ્ય છે તેવો, क्षमी ક્ષમાવાન્, सन्तुष्टः (આજીવિકા અર્થે જે કંઈ મળે તેથી) સંતોષી, सततम् નિરંતર, योगी યોગાભ્યાસમાં લાગેલો, यतात्मा નિગૃહીત ચિત્તવાળો, दृढनिश्चयः (આત્મતત્ત્વ મેળવવામાં) દૃઢનિશ્ચયવાળો, (અને) मयि મારામાં, अर्पितमनोबुद्धिः અર્પણ કરેલાં છે મન અને બુદ્ધિ જેણે એવો, मद्भक्तः મારો ભક્ત, मे મને, प्रियः પ્રિય, (છે)

**ભાવાર્થઃ**—જે પુરુષ પોતાને ઉદ્વેગ કરનાર પ્રાણિઓ તરફ પણ અર્થાત્ સર્વ પ્રાણિઓ તરફ દ્વેષ-શત્રુભાવ ન રાખતો હોય, સર્વની સાથે મિત્રની સમાન વર્તતો હોય, તેમ જ સર્વની ઉપર દયા રાખતો હોય, મમત્વ અને અહંકારના મદથી રહિત હોય, દુઃખ અને સુખને સમાન માનનારો હોય, પોતાનો દ્રોહ કરનારની ઉપર પણ ક્ષમા રાખનારો હોય, અનાયાસે પ્રાપ્ત થએલા દ્રવ્યથી સંતોષ માનનારો, નિરંતર યોગાભ્યાસમાં લાગેલા મનને નિગ્રહમાં રાખનારો, આત્મતત્ત્વમાં દૃઢનિશ્ચયવાન્, અને મારામાં જ મન તથા બુદ્ધિને જેણે અર્પણ કરેલાં છે એવો હોય તે જ મારો ઉપાસક મને પ્રિય છે. ૧૩-૧૪.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ॥
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥

पदच्छेदः—यस्मात्, न, उद्विजते, लोकः, लोकात्, न, उद्विजते, च, यः, हर्षामर्षभयोद्वेगैः, मुक्तः, यः, स, च, मे, प्रियः.

व्युत्पत्तिसमासाः—हर्षश्च अमर्षश्च भयं च उद्वेगश्च इति हर्षामर्षभयोद्वेगाः, तैः हर्षामर्षभयोद्वेगैः ।

અન્વય અને અર્થઃ—यस्मात् જે પુરુષથી, लोकः લોક, न, उद्विजते ઉદ્વેગ પામતો નથી, च તેમ यः જે, लोकात् લોકોથી, न, उद्विजते ઉદ્વેગ પામતો નથી, च તથા हर्षामर्षभयोद्वेगैः હર્ષ, અદેખાઇ, ભય અને ચિંતા એ સઘળાથી, मुक्तः મુક્ત, ( હોય ) सः તે ( ભકત ), मे મને, प्रिय. પ્રિય ( છે ).

ભાવાર્થઃ—વળી જેનાથી આ લોક ઉદ્વેગ પામતો નથી તેમ જે આ લોકથી પણ ઉદ્વિગ્ન થતો નથી, તથા હર્ષ, ઈર્ષ્યા, ભય અને ચિત્તક્ષોભ ઇત્યાદિ વિકારોથી જે નિરંતર મુક્ત છે તે જ ભક્ત મને પ્રિય છે. ૧૫.

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ॥
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥१६॥

पदच्छेदः—अनपेक्षः, शुचिः, दक्षः, उदासीनः, गतव्यथः, सर्वारम्भपरित्यागी, यः, मद्भक्तः, सः, मे, प्रियः.

व्युत्पत्तिसमासाः—न विद्यते अपेक्षा यस्य सः अनपेक्ष. । शुच्यति इति शुचिः । दक्षते असौ दक्ष. । उत् ऊर्ध्वं तटस्थतया आसीनः इति उदासीनः । गताः व्यथाः यस्मात् सः गतव्यथः । परि सर्वतः त्यागः इति परित्यागः, आरम्यन्ते ते आरम्भाः, सर्वे च ते आरम्भाश्च सर्वारम्भा, तेषा परित्यागः अस्ति अस्य इति सर्वारम्भपरित्यागी । मम भक्तः इति मद्भक्तः ।

અન્વય અને અર્થઃ—यः જે પુરુષ, अनपेक्षः ( દેહ, ઈન્દ્રિય, વિષયાદિ અપેક્ષિત વિષયોમાં ) અપેક્ષા-સ્પૃહા-રહિત, शुचिः બાહ્ય અને આભ્યન્તર શૌચયુક્ત, दक्षः પ્રાપ્ત થયેલાં કાર્યનો યથાયોગ્ય નિવેડો કરવાનું સામર્થ્ય રાખનારો, ( તથા ) उदासीनः પક્ષપાતરહિત-તટસ્થ, गतव्यथः ચિત્તની પીડાઓથી રહિત, ( અને ) सर्वारम्भपरित्यागी આ લોક તેમજ પરલોકમાં ફલ ભોગવવા માટે કરવામાં આવતાં સર્વ કર્મોનો પરિત્યાગ કરનાર, ( છે તે ) मद्भक्तः મારો ભક્ત, मे મને, प्रियः પ્રિય, (છે).

ભાવાર્થઃ—જે પુરુષ સ્પૃહારહિત, બાહ્ય તેમજ આન્તરિક પવિત્રતાયુક્ત, સર્વ કાર્યમાં કુશળ, પક્ષપાતરહિત, ચિત્તની પીડાઓ વિનાનો અને ફલભોગની ઈચ્છાવાળાં કામ્યકર્મોનો પરિત્યાગ કરનાર હોય તે જ મારો ભક્ત મને પ્રિય છે. ૧૬.

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ॥
शुभाशुभपरित्यागी भक्तिमान् यः स मे प्रियः॥१७॥

पदच्छेदः—यः, न, हृष्यति, न, द्वेष्टि, न, शोचति, न, कांक्षति, शुभाशुभपरित्यागी, भक्तिमान, यः, सः, मे, प्रियः.

व्युत्पत्तिसमासाः—शुभं च अशुभं च शुभाशुभे, परितः त्यागः परित्यागः, सः अस्ति अस्य इति परित्यागी, शुभाशुभयोः परित्यागी इति शुभाशुभपरित्यागी । भक्तिः अस्ति अस्य इति भक्तिमान् ।

અન્વય અને અર્થઃ—यः જે પુરુષ, न, हृष्यति ( ઇષ્ટ-પ્રાપ્તિમાં ) હર્ષ પામતો નથી, न, द्वेष्टि ( ઈષ્ટ વસ્તુની અપ્રાપ્તિમાં ) દ્વેષ કરતો નથી, न, शोचति ( પ્રિયના

વિયોગમાં ) શોક કરતો નથી, न, काङ्क्षति ( અપ્રાપ્ત વસ્તુની ) આકાંક્ષા કરતો નથી, ( તેમ ) शुभाशुभपरित्यागी શુભ અને અશુભ અર્થાત્ પુણ્યપાપનો પરિત્યાગ કરનાર, (અને) भक्तिमान् ભકિતવાળો, ( હોય ) सः તે ( જ ભકત ), मे મને, प्रियः પ્રિય, ( છે ).

ભાવાર્થઃ—જે પુરુષ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતાં હર્ષ પામતો નથી, કે ઇષ્ટ વસ્તુની અપ્રાપ્તિથી ક્રોધે ભરાતો નથી, પ્રિય વસ્તુના વિયોગથી શોક કરતો નથી કે અપ્રાપ્ત વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરતો નથી, તેમ પુણ્યપાપ સઘળાંનો જેણે પરિત્યાગ કર્યો છે, અને ભકિતમાન્ છે તે જ ભકત મને પ્રિય છે. ૧૭.

समः[1] शत्रौ च मित्रे च तथा मानापमानयोः ॥
शीतोष्णसुखदुःखेषु समः संग[3]विवर्जितः ॥ १८ ॥

---

१ सत्वधक छेत्तुमुपागत वा छायादिभिर्विश्रामिण करोति ।
वृक्षो यथा तद्वदरौ च मित्र समस्वभावो हरिदासवर्य ॥

જેમ વૃક્ષ તેના પોષનાર–મોટુ કરનારને તથા કાપવા આવનારને સમાનતાથી છાયા વિગેરે આપી તેમના થાકને મટાડે છે તેમજ ઉત્તમ હરિદાસ શત્રુ અને મિત્રમા સમાન સ્વભાવ જ રાખે છે.

२ येनकेनचिदाच्छिन्नो येन केनचिदाशित ।
यत्र क्वचन शायी स्यात्त देवा ब्राह्मण विदु ॥

જે કાઈ મળ્યુ તેથી શરીર ઢાકનાર, જે કાઇ મળ્યુ તે ખઇ ચલાવી લેનાર અને જ્યા ત્યા સુવાથી નિભાવી લેનારને જ દેવતાઓ બ્રાહ્મણ કહે છે.

३ न कुड्ये नोदके सङ्गो न चैले न त्रिपुष्करे ।
नागारे नासने नान्ने यस्य वै मोक्षवित्तु स ॥

જેને ન ભીંતની સાથે, ન જળ સાથે, ન વસ્ત્ર સાથે, ન તલાવડીઓ સાથે, ન ઘરની સાથે, ન આસન સાથે, અને ન અન્ન સાથે સગ છે. તે જ મોક્ષવિત કહેવાય છે

**तुल्यनिंदास्तुतिर्मौनी संतुष्टो येनकेनचित् ॥**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥**

**पदच्छेदः**—समः, शत्रौ, च, मित्रे, च, तथा, मानापमानयोः, शीतोष्णसुखदुःखेषु, समः, सङ्गविवर्जितः, तुल्यनिन्दास्तुतिः, मौनी, संतुष्टः, येनकेनचित्, अनिकेतः, स्थिरमतिः, भक्तिमान्, मे, प्रियः, नरः.

**व्युत्पत्तिसमासाः**—शातयति इति शत्रुः, तस्मिन् शत्रौ । मानश्च अपमानश्च मानापमानौ, तयोः मानापमानयोः । शीतं च उष्णं च सुखं च दुःखं च शीतोष्णसुखदुःखानि, तेषु शीतोष्णसुखदुःखेषु । सङ्गः विशेषेण वर्जितः येन सः सङ्गविवर्जितः । निन्दा च स्तुतिश्च निन्दास्तुती, तुल्ये निन्दास्तुती यस्य सः तुल्यनिन्दास्तुतिः । मुनेः भावः कर्म वा मौनम्, तत् अस्ति अस्य इति मौनी । न विद्यते निकेतः यस्य सः अनिकेतः । स्थिरा मतिः यस्य सः स्थिरमतिः ।

**અન્વય અને અર્થ**:—शत्रौ શત્રુમાં, च અને, मित्रे મિત્રમાં, तथा તેમ, मानापमानयोः માન અને અપમાનમાં, समः તુલ્ય, ( હોય ) शीतोष्णसुखदुःखेषु ટાઢું, ઉનું, સુખ-દુઃખ ઇત્યાદિમાં, ( પણ ) समः સમાન, ( હોય ) सङ्गविवर्जितः

१ एकान्तभक्तिर्गोविन्दे यत्सर्वत्र तदीक्षणम् ।
अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ॥
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ॥

ગોવિંદ-ભગવાન તથા એકાન્ત-અટલ ભક્તિ, અને જે સર્વત્ર પ્રભુરૂપ જ જોવું તે, તથા નિમિત્ત-કારણ વિના ની અવિચ્છિન્ન જે પરમાત્મામાં ભક્તિ તે નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ કહ્યું છે

કોઈ પણ વસ્તુમાં આસકિત નહિ રાખનાર, तुल्यनिंदास्तुतिः પોતાની નિંદા અને પ્રશંસા જેને સમાન લાગે છે તેવો, मौनी વાચાને નિયમમાં રાખનાર, येनकेनचित् જે કંઈ અનાયાસે પ્રાપ્ત થઈ આવે તેવડે, संतुष्टः પ્રસન્ન રહેનાર अनिकेतः કોઈ પણ નિશ્ચિત આશ્રય-ઘર જેને વિદ્યમાન નથી તેવો, ( અને ) स्थिरमतिः સ્થિર બુદ્ધિવાળો, भक्तिमान् ભક્તિવાળો, नरः પુરુષ, मे મને, प्रियः પ્રિય, ( છે ).

**ભાવાર્થઃ**—શત્રુ તેમ જ મિત્ર, માન અને અપમાન, તેમ જ ટાઢું, ઉનું, સુખ, દુઃખ ઇત્યાદિમાં જેનુ વર્તન સમાન થઇ ગયું હોય તેવો, વસ્તુમાત્રમાંથી આસકિતનો જેણે ત્યાગ કરેલો હોય તેવો, પારકા વડે થયેલી પોતાની નિંદા તેમ જ સ્તુતિ જેને સમાન છે એવો, પોતાની વાણીને નિયમમાં રાખનારો, કોઈ પણ પ્રકારના નિશ્ચિત નિવાસસ્થાન વિનાનો તથા બ્રહ્મમાં સ્થિર બુદ્ધિવાળો એવો ભક્તિમાન્ જે પુરુષ છે તે મને પ્રિય છે. ૧૮-૧૯.

**અવતરણિકા.**—આ પ્રમાણે મુમુક્ષુ અથવા ઉપાસકના લક્ષણોનો ઉપસંહાર કરતા ભગવાન્ મુમુક્ષુના સાધનનું વર્ણન કરે છે

## ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ॥
## श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥२०॥

---

१ उत्पन्नात्मबोधस्य ह्यद्वेष्टृत्वादयो गुणा ।
अयत्नतो भवन्त्येव न तु साधनरूपिण ॥

જેને આત્મજ્ઞાન ઉત્પન્ન થયું છે તેને દ્વેષરહિતપણું વિગેરે ગુણે યત્ન કર્યા વિના જ પ્રાપ્ત થાય છે અર્થાત્ સ્વાભાવિક જ ઉત્પન્ન છે, પણ સાધનરૂપે-તે માટે યત્ન કરવાથી થતા નથી

पदच्छेदः—ये, तु, धर्म्यामृतम्, इदम्, यथोक्तम्, पर्युपासते, श्रद्दधानाः, मत्परमाः, भक्ताः, ते, अतीव, मे, प्रियाः.

व्युत्पत्तिसमासाः—धर्माद् अनपेतं धर्म्यम्, धर्म्यं च तत् अमृतं च: धर्म्यामृतम्। श्रद्दधन्ति इति श्रद्दधानाः। अहमेव परमः निरतिशया गतिः येषां ते मत्परमाः।

અન્વય અને અર્થઃ—तु વળી, ये જે (ભકતો), श्रद्दधानाः શ્રદ્ધાવાળા, (અને) मत्परमाः હું જ જેમને ઉત્તમ-સૌથી શ્રેષ્ઠ ગતિ છું તેવા, भक्ताः ભકતો, इदम् આ, (ઉપર કહેવામાં આવેલા) धर्म्यामृतम् ધર્મરૂપી અમૃતને, यथोक्तम् જેમ કહ્યું છે, (તેમ જ) पर्युपासते સારીરીતે આચરે છે (તે પ્રમાણે વર્તે છે), ते તે, भक्ताः ભકતો, मे મને, अतीव બહુ જ, प्रियाः પ્રિય, (છે).

ભાવાર્થઃ—ઉપરોકત અક્ષરોપાસકોથી ભિન્ન જે ભકત પુરુષો આ અમૃતતુલ્ય ધર્મનું જેવી રીતે કહેવામાં આવ્યું તેવી રીતે અત્યંત શ્રદ્ધાળુ થઈને તેમ જ મને જ પોતાની પરમ ગતિ માનીને સેવે છે તે મારા ભકતો મને અત્યંત પ્રિય છે. ૨૦.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्तान्तिकमणीत-
सान्वय-बोधिन्यां गुर्जरटीकायां विभूति-,
योगो नाम द्वादशोऽध्यायः॥



# त्रयोदशोऽध्यायः

**અવતરણિકા:**—આતમા અધ્યાયમા ઈશ્વરની બે પ્રકારની પ્રકૃતિ કહેવામા આવી છે, એક તો ત્રિગુણાત્મિકા, આઠ પ્રકારે વહેંચાયવી અને સસારના હેતુરૂપ એવી 'અપરા' નામની પ્રકૃતિ, અને બીજી જીવભૂત-ક્ષેત્રજ્ઞ લક્ષણવાળી-ઈશ્વરાત્મિકા-'પરા' નામની પ્રકૃતિ એ બે પ્રકૃતિથી ઈશ્વર જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ બને છે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ લક્ષણવાળા એ બે પ્રકૃતિના નિરૂપણથી તે પ્રકૃતિના અધિપતિ ઈશ્વરના તત્ત્વનો નિશ્ચય થઇ જાય એ હેતુથી બારમા અધ્યાયમા 'अद्वेष्टा सर्वभूतानाम्' ઇત્યાદિ શ્લોકોથી બારમા અધ્યાયની સમાપ્તિ સુધી તત્ત્વજ્ઞાનીઓ અને સન્યાસીઓ કેવી રીતે વર્તછે તે પણ કહ્યુ, પરતુ જે તત્ત્વજ્ઞાનથી તેઓ તેમા કહેવામા આવેલા ધર્મોનુ આચરણ કરે છે, અને ભગવાન્‌ને પ્રિય થાય છે તેવા તત્ત્વજ્ઞાનનુ કોઈ સ્વરૂપ કહેવામા આવ્યુ નથી તેથી, તે ઇશ્વરસબધી જ્ઞાનની રૂપરેખાનો સ્પષ્ટ આદર્શ બતાવવાના હેતુથી આ તેરમા ક્ષેત્રાધ્યાયની શરુઆત કરવામા આવે છે પહેલા ૭ અધ્યાયો( પ્રથમ પટ્‌ક ) મા 'ત્વમ્' પદાર્થનુ નિરૂપણ કર્યું અને બીજા ૭ અધ્યાયો ( દ્વિતીય પટ્‌ક ) મા 'તત્' પદાર્થનુ નિરૂપણ કર્યું, હવે છેલ્લા ૭ અધ્યાયો (તૃતીય પટ્‌ક) મા એ 'ત્વમ્'પદ અને 'તત્' પદના અર્થના અભેદરૂપ મહાવાક્યનો અર્થ કે, જેમા તત્ત્વ-આત્મજ્ઞાન મુખ્ય છે તેનુ નિરૂપણ કરવામા આવે છે ( તેમા પ્રથમ તેના અઙ્ગીભૂત ક્ષેત્રક્ષેત્રજ્ઞાદિના લક્ષણ જાણવાની ઇચ્છાથી અર્જુન ભગવાન્‌ને કહે છે )

अर्जुन उवाच । અર્જુન કહે છે –

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥ १ ॥

---

૧ આ શ્લોક ભગવાન્ ભાષ્યકારના ભાષ્યમા અને કેટલીક પ્રાચીન ગીતાઓમા જોવામા આવતો નથી, છતા કેટલીક ગીતાઓમા તે હોવાથી અહીં આપવામા આવ્યો છે

पदच्छेदः—प्रकृतिम्, पुरुषम्, च, एव, क्षेत्रम्, क्षेत्रज्ञम्, एव, च, एतत्, वेदितुम्, इच्छामि, ज्ञानम्, ज्ञेयम्, च, केशव.

व्युत्पत्तिसमासाः—क्षेत्र जानाति इति क्षेत्रज्ञः, तम् क्षेत्रज्ञम्। ज्ञायते अनेन इति ज्ञानम्, तत्। ज्ञातु योग्यम् ज्ञेयम्, तत्।

અન્વય અને અર્થઃ—केशव હે કેશવ ભગવન્! प्रकृतिम् પ્રકૃતિને, पुरुषम् પુરુષને, च, एव તેમ જ, क्षेत्रम् ક્ષેત્રને, च, एव અને, क्षेत्रज्ञम् ક્ષેત્રજ્ઞને, ज्ञानम् જ્ઞાનને, च અને, ज्ञेयम् જાણવા યોગ્ય-બ્રહ્મ-ને, (એ પ્રમાણે) एतत् એ (સર્વ)ને, वेदितुम् જાણવાને, इच्छामि હું ઈચ્છું છું.

ભાવાર્થઃ—હે કેશવ ભગવન્! પ્રકૃતિ, પુરુષ, ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ, જ્ઞાન અને જ્ઞેય એ સર્વ વસ્તુસ્વરૂપને હું આપની પાસેથી જાણવાને ઇચ્છું છું માટે આપ મને તે કહો. ૧.

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે—

इदं शरीरं कौंतेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥

पदच्छेदः—इदम्, शरीरम्, कौन्तेय, क्षेत्रम्, इति, अभिधीयते, एतत्, यः, वेत्ति, तम् प्राहुः, क्षेत्रज्ञः, इति, तद्विदः.

व्युपत्तिसमासाः—क्षिणोति आत्मानमविद्यया, त्राति तं विद्यया इति क्षेत्रम्, वा क्षीयते नश्यति क्षरति इति, वा अपक्षीयते इति क्षेत्रम्, क्षेत्रवदस्मिन्कर्मफलं निष्पद्यते इति वा क्षेत्रम् । प्रकर्षेण आहुः इति प्राहुः । क्षेत्रम् जानाति आपादतलमस्तकं ज्ञानेन विषयीकरोति, वा स्वाभाविकेन औपदेशिकेन वा वेदनेन विभागश विषयीकरोति इति क्षेत्रज्ञः । तौ—क्षेत्रक्षेत्रज्ञौ विदन्ति ते तद्विदः ।

અન્વય અને અર્થઃ—कौन्तेय હે કુંતીપુત્ર અર્જુન ! इदम् આ, शरीरम् દેહેન્દ્રિયના સમૂહરૂપ શરીર, क्षेत्रम् ક્ષેત્ર, अभिधीयते કહેવાય છે, एतत् એને, यः જે, वेत्ति જાણે છે, तम् તેને, तद्विदः ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને જાણનારાઓ, क्षेत्रज्ञः (પગથી મસ્તક પર્યન્ત શરીરને પ્રત્યક્ષ અથવા સ્વાભાવિક કે ઉપદેશજન્ય જ્ઞાનવડે ' આ શરીર ' એમ વિભાગપૂર્વક જાણનાર–ક્ષેત્રજ્ઞ–આત્મા, इति એ પ્રમાણે, प्राहुः કહે છે.

ભાવાર્થઃ—હે કુંતીપુત્ર અર્જુન ! આ શરીરને ક્ષેત્ર કહેવામાં આવે છે, તથા આ શરીરને જે આત્મા અને અનાત્માના ભેદથી જાણે છે, અર્થાત્ તેના સત્ય સ્વરૂપને સમજે છે તેને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બંનેને જાણનારા જ્ઞાનીઓ 'ક્ષેત્રજ્ઞ' એ પ્રમાણે કહે છે. ૧

અવતરણિકા:—એ પ્રમાણે ક્ષેત્રક્ષેત્રજ્ઞનું લક્ષણ કહેવામા આવ્યુ. હવે વિશેષમા 'ક્ષેત્રજ્ઞ' કોણ છે તથા ખાસ કરીને 'જ્ઞાન'શી વસ્તુ છે તે ભગવાન્ અર્જુનને કહે છે

**क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।**
**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥**

**पदच्छेदः**—क्षेत्रज्ञम्, च, अपि, माम्, विद्धि, सर्वक्षेत्रेषु, भारत, क्षेत्रक्षेत्रज्ञयोः, ज्ञानम्, यत्, तत्, ज्ञानम्, मतम्, मम.

**व्युत्पत्तिसमासाः**—क्षेत्रं जानाति इति क्षेत्रज्ञः, तं क्षेत्रज्ञम्। सर्वाणि च तानि क्षेत्राणि च सर्वक्षेत्राणि, तेषु सर्वक्षेत्रेषु। क्षेत्रं च क्षेत्रज्ञश्च इति क्षेत्रक्षेत्रज्ञौ, तयोः क्षेत्रक्षेत्रज्ञयोः। ज्ञायते अनेन इति ज्ञानम्

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત ! च વળી, सर्वक्षेत्रेषु સમસ્ત ક્ષેત્રોમાં, क्षेत्रज्ञम् ક્ષેત્રજ્ઞ-ક્ષેત્રને જાણનાર,

---

१ नान्तःप्रज्ञं न बहिःप्रज्ञं नोभयतःप्रज्ञं न प्रज्ञानघनं न प्रज्ञं नाप्रज्ञमदृश्यमव्यवहार्यमग्राह्यमलक्षणमचिन्त्यमव्यपदेश्यमेकात्मप्रत्ययसारं प्रपञ्चोपशमं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः ॥ श्रुति ॥

જે અંતઃપ્રજ્ઞ નથી, બહિઃપ્રજ્ઞ નથી તેમ ઉભયતઃપ્રજ્ઞ પણ નથી, જે પ્રજ્ઞાનઘન નથી, પ્રજ્ઞ નથી અને અપ્રજ્ઞ પણ નથી. વળી જે અદૃશ્ય, અવ્યવહાર્ય, અગ્રાહ્ય, અલક્ષણ, અચિંત્ય, અવ્યપદેશ્ય, એકાત્મપ્રત્યયસારરૂપ, પ્રપંચ-જગતના વિરામ-શાંતિરૂપ, શિવસ્વરૂપ, અદ્વૈત અને જેને જ્ઞાનિજનો તુરીય માને છે તે આત્મા છે, તે જાણવા યોગ્ય છે.

सर्पान् कुशाग्राणि तथोदपानं ज्ञात्वा मनुष्याः परिवर्जयन्ति ।
अज्ञानतस्तत्र पतन्ति केचित् ज्ञाने फलं पश्य यथा विशिष्टम् ॥

म. भा. शांति. मोक्ष २०१-१६ ॥

માર્ગમાં સર્પ, કુશના કાંટા અથવા જળાશયો આવેલાં જાણી જ્ઞાતા માણસો તે માર્ગનો ત્યાગ કરે છે, પરંતુ કોઈક અજ્ઞાનીઓ તો તેમાં પડે છે એ પ્રમાણે જ્ઞાનમાં વિશેષ ઉત્તમ ફળ છે તે તું યથાર્થ રીતે જો.

अपि પણ, माम् મને, विद्धि તું જાણ, (અને) क्षेत्रक्षेत्रज्ञयोः ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું, यत् જે, ज्ञानम् જ્ઞાન, तत् તે (જ), ज्ञानम् જ્ઞાન, (છે, એમ) मम મારું, मतम् માનવું, (છે.)

**ભાવાર્થઃ**—હે ભારત! વળી સર્વ ક્ષેત્રો–શરીરો–માં શરીરરૂપ ક્ષેત્રને જાણનાર 'ક્ષેત્રજ્ઞ' તો મને જ તું જાણ, અને 'ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ સંબંધી જે જ્ઞાન તે જ ખરું જ્ઞાન છે' એમ મારું માનવું છે. ૨.

**અવતરણિકા.**—હવે 'इदं शरीरम्' ઇત્યાદિ વાક્યથી શરુ કરેલા આ અધ્યાયનો ક્રમ કહેવામા આવે છે, તથા ચોવીશ પ્રકારના ભેદોથી ભિન્ન પ્રકૃતિ એ જ 'क्षेत्र' એમ કહેવાનો અભિપ્રાય હોવા છતા, શરીરને બધા ચોવીસે તત્વોનો સમૂહ જાણી 'क्षेत्र' કહ્યુ છે, તેથી હવે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞના વિસ્તારથી તે સઘળાનો વિવેક કહે છે

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत् ॥
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥ ३ ॥

**पदच्छेदः**—तत्, क्षेत्रम्, यत्, च, यादृक्, च, यद्विकारि, यतः, च, यत्, सः, च, यः, यत्प्रभावः, च, तत्, समासेन, मे, शृणु.

**व्युत्पत्तिसमासाः**—येन सदृशम् इति यादृक् । यः विकार. अस्ति अस्य इति यद्विकारि । ये प्रभावाः उपाधिकृताः शक्तय· यस्य सः यत्प्रभाव ।

**અન્વય અને અર્થઃ**—तत् તે, क्षेत्रम् ક્ષેત્ર, यत् જે (છે), यादृक् (પોતાના ધર્મોથી) જેવા પ્રકારનું, च તથા,

યદ્વિકારિ જે વિકારોવાળું ( છે ), ચ તેમ, યત. જે ( વિકારો )-માંથી ( ઉત્પન્ન થએલું છે ), ચ અને, યત્ જેવા સ્વરૂપનું (છે), ચ તેમ, સઃ તે–ક્ષેત્રજ્ઞ, ય જેવા સ્વરૂપનો (છે), ચ તથા, યત્પ્રભાવઃ જેવી શક્તિઓથી સંપન્ન (છે), તત્ તે સઘળું, સમાસેન સંક્ષેપથી, મે મારી પાસેથી, શ્રૃણુ તું સાંભળ.

ભાવાર્થઃ—ઉપર કહેવામાં આવેલું તે ક્ષેત્ર જે છે, પોતાના ધર્મોથી જેવા પ્રકારનું, જેવા વિકારોવાળું, જે વિકારોમાંથી ઉત્પન્ન થયેલું તથા જેવા સ્વરૂપનું છે, તેમ ઉક્ત ક્ષેત્રજ્ઞ જે સ્વરૂપનો તથા જે શક્તિઓથી સંપન્ન છે, તે બધું તું ટુકામાં મારી પાસેથી સાંભળ. ૩.

અવતરણિકા —"તે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનુ સ્વરૂપ કે જે હવે કહેવામા આવશે, તે પ્રાચીન પરંપરાથી ચાલ્યુ આવતુ હોવાથી પ્રશસ્ય છે," એમ જણાવી સાંભળનારને તેમા રુચ ઉપજાવવા માટે તેની સ્તુતિ કરતા ભગવાન્ કહે છે

ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक् ॥
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥

पदच्छेदः—ऋषिभिः, बहुधा, गीतम्, छन्दोभिः, विविधैः, पृथक्, ब्रह्मसूत्रपदैः, च, एव, हेतुमद्भिः, विनिश्चितैः.

---

१ अल्पाक्षरमसन्दिग्धं सारवद्विश्वतो मुखम् ॥
अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥ मुग्धबो० ( टीका )

થોડા અક્ષરોવાળુ, સંદેહરહિત સારવાળુ, સર્વ બાજુ મુખવાળુ ( યોગ્ય અન્વય થવા જેવુ–સર્વ તરફ પ્રવૃત્ત ), કોઈથી રોધી ન શકાય તેવુ નિરર્થક શબ્દોથી રહિત અને નિર્દોષ હોય તેને સૂત્રવેત્તાઓ સૂત્ર એમ કહે છે

**व्युत्पत्तिसमासाः**—बहुप्रकारेण इति बहुधा । विशेषेण विधाः प्रकाराः येषां तानि विविधानि, तैः विविधैः । सूच्यते एभिः इति सूत्राणि, पद्यते—गम्यते—ज्ञायते एभिः इति पदानि, सूत्राणि च पदानि च इति सूत्रपदानि, ब्रह्मणः सूत्रपदानि इति ब्रह्मसूत्रपदानि, तैः ब्रह्मसूत्रपदैः । हेतुः अस्ति येषां तानि हेतुमन्ति, तैः हेतुमद्भिः । विशेषेण निश्चितानि इति विनिश्चितानि, तैः विनिश्चितैः ।

**અન્વય અને અર્થઃ**—(એ ક્ષેત્રક્ષેત્રજ્ઞનું સ્વરૂપ) ऋषिभिः વસિષ્ઠ વિગેરે ઋષિઓએ, बहुधा ઘણા પ્રકારે, गीतम् કહેલું, (છે, તેમ જ) विविधैः નાના પ્રકારના, छन्दोभिः ઋક્, યજુષ્, સામ ઇત્યાદિ વેદમંત્રો વડે, पृथक् પ્રત્યેક શાખામાં જુદી જુદી રીતે, (गीतम् ગાએલું-વર્ણવેલુ છે,) च અને, विनिश्चितैः અત્યંત નિશ્ચયપૂર્વકનાં, हेतुमद्भिः પ્રમાણપુરઃસરનાં, ब्रह्मसूत्रपदैः બ્રહ્મનું સંક્ષેપમાં વર્ણન કરતા સૂત્રો તેમ જ પદો વડે, एव પણ, (गीतम् ગાએલું-વર્ણવેલું છે.)

**ભાવાર્થઃ**—ક્ષેત્રક્ષેત્રજ્ઞનુ એ સ્વરૂપ વસિષ્ઠાદિ મહર્ષિઓએ અનેક પ્રકારે કહેલું છે, તેમજ ઋગ્વેદાદિ વેદોના મંત્રો વડે પ્રત્યેક શાખામાં જુદી જુદી રીતે અનેક રૂપે કહેવામાં આવેલું છે, તથા નિશ્ચય તેમ જ હેતુપુરઃસરના બ્રહ્મસૂચક સૂત્રો (વેદાંતદર્શનસૂત્રો) અને પદો વડે પણ એ ગાવામા આવેલું છે. અર્થાત્ એ પ્રાચીન હોવાથી અવશ્ય જાણવા યોગ્ય છે એમ તું માન. ૪.

અવતરણિકાઃ—હવે 'ક્ષેત્રનુ સ્વરૂપ કેવા પ્રકારનુ છે' તે બે શ્લોકથી કહે છે; તેમા પણ બીજા શ્લોકમા જેને વૈશેષિક મતવાળાઓ આત્માના ધર્મો કહે છે, તે પણ મનના જ ધર્મો હોવાથી ક્ષેત્રધર્મો જ છે તેથી તેનો પણ સાથે સાથે નિર્દેશ કરે છે.

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥ ५ ॥
इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः ॥
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम ॥ ६ ॥

पदच्छेदः—महाभूतानि, अहंकारः, बुद्धिः, अव्यक्तम्, एव, च, इन्द्रियाणि, दश, एकम्, च, पञ्च, च, इन्द्रियगोचराः, इच्छा, द्वेषः, सुखम्, दुःखम्, संघातः, चेतना, धृतिः, एतत्-क्षेत्रम्, समासेन, सविकारम्, उदाहृतम्.

व्युत्पत्तिसमासाः—महान्ति च तानि भूतानि च महाभूतानि। अह क्रियते अनेन इति अहकार । बुद्ध्यते ज्ञायते अनया सा बुद्धि । न व्यक्तम् इति अव्यक्तम् । इन्द्रियाणा गोचरा इति इन्द्रियगोचरा । देहेन्द्रियाद्याकारेण सहन्यते इति सघात । देहेन्द्रियाणि ध्रियन्ते यया सा धृति । विकारेण सह वर्तमान सविकारम् ।

અન્વય અને અર્થઃ—महाभूतानि ( પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ ) પાચ મહાભૂતો, अहकार ( મહાભૂતોના કારણરૂપ ) અહંકાર, बुद्धिः બુદ્ધિ—વિજ્ઞાનાત્મક મહત્તત્ત્વ, च, एव તેમ જ, अव्यक्तम् મૂલ પ્રકૃતિ, दश દશ, इन्द्रियाणि

१ नत स्याद्विक्रियो दुःखी साक्षिता का विकारिण ।
धीविक्रियासहस्राणां साक्ष्यतोऽहमविक्रिय ॥

વિક્રિયા વિકાર વિના દુ ખી ન થાય અને જે વિકારી છે તેને સાક્ષિપણુ પણુ ક્યાંથી ? તે હજારો બુદ્ધિની વિક્રિયાઓ—વિકારોનો સાક્ષી છુ માટે હુ અવિકારી છુ

ઇન્દ્રિયો—( પાંચ જ્ઞાનેન્દ્રિય–શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા, નાસિકા; પાંચ કર્મેન્દ્રિય–વાણી, હસ્ત, પાદ, ગુદા, શિશ્ન ), एकम् એક મન, च તથા, पञ्च પાંચ, इन्द्रियगोचराः ઇન્દ્રિયોથી જાણી શકાય તે–શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ, એ વિષયો, ( એમ કુલ મળીને ચોવીસ તન્માત્રા તથા ) इच्छा સુખ અથવા સુખોના સાધનની સ્પૃહા, द्वेषः દુઃખ અથવા દુઃખની પ્રાપ્તિમાં અણગમો–વિરોધતા, सुखम् અનુકૂલ વસ્તુસ્થિતિ, दुःखम् પ્રતિકૂલ વસ્તુસ્થિતિ, संघातः દેહ તથા ઇન્દ્રિયોનો સમુદાય–શરીર, चेतना જ્ઞાનસ્વરૂપ મનોવૃત્તિ, धृतिः જેના વડે વૃત્તિથી ખિન્ન–નિરુત્સાહ થયેલાં શરીરેન્દ્રિયોને ધારણ કરવામાં આવે છે તે, एतत् એ, क्षेत्रम् ક્ષેત્ર, सविकारम् મહતત્તત્ત્વાદિ વિકારસહિત, समासेन સંક્ષેપમાં, उदाहृतम् કહેલું, ( છે ).

ભાવાર્થઃ—પંચમહાભૂત, મહદહંકાર, બુદ્ધિ, મૂલ પ્રકૃતિ, દશ ઇન્દ્રિયો, એક મન અને ઇન્દ્રિયોના શબ્દસ્પર્શાદિ પાંચ વિષયો એમ કુલે મળીને ચોવીસ તત્ત્વો, તથા ઈચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, શરીર, જ્ઞાનાત્મિકા ચૈતન્યવૃત્તિ, અને ધૃતિ ( એ પણ અંતઃકરણના ધર્મો હોવાથી ક્ષેત્રના પિંડરૂપે જ છે ), એ પ્રમાણે આ 'ક્ષેત્ર' તેના મહત્તત્ત્વાદિ વિકારોસહિત સંક્ષેપમાં તને મેં કહ્યુ. અર્થાત્ એ સર્વ મળીને 'ક્ષેત્ર' એ પ્રમાણે કહેવામાં આવે છે. ૫–૬.

અવતરણિકાઃ—'ક્ષેત્રજ્ઞ' કે જેનુ વર્ણન હવે કરવામા આવશે, તથા શક્તિઓસહિત જેના પરિજ્ઞાનથી અમૃતત્વ પ્રાપ્ત થાય છે, તે 'જ્ઞેય' પદાર્થને પણ આગળ ચાલતાં કહેવાશે, પરંતુ હમણાં તો તે ક્ષેત્રજ્ઞના જ્ઞાનમાં રહેલાં સાધનોના સમૂહનો ઉલ્લેખ કરતાં ભગવાન્ કહે છે

# अमानित्व[1]मदम्भित्व[2]महिंसा क्षान्तिरार्जवम् ॥
# आचा[3]र्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥

१ मानापमाने दुःखी स्यान्नैव साधारणो जनः ।
अतो दुःखनिदानत्वान्मानं योगी परित्यजेत् ॥

માન અને અપમાનમાં સાધારણ–જ્ઞાની માણસ દુઃખી થતો નથી, માટે દુઃખનું કારણ એ માન હોવાથી યોગીએ તેને સર્વથા તજવું જોઇએ

२ कृतं दम्भाददम्भाद्वा कर्म तुल्यश्रमं भवेत् ।
अफलं फलमाद्यं स्याद्द्वितीयं सुखसाधनम् ॥

દંભ-છળ–કપટથી અથવા દંભ વિના કરેલા કર્મમાં શ્રમ–મહેનત સમાન–સરખી જ પડે છે, પરંતુ પહેલું દંભથી કરેલું કાર્ય ફળ વિનાનું થાય છે અને બીજું–અદંભ–દંભ વિના કરેલું કર્મ સુખનું સાધન થાય છે.

३ आचार्यो वेदसम्पन्नो विष्णुभक्तो विमत्सरः ।
मन्त्रज्ञो मन्त्रभक्तश्च सदा मन्त्राश्रयः शुचिः ॥
गुरुभक्तिसमायुक्तः पुराणज्ञो विशेषतः ।
एवं लक्षणसम्पन्नो गुरुरित्यभिधीयते ॥ स्मृतिः ॥

સંપૂર્ણ–ચારે વેદને જાણનાર, પરમાત્માનો ભક્ત, ઈર્ષાથી રહિત, મંત્રોને જાણનાર, મંત્રોને શ્રદ્ધાપૂર્વક માની મંત્રોની ભક્તિ કરનાર, હંમેશ મંત્રોનો આશ્રય કરનાર, પવિત્ર, સારી રીતે શ્રદ્ધાપૂર્વક ગુરુભક્તિથી સંપન્ન, અને વિશેષે કરી પુરાણોનો જાણનાર–એ પ્રમાણેનાં લક્ષણોથી સંપન્ન જે આચાર્ય તે જ ગુરુ કહેવાય છે.

यद्यप्युद्दामबुद्धिः पटनपरिणमद्वेदशास्त्रार्थो ।
न ह्याचार्यं विनाऽसौ तदपि परिचिनोत्येनदुक्तं रहस्यम् ॥
शृणुते नामानि यद्यप्यजिरनिपतनामन्यवक्त्राच्छ्रुतानि ।
मायरतं पदार्थं न हि कथकमृते वेत्त्युपोद्धातकोऽपि ॥

शतश्लोके ॥

જેમ ઉપર કહેલ જાણનાર બીજાઓના મુખથી સાંભળેલા આંગણાંમા રહેલી વસ્તુઓનાં નામ જો કે કહે, પરંતુ ઘણું કરી તે તે પદાર્થના તેના જાણકારના જણાવ્યા વિના ગુણદોષાદિના રહસ્યને તે જાણી શકતો નથી, તેમ તિવ્ર બુદ્ધિવાળો માણસ અભ્યાસના પરિણામે વેદો તથા શાસ્ત્રોના અક્ષરાર્થને યદ્યપિ જાણી શકે, પરન્તુ આચાર્યે જણાવ્યા વિના તેમાં કહેલા તેના રહસ્ય–તત્ત્વને તો યથાર્થ ન જ જાણી શકે.

**पदच्छेदः—अमानित्वम्, अदम्भित्वम्, अहिंसा, क्षान्तिः, आर्जवम्, आचार्योपासनम्, शौचम्, स्थैर्यम्, आत्मविनिग्रहः.**

**व्युपत्तिसमासाः**— मानः अस्ति अस्य इति मानी, मानिन. भाव. मानित्वम्, न मानित्वम् इति अमानित्वम् । दम्भः अस्ति अस्य इति दम्भी, दम्भिनः भाव· दम्भित्वम्, न दम्भित्वम् इति अदम्भित्वम् । हिंस्यन्ते प्राणिन· अनया इति हिंसा, न हिंसा इति अहिंसा । ऋजोः भाव आर्जवम् । आचार्यस्य उपासनम् इति आचार्योपासनम् । शुचेर्भावः कर्म वा शौचम् । स्थिरस्य भावः स्थैर्यम् । विशेषेण नितान्तं गृह्यते अनेन इति विनिग्रह', आ मनः विनिग्रहः इति आत्मविनिग्रहः ।

**અન્વય અને અર્થઃ**—अमानित्वम् આત્મશ્લાઘાનો અભાવ-( નિરભિમાનપણું ), अदंभित्वम् (મિથ્યા ઢોંગનો અભાવ, अहिंसा પારકાને પીડા ન કરવી તે, क्षान्तिः બીજો કોઇ અપરાધ કરે તો પણ ચિત્તમાં વિકારનો અભાવ-ક્ષમા, आर्जवम् સરળતા, आचार्योपासनम् આચાર્ય-ગુરુની સેવા, शौचम् બાહ્ય અને આભ્યંતર શૌચ, स्थैर्यम् સ્થિરભાવ-એકનિષ્ઠા, ( અને ) आत्माविनिग्रहः શરીરનો સંયમ,

**ભાવાર્થઃ**—આત્મશ્લાઘાનો અભાવ, દંભ ન કરવો તે, અહિંસા, ક્ષમા, સરલતા, ગુરુની સેવા, બાહ્ય તથા આભ્યંતર પવિત્રતા, સ્થિરભાવ, અને શરીરનો સંયમ; ૭

---

૪ शौच तु द्विविध प्रोक्त बाह्यमाभ्यन्तरं तथा ।
मृज्जलाभ्यां स्मृत बाह्य भावशुद्धिरथान्त रम् ॥ स्मृति ॥

શૌચ બે પ્રકારનું કહ્યું છે-બહારનું અને અંદરનું, તેમા માટી અને જલવડે બહારનું તથા ભાવશુદ્ધિ તે અંદરનું શૌચ કહેલું છે.

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ॥
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥

**पदच्छेदः**—इन्द्रियार्थेषु, वैराग्यम्, अनहंकारः, एव, च, जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम्.

**व्युत्पत्तिसमासाः**—इन्द्रियाणाम् अर्थाः इति इन्द्रियार्थाः, तेषु इन्द्रियार्थेषु । विगतः रागः यस्मात् सः विरागः, विरागस्य भावः वैराग्यम् । न अहंकारः इति अनहंकारः । दोषाणाम् अनुदर्शनम् इति दोषानुदर्शनम्, जन्म च मृत्युश्च जरा च व्याधयश्च दुःखानि च जन्ममृत्युजराव्याधिदुःखानि, तेषु दोषानुदर्शनम् इति जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम्, अथवा दुःखानि एव दोषाः दुःखदोषाः, तेषाम् अनुदर्शनम् इति दुःखदोषानुदर्शनम्, जन्ममृत्युजराव्याधिषु दुःखदोषानुदर्शनम् इति जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ।

**અન્વય અને અર્થઃ**—इन्द्रियार्थेषु ઇન્દ્રિયોના વિષયોમાં, वैराग्यम् વિરક્તિ, च, एव તેમ જ, अनहंकारः ગર્વનો સર્વથા અભાવ, जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા, મસ્તકરોગાદિ શરીરપીડા, તથા આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક ઇત્યાદિ દુઃખો, એ પ્રત્યેકમાં દોષોને જોવા તે;

**ભાવાર્થઃ**—ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકારરહિતપણું, જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિઓ તથા આધ્યાત્મિકાદિ દુઃખો, એ પ્રત્યેકમાં સંપૂર્ણ રીતે દોષોની સંભાવના કરવી તે; ૮.

**असक्तिरनभिष्वंगः पुत्रदारगृहादिषु ॥**
**नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥**

**पदच्छेदः**—असक्तिः, अनभिष्वङ्गः, पुत्रदारगृहादिषु, नित्यम्, च, समचित्तत्वम्, इष्टानिष्टोपपत्तिषु.

**व्युत्पत्तिसमासाः**—न सक्तिः इति असक्तिः । अभि परितः सु विशेषेण अङ्गः इति अभिष्वङ्गः, न अभिष्वङ्गः इति अनभिष्वङ्गः । पुत्राश्च दाराश्च गृहाणि च आदौ येषां ते पुत्रदारगृहादयः, तेषु पुत्रदारगृहादिषु । समं च तत् चित्तं च इति समचित्तं, तस्य भावः समचित्तत्वम्, वा समं चित्तं यस्य सः समचित्तः, तस्य भावः समचित्तत्वम् । इष्टानि च अनिष्टानि च इति इष्टानिष्टानि, तेषां उपपत्तयः इति इष्टानिष्टोपपत्तयः, तेषु इष्टानिष्टोपपत्तिषु ।

**અન્વય અને અર્થઃ**—असक्तिः વિષયોમાં આસક્તિ ન રાખવી તે, पुत्रदारगृहादिषु પુત્ર, સ્ત્રી, ઘર, (ઇષ્ટમિત્રો) વગેરેમાં, अनभिष्वङ्गः અનન્ય આત્મભાવનાનો અભાવ, च અને, इष्टानिष्टोपपत्तिषु ઇષ્ટ અથવા અનિષ્ટની સંપ્રાપ્તિમાં, नित्यम् સદા, समचित्तत्वम् ચિત્તનો સમાન ભાવ;

**ભાવાર્થઃ**—વિષયોમાં અપ્રીતિ, પુત્ર, સ્ત્રી અને ઇષ્ટમિત્રાદિમાં આત્મભાવવાળી બુદ્ધિનો અભાવ અર્થાત્ તેમને સુખે સુખી અને તેમને દુઃખે દુઃખી એ પ્રકારની વિક્રિયાનો પોતાનામાં અભાવ તથા ઇષ્ટ કે અનિષ્ટની પ્રાપ્તિમાં ચિત્તનો સર્વદા સમાનભાવ–નિર્વિકારપણું; ૯.

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ॥
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

पदच्छेदः—मयि, च, अनन्ययोगेन, भक्तिः, अव्यभिचारिणी, विविक्तदेशसेवित्वम्, अरतिः, जनसंसदि.

व्युत्पत्तिसमासाः—न विद्यते अन्य आश्रय यस्य यस्मिन् वा स अनन्य, अनन्यश्चासौ योगश्च इति अनन्ययोग, तेन अनन्ययोगेन। अभिचरणम् अभिचार, विशेषेण अभिचार इति व्यभिचार, स अस्ति अस्या इति, वा विविधेषु अभिचरण शीलम् अस्ति अस्या इति व्यभिचारिणी, न व्यभिचारिणी अव्यभिचारिणी। विविक्तश्चासौ देशश्च इति विविक्तदेश, त सेवितु शीलम् अस्ति अस्य इति विविक्तदेशसेवी, तस्य भाव विविक्तदेशसेवित्वम्। न रति इति अरति। जनाना प्राकृतिकाना ससद् इति जनससद्, तस्या जनससदि।

---

१ सम शुचौ शर्कराग्निवालुकाविवर्जिते शब्दजलाशयादिभि ।
मनोऽनुकूले न तु चक्षुपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत् ॥ श्रुति ॥

ज्ञानी मनुष्ये समान पवित्र कांकरा अग्नि के रेती विनाना तेम ज्या शब्द अने जलाशय विगेरेनी अनुकूलता होय तेवा स्थलमा मनने योगमा जोडवु, पण ज्या नेत्रोने बाध थाय तेवामा अथवा गुफामा के ज्या वायुनो सचार न होय त्या जोडवु नहि

२ सङ्ग सर्वात्मना त्याज्य स च त्यक्तु न शक्यते।
स सद्भि सह कर्तव्य सता सङ्गो हि भेषजम् ॥

भावार्थ—ज्ञानीए सर्व प्रकारे सगने तजवो जोइए परन्तु ते त्याग करी शकाय तेवो नथी तेथी जो ते त्याग न करी शकाय तेम होय तो ते सत्पुरुषो साथे ज करवो कारण सत्पुरुषोनो सग साक्षात (ससाररूपी रोगना) औषधरूप छे

**અન્વય અને અર્થઃ**—च વળી, अनन्ययोगेन અનન્ય-યોગ વડે, मयि મારામાં, अव्यभिचारिणी બીજાઓનો આશ્રય જેમાં નથી એવી, भक्तिः ભક્તિ, विविक्तदेशसेवित्वम् એકાંત-દેશના નિવાસનું સેવન, (અને) जनसंसदि ( તત્ત્વજ્ઞાનવિમુખ અને સંસ્કારશૂન્ય ) મનુષ્યોની મંડળીમાં, अरतिः પ્રીતિનો અભાવ;

**ભાવાર્થઃ**—વળી અનન્ય સમાધિયોગથી મારામાં પરાશ્રય વિનાની અવ્યભિચારિણી ભક્તિ, એકાંતદેશનું સેવન, તત્ત્વજ્ઞાનશૂન્ય પ્રાકૃત મનુષ્યોના સમુદાયમાં પ્રીતિનો અભાવ;  ૧૦

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ॥
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

**पदच्छेदः**—अध्यात्मज्ञाननित्यत्वम्, तत्त्वज्ञानार्थदर्शनम्, एतत्, ज्ञानम्, इति, प्रोक्तम्, अज्ञानम्, यत्, अतः, अन्यथा.

**व्युत्पत्तिसमासाः**—नित्यस्य भाव. नित्यत्वम्, आत्मानम् अधिकृत्य इति, आत्मनि अधि इति वा अध्यात्मम्, अध्यात्मं च तत् ज्ञानं च अध्यात्मज्ञानम्, तस्मिन् नित्यत्वम् इति अध्यात्मज्ञाननित्यत्वम्। तस्य भावः इति तत्त्वम्, तत्त्वस्य ज्ञानम् इति तत्त्वज्ञानम्, तस्य अर्थः तत्त्वज्ञानार्थः, तस्य दर्शनम् आलोचनम् इति तत्त्वज्ञानार्थदर्शनम्। न ज्ञानम् इति अज्ञानम्।

**અન્વય અને અર્થઃ**—अध्यात्मज्ञाननित्यत्वम् નિરંતર આત્મા સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરવું તે, (અને) तत्त्वज्ञानार्थदर्शनम् તત્ત્વજ્ઞાનનો અર્થ જે મોક્ષ તેનું દર્શન–મનન, एतत् એ સઘળું, (અર્થાત્ 'अमानित्वम्'થી લઈને 'तत्त्वज्ञानार्थदर्शनम्' સુધીનાને)

ज्ञानम् જ્ઞાન, इति એ પ્રમાણે, प्रोक्तम् કહેવામાં આવ્યું, ( છે ) अतः એનાથી, अन्यथा બીજું, यत् જે, ( તે સઘળું ) अज्ञानम् અજ્ઞાન, ( છે ).

ભાવાર્થઃ—અધ્યાત્મજ્ઞાનનું નિત્ય પરિસેવન અને તત્ત્વજ્ઞાનના પરિણામરૂપ મોક્ષનું આલોચન, ઇત્યાદિ એ 'अमानित्वम्' થી લઈને 'तत्त्वज्ञानार्थदर्शनम्' સુધી જે કહેવામાં આવ્યું તે બધું 'જ્ઞાન' કહેવાય છે, અને એ ઉપરોક્ત વર્ણનરૂપ જ્ઞાનથી ભિન્ન બીજું જે કંઈ હોય તે અજ્ઞાન છે. ૧૧.

અવતરણિકાઃ—આ પ્રમાણે જ્ઞાનની વ્યાખ્યા કહી, તો તે જ્ઞાનરૂપી સાધન-વડે 'જ્ઞેય-જાણવા યોગ્ય શું છે?' એવી આકાંક્ષાના ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ ૭ શ્લોકથી કહે છે

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वामृतमश्नुते ॥
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

पदच्छेदः—ज्ञेयम्, यत्, तत्, प्रवक्ष्यामि, यत्, ज्ञात्वा, अमृतम्, अश्नुते, अनादिमत्, परम्, ब्रह्म, न, सत्, तत्, न, असत्, उच्यते.

व्युत्पत्तिसमासाः—ज्ञातुम् योग्यम् ज्ञेयम् । प्रकर्षेण वक्ष्यामि इति प्रवक्ष्यामि । न मृतम् इति अमृतम्, तत् । आदिः अस्ति अस्य इति आदिमत्, न आदिमत् इति अनादिमत् । अस्ति इति सत् । न सत् इति असत् ।

અન્વય અને અર્થઃ—यत् જે, ज्ञेयम् જાણવા યોગ્ય-બ્રહ્મ, (કે) यत् જેને, ज्ञात्वा જાણીને, (મનુષ્ય) अमृतम् અમૃત-મોક્ષને,

अश्नुते અનુભવે છે, तत् તે, (તને) प्रवक्ष्यामि હું કહીશ, तत् તે, अनादिमत् જેના આદિભત કોઈ નથી એવું—સ્વયં અનાદિ, (અને) परम् નિરતિશય, ब्रह्म બ્રહ્મ, सत् પ્રધાન પરમાણુવત્, न નથી, (તેમ) असत् શૂન્યવત્, (પણ) न નથી, (એ પ્રમાણે) उच्यते કહેવાયછે.

ભાવાર્થઃ—હવે જે જાણવા યોગ્ય બ્રહ્મ, કે જેને જાણીને મનુષ્ય અમૃતત્વને—મોક્ષને પામે છે, તે વિષે યથાર્થ શું છે તે હું તને કહીશ. તે આદિરહિત અને સૌથી પર બ્રહ્મ છે, અને તે 'સત્ અથવા અસત્' એમ વાસ્તવિક રીતે કોઈપણ સ્વરૂપે નથી, એમ કહેવામાં આવે છે. અર્થાત્ તે બંને સ્વરૂપે છે અને બંને સ્વરૂપે નથી પણ ખરું, એમ માનવામાં આવ્યું છે. ૧૨.

सर्वतःपाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ॥
सर्वतःश्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥

पदच्छेदः—सर्वतःपाणिपादम्, तत्, सर्वतोऽक्षिशिरोमुखम्, सर्वतःश्रुतिमत्, लोके, सर्वम्, आवृत्य, तिष्ठति.

व्युत्पत्तिसमासाः—पाणयश्च पादाश्च इति पाणिपादम्, सर्वतः पाणिपादं यस्य तत् सर्वतःपाणिपादम् । अक्षीणि शिरासि मुखानि च इति एतेषां समाहारः अक्षिशिरोमुखम्, सर्वत अक्षिशिरोमुखं यस्य तत् सर्वतोऽक्षिशिरोमुखम् । सर्वत श्रुतिः अस्ति अस्य इति सर्वतःश्रुतिमत् । आ समतात् वृत्वा इति आवृत्य ।

અન્વય અને અર્થઃ—तत् તે બ્રહ્મ, सर्वतःपाणिपादम् સર્વ તરફ હાથ અને પગવાળું, सर्वतोऽक्षिशिरोमुखम् સર્વ બાજુ

આંખ, મસ્તક અને મુખવાળુ, (તથા) सर्वत श्रुतिमत् સર્વ તરફ શ્રવણેન્દ્રિયવાળુ, ( છે અને ) लोके લોકને વિષે, सर्वम् બધાને, आवृत्य સારી રીતે વ્યાપીને, तिष्ठति ( નિર્વિકારપણે ) રહેલુ છે

ભાવાર્થ:—તે બ્રહ્મ ચોતરફ હાથ અને પગ તથા આંખ, મસ્તક, મુખ તેમ જ શ્રવણેન્દ્રિયવડે યુક્ત છે અને તે પ્રાણિમાત્રના સમૂહમા બધે વ્યાપ્ત થઈને નિર્વિકારપણે રહેલુ છે ૧૩

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ॥
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥

पदच्छेदः—सर्वेन्द्रियगुणाभासम्, सर्वेन्द्रियविवर्जितम्, असक्तम्, सर्वभृत्, च, एव, निर्गुणम्, गुणभोक्तृ, च.

व्युत्पत्तिसमासाः—सर्वाणि च तानि इन्द्रियाणि च सर्वेन्द्रियाणि, सर्वेन्द्रियाणि च गुणाश्च इति सर्वेन्द्रियगुणा, तान् आभासयति इति सर्वेन्द्रियगुणाभासम् । सर्वाणि च तानि इन्द्रियाणि इति सर्वेन्द्रियाणि, तै विशेषेण वर्जितम् इति सर्वेन्द्रियविवर्जितम् । न सक्तम् इति असक्तम् । सर्वं बिभर्ति इति सर्वभृत् । निर्गता गुणा यस्मात् तत् निर्गुणम् । गुणान् भुनक्ति इति गुणभोक्तृ ।

---

१ अपाणिपादो जवनो ग्रहीता पश्यत्यचक्षुः स शृणोत्यकर्णः ।
स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता तमाहुरग्र्यं पुरुषं महान्तम् ॥ श्रुति ॥

હાથ અને પગ વિના તે ચાલવાવાળો અને ગ્રહણ કરનારો–પકડી શકનાર છે,- તે નેત્ર વિના દેખે છે અને કાન વિના સાંભળે છે તે જાણવા યોગ્ય સઘળુ જાણે છે પણ તેને જાણનાર કોઇ નથી તેને જ સર્વથી પ્રથમ, મહાન્–મોટો પુરુષ મુનિએ એ કહેલ છે.

અન્વય અને અર્થઃ—( વળી તે બ્રહ્મ ) सर्वेन्द्रियगुणाभासम् બધી ઇન્દ્રિયો તથા તેના શ્રવણ, મનન અને નિદિધ્યાસન વિગેરે ગુણોને પ્રકાશિત કરનાર,(છતાં) सर्वेन्द्रियविवर्जितम् બધી ઇન્દ્રિયોથી રહિત, ( છે ) असक्तम् સંગશૂન્ય, च, एव છતાં પણ, सर्वभृत् બધાં પ્રાણિમાત્રને ધારણ કરનાર, ( છે અને ) निर्गुणम् ગુણરહિત च છતાં, गुणभोक्तृ ગુણોને ભોગવનાર, ( છે ).

ભાવાર્થઃ—વળી તે બ્રહ્મ સઘળી ઇન્દ્રિયો તથા તેના શ્રવણ, મનન અને નિદિધ્યાસન વિગેરે ગુણોને પ્રકાશ આપનાર છતાં પણ, ઇન્દ્રિયોથી રહિત છે, કોઇનો પણ સંગ ન રાખતું છતાં પ્રાણિમાત્રનું આધારભૂત છે અને તત્ત્વાદિ ગુણોથી રહિત હોવા છતાં ગુણોને ભોગવનાર છે ૧૪.

बहिरंतश्च भूतानामचरं चरमेव च ॥
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चांतिके च तत् ॥१५॥

पदच्छेदः—बहिः, अन्तः, च, भूतानाम्, अचरम्, चरम्, एव, च, सूक्ष्मत्वात्, तत्, अविज्ञेयम्, दूरस्थम्, च, अन्तिके, च, तत्.

व्युत्पत्तिसमासाः—चरति इति चरम्, न चरम् अचरम् । सूक्ष्मस्य भाव सूक्ष्मत्वम्, तस्मात् सूक्ष्मत्वात् । विशेषेण ज्ञातुम् अर्हम् इति विज्ञेयम्, न विज्ञेयम् इति अविज्ञेयम् । दूरे तिष्ठति इति दूरस्थम् ।

અન્વય અને અર્થઃ—तत् તે બ્રહ્મ, भूतानाम् પ્રાણિઓની, बहिः બહાર, (અને) अन्तः અંદર, (વ્યાપી રહેલું) છે, ( તેમ જ ) अचरम् સ્થાવર–ભૂતસમૂહરૂપ, च તથા, चरम्

જંગમ-પ્રાણિસમુદાયરૂપ, एव પણ, (છે. વળી) तत् તે બ્રહ્મ, સૂક્ષ્મત્વાત અત્યંત સૂક્ષ્મપણાને લઈને, अविज्ञेयम् સ્પષ્ટ રીતે ન જાણી શકાય તેવું, (છે) च તેમ, दूरस्थम् (અજ્ઞાનીઓને તે) દૂર રહેલું. (હોવા છતાં પણ) अन्तिके (જ્ઞાનીઓને તો બ્રહ્મમાં તન્મયતાને લઈને) અત્યંત પાસે, (છે).

ભાવાર્થઃ—તે પરબ્રહ્મ પ્રાણિમાત્રની બહાર તેમજ અંદર વ્યાપીને રહેલું છે, તેમ સ્થાવર તથા જંગમ પ્રાણિના સમૂહરૂપે પણ તે જ છે. વળી તે બ્રહ્મ અતિ સૂક્ષ્મ હોવાથી સ્પષ્ટ રીતે જાણી શકાતું નથી. તેમ તે બ્રહ્મ અજ્ઞાનીઓથી દૂર હોવા છતાં પણ જ્ઞાનીઓને તેમની બ્રહ્મમાં તન્મયતાને લઈને અત્યંત પાસે છે. અર્થાત્ અજ્ઞાનીઓ તેને મેળવી શકતા નથી ત્યારે જ્ઞાનીઓ તાદાત્મ્યસ્વરૂપે તે બ્રહ્મરૂપ થઈ શકવાને સમર્થ થાય છે. ૧૫.

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ॥
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥

पदच्छेदः—अविभक्तम्, च, भूतेषु, विभक्तम्, इव, च, स्थितम्, भूतभर्तृ, च, तत्, ज्ञेयम्, ग्रसिष्णु, प्रभविष्णु, च.

व्युत्पत्तिसमासाः—विशेषेण भक्तम् इति विभक्तम्, न विभक्तम् इति अविभक्तम् । भूतानि बिभर्ति इति भूतभर्तृ । ग्रसनं शीलं यस्य तत् ग्रसिष्णु । प्रभवनं शीलं यस्य तत् प्रभविष्णु ।

---

१ एक एव तु भूतात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥ श्रुति ॥

શ્રુ૦—પ્રાણિમાત્રના આત્મારૂપ ઈશ્વર પ્રત્યેક પ્રાણિમાં એક પ્રકારે અને બહુ પ્રકારે જેમ જલમાં ચદ્રમા એક પ્રકારે અને બહુ પ્રકારે દેખાય છે તેમ વ્યવસ્થિત દેખાય છે

**અન્વય અને અર્થઃ**—च વળી, तत् તે બ્રહ્મ, भूतेषु પ્રાણિઓમાં, अविभक्तम् ન વહેંચાયલું, च છતાં, विभक्तम् વહેંચાયલું, इव હોય તેમ, स्थितम् રહેલું, (છે) च વળી, ( તે ) भूतभर्तृ પ્રાણિઓને પોષણ આપી ધારણ કરનાર, ग्रसिष्णु પ્રલયકાળ વખતે ગ્રસી જનાર, च તથા, प्रभविष्णु ઉત્પત્તિ કરવાના સામર્થ્યવાળું, (છે).

**ભાવાર્થઃ**—વળી તે બ્રહ્મ પ્રાણિઓમા વહેચાયલું ન હોવા છતાં વહેંચાયેલા જેવું રહેલું છે, તેમ જ તે બ્રહ્મ પ્રાણિઓને પોષણ આપી ધારણ કરનાર, પ્રલય વખતે સર્વનો ગ્રાસ કરી જનાર તથા ઉત્પત્તિ કરવાના સામર્થ્યવાળું છે. અર્થાત્ સર્વ વસ્તુમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય એ બ્રહ્મથી જ થાય છે. ૧૬.

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ॥
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य [2]धिष्ठितम्॥१७॥

**पदच्छेदः**—ज्योतिषाम्, अपि, तत्, ज्योतिः, तमसः, परम्, उच्यते, ज्ञानम्, ज्ञेयम्, ज्ञानगम्यम्, हृदि, सर्वस्य, धिष्ठितम्.

---

१ येन सूर्यस्तपति तेजसद्ध । न यत्र सूर्यो न च चन्द्रतारकम्। नेमा विद्युतो भान्ति कुतोऽयमग्नि ॥ तमेव भा तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ श्रुति ॥

જેવડે તેજથી વૃદ્ધિ પામેલો સૂર્ય તપે છે જ્યા સૂય નથી, ચદ્ર અને તારાઓ નથી અને આ આકાશમા રહેલી વિદ્યુતો પણ પ્રકાશતી નથી તો ત્યા આ અગ્નિ ક્યાથી પ્રકાશે ? તે પ્રકાશતા જ સઘળુ પ્રકાશમાન થાય છે અને તેના જ પ્રકાશવડે આ સઘળુ જગત્ પ્રકાશે છે

૨ ઘણા ગ્રથો અને તેના ભાષ્યો તથા ટીકાઓમા ‘ विष्ठितम् ’ એવો પાઠ છે તેનો સમાસ विशेषेण स्थितम् इति विष्ठितम् એવો થાય છે અને અર્થ વિશેષરૂપે-પ્રકારે રહેલુ, એવો થાય છે

**व्युत्पत्तिसमासाः**—ज्ञानेन गन्तुं प्राप्तुं शक्यम् इति ज्ञानगम्यम् । अधि उत्कृष्टतया स्थितम् इति धिष्ठितम् ।

**અન્વય અને અર્થઃ**—तत् તે બ્રહ્મ, ज्योतिषाम् સૂર્યાદિ પ્રકાશમાન પદાર્થોમાં, अपि પણ, ज्योतिः સત્ય પ્રકાશરૂપ છે, तमसः અંધકાર–અવિવેકરૂપી અજ્ઞાનથી, परम् ન સ્પર્શ કરાયેલું, उच्यते કહેવાય છે, (તેમ) ज्ञानम् બુદ્ધિમાં વ્યક્ત થતા જ્ઞાનરૂપ, ज्ञेयम् જાણવા લાયક વસ્તુરૂપ, (અને) सर्वस्य પ્રાણિમાત્રના, हृदि હૃદયમાં, धिष्ठितम् ઉત્કૃષ્ટ પ્રકારે અર્થાત્ નિયંતૃ-સ્વરૂપે સ્થિત થએલું, (છે)

**ભાવાર્થઃ**—સૂર્યાદિ પ્રકાશમાન પદાર્થોમાં પણ તે બ્રહ્મ જ પ્રકાશસ્વરૂપ અથવા સર્વ પ્રકાશોને પણ પ્રકાશિત કરનાર તેજોરૂપ છે, અને તે અવિવેકરૂપી અજ્ઞાનના અંધકારથી અત્યંત દૂર–અસ્પૃષ્ટ એમ કહેવાય છે, એટલે કે એની પ્રાપ્તિ પછી અજ્ઞાન રહેતું જ નથી એવું છે. વળી જેના વડે જાણી શકાય તે જ્ઞાનરૂપ, જાણવા યોગ્ય–જ્ઞેય જે વસ્તુ તે વસ્તુરૂપ તેમ જ પ્રાણિમાત્રના હૃદયમાં નિયંતૃરૂપે રહેલું પણ તે બ્રહ્મ જ છે. ૧૭.

**અવતરણિકાઃ**—ઉપરના શ્લોકમાં કહેલા બ્રહ્મના લક્ષણોનો ઉપસંહાર કરતા હવે ભગવાન્ કહે છે

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ॥
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥ १८ ॥

---

१ अग्नौ यथद्धुतं सर्वमग्निरेव भवेद्यथा ।
विदितं विदितं वेद्यं सविदेव भवेत्तथा ॥

જેમ અગ્નિમાં હોમેલું ઘી સઘળું અગ્નિ જ થઈ જાય છે તેમ વેદ્ય–જાણવા યોગ્ય આત્મા જાણતાં જાણતાં જ્ઞાનરૂપ જ થઈ જાય છે.

**पदच्छेदः**—इति, क्षेत्रम्, तथा, ज्ञानम्, ज्ञेयम्, च, उक्तम्, समासतः, मद्भक्तः, एतत्, विज्ञाय, मद्भावाय, उपपद्यते.

**व्युत्पत्तिसमासाः**—समासेन इति समासतः । मम भक्तः इति मद्भक्तः । विशेषेण ज्ञात्वा इति विज्ञाय । मम भावः इति मद्भावः, तस्मै मद्भावाय ।

**અન્વય અને અર્થઃ**— इति એ પ્રમાણે, [1]क्षेत्रम् ક્ષેત્ર, तथा તેમ, ज्ञानम् જ્ઞાન, च અને, ज्ञेयम् જાણવા યોગ્ય વસ્તુરૂપ બ્રહ્મ, (એ) समासतः સંક્ષેપથી, उक्तम् કહેવામાં આવ્યું, (છે) मद्भक्तः મારો ભક્ત, एतत् એ( સર્વ )ને, ज्ञात्वा જાણીને, मद्भावाय મારા ભાવને-મારા સ્વરૂપને, उपपद्यते પામે છે.

**ભાવાર્થઃ**—એ પ્રમાણે ક્ષેત્ર, જ્ઞાન, તેમજ જ્ઞેયનું સંક્ષિપ્તમાં વર્ણન કર્યું. મારો ભકત એ સર્વ-ક્ષેત્ર, જ્ઞાન તથા જ્ઞેયને જાણીને મારા ભાવને-મારા સ્વરૂપને અર્થાત્ મોક્ષને પામે છે. ૧૮.

**અવતરણિકાઃ**—સાતમા અધ્યાયમાં ઈશ્વરે પોતાની બે પ્રકારની પરા-ક્ષેત્રલક્ષણા અને અપરા-ક્ષેત્રજ્ઞલક્ષણા પ્રકૃતિ, "एतद्योनीनि-એ બન્ને જ ભૂતમાત્રમાં બીજ-કારણ છે," ઇત્યાદિ કહ્યું છે, પણ પ્રાણિમાત્રના મૂલ કારણરૂપે તે બન્ને પ્રકૃતિ કેવી રીતે છે તે વિષે હવે નીચે પ્રમાણે સ્પષ્ટ કરતા ભગવાન્ કહે છે

---

૧ "महाभूतानि" એ શ્લોકથી "संघातश्चेतना धृतिः" સુધી ક્ષેત્રનું વર્ણન કર્યું, તેમ "अमानित्वम्" થી લઈને "तत्त्वज्ञानार्थदर्शनम्" સુધી જ્ઞાનનું અને "ज्ञेयं यत्" થી શરુ કરીને "तमसः परमुच्यते" સુધી જ્ઞેય જે બ્રહ્મ તેનું વર્ણન કરવામાં આવ્યું છે, એને જે સારી રીતે જાણે તે ભગવત્સ્વરૂપ થવાને સમર્થ થાય છે.

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ॥
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥

पदच्छेदः—प्रकृतिम्, पुरुषम्, च, एव, विद्धि, अनादी, उभौ, अपि, विकारान्, च, गुणान्, च, एव, विद्धि, प्रकृतिसम्भवान्.

व्युत्पत्तिसमासाः—न विद्यते आदिर्ययोः तौ अनादी, तौ । प्रकृतिः–माया–संभवः येषां ते प्रकृतिसंभवाः, तान् प्रकृतिसम्भवान् ।

અન્વય અને અર્થઃ—प्रकृतिम् પ્રકૃતિને, च અને, पुरुषम् પુરુષને, (એમ) उभौ બન્નેને, अपि પણ, अनादी આદિરહિત, एव જ, विद्धि તું જાણ, च અને, विकारान् વિકારોને च તથા, गुणान् ગુણોને, प्रकृतिसम्भवान् પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા, एव જ, विद्धि તું જાણ

ભાવાર્થઃ—પ્રકૃતિ તથા પુરુષ એ બન્નેને તું આદિરહિત જાણ, એટલે કે એ કોઈનાથી ઉત્પન્ન થએલાં નથી એમ તું સમજ, પણ બુદ્ધિ, શરીર અને ઇન્દ્રિયોના વિકારો, તેમ સુખ, દુઃખ મોહાદિ જે ગુણો છે તેઓને તો પ્રકૃતિથી જ ઉત્પન્ન થયેલા તું જાણ. ૧૯.

અવતરણિકાઃ—'પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ગુણો અને વિકારો ક્યાં છે?' એ જાણવાની અર્જુનની ઇચ્છાને તૃપ્ત કરતા ભગવાન્ તેમનું વર્ણન કરી પ્રકૃતિનું સંસાર પ્રતિ કારણ દર્શાવે છે

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ॥
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ २० ॥

**पदच्छेदः**—कार्यकारणकर्तृत्वे, हेतुः, प्रकृतिः, उच्यते, पुरुषः, सुखदुःखानाम्, भोक्तृत्वे, हेतुः, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—कर्तुः भावः कर्तृत्वम्, कार्यं च कारणानि च इति कार्यकारणानि, तेषां कर्तृत्वम् इति कार्यकारणकर्तृत्वम्, तस्मिन् कार्यकारणकर्तृत्वे । सुखानि च दुःखानि च इति सुखदुःखानि, तेषाम् सुखदुःखानाम् । भोक्तुः भावः भोक्तृत्वम्, तस्मिन् भोक्तृत्वे ।

**અન્વય અને અર્થઃ**—कार्यकारणकर्तृत्वे કાર્ય-શરીર, અને કારણ (જ્ઞાનેન્દ્રિયપંચક, કર્મેન્દ્રિયપંચક તથા મન, બુદ્ધિ અને અહંકાર એ તેર)ના કર્તાપણામાં, हेतुः કારણ, प्रकृतिः પ્રકૃતિ, उच्यते કહેવાય છે, (અને) सुखदुःखानाम् સુખ અને દુઃખોના, भोक्तृत्वे ભોક્તાપણામાં, हेतुः કારણ पुरुषः પુરુષ, उच्यते કહેવાય છે.

**ભાવાર્થઃ**—કાર્ય-શરીર અને કારણ-ઇન્દ્રિયો, એ બંનેના કર્તાપણામાં પ્રકૃતિ કારણરૂપે કહેવામાં આવેછે. અર્થાત્ પ્રકૃતિ પોતે જ તે રૂપે પરિણામ પામે છે, અને સુખ તેમ જ દુઃખો ઇત્યાદિના ભોક્તાપણામાં પુરુષ કારણરૂપે કહેવાય છે. ૨૦.

અવતરણિકાઃ—ઉપરના શ્લોકમા પુરુષનુ સુખદુઃખોમાં ભોક્તાપણું-સંસારિપણુ કહ્યુ, પરંતુ તે કયા નિમિત્તથી છે તેનુ કારણ દર્શાવતાં ભગવાન્ કહે છે

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ॥
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥ २१ ॥

पदच्छेदः—पुरुषः, प्रकृतिस्थः, हि, भुङ्क्ते, प्रकृतिजान्, गुणान्, कारणम्, गुणसङ्गः, अस्य, सदसद्योनिजन्मसु.

व्युत्पत्तिसमासाः—प्रकृतौ तिष्ठति इति प्रकृतिस्थः। प्रकृत्याः जायन्ते इति प्रकृतिजाः, तान् प्रकृतिजान्। गुणेषु सङ्गः इति गुणसङ्गः। सत्यश्च असत्यश्च सत्यासत्यं, ताश्च योनयः इति सदसद्योनय, अथवा सच्च असच्च सदसती, तयोः योनयः इति सदसद्योनय, तासु जन्मानि इति सदसद्योनिजन्मानि, तेषु सदसद्योनिजन्मसु।

અન્વય અને અર્થઃ—हि કારણ કે, पुरुष भोક્તા-પુરુષ, प्रकृतिस्थः અવિદ્યાલક્ષણા પ્રકૃતિમાં રહેલો થકો, प्रकृतिजान् પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા, गुणान् ગુણોને, भुङ्क्ते ભોગવે છે, (તથા) सदसद्योनिजन्मसु સારી અને ખરાબ યોનિઓમાં જન્મો (થવા)નું, कारणम् કારણ, अस्य આ પુરુષનો, गुणसङ्गः ગુણો—દેહ, ઇન્દ્રિય, વિષય ઇત્યાદિ–જોડેનો સંગ, (છે)

ભાવાર્થઃ—પુરુષ સુખદુઃખોનો ભોક્તા છે એનું કારણ એ કે, પુરુષ અવિદ્યાલક્ષણા પ્રકૃતિમાં રહેલા પ્રકૃતિથી ઉત્પન્ન થએલા ગુણોને ભોગવે છે, તથા તેનો સારી અને નરસી યોનિમાં જન્મ થવાનું કારણ પણ તેનો દેહ, ઇન્દ્રિય અને તેના વિષયો સાથેનો સંગ જ છે. અર્થાત્ પ્રકૃતિના ગુણોને ભોગવવાથી અને દેહાદિના સંગથી જ તે સુખદુઃખોનો ભોક્તા અને જન્મ લેનારો થાય છે. ૨૧.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે પ્રકૃતિના વશમા રહેવાથી પ્રકૃતિના જ અવિવેકથી પુરુષને સસાર છે, વાસ્તવિક રીતે તેને કંઈ પણ નથી, એવા આશયથી તેના સ્વરૂપનું વર્ણન કરતા ભગવાન્ અર્જુનને કહે છે·

उपद्रष्टाऽनुमंता च भर्ता भोक्ता महेश्वरः ॥
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥

**पदच्छेदः**—उपद्रष्टा, अनुमन्ता, च, भर्ता, भोक्ता, महेश्वरः, परमात्मा, इति, च, अपि, उक्तः, देहे, अस्मिन्, पुरुषः, परः.

**व्युत्पत्तिसमासाः**—उप समीपे पश्यति इति उपद्रष्टा । अनु पश्चात् मन्यते इति अनुमन्ता । बिभर्ति इति भर्ता । भुनक्ति इति भोक्ता । महांश्चासौ ईश्वरश्च महेश्वरः । परमश्चासौ आत्मा च परमात्मा ।

**અન્વય અને અર્થઃ**—अस्मिन् આ, देहे શરીરમાં, (રહેલો) परः સૌથી પરમ–અવ્યક્તથી પણ પર, पुरुषः પુરુષ–પરમાત્મા, (પ્રકૃતિના ગુણોનો) उपद्रष्टा અત્યંત સંનિધિમાં રહી સાક્ષાત્ દ્રષ્ટા–સાક્ષી, अनुमन्ता (કાર્યકારણ પ્રવૃત્તિઓમાં પોતે પ્રવૃત્ત ન હોવા છતા પણ પ્રવૃત્ત હોય તેમ) અનુકૂલ રહેનારો, च તથા, भर्ता (દેહ, ઈન્દ્રિય, મન અને બુદ્ધિ, ઈત્યાદિ બધાં જે ચૈતન્યના આભાસમાત્ર છે, તેમને પોતાની સત્તા તેમ જ સ્ફૂર્તિથી) ધારણ કરનાર–પોષણ કરનાર, भोक्ता (નિત્ય ચૈતન્યસ્વરૂપથી બુદ્ધિના સુખ, દુઃખ અને મોહવાળા બધા વિષયોને વિભાગપૂર્વક) ભોગવનાર, महेश्वरः (સર્વાત્મા અને સ્વતંત્ર હોવાથી) મહાન્ ઈશ્વર, च અને परमात्मा પરમાત્મા, इति એ પ્રમાણે, अपि પણ, उक्तः કહેવાયલો, (છે).

**ભાવાર્થ:**—આ શરીરમાં રહેલો સૌથી પરમ પુરુષ પ્રકૃતિના ગુણોની સમીપમા રહીને સાક્ષિરૂપે દ્રષ્ટા, કાર્યકારણની પ્રવૃત્તિઓને અનુમોદન આપનાર, દેહાદિને ધારણ કરનાર, [1]વિષયોને ભોગવનાર, મહેશ્વર તેમ જ પરમાત્મા કહેવાયલો છે, અર્થાત્ સર્વ સત્તાધારક તે પરમ પુરુષ જ છે એમ તુ માન ૨૨

**અવતરણિકા:**—એ પ્રમાણે પ્રકૃતિ તથા પુરુષના વિવેકનુ જેને જ્ઞાન હોય તેવાની પ્રશસા કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ॥
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते॥ २३ ॥

**पदच्छेदः**—यः, एवम्, वेत्ति, पुरुषम्, प्रकृतिम्, च गुणैः, सह, सर्वथा, वर्तमानः, अपि, न, सः, भूयः, अभिजायते.

**व्युत्पत्तिसमासाः**—सर्वप्रकारेण इति सर्वथा । वर्तते असौ वर्तमान. । अभित जायते इति अभिजायते ।

**અન્વય અને અર્થ:**—य જે મનુષ્ય, एवम् એ પ્રમાણે, पुरुषम् પુરુષને, च અને, प्रकृतिम् પ્રકૃતિને, गुणै તેના ગુણો અને વિકારો, सह સહિત, वेत्ति જાણે છે, स તે, सर्वथा સર્વ પ્રકારે, वर्तमान (સસારમા) વર્તતો, (હોવા છતા) अपि પણ, भूयः ફરી, न, अभिजायते જન્મ પામતો નથી

---

१ बीजान्यग्न्युपदग्धानि न रोहन्ति यथा पुन ।
ज्ञानदग्धैस्तथा क्लेशैर्नात्मा संपद्यते पुन ॥

જેમ અગ્નિવડે બળી ગએલા બીજ ફરીથી ઊગતા નથી તેમ જ આત્માના ક્લેશો જ્ઞાનવડે દગ્ધ થતા ફરી તે આત્મા જન્મ ધારણ કરતો નથી

**ભાવાર્થઃ**—જે મનુષ્ય એ પ્રમાણે પુરુષ તથા પ્રકૃતિને તેના ગુણ અને વિકારો સહિત જાણે છે તે દરેક રીતે સંસારમાં પ્રવૃત્તિ કરતો હોવા છતાં પણ પ્રકૃતિ અને પુરુષના વિવેકથી ફરી જન્મ પામતો નથી. અર્થાત્ તેને પ્રકૃતિપુરુષનું સત્ય જ્ઞાન થતાં તે બ્રહ્મવિષયક જ્ઞાનયુક્ત થાય છે અને તેથી મોક્ષ મેળવવા સમર્થ થાય છે. ૨૩.

**અવતરણિકાઃ**—આ પ્રમાણે બ્રહ્મજ્ઞાનની વાત કહી હવે તેના સ્વરૂપ “આત્મદર્શન” માટે બીજા ઉપાયો દર્શાવતા ભગવાન્ કહે છે.

ध्यानेनात्मनि पश्यंति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥ २४ ॥

**पदच्छेदः**—ध्यानेन, आत्मनि, पश्यन्ति, केचित्, आत्मानम्, आत्मना, अन्ये, सांख्येन, योगेन, कर्मयोगेन, च, अपरे.

**व्युत्पत्तिसमासाः**—धीयते अनेन इति ध्यानम्, तेन ध्यानेन । कर्मैव योगः इति कर्मयोगः, तेन कर्मयोगेन ।

**અન્વય અને અર્થઃ**—केचित् કેટલાક, ध्यानेन ધ્યાન[1] વડે, अन्ये બીજા કોઈ, सांख्येन સાંખ્યવડે,[2] च તથા, अपरे બીજા કેટલાક, कर्मयोगेन (ઇશ્વરને અર્પણ કરવાની બુદ્ધિથી કરવામાં આવતા) કર્મરૂપી યોગવડે, आत्मना આત્માથી, आत्मानम् આત્માને, आत्मनि આત્મામાં-પોતામાં (જ) पश्यन्ति જુએ છે.

---

૧ શબ્દસ્પર્શાદિ ઈંદ્રિયોના વિષયોમાંથી ઈંદ્રિયોને મન પ્રત્યે ખેંચીને તથા મનને પૃથક ચૈતન્ય-પરમાત્મામાં એકાગ્રતાથી લગાડીને જે ચિંતન કરવામાં આવે તે ‘ધ્યાન’ કહેવાય છે.

૨ ‘સત્ત્વ, રજ, તમ એ ગુણો મારા વડે જોવાય છે, હું તેમનાથી જુદો છું, ગુણોના વ્યવસાયનો સાક્ષિમાત્ર, તેમજ ગુણોથી રહિત આત્મા છે’ એવી જાતનું જે ચિંતન તે ‘સાંખ્ય’ કહેવામાં આવે છે

**ભાવાર્થઃ**—કેટલાક પુરુષો ધ્યાનથી, કેટલાક સાંખ્યથી અને બીજા કેટલાએક ઈશ્વરને અર્પણ કરેલા કર્મયોગવડે આત્મજ્ઞાનથી અખંડ આત્માને પોતાનામાં જ જુએ છે. આ પ્રમાણે પુરુષો ભિન્ન ભિન્ન રીતે આત્મદર્શન કરવા સમર્થ થાય છે. ૨૪.

**અવતરણિકાઃ**—' અત્યંત મંદ અધિકારવાળા મુમુક્ષુઓને આત્મદર્શનનો ઉપાય કયો છે ' તે હવે કહે છે.

**अन्ये त्वेवमजानंतः श्रुत्वाऽन्येभ्य उपासते ॥**
**तेऽपि चातितरंत्येव मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥**

**पदच्छेदः**—अन्ये, तु, एवम्, अजानन्तः, श्रुत्वा, अन्येभ्यः, उपासते, ते, अपि, च, अतितरन्ति, एव, मृत्युम्, श्रुतिपरायणाः.

**व्युत्पत्तिसमासाः**—न जानन्ति ते अजानन्तः । अतिशयेन तरन्ति इति अतितरन्ति । श्रुतिः श्रवणं परम् अयनं साधनं येषां ते, वा श्रुतिषु परायणा तत्परा इति श्रुतिपरायणाः ।

**અન્વય અને અર્થઃ**—अन्ये બીજા કેટલાક, तु તો, एवम् એ પ્રમાણે, (ઉપર કહેલા ઉપાયોમાંથી એક પણ ઉપાય વડે યથોક્ત આત્માને) अजानन्तः ન જાણતા, अन्येभ्यः અન્ય-(આચાર્યો) પાસેથી, (તે આત્મજ્ઞાન) श्रुत्वा સાંભળીને, (તેને) उपासते ઉપાસે છે-શ્રદ્ધાળુ થઈ તેનુ ચિંતન કરે છે, च અને, (તેથી) श्रुतिपरायणाः (મોક્ષમાર્ગની પ્રવૃત્તિમાં) શ્રવણ એ જ જેમનું પરમ સાધન છે એવા, ते તેઓ, अपि પણ, मृत्युम् મૃત્યુને-મૃત્યુયુક્ત સંસારને, अतितरन्ति ઓળંગી જાય છે, एव જ.

ભાવાર્થ:—બીજા કેટલાક તો ઉપર કહેલા ઉપાયોમાંથી એકે ઉપાયથી પણ યથોક્ત આત્માને નહિ જાણતાં આચાર્યો પાસેથી તે આત્માનું શ્રવણ કરીને શ્રદ્ધાપૂર્વક તેનું ચિંતન કરે છે તેથી મોક્ષમાર્ગની પ્રવૃત્તિમાં શ્રવણ એ જ જેમનું પરમ સાધન છે એવા તેઓ પણ મૃત્યુયુક્ત આ સંસારને અવશ્ય તરી જાય છે, એટલે તેઓ પણ સમયે મોક્ષ મેળવવા શકિત-માન્ થાય છે. ૨૫.

અવતરણિકા:—" ક્ષેત્રજ્ઞ-અદ્વિતીય ઈશ્વરવિષયક-જ્ઞાન એ મોક્ષનું સાધન છે, જેને જાણીને પ્રાણી અમૃત અનુભવે છે " ઇત્યાદિ કહ્યું છે તે શા હેતુથી કહેલું છે ? તે જણાવવા માટે હવે ભગવાન્ કહે છે:

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ॥
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

पदच्छेदः—यावत्, संजायते, किंचित्, सत्त्वम्, स्थावरजङ्गमम्, क्षेत्रक्षेत्रज्ञसंयोगात्, तत्, विद्धि, भरतर्षभ.

व्युत्पत्तिसमासाः—सम्यक् जायते इति संजायते । सतः भावः सत्त्वम् । तिष्ठति इति स्थावरम्, गच्छति इति जङ्गमम्, स्थावरं च जङ्गमं च इति स्थावरजङ्गमम् । क्षेत्रं च क्षेत्रज्ञश्च इति क्षेत्रक्षेत्रज्ञौ, तयोः संयोगः क्षेत्रक्षेत्रज्ञसंयोगः, तस्मात् क्षेत्रक्षेत्रज्ञसंयोगात् । भरतेषु ऋषभः इति भरतर्षभः, तत्संबुद्धौ हे भरतर्षभ ।

અન્વય અને અર્થ:—भरतर्षभ હે ભરતશ્રેષ્ઠ ! यावत् જેટલું-જે स्थावरजङ्गमम् જડ અને ચૈતન્ય, किंचित् કંઇ પણ, सत्त्वम् પ્રાણિસમૂહ, संजायते ઉત્પન્ન થાય છે, तत् તે બધું,

क्षेत्रक्षेत्रज्ञसंयोगात् ક્ષેત્ર–પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞ–પુરુષના સંયોગથી જ, ( ઉત્પન્ન થાય છે એમ ) विद्धि તું જાણ

ભાવાર્થ:—હે ભરતશ્રેષ્ઠ ! જેટલું–જે સ્થાવરજંગમ કંઈ પણ પ્રાણિઓનો સમુદાય ઉત્પન્ન થાય છે તે સર્વ ક્ષેત્ર–પ્રકૃતિ અને ક્ષેત્રજ્ઞ–પુરુષના સંયોગથી જ ઉત્પન્ન થાય છે એમ જાણ અર્થાત્ પ્રાણિમાત્રની ઉત્પત્તિ ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના સંબધને આધીન હોવાથી, ક્ષેત્રજ્ઞાત્મક પરમાત્મા સિવાય આ પ્રાણિસમૂહનો સર્વથા લોપ થાય છે, એમ ઐકયજ્ઞાન થવાથી પ્રાણિમાત્રમાં ઐકય તથા સમદૃષ્ટિ થાય છે, અને તેથી તેવી દૃષ્ટિવાળાને જ મુકિત પણ સુલભ છે. ૨૬.

અવતરણિકા—આત્માના સમ્યગ્દર્શનનું ફળ ' न स भूयोऽभिजायते ' ઇત્યાદિ વચનો વડે કહ્યું છે, તેમ તે દર્શનના પરિણામે અવિદ્યાદિ સંસારના કારણોની નિવૃત્તિ દ્વારા પુનર્જન્મનો અભાવ પણ કહ્યો છે. જન્મનું કારણ અવિદ્યાનિમિત્ત ક્ષેત્રક્ષેત્રજ્ઞનો સંયોગ છે, તેથી એ અવિદ્યાની નિવૃત્તિ કરાવનાર આત્મનુ વર્ણન પણ કર્યુ, તોપણ ફરી બીજા શબ્દોમા તેનુ વર્ણન કરતા સમ્યગ્દર્શન કોણ કહેવાય છે તે હવે ભગવાન્ કહે છે

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ॥
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति ॥२७॥

पदच्छेदः—समम्, सर्वेषु, भूतेषु, तिष्ठन्तम्, परमेश्वरम्, विनश्यत्सु, अविनश्यन्तम्, यः, पश्यति, सः, पश्यति.

व्युत्पत्तिसमासाः—तिष्ठति इति तिष्ठन्, त तिष्ठन्तम् । परमश्चासौ ईश्वरश्च परमेश्वर , त परमेश्वरम् । विशेषेण नश्यन्ति इति विनश्यन्ति, तेषु विनश्यत्सु । न विनश्यति इति अविनश्यन्, तम् अविनश्यन्तम् ।

**અન્વય અને અર્થઃ**—यः જે પુરુષ, विनश्यत्सु નાશવંત (એવા) सर्वेषु સર્વ, भूतेषु ભૂતોમાં, अविनश्यन्तम् અવિનાશી, परमेश्वरम् પરમેશ્વરને, समम् સમાન, (પણે) तिष्ठन्तम् રહેલા, पश्यति જુએ છે, सः તે, (જ) पश्यति જુએ છે.

**ભાવાર્થઃ**—જે પુરુષ નાશવંત એવા સર્વે પ્રાણિઓમાં અવિનાશી પરમેશ્વરને સમાનપણે રહેલા જુએ છે તે જ ખરી રીતે જુએ છે. અર્થાત્ નાશવંત પ્રાણીઓ પણ બ્રહ્મમાં જ લીન થવાથી તે પણ બ્રહ્મમય જ છે એમ જે જુએ છે તે જ સમ્યગ્દર્શી કહેવાય છે. ૨૭.

**અવતરણિકાઃ**—સમ્યગ્દર્શનના ફલનુ વર્ણન કરતા હવે ભગવાન્ કહે છે.

**समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ॥**
**न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम्॥२८॥**

**पदच्छेदः**—समम्, पश्यन्, हि, सर्वत्र, समवस्थितम् ईश्वरम्, न, हिनस्ति, आत्मना, आत्मानम्, ततः, याति, पराम्, गतिम्.

---

१ योऽन्यथा सन्तमात्मानमन्यथा प्रतिपद्यते ।
किं तेन न कृतं पापं चोरेणात्मापहारिणा ॥

महाभारते शकुन्तलाख्याने ॥

જે પુરુષ પ્રકારાંતરથી રહેલા-સ્વસ્વરૂપે રહેલા આત્માને પ્રકારાંતરે-સ્થૂલ દેહાદિરૂપે માનવા લાગે છે તે આત્માનુ અપહરણ-અયોગ્ય ચોરી કરનારા ચોરે કયુ પાપ ન કર્યું કહેવાય? અર્થાત્ જે સ્વરૂપને ન જાણવા રૂપ ચોરી કરે છે તે જરૂર પાપ કરે છે.

**व्युत्पत्तिसमासाः**—पश्यति इति पश्यन्। सर्वस्मिन् इति सर्वत्र। अव समीपे स्थितः इति अवस्थितः, सम्यक् अवस्थितः इति समवस्थितः, तम् समवस्थितम्।

**અન્વય અને અર્થઃ**—हि કારણ કે, ( પુરુષ ) सर्वत्र સર્વપ્રાણીમાં, समवस्थितम् સમાનપણે રહેલા, ईश्वरम् ઈશ્વરને, समम् સમાન, ( ભાવથી ) पश्यन् જોતો થકો, आत्मना આત્માં વડે, आत्मानम् આત્માને, न, हिनस्ति હણતો નથી, ( અને ) ततः ત્યાર પછી, पराम् પરમ, गतिम् ગતિને, याति પામે છે.

**ભાવાર્થઃ**—કારણ કે જે મનુષ્ય આ પ્રમાણે સર્વ પ્રાણીમાં સમાનપણે રહેલા ઈશ્વરને સમાનભાવથી જુએછે તે પુરુષ આત્મા વડે પોતાના આત્માનો નાશ–અધઃપાત–કરતો નથી એટલે તેની અધોગતિ થતી નથી, પણ એવા ઉત્તમ જ્ઞાનના પરિણામે તે મોક્ષની પરમ ગતિને પામે છે. ૨૮.

**અવતરણિકાઃ**—" સર્વભૂતોમાં રહેલા ઈશ્વરને સમતાથી જોતો પુરુષ આત્માથી આત્માનો નાશ કરતો નથી." એમ કહ્યું છે તે વાસ્તવિક નથી, કારણ કે " સુખદુઃખાદિ પોતાના ગુણો, તથા પોતાનાં ધર્મ અધર્માદિ કર્મોની ભિન્નતાથી પ્રત્યેક દેહમાં રહેલા ભિન્નપરમાણુવિશિષ્ટ આત્માઓમાં કેવી રીતે સામ્યદર્શન થઈ શકે ! " એવી શંકાના પરિહારમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે:–

**प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ॥**
**यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥**

**पदच्छेदः**—प्रकृत्या, एव, च, कर्माणि, क्रियमाणानि, सर्वशः, यः, पश्यति, तथा, आत्मानम्, अकर्तारम्, सः, पश्यति.

**व्युत्पत्तिसमासाः**—क्रियन्ते अहर्निशम् इति क्रियमाणानि, तानि । सर्वेण प्रकारेण इति सर्वशः । करोति इति कर्ता, न कर्ता इति अकर्ता, तम् अकर्तारम् ।

**અન્વય અને અર્થઃ**—च અને, यः જે પુરુષ, प्रकृत्या ભગવાનની ત્રિગુણાત્મિકા માયા વડે, एव જ, सर्वशः સર્વ પ્રકારે, कर्माणि કર્મો, क्रियमाणानि કરવામાં આવે છે, ( એમ ) पश्यति જુએ છે, तथा તથા, आत्मानम् આત્માને, अकर्तारम् અકર્તા, ( पश्यति જુએ છે ) सः તે, पश्यति ( સત્ય ) જુએ છે.

**ભાવાર્થઃ**—ભગવાનની ત્રિગુણાત્મિકા માયા જ સર્વ પ્રકારે બધાં કર્મો કરે છે, પણ બીજું કોઈ કરતું નથી, અર્થાત્ તેને જ આધારે મનુષ્યો સર્વ કાર્યો કરે છે એવી રીતે જે પુરુષ જુએ છે, તેમ આત્માને સર્વ ઉપાધિરહિત–અકર્તા જુએ છે તે જ વાસ્તવિક રીતે જુએ છે. અર્થાત્ આત્મા ભિન્નપરમાણુ-વિશિષ્ટ કે કર્તા ભોક્તા નથી, પરંતુ પ્રકૃતિ જ આત્માની સત્તાથી બધું તંત્ર ચલાવે છે, એથી જ આત્મા નિર્લેપ અને નિર્વિકાર તથા સમાન છે, અને તેથી જ તેમાં આત્મજ્ઞાનીઓ સામ્યદર્શન કરી શકે છે. એટલે આવી રીતે સામ્યદર્શન કરનાર જ જ્ઞાની સત્ય રીતે સમદર્શક માનવામાં આવે છે. ૨૯.

**અવતરણિકાઃ**—પુનઃ પણ તે જ સમદર્શનનો મહિમા બીજા શબ્દોથી ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે.

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ॥
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥

पदच्छेदः—यदा, भूतपृथग्भावम्, एकस्थम्, अनुपश्यति, ततः, एव, च, विस्तारम्, ब्रह्म, संपद्यते, तदा.

व्युत्पत्तिसमासाः—भूतानां पृथग्भावः इति भूतपृथग्भावः, तं भूतपृथग्भावम्। एकस्मिन् तिष्ठति इति एकस्थः, तम् एकस्थम्। अनु पश्चात् पश्यति इति अनुपश्यति। विशेषेण तारः इति विस्तारः। सम्यक् पद्यते इति संपद्यते।

અન્વય અને અર્થઃ—यदा જ્યારે, (મુમુક્ષુ) भूतपृथग्भावम् આકાશાદિ પંચમહાભૂતોના પૃથક્‌ભાવ–ભિન્નપણા–ને, एकस्थम् એક જ આત્મામાં રહેલો, अनुपश्यति જુએ છે, च તથા, ततः તે આત્માથી, एव જ, (ફરી તેને) विस्तारम् ઉત્પત્તિ અથવા વિકાસને પામેલો, (अनुपश्यति જુએ છે,) तदा તે વખતે, (તે) ब्रह्म બ્રહ્મસ્વરૂપને, संपद्यते પ્રાપ્ત થાય છે.

ભાવાર્થઃ—જ્યારે આ મુમુક્ષુ પંચમહાભૂતોના ભિન્નભાવને પ્રલયસમયમાં એક જ આત્મામાં રહેલો જુએ છે તેમ જ સૃષ્ટિના આદિકાલમાં આત્મામાંથી જ તેને વિકાસ પામેલો એટલે ઉત્પન્ન થયેલો જુએ છે, ત્યારે જ તે સાક્ષાત્ બ્રહ્મરૂપ થઈ જાય છે. અર્થાત્ વસ્તુમાત્ર આત્મસ્વરૂપ જ છે એવું સમદર્શિપણું થાય ત્યારે જ તે બ્રહ્મસ્વરૂપને પામે છે. ૩૦.

અવતરણિકાઃ—"સર્વ દેહોમાં એક જ આત્માના અસ્તિત્વથી તેનામાં દોષોનો સંબંધ થવો જોઈએ" એવી શંકાના પરિહારમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः ॥
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥ ३१ ॥

**पदच्छेदः**—अनादित्वात्, निर्गुणत्वात्, परमात्मा, अयम्, अव्ययः, शरीरस्थः, अपि, कौन्तेय, न, करोति, न, लिप्यते.

**व्युत्पत्तिसमासाः**—न विद्यते आदिः कारणं यस्य सः अनादिः, अनादेः भावः अनादित्वम्, तस्मात् अनादित्वात् । निर्गत गुणाः यस्मात् सः निर्गुणः, निर्गणस्य भावः निर्गुणत्वम्, तस्मात् निर्गुणत्वात् । न विद्यते व्ययः यस्य सः अव्ययः । शरीरे तिष्ठति इति शरीरस्थः ।

**અન્વય અને અર્થ**:—कौन्तेय હે અર્જુન! अयम् આ, परमात्मा પરમાત્મા, अनादित्वात् અનાદિભાવથી, (અને) निर्गुणत्वात् ગુણોરહિતપણાથી, अव्ययः ક્રિયા અને વ્યયરહિત, (છે, તેથી) शरीरस्थः શરીરમાં રહેલો છતાં, अपि પણ, न, करोति (કંઈ પણ) કરતો નથી, (તેમ જ) न, लिप्यते લેપાતો નથી.

**ભાવાર્થ**:—હે કૌંતેય-અર્જુન! આ પરમાત્મા અનાદિ અને ગુણરહિત હોવાથી ક્રિયાવનાનો અને કોઈ પણ જાતના વિકારથી રહિત છે, એથી એ શરીરમાં રહેલો હોવા છતાં પણ કંઈ કરતો નથી તેમ કશાથી લેપાતો પણ નથી. અર્થાત્ એ નિષ્ક્રિય અને નિર્લિપ્ત હોવાથી શારીરિક કોઈપણ દોષો એને સ્પર્શ કરી શકતા નથી. ૩૧.

અવતરણિકા:—ઉપરના શ્લોકમાં "न करोति न लिप्यते- આત્મા કંઈ કરતો નથી તેમ જ લેપાતો પણ નથી." એમ જે કહ્યુ તેને હવે ભગવાન્ દૃષ્ટાંતથી સ્પષ્ટ સમજાવે છે:

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ॥
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ३२ ॥

पदच्छेदः—यथा, सर्वगतम्, सौक्ष्म्यात्, आकाशम्, न, उपलिप्यते, सर्वत्र, अवस्थितः, देहे, तथा, आत्मा, न, उपलिप्यते.

व्युत्पत्तिसमासाः—सर्वस्मिन् गतम् इति सर्वगतम् । सूक्ष्मस्य भावः सौक्ष्म्यम्, तस्मात् सौक्ष्म्यात् ।

અન્વય અને અર્થઃ—यथा જેવી રીતે, सर्वगतम् બધે ઠેકાણે વ્યાપ્ત થયેલું, आकाशम् આકાશ, सौक्ष्म्याव सूक्ष्मताने લઇને, न, उपलिप्यते લેપાતું નથી, तथा તેવી રીતે, आत्मा આત્મા, (પણ) सर्वत्र સર્વ દેહોમાં, अवस्थितः રહેલો (હોવા છતાં પણ), न, उपलिप्यते લેપાતો નથી.

ભાવાર્થઃ—જેવી રીતે સર્વ ઠેકાણે વ્યાપ્ત થએલું છતાં આકાશ પોતાના સૂક્ષ્મપણાને લીધે લેપાતું નથી તેવી જ રીતે આત્મા પણ પ્રાણિમાત્રનાં શરીરોમાં રહેલો હોવા છતાં–સર્વત્ર વ્યાપ્ત હોવા છતાં પણ કશાથી લિપ્ત થતો નથી. ૩૨.

અવતરણિકાઃ—ફક્ત અસંગ સ્વભાવથી જ આત્મા લિપ્ત થતો નથી એમ નહિ, પણ પોતાના પ્રકાશકપણાને લીધે કોઇનાથી પણ લિપ્ત ન થતા સૂર્યની પેઠે સર્વને પ્રકાશિત કરનાર છે એમ દૃષ્ટાંતથી ભગવાન્ અર્જુનને સમજાવે છે.

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः ॥
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥

पदच्छेदः—यथा, प्रकाशयति, एकः, कृत्स्नम्, लोकम्, इमम्, रविः, क्षेत्रम्, क्षेत्री, तथा, कृत्स्नम्, प्रकाशयति, भारत.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण काशयति इति प्रकाशयति । क्षेत्रम् अस्ति अस्य इति क्षेत्री ।

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત! यथा જેવી રીતે, एकः એક, रविः સૂર્ય, इमम् આ, कृत्स्नम् સમસ્ત, लोकम् લોકને, प्रकाशयति પ્રકાશિત કરે છે, तथा તેવી રીતે, क्षेत्री આત્મા, (પણ) कृत्स्नम् સમસ્ત, क्षेत्रम् ક્ષેત્રરૂપી શરીરને, प्रकाशयति પ્રકાશિત કરે છે.

**ભાવાર્થઃ**—હે ભારત! જેવી રીતે આ એક જ સૂર્યનારાયણ સમસ્ત લોકને પ્રકાશ આપે છે તેવી રીતે પરમાત્મા પણ સમસ્ત ક્ષેત્રરૂપી શરીરોને પ્રકાશિત કરે છે. અર્થાત્ એ પોતે કોઈનાથી પણ લિપ્ત ન થતાં પોતાના પ્રકાશથી સર્વને લિપ્ત કરી પ્રકાશિત કરે છે, અને તેથી જ એ કોઈ પણ પ્રકારના શારીરિક દોષોથી રહિત અને નિર્લિપ્ત છે. ૩૩.

**અવતરણિકાઃ**—હવે ઉપસંહાર કરતા આખા અધ્યાયનો અર્થ નીચેના શ્લોકથી ભગવાન્ કહે છે

---

१ यथा दीपः स्वशरणे दीप्यमानः प्रकाशते ।
एवमेव शरीराणि प्रकाशयति चेतनः ॥ अनुगीता ॥

જેમ દીવો પોતાના સ્થાન-ઘરમાં તેને પ્રકાશમાન કરતો પ્રકાશે છે તે પ્રમાણે જ ચૈતન્યાત્મા પણ શરીરોને પ્રકાશિત કરતો પોતે તેઓમાં પ્રકાશે છે.

क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ॥
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यांति ते परम् ॥ ३४ ॥

पदच्छेदः—क्षेत्रक्षेत्रज्ञयोः, एवम्, अन्तरम्, ज्ञानचक्षुषा, भूतप्रकृतिमोक्षम्, च, ये, विदुः, यान्ति, ते, परम्.

व्युत्पत्तिसमासाः—क्षेत्रं जानाति इति क्षेत्रज्ञः, क्षेत्रं च क्षेत्रज्ञश्च इति क्षेत्रक्षेत्रज्ञौ, तयोः क्षेत्रक्षेत्रज्ञयोः । ज्ञानम् एव चक्षुः ज्ञानचक्षुः, तेन ज्ञानचक्षुषा । भूतानां प्रकृतिः भूतप्रकृतिः, तस्याः मोक्षः भूतप्रकृतिमोक्षः, तं भूतप्रकृतिमोक्षम् ।

અન્વય અને અર્થઃ—एवम् એ પ્રમાણે, ये જેઓ, क्षेत्रक्षेत्रज्ञयोः ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો, अन्तरम् ભેદ, च તથા, भूतप्रकृतिमोक्षम् ભૂતમાત્રના ઉપાદાનકારણરૂપ (ત્રિગુણાત્મિકા અવિદ્યાલક્ષણા) પ્રકૃતિના મોક્ષ—અત્યંતાભાવને, विदुः જાણે છે, ते તેઓ, परम् પરમાર્થ તત્ત્વ—બ્રહ્મને, यान्ति પામે છે.

ભાવાર્થઃ—એ પ્રમાણે આ (અધ્યાયમાં કહ્યું તેમ) જે મનુષ્યો ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞ કોને કહેવામાં આવે છે અને તેમાં શો ભેદ છે તે ભેદને તથા ભૂતમાત્રના ઉપાદાનકારણરૂપ ત્રિગુણાત્મિકા અવિદ્યાલક્ષણા પ્રકૃતિના મોક્ષ—અત્યંતાભાવને જાણે છે, તેઓ પરમાર્થ તત્ત્વરૂપ બ્રહ્મને પામે છે. અર્થાત્ તેઓ મોક્ષ પામી ક્યારે પણ પુનર્જન્મ ધારણ કરતા નથી. ૩૪.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीत-सान्वयबोधिन्यां गुर्जरटीकायां प्रकृतिपुरुष-विवेकयोगो नाम त्रयोदशोऽध्यायः ।

---

# चतुर्दशोऽध्यायः ।



**અવતરણિકા:**—' આ જગત્‌મા ઉત્પન્ન થતી વસ્તુમાત્ર ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના સયોગથી જ ઉત્પન્ન થાય છે,' એમ આગળ કહેવામા આવ્યુ. તેને જ સારી રીતે સ્પષ્ટ કરવાના હેતુથી **" परं भूयः प्रवक्ष्यामि "** ઇત્યાદિ શ્લોકોથી ભગવાન્ કહેવાનુ શરૂ કરે છે, અથવા 'ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જગત્‌પ્રતિ કારણત્વ ઇશ્વરની આધીનતા હેઠળ છે, પરન્તુ સાખ્યવાદીઓ તેને જેમ સ્વતત્ર માને છે તેમ તે સ્વતંત્ર કારણભૂત નથી ' એ જણાવવા તેમ જ 'પુરુષનો પ્રકૃતિ સાથે એકૈયાધ્યાસ, પુરુષ—આત્મા—નો ગુણોમા સગ, અને એ જ પ્રત્યેક જીવાત્માઓને ઉત્તમ અથવા અધમ યોનિઓમા જન્મ આપવાનુ એટલે કે સસારનુ કારણ છે,' એમ સ્પષ્ટીકરણ કરતા તે ક્યા ગુણમા? (૧), તેનો કેવી રીતે સગ છે? (૨), કેટલા ગુણો છે? (૩), કેવી રીતે આત્માનુ બધન કરે છે? (૪), ગુણોમાથી મુક્ત કેમ થવાય? (૫), અને મુક્ત થયેલાના લક્ષણો કેવા હોય? (૬), એ છ પ્રશ્નોના પ્રત્યુત્તર આપવાના હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ આ ચોદમો અધ્યાય કહે છે.

**श्रीभगवानुवाच ।** શ્રીભગવાન્ કહે છે—

**परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ॥**
**यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः ॥१॥**

**पदच्छेदः**—परम्, भूयः, प्रवक्ष्यामि, ज्ञानानाम्, ज्ञानम्, उत्तमम्, यत्, ज्ञात्वा, मुनयः, सर्वे, पराम्, सिद्धिम्, इतः, गताः.

---

१ अध्यासोऽतत्तद्भासोऽहेरज्जौ स्याद्यथा भ्रमः ।
आत्मन्यनात्मनो भासो देहाऽऽद्य ममता ततः ॥

નહિ જે તે (વસ્તુ તે) મા તે (વસ્તુ) નું ભાસવુ તે અધ્યાસ છે જેમ રજ્જુમા સર્પનો ભ્રમ અને આત્મા-સ્વરૂપ-બ્રહ્મમા અનાત્મા-જગત્-દેહાદિનો ભાસ થાય છે. અને તેથી જ દેહમા અહંતા અને મમતા થાય છે

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण वक्ष्यामि प्रवक्ष्यामि । सिध्यन्ति कार्याणि यस्या सा सिद्धि, ता सिद्धिम् ।

**અન્વય અને અર્થઃ**—( હે અર્જુન! ) भूय ફરી ( હું તને ) ज्ञानानाम् સર્વ જાતનાં જ્ઞાનોમા, उत्तमम् ઉત્તમ, परम શ્રેષ્ઠ ज्ञानम् જ્ઞાન, प्रवक्ष्यामि કહીશ, ( કે ) यत् જેને, ज्ञात्वा જાણીને, सर्वे ઘણા, मुनय ( મનનશીલ ) મુનિઓ, इत આ લોકમાંથી, पराम् પરમ, सिद्धिम् સિદ્ધિને, गता પામેલા છે

**ભાવાર્થઃ**—હે અર્જુન! ફરીથી હવે સર્વ જ્ઞાનમા ઉત્તમ એવુ શ્રેષ્ઠ જ્ઞાન કે જેને જાણીને સઘળા મનનશીલ–મુનિઓ આ લોકમાથી બ્રહ્મસબધી પરમ સિદ્ધિને પામ્યા છે, તે હુ તને કહીશ અર્થાત્ તે જાણીને તું પણ પરમ સિદ્ધિ પ્રાપ્ત કરી શકીશ. ૧.

**અવતરણિકા**—એ પરમસિદ્ધિ આપનાર જ્ઞાનનું ફલ કર્મના ફલથી કેવુ ઉત્તમ પ્રકારનુ છે, તે દર્શાવતા ભગવાન્ કહે છે

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ॥
सर्गेऽपि नोपजायंते प्रलये न व्यथंति च ॥ २ ॥

पदच्छेदः—इदम्, ज्ञानम्, उपाश्रित्य, मम, साधर्म्यम्, आगताः, सर्गे, अपि, न, उपजायन्ते, प्रलये, न, व्यथन्ति, च.

---

१ परागर्थप्रमेयेषु या फलत्वेन सगता ।
सवि‍ित्सैवेह मेयोऽर्थो वेदान्तोक्तप्रमाणत ॥ वार्तिककारा ॥

ઉપરના શ્લોકમા જ્ઞાનાનાં જ્ઞાનમુત્તમમ્ એટલે જ્ઞાનોમા ઉત્તમ જ્ઞાન એમ જે કહ્યું તે અમાનિત્વાદિ જ્ઞાનના સાધનોના ફળરૂપ જ્ઞાન નહિ, પણ ભિન્ન ભિન્ન યજ્ઞાદિના જ્ઞાનોમા જે ફળરૂપે સપ્રાપ્ત આત્મશુદ્ધિ–મોક્ષનું સાધન જ્ઞાન તે જ અહિ વેદાંતવાક્યોના પ્રમાણથી જ્ઞેય વસ્તુ છે.

**व्युत्पत्तिसमासाः**—धर्मेण सह वर्तमानः सधर्मः, सधर्मस्य भावः साधर्म्यम्, तत्। सृज्यन्ते अस्मिन् इति सर्गः, तस्मिन् सर्गे। प्रकर्षेण लयः प्रलयः, तस्मिन् प्रलये।

**અન્વય અને અર્થઃ**—इदम् આ, ज्ञानम् જ્ઞાનનો, उपाश्रित्य અત્યંત આશ્રય કરીને, मम મારા, साधर्म्यम् સમાનરૂપને, आगताः પ્રાપ્ત થયેલા (જનો), सर्गे સૃષ્ટિના આરંભકાલમાં, अपि પણ, न, उपजायन्ते ઉત્પન્ન થતા નથી. च તેમ, प्रलये સૃષ્ટિના નાશ વખતે, (પણ) न, व्यथन्ति પીડા પામતા નથી.

**ભાવાર્થઃ**—મારા આ જ્ઞાનનો આશ્રય કરીને કેટલાક મારા રૂપને–સાયુજ્ય મોક્ષને પામ્યા છે, અને એવા મારા રૂપને પામેલા તત્ત્વજ્ઞાનીઓ સૃષ્ટિની શરુઆતમાં કયારે પણ ઉત્પન્ન થતા નથી, તેમ જ સૃષ્ટિના વિનાશકાલે પણ મૃત્યુ સંબંધી પીડા પામતા નથી. અર્થાત્ એવા જ્ઞાનયુકત તત્ત્વવેત્તાઓને જન્મમરણનાં અસહ્ય બંધનો કયારે પણ પ્રાપ્ત થતાં નથી, કારણ કે તેઓ મોક્ષને પામી ગએલા હોય છે. ૨.

**અવતરણિકાઃ**—પાછળ કહેવામા આવ્યું છે તે પ્રમાણે 'ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો સયોગ જ પ્રાણિઓની ઉત્પત્તિનું કારણ છે' તે ફરીથી ભગવાન્ પ્રસંગવશાત્ કહે છે

**मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम्॥**
**संभवः सर्वभूतानां ततो भवति भारत॥ ३॥**

---

१ विष्णोर्योनिर्गर्भसंधारणार्था महामाया सर्वदु खैर्विहीना॥
तथाप्यात्मानं दु खिवन्मोहनार्थं प्रकाशयन्ती सह विष्णुना सा॥ समश्रुति॥

ગર્ભ ધારણ કરવાની ઇચ્છાવાળી પરમાત્માની યોનિ જે મહામાયા તે સર્વ દુ ખોથી રહિત છે, તથાપિ જાણે દુ ખવાળી હોય તેમ આત્માને મોહ પમાડવા માટે પરમાત્મા સાથે પ્રકાશ કરતી વર્તતી જણાય છે.

**पदच्छेदः**—मम, योनिः, महद्ब्रह्म, तस्मिन्, गर्भम्, दधामि, अहम्, संभवः, सर्वभूतानाम्, ततः, भवति, भारत.

**व्युत्पत्तिसमासाः**—महत् च तत् ब्रह्म इति महद्ब्रह्म। भवति इति भवः, सम्यक् भवः इति संभवः।

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત! मम મારી, योनिः ત્રિગુણાત્મિકા માયા-પ્રકૃતિ, महद्ब्रह्म (સર્વ કાર્યમાં વિશિષ્ટ હોવાથી મહત્ અને પોતાના વિકારોને પોષણ કરવાથી બ્રહ્મ એ પ્રમાણે) મહદ્બ્રહ્મ છે, तस्मिन् તે મહદ્બ્રહ્મ-યોનિ-પ્રકૃતિમાં, अहम् હું, गर्भम् હિરણ્યગર્ભ-બ્રહ્માના જન્મનું બીજ, दधामि નાખું છું, ततः તેથી (બ્રહ્માની ઉત્પત્તિ દ્વારા), सर्वभूतानाम् સર્વ પ્રાણિઓની, संभवः ઉત્પત્તિ, भवति થાય છે.

**ભાવાર્થઃ**—હે ભારત! મારી ત્રિગુણાત્મિકા પ્રકૃતિ-યોનિ મહદ્બ્રહ્મ છે, અને તે મહદ્બ્રહ્મ-યોનિ-માં હું બ્રહ્માના જન્મનું બીજ રોપું છું. એ પ્રમાણે તે બીજના આરોપણથી તે બ્રહ્માની ઉત્પત્તિ દ્વારા સર્વ પ્રાણિઓની ઉત્પત્તિ થાય છે. ૩.

**અવતરણિકાઃ**—"ઉપર જણાવેલા કારણ પ્રમાણે હિરણ્યગર્ભ દ્વારા ભૂતમાત્રની ઉત્પત્તિ છે એમ કહી શકાય? કારણ કે દેવાદિ તથા વિશિષ્ટ જાતિઓમાં અને વિશિષ્ટ દેહોમાં બીજાં કારણોથી પણ ઉત્પત્તિ થતી જોવામાં આવે છે." તો તેની શંકાના પરિહારમાં 'પ્રકૃતિ તે યોનિ અને ગર્ભાધાનકર્તા તે હું' એવો ક્રમ પ્રત્યેક વખતે પ્રત્યેક કલ્પમાં માનવો જોઈએ, એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે:

सर्वयोनिषु कौंतेय मूर्तयः संभवंति याः ॥
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥

**पदच्छेदः**—सर्वयोनिषु, कौन्तेय, मूर्तयः, संभवन्ति, याः, तासाम्, ब्रह्म, महत्, योनिः, अहम्, बीजप्रदः, पिता.

**व्युत्पत्तिसमासाः**—सर्वाश्च ता योनयश्च सर्वयोनयः, तासु सर्वयोनिषु । सम्यक् भवन्ति इति संभवन्ति । बीज प्रकर्षेण ददाति इति बीजप्रदः ।

**અન્વય અને અર્થઃ**—कौन्तेय હે કૌંતેય ! सर्वयोनिषु ( દેવ, પિતૃ, મનુષ્ય, પશુ, મૃગાદિ ) સર્વ યોનિઓમા, या જે, मूर्तयः દેહાકૃતિઓ, संभवन्ति ઉત્પન્ન થાય છે, तासाम् તે સઘળીનું, योनिः કારણ, ( માતા ) महत् ત્રિગુણાત્મિકા, ब्रह्म માયા–પ્રકૃતિ છે, ( અને ) बीजप्रदः બીજ ધારણ કરાવનાર, पिता પિતા, अहम् હું, ( છુ ).

**ભાવાર્થઃ**— હે કૌંતેય ! દેવ, પિતૃ, મનુષ્ય, પશુ, વગેરે સર્વ યોનિઓમાં જે જે મૂર્તિઓ ઉત્પન્ન થાય છે તે સઘળીનું યોનિ–ઉત્પત્તિસ્થાન–કારણ (માતા) ત્રિગુણાત્મિકા–માયા–પ્રકૃતિ છે, અને પ્રકૃતિને ગર્ભાધાન કરાવનાર પિતા હું છુ. અર્થાત્

---

१ ( स हैतावानास) यथा स्त्रीपुमांऽसौ संपरिष्वक्तौ स इममेवा मान द्वेधापातयत् । तत पतिश्च पत्नी चाभवताम् ॥ श्रुति ॥

સૃષ્ટિના આરભકાળમા પ્રથમ ભિન્ન થવાની ઇચ્છા કરી, એમ કહ્યુ તે એક જ આત્મા હતો જેમ કે સ્રી અને પુરુષ બન્ને મળ્યા–એકત્ર થયા પછી સૃષ્ટિ થવા માટે આત્માએ પોતે જ એ માયોપાધિવાન્ આત્મા–શરીરને એકમાથી બે પ્રકારનુ કર્યું અને ( નીચી પાયરી પર ગયુ ) તેથી તે સ્રી અને પુરુષ થયા.

તે સર્વ મૂર્તિઓ મારી પ્રકૃતિમાં મારાથી જ ઉત્પન્ન થાય છે એમ તું માન. ૪.

અવતરણિકાઃ—"એ સર્વ આપનાથી ઉત્પન્ન થાય છે, પરંતુ તેમા 'દેહોમા આત્માઓને બંધનકારક કયા કયા ગુણો છે? અને તે કેવી રીતે પ્રાણિઓને બંધન કરે છે'?" એવા પ્રશ્નના સંબંધમા ભગવાન્ કહે છે

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ॥
निबध्नंति महाबाहो देहे देहिनमव्ययम् ॥ ५ ॥

पदच्छेदः—सत्त्वम्, रजः, तमः, इति, गुणाः, प्रकृतिसंभवाः, निबध्नन्ति, महाबाहो, देहे, देहिनम्, अव्ययम्.

व्युत्पत्तिसमासाः—प्रकृते संभवः येषां ते प्रकृतिसंभवा । निश्चयेन बध्नन्ति इति निबध्नन्ति । देह. अस्ति अस्य इति देही, तं देहिनम् ।

---

१ अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीं प्रजां जनयन्तीं सरूपाम् ।
अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः ॥ तैत्तिरीय ॥

એક લાલ, સફેદ અને કાળા રંગની સરખા-સરસ રૂપવાળી, અને બહુ પ્રજાને જન્મ આપતી એવી અજા-બકરીને એક જ અજ-બકરો ભોગવતો તેની સાથે સૂએ છે, પણ બીજો અજ ભોગ ભોગવેલી માની તેનો ત્યાગ કરે છે

સારાંશ —રજ, સત્ત્વ અને તમોગુણવાળી માયા એક છતા નિજ નિજ કર્માનુસાર જુદી જુદી જાતની પ્રજાને ઉત્પન્ન કરનારી છે તે અજા-માયાને તેના કાર્યને એક જ અજ—અજન્મા-ક્ષેત્રજ્ઞ-જીવ ભોગવતો તેની સાથે સૂએ છે-મોહનિદ્રા ભોગવે છે, અને બીજો અજ-અજન્મા-તેનાથી વિલક્ષણ જીવ-તેનો ત્યાગ કરે છે અર્થાત્ એક અજ્ઞાનવશ જીવ માયામા લેપાય છે જ્યારે બીજો જ્ઞાનવશ જીવ તેને તજે છે (એવી રીતે અજ્ઞાન દશામા અવિનાશી જીવને માયાથી ઉત્પન્ન થએલા ગુણો બંધનમા નાખે છે, પણ જ્ઞાન પ્રાપ્ત થતા તે ગુણોના બંધનથી મુક્ત થાય છે )

**અન્વય અને અર્થઃ**—महाबाहो હે મહાબાહો! सत्त्वम् સત્ત્વગુણ, रजः રજોગુણ, (અને) तमः તમોગુણ, इति એ પ્રમાણે, प्रकृतिसंभवाः (મારી) માયામાંથી ઉત્પન્ન થયેલા, (गुणाः) ત્રણ ગુણો, देहे શરીરમાં, अव्ययम् અવિનાશી, (એવા) देहिनम् આત્માને, निबध्नन्ति જકડીને બાંધે છે.

**ભાવાર્થઃ**—હે મહાબાહુ અર્જુન! સત્ત્વ, રજ અને તમ એ પ્રમાણે ત્રણ ગુણો પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા છે અને તે ગુણો આ અવિનાશી આત્માને શરીરમાં જાણે કે સચોટ બંધન કરીને રહેલા હોય તેમ તેને બાંધે છે. અર્થાત્ વાસ્તવિકમાં આત્માને બંધન નથી, પણ ગુણોના બંધનથી તે દેહમાં બંધાય છે. ૫.

**અવતરણિકાઃ**—હવે જે ગુણો આત્માને બંધનકર્તા છે તે સત્ત્વાદિ ગુણોમા 'સત્ત્વગુણનું લક્ષણ કેવા પ્રકારનુ છે' તે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે.

तत्र सत्त्वं निर्मलत्वात् प्रकाशकमनामयम् ॥
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥ ६ ॥

**पदच्छेदः**—तत्र, सत्त्वम्, निर्मलत्वात्, प्रकाशकम्। अनामयम्, सुखसङ्गेन, बध्नाति, ज्ञानसङ्गेन, च, अनघ.

**व्युत्पत्तिसमासाः**—निर्गतः मलः यस्मात् सः निर्मलः, निर्मलस्य भावः निर्मलत्वम्, तस्मात् निर्मलत्वात्। प्रकर्षेण काशयति इति प्रकाशकम्। न विद्यते आमयः यस्मिन् तत् अनामयम्। सुखे संगः इति सुखसंगः, तेन सुखसंगेन। ज्ञाने संगः इति ज्ञानसंगः, तेन ज्ञानसंगेन। न विद्यते अघं यस्मिन् सः अनघः, तत्संबुद्धौ हे अनघ।

**અન્વય અને અર્થઃ**—अनघ હે નિષ્પાપ! तत्र તે ગુણોમાં, सत्त्वम् સત્ત્વગુણ, निर्मलत्वात् સ્વચ્છપણાથી, प्रकाशकम् પ્રકાશ કરનાર, ( तथा ) अनामयम् ઉપદ્રવ–દુઃખથી રહિત (છે, અને ) सुखसङ्गेन સુખના સંગ વડે, च તથા, ज्ञानसङ्गेन જ્ઞાનના સંગ વડે, ( જીવાત્માને ) बध्नाति બાંધે છે.

**ભાવાર્થઃ**—હે નિષ્પાપ અર્જુન! એ ત્રણે ગુણોમાં પ્રથમ સત્ત્વગુણ અત્યન્ત સ્વચ્છ હોવાથી ભાસ્વર–દેદીપ્યમાન અને ઉપદ્રવ–દુઃખથી રહિત–પ્રશાંત છે, અને તેથી તે સુખ તથા જ્ઞાનના સંગવડે જીવાત્માને દેહને વિષે બાંધે છે. ૬.

અવતરણિકાઃ—હવે 'રજોગુણનું લક્ષણ અને તે કેવી રીતે જીવાત્માનું બંધન કરે છે ' તે સંબંધમાં ભગવાન્ કહે છે

**रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ॥**
**तन्निबध्नाति कौंतेय कर्मसंगेन चानघ ॥ ७ ॥**

**पदच्छेदः**—रजः, रागात्मकम्, विद्धि, तृष्णासङ्गसमुद्भवम्, तत्, निबध्नाति, कौन्तेय, कर्मसङ्गेन, च, अनघ.

**व्युत्पत्तिसमासाः**—रागः आत्मा यस्य तत् रागात्मकम्, तत्। तृष्णा च संगश्च तृष्णासंगौ, ताभ्यां सम्यक् उद्भवो यस्य तत् तृष्णासंगसमुद्भवम्, तत्। कर्मणि संगः कर्मसंगः, तेन कर्मसंगेन ।

**અન્વય અને અર્થઃ**—कौंतेय હે કૌન્તેય! रजः રજોગુણને, रागात्मकम् રાગ–આસક્તિરૂપ, ( અને ) तृष्णासङ्गसमुद्भवम् તૃષ્ણા–અપ્રાપ્ત વિષયમાં અભિલાષા, અને સંગ–પ્રાપ્ત વિષયમાં વિશિષ્ટ પ્રીતિ, તે થકી ઉત્પન્ન થએલું, विद्धि જાણ, च

અને, अनघ હે નિષ્પાપ અર્જુન! तत् તે, (રજોગુણ) कर्मसङ्गेन કર્મમાં આસક્તિ વડે, (આત્માને દેહમાં) निबध्नाति બાંધે છે.

**ભાવાર્થઃ**—હે કૌન્તેય! રજોગુણને આસક્તિરૂપ તેમ જ તૃષ્ણા–અપ્રાપ્ત વિષયને પ્રાપ્ત કરવાની અભિલાષા, અને પ્રાપ્ત થએલા વિષયમાં વિશેષ પ્રીતિ થવી તે રૂપી સંગ, એ બેથી ઉત્પન્ન થયેલો જાણ; અને હે નિષ્પાપ! તે રજોગુણ કર્મમાં આસક્તિ વડે જ જીવાત્માને દેહને વિષે બાંધે છે. ૭.

**અવતરણિકાઃ**—હવે 'તમોગુણના લક્ષણો અને તે કેવી રીતે બન્ધનકારક થાય છે' તેનો નિર્દેશ કરતા ભગવાન્ કહે છે

**तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ॥**
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥**

**पदच्छेदः**—तमः, तु, अज्ञानजम्, विद्धि, मोहनम्, सर्वदेहिनाम्, प्रमादालस्यनिद्राभिः, तत्, निबध्नाति, भारत.

**व्युत्पत्तिसमासाः**—अज्ञानात् जायते इति अज्ञानजम्, तत्। मोहयति इति मोहनम्, तत्। सर्वे च ते देहिन इति सर्वदेहिनः, तेषां सर्वदेहिनाम्। प्रमादश्च आलस्यं च निद्रा च प्रमादालस्यनिद्राः, ताभिः प्रमादालस्यनिद्राभिः। नि नितरां बध्नाति इति निबध्नाति।

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત! तु વળી, तमः તમોગુણને, अज्ञानजम् અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો, (અને) सर्वदेहिनाम् સર્વ દેહધારીઓને, मोहनम् મોહ પમાડનાર, विद्धि તું જાણ, (તેમ) तत् તે, (તમોગુણ) प्रमादालस्यनिद्राभिः પ્રમાદ, આલસ્ય અને નિદ્રાવડે, (જીવાત્માને) निबध्नाति બાંધે છે.

ભાવાર્થઃ—હે ભારત! વળી તમોગુણ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો તથા સર્વ પ્રાણિઓને મોહ પમાડનાર છે એમ તું જાણ, અને તે તમોગુણ પ્રમાદ, આલસ્ય અને નિદ્રાથી જીવાત્માને દેહનેવિષે બાંધે, છે. ૮.

અવતરણિકાઃ—ફરી પણ એ ત્રણે ગુણોનો વ્યાપાર સંક્ષેપથી ભગવાન્ કહે છે.

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ॥
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥ ९ ॥

पदच्छेदः—सत्त्वम्, सुखे, संजयति, रजः, कर्मणि, भारत, ज्ञानम्, आवृत्य, तु, तमः, प्रमादे, संजयति, उत.

व्युपत्तिसमासाः—सम् सम्यक्तया जयति इति संजयति । आ समन्तात् वृत्वा इति आवृत्य । प्रकर्षेण मादः इति प्रमादः, तस्मिन् प्रमादे ।

અન્વય અને અર્થઃ—भारत હે ભારત! सत्त्वम् સત્વ-ગુણ, (જીવાત્માને) सुखे સુખમાં, संजयति જોડે છે, रजः રજો-ગુણ, कर्मणि કર્મમાં (જોડે છે), तु પણ, तमः તમોગુણ, ज्ञानम् જ્ઞાનને, आवृत्य ઢાંકી દઈને, उत અવશ્ય, प्रमादे પ્રમાદને વિષે, संजयति જોડે છે.

ભાવાર્થઃ—હે ભરતવંશી અર્જુન! સત્વગુણ જીવાત્માને સુખમાં જોડે છે તથા રજોગુણ કર્મમાં જોડે છે, પણ તમોગુણ તો તેના જ્ઞાનને ઢાંકી દઈને તેને પ્રમાદમાં જ જોડે છે. અર્થાત સત્વ અને રજોગુણ કરતાં પણ તમોગુણ તેને વધારે અધો-ગતિએ જવામાં પ્રેરે છે. ૯.

અવતરણિકા:—'ઉપર કહેલા ગુણો પરસ્પર પોતપોતાના કર્તવ્ય સમયે અન્ય ગુણોનું અતિક્રમણ કરી ક્યારે વૃદ્ધિ પામે છે અને ક્યારે અસર કરે છે,' તે હવે ભગવાન્ કહે છે:

**रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ॥**
**रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥ १० ।**

**पदच्छेदः**—रजः, तमः, च, अभिभूय, सत्त्वम्, भवति, भारत, रजः, सत्त्वम्, तमः, च, एव, तमः, सत्त्वम्, रजः, तथा.

**व्युत्पत्तिसमासाः**—अभितः अतिशयेन भूत्वा इति अभिभूय । भरतस्य गोत्रापत्यं पुमान् भारतः, तत्संबुद्धौ हे भारत ।

**અન્વય અને અર્થ:**—भारत હે ભારત! सत्त्वम् સત્ત્વગુણ, रजः રજોગુણને, च અને, तमः તમોગુણને, अभिभूय હટાવીને, (પોતાના કર્તવ્ય સમયે) भवति વધે છે, च તથા, रजः રજોગુણ, सत्त्वम् સત્ત્વગુણને, (અને) तमः તમોગુણને, एव પણ, (એપ્રમાણે હટાવીને અધિક બલવાન્ થાય છે), तथा તેવી જ રીતે, तमः તમોગુણ, सत्त्वम् સત્ત્વગુણને, (અને) रजः રજોગુણને, अभिभूय દબાવીને, (भवति પ્રધાન બને છે.)

**ભાવાર્થ:**—હે ભરતવંશી અર્જુન! સત્ત્વગુણ, રજોગુણને, અને તમોગુણને હટાવીને પોતાના સાત્ત્વિક કર્તવ્યસમયે અધિક થાય છે, તથા રજોગુણ, સત્ત્વગુણને અને તમોગુણને હટાવીને

---

१ आगमोऽपः प्रजा देशः काल' कर्म च जन्म च ।
ध्यान मन्त्रोऽथ सस्कारो दशैते गुणहेतवः ॥ भागवते ॥

શાસ્ત્ર, જલ, પ્રજા, દેશ, કાલ, કર્મ, જન્મ, ધ્યાન, મંત્ર અને સસ્કાર, એ દશ ગુણના હેતુ–કારણ–કહેવાય છે

પોતાના રજોગુણસાધ્ય કર્તવ્યસમયે અધિક બલવાન્ થાય છે, તેવી જ રીતે તમોગુણ, સત્ત્વગુણને અને રજોગુણને દબાવીને પોતાના તમોગુણસાધ્ય કર્તવ્યસમયે પ્રધાન બને છે. અર્થાત્ એ દરેક પોતપોતાના અઙ્ગીભૂત કર્તવ્યસમયે બલવાન્ થઇ પોતાનું કર્તવ્ય કરે છે. ૧૦

અવતરણિકા:—'જ્યારે જે ગુણ પ્રધાન હોય છે તે સમયે તેના ક્યાં લક્ષણો હોય છે,' તે કહેતા 'પ્રથમ સત્ત્વગુણપ્રધાન ક્યા મનાય છે' તે હવે ભગવાન્ જણાવે છે

सर्वद्वारेषु देहेऽस्मिन् प्रकाश उपजायते ॥
ज्ञानं यदा तदा विद्याद् विवृद्धं सत्त्वमित्युत ॥११॥

पदच्छेदः—सर्वद्वारेषु, देहे, अस्मिन्, प्रकाशः, उपजायते, ज्ञानम्, यदा, तदा, विद्यात्, विवृद्धम्, सत्त्वम्, इति, उत.

व्युत्पत्तिसमासाः—सर्वाणि च तानि द्वाराणि इति सर्वद्वाराणि, तेषु सर्वद्वारेषु । विशेषेण वृद्धम् इति विवृद्धम् ।

અન્વય અને અર્થ:—यदा જ્યારે, अस्मिन् આ, देहे દેહમાં, सर्वद्वारेषु (શ્રોત્રાદિ ઇન્દ્રિયોરૂપી) સર્વ દ્વારોમાં, ज्ञानम् જ્ઞાનરૂપી, प्रकाशः પ્રકાશ, उपजायते ઉત્પન્ન થાય છે, तदा ત્યારે सत्त्वम् સત્ત્વગુણ, उत અવશ્ય, विवृद्धम् અત્યંત વૃદ્ધિ પામેલો, (છે) इति એમ, विद्यात् જાણવું

ભાવાર્થ:—જ્યારે આ શરીરને વિષે શ્રોત્રાદિ ઇન્દ્રિયોરૂપી દ્વારોમાં જ્ઞાનરૂપી પ્રકાશ ઉત્પન્ન થાય છે ત્યારે અવશ્ય સત્ત્વગુણ ઘણો જ વૃદ્ધિ પામેલો છે એમ જાણવું. ૧૧.

અવતરણિકા:—હવે 'રજોગુણ વૃદ્ધિ પામ્યો હોય ત્યારે તેનાં લક્ષણો કેવા હોય છે,' તે ભગવાન્ કહે છે

लोभः प्रवृत्तिरारंभः कर्मणामशमः स्पृहा॥
रजस्येतानि जायंते विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

पदच्छेदः—लोभः, प्रवृत्तिः, आरम्भः, कर्मणाम्, अशमः, स्पृहा, रजसि, एतानि, जायन्ते, विवृद्धे, भरतर्षभ.

व्युत्पत्तिसमासाः—लुभ्यते अनेन इति लोभः। प्रकृष्टा वृत्तिः प्रवृत्तिः। आरभ्यते इति आरम्भः। न शमः अशमः। विशेषेण वृद्धः विवृद्धः, तस्मिन् विवृद्धे। भरतानाम् ऋषभः भरतर्षभः, तत्संबुद्धौ हे भरतर्षभ।

અન્વય અને અર્થઃ—भरतर्षभ હે ભરતર્ષભ! रजसि રજોગુણ, विवृद्धे વિશેષ વૃદ્ધિ પામતાં, लोभः પારકાના દ્રવ્યને લઈ લેવાની ઈચ્છા, प्रवृत्तिः નિરંતર વ્યવસાયમાં રહેવું, कर्मणाम् ગૃહ, ઉદ્યાનાદિ કામોનો, आरम्भः નવીન ઉદ્યમ, अशमः 'આ કરીશ અને તે કરીશ' ઇત્યાદિ સંકલ્પ-વિકલ્પોની પરંપરા-અશાંતિ, (અને) स्पृहा સર્વ સામાન્ય વસ્તુ સંબંધી ઈચ્છા, एतानि એ ચિહ્નો, जायन्ते ઉદ્ભવે છે.

ભાવાર્થઃ—હે ભરતશ્રેષ્ઠ અર્જુન! રજોગુણની જ્યારે વિશેષ વૃદ્ધિ થાય છે ત્યારે લોભ, સતત વ્યવસાય, કર્મોનો નવો નવો આરંભ, અશાન્તિ અને સ્પૃહા, એ ચિહ્નો (મનુષ્યોમાં) ઉત્પન્ન થાય છે. ૧૨.

અવતરણિકા:—હવે 'વૃદ્ધિ પામેલા તમોગુણના ચિહ્નો' ભગવાન્ કહે છે

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ॥
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनंदन ॥ १३ ॥

पदच्छेदः—अप्रकाशः, अप्रवृत्तिः, च, प्रमादः, मोहः, एव, च, तमसि, एतानि, जायन्ते, विवृद्धे, कुरुनन्दन.

व्युत्पत्तिसमासाः—न प्रकाशः अप्रकाशः । न प्रवृत्तिः अप्रवृत्तिः । प्रकर्षेण मादयति इति प्रमादः । मोहयति इति मोहः । नन्दयति इति नन्दनः, कुरूणां नन्दनः कुरुनन्दनः, तत्संबुद्धौ हे कुरुनन्दन ।

અન્વય અને અર્થઃ—कुरुनन्दन હે કુરુવંશને આનંદ આપનાર! तमसि તમોગુણ, विवृद्धे, ઘણો વૃદ્ધિ પામતાં, अप्रकाशः અવિવેક, च તથા, अप्रवृत्तिः નિરુદ્યમપણું, प्रमादः કર્તવ્ય કર્મમાં આલસ્ય, च અને, मोहः મૂઢતા, एव પણ, एतानि એ ચિહ્નો, जायन्ते ઉત્પન્ન થાય છે.

ભાવાર્થઃ—હે કુરુનંદન! તમોગુણની વિશેષ વૃદ્ધિ જ્યારે શરીરમાં થાય છે ત્યારે અવિવેક, નિરુદ્યમપણું, પ્રમાદ તથા મૂઢતા એ ચિહ્નો મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે. ૧૩.

અવતરણિકાઃ—હવે 'મરણસમયે સત્ત્વ, રજ, અને તમ ગુણોમાંથી જે ગુણ વૃદ્ધિ પામ્યો હોય તો તેનું કેવું ફલ પ્રાપ્ત થાય છે,' તે બે શ્લોકથી ભગવાન્ કહે છે

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ॥
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ॥
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥ १५ ॥

पदच्छेदः—यदा, सत्त्वे, प्रवृद्धे, तु, प्रलयम्, याति, देहभृत्, तदा, उत्तमविदाम्, लोकान्, अमलान्, प्रतिपद्यते; रजसि, प्रलयम्, गत्वा, कर्मसङ्गिषु, जायते, तथा, प्रलीनः, तमसि, मूढयोनिषु, जायते.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण वृद्धम् प्रवृद्धम्, तस्मिन् प्रवृद्धे । प्रकर्षेण लयः प्रलयः, तं प्रलयम् । देहं बिभर्ति इति देहभृत् । उत्तमं महदादितत्त्वं विदन्ति उपासते इति उत्तमविदः, तेषाम् उत्तमविदाम् । न विद्यते मलं येषु ते अमलाः, तान् अमलान् । सङ्गः अस्ति येषां ते सङ्गिनः, कर्मसु सङ्गिनः कर्मसङ्गिनः, तेषु कर्मसङ्गिषु । प्रकर्षेण लीनः प्रलीनः । मूढाश्च ताः योनयश्च मूढयोनयः, तासु मूढयोनिषु ।

**અન્વય અને અર્થઃ**—देहभृत् દેહને ધારણ કરનાર–પ્રાણી, यदा જ્યારે, सत्त्वे સત્વગુણ, प्रवृद्धे વધેલો હોય, (અને) प्रलयम् મૃત્યુને, याति પામે છે, तदा ત્યારે ( તે ) उत्तमविदाम् મહતત્ત્વનું ઉપાસન કરનારા જ્ઞાનીઓના, अमलान् નિર્મલ, लोकान् લોકોને, प्रतिपद्यते પામે છે, रजसि રજોગુણ, प्रवृद्धे વૃદ્ધિ પામ્યો હોય, ( ત્યારે ) प्रलयम् મૃત્યુ, गत्वा પામીને, कर्मसङ्गिषु કર્મોમાં આસક્તિવાળા મનુષ્યોમાં, जायते જન્મ પામે છે, तथा તેમ જ, तमसि તમોગુણ, (વૃદ્ધિ પામતાં) प्रलीनः શરીર છોડી જનાર–દેહધારી, मूढयोनिषु પશુ ઇત્યાદિ મૂઢયોનિઓમાં, जायते જન્મ પામે છે.

ભાવાર્થઃ—પ્રાણી જ્યારે સત્ત્વગુણ અત્યંત વધેલો હોય અને તે સમયે જો શરીર છોડી જાય છે તો તે મહત્તત્ત્વનું ઉપાસન કરનારા જ્ઞાનીઓના નિર્મલ-પવિત્ર લોકોને પામે છે, શરીરમાં રજોગુણની પ્રબલતા થઇ હોય અને તે સમયે જો પ્રાણી મૃત્યુ પામે છે તો કર્મોમાં આસક્તિ રાખનારા મનુષ્યોમાં જન્મ પામે છે અને જો તમોગુણની પ્રબલતાના સમયમાં શરીર છોડી જાય છે તો પશુ ઇત્યાદિ મૂઢ યોનિઓમાં જન્મ પામે છે. અર્થાત્ સત્ત્વાદિ ગુણોની વૃદ્ધિ થતાં સાત્વિક, રાજસ અથવા તામસ યોનિમાં તે જન્મ ધારણ કરે છે ૧૪-૧૫.

અવતરણિકાઃ—હવે 'સાત્ત્વિક ઇત્યાદિ કર્મોના પરિણામ દ્વારા ગુણોનું કેવા પ્રકારનું ફલ છે,' તે સમ્બન્ધમાં ભગવાન્ કહે છે

**कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ॥**
**रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥**

पदच्छेदः—कर्मणः, सुकृतस्य, आहुः, सात्त्विकम्, निर्मलम्, फलम्, रजसः, तु, फलम्, दुःखम्, अज्ञानम्, तमसः, फलम्.

व्युत्पत्तिसमासाः—सुष्ठु कृतम् सुकृतम्, तस्य सुकृतस्य। सत्त्वस्य इदम् सात्त्विकम्, तत्। निर्गत. मल यस्मात् तत् निर्मलम्, तत्। न ज्ञानम् अज्ञानम्, तत्।

અન્વય અને અર્થઃ—(શિષ્ટપુરુષો) सुकृतस्य સારા-પુણ્યરૂપ, कर्मण કર્મનું, सात्त्विकम् સત્ત્વપ્રધાન, અને निर्मलम् સ્વચ્છ-દોષરહિત, फलम् ફલ, आहु કહે છે, तु તેમ,

रजसः રજોગુણયુકત કર્મનું, फलम् ફલ, दुःखम् દુઃખ, ( અને ) तमसः તમોગુણવિશિષ્ટ કર્મનું, फलम् ફલ, अज्ञानम् અજ્ઞાન, ( કહે છે ).

ભાવાર્થઃ—શિષ્ટજનો સારા–પુણ્યશાલી–કર્મોના ફલને સાત્વિક તથા સ્વચ્છ–નિર્દોષ–કહે છે, તેમ રજોગુણયુક્ત કર્મોનું ફલ દુઃખ, અને તમોગુણવિશિષ્ટ કર્મોનું ફલ અજ્ઞાન કહે છે. અર્થાત્ એપ્રમાણે ભિન્ન ભિન્ન ગુણોને અંગે ઉત્તમ, મધ્યમ તથા અધમ એમ ત્રણ પ્રકારનાં ફલ મનુષ્યને પ્રાપ્ત થાય છે. ૧૬.

અવતરણિકાઃ—ઉપરોક્ત ગુણોના ફલની ભિન્નતામાં પહેલા કહેલો હેતુ પણ તેની દૃઢતા બતાવવાની ખાતર પુન ભગવાન્ કહે છેઃ

**सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ॥**
**प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥ १७ ॥**

पदच्छेदः—सत्त्वात्, संजायते, ज्ञानम्, रजसः, लोभः, एव, च, प्रमादमोहौ, तमसः, भवतः, अज्ञानम्, एव, च.

व्युत्पत्तिसमासाः—सम्यक् जायते संजायते । प्रमादश्च मोहश्च प्रमादमोहौ । न ज्ञानम् अज्ञानम् ।

અન્વય અને અર્થઃ—सत्त्वात् સત્વગુણથી, ज्ञानम् જ્ઞાન, संजायते ઉત્પન્ન થાય છે, च અને, रजसः રજોગુણથી, लोभः લોભ, एव જ, ( ઉત્પન્ન થાય છે, તેમ ) तमसः તમોગુણથી, प्रमादमोहौ પ્રમાદ અને મોહ, भवतः ઉત્પન્ન થાય છે, च અને, अज्ञानम् અજ્ઞાન, एव પણ, ( તમોગુણથી જ થાય છે. )

ભાવાર્થઃ—સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણથી લોભ થાય છે અને તમોગુણથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે. ૧૭.

અવતરણિકાઃ—હવે 'સત્ત્વાદિ વૃત્તિનું સેવન કરનારા પુરુષો ભિન્નભિન્ન ગુણો પ્રમાણે જુદી જુદી કઈ કઈ ગતિને પામે છે,' તે કહે છે

ऊर्ध्वं गच्छंति सत्त्वस्था मध्ये तिष्ठंति राजसाः ॥
जघन्यगुणवृत्तिस्था अधो गच्छंति तामसाः ॥१८॥

पदच्छेदः—ऊर्ध्वम्, गच्छन्ति, सत्त्वस्थाः,मध्ये, तिष्ठन्ति, राजसाः, जघन्यगुणवृत्तिस्थाः, अधः, गच्छन्ति, तामसाः.

व्युत्पत्तिसमासाः—सत्त्वे तिष्ठन्ति ते सत्त्वस्था । रजस इमे राजसा । जघने भव जघन्य, जघन्यश्चासौ गुणश्च जघन्यगुण, तस्य वृत्ति जघन्यगुणवृत्ति, तस्या तिष्ठन्ति ते जघन्यगुणवृत्तिस्था । तमस इमे तामसा ।

અન્વય અને અર્થઃ—सत्त्वस्था સત્ત્વગુણનો આશ્રય કરીને રહેલાઓ, ऊर्ध्वम् ઉપરના—દેવાદિ લોકોમાં, गच्छन्ति જાય છે, राजसा રજોગુણનો આશ્રય કરીને રહેલાઓ, मध्ये મધ્ય લોક—મનુષ્યલોકમાં, तिष्ठन्ति રહે છે—ઉત્પન્ન થાય છે, (અને) जघन्यगुणवृत्तिस्था સૌથી હલકો જે તમોગુણ તેની નિદ્રા આલસ્યાદિ વૃત્તિમાં રહેલા, तामसा તમોગુણનું સેવન કરનારાઓ, अध. નીચી ગતિને—પશુ વિગેરે યોનિને, गच्छन्ति પામે છે.

ભાવાર્થઃ—સત્ત્વગુણનો આશ્રય કરીને રહેનારાં મનુષ્યો દેવાદિ લોકોમા ઉચ્ચ ગતિને પામે છે, રજોગુણની વૃત્તિવાળાં મધ્યલોક–મનુષ્યલોકમા જન્મ ધારણ કરીને રહે છે અને તમોગુણની નિદ્રા, આલસ્યાદિ વૃત્તિનુ સેવન કરનારાં તમોગુણી મનુષ્યો પશુ ઇત્યાદિ અધમ યોનિમા જન્મ ધારણ કરી અધોગતિને પામે છે. ૧૮.

અવતરણિકાઃ—" પુરુષ પ્રકૃતિમા રહેલો હોય ત્યારે મિથ્યા જ્ઞાનયુક્ત હોવાથી, ગુણોથી ઉત્પન્ન થતા સુખ, દુ ખ, મોહાદિ ભોગોમાં "હુ સુખી છુ, હુ દુ ખી છુ, હું મૂઢ છુ." ઇત્યાદિ લક્ષણવાળો રાગ તેનામા ઉત્પન્ન થાય છે અને તેથી તે પુરુષનો સારી નરસી યોનિમા જન્મ થાય છે," એ આગલા અધ્યાયમા કહ્યું, તેમ આ અધ્યાયમા પણ " **सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसम्भवाः** " ઇત્યાદિથી શરુ કરી " ગુણોનુ સ્વરૂપ, ગુણોના ભાવ પુરુષના પોતાના આચરણથી જૂદા જૂદા વિષયોમા તેનું ગુણોથી થતુ બધન, અને અમુક ગુણનો આશ્રય કરનારની અમુક ગતિ થાય છે ' ઇત્યાદિ સઘળુ, તેમજ " મિથ્યાજ્ઞાન અને અજ્ઞાનમૂલક સસારમા જીવાત્માને બધનના કારણો " એ સર્વ વિસ્તારપૂર્વક કહી, હવે " તેનાથી વિરુદ્ધ રહેલું સમ્યક્દર્શન જો માણસને થાય તો તેથી તે મોક્ષ પામે છે " એ પ્રમાણે સમ્યક્દર્શનથી થતા મોક્ષસબધમા પણ ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति ॥
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥१९॥

पदच्छेदः—न, अन्यम्, गुणेभ्यः, कर्तारम्, यदा, द्रष्टा, अनुपश्यति, गुणेभ्यः, च, परम्, वेत्ति, मद्भावम्, सः, अधिगच्छति.

व्युत्पत्तिसमासाः—करोति असौ कर्ता, तं कर्तारम्। पश्यति असौ द्रष्टा। मम भावः मद्भावः, तं मद्भावम्।

**અન્વય અને અર્થઃ**—यदा જ્યારે, द्रष्टा આત્મદર્શી, (જીવાત્મા) गुणेभ्यः સત્ત્વ, રજ, તમ એ ગુણોથી, अन्यम् બીજા-અન્ય કોઈને, कर्तारम् કર્તા તરીકે, न, अनुपश्यति જોતો નથી, च અને, गुणेभ्यः ગુણોથી, परम् પર રહેલા (ગુણવ્યાપારના સાક્ષીભૂત આત્મા) ને, वेत्ति જાણે છે, (ત્યારે) सः તે, (જીવાત્મા,) मद्भावम् મારા ઈશ્વરભાવને, अधिगच्छति પામે છે.

**ભાવાર્થઃ**—જ્યારે આ જીવાત્મા આત્મદર્શી થઈને ગુણો વિના અન્ય કોઈને પણ કર્તા ભોક્તા તરીકે જોતો નથી, તેમ ગુણોથી પર-દૂર એટલે ગુણવ્યાપારના સાક્ષીભૂત આત્માને જાણે છે, અર્થાત્ તેના સત્યસ્વરૂપને સમજે છે ત્યારે તે મારા આત્મભાવ-ઈશ્વરભાવને પામે છે. ૧૯.

અવતરણિકાઃ—"ઉપર કહેવામાં આવ્યો તેવો આત્મદર્શી ભગવાનના આત્મભાવને-ઈશ્વરત્વને પામે છે, પણ તે કેવી રીતે પામે છે?" તેના પ્રત્યુત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

गुणानेतानतीत्य त्रीन् देही देहसमुद्भवान् ॥
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते॥ २० ॥

पदच्छेदः—गुणान्, एतान्, अतीत्य, त्रीन्, देही, देहसमुद्भवान्, जन्ममृत्युजरादुःखैः, विमुक्तः, अमृतम्, अश्नुते.

**व्युत्पत्तिसमासाः**—देहः अस्ति अस्य इति देही । देहाना समुद्भवः येभ्यः ते देहसमुद्भवाः, तान् देहसमुद्भवान् । जन्म च मृत्युश्च जरा च दुःखानि च जन्ममृत्युजरादुःखानि, तैः जन्ममृत्युजरादुःखैः । विशेषेण मुक्तः विमुक्तः ।

**અન્વય અને અર્થઃ**—देही શરીરધારી–જીવાત્મા, देहसमुद्भवान् શરીરોની ઉત્પત્તિના બીજરૂપ, एतान् એ, त्रीन् ત્રણે, गुणान् ગુણોને, अतीत्य ઓળંગીને–તજીને, जन्ममृत्युजरादुःखैः જન્મ, મરણ, જરાવસ્થા અને જીવનનાં દુઃખો થકી, विमुक्तः અત્યંત મુક્ત થઈને, अमृतम् અમૃતને, अश्नुते ભોગવે છે, અર્થાત્ જીવતો છતાં બ્રહ્મના આનંદરૂપ પરમ કૈવલ્યને ભોગવે છે.

**ભાવાર્થઃ**—આ શરીરધારી જીવાત્મા શરીરની ઉત્પત્તિના બીજરૂપ એવા એ ત્રણે ગુણોનું અતિક્રમણ કરીને, એટલે કે તેમને પોતાને વશ કરીને જ્યારે રહે છે ત્યારે તે જીવતો છતાં જન્મ, મૃત્યુ, ઘડપણ અને જીંદગીનાં દુઃખોમાંથી તદ્દન મુક્ત થઈને એટલે ગુણરહિત અને રાગદ્વેષાદિ દ્વન્દ્વથી રહિત થઈને અમૃત–મોક્ષ–કૈવલ્ય–ને ભોગવે છે. અર્થાત્ પોતે જ્યારે નિર્ગુણ અવસ્થા ભોગવે છે ત્યારે જ તે નિર્ગુણબ્રહ્મને મેળવવા શક્તિમાન્ થાય છે. ૨૦.

**અવતરણિકાઃ**—"મનુષ્ય જીવતો છતાં જ ગુણોનું અતિક્રમણ કરી અમૃતત્વને અનુભવે છે." એ ભગવાનના કથનને પ્રશ્નનું બીજ સમજી "તેવા જીવન્મુક્ત બ્રહ્મજ્ઞનાં લક્ષણો કેવાં હોઈ શકે ?" તે અર્જુન ભગવાનને પૂછે છે:

अर्जुन उवाच । અર્જુન પૂછે છે –

कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ॥
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥

**पदच्छेदः**—कैः, लिङ्गैः, त्रीन्, गुणान्, एतान्, अतीतः, भवति, प्रभो, किमाचारः, कथम्, च, एतान्, त्रीन्, गुणान्, अतिवर्तते.

**व्युत्पत्तिसमासाः**—लिंगयति तानि लिङ्गानि, तै लिंगै । प्रकर्षेण भवति इति प्रभु:, तत्सबुद्धौ हे प्रभो । क आचारः यस्य स किमाचार. । अति अतिक्रम्य वर्तते इति अतिवर्तते ।

**અન્વય અને અર્થ:**—प्रभो હે પ્રભો ! ( પુરુષ ) कः કેવા પ્રકારનાં, लिङ्गैः ( આત્મામાં ઉત્પન્ન થયેલાં ) ચિહ્નો વડે, एतान् એ, त्रीन् ત્રણ, गुणान् ગુણોને, अतीत અતિક્રમણ કરી ગએલો, भवति થાય છે, ( તેમ તે ) किमाचार. કેવી રીતના આચરણ-વાળો ( હોય છે ), च તથા, एतान् એ, त्रीन् ત્રણ, गुणान् ગુણોને, कथम् કેવી રીતે, अतिवर्तते ઉલ્લઘન કરી શકે છે ?

**ભાવાર્થ:**—હે પ્રભો ! આ પુરુષ કેવા પ્રકારનાં લક્ષણો વડે એ ત્રણ ગુણોને ઓળંગી જાય છે ? તેમ તેના આચરણ કેવા પ્રકારનાં હોય છે ? અને તે કેવી રીતે એ ત્રણ ગુણોનું ઉલ્લઘન કરી શકે છે ? તે આપ કૃપા કરીને મને કહો. ૨૧.

અવતરણિકા —"ગુણોથી અતીત થયેલા પુરુષના લક્ષણો, અને ગુણાતીત થવાનો ઉપાય,' એ ઉપરના શ્લોકમા અર્જુને જે પૂછ્યુ તેનો ભગવાન શ્રીકૃષ્ણ હવે પ્રત્યુત્તર આપે છે

श्रीभगवानुवाच । श्રીભગવાન્ કહે છેઃ—

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पांडव ॥
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥२२॥

पदच्छेदः—प्रकाशम्, च, प्रवृत्तिम्, च, मोहम्, एव, च, पाण्डव, न, द्वेष्टि, संप्रवृत्तानि, न, निवृत्तानि, काङ्क्षति.

---

૧ જ્ઞાનની સાત ભૂમિકાઓ —

ज्ञानभूमि शुभेच्छाख्या प्रथमा समुदाहृता । विचारणा द्वितीया तु तृतीया तनुमानसा ॥
सत्त्वापत्तिश्चतुर્थी स्यात्ततोऽससक्तिनामिका । पदार्थभावनी षष्ठी सप्तमी तुर्यगा स्मृता ॥

॥ वासिष्ठे ॥

'શુભેચ્છા' નામની જ્ઞાનની પહેલી ભૂમિકા છે, 'વિચારણા' નામની બીજી, 'તનુમાનસા' ત્રીજી, 'સત્ત્વાપત્તિ' ચોથી, 'અસસક્તિ' નામની પાચમી, 'પદાર્થ-ભાવની' છઠ્ઠી અને 'તયગા' એ સાતમી ભૂમિકા કહેલી છે.

એ ભૂમિકાઓમા જે વિવેક, વૈરાગ્ય, ષટ્સપત્તિ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન) તથા મુમુક્ષુતા એ ચાર સાધનથી સપન્ન હોય તે 'શુભેચ્છા' નામની પહેલી ભૂમિકા છે, શ્રવણ અને મનનરૂપ વિચારાત્મિકા 'વિચારણા' નામની બીજી, નિદિધ્યાસન (ધ્યાન) રૂપી 'તનુમાનસા' નામની ત્રીજી, એ ત્રણ સાધનભૂમિકાઓ છે બ્રહ્મસાક્ષાત્કારરૂપ 'સત્ત્વાપત્તિ' નામની ચોથી ભૂમિકા–ફલભૂમિકા છે, એ ભૂમિકામા યોગી કૃતાર્થ થાય છે, છતા પણ અત્ય ત જીવનમુક્તિનુ સુખ અનુભવી શકતો નથી. એ ઉપરાત ત્રણ ભૂમિકાઓ જીવનમુક્તિના અવાંતર ભેદો છે. તેમા પણ પાચમી 'અસસક્તિ' નામની ભૂમિકામા રહેલો યોગી 'બ્રહ્મવિદ્વર' કહેવાય છે અને તે પોતે જ ઉઠે છે, છઠ્ઠી 'પદાર્થભાવની' ભૂમિકામાં રહેલો યોગી 'બ્રહ્મવિદ્વરીયાન્' કહેવાય છે, તે બીજાના પ્રયત્નથી વ્યુત્થાનને પ્રાપ્ત થાય છે, અને સાતમી 'તુર્યગા'માં રહેલો યોગી 'બ્રહ્મવિદ્વરિષ્ઠ' કહેવાય છે, તે પોતાના કે પરના પ્રયાસે પણ ઉત્થાન પામતો નથી અર્થાત તે નિત્ય સમાધિસ્થ હોતાં અત્ય ભૂમિકાને પ્રાપ્ત થએલો હોવાથી એ શ્લોકમા કહ્યા પ્રમાણે પ્રકાશાદિનો દ્વેષ કે નિવૃત્ત કર્મોની આકાક્ષા વિગેરે કંઇ પણ કરતો નથી.

**व्युत्पत्तिसमासाः**—प्रकृष्टा वृत्तिः प्रवृत्तिः, ता प्रवृत्तिम्। सम्यक् प्रवृत्तानि संप्रवृत्तानि, तानि । निश्चयेन वृत्तानि इति निवृत्तानि, तानि।

**અન્વય અને અર્થઃ**—पाण्डव હે પાંડુપુત્ર અર્જુન! (જે ગુણાતીત પુરુષ) प्रकाशम् (સત્ત્વગુણનું ચિહ્ન) પ્રકાશ, च તથા, प्रवृत्तिम् (રજોગુણનું ચિહ્ન) પ્રવૃત્તિ, च અને, मोहम् (તમોગુણનું ચિહ્ન) મોહ, (એમ એ) संप्रवृत्तानि સારી રીતે પ્રવૃત્ત થએલાં કાર્યોનો, न, द्वेष्टि દ્વેષ કરતો નથી, (તેમ) निवृत्तानि ઉપરામ પામેલાં એ કાર્યોને, न, कांक्षति ઈચ્છતો પણ નથી.

**ભાવાર્થઃ**—હે અર્જુન! જે પુરુષ એમ ગુણાતીત થએલો હોય છે તે સત્ત્વગુણના લક્ષણરૂપ પ્રકાશ, રજોગુણના લક્ષણરૂપ પ્રવૃત્તિ અને તમોગુણના લક્ષણરૂપ મોહ, ઇત્યાદિ એ ગુણોનાં અનાયાસે પ્રાપ્ત થયેલાં કાર્યોનો દ્વેષ કરતો નથી, તેમ જ તેવાં કાર્યો જો નિવૃત્ત થએલાં હોય એટલે પોતાને પ્રાપ્ત ન થએલાં હોય તો તેવાં એ કાર્યોની આકાંક્ષા પણ કરતો નથી. ૨૨.

અવતરણિકા—હવે ગુણાતીત પુરુષનું આચરણ કેવું હોયછે તેનો પ્રત્યુત્તર આપતા ભગવાન્ કહે છે

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ॥
गुणा वर्तंत इत्येव योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥

**पदच्छेदः**—उदासीनवत्, आसीनः, गुणैः, यः, न, विचाल्यते, गुणाः, वर्तन्ते, इति, एव, यः, अवतिष्ठति, न, इङ्गते.

**व्युत्पत्तिसमासाः**—उद् ऊर्ध्वं तटस्थतया आसीनः इति उदासीनः, उदासीन इव इति उदासीनवत्। विशेषेण चाल्यते इति विचाल्यते।

**અન્વય અને અર્થઃ**—यः જે પુરુષ, उदासीनवत् તટસ્થ પુરુષની માફક, आसीनः રહેલો, गुणैः સત્ત્વાદિ ગુણો વડે, न, विचाल्यते ચલાયમાન થતો નથી, (અને) गुणाः ગુણો, (પરસ્પર) वर्तन्ते વર્તે છે, इति એમ, एव જ, (જાણીને), यः જે, अवतिष्ठति સ્થિર થઇને રહે છે, (પરંતુ) न, इङ्गते જરાપણ ચેષ્ટા કરતો નથી;

**ભાવાર્થઃ**—જે પુરુષ તટસ્થની માફક સંસારનાં કાર્યોમાં વર્તતો થકો સત્ત્વાદિ ગુણોવડે ચલાયમાન થતો નથી, પણ ગુણો જ પરસ્પર પોતપોતાના કાર્યમાં પ્રવર્તે છે એમ જાણીને સ્થિર રહે છે, પરંતુ જરા પણ અસ્થિર થતો નથી; ૨૩.

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ॥
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥

**पदच्छेदः**—समदुःखसुखः, स्वस्थः, समलोष्टाश्मकाञ्चनः, तुल्यप्रियाप्रियः, धीरः, तुल्यनिन्दात्मसंस्तुतिः.

**व्युत्पत्तिसमासाः**—दुःखं च सुखं च दुःखसुखे, समे दुःखसुखे यस्य सः समदुःखसुखः। स्वे आत्मनि तिष्ठति इति स्वस्थः। लोष्टं च अश्मा च काञ्चनं च लोष्टाश्मकाञ्चनानि, समानि लोष्टाश्मकाञ्चनानि यस्य सः समलोष्टाश्मकाञ्चनः। प्रियं च अप्रियं च प्रियाप्रिये, तुल्ये प्रियाप्रिये यस्य सः तुल्यप्रियाप्रियः। सम्यक् स्तुतिः संस्तुतिः, आत्मनः संस्तुतिः आत्मसंस्तुतिः, निन्दा च आत्मसंस्तुतिश्च निन्दात्मसंस्तुती, तुल्ये निन्दात्मसंस्तुती यस्य सः तुल्यनिन्दात्मसंस्तुतिः।

**અન્વય અને અર્થઃ**—(વળી જે) समदुःखसुख દુઃખ અને સુખ જેને સમાન છે એવો, स्वस्थ આત્મામાં સ્થિત—પ્રસન્ન, समलोष्टाश्मकाञ्चन માટી, પત્થર અને સોનાને સમાન માનનારો, तुल्यप्रियाप्रिय જેને પ્રિય અને અપ્રિય એ બંને સમાન છે એવો, धीर. ધીરજવાળો, (તેમ) तुल्यनिन्दात्मसंस्तुति પોતાની નિંદા અને પ્રશંસાને સમાન જાણનારો,

**ભાવાર્થઃ**—વળી જેને દુઃખ તથા સુખ સમાન છે, જે સદા પ્રસન્ન છે, જેને માટી, પત્થર અને સોનામાં સમાન ભાવ છે, પ્રિય તથા અપ્રિય પણ જેને તુલ્ય છે, જે ધૃતિમાન્ છે, તથા જેને પોતાની નિંદા તેમ જ પ્રશંસા પણ સમાન છે, ૨૪

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ॥
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥ २५ ॥

**पदच्छेदः**—मानापमानयोः, तुल्यः, तुल्यः, मित्रारिपक्षयोः, सर्वारंभपरित्यागी, गुणातीतः, सः, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—मानश्च अपमानश्च मानापमानौ, तयोः मानापमानयोः । मित्रं च अरिश्च मित्रारी, तयोः पक्षौ इति मित्रारिपक्षौ, तयोः मित्रारिपक्षयोः । आरभ्यन्ते इति आरम्भाः, सर्वे च ते आरम्भाश्च सर्वारम्भाः, तेषां परितः सर्वशः त्यागः इति सर्वारम्भपरित्यागः, सः अस्ति अस्य इति सर्वारम्भपरित्यागी । गुणान् अतीतः गुणातीतः ।

**અન્વય અને અર્થઃ**—(જે) मानापमानयोः માન અને અપમાનમાં, तुल्यः સમાન, मित्रारिपक्षयोः મિત્ર અને શત્રુઓના પક્ષમાં, (પણ) तुल्यः સમાન, (અને) सर्वारम्भपरित्यागी

પ્રત્યક્ષ તથા પરોક્ષ હેતુવાળાં કર્મોના ત્યાગવાળો પુરુષ છે, સઃ તે, ગુણાતીતઃ ગુણોનું અતિક્રમણ કરી ગએલો, उच्यते કહેવાય છે.

**ભાવાર્થઃ**—વળી જે માન અને અપમાનમાં તુલ્ય માનનારો, મિત્ર તથા શત્રુના પક્ષમાં સમાન રહેનારો અને પ્રત્યક્ષ કે પરોક્ષ હેતુવાળાં કર્મોનો ત્યાગી બનેલો છે, તે પુરુષ ગુણોથી પર કહેવાય છે, અર્થાત્ એવો પુરુષ જ ગુણોને ઓળંગી ગએલો હોય છે અને તે જ મોક્ષ મેળવવા સમર્થ થાય છે. એટલે એ પ્રમાણે ઉપર કહેલાં ગુણાતીતનાં લક્ષણો સંપાદન કરવા પ્રત્યેક સુમુક્ષુએ મથવું જોઈએ. ૨૫.

**અવતરણિકાઃ**—હવે 'પ્રાણી ત્રણ ગુણોનુ અતિક્રમણ કરી તેનાથી પર કેવી રીતે થાય છે?' તે સંબંધમાં પ્રત્યુત્તર આપતા ભગવાન્ કહે છે.

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ॥
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥२६॥

---

१ ये तु सामान्यभावेन मन्यन्ते पुरुषोत्तमम् ।
ते वै पाखण्डिनो ज्ञेया नरकार्हा नराधमा ॥ ब्रह्माण्डपुराणे ॥

જે લોકો બીજા દેવોની પેઠે જ તેમની સમાન ભાવનાવડે પરમાત્માને માને છે-સેવે છે તે પાખંડીઓને ચોક્કસ નરકને લાયક, અધમ પુરુષો જાણવા અર્થાત્ પરમાત્માને અવ્યભિચાર—અનન્યભાવવડે જે ભજે તે જ બ્રહ્મ-સાયુજ્યપદને પામે છે.

२ मत्कथाश्रुतिमात्रेण मयि सर्वगुहाशये । मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोऽम्बुधौ ॥
अहेतुक्यव्यवहिता या भक्ति पुरुषोत्तमे । लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ॥

મારી કથા—નામમાત્ર—ના શ્રવણથી સર્વેના નિવાસભૂત એવા મારામાં, જેમ ગંગાજીનું જળ અસબંધ એક જ સમુદ્ર તરફ ગતિ કરે છે તેમ જે મનની અવિચ્છિન્ન ગતિ થાય છે, તથા સંશયાદિરહિત, વ્યવધાનરહિત અને એકનિષ્ઠાવાળી પુરુષોત્તમ ભગવાન્માં જે ભક્તિ થાય છે તેને જ નિર્ગુણ ભક્તિયોગનુ લક્ષણ કહ્યુ છે

पदच्छेदः—माम्, च, यः, अव्यभिचारेण, भक्तियोगेन, सेवते, सः, गुणान्, समतीत्य, एतान्, ब्रह्मभूयाय, कल्पते.

व्युत्पत्तिसमासाः—व्यभिचरति अनेन इति व्यभिचारः, न व्यभिचारः अव्यभिचारः, तेन अव्यभिचारेण। भक्तिः एव योगः भक्तियोगः, तेन भक्तियोगेन। सम्यक् अतीत्य इति समतीत्य। ब्रह्मणः भूयः भावः ब्रह्मभूयः, तस्मै ब्रह्मभूयाय।

અન્વય અને અર્થ:—यः જે ( યતિ અથવા કર્મયોગી પુરુષ ), च પાદપૂર્ણાર્થ, अव्यभिचारेण એકનિષ્ઠાવાળા-અનન્ય એવા, भक्तियोगेन ભક્તિરૂપી યોગવડે, माम् મને, सेवते ઉપાસે છે, सः તે, एतान् એ, गुणान् ગુણોને, समतीत्य ઉલ્લંઘી જઇને, ब्रह्मभूयाय બ્રહ્મના ભાવને ( પ્રાપ્તકરવા ) માટે, कल्पते સમર્થ થાય છે.

ભાવાર્થ:—જે યતિ અથવા કર્મયોગી પુરુષ નિરંતર અનન્ય એવા ભક્તિરૂપી યોગવડે મને ઉપાસે છે, તે ઉપર કહેલા સત્ત્વાદિ ગુણોને ઓળંઘીજઇને સાક્ષાત્ બ્રહ્મભાવ-મોક્ષ-ને પ્રાપ્ત કરવા સમર્થ થાય છે. અર્થાત્ બ્રહ્મને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા પુરુષે અવશ્ય ગુણાતીત થવું જોઇએ, ત્યારે જ તે બ્રહ્મભૂત થવા શક્તિમાન્ થાય છે. ૨૬.

અવતરણિકા:—" અવ્યભિચરિત ભક્તિયોગથી મારી ઉપાસના કરનારાઓ મારા ભાવને પામે છે, પણ તેમાં મારી ઉપાસના કેમ કરવી " તેનું કારણ બતાવવા માટે ભગવાન કહે છે.

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकांतिकस्य च ॥२७॥**

पदच्छेदः—ब्रह्मणः, हि, प्रतिष्ठा, अहम्, अमृतस्य, अव्ययस्य, च, शाश्वतस्य, च, धर्मस्य, सुखस्य, ऐकान्तिकस्य, च.

व्युत्पत्तिसमासाः—प्रतिष्ठन्ति अस्याम् इति प्रतिष्ठा । न मृतम् अमृतम्, तस्य अमृतस्य । न विद्यते व्ययः यस्य तत् अव्ययम्, तस्य अव्ययस्य । धारयाति इति धर्मः, तस्य धर्मस्य । एकान्ते भवम् ऐकान्तिकम्, तस्य ऐकान्तिकस्य ।

**અન્વય અને અર્થઃ**—हि કારણ કે, अमृतस्य અવિનાશી, च અને, अव्ययस्य અવિકારી, ब्रह्मण. બ્રહ્મની, च તેમ, शाश्वतस्य નિત્ય (એવા), धर्मस्य ધર્મની, च અને, ऐकान्तिकस्य ઉપમારહિત-નિરતિશય-એકાંતમાં-સમાધિકાલમાં ઉત્પન્ન થએલા, सुखस्य સુખની, प्रतिष्ठा પ્રત્યક્ આત્મારૂપી સ્થિતિ, अहम् હું (છું).

**ભાવાર્થઃ**—કારણ કે અવિનાશી અને અવિકારી બ્રહ્મની, તેમજ શાશ્વત-સનાતન એવા ધર્મની અને નિરુપમ-નિરતિશય

---

१ एकस्त्वमात्मा पुरुषः पुराणः सत्यः स्वयञ्ज्योतिरनन्त आद्यः ।
नित्योऽक्षरोऽजस्रसुखो निरञ्जनः पूर्णोऽद्वयो मुक्त उपाधितोऽमृतः ॥
भागवते ॥

બ્રહ્મસ્તુતિમાં બ્રહ્માએ કહ્યું કે, 'હે ભગવન્! તમે એક જ આત્મા, પ્રાચીન-પુરુષ, સત્યરૂપ, સ્વયપ્રકાશ, અન્તરહિત, સર્વના આદિ, નિત્ય, અક્ષર, સદૈવ સુખરૂપ, નિરજન, પૂર્ણ, અદ્વય અને ઉપાધિરહિત અમૃત છો.'

આનંદ-સુખ-ની સ્થિતિરૂપ હું છું. અર્થાત્ સર્વને ઉપાસના કરવા યોગ્ય હું છું અને તેથી જ એવા સર્વના સ્થિતિરૂપ મને ભજનારા ભક્તો અવશ્ય મારા ભાવને પામે છે એમાં સંશય નથી. ૨૭.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीतसान्वयबोधिन्यां गुर्जरटीकायां गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः॥



# पञ्चदशोऽध्यायः ।

## અધ્યાય પંદરમો.

**અવતરણિકા:**—"કર્મયોગીઓના કર્મોનું ફલ, તેમ જ જ્ઞાનીઓના જ્ઞાનનું ફલ મારે આધીન હોવાથી, જેઓ મને ભક્તિયોગવડે ઉપાસે છે, તેઓ મારા પ્રસાદથી જ્ઞાનપ્રાપ્તિના ક્રમવડે ગુણોથી રહિત થઈ મોક્ષને પામે છે," એમ આગલા અધ્યાયના અંતના "**मां च योऽन्यभिचारेण**—" એ શ્લોકથી કહ્યું. હવે ભક્તિયોગવડે જો એમ સુલભતાથી મોક્ષ મેળવી શકાય છે તો પછી આત્માના તત્ત્વને સારી રીતે જાણનારની ગતિની વાત જ શી કરવી? અર્થાત્ તેને તો મોક્ષ ભક્તિયોગની અપેક્ષાએ અધિક સુલભ છે, કેમકે ભક્તિયોગના સેવનથી કાલે કરી સસ્કારોનો ઉદય થતા આત્મજ્ઞાન થાય છે, પરંતુ આત્મતત્ત્વનું જ્ઞાન પ્રાપ્ત થયાથી તો તત્કાળ મોક્ષની પ્રાપ્તિ છે એ પ્રમાણે ભક્તિયોગ કરતા આત્મતત્ત્વનુ જ્ઞાન વિશિષ્ટ છે તેથી અર્જુને કંઈ પણ ન પૂછતા છતા ભગવાન્ શ્રીકૃષ્ણ આત્મતત્ત્વને કહેવાની ઈચ્છાથી બોલવા લાગ્યા તેમા પ્રથમ વૈરાગ્યને ઉત્પન્ન કરવાના હેતુથી સસારનુ સ્વરૂપ, તેને વૃક્ષની ઉપમા આપી કલ્પનાથી ભગવાન્ કહે છે, કારણ કે સસારથી વિરક્ત થયેલાનો જ ભગવત્તત્ત્વ જાણવામા અધિકાર છે, પણ બીજા કોઈનો નથી, આથી તે સસારવૃક્ષનુ સ્વરૂપ જ ભગવાન્ કહે છે

**श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે —**

**ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ॥**

**छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥१॥**

---

१ अव्यक्तमूलप्रभवस्तस्यैवानुग्रहोत्थित । बुद्धिस्कन्धमयश्चैव इन्द्रियान्तरकोटर ॥ १ ॥
महाभूतविशाखश्च विषयै पत्रवांस्तथा । धर्माधर्मसुपुष्पश्च सुखदु खफलोदय ॥ २ ॥
आजीव्य सर्वभूतानां ब्रह्मवृक्ष सनातन । एतद्ब्रह्मवन चैव ब्रह्मा चरति साक्षिवत् ॥ ३ ॥
एतच्छित्वा च भित्वा च ज्ञानेन परमासिना । ततश्चात्मगतिं प्राप्य तस्मान्नावर्त्ततेपुन ॥४॥

અન્વયાર્થ—અવ્યાકૃત-મૂલપ્રકૃતિરૂપી મૂળથી ઉત્પન્ન થએલુ અને તે પ્રકૃતિના જ અનુગ્રહ-આશ્રય-પોષણ વડે વૃદ્ધિ પામેલું, બુદ્ધિરૂપી થડવાળુ, ઈન્દ્રિયોરૂપી

पदच्छेदः—ऊर्ध्वमूलम्, अधःशाखम्, प्राहुः, अव्ययम्, छन्दांसि, यस्य, पर्णानि, यः, तम् सः, वेदवित्.

व्युत्पत्तिसमासाः—ऊर्ध्वम् उत्तमः ...... मूलं यस्य सः ऊर्ध्वमूलः, तम् ऊर्ध्वमूलम् । अधः अर्वाचीनाः पादपः हिरण्यगर्भादयः शाखाः इव शाखाः यस्य सः अधःशाखम् । श्वः तिष्ठति इति श्वत्थः, न श्वत्थः अश्वत्थम् । प्रकर्षेण आहुः इति प्राहुः । वेदान् वेत्ति इति वेदवित्

અન્વય અને અર્થઃ—ऊर्ध्वमूलम् ( ક્ષર અને બંનેથી ) ઊપર—ઉત્કૃષ્ટ—પરમપુરુષ જેનું મૂલ છે, નીચે પ્રસરેલી ( તે પરમ પુરુષથી પછીના કાર્યોપાધિભૂત સ્તમ્બપર્યંત ) જેની શાખાઓ છે, छन्दांसि વેદો, यस्य पर्णानि પાંદડાંઓ, ( છે, એવા ) अश्वत्थम् ( બીજે દિ રહેનારા સંસારરૂપી વૃક્ષ ) અશ્વત્થને, ( તત્વજ્ઞાનીઓ ) ( અનાદિકાલથી પ્રવૃત્ત હોવાથી ) અવિનાશી, प्राहुः કહે છે જે પુરુષ, तम् તે ( સંસારવૃક્ષ )ને, ( સમૂલ ) વેદ જાણે તે, वेदवित् વેદોને જાણનાર (છે).

કોટર—(ઝાડના થડમાં જે કોતર પડે છે તે) બાકોરાં વાળું (૧), આકાશાદિ પાંચ ભૂતરૂપી મોટી શાખાવાળું, શબ્દાદિ વિષયોરૂપી પાંદડાંવાળું ધર્મ અને પુણ્ય-ફૂલોવાળું તથા સુખદુઃખરૂપી ફળવાળું (૨), અને પુરાણું એવું બ્રહ્મવૃક્ષ સર્વભૂતોને આજીવ્ય-પોષક-વાસાર્થ—વસવાયોગ્ય બ્રહ્મના અધિષ્ઠાનવાળું હોવાથી બ્રહ્મવૃક્ષ કહેવાય છે. એ બ્રહ્મવનમાં બ્રહ્મ પેઠે વિચરે છે (૩); એ વનને જ્ઞાનરૂપી ખડ્ગ—તલવાર અથવા અને છેદન કરીને (પુરુષ) પછી આત્મગતિ—સ્વસ્વરૂપને પામી ફરી તેથી પામતો નથી (૪)

ભાવાર્થઃ—ક્ષર અને અક્ષર એ બંનેથી ઉત્કૃષ્ટ પરમ-પુરુષ જેનું મૂલ છે, બ્રહ્માદિ સ્તમ્ભપર્યંતની વિવિધ સૃષ્ટિ જેની શાખાઓ છે, તથા વેદો જેનાં પાંદડાં છે એવા આ સંસારરૂપી વૃક્ષને તત્ત્વજ્ઞાનીઓ અશ્વત્થ–નશ્વર તથા અનાદિકાલથી પ્રવૃત્ત હોવાથી અવિનાશી કહે છે. જેઓ એ સંસારવૃક્ષને જળમૂળથી જાણે છે, તે જ વેદોના અર્થની વાસ્તવિકતાને જાણનારા કહેવાય છે. ૧.

અવતરણિકાઃ—ઉપરોક્ત સંસારવૃક્ષના બીજા પણ જે જે અવયવો છે તે કલ્પનાથી ભગવાન્ કહે છે

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवालाः ॥
अधश्च मूलान्यनुसंततानि
कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥

पदच्छेदः—अधः, च, ऊर्ध्वम्, प्रसृताः, तस्य, शाखाः, गुणप्रवृद्धाः, विषयप्रवालाः, अधः, च, मूलानि, अनुसन्ततानि, कर्मानुबन्धीनि, मनुष्यलोके.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण सृताः इति प्रसृताः । गुणैः प्रवृद्धाः इति गुणप्रवृद्धाः । विषयाः एव प्रवालाः यासां ताः विषयप्रवालाः । अनु पश्चात् सम् सम्यक् ततानि इति अनुसन्ततानि । कर्म धर्माधर्मलक्षणम् एव अनुबन्धः पश्चाद्भावि अस्ति येषां तानि कर्मानुबन्धीनि। मनुष्याणां लोकः इति मनुष्यलोकः, तस्मिन् मनुष्यलोके ।

पदच्छेदः—ऊर्ध्वमूलम्, अधःशाखम्, अश्वत्थम्, प्राहुः, अव्ययम्, छन्दांसि, यस्य, पर्णानि, यः, तम्, वेद, सः, वेदवित्.

व्युत्पत्तिसमासाः—उर्ध्वम् उत्तमः क्षराक्षराभ्यामुत्कृष्टः मूलं यस्य सः ऊर्ध्वमूल., तम् ऊर्ध्वमूलम्। अधः अर्वाचीनाः कार्योपाधयः हिरण्यगर्भादयः शाखाः इव शाखाः यस्य स. अधःशाख., तम् अध.शाखम्। श्वः तिष्ठति इति श्वत्थः, न श्वत्थः अश्वत्थ', तम् अश्वत्थम्। प्रकर्षेण आहुः इति प्राहुः। वेदान् वेत्ति इति वेदवित्।

અન્વય અને અર્થ:—ऊर्ध्वमूलम् (ક્ષર અને અક્ષર એ બંનેથી) ઊપર–ઉત્કૃષ્ટ–પરમપુરુષ જેનું મૂલ છે, अधःशाखम् નીચે પ્રસરેલી (તે પરમ પુરુષથી પછીના કાર્યોપાધિભૂત બ્રહ્માદિ સ્તમ્ભપર્યંત) જેની શાખાઓ છે, छन्दांसि વેદો, यस्य જેનાં, पर्णानि પાંદડાંઓ, (છે, એવા) अश्वत्थम् (બીજે દિવસે ન રહેનારા સંસારરૂપી વૃક્ષ) અશ્વત્થને, (તત્ત્વજ્ઞાનીઓ) अव्ययम् (અનાદિકાલથી પ્રવૃત્ત હોવાથી) અવિનાશી, प्राहु' કહે છે, यः જે પુરુષ, तम् તે (સંસારવૃક્ષ)ને, (સમૂલ) वेद જાણે છે, सः તે, वेदवित् વેદોને જાણનાર (છે).

---

કોટર–(ઝાડના થડમા જે કોતર પડે છે તે) બાકોલા વાળુ (१), આકાશાદિ પાચ મહાભૂતરૂપી મોટી શાખાવાળુ શબ્દાદિ વિષયોરૂપી પાંદડાવાળુ, ધર્મ અને અધર્મરૂપી પુષ્પ–ફૂલોવાળુ તથા સુખદુઃખરૂપી ફળવાળુ (૨), અને સનાતન–પ્રાચીન–પુરાણુ એવુ બ્રહ્મવૃક્ષ સર્વભૂતોને આજીવ્ય–પોષક–વાસાર્હ–વસવાયોગ્ય છે એ બ્રહ્મના અધિષ્ઠાનવાળુ હોવાથી બ્રહ્મવૃક્ષ કહેવાય છે. એ બ્રહ્મવનમાં બ્રહ્મ સાક્ષિની પેઠે વિચરે છે (૩); એ વનનુ જ્ઞાનરૂપી ખડ્ગ–તલવાર અથવા કુવાડાથી છેદન અને ભેદન કરીને (પુરુષ) પછી આત્મગતિ–સ્વસ્વરૂપને પામી ફરી તેથી પુનરાવૃત્તિને પામતો નથી. (૪)

ભાવાર્થઃ—ક્ષર અને અક્ષર એ બંનેથી ઉત્કૃષ્ટ પરમ-પુરુષ જેનું મૂલ છે, બ્રહ્માદિ સ્તમ્બપર્યંતની વિવિધ સૃષ્ટિ જેની શાખાઓ છે, તથા વેદો જેનાં પાંદડાં છે એવા આ સંસારરૂપી વૃક્ષને તત્ત્વજ્ઞાનીઓ અશ્વત્થ—નશ્વર તથા અનાદિકાલથી પ્રવૃત્ત હોવાથી અવિનાશી કહે છે. જેઓ એ સંસારવૃક્ષને જળમૂળથી જાણે છે, તે જ વેદોના અર્થની વાસ્તવિકતાને જાણનારા કહેવાય છે. ૧.

અવતરણિકાઃ—ઉપરોક્ત સંસારવૃક્ષના બીજા પણ જે જે અવયવો છે તે કલ્પનાથી ભગવાન્ કહે છેઃ

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवालाः ॥
अधश्च मूलान्यनुसंततानि
कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥

पदच्छेदः—अधः, च, ऊर्ध्वम्, प्रसृताः, तस्य, शाखाः, गुणप्रवृद्धाः, विषयप्रवालाः, अधः, च, मूलानि, अनुसन्ततानि, कर्मानुबन्धीनि, मनुष्यलोके.

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण सृताः इति प्रसृताः । गुणैः प्रवृद्धाः इति गुणप्रवृद्धाः । विषयाः एव प्रवालाः यासां ताः विषयप्रवालाः । अनु पश्चात् सम् सम्यक् ततानि इति अनुसन्ततानि । कर्म धर्माधर्मलक्षणम् एव अनुबन्धः पश्चाद्भावि अस्ति येषां तानि कर्मानुबन्धीनि । मनुष्याणां लोकः इति मनुष्यलोकः, तस्मिन् मनुष्यलोके ।

અને અર્થઃ—तस्य તે સંસારરૂપી વૃક્ષની, રજ, તમ એ ગુણોવડે વધીને સ્થૂલ થએલી, वालाः ઇન્દ્રિયોના શબ્દસ્પર્શાદિ વિષયોરૂપી અંકુરાવાળા, शाखाः શાખાઓ, अधः નીચે ( મનુષ્યાદિ સ્થાવરજંગમ પર્યંત ), च તથા, ऊर्ध्वम् ઊપર ( મનુષ્યથી વિશિષ્ટ દેવગંધર્વાદિથી લઈને બ્રહ્મા પર્યંત ), प्रसृताः ફેલાએલી (છે), च તેમ, कर्मानुबन्धीनि ( ધર્મઅધર્મરૂપી લક્ષણવાળાં ) કર્મને ઉત્પન્ન કરી રહેલાં, ( તે સંસારવૃક્ષનાં ) मूलानि મૂળો, अधः નીચે, मनुष्यलोके મર્ત્યલોકમાં, अनुसन्ततानि ક્રમાનુસાર સારી રીતે ફેલાએલાં છે.

ભાવાર્થઃ—તે સંસારરૂપી વૃક્ષની ગુણોથી વૃદ્ધિ પામીને સ્થૂલ થએલી અને શબ્દસ્પર્શાદિ ઇંદ્રિયોના વિષયોરૂપી અંકુરોવાળી અનેક શાખાઓ મનુષ્યલોકથી માંડીને ઊપર બ્રહ્મલોક પર્યંત ફેલાએલી છે, તથા ધર્માધર્મલક્ષણાત્મક કર્મને ઉત્પન્ન કરનારાં તેનાં મૂળો આ નીચેના મનુષ્યલોકમાં દૃઢતાથી પ્રસરેલાં છે. અર્થાત્ એ સંસારવૃક્ષ ગુણો, ઇન્દ્રિઓના વિષયો અને કર્મોથી ચારે તરફ વૃદ્ધિંગત થઇ ફેલાયલું છે. ૨

અવતરણિકા—" આવતી કાલ સુધી પણ રહેવામાં અનિશ્ચિત એવો આ સંસારરૂપી વૃક્ષ નશ્વર છે તેથી જ તેને ' અશ્વત્થ ' એપ્રમાણે કહે છે તેમ જ તે અવ્યય-વિનાશરહિત છે એમ પણ કહેવામાં આવ્યું છે. એ ઉપરથી આ સંસાર પ્રતિક્ષણ વિનાશશીલ-વિનાનવૃદ્ધિરૂપ હોય, અથવા વ્રીહિ આદિ ધાન્યના રાશિરૂપે નિરંતર પ્રવાહરૂપ હોય તો પણ એ ન છેદી શકાય તેવો છે, તથા બીજના અંકુરો જેમ વૃક્ષના ઉગવામાં હેતુરૂપ છે તેમ વાસનાઓ અને કર્મો ઉત્તરોત્તર જન્મમાં હેતુરૂપ હોવાથી નિત્ય અપ્રતિહત છે." એવી શંકાના સમાધાનમાં સંસારનું અસ્તિત્વ અને અનસ્તિત્વ એ બન્ને હોવાથી સામાન્ય વચનોથી વ્યાખ્યાન કરી તેના સ્વરૂપને સ્પષ્ટ સમ-

જાણવા યોગ્ય આ સંસાર નથી, અર્થાત્ 'તેનું સ્વરૂપ, આકૃતિ કે વચનોથી અગમ્ય છે,' એમ કહી એવા અપરિમેય અને સુદૃઢમૂલ સંસારના ઉચ્છેદના સાધનરૂપ વૈરાગ્યને જણાવી તેનાથી એ સંસારવૃક્ષનું ઉચ્છેદન કરી મનુષ્યને ત્યારપછી શું પ્રાપ્ત વસ્તુ રહે છે તે જણાવતાં ભગવાન્ કહે છેઃ

न रूपमस्येह तथोपलभ्यते
नांतो न चादिर्न च संप्रतिष्ठा ॥
अश्वत्थमेनं सुविरूढमूल-
मसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥
ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन्गता न निवर्तंति भूयः ॥
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥

पदच्छेदः—न, रूपम्, अस्य, इह, तथा, उपलभ्यते, न, अन्तः, न, च, आदिः, न, च, संप्रतिष्ठा, अश्वत्थम्, एनम्, सुविरूढमूलम्, असङ्गशस्त्रेण, दृढेन, छित्त्वा; ततः, पदम्, तत्, परिमार्गितव्यम्, यस्मिन्, गताः, न निवर्तन्ति, भूयः, तम्, एव, च, आद्यम्, पुरुषम्, प्रपद्ये, यतः, प्रवृत्तिः, प्रसृता, पुराणी.

व्युत्पत्तिसमासाः—रूप्यते अनेन इति रूपम् । उप समीपे लभ्यते इति उपलभ्यते । सम्यक् प्रतिष्ठा संप्रतिष्ठा । सुष्ठु विशेषेण रूढानि मूलानि यस्य सः सुविरूढमूलः,

तं सुविरूढमूलम् । न संगः असंगः, असंगः एव शस्त्रम् असंगशस्त्रम्, तेन असंगशस्त्रेण । परितः मार्गयितुं योग्यम् इति परिमार्गितव्यम् । निश्चयेन वर्तन्ते इति निवर्तन्ति । आदौ भव. आद्यः, तम् आद्यम् । पुर्यु शेते इति पुरुषः, तं पुरुषम् । प्रकर्षेण पद्ये इति प्रपद्ये । प्रकृष्टा वृत्तिः प्रवृत्तिः । प्रकर्षेण सृता इति प्रसृता । पुरा नवी इति पुराणी ।

**અન્વય અને અર્થઃ**—अस्य આ સંસારરૂપી વૃક્ષનું, इह આ લોકમાં, रूपम् સ્વરૂપ-આકૃતિ, तथा (જેવી રીતે વર્ણન કરવામાં આવ્યું) તેવી રીતે, न, उपलभ्यते પ્રાપ્ત થતું નથી, (તેમ જ તેની) अन्तः સમાપ્તિ, न નથી, च તેમ, आदिः પ્રારંભ, (પણ જણાતો) न નથી, च તથા, संप्रतिष्ठा મધ્યમાં સ્થિતિ, (પણ કોઈને જાણવામાં આવતી) न નથી, (માટે) एनम् એ, सुविरूढमूलम् અત્યંત દૃઢ મૂલવાળા, अश्वत्थम् સંસારરૂપી વૃક્ષને, दृढेन (વારંવાર તત્ત્વવિવેક અને અભ્યાસરૂપી સરાણ પર તીક્ષ્ણ કરેલા એટલે) દૃઢ (એવા), असङ्गशस्त्रेण (પુત્ર, વિત્ત, લોકખ્યાતિ, ઈત્યાદિથી) વિરક્તિરૂપ શસ્ત્ર વડે, छित्त्वा છેદીને, ततः ત્યાર પછી, च પણ, यतः જેમાંથી, पुराणी પ્રાચીન-શાશ્વત, प्रवृत्तिः પ્રવૃત્તિ, प्रसृता ફેલાએલી છે, तम् તે, एव જ, आद्यम् આદિ, (પરમ) पुरुषम् પુરુષને, प्रपद्ये શરણે જાઉં છું, (એવી ભાવના વડે) तत् તે, पदम् પરમપદને, परिमार्गितव्यम् સારી રીતે ખોળવું, (કે) यस्मिन् જેને વિષે, गताः ગયેલા, भूयः ફરી, न, निवर्तन्ति સંસારમાં પાછા આવતા નથી.

**ભાવાર્થઃ**—આ સંસારરૂપી વૃક્ષનું સ્વરૂપ જેવી રીતે વર્ણન કરવામાં આવ્યું છે તેવી રીતે પ્રાપ્ત થતું નથી, એટલે કે

જાણી શકાતું નથી. તેમ જ એનાં અન્ત, પ્રારંભ કે મધ્ય સ્થિતિ પણ કોઈવડે જાણી શકાતાં નથી, એવા એ અત્યંત દૃઢતાથી ઉગેલાં મૂલોવાળા સંસારવૃક્ષને વારંવાર તત્ત્વવિવેક અને અભ્યાસરૂપી સરાણ પર તીક્ષ્ણ કરેલા એવા દૃઢ વિરક્તિરૂપ હથિયાર વડે છેદીને, ત્યાર પછી વળી " તે જ આદિપુરુષ કે જેમાંથી આ પ્રાચીન-શાશ્વત પ્રવૃત્તિ પ્રસરેલી છે તેને જ હું શરણે જાઉં છું." એવી ભાવનાવડે તે પરમપદનું અન્વેષણ કરવું કે, જે પદને પામેલા ફરી આ સંસારની પુનરાવૃત્તિમાં પડતા નથી. અર્થાત્ આદિપુરુષને પ્રાપ્ત થવાની ભાવનાથી મોક્ષ મેળવવા દરેક વ્યક્તિએ યત્ન કરવો એ શ્રેયસ્કર છે. ૩-૪.

અવતરણિકા:—હવે 'પરમપુરુષ સંબંધી પદને પ્રાપ્ત કરવા કોણ અધિકારી છે' તે જણાવવા માટે ભગવાન્ અધિકારીઓના લક્ષણો કહે છે

निर्मानमोहा जितसंगदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ॥
द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥

पदच्छेदः—निर्मानमोहाः, जितसङ्गदोषाः, अध्यात्मनित्याः, विनिवृत्तकामाः, द्वन्द्वैः, विमुक्ताः, सुखदुःखसंज्ञैः, गच्छन्ति, अमूढाः, पदम्, अव्ययम्, तत्.

व्युत्पत्तिसमासाः—मानश्च मोहश्च मानमोहौ, निर्गतौ मानमोहौ येभ्य ते निर्मानमोहाः । सङ्ग एव दोषः इति सङ्गदोषः, जितः सङ्गदोषः यैः ते जितसङ्गदोषाः । आत्मनि इति

अध्यात्मम्, नित्यश् अध्यात्मं येषां ते अध्यात्मनित्याः। विशेषेण निवृत्ताः कामाः येषां ते विनिवृत्तकामाः । विशेषेण मुक्ताः इति विमुक्ताः । सुखं च दुःखं च सुखदुःखे, सुखदुःखे संज्ञे येषां तानि सुखदुःखसंज्ञानि, तैः सुखदुःखसंज्ञैः । न मूढाः अमूढाः ।

**અન્વય અને અર્થઃ**—निर्मानमोहाः માન તથા મોહ જેઓમાંથી નીકળી ગયાં છે, जितसङ्गदोषाः સંસારની આસક્તિના દોષોને જેમણે જીત્યા છે, अध्यात्मनित्याः જેઓ સદા પરમાત્માના સ્વરૂપને વિચારવામાં તત્પર છે, विनिवृत्तकामाः જેમની કામનાઓ–તૃષ્ણાઓ નિવૃત્ત થઈ ગઈ છે, (અને) सुखदुःखसंज्ञैः સુખ અને દુઃખ નામવાળાં, द्वन्द्वैः દ્વન્દ્વો વડે, (જેઓ) विमुक्ताः મુક્ત થએલા, ( છે, તે ) अमूढाः મોહરહિત, ( પુરુષો જ ) तत् તે, अव्ययम् અવિનાશિ, पदम् પદને, गच्छन्ति પ્રાપ્ત થાય છે.

**ભાવાર્થઃ**—જેઓ માન તથા મોહથી રહિત, સંસારની આસક્તિના દોષોને જીતનારા, સદા પરમાત્માના સ્વરૂપને વિચારવામાં તત્પર, જેમની કામનાઓ શાંત થઈ ગઈ છે એવા તથા જેઓ સુખદુઃખ–સંજ્ઞાત્મક સાંસારિક હર્ષશોકાદિ દ્વંદ્વોથી મુક્ત થયેલા છે તેવા મોહરહિત પુરુષો જ તે અવિનાશિ પદને પામે છે.૫

અવતરણિકાઃ—' पतनान्ताः समुच्छ्रयाः ' અર્થાત્ ' ઊર્ધ્વગમન–ઉંચી પાયરી પર ચઢવું તે અધઃપતન માટે જ.' એ ન્યાય પ્રમાણે જો વિષ્ણુભક્તો ઊપર ઊંચા રહેલા પરમપદને પામે તો તેમને નીચે અવશ્ય આવવું પડે, તો પછી ' यद्गत्वा न निवर्तन्ते ' એ કહેવું અનુચિત છે.' એવી શંકાના સમાધાનમાં તે પદના વાસ્તવિક સ્વરૂપનું વર્ણન કરતા "તે પદ સામાન્ય નિયમોથી અબાધ્ય છે, અને તે અસાધારણ તથા અલૌકિક પદ છે," એમ ભગવાન્ જણાવે છે

न तद्भासयते सूर्यो न शशांको न पावकः ॥
यद्गत्वा न निवर्तंते तद्धाम परमं मम ॥ ६ ॥

**पदच्छेदः**—न, तत्, भासयते, सूर्यः, न, शशाङ्कः, न, पावकः, यत्, गत्वा, न, निवर्तन्ते, तत्, धाम, परमम्, मम.

**व्युत्पत्तिसमासाः**—शश अङ्के यस्य स· शशाङ्क । पवते असौ पावकः । नितरा वर्तन्ते इति निवर्तन्ते ।

**અન્વય અને અર્થઃ**—तत् તે પદને, सूर्य ભગવાન્ સૂર્યનારાયણ, न, भासयते પ્રકાશિત કરી શકતા નથી, शशाङ्क ચંદ્રમા, (પણ) न ( भासयते પ્રકાશી શકતો )નથી, (તેમ) पावक અગ્નિ, ( પણ ) न, ( भासयते પ્રકાશી શકતો ) નથી, (તથા) यत् જે પદને, गत्वा પામીને ( યોગીઓ ) न, निवर्न्तते પુનરાવૃત્તિ પામતા નથી, तत् તે ( જ ), मम મારુ, परमम् શ્રેષ્ઠ, धाम સ્થાન અથવા સ્વરૂપ ( છે ).

**ભાવાર્થઃ**—તે પદને ભગવાન્ સૂર્યનારાયણ, ચંદ્રમા કે અગ્નિ કોઇ પણ પ્રકાશિત કરી શકતા નથી તથા જે પદને પામી યોગીઓ સંસારમા પુનરાવૃત્તિ પામતા નથી, તે જ મારુ શ્રેષ્ઠસ્થાન અથવા સ્વરૂપ છે અર્થાત્ મારા તે ધામને પ્રાપ્ત કરવાનો જ યત્ન મુમુક્ષુએ કરવો જોઇએ ૬

---

१ न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥ श्रुति ॥

ત્યા સૂર્યપ્રકાશતો નથી ચદ્ર અને તારાઓ પ્રકાશતા નથી એ વીજળીઓ પણ પ્રકાશતી નથી તો આ અગ્નિ કયાથી પ્રકાશે ! તેના જ પ્રકાશવાથી આ સઘળુ જગત્ પ્રકાશે છે અને તેના જ પ્રકાશવડે આ સઘળુ ભાસે છે

અવતરણિકા:—'જે સ્થાને પહોચીને યોગીઓ ફરી સંસારમા આવતા નથી' એમ કહ્યુ, પણ "જે વસ્તુનો સયોગ થાય તેનો વિયોગ થવો જ જોઇએ એ જગત્‌મા સુપ્રસિદ્ધ વાત છે, તો પછી તે ધામને પહોચેલાનો તેની સાથે સદા સયોગ કેમ બન્યો રહે?" એવી શકાના સમાધાનમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

**ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ॥**
**मनःषष्ठानींद्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥**

**पदच्छेदः**—मम, एव, अंशः, जीवलोके, जीवभूतः, सनातनः, मनःषष्ठानि, इन्द्रियाणि, प्रकृतिस्थानि, कर्षति.

**व्युत्पत्तिसमासाः**—जीवानां लोक जीवलोक, तस्मिन् जीवलोके । न जीव अजीव, अजीव जीव इव भूत इति जीवभूत । मन षष्ठ येषु तानि मन षष्ठानि, तानि । प्रकृतौ तिष्ठन्ति तानि प्रकृतिस्थानि, तानि ।

**અન્વય અને અર્થઃ**—मम મારો, एव જ, सनातन નિત્ય, अश અંશ, जीवलोके આ સંસારમા, जीवभूत જીવાત્મા-કર્તાભોક્તા-રૂપે રહેલો થઇ, प्रकृतिस्थानि પ્રકૃતિમા રહેલી, मन षष्ठानि મનસહિત છ, इन्द्रियाणि ઇંદ્રિયોને, कर्षति આકર્ષે છે.

**ભાવાર્થઃ**—મારો જ નિત્ય અંશ આ સંસારમા જીવાત્મારૂપે રહેલો છે, અર્થાત્ જેવી રીતે જલમા રહેલા સૂર્યનો અંશ સૂર્યથી ભિન્ન ગણાતો નથી, પણ જલનુ શોષણ કરી સૂર્યમાં જ તે મળી જઇને પાછો ફરતો નથી, તેવી જ રીતે મારો

અંશ પણ મારા ધામને પામી ફરી પાછો ફરતો નથી. પરંતુ તે અંશ પોતપોતાના સ્થાનમાં રહેલી મનસહિત છ ઇન્દ્રિયોને ખેંચે છે. અર્થાત્ તે દ્વારા તે આ સંસારમાં આવે છે એમ તું માન. ૭.

અવતરણિકા:—"પોતાના સ્થાનમા રહેલી ઇન્દ્રિયોને જીવ ક્યારે આકર્ષે છે?" તેના પ્રત્યુત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ॥
गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥

पदच्छेदः—शरीरम्, यत्, अवाप्नोति, यत्, च, अपि, उत्क्रामति, ईश्वरः, गृहीत्वा, एतानि, संयाति, वायुः, गन्धान्, इव, आशयात्.

व्युत्पत्तिसमासाः—उत् ऊर्ध्वम् क्रामति इति उत्क्रामति। सम्यक् याति इति सयाति। आ समन्तात् शेरते अस्मिन् इति आशयः, तस्मात् आशयात्।

અન્વય અને અર્થ:—ईश्वर. શરીરાદિ સમૂહનો સ્વામી, यत् જ્યારે, દેહાવ્ શરીરથી, उत्क्रामति બહાર નીકળે છે, च અને, यत् જ્યારે, शरीरम् (બીજા) શરીરને, अवाप्नोति પામે છે, (ત્યારે તે) वायु. પવન, आशयात् પુષ્પના સ્થાનમાંથી, गन्धान्

---

१ सर्वे क्षया ना निचया पतना ता समुच्छ्रया।
सयोगा विप्रयोगा ना मरणा न हि जीवितम्॥

સમૂહો-વસ્તુસમુદાયો સઘળા ક્ષયાત-નાશવત છે, ઉછ્રાયો-ઉચ્ચપણા-સઘળા પતનાત-પડવાના જ છે, સંયોગો સર્વ વિયોગાત-જુદા થવાના જ છે અને જીવિત મરણાન્ત-મરણપર્યંત જ છે

સુગંધોને, इव જેમ, (ખેંચી જાય છે તેમ) एतानि રૂ
સહિત છ ઈન્દ્રિયોને गृहीत्वा લઈને, संयाति જાય છે.

ભાવાર્થઃ—શરીરાદિ સમૂહનો સ્વામી આ આત્મા
શરીરથી બહાર નીકળે છે અને બીજા શરીરને પામે છે
પવન જેમ પુષ્પના સ્થાનમાંથી સુગંધને લઈ જાય છે, તેવ
મનસહિત બધી ઇંદ્રિયોને સાથે લઈ જઈને અન્ય શરીરને
થાય છે. અર્થાત્ પૂર્વના શરીરમાંથી મનસહિત ઈન્દ્રિયોને
તે બીજા શરીરને મેળવે છે. ૮

અવતરણિકાઃ—"મનસહિત છ ઇન્દ્રિયો તે કઇ? તેમ છ
ના માટે તેમને લઇને અન્ય શરીરમા પ્રવેશ કરે છે?" એ પ્ર
ઉત્તરમા ભગવાન્ કહે છે.

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ॥
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥ ९ ॥

पदच्छेदः—श्रोत्रम्, चक्षुः, स्पर्शनम्, च, रस
घ्राणम्, एव, च, अधिष्ठाय, मनः, च, अयम्, विषयान्, उपसे

व्युत्पत्तिसमासाः—श्रूयते अनेन इति श्रोत्रम्, तत्।
अनेन इति चक्षु, तत्। स्पृशति अनेन इति स्पर्शनम्, तत्। र
अनेन इति रसनम्, तत्। जिघ्रति अनेन इति घ्राणम्, तत्।
ष्ठित्वा इति अधिष्ठाय।

અન્વય અને અર્થઃ—अयम् આ ઈશ્વર-જીવાત્મા, श्रो
કાન, चक्षु આંખ, च, તેમ, स्पर्शनम् ત્વચા, रसनम् જિહ્વા,
અને, घ्राणम् નાસિકા, च, एव તેમ જ, मनः મનને, अधिष्ठ

સાથે લઈને, વિષયાન્ ( ઇન્દ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ ) વિષયોને, उपसेवते ભોગવે છે.

**ભાવાર્થઃ**—જીવાત્મા કાન, આંખ, ચામડી, જિહ્વા અને નાસિકા એ પાંચ ઇંદ્રિયો અને છઠ્ઠું મન એ પ્રત્યેકનો આશ્રય કરીને જ ઇન્દ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ વિષયોને ભોગવે છે. અર્થાત્ એનો ઉપભોગ કરીને તેમને સાથે લઈને જ તે દેહાન્તરને પ્રાપ્ત થાય છે. ૯.

**અવતરણિકાઃ**—"शरीरं यदवाप्नोति" ઇત્યાદિ શ્લોકથી આત્મા, દેહ તથા ઇન્દ્રિયોથી તદ્દન ભિન્ન છે એમ જણાવ્યું, 'श्रोत्रं चक्षुः' એ શ્લોકથી આત્માને બધી ઇન્દ્રિયોનો પ્રવર્તક તથા તેમનાથી પણ ભિન્ન કહ્યો, પરંતુ જો એ એપ્રમાણે સર્વથી ભિન્ન હોય તો પછી એક શરીરમાંથી બીજા શરીરમાં જતી વખતે દેહાદિથી ભિન્ન એવા એ આત્માને બધા કેમ જોઈ શકતા નથી ?" તેના ઉત્તરમાં ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ॥
विमूढा नानुपश्यंति पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥

**पदच्छेदः**—उत्क्रामन्तम्, स्थितम्, वा, अपि, भुञ्जानम्, वा, गुणान्वितम्, विमूढाः, न, अनुपश्यन्ति, पश्यन्ति, ज्ञानचक्षुषः.

**व्युत्पत्तिसमासाः**—उत्क्रामति इति उत्क्रामन्, तम् उत्क्रामन्तम् । भुङ्क्ते असौ भुञ्जानः, तम् । गुणैः अन्वितः इति गुणान्वितः, तं

---

१ हृदयाकाशमात्रस्य विनाशे देहनाशतः ।
व्यर्थं भूतानि शोचन्ति नष्ट आत्मेतिशङ्कया ॥

કેવળ હૃદયાકાશના વિનાશથી દેહનો નાશ થાય છે, અને દેહનો નાશ થતાં આત્માનો નાશ થયો એવી શંકાથી લોકો વ્યર્થ શોક કરે છે.

गुणान्वितम् । विशेषेण मूढाः इति विमूढाः । ज्ञानम् एव चक्षुः येषां ते ज्ञानचक्षुषः ।

અન્વય અને અર્થઃ—उत्क्रामन्तम् એક શરીર છોડી બીજા શરીરમાં પ્રવેશ કરતા, स्थितम् શરીરમાં રહેલા, वा અથવા, भुञ्जानम् વિષયોને ભોગવતા, (કે) गुणान्वितम् સત્ત્વ, રજ, તમ ઈત્યાદિ ગુણોવડે યુકત, (એવા આત્માને) अपि પણ, विमूढाः અનેક પ્રકારના મૂઢ લોકો, न, अनुपश्यन्ति જોઈ શકતા નથી, (પરંતુ) ज्ञानचक्षुष જ્ઞાન એ જ જેમનાં નેત્ર છે તેવા-જ્ઞાનીઓ, पश्यन्ति જોઈ શકે છે.

ભાવાર્થઃ—એક શરીર છોડી બીજા શરીરમાં પ્રવેશ કરતા, શરીરમા રહેલા, વિષયોને ભોગવતા, અથવા સત્ત્વાદિ ગુણો યુક્ત એવા આત્માને પણ અત્યંત મૂઢ લોકો જોઈ શકતા નથી, પણ જ્ઞાનરૂપી નેત્રવાળા જ્ઞાનીઓ જ જોઈ શકે છે. અર્થાત્ આત્માનું વિશુદ્ધ દર્શન જ્ઞાનીઓ સિવાય અન્ય કોઈ કોઈપણ સમયે કરી શકતા નથી. ૧૦

અવતરણિકાઃ—"આત્મા ન જાણી શકાય તેવો હોવાથી, જ્ઞાનવાન્ વિવેકીઓ જ તેને જોઈ શકે છે, પણ બીજા અવિવેકીઓ જોઈ શકતા નથી" તે વાતને દૃઢ કરવા માટે પુન ભગવાન્ જણાવે છે

यतंतो योगिनश्चैनं पश्यंत्यात्मन्यवस्थितम् ॥
यतंतोऽप्यकृतात्मानो नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

१ लक्ष्यैक्यतां समासाद्य निर्विकारतयात्मनि । मनसो निश्चलत्वेन स्थितिर्योग इतीर्यते ॥
લક્ષ્યની સાથે એકતા કરીને નિર્વિકારપણાવડે આત્મા-બુદ્ધિ-મા નિશ્ચલપણે જે મનની સ્થિતિ તે જ યોગ એમ કહેવાય છે

**पदच्छेदः**—यतन्तः, योगिनः, च, एनम्, पश्यन्ति, आत्मनि, अवस्थितम्, यतन्तः, अपि, अकृतात्मानः, न, एनम्, पश्यन्ति, अचेतसः.

**व्युत्पत्तिसमासाः**—यतन्ति ते यतन्तः। योगः अस्ति येषां ते योगिनः। अकृतः आत्मा येषां ते अकृतात्मानः। न विद्यन्ते चेतांसि येषां ते अचेतसः।

**અન્વય અને અર્થઃ**—च વળી, यतन्तः પ્રયત્ન કરનારા, योगिनः ( એકાગ્રચિત્તવાળા ) યોગિઓ, एनम् એ આત્માને, आत्मनि આત્મામાં–પોતાની બુદ્ધિમાં, अवस्थितम् સ્થિર રહેલો, पश्यन्ति ( 'આ આત્મા તે હું ' એમ નિશ્ચયપૂર્વક ) જુએ છે, ( પરંતુ ) अकृतात्मानः તપ, ઇન્દ્રિયજય ઇત્યાદિ સંસ્કારથી રહિત આત્માવાળા, अचेतसः અવિવેકી લોકો, (તો) यतन्तः યત્ન કરતા થકા, अपि પણ, एनम् એ આત્માને, न, पश्यन्ति જોઈ શકતા નથી.

**ભાવાર્થઃ**—વળી પ્રયત્નશીલ એવા એકાગ્રચિત્તવાળા યોગીઓ એ આત્માને પોતાની બુદ્ધિમાં " આ આત્મા તે હું " એમ સ્થિર રહેલો નિશ્ચયપૂર્વક જોઇ શકે છે, પણ તપ, ઇન્દ્રિયજય ઇત્યાદિ સંસ્કારોથી હીન આત્માવાળા અવિવેકી પુરુષો તો યત્ન કરતા થકા પણ એ આત્માને જોઈ શકતા નથી. ૧૧.

**અવતરણિકા**—"આત્માનું દર્શન જ્ઞાનીઓ વિના અન્ય કોઈ કરી શકતું નથી અને તેથી મુમુક્ષુએ તે આત્મસ્વરૂપ એવા મારા દર્શનને માટે મારી ઉપાસના કરવી જ યોગ્ય છે," એમ જણાવવા માટે ભગવાન્ પોતાનું સર્વાત્મપણું દર્શાવતા ચાર શ્લોકથી કહે છે

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ॥
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥१२॥

पदच्छेदः—यत्, आदित्यगतम्, तेजः, जगत्, भासयते, अखिलम्, यत्, चन्द्रमसि, यत्, च, अग्नौ, तत्, तेजः, विद्धि, मामकम्.

व्युत्पत्तिसमासाः—आदित्ये गतम् इति आदित्यगतम् । गच्छति इति जगत् । न खिलम् अखिलम् । मम इदम् मामकम् ।

અન્વય અને અર્થઃ—यत् જે, आदित्यगतम् સૂર્યનારાયણમાં રહેલું, तेजः તેજ, अखिलम् સમસ્ત, जगत् જગત્‌ને, भासयते પ્રકાશિત કરે છે, च તેમ, यत् જે चन्द्रमसि ચંદ્રમામાં, (રહેલું તેજ) च અને, यत् જે अग्नौ અગ્નિમાં, (રહેલું તેજ છે) तत् તે, तेजः તેજ, मामकम् મારું, विद्धि તું જાણ.

ભાવાર્થઃ—સૂર્યનારાયણમાં રહેલું તેજ કે જે આ સમસ્ત જગત્‌ને પ્રકાશ આપે છે તથા જે તેજ ચંદ્રમામાં તેમ જ અગ્નિમાં રહેલું છે, તે તેજ મારું છે એમ તું જાણ. ૧૨.

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ॥
पुष्णामि चौषधीः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥१३॥

पदच्छेदः—गाम्, आविश्य, च, भूतानि, धारयामि, अहम्, ओजसा, पुष्णामि, च, औषधीः, सर्वाः, सोमः, भूत्वा, रसात्मकः.

व्युत्पत्तिसमासाः—रसः एव आत्मा यस्य सः रसात्मकः ।

**અન્વય અને અર્થઃ**—ચ વળી, अहम् હું, गाम् પૃથ્વીમાં, आविश्य પ્રવેશ કરીને, ( પૃથ્વીસ્વરૂપે ) भूतानि પ્રાણીઓને, ओजसा ( મારા ) બલ–તેજ વડે, धारयामि ધારણ કરું છું, च તેમ, रसात्मकः રસસ્વરૂપ એવો, सोमः ચંદ્રમા, भूत्वा થઇને, सर्वाः બધી, औषधीः ( વ્રીહિ, યવ, પુષ્પ વિગેરે ) ઔષધિઓને, पुष्णामि પુષ્ટિ આપું છું.

**ભાવાર્થઃ**—વળી હું પૃથ્વીમાં પ્રવેશ કરીને પૃથ્વીસ્વરૂપે પ્રાણિઓને મારા બલ વડે ધારણ કરું છું તેમ જ રસસ્વરૂપ ચંદ્રમા થઇને વ્રીહિ, યવ, પુષ્પ વિગેરે બધી ઔષધિઓને પણ પોષું છું. ૧૩.

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ॥
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥

**पदच्छेदः**—अहम्, वैश्वानरः, भूत्वा, प्राणिनाम्, देहम्, आश्रितः, प्राणापानसमायुक्तः, पचामि, अन्नम्, चतुर्विधम्.

**व्युत्पत्तिसमासाः**—प्राणाः सन्ति येषां ते प्राणिनः, तेषां प्राणिनाम् । आ समन्तात् श्रितः इति आश्रितः । प्राणश्च अपानश्च

---

१ "अयमग्निर्वैश्वानरो योऽयमन्त:पुरुषे येनेदमन्नं पच्यते આ વૈશ્વાનર નામનો અગ્નિ કે જે એ પુરુષની અંદર રહે છે અને જેવડે અન્ન પકાવાય છે" "नाभ्यामुपरि तिष्ठति તે નાભિના ઉપરના ભાગમા રહે છે" આથી ઉદરમાં રહેલા જઠરાગ્નિને વૈશ્વાનર નામનો અગ્નિ કહેવામા આવે છે.

૨ જે દાંતથી તોડીને ખાવામા આવે છે તે 'ભક્ષ્ય', જિહ્વાથી ખાવામાં આવે છે તે 'ભોજ્ય', ચાટીને ખાવામા આવે છે તે 'લેહ્ય', અને ચૂસીને ખાવામાં આવે છે તે 'ચોષ્ય' એમ ચાર પ્રકારનું અન્ન કહેવામા આવે છે.

प्राणापानौ, ताभ्यां सम्यक् आयुक्तः इति प्राणापानसमायुक्तः। अद्यते यत् तत् अन्नम्, तत्। चतस्रः विधाः प्रकाराः यस्य तत् चतुर्विधम्, तत्।

**અન્વય અને અર્થઃ**—(વળી) अहम् હું, वैश्वानरः જઠરાગ્નિ, भूत्वा થઈને, प्राणिनाम् પ્રાણિઓના, देहम् શરીરનો, आश्रितः આશ્રય કરીને-તેમાં પ્રવેશ કરીને, चतुर्विधम् ચાર પ્રકારના-(ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય અને ચોષ્ય), अन्नम् અન્નને, पचामि પચાવું છું.

**ભાવાર્થઃ**—હું વૈશ્વાનર અગ્નિ-જઠરાગ્નિ-થઈ પ્રાણીઓનાં શરીરોમાં પ્રવેશ કરીને ભક્ષ્ય, ભોજ્ય, લેહ્ય, અને ચોષ્ય એ પ્રમાણે ચાર પ્રકારના અન્નનું પાચન કરું છું. ૧૪.

सर्वस्य चाहं हृदि सन्निविष्टो
मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ॥
वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदान्तकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥

**पदच्छेदः**—सर्वस्य, च, अहम्, हृदि, सन्निविष्टः, मत्तः, स्मृतिः, ज्ञानम्, अपोहनम्, च, वेदैः, च, सर्वैः, अहम्, एव, वेद्यः, वेदान्तकृत्, वेदवित्, एव, च, अहम्.

**व्युत्पत्तिसमासाः**—सृतम् अनेन विश्वम् इति सर्वम्, तस्य सर्वस्य। सम्यक् निविष्टः इति सन्निविष्टः। मत् इति मत्तः। वेदितुं योग्यः वेद्यः। वेदानाम् अन्तः इति वेदान्तः, तं करोति इति वेदान्तकृत्। वेदान् वेत्ति इति वेदवित्।

અન્વય અને અર્થઃ—च વળી, अहम् હું, सर्वस्य સર્વ પ્રાણિના, हृदि હૃદયમાં, सन्निविष्टः સારી રીતે પ્રવેશ કરીને રહેલો, ( છું, તેમને ) मत्तः મારાથી જ, स्मृतिः સ્મૃતિ, ज्ञानम् જ્ઞાન, च અને, अपोहनम् સ્મૃતિ તથા જ્ઞાનનું વિસ્મરણ થાય છે, च તેમ, सर्वैः બધા, वेदैः વેદો વડે, वेद्यः જાણવા યોગ્ય, अहम् હું, एव જ, ( છું, તેમ ) वेदान्तकृत् વેદાન્ત–તત્ત્વજ્ઞાનનો કર્તા, च તથા, वेदवित् વેદોને જાણનાર, एव પણ, अहम् હું (છું).

ભાવાર્થઃ—વળી હું પ્રાણિમાત્રનાં હૃદયમાં એટલે બુદ્ધિમાં પ્રવેશ કરીને રહેલો છું. તેમને મારાથી જ સ્મૃતિ અને જ્ઞાન થાય છે, તેમ તેમનાં સ્મૃતિ અને જ્ઞાનનો લોપ પણ મારાથી જ થાય છે, વળી બધા વેદોમાં જાણવા યોગ્ય હું જ છું, તેમ વેદાંતનો કર્તા અને વેદોને જાણનાર પણ હું જ છું. ૧૫.

અવતરણિકા—ભગવાને નારાયણની વિશિષ્ટ ઉપાધિયુક્ત વિભૂતિઓવાળું પોતાનુ સ્વરૂપ ' यदादित्यगतं तेजः ' ઇત્યાદિ શ્લોકો વડે કહ્યું, હવે તે જ ભગવાનનુ નિરુપાધિક કેવળ પરબ્રહ્મસ્વરૂપનું નિર્ધારણ કરવા માટે પોતાના ક્ષર અને અક્ષર એ ઉપાધિયુક્ત વિભક્ત સ્વરૂપનુ વર્ણન કરતા ભગવાન્ કહે છે

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ॥
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥

पदच्छेदः—द्वौ, इमौ, पुरुषौ, लोके, क्षरः, च, अक्षरः, एव, च, क्षरः, सर्वाणि, भूतानि, कूटस्थः, अक्षरः, उच्यते.

व्युत्पत्तिसमासाः—क्षरति इति क्षरः । न क्षरः अक्षरः । कूटः इव तिष्ठति इति कूटस्थः अथवा कूटः–माया–तस्मिन् तिष्ठति इति कूटस्थः ।

અન્વય અને અર્થઃ—लोके આ લોકમાં, इमौ આ, द्वौ બે, पुरुषौ પુરુષો, एव જ (છે), (એક) क्षरः ક્ષર, च અને, (બીજો) अक्षरः અક્ષર, (તેમાં) सर्वाणि બધા, भूतानि બ્રહ્માદિ સ્થાવરાન્ત શરીરો, क्षर. ક્ષર–વિનાશશીલ, (અને) कूटस्थः (શરીરોનો નાશ થવા છતાં) લુહારની એરણુની પેઠે અચળ રહેલો, (અનેક માયા–પ્રપંચોમાં સ્થિત રહેલો જીવાત્મા) अक्षरः (સંસાર–બીજના અનંતપણાને લીધે) અક્ષર–અવિનાશી, उच्यते કહેવાય છે.

ભાવાર્થઃ—આ લોકમા આ બે પુરુષો છે, એક તો ક્ષર અને બીજો અક્ષર, તેમાં બ્રહ્માદિ સ્થાવરપર્યંત શરીરમાત્ર તે "ક્ષર"–વિનાશશીલ પુરુષ કહેવાય છે અને શરીરોનો નાશ થવા છતાં લુહારની એરણુની પેઠે અચળ રહેલો, અથવા અનેક માયાપ્રપંચોમા સ્થિત રહેલો જે જીવાત્મા તે સસાર બીજના અનતપણાને લીધે "અક્ષર"–અવિનાશી કહેવાય છે. ૧૬.

અવતરણિકા—હવે આ પ્રમાણે 'ક્ષર' અને 'અક્ષર' પુરુષોનુ વર્ણન કરી તેમનાથી ભિન્ન એટલે ઉપરોક્ત "ક્ષર" અને "અક્ષર" એ બને પુરુષથી જુદા જ–ક્ષર અને અક્ષર એ બન્ને ઉપાધિના હોવાથી અસ્પૃષ્ટ, નિત્ય, શુદ્ધબુદ્ધ, મુક્તસ્વભાવ પરમાત્મા કે જે તૃતીય પુરુષ છે તેનુ વર્ણન કરતા ભગવાન્ કહે છે

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ॥
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥

पदच्छेदः—उत्तमः, पुरुषः, तु, अन्यः, परमात्मा, इति, उदाहृतः, यः, लोकत्रयम्, आविश्य, बिभर्ति, अव्ययः, ईश्वरः.

व्युत्पत्तिसमासाः—परमश्चासौ आत्मा च, वा परमः आत्मा यस्य सः परमात्मा । लोकानां त्रयम् इति लोकत्रयम्, तत् । न विद्यते व्ययः यस्य सः अव्ययः । ईष्टे असौ ईश्वरः ।

અન્વય અને અર્થઃ—तु પરંતુ, परमात्मा "પરમાત્મા" इति એ પ્રમાણે, उदाहृतः ( વેદાન્તાદિ શાસ્ત્રોમાં ) કહેવાયલા, उत्तमः (સૌથી) શ્રેષ્ઠ, पुरुषः પુરુષ, ( તો ) अन्यः (ક્ષર અક્ષર એ બંનેથી) જુદા, ( જ છે, કે ) यः જે, अव्ययः અવિનાશી, ईश्वरः ઈશ્વર, लोकत्रयम् (પૃથ્વી અંતરિક્ષ અને સ્વર્ગ એ) ત્રણે લોકમાં, आविश्य ( પોતાની ચૈતન્યરૂપી માયા વડે ) પ્રવેશ કરીને, ( તેમને ) विभर्ति ધારણ કરે છે

ભાવાર્થઃ—પરંતુ "પરમાત્મા" એ પ્રમાણે વેદાન્તાદિ શાસ્ત્રોમાં કહેવાયલા સૌથી શ્રેષ્ઠ પુરુષ તો ક્ષર અને અક્ષર એ બંનેથી જુદા જ છે, કે જે અવિનાશી ઈશ્વર 'भूर्भुवःस्वः'—પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ એ ત્રણે લોકમાં પોતાની ચૈતન્યરૂપી માયા વડે પ્રવેશ કરીને તે લોકોને ધારણ કરે છે. અર્થાત્ સર્વ વડે પ્રાપ્ત કરવા યોગ્ય તેજ તૃતીય પુરુષ છે એમ તું માન. ૧૭.

અવતરણિકાઃ—એ પ્રમાણે તે પરમાત્માને જે "પુરુષોત્તમ" એ પ્રસિદ્ધ નામથી કહેવામા આવે છે, તે નામની અર્થમૂલક સિદ્ધિ દ્વારા તે નામની અન્વર્થતા બતાવતાં ભગવાન્ પોતાના નિરતિશય સ્વરૂપનુ વર્ણન કરતા કહે છેઃ

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ॥
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः॥१८॥

पदच्छेदः—यस्मात्, क्षरम्, अतीतः, अहम्, अक्षरात्, अपि, च, उत्तमः, अतः, अस्मि, लोके, वेदे, च, प्रथितः, पुरुषोत्तमः.

व्युत्पत्तिसमासाः—अति अतीत्य इतः गतः इति अतीतः। पुर्षु सीदन्ति ते पुरुषाः, पुरुषेषु उत्तमः पुरुषोत्तमः।

અન્વય અને અર્થઃ—यस्मात् જે કારણથી, अहम् હું, क्षरम् ક્ષર પુરુષથી, अतीतः ઉત્કૃષ્ટ, च તેમ, अक्षरात् અક્ષર પુરુષથી, अपि પણ उत्तमः ઉત્તમ, ( છું ) अतः તેથી, लोके લોકમાં, च અને, वेदे વેદમાં, पुरुषोत्तमः "પુરુષોત્તમ–પુરુષોમાં શ્રેષ્ઠ," (એમ) प्रथितः પ્રસિદ્ધ, अस्मि છું.

ભાવાર્થઃ—જે કારણથી હું ક્ષર–જડવર્ગ તેમજ અક્ષર–ચેતનવર્ગથી પણ ઉત્કૃષ્ટ છું, તેથી જ લોકમાં અને વેદમાં હું "પુરુષોત્તમ" એ નામથી પ્રસિદ્ધ છું. ૧૮

અવતરણિકાઃ—"ઉપર કહેવામા આવેલા એ પ્રમાણેના આત્મસ્વરૂપ એવા મારા–પુરુષોત્તમના વાસ્તવિક સ્વરૂપને જે જાણે છે તે જ મારો ખરો ભક્ત છે," એમ જણાવવા ભગવાન્ કહે છે.

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ॥
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥ १९ ॥

पदच्छेदः—यः, माम्, एवम्, असंमूढः, जानाति, पुरुषोत्तमम्, सः, सर्ववित्, भजति, माम्, सर्वभावेन, भारत.

---

१ वंशीविभूषितकरान्नवनीरदाभात् पीताम्बरादरुणबिम्बफलाधरोष्ठात् ।
पूर्णेन्दुसुन्दरमुखादरविन्दनेत्रात् कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ॥

વંશી–મોરલી વડે જેમના હાથ વિભૂષિત છે, નવા મેઘની કાંતિ જેવા જે ઘન શ્યામ છે, પીતામ્બર જેમણે ધારણ કરેલું છે, બિંબફળ જેવા જેમના અધરોષ્ઠ છે, પૂર્ણિમાના પૂર્ણચંદ્ર જેવું સુંદર જેમનું મુખ છે અને કમળ જેવા જેમનાં નેત્ર છે એવા શ્રીકૃષ્ણચંદ્રથી ભિન્ન ઉત્તમ તત્ત્વ હું બીજું કંઈ પણ જાણતો નથી.

व्युत्पत्तिसमासाः—सम्यक् मूढः समूढः, न समूढः असंमूढः । सर्वं वेत्ति इति सर्ववित् । सर्वश्चासौ भावश्च सर्वभाव, तेन सर्वभावेन.

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત, य. જે પુરુષ, असंमूढः અવિવેકરહિત એટલે કે જ્ઞાનયુકત થઈને, माम् મને, एवम् એ પ્રમાણે, पुरुषोत्तमम् "પુરુષોત્તમ"સ્વરૂપે, जानाति જાણે છે, सः તે, सर्ववित् સઘળું જાણનાર—સર્વજ્ઞ થયો થકો, माम् મને, सर्वभावेन બધી જાતના ભાવો વડે, भजति ભજે છે.

**ભાવાર્થઃ**—જે પુરુષ અવિવેકરહિત એટલે જ્ઞાનયુક્ત થઈને મને એ પ્રમાણે "પુરુષોત્તમ" સ્વરૂપે જાણે છે, તે જ સર્વજ્ઞ થયો થકો સર્વ ભાવ વડે મને ભજે છે, એમ હું માનુ છુ. અર્થાત્ તે જ મારા સત્યસ્વરૂપને સમજી મારા સ્વરૂપને પ્રાપ્ત થવા માટે શકિતમાન્ થાય છે. ૧૯.

અવતરણિકા:—આ પ્રમાણે આ અધ્યાયમા પોતાના પુરુષોત્તમ સ્વરૂપનુ તેમ જ તેની ઉપાસનાથી તત્ત્વજ્ઞાનના ફલરૂપ મોક્ષનુ વર્ણન કરીને અ તમા તે તત્ત્વજ્ઞાનની પ્રશ સા કરતા ભગવાન્ કહે છે

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ॥
एतद्बुद्ध्वा बुद्धिमान्स्यात्कृतकृत्यश्च भारत ॥ २० ॥

---

१ एतद्धि जन्मसामग्र्य ब्राह्मणस्य विशेषत ।
प्राप्यैतत्कृतकृत्यो हि द्विजो भवति नान्यथा ॥ मनु ॥

બ્રાહ્મણને વિશેષમા એ (બ્રહ્મત્વ જ) જન્મનુ સર્વસ્વ-સફળ કરવાનુ સાધન છે, અને એ જ બ્રહ્મત્વને પ્રાપ્ત કરી દ્વિજ—બ્રાહ્મણ કૃતકૃત્ય થાય છે, બીજા કોઈ પણ પ્રકારે તે કૃતકૃત્ય થતો નથી

पदच्छेदः—इति, गुह्यतमम्, शास्त्रम्, इदम्, उक्तम् मया, अनघ, एतत्, बुद्ध्वा, बुद्धिमान्, स्यात्, कृतकृत्यः च, भारत.

व्युत्पत्तिसमासाः—गूहितुम् योग्यम् गुह्यम्, अतिशयेन गुह्यम् इति गुह्यतमम् । न विद्यते अघं यस्मिन् सः अनघः, तत्संबुद्धौ हे अनघ । बुद्धिः अस्ति अस्य इति बुद्धिमान् । कृतं कृत्यं येन सः कृतकृत्यः ।

અન્વય અને અર્થઃ—अनघ હે નિષ્પાપ અર્જુન ! इति એ પ્રમાણે, इदम् આ, गुह्यतमम् અત્યંત રહસ્યપૂર્ણ—ગુપ્ત રાખવા યોગ્ય, शास्त्रम् શાસ્ત્ર, मया મેં, उक्तम् કહ્યું, भारत હે ભારત ! एतत् એ શાસ્ત્રને, बुद्ध्वा જાણીને, (કોઈપણ પુરુષ) बुद्धिमान् આત્મસંબંધિની બુદ્ધિ—જ્ઞાન—વાળો, च અને, कृतकृत्यः પોતાનું કર્તવ્ય જેણે પૂર્ણ કર્યું છે તેવો, स्यात् થાય છે.

ભાવાર્થઃ—હે નિષ્પાપ અર્જુન ! એ પ્રમાણે આ અત્યંત રહસ્યપૂર્ણ—ગુપ્ત રાખવા યોગ્ય શાસ્ત્ર મેં તને કહ્યું, હે ભરતવંશી અર્જુન ! એ શાસ્ત્રને જાણીને કોઈ પણ મનુષ્ય આત્મસંબંધિ જ્ઞાનવાળો અને કૃતકૃત્ય થાય છે. અર્થાત્ જે મનુષ્ય એ પ્રમાણે મારા એ પુરુષોત્તમસ્વરૂપને યોગ્ય રીતે સમજે છે તે જ્ઞાનયુક્ત થઈને અન્તમાં મોક્ષ પ્રાપ્ત કરનારો થાય છે એમાં સંશય નથી. ૨૦

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्चान्तिकप्रणीतसान्वयबोधिन्यां गुर्जरटीकायां पुरुषोत्तमयोगो नाम पञ्चदशोऽध्यायः ॥

---

# षोडशोऽध्यायः ।

## અધ્યાય સોળમો.

**અવતરણિકાઃ**—નવમા અધ્યાયમા "દૈવી" અને "આસુરી" સંપત્તિ વિષે "मोघाशा मोघकर्माणो-" ઇત્યાદિ શ્લોકોથી સહજ સૂચના કરી છે, તેનું વિસ્તારથી વર્ણન કરવા તેમ પંદરમા અધ્યાયમાં પણ "यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम्-અસંમૂઢ એટલે અવિવેકરહિત-જ્ઞાનયુક્ત થઈને જે મનુષ્ય મને-પુરુષોત્તમને મારા કહેવા પ્રમાણે યથાર્થ રીતે જાણે છે" એ પ્રમાણે ભગવાને કહેલુ હોવાથી અને તે પુરુષોત્તમ સ્વરૂપને-બ્રહ્મસ્વરૂપને જાણવાને યોગ્ય [1]અધિકારી થવા માટે અસમૂઢ સ્થિતિ પ્રાપ્ત કરવા દૈવી સંપત્તિની પ્રાપ્તિ અને આસુરી સંપતિનો ત્યાગ એ મનુષ્યોને આવશ્યક હોવાથી તે દૈવી તથા આસુરી સંપત્તિ કેવા પ્રકારની છે તે જણાવવા માટે ભગવાન્ આ સોળમો અધ્યાય શરુ કરે છે. તેમા પ્રથમ ત્રણ શ્લોકથી દૈવીસપત્તિના લક્ષણો કહે છે

**श्रीभगवानुवाच । શ્રી ભગવાન્ કહે છેઃ—**

**अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ॥**

**दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**

---

१ अधिकारिणमाशास्ते फलसिद्धिर्विशेषतः ।
उपाया देशकालाद्याः सन्त्यत्र सहकारिणः ॥ विवेकचूडामणौ ॥

ફળની સિદ્ધિ વિશેષે કરી અધિકારીની અપેક્ષા રાખે છે. તેમાં દેશ અને કાળ વિગેરે ઉપાયો પણ સહાય કરનારા છે. અર્થાત અધિકારીને ફળની સિદ્ધિ થાય છે પણ તે અધિકારી થયા વિના થતી નથી.

विवेकिनो विरक्तस्य शमादिगुणशालिनः ।
मुमुक्षोरेव हि ब्रह्मजिज्ञासायोग्यता मता ॥ विवेकचूडामणौ ॥

વિવેકવાળા, વિરાગવાળા, શમાદિ ષટ્સંપત્તિરૂપી ગુણવાળા અને મુમુક્ષુ-મોક્ષની ઇચ્છાવાળા પુરુષને જ બ્રહ્મજ્ઞાનની ઇચ્છાની યોગ્યતા માનેલી છે. અર્થાત્ સાધનચતુષ્ટય સંપન્ન મુમુક્ષુ જ બ્રહ્મજ્ઞાનનો અધિકારી છે.

अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ॥
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ॥
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥

पदच्छेदः—अभयम्, सत्त्वसंशुद्धिः, ज्ञानयोगव्यवस्थितिः, दानम्, दमः, च, यज्ञः, च, स्वाध्यायः, तपः, आर्जवम्; अहिंसा, सत्यम्, अक्रोधः, त्यागः, शांतिः, अपैशुनम्, दया, भूतेषु, अलोलुप्त्वम्, मार्दवम्, ह्रीः, अचापलम्; तेजः, क्षमा, धृतिः, शौचम्, अद्रोहः, नातिमानिता, भवन्ति, सम्पदम्, दैवीम्, अभिजातस्य, भारत.

व्युत्पत्तिसमासाः—बिभेति अस्मात् इति भयम्, न भयम् अभयम् । सम्यक् शुद्धिः संशुद्धिः, सत्त्वस्य संशुद्धिः सत्त्वसंशुद्धिः । विशेषेण अवस्थितिः इति व्यवस्थितिः, ज्ञानं च योगश्च ज्ञानयोगौ, तयोः व्यवस्थितिः इति ज्ञानयोगव्यवस्थितिः । दीयते इति दानम् । दम्यन्ते इन्द्रियाणि अनेन इति दमः । इज्यते अनेन इति यज्ञः । सुष्ठु अधीयते अस्मिन् इति स्वाध्याय. । तप्यते इति तपः । ऋजोः भाव' आर्जवम् । हिंस्यन्ते सत्त्वानि अस्याम् इति हिंसा, न हिंसा अहिंसा । न क्रोधः अक्रोध. । पिशुनस्य भावः पैशुनम्, न पैशुनम् अपैशुनम् । लोलुपस्य भावः लोलुप्त्वम्, न लोलुप्त्वम् अलोलुप्त्वम् । मृदोः भावः मार्दवम् । चपलस्य भावः

चापलम्, न चापलम् अचापलम् । क्षम्यन्ते अपराधिनः अनया इति क्षमा । ध्रियन्ते प्राणेन्द्रियादयः यया सा धृतिः । शुचेर्भावः शौचम् । न द्रोहः अद्रोहः । अत्यर्थं मानः अतिमानः, अतिमानः अस्ति अस्य इति अतिमानी, तस्य भावः अतिमानिता, न अतिमानिता नातिमानिता । देवानाम् इयम् दैवी, तां दैवीम् । अभितः जातः अभिजातः, तस्य ।

**અન્વય અને અર્થઃ**—अभयम् ભયરહિતપણું, सत्त्वसंशुद्धिः અંતઃકરણની શુદ્ધિ, ज्ञानयोगव्यवस्थितिः જ્ઞાન–આચાર્યોપાસના તથા શાસ્ત્ર દ્વારા પ્રાપ્ત આત્મજ્ઞાન, તેમ ઇન્દ્રિયાદિના ઉપસંહારથી આત્મામાં એકાગ્રતા સંપાદન કરવી તે યોગ, એ બંનેમાં નિષ્ઠા રાખવી, दानम् અન્નાદિ વસ્તુઓનું યથાશક્તિદાન આપવું, च તથા, दमः બાહ્ય ઇન્દ્રિયોનો નિગ્રહ, च તેમ, यज्ञः શ્રૌતસ્માર્તયજ્ઞ, स्वाध्यायः વેદાધ્યયનાદિ તથા જપયજ્ઞ, तपः (શારીરિક, વાચિક અને માનસિક એ ત્રણ પ્રકારનું) તપ, आर्जवम् સરલપણું, अहिंसा પ્રાણિમાત્રને બાધા ન કરવી તે, सत्यम् (સર્વભૂતના દ્રોહરહિત) યથાર્થ ભાષણ તથા આચરણ, अक्रोधः[1] ક્રોધનો અભાવ, त्यागः ઉદારતા, शान्तिः ચિત્તનિગ્રહ, अपैशुनम् અન્યની પાસે પારકાનાં છિદ્રો પ્રકટ ન કરવાં તે, भूतेषु પ્રાણીઓમાં, दया કૃપા, अलोलुप्त्वम् વિષય સમીપમાં હોવા છતાં ઇન્દ્રિયોની અવિક્રિયા, मार्दवम् સુકોમળ ભાવ, ह्रीः લોકલજ્જા, अचापलम् ચંચલતાનો અભાવ, तेजः પ્રગલ્ભતા, क्षमा (ક્રોધનું કારણ મલવા છતાં પણ) અંતઃ-

---

૧ અક્રોધ અને ક્ષમામાં એટલો ફરક છે કે, ‘ક્ષમા’ની વ્યાખ્યા ચિત્તનો વિકાર પણ ન થવો જોઈએ તે, જ્યારે ‘ અક્રોધ ’ ની વ્યાખ્યા ચિત્તવિકાર થયા પછી તેનું પ્રશમન કરવું તે.

કરવામાં વિક્રિયાનો અભાવ, धृतिः દુઃખોથી નિરાશ થયે ચિત્ત અને શરીરને સ્થિર કરવાં તે-ધીરજ, शौचम् મૃત્તિ તથા જલથી બાહ્ય, અને ભાવશુદ્ધિ તે આંતરિક એમ બેપ્રકાર શૌચ, अद्रोहः પારકાની ક્ષતિ કરવાની ઈચ્છાનો અભા नातिमानिता અત્યંત માનીપણું નહિ તે, भारत હે ભારત (એ લક્ષણો) दैवीम् દૈવી, संपदम् સંપત્તિને, अभिजातस અનુલક્ષી જન્મેલાનાં, भवन्ति થાય છે.

ભાવાર્થઃ—નિર્ભયતા, અંતઃકરણની શુદ્ધિ, જ્ઞાન તથ નિષ્કામ કર્મયોગમાં પરાયણ રહેવું, અન્ન વિગેરે વસ્તુઓને યથાશક્તિ વિભાગપૂર્વક ઉપયોગ કરવારૂપ દાન, કર્મેન્દ્રિય તથ જ્ઞાનેન્દ્રિયોનો નિગ્રહ, શ્રૌતસ્માર્ત યજ્ઞ, વેદાધ્યયનાદિ તથ જપયજ્ઞ, કાયિક, વાચિક અને માનસિક એ ત્રણ પ્રકારનું તપ સરલતા, અહિંસા, સત્ય, ક્રોધોપશમ, ઉદારતા, અંતઃકરણનો નિગ્રહ, પારકાની નિંદા ન કરવી તે, પ્રાણિમાત્ર પર દયા રાખવી, વિષય સમીપમાં હોવા છતા ઈન્દ્રિયોની અવિક્રિયા, કોમળ ભાવ, લોકલજ્જા, નિષ્પ્રયોજન ચાંચલ્યનો અભાવ, પ્રગલ્ભતા— પ્રતિભા, ક્ષમા, ધૈર્ય, બાહ્ય અને આભ્યંતર શૌચ, પારકાની ક્ષતિ કરવાની ઈચ્છાનો અભાવ અને પોતાનેવિષે અત્યંત નિરભિમાનપણું, હે ભારત ! એ લક્ષણો દૈવીસંપત્તિને અનુલક્ષી જે મનુષ્ય જન્મેલું છે તેનાં હોય છે ૧–૩

અવતરણિકાઃ—હવે ' આસુરી સંપત્તિના લક્ષણો કેવા હોય છે ' તે ભગવાન્ કહે છે·

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ॥
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ ४ ॥

पदच्छेदः—दम्भः, दर्पः, अभिमानः, च, क्रोधः, पारुष्यम्, एव, च, अज्ञानम्, च, अभिजातस्य, पार्थ, संपदम्, आसुरीम्.

व्युत्पत्तिसमासाः—दम्यन्ते अनेन इति दम्भ । दृप्यन्ते अनेन इति दर्प । अभित मान इति अभिमान । परपम्य भाव पारुष्यम् । असुराणाम् इयम् आसुरी, ताम् आसुरीम् ।

અન્વય અને અર્થઃ—पार्थ હે પાર્થ ! दम्भ ધર્મનિષ્ઠ વગેરે હોવાનો ડોળ કરવો તે, दर्प[1] ધન અથવા સ્વજન નિમિત્તનો મદ, च તથા, अभिमान પોતાને માટે અત્યંત માનથી વિશિષ્ટ પૂજાની ભાવના, क्रोध ક્રોધ, च તેમ, पारुष्यम् કઠોર ભાવ, एव તેમ, अज्ञानम् અજ્ઞાન, (એ લક્ષણો) आसुरीम् આસુરી, सपदम् સપત્તિને, अभिजातस्य અનુલક્ષી જન્મેલાના, भवन्ति થાય છે

ભાવાર્થઃ—હે પાર્થ ! ધર્મનિષ્ઠ હોવાનો મિથ્યા ડોળ કરવો તે–દંભ, મદ, પોતાને માટે અત્યત માન, ક્રોધ, અત્યત કઠોર ભાવ, તેમ અજ્ઞાન એ પ્રમાણેના લક્ષણો આસુરી સંપત્તિને અનુલક્ષી જન્મ પામેલાના હોય છે અર્થાત્ આસુરી સપત્તિમા જન્મેલા પુરુષો એવાં લક્ષણોવાળા હોય છે. ૪.

---

૧ परोपद्रवहेतुना दोषाणां पैशुन वच । राजादेखु मदार्द्दीतेरष्टाष्टिवप उच्यते ॥
પરથી થતા ઉપદ્રવોના કારણભૂત દોષોનું રાજા વિગેરે અધિકારીઓ આગળ ચાડી ચુગલી કરવાના વચનો રૂપે કહેવું અને મદથી ભયની અ દૃષ્ટિ–વક્રાવલોકન તે દર્પ કહેવાય છે

અવતરણિકા:—એ પ્રમાણે દૈવી અને આસુરી એ બન્ને સંપત્તિનાં લક્ષણો કહી હવે તેનું પૃથક્ પૃથક્ ફલ કહે છે, સાથે દૈવી તથા આસુરી સંપત્તિનાં લક્ષણોનું શ્રવણ કર્યા પછી પોતે કઈ સંપત્તિવાળો હશે તેની શંકા અર્જુનને થતા તેનું પણ સમાધાન કરતા ભગવાન્ કહે છે

दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता ॥
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥

पदच्छेदः—दैवी, संपद्, विमोक्षाय, निवन्धाय, आसुरी, मता, मा, शुचः, संपदम्, दैवीम्, अभिजातः, असि, पाण्डव.

व्युत्पत्तिसमासाः—विशिष्टः मोक्षः विमोक्षः, तस्मै विमोक्षाय । नियतः बन्धः निबन्धः, तस्मै निबन्धाय ।

અન્વય અને અર્થ:—दैवी દૈવી, सम्पत् સંપત્તિ, विमोक्षाय મુક્તિને માટે છે, અને आसुरी આસુરીસંપત્તિ, निबन्धाय સંસારમા બંધન માટે, मता માનવામા આવેલી, (છે, પરંતુ) पाण्डव હે પાંડુપુત્ર અર્જુન! (તું) दैवीम् દૈવી, संपदम् સંપત્તિને અનુલક્ષી, अभिजातः જન્મ પામેલો, असि છે, (માટે) मा शुचः શોક કર નહિ.

ભાવાર્થ:—દૈવીસંપત્તિ સંસારમાંથી મુક્તિને માટે છે, અને આસુરીસંપત્તિ સંસારમાં બંધન કરાવનારી છે, એમ માનવામાં આવ્યું છે, (પરંતુ) હે પાંડુપુત્ર અર્જુન! તું તો દૈવીસંપત્તિને અનુલક્ષી જન્મેલો છે, માટે શોક ન કર. ૫

અવતરણિકા:—"त्रयाह् प्राजापत्या प्रजापतौ पितरि ब्रह्मचर्यमूषुर्देवा मनुष्या आसुराः-પ્રજાપતિથી ઉત્પન્ન થયેલા દેવ, મનુષ્ય અને અસુર એમ ત્રણેએ પ્રજાપતિ પાસે વેદાધ્યયન કર્યું" એ શ્રુતિ ઉપરથી

દેવ, અસુર અને મનુષ્ય સબંધિની ત્રણ પ્રકારની સપત્તિઓનુ વર્ણન કરવું જોઇએ, અને માનુષી સપત્તિ પણ ઉત્તમ અથવા કનિષ્ટ પ્રકારે ત્યાજ્ય અથવા ગ્રાહ્ય એમ બતાવવી જોઇતી હતી, પરન્તુ તે કેમ બતાવવામા આવી નથી ? એવા પ્રશ્નના ઉત્તરમા " આદિકાલથી બે જ સપત્તિ પ્રચલિત છે " એમ જણાવતા ભગવાન્ કહે છે·

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ॥
दैवो विस्तरशः प्रोक्तः आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥

पदच्छेदः—द्वौ, भूतसर्गौ, लोके, अस्मिन, दैवः, आसुरः, एव, च, दैवः विस्तरशः, प्रोक्तः, आसुरः, पार्थ, मे, शृणु.

व्युत्पत्तिसमासाः—सृज्यन्ते अनयो. इति सर्गौ, भूताना सर्गौ भूतसर्गौ । देवानाम् अयम् इति दैवः । असुराणाम् अयम् इति आसुर· । विस्तरेण इति विस्तरश. । प्रकर्षेण उक्त प्रोक्त ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ ! अस्मिन् આ, लोके લોકમાં, भूतसर्गौ મનુષ્યોની સૃષ્ટિ, द्वौ બે પ્રકારની, एव જ, ( છે. એક તો ) दैवः દૈવીસંપત્તિયુક્ત, च અને, ( બી જી ) आसुर આસુરીસ પત્તિયુક્ત, ( તેમાં ) दैवी દૈવીસંપદ્યુક્ત સૃષ્ટિ, विस्तरश વિસ્તારપૂર્વક, प्रोक्त. કહેવામાં આવી, ( અને ) आसुरम् આસુરી સૃષ્ટિને, मे મારીપાસેથી, शृणु તું સાંભળ.

---

१ द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्न् दैव आसुर एव च ।
विष्णुभक्तिपरो दैवो विपरीतस्तथासुर ॥ विष्णुधर्मे ॥

આ જગતમા બે પ્રકારે ભૂતોની ઉત્પત્તિ છે એક દૈવી અને બીજી આસુરી, તેમા પરમાત્માની ભક્તિપરાયણ ઉત્પત્તિ દૈવી છે અને તેથી વિપરીત ઉત્પત્તિ આસુરી છે.

**ભાવાર્થ:**—હે પાર્થ ! આ લોકમાં પહેલાંથી મનુષ્યોની સૃષ્ટિ બે પ્રકારની જ પ્રચલિત છે, એક તો દૈવીસંપત્તિયુક્ત અને બીજી આસુરી સંપત્તિયુક્ત. તેમાં તે બેનૃષ્ટિમાંથી દૈવી સૃષ્ટિ તો વિસ્તારપૂર્વક મેં તને કહી અને હવે તું આસુરી સૃષ્ટિ મારીપાસેથી સાંભળ. ૬.

**અવતરણિકા:**—હવે આ સોળમા અધ્યાયની સમાપ્તિ સુધી 'આસુરી સંપત્' નું સ્વરૂપ પ્રત્યક્ષ થવાથી કલ્યાણની ઇચ્છા કરનાર દરેક પ્રાણી તેને સહેલાઇથી ઓળખી શકે, અને તેનો ત્યાગ પણ કરી શકે એવા હેતુથી ભગવાન્ શ્રીકૃષ્ણ આસુરીસંપદ્યુક્ત સૃષ્ટિનું જ ઉદ્દહરણ સહિત વિશેષ વર્ણન કરે છે

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥७॥

**पदच्छेदः**—प्रवृत्तिम्, च, निवृत्तिम्, च, जनाः, न, विदुः, आसुराः, न, शौचम्, न, अपि, च, आचारः, न, सत्यम्, तेषु, विद्यते.

**व्युत्पत्तिसमासाः**—प्रकृष्टा वृत्ति प्रवृत्ति, ता प्रवृत्तिम् । असुरा एव आसुरा । शुचे भाव शौचम् ।

**અન્વય અને અર્થ:**—आसुरा આસુરી સંપત્તિના, जना માણસો, प्रवृत्तिम् ધર્મની પ્રવૃત્તિને, च તેમ, निवृत्तिम्

---

१ सन्ध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु ।
यदन्यत्कुरुते कर्म न तस्य फलमाप्नुयात् ॥ स्मृति ॥

માણસ સંધ્યા કર્મ વિના હમેશ અશુચિ–અપવિત્ર રહે છે અને તેથી સઘળા કર્મોમાં તે અયોગ્ય ગણાય છે એથી તે જે કંઇ બીજું કર્મ કરે છે તેના ફળને પણ તે ભોગવી શકતો નથી

નિષિદ્ધ ક્રિયાની-અધર્મથી નિવૃત્તિને, न, विदुः જાણતા નથી, (તેમ) तेषु તેમનામાં, शौचम् પવિત્રતા, न નહિ, आचारः આચાર, न નહિ, च અને, सत्यम् સત્ય, अपि પણ, न, विद्यते હોતું નથી.

ભાવાર્થઃ—આસુરી સંપત્તિનાં મનુષ્યો શાસ્ત્રવિહિત ધર્મની પ્રવૃત્તિને તેમ જ શાસ્ત્રનિષિદ્ધક્રિયાની-અધર્મથી નિવૃત્તિને જાણતા નથી, તેમ તેઓમાં પવિત્રતા, આચાર કે સત્ય કંઇ પણ હોતું નથી. ૭

અવતરણિકાઃ—આસુરીયોનિમા જન્મેલાના બીજા પણ વધારે લક્ષણો ભગવાન્ કહે છે

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ॥
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥

पदच्छेदः—असत्यम्, अप्रतिष्ठम्, ते, जगत्, आहुः, अनीश्वरम्, अपरस्परसंभूतम्, किम्, अन्यत्, कामहैतुकम्.

व्युत्पत्तिसमासाः—न सत्यम् असत्यम्, तत् । न विद्यते धर्माधर्मरूपा प्रतिष्ठा यस्य तत् अप्रतिष्ठम्, तत् । न विद्यते ईश्वरः शासिता यस्य तत् अनीश्वरम्, तत् । अपरश्च परश्च इति अपरस्परम्, तस्मात् सम्यक् भूतम् इति अपरस्परसभूतम्, तत् । कामः एव हेतुः यस्य तत् कामहेतुकम्, कामहेतुकम् एव कामहैतुकम् ।

અન્વય અને અર્થઃ—ते તે-આસુરી સંપત્તિનાં મનુષ્યો, जगत् જગતને, असत्यम् મિથ્યા, अप्रतिष्ठम् ધર્મ અને અધર્મરૂપી પ્રતિષ્ઠારહિત, अनीश्वरम् ઈશ્વરવિનાનું-શાસન કરનારની સત્તા વિનાનુ, अपरस्परसभूतम् એક બીજાના સંયોગથી

ઉત્પન્ન થયેલું, कामहतुकम् કામ એ જ જેમાં (પ્રાણીઓના) કારણરૂપ છે તેવું, (છે) अन्यत् એ સિવાય બીજું, किम् શું? એમ आहु: કહે છે.

ભાવાર્થઃ—તે આસુરી સંપત્તિનાં મનુષ્યો આ જગતને મિથ્યા, ધર્મઅધર્મરૂપી વ્યવસ્થા વિનાનું, ઈશ્વરવિનાનું–શાસન કરનારની વિશિષ્ટ સત્તારહિત, સ્ત્રીપુરુષના સંયોગથી જ ઉત્પન્ન થયેલું, તથા કામ એ જ જેના કારણરૂપ છે તેવું, એટલે કે વિષયોપભોગ સિવાય બીજું એમાં શું હોઈ શકે? ઇત્યાદિ સ્વરૂપોવાળું કહે છે. ८.

અવતરણિકાઃ—આસુરી સંપત્તિવાળાના વધુ લક્ષણો કહે છે

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ॥
प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥

पदच्छेदः—एताम्, दृष्टिम्, अवष्टभ्य, नष्टात्मानः, अल्पबुद्धयः प्रभवन्ति, उग्रकर्माणः, क्षयाय, जगतः, अहिताः

व्युत्पत्तिसमासाः—नष्ट आत्मा येषा ते नष्टात्मान । अल्पा विषयविषया बुद्धि येषा ते अल्पबुद्धय । प्रकर्षेण भवन्ति इति प्रभवन्ति । उग्र कर्म येषा ते उग्रकर्माण । हितम् अस्ति येषा ते हिता, न हिता अहिता ।

---

१ स्रष्टार सुखसपदामपि वपुर्द्रष्टारमन्तगत स्वात्मान परिहाय मूढधिषणो देहात्मवादो जन ॥
पिण्ड पोषयति प्रतिक्षणपरद्रोहानृतैरेव तद् राद्धा नैरपराधमास्त किमहो बौद्धादिकानामिह ॥

પોતાની સુખસંપદાઓના સર્જનાર અને અંદર રહેલા દેહના દૃષ્ટા પોતાના આત્મા અક્ષરસ્વરૂપને પણ ત્યજીને, મૂઢ બુદ્ધિવાળો દેહને જ આત્મા માનનારો મનુષ્ય પ્રતિક્ષણ પારકો દ્રોહ અને જુઠાઈઓ રૂપી પોતાના સિદ્ધાંતો–નિશ્ચયોથી પોતાના પિંડ–શરીરને પોષે છે તો પછી નાસ્તિક બનવામાં બૌદ્ધ ચાર્વાક વિગેરેનો શો વાંક છે? કંઈજ નહિ અર્થાત્ તે તેમનો સ્વભાવ જ છે

**અન્વય અને અર્થઃ**—(આસુરી જીવો એ પ્રમાણે) एताम् એવી, दृष्टिम् દષ્ટિનો, अवष्टभ्य આશ્રય કરીને, नष्टात्मानः નષ્ટ સ્વભાવવાળા, अल्पबुद्धयः (વિષયો સંબંધી) ક્ષુદ્ર બુદ્ધિવાળા, (અને) उग्रकर्माणः હિંસાયુક્ત કર્મવાળા થકા, जगतः જગતના, अहिताः શત્રુઓ થઈને, क्षयाय (જગતના) નાશ માટે, प्रभवन्ति પ્રવર્તે છે.

**ભાવાર્થઃ**—આસુરી-સંપત્તિના જીવો એ પ્રમાણે પુર્વોક્ત લૌકિકદષ્ટિનો આશ્રય કરીને નષ્ટ સ્વભાવવાળા, વિષયસંબંધી ક્ષુદ્ર બુદ્ધિવાળા, તેમજ ઉગ્ર-હિંસાત્મક-કર્મ કરતા થકા જગતના શત્રુઓ થઈને જગતના નાશને માટે પ્રવર્તે છે. ૯.

काममाश्रित्य दुष्पूरं दंभमानमदान्विताः ॥
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तंतेऽशुचिव्रताः ॥ १० ॥

**पदच्छेदः**—कामम्, आश्रित्य, दुष्पूरम्, दम्भमानमदान्विताः, मोहात्, गृहीत्वा, असद्ग्राहान्, प्रवर्तन्ते, अशुचिव्रताः.

**व्युत्पत्तिसमासाः**—आ समन्तात् श्रित्वा इति आश्रित्य। दुःखेन पूरः पूरणं यस्य सः दुष्पूरः, तं दुष्पूरम्। दम्भश्च मानश्च मदश्च दम्भमानमदाः, तैः अन्विताः इति दम्भमानमदान्विताः। ग्राह्यन्ते एभिः इति ग्राहाः, न सन्तः असन्तः, असन्तश्च ते ग्राहाश्च असद्ग्राहाः, तान्। प्रकर्षेण वर्तन्ते इति प्रवर्तन्ते। न शुचीनि अशुचीनि, अशुचीनि व्रतानि येषां ते अशुचिव्रताः।

**અન્વય અને અર્થઃ**—(વળી આસુરી મનુષ્યો) दम्भमानमदान्विताः દંભ-બાહ્ય આડંબર, માન-પાત્રતા વિના પણ

પૂજ્યત્વનો આગ્રહ તથા મદ ઈત્યાદિથી યુક્ત થએલા, યકા, दुष्पूरम् મહા કષ્ટે પણ ન તૃપ્ત કરી શકાય તેવા कामम् કામનો, आश्रित्य આશ્રય કરીને, मोहात् અવિવેકથી, असद्ग्राहान् અસત્ય આગ્રહોને, गृहीत्वा પકડીને, अशुचिव्रताः (શ્મશાનસેવન, મદ્ય, માંસ, બલિ ઈત્યાદિનાં ભક્ષણયુક્ત–અપવિત્ર) વ્રતોવાળા, (થઈને) प्रवर्तन्ते (જગત્‌માં) પ્રવર્તે છે.

**ભાવાર્થઃ**—વળી આસુરી સંપત્તિવાળા જીવો દંભ, માન અને અહંકારથી યુક્ત થઈને મહા કષ્ટે પણ ન તૃપ્ત કરી શકાય તેવા કામનો આશ્રય કરીને, અવિવેકથી અત્યંત દુરાગ્રહોને પકડી, અપવિત્ર વ્રતોને ધારણ કરીને આ લોકમાં પ્રવર્તે છે. અર્થાત્ નિરંતર અધર્મમાં જ પ્રવૃત થઈને રહે છે. ૧૦.

चिंतामपरिमेयां च प्रलयांतामुपाश्रिताः ॥
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥ ११ ॥

**पदच्छेदः**—चिन्ताम्, अपरिमेयाम्, च, प्रलयान्ताम्, उपाश्रिताः, कामोपभोगपरमाः, एतावत्, इति, निश्चिताः.

**व्युत्पत्तिसमासाः**—परिमातुं शक्या इति परिमेया, न परिमेया अपरिमेया, ताम् अपरिमेयाम् । प्रलये अन्तः यस्याः सा प्रलायान्ता, तां प्रलयान्ताम् । काम्यन्ते इति कामाः, कामानाम् उपभोगः कामोपभोगः, कामोपभोगः एव परमः येषां ते कामोपभोगपरमाः । एतत् परिमाणम् अस्य इति एतावत् ।

**અન્વય અને અર્થઃ**—(વળી તેઓ) कामोपभोगपरमाः શબ્દાદિ ઈન્દ્રિયોના વિષયો જ જેમના મનમાં પરમ પુરુષાર્થ

છે તેવા, (અને) एतावत् એટલું જ અર્થાત્ કામોપભોગ જ સર્વથી શ્રેષ્ઠ છે, इति એમ, निश्चिताः નિશ્ચયવાળા થએલા, अपरिमेयाम् અપાર, च અને, प्रलयान्ताम् મરણપર્યંતની, चिन्ताम् ચિંતાનો, उपाश्रिताः આશ્રય કરી રહેલા ( હોય છે ).

ભાવાર્થઃ—વળી આસુરી સંપત્તિના જીવો શબ્દાદિ ઇન્દ્રિયોના વિષયોને જ પરમ પુરુષાર્થ માનનારા, અને એટલું જ એટલે કે વિષયોપભોગ જ સર્વથી શ્રેષ્ઠ છે, એવા નિશ્ચયવાળા થયા થકા પાર વિનાની અને મૃત્યુ પર્યંતની ચિન્તામાં મગ્ન થઈને રહેલા હોય છે. ૧૧.

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ॥
ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥

पदच्छेदः—आशापाशशतैः, बद्धाः, कामक्रोधपरायणाः, ईहन्ते, कामभोगार्थम्, अन्यायेन, अर्थसंचयान्.

व्युत्पत्तिसमासाः—आशाः एव पाशाः इति आशापाशाः, तेषां शतानि इति आशापाशशतानि, तैः आशापाशशतैः । कामश्च क्रोधश्च कामक्रोधौ, तौ परम् अयनं येषां ते कामक्रोधपरायणाः । कामाना भोगाः इति कामभोगाः, कामभोगेभ्यः इति कामभोगार्थम् । न न्यायः अन्यायः, तेन अन्यायेन । सम्यक् चीयन्ते इति संचयाः, अर्थानां संचयाः अर्थसंचयाः, तान् अर्थसंचयान् ।

અન્વય અને અર્થઃ—( વળી ) आशापाशशतैः આશાઓના સેંકડો પાશોથી, बद्धाः બંધાએલા, ( અને ) कामक्रोधपरायणाः કામ તથા ક્રોધ જ જેમનો પરમ આશ્રય છે એવા, ( તેઓ ) कामभोगार्थम् વિષયોના ભોગને માટે, अन्यायेन

અન્યાયથી, अर्थसचयान् દ્રવ્યના સમૂહોને, ईहन्ते મેળવવા પ્રયત્ન કરે છે.

**ભાવાર્થઃ**—વળી આશાઓના સેંકડો પાશોથી બંધાએલા અને કામ તથા ક્રોધ જ જેમનો પરમ આશ્રય છે, એવા તે લોકો વિષયોનું સેવન કરવાને માટે અન્યાયથી જ દ્રવ્ય એકઠું કરવાનો પ્રયત્ન કરે છે. ૧૨.

**અવતરણિકાઃ**—હવે 'આસુરી સંપત્તિવાળા જીવાત્માઓ શાથી ઓળખી શકાય છે' અર્થાત્ તેમના મનોરથો કેવા હોય છે ?' તે ભગવાન્ કહે છે

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ॥
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ १३ ॥

---

१ मृषा मनोरथश्रेणीमाधुर्यामोहितो दिवा ।
रात्रौ स्वाप्नसुखं भुञ्जन्नरो जयति जीवितम् ॥

દિવસે ખોટા મનોરથોની શ્રેણીની મધુરતામાં મોહિત થએલો મનુષ્ય રાતે તે તે મનોરથના સ્વપ્નજન્ય સુખોને ભોગવતો પોતાના જીવિતને ઉત્તમ માને છે

स्वाप्नं सुखं दुःखमसत्यमेव तथापि तस्यानुभवस्तदानीम् ।
तथैव शुक्तौ रजतस्य मिथ્या मनोरथोत्थं तु विनानुभूतम् ॥

જો કે સ્વપ્નાનું સુખ દુઃખરૂપ અને અસત્ય જ છે તોપણ તે સમયે તેનો અનુભવ હોય છે—સાચું ભાસે છે તેમ જ છીપમાં રૂપાનું ભાસવું પણ અનુભવ્યા વિના મનોરથોથી ઉદ્ભવેલું મિથ્યા જ છે છતાં સાચું જણાય છે

समस्ततनुभृतामखिलोऽपि सदा मनोरथमयो व्यवहारः ।
युक्तितस्तदनुभवात्तदसत्यं न सकृद्वदन्ति मुनिवर्याः ॥ स्वप्निकायाम् ॥

શરીરધારી પ્રાણિઓનો સર્વ પ્રકારે સઘળો વ્યવહાર મનોરથમય જ હોય છે માટે જ મુનીશ્વરોએ યુક્તિથી અને અનુભવથી વારંવાર તેનું અસત્યપણું કહેલું છે.

मनोरथानां न समाप्तिरस्ति वर्षायुतेनाप्यथवापि लक्षैः ।
पूर्णेषु पूर्णेषु पुनर्नवानां उत्पत्तयः सन्ति मनोरथानाम् ॥ विष्णुपुराणे

દસહજારો અથવા લાખો વર્ષે પણ મનોરથોની સમાપ્તિ થતી જ નથી એક એક મનોરથ પૂર્ણ થતાં ફરી નવીન મનોરથોની ઉત્પત્તિઓ થતી જ રહે છે

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ॥
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥
आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ॥
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥१५॥
अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ॥
प्रसक्ताः कामभोगेषु पतंति नरकेऽशुचौ ॥ १६ ॥

पदच्छेदः—इदम्, अद्य, मया, लब्धम्, इमम्, प्राप्स्ये, मनोरथम्, इदम्, अस्ति, इदम्, अपि, मे, भविष्यति, पुनः, धनम्; असौ, मया, हतः, शत्रुः, हनिष्ये, च, अपरान्, अपि, ईश्वरः, अहम्, अहम्, भोगी, सिद्धः, अहम्, बलवान्, सुखी; आढ्यः, अभिजनवान्, अस्मि, कः, अन्यः, अस्ति, सदृशः, मया, यक्ष्ये, दास्यामि, मोदिष्ये, इति, अज्ञानविमोहिताः; अनेकचित्तविभ्रान्ताः, मोहजालसमावृताः, प्रसक्ताः, कामभोगेषु, पतन्ति, नरके, अशुचौ.

व्युत्पत्तिसमासाः—मनसः रथः इति, वा मन एव रथः इति मनोरथः, तं मनोरथम्। शातयति इति शत्रुः। भोगाः अस्य सन्ति इति भोगी। बलम् अस्य अस्ति इति बलवान्। सुखम् अस्य अस्ति इति सुखी। अभिजनः अस्य अस्ति इति अभिजनवान्। विशेषेण मोहिताः इति विमोहिताः, अज्ञानेन विमोहिताः इति अज्ञानविमोहिताः। विविधं भ्रान्ताः इति विभ्रान्ताः, अनेकेषु मनोरथेषु प्रवृत्तं चित्तम् इति अनेकचित्तम्, तेन विभ्रान्ताः इति

अनेकचित्तविभ्रान्ता. । सम् सम्यक् आवृता. इति समावृताः, मोह अविवेक अज्ञानं तदेव जालम् इति मोहजालं, तेन समावृता इति मोहजालसमावृता. । प्रकर्षेण सक्ता इति प्रसक्ता. । कामाना भोगा. इति कामभोगा, तेषु कामभोगेषु । न शुचि अशुचि, तस्मिन् अशुचौ ।

**અન્વય અને અર્થઃ**—(આસુરી જીવો) अद्य આજે, मया મેં, इदम् આ, लब्धम् મેળવ્યુ, इमम् આ, मनोरथम् ઇચ્છાને, प्राप्स्ये હું પ્રાપ્ત કરીશ, इदम् આટલું, (ધન મારી પાસે) अस्ति છે, पुनः ફરી, अपि પણ, मे મને, इदम् આ-આટલુ, धनम् ધન, भविष्यति થશે, असौ આ, शत्रु. શત્રુ, मया મેં, हत. હણ્યો, च તેમ, अपरान् બીજા (શત્રુઓ)ને, अपि પણ, हनिष्ये હું હણીશ, अहम् હું, ईश्वर સમર્થ છુ, अहम् હું, भोगी ભોગવાળો છુ, अहम् હું, सिद्धः સિદ્ધિસંપન્ન છુ, बलवान् બલવાળો છુ, सुखी સુખી છુ, आढ्य ધનથી ભરેલો છું, अभिजनवान् ઉચ્ચ કુલવાન્, અથવા મોટા કુટુંબવાળો, अस्मि છું, मया મારા, सदृश સમાન, अन्यः બીજો, क કોણ, अस्ति છે? यक्ष्ये હું યજ્ઞ કરીશ, दास्यामि હું દાન કરીશ, (અને) मोदिष्ये હું અત્યત આનંદ ભોગવીશ, इति એ પ્રમાણે अज्ञानविमोहिता. અજ્ઞાનથી નાના પ્રકારના અવિવેકને પામેલા, अनेकचित्तविभ्रान्ताः ઉક્ત પ્રકારના અનેક મનોરથોમા ચિત્ત લાગવાથી વિવિધ પ્રકારે ભાન ભૂલેલા, मोहजालसमावृताः મોહ—અવિવેક—અજ્ઞાનરૂપી જાલથી સારી રીતે વીંટાએલા, (અને) कामभोगेषु વિષયભોગોમાં, प्रसक्ता. અત્યત આસક્ત થયા થકા अशुचौ મલિન—અપવિત્ર એવા નરકે નરકને વિષે, पतन्ति પડે છે.

**ભાવાર્થઃ**—આસુરી સંપત્તિના જીવો "આજે મેં આટલું ધન મેળવ્યુ, આ અમુક મનોરથને હું પામીશ, આટલુ ધન

તો મારી પાસે છે, અને, ફરી પણ આટલું ધન મને પ્રાપ્ત થશે, આ શત્રુને મેં માર્યો અને બીજા શત્રુઓને પણ હું હણીશ, હું ઈશ્વર, હું ભોગી, હું સિદ્ધ, હું બલવાન્, હું સુખી, હું ધનાઢ્ય, તથા હું જ કુલીન છું, મારા સમાન બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, હું દાન આપીશ અને હું અત્યંત આનંદ ભોગવીશ," એ પ્રમાણે અજ્ઞાનથી નાના પ્રકારના અવિવેકને પામેલા, ૫૨ કહ્યા પ્રમાણે અનેક મનોરથોમાં ચિત્તના પરોવાથી વિવિધ પ્રકારે ભાન ભૂલેલા, મોહરૂપી જાલમાં સારી રીતે સપડાયેલા, અને વિષય ભોગોમાં અત્યંત આસક્ત થએલા થકા અપવિત્ર એવા નરકને વિષે પડે છે. ૧૩–૧૬.

**અવતરણિકા**—'આસુરી સંપત્તિને અનુલક્ષીને જન્મ પામેલા જીવાત્માઓ અધર્મનો જ સંગ્રહ કરે છે, અને કદાચિત્ ધાર્મિક–વૈદિકકર્મમાં પ્રવૃત્ત થાય તો પણ તેઓ તમોગુણને પ્રધાન રાખીને કર્મ કરતા હોવાથી, સત્ત્વગુણ જન્ય નિર્મળ એવું વિશુદ્ધ પુણ્ય તો તેમને કદી પણ પ્રાપ્ત થતું નથી' તે વાત ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ॥
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥ १७ ॥

**पदच्छेदः**—आत्मसंभाविताः, स्तब्धाः, धनमानमदान्विताः, यजन्ते, नामयज्ञैः, ते, दम्भेन, अविधिपूर्वकम्.

**व्युत्पत्तिसमासाः**—सम्यक् भाविता संभाविता, आत्मनि संभाविता इति आत्मसंभावित । मानश्च मदश्च मानमदौ, धनेन मानमदौ इति धनमानमदौ, ताभ्याम् अन्विता इति धनमानमदान्विता । नाम्ना एव यज्ञा इति नामयज्ञा, तैः नामयज्ञैः । विधिः

पर्वं यस्मिन् कर्मणि यथा स्यात्तथा इति विधिपूर्वम्, विधिपूर्वमेव विधिपर्वकम्, न विधिपूर्वकम् अविधिपूर्वकम् ।

અન્વય અને અર્થઃ—તે તે–આસુરી જીવો, आत्मसंभाविताः પોતાનામાં પોતાની મેળે વિશિષ્ટતા ધરાવતા, स्तब्धाः નમ્રતાઈ રહિત, (તથા) धनमानमदान्विताः ધનથી ઉત્પન્ન થતાં અત્યંત માન અને ગર્વથી યુક્ત થયા થકા, नामयज्ञैः નામમાત્રના યજ્ઞોથી, दम्भेन દંભ વડે, अविधिपूर्वकम् તદ્દન વિધિરહિત રીતે, यजन्ते યજન કરે છે.

ભાવાર્થઃ—તે આસુરીસંપત્તિના જીવાત્માઓ પોતાનામાં પોતાની મેળે જ 'હું મહાન્ છું' એમ વિશિષ્ટતા ધરાવતા, ઉદ્ધત, તેમ જ ધનથી ઉત્પન્ન થતા અત્યંત માન અને ગર્વથી યુક્ત થઈને નામમાત્રના યજ્ઞોથી વાસ્તવિકમાં દંભ વડે, તદ્દન વિધિરહિત રીતે જ દેવોનું યજન કરે છે. ૧૭.

અવતરણિકાઃ—"यक्ष्ये दास्यामि मोदिष्ये" ઇત્યાદિ મનોરથોથી દંભ તથા અહંકારપ્રધાનતાના કારણથી આસુરીસંપત્તિનાં મનુષ્યો કર્મોમાં પ્રવૃત્ત થયા છતાં, પણ તેમનું બહિરંગસાધનરૂપ યજ્ઞ દાન ઇત્યાદિ કર્મ સિદ્ધ થતું નથી, તો પછી જ્ઞાન વૈરાગ્ય, ભગદ્દભજન ઇત્યાદિ અંતરંગ સાધનની તો વાત જ ક્યાં કરવી ? કારણ કે અંતરંગ સાધનમાં આશ્રય લેવા યોગ્ય કર્મો અને ભાવોને બદલે તેઓ તેનાથી ઉલટા ભાવોને જ આધીન થએલા હોવાથી મારી પણ અવગણના કરનારા હોય છે.' તે વાત ભગવાન કહે છે.

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।।
मामात्मपरदेहेषु प्रद्विषंतोऽभ्यसूयकाः ।। १८ ।।

पदच्छेदः—अहंकारम्, बलम्, दर्पम्, कामम्, क्रोधम् च, संश्रिताः, माम्, आत्मपरदेहेषु, प्रद्विषन्तः, अभ्यसूयकाः.

व्युत्पत्तिसमासाः—सम्यक् श्रिताः संश्रिताः। आत्मा च परे च आत्मपरे, आत्मपरेषां देहाः इति आत्मपरदेहाः, तेषु आत्मपरदेहेषु। प्रकर्षेण द्विषन्ति इति प्रद्विषन्तः। अभि सर्वतः असूयन्ते ते अभ्यसूयकाः।

**અન્વય અને અર્થઃ**—अहंकारम् અહંભાવ, बलम् (પારકાને હરાવવા નિમિત્તનું) સામર્થ્ય, दर्पम् (જેના ઉદ્ભવથી પ્રાણી ધર્મનું પણ અતિક્રમણ કરે છે તે) ગર્વ, कामम् સ્ત્રીવિષયક અભિલાષ, च તથા, क्रोधम् ક્રોધને, संश्रिताः આશ્રય કરીને રહેલા, (તે આસુરી જીવો) आत्मपरदेहेषु પોતાના શરીરમાં અને બીજાઓના શરીરોમાં, (નિવાસ કરતા) माम् મને-મારો प्रद्विषन्तः દ્વેષ કરનારા, (અને) अभ्यसूयकाः અદેખાઈ કરનારા, (થઈને રહે છે.)

**ભાવાર્થઃ**—અહંકાર, બલ, ગર્વ તથા કામ અને ક્રોધનો આશ્રય કરીને રહેલા તે આસુરી જીવાત્માઓ પોતાના તેમ જ બીજાઓનાં શરીરોમાં નિવાસ કરતો એવો જે હું ઈશ્વર! તેનો પણ દ્વેષ કરનારા અને અદેખાઈ કરનારા થઈ રહે છે અર્થાત્ પોતે નિકૃષ્ટ સાધનોનો આશ્રય કરે છે એટલું જ નહિ, પણ સર્વનો ઈશ્વર એવો જે હું તેનો પણ તેઓ સદા વિરોધ કરતા રહે છે. ૧૮.

અવતરણિકાઃ—"તેવાં મનુષ્યોનો કોઈ વખતે તો ઉદ્ધાર થઈ શકે કે નહિ?" એવા અર્જુનના પ્રશ્નના ઉત્તરમાં "તેમના જેવા ઈશ્વરવિદ્વેષીઓની તો અવનતિની જ પરંપરા થાય છે." તે બે શ્લોકથી ભગવાન્ દર્શાવે છેઃ

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ॥
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥
आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ॥
मामप्राप्यैव कौंतेय ततो यांत्यधमां गतिम् ॥२०॥

पदच्छेदः—तान्, अहम्, द्विषतः, क्रूरान्, संसारेषु, नराधमान्, क्षिपामि, अजस्रम्, अशुभान्, आसुरीषु, एव, योनिषु; आसुरीम्, योनिम्, आपन्नाः, मूढाः, जन्मनि, जन्मनि, माम्, अप्राप्य, एव, कौन्तेय, ततः, यान्ति, अधमाम्, गतिम्.

व्युत्पत्तिसमासाः—द्विषन्ति ते द्विषन्त, तान् द्विषत नरेषु अधमा इति नराधमा, तान् नराधमान् । न शुभा अशुभा, तान् अशुभान् । असुराणाम् इमा इति आसुर्य, तासु आसुरीषु । न प्राप्य इति अप्राप्य ।

**અન્વય અને અર્થઃ**—तान् તે, द्विषत દ્વેષ કરનારા, (તથા) क्रूरान् ક્રૂર, (એવા) नराधमान् નરાધમોને–નીચ પુરુષોને, अहम् હું, अजस्रम् નિરંતર, संसारेषु સંસારમાં, आसुरीषु આસુરી, योनिषु યોનિઓમાં, एव જ, क्षिपामि ફેંકું છું, (અને) कौन्तेय હે કૌન્તેય! (એ પ્રમાણે) जन्मनि, जन्मनि જન્મ

१ इहैव नरकव्याधेश्चिकित्सां न करोति यः ।
गत्वा निरौषधं स्थानं सरुजः किं करिष्यति ॥

અહીં જ જે માણસ નરકરૂપ વ્યાધિની ચિકિત્સા ઉપચાર કરતો નથી તે રોગયુક્ત થએલો ઔષધ વિનાના સ્થાનમાં જઈ શું કરશે? અર્થાત્ કંઈ પણ ઉપાય કરી શકશે નહિ.

જન્મમાં, आसुरीम् આસુરી, योनिम् યોનિને, आपन्नाः પ્રાપ્ત થયેલા, (તે) मूढा. મૂઢ લોકો, माम् મને, अप्राप्य ન પામતાં, ततः તે (આસુરી યોનિ) થી, (પણ) अधमाम् અધમ, गतिम् ગતિને, एव જ, यान्ति પામે છે.

ભાવાર્થઃ—તે દ્વેષ કરનારા તથા ઘાતકી એવા અત્યત નીચ પુરુષોને હું નિરંતર સસારમાં આસુરી યોનિઓમાં જ ફેંકુ છુ અને હે કૌન્તેય! એ પ્રમાણે પ્રત્યેક જન્મમાં આસુરી યોનિને જ પ્રાપ્ત થયેલા તે મૂઢ લોકો, મને ન પામતાં તેની પૂર્વની આસુરીયોનિ કરતાં પણ ઉત્તરોત્તર અધમ ગતિને પામે છે ૧૯–૨૦.

અવતરણિકા:—હવે સમસ્ત આસુરીસ પત્તિનો ઉપસહાર કરતા તેના સારાશ રૂપે જે રહેલુ છે કે જેમા તે આસુરીસ પત્તિના અનત ભેદો અ તર્ગત થઇ જાય છે અને જે સર્વ અનર્થપરપરાનુ મૂલ છે અને તેથી જ ત્યાગ કરવા યોગ્ય છે, તે ભગવાન્ કહે છે

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ॥
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥२१॥

पदच्छेदः—त्रिविधम्, नरकस्य, इदम्, द्वारम्, नाशनम्, आत्मनः, कामः, क्रोधः, तथा, लोभः, तस्मात्, एतत्, त्रयम्, त्यजेत्.

व्युत्पत्तिसमासाः—तिस्र विधा यस्य तत् त्रिविधम् । नाशयति इति नाशनम् ।

અન્વય અને અર્થઃ—(હે અર્જુન!) काम કામ, क्रोधः ક્રોધ, तथा તથા, लोभ. લોભ, इदम् એ, आत्मन આત્માનુ, नाशनम् નાશ કરનાર–(અધોગતિએ લઇ જનાર), नरकस्य

નરકનું, त्रिविधम् ત્રણ પ્રકારનું, द्वारम् બારણું છે, तस्मात् તેથી, एतत् એ, त्रयम् ત્રય (ત્રણ)ને, (મનુષ્યે) त्यजेत् તજવું જોઈએ.

ભાવાર્થ:—હે અર્જુન! કામ, ક્રોધ અને લોભ એ આત્માનો નાશ કરનાર અર્થાત્ તેને અધોગતિએ લઈ જનાર નરકનું ત્રણ પ્રકારનું દ્વાર છે, તેથી આત્મકલ્યાણની ઇચ્છા વાળાએ એ ત્રણેનો ત્યાગ કરવો જોઈએ. ૨૧.

અવતરણિકા:—આસુરીસંપત્તિના મૂળભૂત એ ત્રણ દોષોના ત્યાગથી કેવું સુંદર સાત્વિક પરિણામ આવે છે, તે હવે ભગવાન જણાવે છે:

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ॥
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥२२॥

पदच्छेदः—एतैः, विमुक्तः, कौन्तेय, तमोद्वारैः, त्रिभिः, नरः, आचरति, आत्मनः, श्रेयः, ततः, याति, पराम्, गतिम्.

व्युत्पत्तिसमासाः—विशेषेण मुक्तः इति विमुक्तः । तमसः द्वाराणि इति तमोद्वाराणि, तै. तमोद्वारैः ।

અન્વય અને અર્થ:—कौन्तेय હે કૌંતેય! एतैः એ, त्रिभिः ત્રણ, तमोद्वारैः નરકનાં દ્વારોથી, विमुक्तः વિમુક્ત, नरः પુરુષ, आत्मनः આત્માના, श्रेय. કલ્યાણને, आचरति આચરે છે–કરી શકે છે, (અને) ततः તેથી, पराम् પરમ, गतिम् ગતિ–મોક્ષને, याति પામે છે.

ભાવાર્થ:—હે કૌન્તેય! એ ત્રણ નરકનાં દ્વારોથી જે પુરુષ વિમુક્ત થયેલો હોય છે તે પુરુષ જ પોતાના આત્માનું કલ્યાણ કરી શકે છે, અને તેથી જ તે અન્તમાં અત્યંત શ્રેષ્ઠ ગતિરૂપ મોક્ષને પામે છે. ૨૨.

**અવતરણિકાઃ**—" ઉપર કહેલી એ બધળી આસુરીસંપત્તિનો ત્યાગમા અને આત્મકલ્યાણની સિદ્ધિમા કારણ શુ છે ?" એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં એ સર્વના કારણરૂપ શાસ્ત્ર જ છે, અને શાસ્ત્રના પ્રમાણથી જ અશુભનું પરિવર્તન અને શુભનું આચરણ થઈ શકે છે, તેથી શાસ્ત્રનો સ્વીકાર કરીને જ મનુષ્યે સર્વદા પોતાની પ્રવૃત્તિ રાખવી જોઇએ, પરતુ જો તેનો સ્વીકાર ન કરીને શાસ્ત્રવિધિનો ત્યાગ કરે તો તો તેને અનર્થનો જ પ્રસગ પ્રાપ્ત થાય છે " તે ભગવાન્ જણાવે છે

**यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ॥**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥२३॥**

**पदच्छेदः**—यः, शास्त्रविधिम्, उत्सृज्य, वर्तते, कामकारतः, न, सः, सिद्धिम्, अवाप्नोति, न, सुखम्, न, पराम्, गतिम्.

---

૧ આજકાલ કેટલાક લોકો ભગવાનના આ 'य शास्त्रविधिमुत्सृज्य' એ વચનનો ત્યાગ કરી પોતે શાસ્ત્ર ભણેલા ન હોવા છતા પણ શાસ્ત્ર ભણ્યાનો મિથ્યા આડબર રાખી શાસ્ત્રનો ગધ પણ પોતાનામા ન હોવા છતા તેમ શાસ્ત્ર સમજવાની પ્રણાલિકાને પણ ન સમજતા, વળી ભગવાનના 'न बुद्धिभेदं जनयेद्ज्ञानां कर्मसङ्गिनाम्' એ વચનને પણ તિલાંજલિ આપી ધર્માધર્મવિષયમાં લોકોની બુદ્ધિમા ભેદ ઉત્પન્ન કરી રહ્યા છે, અને સ્વેચ્છાપ્રમાણે પોતાનુ પ્રવર્તન કરી રહેલા છે તેથી બિચારા અજ્ઞાની જીવાત્માઓ આવા દાભિકોની આડબરી રીતિમા ફસાઈ જાય છે અને કર્તવ્ય કર્મથી વિમુખ થઇ પોતાના અન્તરાત્માનો અધ પાત કરી રહેલા છે આથી જણાવવાનુ કે જનસમાજે આવા દાભિક મનુષ્યોથી સાવધાન રહી શાસ્ત્રનુ સત્ય તત્ત્વ શુ છે ધર્માધર્મની અબાધિત પ્રણાલિકા કેવા પ્રકારની રહેલી છે ? તેનુ સત્યસ્વરૂપ શુ છે ? અને આપણી મનુષ્યજાતિ પ્રમાણે આપણી ઉન્નતિના માર્ગમા પ્રયાણ અને અવનતિના માર્ગથી નિરોધ કેવી રીતે થઇ શકે છે તે કોઇ સારા ઉત્તમ વિદ્વાન્ પાસેથી સમજી સસારમા પોતાની પ્રવૃત્તિ રાખવી જોઈએ, તો જ તે પોતાનુ કલ્યાણ સાધી શકે છે બાકી રાજકીય અને ધાર્મિક વિષયના તત્ત્વો જાણ્યા સિવાય તેનો ખીચડો કરી સ્વેચ્છાપ્રમાણે વર્તન જો કરવામા આવે તો આ ભગવદ્વચનાનુસાર કદીપણ સિદ્ધિ પામે નહિ, એ નિ સશય છે અને તેથી આ ભગવાનના વચનપર પરિપૂર્ણ વિચાર કરી ઉત્તમ મનુષ્યે પોતાનુ વર્તન રાખવુ એ શ્રેયસ્કર છે એટલુ જ કહેવુ પરિપૂર્ણ છે, પછી તો પરમાત્મા કર્મ પ્રમાણે જેને જે બુદ્ધિ આપે તે ખરુ"

**व्युत्पत्तिसमासाः**—शिष्यते अनुशिष्यते बोध्यते अनेन ज्ञातः अर्थः इति शास्त्रम्, शास्त्रस्य विधिः शास्त्रविधिः, तं शास्त्रविधिम् । कारयति इति कारः, कामस्य कारः करणम् इति कामकारः, तस्मात् कामकारतः ।

**અન્વય અને અર્થઃ**—यः જે પુરુષ, शास्त्रविधिम् શાસ્ત્રના વિધિ (આજ્ઞા)ને, उत्सृज्य છોડીને, कामकारतः સ્વેચ્છાનુસાર, वर्तते વર્તે છે, सः તે, सिद्धिम् સિદ્ધિને, न, अवाप्नोति મેળવતો નથી, सुखम् સુખને, न નહિ, (તેમ) पराम् ઉત્કૃષ્ટ, गतिम् ગતિને, (પણ) न (अवाप्नोति) પામતો નથી.

**ભાવાર્થઃ**—જે પુરુષ શાસ્ત્રના વિધિ (આજ્ઞા)ને છોડીને અર્થાત્ શાસ્ત્રમા કહેલાં ધર્માધર્મનો અને વિધિનિષેધનો ત્યાગ કરીને સ્વેચ્છાનુસાર વર્તે છે, તે ચિત્તશુદ્ધિ વગેરે સિદ્ધિ, સુખ કે ઉત્કૃષ્ટ ગતિ–મોક્ષ–ને કદી પણ પામતો નથી. ૨૩.

**અવતરણિકા**—"શાસ્ત્રની આજ્ઞાનુસાર કર્મ નહિ કરનારને ચિત્તશુદ્ધિ પ્રસાદિ ઉપરોક્ત પ્રાપ્ત થતા નથી, તેથી શુદ્ધિની કામનાવાળાએ વિધિ નિષેધ તથા કર્તવ્યાકર્તવ્યના પરિજ્ઞાન માટે શાસ્ત્રને જ પ્રમાણ માનવું જોઈએ, શાસ્ત્રની મર્યાદા સેવવી જોઈએ, અને તેથી જ પરમ શ્રેય પ્રાપ્ત કરી શકાય છે," એમ કહી શાસ્ત્રનું માહાત્મ્ય દર્શાવતા ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ॥
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥२४॥

**पदच्छेदः**—तस्मात्, शास्त्रम्, प्रमाणम्, ते, कार्याकार्यव्यवस्थितौ, ज्ञात्वा, शास्त्रविधानोक्तम्, कर्म, कर्तुम्, इह, अर्हसि.

**व्युत्पत्तिसमासाः**—प्रकर्षेण मीयते अनेन इति प्रमाणम् । कार्यं च अकार्यं च कार्याकार्ये, तयोः विशिष्टा अवस्थितिः इति कार्याकार्यव्यवस्थितिः, तस्यां कार्याकार्यव्यवस्थितौ । विशेषेण धीयते अनेन इति विधानम्, शास्त्रस्य विधानम् इति शास्त्रविधानम्, तेन उक्तम् इति शास्त्रविधानोक्तम् ।

**અન્વય અને અર્થઃ**—तस्मात् તે કારણ થી, તે તારા માટે कार्याकार्यव्यवस्थितौ કરવા યોગ્ય શું અને ન કરવા યોગ્ય શું? તેનો નિર્ણય કરવામાં, शास्त्रम् શાસ્ત્ર (જ), प्रमाणम् પ્રમાણ, (છે) ( તેથી ) इह આ કર્મભૂમિમાં, शास्त्रविधानोक्तम् શાસ્ત્રની વિધિ-નિષેધાત્મક આજ્ઞા વડે કહેલું, कर्म કર્મ, कर्तुम् કરવાને, अर्हसि તું યોગ્ય છે.

**ભાવાર્થઃ**—માટે હે અર્જુન! તારે કરવા યોગ્ય શું અને ન કરવા યોગ્ય શું? તેનો નિર્ણય કરવામાં શાસ્ત્રને જ પ્રમાણ માનવું જોઈએ, અને આ કર્મભૂમિમાં શાસ્ત્રના વિધાનથી કહેવામાં આવેલું કર્મ જ તારે કરવું જોઈએ. અર્થાત્ હું જે તને યુદ્ધ કરવા માટે કહું છું તે તારા ક્ષત્રિયના ધર્મ પ્રમાણે શાસ્ત્રવિહિત જ કર્મ છે માટે તે મારા કથનાનુસાર તારે ક્ષત્રિયને માટે શાસ્ત્રમાં કહેલું યુદ્ધરૂપી કર્મ કરવા તું તત્પર થા અને તેમાં જ તારું કલ્યાણ છે એમ તું માન. ૨૪.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीत-
सान्वयबोधिन्यां गुर्जरटीकायां दैवासुरसंप-
द्विभागयोगो नाम षोडशोऽध्यायः ।

---

# सप्तदशोऽध्यायः ।

## અધ્યાય સત્તરમો.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે દૈવી અને આસુરી સંપત્તિઓનો વિભાગ, તેમના સ્વરૂપ, તેમના ફળ તેમ જ તે આસુરી સંપત્તિવાળાનો જ્ઞાનાધિકાર, કામ, સંકલ્પ, ગુણ, કર્મ અને ફલ વગેરેનું પણ કથન કરી અંતમાં મુમુક્ષુએ શાસ્ત્રજ્ઞાનને પ્રાપ્ત કરી તદનુસાર જ સર્વ કર્મ કરવા એમ પણ કહ્યું, હવે શાસ્ત્રને ન જાણવા છતાં પણ શાસ્ત્રયુક્ત કર્મ નિષ્કામવૃત્તિથી શ્રદ્ધાપૂર્વક કરનારા જે મુમુક્ષુઓ છે તેઓની સાત્ત્વિક કર્મમાં પ્રીતિ હોવાથી તે કર્મદ્વારા ચિત્તશુદ્ધિથી જ્ઞાન પ્રાપ્ત થતાં તેમને પણ મોક્ષાધિકાર પ્રાપ્ત થાય છે તે જણાવવા આ સત્તરમા અધ્યાયનો આરંભ કરવામાં આવ્યો છે. તેમાં પણ "**तस्माच्छास्त्रं प्रमाणं ते**" એ સોળમા અધ્યાયના અંતમાં ભગવાન્ શ્રીકૃષ્ણે કહેલા વચનથી શાસ્ત્રવિધિને છોડીને સ્વેચ્છાપૂર્વક વર્તન કરનારાને જ્ઞાનમાં અધિકાર નથી એમ જણાય છે, તેથી શાસ્ત્રવિધિને છોડીને પણ, શ્રદ્ધાથી વર્તનારાઓનો કેવો અધિકાર છે ?" તે જાણવાની ઇચ્છાથી અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણને પૂછે છે

अर्जुन उवाच । અર્જુન કહે છે—

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः ।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः ॥१॥

पदच्छेदः—ये, शास्त्रविधिम्, उत्सृज्य, यजन्ते, श्रद्धया, अन्विताः, तेषाम्, निष्ठा, तु, का, कृष्ण, सत्त्वम्, आहो, रजः, तमः.

**व्युत्पत्तिसमासाः**—शास्त्रस्य विधिः शास्त्रविधिः, तं शास्त्रविधिम् । उत् सृष्ट्वा इति उत्सृज्य । कर्षयति इति कृष्णः, तत्संबुद्धौ हे कृष्ण ।

**અન્વય અને અર્થઃ**—कृष्ण હે શ્રીકૃષ્ણ ! ये જે પુરુષો, श्रद्धया શ્રદ્ધાથી, अन्विताः યુક્ત, (પણ અજ્ઞાનને લીધે) शास्त्रविधिम् શાસ્ત્રના વિધિને, उत्सृज्य છોડીને, यजन्ते (દેવોનું) યજન કરે છે, तेषाम् તેમની, निष्ठा નિષ્ઠા–સ્થિતિ, का કેવી, (હોય છે), सत्त्वम् સાત્વિકી, आहो અથવા, रजः રાજસી, (કે) तामसी તામસી હોય છે? (તે આપ કહો).

**ભાવાર્થઃ**—હે શ્રીકૃષ્ણ ! જે પુરુષો શ્રદ્ધાથી યુક્ત હોવા છતાં શાસ્ત્રના અજ્ઞાનને લીધે જ માત્ર શાસ્ત્રવિધિને છોડીને દેવાદિકોને પૂજે છે, તેમની નિષ્ઠા સાત્ત્વિકી, રાજસી, કે તામસી એમાંથી કેવા પ્રકારની હોય છે? તે આપ કહો. ૧.

**અવતરણિકાઃ**—અર્જુનનો આ સામાન્યવિષયક પ્રશ્ન હોવાથી તેમાથી કાંઈ પણ ન્યૂનાધિક્યનો વિચાર કર્યા વિના સામાન્ય રીતે જ ભગવાન્ શ્રીકૃષ્ણ તેનો ઉત્તર આપે છે.

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે–

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ॥
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥ २ ॥

---

१ आयु: कर्म च वित्तश्च विद्या निधनमेव च ।
पञ्चैतान्यपि लिख्यन्ते गर्भस्थस्यैव देहिन ॥

આયુ, કર્મ, ધન, વિદ્યા અને મરણ એ પાંચ દેહી-જીવ-મનુષ્ય ગર્ભમાં હોય છે ત્યારથી જ લખાય છે. અર્થાત્ એ સઘળું ભાવી સ્વભાવજન્ય જ છે.

पदच्छेदः—त्रिविधा, भवति, श्रद्धा, देहिनाम्, सा, स्वभावजा, सात्त्विकी, राजसी, च, एव, तामसी, च, इति, ताम्, शृणु.

व्युत्पत्तिसमासाः—तिस्रो विधाः प्रकाराः यस्याः सा त्रिविधा । देहाः सन्ति येषां ते देहिनः, तेषाम् देहिनाम् । स्वभावात् जायते सा स्वभावजा । सत्त्वगुणेन तत्कार्येण मनसः वा निर्वृत्ता इति सात्त्विकी । रजोगुणेन तत्कार्येण वा निर्वृत्ता इति राजसी । तमोगुणेन तत्कार्येण वा निर्वृत्ता इति तामसी ।

અન્વય અને અર્થ:—(હે અર્જુન!) देहिनाम् દેહધારીઓની, स्वभावजा સ્વભાવથી જ ઉત્પન્ન થયેલી, सा તે, श्रद्धा શ્રદ્ધા, सात्त्विकी સત્ત્વગુણપ્રધાન, राजसी રજોગુણપ્રધાન, च અને, तामसी તમોગુણપ્રધાન, इति એ પ્રમાણે त्रिविधा ત્રણ પ્રકારની (હોય છે) ताम् તેને शृणु તું સાભળ.

ભાવાર્થ:—હે અર્જુન! દેહધારીઓની સ્વભાવથી જ ઉત્પન્ન થએલી તે શ્રદ્ધા સત્ત્વગુણપ્રધાન, રજોગુણપ્રધાન તથા તમોગુણપ્રધાન એ પ્રમાણે ત્રણ પ્રકારની હોય છે, હવે તે શ્રદ્ધા સંબંધી વિશેષ હું તને કહુંછુ તે તું મારી પાસેથી સાભળ. ૨.

અવતરણિકા:—" श्रद्धान्वितो भूत्वा आत्मन्येवात्मान पश्येत्—તત્ત્વજ્ઞાનીએ શ્રદ્ધાયુક્ત થઇને આત્માવડે આત્માને જોવો." એ વચનથી આત્મદર્શનના સાધનોમા શ્રદ્ધાનુ અતરંગપણું સિદ્ધ થાય છે, તો પછી તેના રાજસિક અને તામસિક એવા ભેદો કેમ હોઇ શકે ?" એવી શકાના ઉત્તરમા "પ્રાક્તનકર્મના સસ્કારથી જ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે તેથી જ તે ભિન્ન પ્રકારની છે ' એમ ભગવાન્ શ્રીકૃષ્ણ જણાવે છે

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ॥
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥

पदच्छेदः—सत्त्वानुरूपा, सर्वस्य, श्रद्धा, भवति, भारत, श्रद्धामयः, अयम्, पुरुषः, यः, यच्छ्रद्धः, सः, एव, सः.

व्युत्पत्तिसमासाः—सत्त्वेन अनुरूपा सत्त्वानुरूपा । श्रद्धा प्राचुर्येण विद्यते यस्मिन् सः, वा श्रद्धया प्रचुरः व्याप्तः इति श्रद्धामयः । या श्रद्धा यस्य सः यच्छ्रद्धः ।

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત ! सर्वस्य સૌની, श्रद्धा શ્રદ્ધા, सत्त्वानुरूपा પોતપોતાના પ્રાક્તન સંસ્કારયુક્ત અંતઃકરણને અનુરૂપ, भवति હોય છે, अयम् આ, पुरुषः સંસારી જીવ, श्रद्धामयः શ્રદ્ધામય, (છે) यः જે, यच्छ्रद्धः જેવી શ્રદ્ધાનો, (છે) स. તે, स. તે, एव જ (શ્રદ્ધાયુક્ત છે).

**ભાવાર્થઃ**—હે ભારત ! પ્રાણિમાત્રની શ્રદ્ધા પોતપોતાના પ્રાક્તન સંસ્કારયુકત અંતઃકરણ પ્રમાણેની જ હોય છે, આ સંસારી જીવ શ્રદ્ધામય જ છે અને તેથી જે પુરુષ જેવી શ્રદ્ધાનો હોય, તેવી જ શ્રદ્ધાયુક્ત–તેવા જ સત્ત્વનો તે ગણાય છે. અર્થાત્

---

१ शमो दमस्तितिक्षेज्या तपः सत्यं दया स्मृतिः ।
तुष्टिस्त्यागोऽस्पृहा श्रद्धा ह्रीर्दया निर्वृतिर्धृतिः ॥
सत्त्वस्य वृत्तयस्त्वेता मुनिभिः समकीर्तिताः ॥

શમ (મનોનિગ્રહ), દમ (ઇંદ્રિયનિગ્રહ), તિતિક્ષા (સહનશીલતા), ઇજ્યા (પૂજા–સત્કાર), તપ, સત્ય, દયા, સ્મૃતિ (સ્મરણ), તુષ્ટિ (સંતોષ–તૃપ્તિ), ત્યાગ, અસ્પૃહા (અનિચ્છા), શ્રદ્ધા, લજ્જા, દયા, નિર્વૃતિ (સમાધાન) અને ધૃતિ (ધૈર્ય–સ્થિરતા) એ મુનિઓએ સત્ત્વની વૃત્તિઓ કહેલી છે.

તેથી જ સાત્ત્વિક, રાજસ, અને તામસ, એમ ત્રણ પ્રકારની શ્રદ્ધા કહેવામાં આવી છે. ૩.

અવતરણિકાઃ—"સાત્ત્વિક, રાજસિક કે તામસિક એ ત્રણ પ્રકારની શ્રદ્ધામાંથી મનુષ્ય કયા પ્રકારની શ્રદ્ધાયુક્ત છે?" તે જાણવા માટે કાર્યના અનુમાનથી નિર્ણય કરતા ભગવાન્ કહે છેઃ

यजन्ते सात्त्विका दैवान्यक्षरक्षांसि राजसाः ॥
प्रेतान्भूतगणांश्चान्ये यजंते तामसा जनाः ॥ ४ ॥

पदच्छेदः—यजन्ते, सात्त्विकाः, देवान्, यक्षरक्षांसि, राजसाः, प्रेतान्, भूतगणान्, च, अन्ये, यजन्ते, तामसाः, जनाः.

व्युत्पत्तिसमासाः—सत्त्वे निष्ठा येषां ते सात्त्विकाः । यक्षाश्च रक्षांसि च यक्षरक्षांसि, तानि यक्षरक्षांसि । रजसि निष्ठा येषां ते राजसाः । भूतानां गणाः भूतगणाः, तान् भूतगणान् । तमसि निष्ठा येषां ते तामसाः ।

અન્વય અને અર્થઃ—सात्त्विकाः સત્ત્વગુણનિષ્ઠ (મનુષ્યો), देवान् દેવોને, यजन्ते પૂજે છે, राजसाः રજોગુણનિષ્ઠ (મનુષ્યો), यक्षरक्षांसि યક્ષો તથા રાક્ષસોને, (પૂજે છે, અને) अन्ये બીજા, तामसाः તમોગુણનિષ્ઠ, जनाः મનુષ્યો, प्रेतान् પ્રેતોને, च તેમ, भूतगणान् (સપ્ત માતૃકા વગેરે) ભૂતગણોને, यजन्ते પૂજે છે.

ભાવાર્થઃ—સત્ત્વગુણનિષ્ઠ મનુષ્યો દેવોનું પૂજન કરે છે, રજોગુણનિષ્ઠ મનુષ્યો યક્ષો તથા રાક્ષસોને પૂજે છે અને બીજા તમોગુણનિષ્ઠ મનુષ્યો પ્રેતોને તથા સપ્ત માતૃકા વગેરે ભૂતગણોને પૂજે છે. અર્થાત્ તે ઉપરથી જ કયું મનુષ્ય કયા ગુણયુક્ત શ્રદ્ધાવાળું છે તે જાણી શકાય છે. ૪.

**અવતરણિકાઃ**—'ઉપર કહ્યા પ્રમાણે સત્ત્વાદિગુણનિષ્ટ મનુષ્યો કર્મેથી ઓળખી શકાય છે, તેમાં ત્રણે ગુણમાંથી સત્ત્વગુણનિષ્ઠ મનુષ્ય તો હજારોમાં કોઈ એકાદ જ હોય છે, વિશેષે કરીને તો પ્રાણિઓ રજોગુણનિષ્ટ અથવા તમોગુણનિષ્ઠ જ હોય છે. હવે તે કેવી રીતે જાણી શકાય છે' તે બે શ્લોકથી ભગવાન્ જણાવે છેઃ

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ॥
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥ ५ ॥

कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ॥
मां चैवांतःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥

**पदच्छेदः**—अशास्त्रविहितम्, घोरम्, तप्यन्ते, ये, तपः, जनाः, दम्भाहंकारसंयुक्ताः, कामरागबलान्विताः; कर्षयन्तः, शरीरस्थम्, भूतग्रामम्, अचेतसः, माम्, च, एव, अन्तःशरीरस्थम्, तान्, विद्धि, आसुरनिश्चयान्.

**व्युत्पत्तिसमासाः**—विशेषेण हितम् इति विहितम्, शास्त्रेण विहितम् शास्त्रविहितम्, न शास्त्रविहितम् अशास्त्रविहितम्, तत् । सम्यक् युक्ताः इति संयुक्ताः, दम्भश्च अहंकारश्च दम्भाहंकारौ, ताभ्यां संयुक्ताः इति दम्भाहंकारसंयुक्ताः । कामश्च रागश्च कामरागौ, तयोः बलम् इति कामरागबलम्, तेन अन्विताः इति कामरागबलान्विताः । कर्षयन्ति ते कर्षयन्तः । शरीरे तिष्ठति इति शरीरस्थः, तं शरीरस्थम् । भूतानां ग्रामः भूतग्रामः, तं भूतग्रामम् । न विद्यते चेतः येषां ते अचेतसः । शरीरस्य अन्तः इति अन्तःशरीरम्, तस्मिन्

तिष्ठति इति अन्तःशरीरस्थः, तम् । असुराणाम् अयम् इति आसुरः, आसुरः निश्चयः येषां ते आसुरनिश्चयाः, तान् आसुरनिश्चयान् ।

**અન્વય અને અર્થઃ**—યે જે, जनाः મનુષ્યો, कामरागबलान्विताः અભિલાષા તથા આસક્તિના બલથી યુક્ત, (તેમ) दम्भाहंकारसंयुक्ताः દંભ અને અહંકારથી યુક્ત, (થયા થકા) अशास्त्रविहितम् શાસ્ત્રમાં નહિ કહેલું, घोरम् ભયંકર–અધમ, तपः તપ, तप्यन्ते આચરે છે, (તેમ) अचेतसः અવિવેકીઓ, (થઈને) शरीरस्थम् શરીરમાં રહેલા, भूतग्रामम् પૃથ્વ્યાદિ પંચમહાભૂતોના સમૂહને, च તથા, अन्तःशरीरस्थम् શરીરની અંદર રહેલા, माम् મને, एव પણ, कर्षयन्तः કૃશ કરતા રહે છે, तान् તેમને, आसुरनिश्चयान् આસુરી નિશ્ચયવાળા, विद्धि તું જાણ.

**ભાવાર્થઃ**—જે મનુષ્યો અભિલાષા તથા આસક્તિના બળથી તેમજ દંભ અને અહંકારથી યુક્ત થઈને શાસ્ત્રમાં નહિ કહેલું ભયંકર–અધમ તપ આચરે છે, તેમ અવિવેકી થઈને શરીરમાં રહેલા પૃથ્વ્યાદિ પંચમહાભૂતને અને મને પણ કૃશ કરતા રહે છે, તેવાઓને તું આસુરી નિશ્ચયવાળા જાણ. અર્થાત્ એવાં મનુષ્યો ઉત્તમ શ્રદ્ધાયુક્ત હોતાં નથી. ૫–૬.

અવતરણિકાઃ—"આહાર, યજ્ઞ, તપ તથા દાન વિગેરેની ભિન્નતથી પણ સત્ત્વાદિગુણનિષ્ટ મનુષ્યો તત્કાળ ઓળખી શકાય છે" તે વાત ભગવાન હવે કહે છે

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ॥
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥ ७ ॥

**पदच्छेदः**—आहारः, तु, अपि, सर्वस्य, त्रिविधः, भवति, प्रियः, यज्ञः, तपः, तथा, दानम् , तेषाम्, भेदम्, इमम् , शृणु.

**व्युत्पत्तिसमासाः**—आह्रियते इति आहारः । दीयते इति दानम् ।

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત! तु વળી, आहारः આહાર, अपि પણ, सर्वस्य બધાં પ્રાણિઓને, त्रिविधः ત્રણ પ્રકારે, प्रियः પ્રિય, भवति હોયછે, (તેમ) यज्ञः યજ્ઞ, तपः તપ, तथा અને, दानम् દાન (પણ ત્રણ પ્રકારનાં હોયછે), तेषाम् તે સઘળાંના, इमम् આ, भेदम् ભેદને, शृणु તું સાંભળ.

**ભાવાર્થઃ**—હે ભારત! વળી સત્ત્વાદિગુણોના આશ્રયથી આહાર પણ બધાં પ્રાણિઓને ત્રણ પ્રકારનો પ્રિય હોય છે, તેમ યજ્ઞ, તપ અને દાન પણ ત્રણ પ્રકારનાં પ્રિય હોય છે. હવે તે સઘળાંનો આ ભેદ હું તને કહું છું તે તું મારી પાસેથી સાંભળ. ૭.

**અવતરણિકાઃ**—હવે પંદર શ્લોકથી ભગવાન્ આહાર, યજ્ઞ, તપ તથા દાનના ત્રિવિધ-ત્રણ પ્રકારનું વર્ણન કરે છે, તેમા પ્રથમ ત્રણ શ્લોકથી આહારનું વર્ણન કરે છે.

**आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ॥**

**रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्त्विकप्रियाः॥८॥**

**पदच्छेदः**—आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः, रस्याः, स्निग्धाः, स्थिराः, हृद्याः, आहाराः, सात्त्विकप्रियाः.

**व्युत्पत्तिसमासाः**—विशेषेण वर्धयन्ते ते विवर्धनाः, आयुश्च सत्त्वं च बलं च आरोग्यं च सुखं च प्रीतिश्च आयुःसत्त्वबलारोग्य-सुखप्रीतयः, तासां विवर्धनाः इति आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः । रसयितुं योग्याः रस्याः । हृदयस्य प्रियाः हृद्याः । सात्त्विकानां प्रियाः सात्त्विकप्रियाः ।

**અન્વય અને અર્થઃ**—आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः આયુષ્ય ( દીર્ઘ જીવન ), સત્ત્વ ( ધૈર્ય ), બલ ( શરીર-સામર્થ્ય ), આરોગ્ય, સુખ–ચિત્તની પ્રસન્નતા, તથા પ્રેમ ઇત્યાદિની અત્યંત વૃદ્ધિ કરનારા, रस्याः રસિક ( મધુર રસવાળા ), स्निग्धाः ઘૃત ઇત્યાદિ સ્નેહયુક્ત, स्थिराः ચિરકાલ પર્યન્ત શરીરનું પોષણ કરનારા, ( અને ) हृद्याः હૃદયને પ્રિય લાગે તેવા, आहाराः આહારો, सात्त्विकप्रियाः સાત્વિક મનુષ્યોને પ્રિય હોય છે.

ભાવાર્થઃ—આયુષ્ય, ઉત્સાહ–ધૈર્ય, શક્તિ, આરોગ્ય, ચિત્તની પ્રસન્નતા તથા પ્રેમ–હર્ષ ઇત્યાદિની અત્યંત વૃદ્ધિ કરનારા, રસિક, ઘૃત ઇત્યાદિ સ્નેહયુક્ત, ચિરકાલ પર્યંત શરીરનું પોષણ કરનારા તથા હૃદયને પ્રિય લાગે તેવા આહારો સાત્વિક મનુષ્યોને પ્રિય હોય છે. અર્થાત્ જે મનુષ્યોને એવા આહારો પ્રિય હોય છે તે સાત્વિક મનુષ્યો કહેવાય છે. ૮.

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ॥
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ ९ ॥

पदच्छेदः—कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः, आहाराः, राजसस्य, इष्टाः, दुःखशोकामयप्रदाः.

व्युत्पत्तिसमासाः—विशेषेण दहति इति विदाही, कटुश्च अम्लश्च लवणश्च अत्युष्णश्च तीक्ष्णश्च रूक्षश्च विदाही च कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः । दुःखं च शोकश्च आमयश्च दुःखशोकामयाः, तान् प्रकर्षेण ददते इति दुःखशोकामयप्रदाः ।

**અન્વય અને અર્થઃ**—कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः અતિ કડવા (કડવો લીમડો વિગેરે), અત્યંત ખાટા (કાગદી લીંબુ વિગેરે), અતિ ખારા (લૂણ–નિમક–મીઠું વિગેરે), અતિ ઉષ્ણ (બહુ ગરમ), અતિ તીખા (કાળાં મરી વિગેરે), અતિ સૂકા (ચણા, મસૂર, કાંગ, કોદરા વિગેરે), અત્યંત દાહ કરે તેવા (સર્પપ–સરસી આદિ તેમ) दुःखशोकामयप्रदाः દુઃખ, શોક અને રોગોને ઉપજાવનારા, आहाराः આહારો, राजसस्य રાજસિક મનુષ્યને, इष्टाः પ્રિય (હોય છે).

**ભાવાર્થઃ**—અતિ કડવા, અતિ ખાટા, અતિ ખારા, અતિ ઉષ્ણ, અતિ તીખા, અતિ સૂકા, અતિ દાહ કરે તેવા, તેમ દુઃખ, શોક અને રોગોને ઉત્પન્ન કરનારા આહારો રાજસિક મનુષ્યને પ્રિય હોય છે. અર્થાત્ એવા આહારો જેને પ્રિય હોય તે મનુષ્ય રાજસિક ગણાય છે. ૯.

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ॥
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ १० ॥

**पदच्छेदः**—यातयामम्, गतरसम्, पूति, पर्युषितम्, च, यत्, उच्छिष्टम्, अपि, च, अमेध्यम्, भोजनम्, तामसप्रियम्.

**व्युत्पत्तिसमासाः**—यातः यामः प्रहरः यस्य तत् यातयामम् । गतः रसः यस्मात् तत् गतरसम् । मेधायै हितम् इति मेध्यम्, न मेध्यम् अमेध्यम् । तमसि निष्ठा येषां ते तामसाः, तामसानां प्रियम् तामसप्रियम् ।

અવતરણિકા:—હવે ભગવાન્ તામસિક યજ્ઞનું વર્ણન કરતા કહે છે.

विधिहीनमसृष्टान्नं [1]मंत्रहीनमदक्षिणम् ॥
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥ १३ ॥

**पदच्छेदः**—विधिहीनम्, असृष्टान्नम्, मन्त्रहीनम्, अदक्षिणम्, श्रद्धाविरहितम्, यज्ञम्, तामसम्, परिचक्षते.

**व्युत्पत्तिसमासाः**—विधिना हीन विधिहीन., त विधिहीनम् । न सृष्ट—न निष्पादितम् वा ब्राह्मणेभ्यो न दत्तम् अन्न यस्मिन् स असृष्टान्न', तम् असृष्टान्नम् । मन्त्रै हीन रहित वा दुष्टशब्द-प्रयुक्तो मन्त्र यस्मिन् स, वा स्वरतो वर्णतो हीन मन्त्रो यस्मिन् स मन्त्रहीन, त मन्त्रहीनम् । न दीयन्ते यथोक्ता दक्षिणा यस्मिन् स अदक्षिण, तम् अदक्षिणम् । विशेषेण रहित विरहित, श्रद्धया विरहित श्रद्धाविरहित, त श्रद्धाविरहितम् । तमसा निर्वृत्त तामस, त तामसम् ।

**અન્વય અને અર્થ:**—विधिहीनम् શાસ્ત્રોકતવિધિ રહિત, असृष्टान्नम् અન્નદાનરહિત, मन्त्रहीनम् મંત્ર વિનાનો, अदक्षिणम् દક્ષિણારહિત, ( તથા ) श्रद्धाविरहितम् શ્રદ્ધાથી પણ રહિત, यज्ञम् યજ્ઞને, तामसम् તામસિક, (યજ્ઞ) परिचक्षते કહે છે.

---

१ दुष्ट शब्द स्वरतो वर्णतो वा मिथ्या प्रयुक्तो न तमर्थमाह ।
स वाग्वज्रो यजमानं हिनस्ति यथेन्द्रशत्रु स्वरतोऽपराधात् ॥

અકારાદિ સ્વરથી અથવા કકારાદિ વર્ણથી દૂષિત ખોટા પ્રયોગવાળો શબ્દ મંત્રના તે-કહેવામાં ઇચ્છેલા અર્થને કહેતો નથી પણ તે વાણીરૂપી વજ્ર બની યજમાનને મારે છે, જેમ 'ઇન્દ્રશત્રુ' એમાં સ્વરના અપરાધથી ઇન્દ્રે —એને માર્યો હતો તેમ.

**ભાવાર્થઃ**—શાસ્ત્રોકત વિધિથી રહિત, અન્નદાનવિનાનો તેમ મંત્ર, દક્ષિણા અને શ્રદ્ધાથી પણ રહિત હોય તેવા યજ્ઞને તામસિક યજ્ઞ કહેવામાં આવે છે. ૧૩,

**અવતરણિકાઃ**—એ પ્રમાણે ત્રણ પ્રકારના આહાર તથા યજ્ઞોને કહી હવે સત્વાદિ ગુણોના ભેદવડે ત્રણ પ્રકારના તપ વિષે કહે છે, તેમા પ્રથમ સાત્વિક તપના અંગીભૂત કાયિક, વાચિક અને માનસિક એ ત્રિવિધ તપની વ્યાખ્યા ત્રણ શ્લોકથી કરતા પ્રથમ ભગવાન્ કાયિક તપની વ્યાખ્યા કરે છે

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ॥
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥ १४ ॥

**पदच्छेदः**—देवद्विजगुरुप्राज्ञपूजनम्, शौचम्, आर्जवम्, ब्रह्मचर्यम्, अहिंसा, च, शारीरम्, तपः, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—द्विर्जायन्ते ते द्विजा., प्रकर्षेण जानन्ति ते प्राज्ञाः, देवाश्च द्विजाश्च गुरवश्च प्राज्ञाश्च देवद्विजगुरुप्राज्ञाः, तेषा पूजनम् इति देवद्विजगुरुप्राज्ञपूजनम् । शुचेर्भावः शौचम् । ऋजोर्भावः आर्जवम् । ब्रह्मणि चर्यम् इति ब्रह्मचर्यम् । न हिंसा अहिंसा । शरीरस्य इदं शारीरम् ।

**અન્વય અને અર્થઃ**—देवद्विजगुरुप्राज्ञपूजनम् દેવ, બ્રાહ્મણ, ગુરુ તથા તત્ત્વવેત્તાઓનું પૂજન, शौचम् મૃત્તિકા તથા જલ ઈત્યાદિથી શરીરનું શોધન, आर्जवम् સરલતા, ब्रह्मचर्यम् વેદાભ્યાસમાં રત રહી ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તે, च અને, अहिंसा અહિંસા, ( એ ) शारीरम् શરીરસંબંધી, तपः તપ, उच्यते કહેવાય છે.

**અન્વય અને અર્થઃ**—यातयामम् એક પ્રહર જેને વીતી ગયેલો છે તેવું, गतरसम् સ્વાદ ઉડી ગયેલું, पूति દુર્ગંધવાળું, च તથા, पर्युषितम् રાત્રિનું રાધેલું उच्छिष्टम् એઠું-ભોજન કર્યા પછી શેષ રહેલું, च તથા, अमेध्यम् અપવિત્ર, यत् જે, भोजनम् ભોજન, (છે તે) अपि પણ, तामसप्रियम् તમોગુણી મનુષ્યોને પ્રિય હોય છે.

**ભાવાર્થઃ**—એક પ્રહર વીતી ગયેલું, સ્વાદરહિત, દુર્ગંધયુક્ત, રાત્રિનું રાધેલું, એઠું-ભોજન કર્યા પછી શેષ રહેલું તથા અપવિત્ર એવું જે ભોજન તે પણ તમોગુણી મનુષ્યોને પ્રિય હોય છે. અર્થાત્ એવા આહારવાળાં મનુષ્યોને તમોગુણી ગણવામા આવે છે. ૧૦.

**અવતરણિકા**—હવે ત્રણ શ્લોકથી ભગવાન્ ત્રણ ગુણોના આશ્રયથી ત્રણ પ્રકારના યજ્ઞોનું વર્ણન કરે છે

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ॥
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥११॥

**पदच्छेदः**—अफलाकाङ्क्षिभिः, यज्ञः, विधिदृष्टः, यः, इज्यते, यष्टव्यम्, एव, इति, मनः, समाधाय, सः, सात्त्विकः.

**व्युत्पत्तिसमासाः**—फलम् आकाङ्क्षन्ते ते फलाकाङ्क्षिण, न फलाकाङ्क्षिण अफलाकाङ्क्षिण, तैं अफलाकाङ्क्षिभि । विधिना दृष्टः विधिदृष्टः। सम्यक् आधाय इति समाधाय । यष्टुम् उचित यष्टव्यम् ।

**અન્વય અને અર્થઃ**—अफलाकांक्षिभि. ફલની ઈચ્છારહિત પુરુષો વડે, विधिदृष्टः શાસ્ત્રની આજ્ઞાપ્રમાણે વિહિત

(અને) यष्टव्यम्, एव યજ્ઞ કરવો જ જોઈએ ( એ પોતાનું કર્તવ્ય છે ), इति એ પ્રમાણે, मनः મનને, समाधाय એકાગ્ર કરીને, यः જે, इज्यते યજ્ઞ કરવામાં આવે છે, सः તે, सात्त्विकः સાત્ત્વિક ( યજ્ઞ છે ).

**ભાવાર્થઃ**—ફલની ઇચ્છારહિત પુરુષોવડે, શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વિધિપૂર્વક યજ્ઞ કરવો જ જોઈએ એ પોતાનું કર્તવ્ય છે, એ પ્રમાણે મનને સ્થિર કરીને જે યજ્ઞ કરવામાં આવે છે, તે યજ્ઞ સાત્ત્વિક કહેવામાં આવે છે. ૧૧.

અવતરણિકાઃ—હવે ભગવાન્ રાજસિક યજ્ઞનું વર્ણન કરે છેઃ

**अभिसंधाय तु फलं दंभार्थमपि चैव यत् ॥**
**इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥**

**पदच्छेदः**—अभिसंधाय, तु, फलम्, दम्भार्थम्, अपि, च, एव, यत्, इज्यते, भरतश्रेष्ठ, तम्, यज्ञम्, विद्धि, राजसम्.

**व्युत्पत्तिसमासाः**—अभितः संधाय इति अभिसन्धाय। दम्भाय इति दम्भार्थम्। भरतानां श्रेष्ठः भरतश्रेष्ठः, तत्संबुद्धौ हे भरतश्रेष्ठ।

**અન્વય અને અર્થઃ**—भरतश्रेष्ठ હે ભરતશ્રેષ્ઠ ! फलम् ફલને, तु જ, अभिसन्धाय ઉદ્દેશીને, च, एव તેમ જ, दम्भार्थम् દંભની ખાતર, अपि પણ, इज्यते જે યજ્ઞ કરવામાં આવે છે, तम् તે, यज्ञम् યજ્ઞને, राजसम् રાજસિક, ( યજ્ઞ ) विद्धि તું જાણ.

**ભાવાર્થઃ**—હે ભરતવંશીઓમાં શ્રેષ્ઠ અર્જુન ! ફલને ઉદ્દેશીને તેમ જ દંભની ખાતર પણ જે યજ્ઞ કરવામાં આવેછે, તે યજ્ઞને તું રાજસિક યજ્ઞ જાણ. ૧૨.

ભાવાર્થઃ—દેવ, બ્રાહ્મણ, ગુરુ તથા અન્ય તત્ત્વવેત્તાઓનું પૂજન, મૃત્તિકા, જલ ઈત્યાદિથી શરીરનું શોધન, સરલતા, વેદાભ્યાસમાં તત્પર રહી ઈન્દ્રિયોનો નિગ્રહ કરવો તે અને અહિંસા એ સઘળું શરીરસંબંધી તપ કહેવાય છે. ૧૪.

અવતરણિકાઃ—હવે વાણીસંબંધી તપની વ્યાખ્યા આપતા ભગવાન્ કહે છે

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ॥
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥१५॥

पदच्छेदः—अनुद्वेगकरम्, वाक्यम्, सत्यम्, प्रियहितम्, च, यत्, स्वाध्यायाभ्यसनम्, च, एव, वाङ्मयम्, तपः, उच्यते.

व्युत्पत्तिसमासाः—उद्वेगं करोति इति उद्वेगकरम्, न उद्वेगकरम् अनुद्वेगकरम् । हितम् अस्ति अनेन इति हितम्, प्रियं च तत् हितं च प्रियहितम् । अभ्यस्यते इति अभ्यसनम्, स्वाध्यायस्य अभ्यसनम् स्वाध्यायाभ्यसनम् । वाचा प्रचुरम् वाङ्मयम् ।

અન્વય અને અર્થઃ—अनुद्वेगकरम् કોઈને પણ દુઃખ ઉત્પન્ન ન કરે તેવું, सत्यम् સાચું[1], च તથા, यत् જે, प्रियहितम् પ્રિય હોવા સાથે પરિણામે કલ્યાણકારી, वाक्यम् વાક્ય, च, एव તેમ જ, स्वाध्यायाभ्यसनम् વેદાદિ સ્વાધ્યાયનો અભ્યાસ, (તે) वाङ्मयम् વાણીસંબંધી, तप તપ, उच्यते કહેવાય છે.

---

[1] सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ मनुः ॥

સત્ય-સાચું બોલવું પણ પ્રિય બોલવું સાચું હોય પણ અપ્રિય બોલવું નહિ તેમ પ્રિય પણ અસત્ય-ખોટું ન બોલવું એ સનાતન ધર્મ છે

ભાવાર્થઃ—કોઇને પણ દુઃખ ઉત્પન્ન ન કરે તેવું, સત્ય, તેમ જ જે પ્રિય હોવા સાથે પરિણામે કલ્યાણકારી હોય એવું વાકય બોલવું તે તથા વેદોના સ્વાધ્યાયપૂર્વક નિરંતર અભ્યાસ કરવો તે વાણીસંબંધી તપ કહેવામાં આવે છે. ૧૫.

અવતરણિકાઃ—હવે ભગવાન્ માનસિક તપની વ્યાખ્યા કહે છેઃ

**मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ॥**
**भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ १६ ॥**

**पदच्छेदः**—मनःप्रसादः, सौम्यत्वम्, मौनम्, आत्मविनिग्रहः, भावसंशुद्धिः, इति, एतत्, तपः, मानसम्, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—प्रकर्षेण सीदन्ति इन्द्रियाणि मनश्च अस्मिन् इति प्रसादः, मनसः प्रसादः मनःप्रसादः । सोमो देवता अस्य इति सौम्यम्, सौम्यस्य भावः सौम्यत्वम् । मुनेः भावः मौनम् । आत्मनः विशेषेण निग्रहः इति आत्मविनिग्रहः । सम्यक् शुद्धिः संशुद्धिः, भावस्य हृदयस्य संशुद्धिः भावसंशुद्धिः । मनसः इदम् मानसम् ।

**અન્વય અને અર્થઃ**—मनःप्रसादः ચિત્તની પ્રસન્નતા, सौम्यत्वम् શાંતભાવ, मौनम् મૌન, आत्मविनिग्रहः આત્મસંયમ, ( અને ) भावसंशुद्धिः અંતઃકરણની શુદ્ધિ, इति એ, मानसम् માનસિક, तपः તપ, उच्यते કહેવાય છે.

ભાવાર્થઃ—ચિત્તની પ્રસન્નતા, સૌમ્યપણું–શાંતભાવ મૌન, આત્મસંયમ કરવો તે તથા અંતઃકરણની શુદ્ધિ એ માનસિક તપ કહેવામાં આવે છે. ૧૬.

અવતરણિકા—ઉપરોક્ત કાયિક, વાચિક અને માનસિક તપ સત્ત્વાદિ ગુણોના ભેદવડે જેવી રીતે ત્રણ પ્રકારનુ થાય છે તે ભેદ હવે ભગવાન્ જણાવે છે તેમા પ્રથમ સાત્ત્વિક તપની વ્યાખ્યા કરતા કહે છે

**श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ॥**
**अफलाकांक्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ १७ ॥**

**पदच्छेदः**—श्रद्धया, परया, तप्तम्, तपः, तत्, त्रिविधम्, नरैः, अफलाकाङ्क्षिभिः, युक्तैः, सात्त्विकम्, परिचक्षते.

**व्युत्पत्तिसमासाः**—तिस्र विधा यस्य तत् त्रिविधम् । फलम् आकाङ्क्षन्ते ते फलाकाङ्क्षिण, न फलाकाङ्क्षिण अफलाकाङ्क्षिण, तै अफलाकाङ्क्षिभि । सत्त्वेन निर्वृत्तम् सात्त्विकम् । परित चक्षते इति परिचक्षते ।

**અન્વય અને અર્થઃ**—अफलाकाङ्क्षिभि ફલની આકાક્ષા વિનાના, युक्तै યોગયુક્ત, नरै पुरुषोએ, परया પરમ, श्रद्धया શ્રદ્ધાથી, तप्तम् આચરવામા આવેલા, तप तपने सात्त्विकम् સાત્ત્વિક ( તપ ), परिचक्षते કહે છે

**ભાવાર્થઃ**—ફલની આકાક્ષારહિત એવા યોગયુક્ત પુરુષોએ પરમ શ્રદ્ધાપૂર્વક આચરેલા ઉપરોક્ત ત્રણ પ્રકારના તપને શિષ્ટવર્ગ 'સાત્ત્વિક તપ' એ પ્રમાણે કહે છે ૧૭

અવતરણિકા—હવે ભગવાન્ રાજસિક તપની વ્યાખ્યા કરે છે

**सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ॥**
**क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ १८ ॥**

**पदच्छेदः**—सत्कारमानपूजार्थम्, तपः, दम्भेन, च, एव, यत्, क्रियते, तत्, इह, प्रोक्तम्, राजसम्, चलम्, अध्रुवम्.

**व्युत्पत्तिसमासाः**—सत्कारश्च मानश्च पूजा च सत्कारमानपूजाः, ताभ्यः इति सत्कारमानपूजार्थम् । प्रकर्षेण उक्तम् इति प्रोक्तम् । रजसा निर्वृत्तम् राजसम् । चलति इति चलम् । न ध्रुवम् अध्रुवम् ।

**અન્વય અને અર્થ:**—सत्कारमानपूजार्थम् સત્કાર, માન અને પૂજાના હેતુથી, च, एव તેમ જ, दम्भेन બાહ્યાડંબરની ખાતર, यत् જે, तपः તપ, क्रियते કરવામાં આવે છે, तत् તે, राजसम् રજોગુણી, चलम् નાશવંત, ( અને ) अध्रुवम् અનિશ્ચિત ( ફલ આપવાવાળું ), ( તપ ) प्रोक्तम् કહેલું છે.

**ભાવાર્થ:**—કેવળ લોકસત્કાર, માન તથા લોક તરફથી પૂજન પ્રાપ્ત કરવાના હેતુથી, તેમ જ બાહ્ય આડંબરની ખાતર ઉપરોક્ત ત્રણ પ્રકારનું જે તપ કરવામાં આવે છે, તે તપ રજોગુણી, વિનાશિ તથા અનિશ્ચિત ફલ આપનારું કહેવામાં આવ્યુ છે. ૧૮.

અવતરણિકાઃ—હવે ભગવાન્ તામસિક તપની વ્યાખ્યા કરતા જણાવે છે

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ॥
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ १९ ॥

**पदच्छेदः**—मूढग्राहेण, आत्मनः, यत्, पीडया, क्रियते, तपः, परस्य, उत्सादनार्थम्, वा, तत्, तामसम्, उदाहृतम्.

**व्युत्पत्तिसमासाः**—मूढश्चासौ ग्राहश्च मूढग्राह, तेन मूढग्राहेण । उत्सादनम् एव अर्थ, यस्य तत, उत्सादनाय इति वा उत्सादनार्थम् । तमसा निर्वृत्तम् तामसम् ।

**અન્વય અને અર્થઃ**—मूढग्राहेण અવિવેકવડે થએલા દુરાગ્રહુથી, आत्मन પોતાને, पीडया પીડા કરીને, वा અથવા, परस्य પરના, उत्सादनार्थम् વિનાશને માટે, यत् જે, तप તપ, क्रियते કરવામા આવે છે, तत् તે, तामसम् તામસિક, (તપ) उदाहृतम् કહેવામા આવેલુ છે.

**ભાવાર્થઃ**—અવિવેકવડે ઉત્પન્ન થયેલા દુરાગ્રહથી પોતાને પીડા કરીને, અથવા પર (બીજા)ના વિનાશને માટે જે તપ કરવામા આવે છે તેને તામસિક તપ કહેવામા આવેલુ છે અર્થાત્ એ પ્રમાણે તપના ભેદવડે પણ સાત્વિક, રાજસ અને તામસિક મનુષ્યો જાણવામા આવી શકે છે ૧૯

**અવતરણિકા**—હવે ભગવાન્ સત્વાદિ ગુણના ભેદ પ્રમાણે દાનનુ પણ ત્રણ પ્રકારે વર્ણન કરે છે, તેમા પ્રથમ સાત્વિક દાનનુ કથન કરે છે

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ॥
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥२०॥

**पदच्छेदः**—दातव्यम्, इति, यत्, दानम्, दीयते, अनुपकारिणे, देशे, काले, च, पात्रे, च, तत्, दानम्, सात्त्विकम्, स्मृतम्.

**व्युत्पत्तिसमासाः**—दातुम् योग्यम् दातव्यम् । उपकार अस्य अस्ति इति उपकारी, न उपकारी अनुपकारी, तस्मै अनुपकारिणे । सत्त्वेन निर्वृत्तम् सात्त्विकम् ।

અન્વય અને અર્થઃ—दातव्यम् (પોતાનો ધર્મ સમજી) દાન આપવું જ જોઈએ, इति એ પ્રમાણે (માનીને), अनुपकारिणे પ્રત્યુપકાર કરવામાં અસમર્થ હોય તેવાને, देशे કુરુક્ષેત્રાદિ દેશમાં, च તથા, काले ગ્રહણાદિ કાલમાં, च તેમ, पात्रे સત્પાત્ર જાણીને यत् જે, दानम् દાન, दीयते અપાય છે, तत् તે, दानम् દાન, सात्त्विकम् સાત્ત્વિક, स्मृतम् માનવામાં આવ્યું, (છે).

ભાવાર્થઃ—" દાન કરવું, એ પોતાનું કર્ત્તવ્ય છે, " એમ સમજીને, પોતાના તરફ પ્રત્યુપકાર કરવામાં અસમર્થ હોય તેવાને અથવા પ્રત્યુપકારની આશા વિના, કુરુક્ષેત્રાદિ દેશમાં, સંક્રાંતિ તેમ ગ્રહણાદિ કાલમાં, તથા સત્પાત્ર જાણીને, જે દાન આપવામાં આવે છે, તે દાનને સ્મૃતિકારોએ સાત્ત્વિક દાન માનેલું છે. ૨૦

અવતરણિકાઃ—હવે ભગવાન્ રાજસિક દાનની વ્યાખ્યા કરતાં કહે છેઃ

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ॥
दीयते च परिक्लिष्टं तद्राजसमुदाहृतम् ॥ २१ ॥

पदच्छेदः—यत्, तु, प्रत्युपकारार्थम्, फलम्, उद्दिश्य, वा, पुनः, दीयते, च, परिक्लिष्टम्, तत्, राजसम्, उदाहृतम्.

व्युत्पत्तिसमासाः—प्रति विनिमयेन उपकारः इति प्रत्युपकारः, प्रत्युपकाराय इति प्रत्युपकारार्थम्। परितः क्लिष्टम् इति परिक्लिष्टम्।

અન્વય અને અર્થઃ—तु વળી, प्रत्युपकारार्थम् પ્રત્યુપકાર માટે, वा અથવા, पुनः ફરી, फलम् ફલને, उद्दिश्य

ઉદ્દેશીને, यत् જે દાન, परिक्लिष्टम् સર્વ પ્રકારે ક્લેશયુક્ત થઇને, दीयते અપાય છે, तत् તે દાન, राजसम् રાજસિક, उदाहृतम् કહેવામાં આવ્યું ( છે ).

ભાવાર્થઃ—વળી પ્રત્યુપકાર કરવાને સમર્થ હોય તેવાને અથવા પ્રત્યુપકારની આશાથી, કે દાનના ભવિષ્યમાં થનારા ફલની ઇચ્છાથી, જે દાન સર્વ પ્રકારે ક્લેશ પામીને આપવામાં આવે છે તે દાન રાજસિક કહેવામાં આવ્યું છે. ૨૧.

અવતરણિકાઃ—હવે ભગવાન્ તામસિક દાનની વ્યાખ્યા કરતા કહે છેઃ

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२॥

पदच्छेदः—अदेशकाले, यत्, दानम्, अपात्रेभ्यः, च, दीयते, असत्कृतम्, अवज्ञातम्, तत्, तामसम्, उदाहृतम्.

व्युत्पत्तिसमासाः—देशश्च कालश्च इति एतयो समाहारः देशकालम्, न देशकालम् अदेशकालम्, तस्मिन् अदेशकाले । न पात्राणि अपात्राणि, तेभ्य अपात्रेभ्य । न सत्कृतम् असत्कृतम् ।

અન્વય અને અર્થઃ—अदेशकाले અપવિત્ર દેશમાં અને અનુચિત કાલમા, अपात्रेभ्यः અયોગ્ય મનુષ્યોને, असत्कृतम् સત્કારરહિત, च, અને, अवज्ञातम् તિરસ્કારપૂર્વક, यत् જે, दानम् દાન, दीयते આપવામાં આવે છે, तत् તે, तामसम् તામસિક ( દાન ), उदाहृतम् કહેવામાં આવ્યું છે.

ભાવાર્થઃ—અપવિત્ર દેશમાં, અનુચિત સમયમાં, અયોગ્ય મનુષ્યોને, સત્કારરહિત, તથા કોઈની અવજ્ઞાપૂર્વક જે દાન આપવામાં આવે છે, તે તામસિક દાન કહેવાય છે ૨૨.

**અવતરણિકા:—**" એ પ્રમાણે આહાર, યજ્ઞ, તપ, તેમ જ દાનનું વિવિધ કથન કર્યું, તેમાં સાત્વિક આહારાદિ ઉત્તમ હોવાથી તે ગ્રહણ કરવાં જોઇએ અને રાજસિક તથા તામસિકનો ત્યાગ કરવો જોઇએ. તેમાં સાત્વિકાદિ આહારના પ્રત્યક્ષ પ્રમાણથી સારા અથવા માઠા પરિણામની આશંકા જેવું કાંઈ જ નથી, પણ યજ્ઞ, તપ, તથા દાનનાં ફલો અદૃષ્ટ, તેમ જ અપ્રત્યક્ષ હોવાથી કદાચ તેમનાં ફલોનો અભાવ માની લેવામાં આવે, તો સત્વગુણવાળા મનુષ્યોને તેમ જ રજોગુણવાળા મનુષ્યોને ફલની વ્યવસ્થામાં અનર્થનો પ્રસંગ ઉત્પન્ન થાય, કારણ કે પ્રત્યક્ષ પ્રમાણના અભાવે કોનું શું ફલ છે તે સમજી શકાતું નથી. તેથી એવા વિપર્યય મતના પરિહાર માટે તથા સદ્‌વસ્તુના પ્રતિપાદન માટે ભગવાન્ શ્રીકૃષ્ણ પરમ કરુણાથી નીચેનો ઉપદેશ આપતાં અર્જુનને કહે છે:

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ॥
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

**पदच्छेदः**—ॐ, तत्, सत्, इति, निर्देशः, ब्रह्मणः, त्रिविधः, स्मृतः, ब्राह्मणाः, तेन, वेदाः, च, यज्ञाः, च, विहिताः, पुरा.

---

१ एकाक्षर परं ब्रह्म प्रायाणामः परं तपः ।
प्रणवाद्यास्तथा वेदा प्रणवे पर्यवस्थिता ॥ स्मृति ॥

એક (ॐ) અક્ષર તે પરબ્રહ્મ-પરમાત્મા છે, અને પ્રાણાયામ તે પરમ-ઉત્તમ તપ છે તથા ૐકાર જેમા મુખ્ય-આદિ-પ્રથમ બોલાય છે તે વેદો પ્રણવમાં સમાયલા-રહેલા છે.

नोद्गीथेन समं किञ्चिच्छोधकं जगति स्मृतम् ।
य विनाम्नायवर्गोऽपि स्वकार्यं न प्रवर्त्तते ॥ स्मृतिः ॥

ઉદ્‌ગીથ-ૐકાર સમાન જગતમાં શોધક વસ્તુ કંઈ પણ નથી, કેમ કે જે (ૐકાર) વિના આમ્નાય-વેદોપદેશશ્રેણી પણ પોતાના (યાજ્ઞિક વિગેરે) કાર્યમાં પ્રવર્તતી નથી.

**व्युत्पत्तिसमासाः**—निर्दिश्यते अनेन इति निर्देश· । तिस्रः विधा. यस्य स· त्रिविधः । विशेषेण हिताः इति विहिताः ।

**અન્વય અને અર્થઃ**—"ॐ", "तत्" અને "सत्", इति એ પ્રમાણે, त्रिविधः ત્રણ પ્રકારનો, ब्रह्मणः બ્રહ્મનો, निर्देशः નામવ્યવહાર, स्मृत. સ્મૃતિઓમાં કહેવામાં આવ્યો છે, (અને) तेन તે–બ્રહ્મના ત્રિવિધ નિર્દેશથી, (જ) पुरा પૂર્વે, ब्राह्मणाः બ્રાહ્મણો, वेदाः વેદો, च અને, यज्ञाः યજ્ઞો, विहिताः સરજાયેલા છે.

**ભાવાર્થઃ**—"ॐ तत्सत्" એ પ્રમાણે ત્રણ પ્રકારનો પરબ્રહ્મનો નામવ્યવહાર, સ્મૃતિઓમાં કહેવામાં આવ્યો છે, અને તે ત્રણ પ્રકારના બ્રહ્મના નિર્દેશથી જ પૂર્વે બ્રાહ્મણો, વેદો તથા યજ્ઞો ઉત્પન્ન થએલા છે. ૨૩.

**અવતરણિકા:**—બ્રાહ્મણ, વેદ, તેમ જ યજ્ઞોનું પણ કારણ, અને બ્રહ્મનો પણ નિર્દેશ હોવાથી "ॐ, तत्, सत्," એ ત્રણે પદ શ્રેષ્ઠ છે, એમ તેમના શ્રેષ્ઠત્વનું દર્શન કરાવતા ભગવાન્ કહે છે

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ॥
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

**पदच्छेदः**—तस्मात्, ओम्, इति, उदाहृत्य, यज्ञदानतपःक्रियाः, प्रवर्तन्ते, विधानोक्ताः, सततम्, ब्रह्मवादिनाम्.

**व्युत्पत्तिसमासाः**—यज्ञश्च दानं च तपश्च यज्ञदानतपांसि, तेषां क्रिया· इति यज्ञदानतपःक्रिया. । प्रकर्षेण वर्तन्ते इति प्रवर्तन्ते । विधानै. उक्ता. विधानोक्ता. । ब्रह्म वदन्ति ते ब्रह्मवादिन, तेषां ब्रह्मवादिनाम् ।

**અન્વય અને અર્થઃ**—तस्मात् તેથી, (જ) ब्रह्मवादिनाम् વેદવાદીઓની, विधानोक्ताः શાસ્ત્રોમાં કહેલી, यज्ञदानतपःक्रियाः યજ્ઞ, દાન, અને તપસંબંધી ક્રિયાઓ, ओम् ઓમ્, इति એ પ્રમાણે, उदाहृत्य બોલીને, प्रवर्तन्ते પ્રવર્તે છે.

**ભાવાર્થઃ**—તેથી જ વેદવાદીઓની શાસ્ત્રોમાં કહેલી યજ્ઞ, દાન અને તપસંબંધી સર્વ ક્રિયાઓનો "ૐ" એમ બોલીને જ આરંભ કરવામાં આવે છે. ૨૪.

અવતરણિકાઃ—એ પ્રમાણે ભગવાન્ "ૐ" નો વિનિયોગ કહી હવે "તત્"નો વિનિયોગ કહે છે.

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ॥
दानक्रियाश्च विविधाः क्रियंते मोक्षकांक्षिभिः ॥२५॥

**पदच्छेदः**—तत्, इति, अनभिसंधाय, फलम्, यज्ञतपःक्रियाः, दानक्रियाः, च, विविधाः, क्रियन्ते, मोक्षकाङ्क्षिभिः.

**व्युत्पत्तिसमासाः**—अभित. सर्वतः संधाय इति अभिसंधाय । यज्ञाश्च तपांसि च यज्ञतपांसि, तेषां क्रियाः इति यज्ञतपःक्रियाः । दानाना क्रियाः दानक्रिया. । विशेषेण विधाः प्रकाराः यासां ताः विविधाः । मोक्षं काङ्क्षन्ते ते मोक्षकाङ्क्षिण', तैः मोक्षकाङ्क्षिभि. ।

**અન્વય અને અર્થઃ**—मोक्षकांक्षिभिः મોક્ષની આકાંક્ષા રાખનારાઓ વડે, यज्ञतपःक्रियाः યજ્ઞ અને તપની ક્રિયાઓ, च તેમ, विविधाः વિવિધ પ્રકારની, दानक्रियाः દાનની ક્રિયાઓ, तत्, इति 'તત્' એ પ્રમાણે (નામોચ્ચારપૂર્વક), फलम् ફલનું, अनभिसंधाय અનુસંધાન નહિ રાખીને. क्रियन्ते કરવામાં આવે છે.

**ભાવાર્થઃ**—મુમુક્ષુઓવડે યજ્ઞ તથા તપની ક્રિયાઓ તેમ જ જુદા જુદા પ્રકારની દાનની ક્રિયાઓ "તત્" એ પ્રમાણે નામોચ્ચારપૂર્વક ફલનું અનુસંધાન નહિ રાખીને કરવામાં આવે છે અર્થાત્ 'તત્' શબ્દના ઉચ્ચારસહિત ફલની અપેક્ષા રાખ્યા વિના જ મુમુક્ષુઓ સર્વ ક્રિયાઓ કરે છે. ૨૫.

અવતરણિકાઃ—"ૐ" અને "તત્" એ બે શબ્દોનો વિનિયોગ કહી, હવે ભગવાન્ બે શ્લોકથી "સત્" શબ્દનો વિનિયોગ કહે છે

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ॥**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥२६॥**

**पदच्छेदः**—सद्भावे, साधुभावे, च, सत्, इति, एतत्, प्रयुज्यते, प्रशस्ते, कर्मणि, तथा, सत्, शब्दः, पार्थ, युज्यते.

**व्युत्पत्तिसमासाः**—सतः भाव सद्भावः, तस्मिन् सद्भावे। साधोः भावः साधुभावः, तस्मिन् साधुभावे। प्रकर्षेण युज्यते इति प्रयुज्यते । प्रकर्षेण शस्तम् इति प्रशस्तम्, तस्मिन् प्रशस्ते । सत् एव शब्दः सच्छब्दः ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ ! सद्भावे સત્યભાવમાં, च અને, साधुभाव સાધુભાવમાં, सत् "સત", इति

---

१ हीनाङ्गानतिरिक्ताङ्गान्विद्याहीनान्वयोऽधिकान् ।
रूपद्रव्यविहीनांश्च जातिहीनांश्च नाक्षिपेत् ॥ मनु ॥

કાણા, લુલા, ઠુંઠા, અન્ધા, બહેરા, વિગેરે ઓછા અગવાળા, છકકડ (છ આંગળાવાળા), બે માથાવાળા કે વધેલા અગવાળા વિગેરે વિશેષ અગવાળા, વિદ્યાભ્યાસ વિનાના, મોટી ઉમરના, કદ્રુપા, ધનવિનાના—ગરીબ તથા ઉતરતી જાતિ અથવા હીન કુલના લોકોને આક્ષેપિત–નિંદિત કરવા નહિ–તિરસ્કારવા નહિ.

એ પ્રમાણે, एतत् એ, प्रयुज्यते યોજવામાં આવે છે, તથા તેમ, प्रशस्ते શ્રેષ્ઠ, कर्मणि કર્મમાં, (પણ) सत् "સત્", शब्दः શબ્દ, युज्यते યોજવામાં આવે છે.

**ભાવાર્થ:**—હે પાર્થ! સત્યભાવમાં, અને સાધુભાવમાં 'સત્' શબ્દને યોજવામાં આવે છે તેમ જ શ્રેષ્ઠ–માંગલિક કર્મમાં પણ, "સત્" શબ્દને યોજવામાં આવે છે. ૨૬.

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ॥
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥ २७ ॥

**पदच्छेदः**—यज्ञे, तपसि, दाने, च, स्थितिः, सत्, इति, च, उच्यते, कर्म, च, एव, तदर्थीयम्, सत्, इति, एव, अभिधीयते.

**व्युत्पत्तिसमासाः**—तेषाम् अर्थः तदर्थः, तदर्थस्य इदं तदर्थीयम् ।

**અન્વય અને અર્થ:**—(વળી) यज्ञे યજ્ઞમાં, तपसि તપમાં, च અને, दाने દાનમાં, (જે) स्थितिः સ્થિતિ, (તે) सत् "સત્", इति એમ, उच्यते કહેવાય છે, च તેમ, तदर्थीयम् તેઓના માટે, कर्म (કરવામાં આવતું) કર્મ, एव પણ, सत् "સત્", इति એ પ્રમાણે, एव જ, अभिधीयते કહેવાય છે.

**ભાવાર્થ:**—શ્રૌતાદિ યજ્ઞ, તપ તથા દાનમાં (રહેલી જે) સ્થિતિ તે "સત્" એ પ્રમાણે કહેવાય છે, તેમ જ યજ્ઞાદિ માટેનાં કર્મો પણ "સત્" નામથી જ કહેવામાં આવે છે. ૨૭.

અવતરણિકાઃ—એ પ્રમાણે યજ્ઞ, તપ, દાન વગેરેનું સાત્વિકાદિ વિભાગથી વર્ણન કર્યું, પરંતુ તે યજ્ઞ, તપ, દાન ઇત્યાદિ વિશિષ્ટ કાર્યોમાં "શ્રદ્ધા" જ સત્ય વસ્તુ, અને મહત્ત્વ છે, તેથી શ્રદ્ધાથી રહિત સઘળું કર્મ અસત્ય એટલે વૃથા છે, માટે પ્રત્યેક મનુષ્યે 'સાત્વિક શ્રદ્ધાથી યુક્ત રહી સર્વ યજ્ઞાદિ કર્મ કરવાં જોઇએ' એવા ઉપદેશનો ધ્વનિ કાઢતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે:

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ॥
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥२८॥

पदच्छेदः—अश्रद्धया, हुतम्, दत्तम्, तपः, तप्तम्, कृतम्, च, यत्, असत्, इति, उच्यते, पार्थ, न, च, तत्, प्रेत्य, नो, इह.

व्युत्पत्तिसमासाः—न श्रद्धा अश्रद्धा, तया अश्रद्धया। न सत् असत्। पृथायाः अपत्यं पुमान् पार्थः, तत्संबुद्धौ हे पार्थ।

અન્વય અને અર્થઃ—पार्थ હે અર્જુન! अश्रद्धया શ્રદ્ધા વિના, हुतम् હોમેલું, दत्तम् દાન કરેલું, तप्तम् તપવામાં આવેલું, तपः તપ, च તથા, यत् જે કંઇ, कृतम् કરવામાં આવેલું હોય તે, असत् "અસત્" इति એ પ્રમાણે, उच्यते કહેવાય છે, च અને, तत् તે-કર્મ, प्रेत्य મરણ થયા પછી, (પરલોકમાં ફલદાયક થતું) न નથી, (તેમ) इह આ લોકમાં, (પણ) नो (ફલ આપવા વાળું થતું) નથી.

ભાવાર્થઃ—હે અર્જુન! શ્રદ્ધા વગર જે કંઇ હોમ કરવામાં આવ્યું હોય, દાન આપવામાં આવ્યું હોય, તપ

१ यथा मातरमाश्रित्य सर्वे जीवन्ति जन्तवः ।
वर्तन्ते गृहिणं तद्वदाश्रित्येतर आश्रमाः ॥

જેમ માતાના આશ્રયથી સર્વે જંતુ-પ્રાણી જીવે છે તેમ જ ગૃહસ્થાશ્રમીના આશ્રયથી બીજા આશ્રમો-બ્રહ્મચારી, વાનપ્રસ્થ, અને સન્યાસિઓ જીવે છે.

કરવામાં આવ્યું હોય અથવા બીજું પણ જે કંઈ કરવામાં આવેલું હોય તે, "અસત્" એ પ્રમાણે કહેવામાં આવે છે, અને તે અશ્રદ્ધાથી થયેલું કર્મ, મરણ થયા પછી પરલોકમાં અથવા આ લોકમાં કંઇ પણ ફલ આપનારું થતું નથી. અર્થાત્ હે અર્જુન! તું પણ જે કંઈ કર્મ કરે તે શ્રદ્ધાથી કર અને તે પ્રમાણે જ અત્યારે તારા સ્વધર્મરૂપે રહેલું તારું આ યુદ્ધરૂપી કર્મ પણ શ્રદ્ધાપૂર્વક જ કરવા માટે તૈયાર થા. ૨૮.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तातिकप्रणीत-
सान्वयबोधिन्यां गुर्जरटीकायां श्रद्धात्रय-
विभागयोगो नाम सप्तदशोऽध्यायः ।



# अष्टादशोऽध्याय ।

## અધ્યાય અઢારમો.

અવતરણિકાઃ—આ અષ્ટાદશ અધ્યાયયુક્ત શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના પ્રથમ અધ્યાયમાં ઉપોદ્‌ઘાતરૂપે કહેલા વિષયના, બીજા અધ્યાયમાં સૂત્રરૂપે સંગઠિત કરેલા વિષયના તેમ બાકીના અધ્યાયોમાં સમાખ્યાતરૂપે કથન કરેલા વિષયોના સંપૂર્ણ ઉપસંહારમાટે આ છેલ્લો અધ્યાય શરુ કરવામાં આવે છે. સત્તરમા અધ્યાયના અન્તમાં “ અશ્રદ્ધાથી કરેલું સઘળું વ્યર્થ છે,” એમ જણાવ્યું છે, તેમાં ફલની પ્રાપ્તિના કારણરૂપ શ્રદ્ધા માનવામાં આવી છે અને તે શ્રદ્ધા ફલ આપનારાં કર્મોનું જ અંગ છે, પણ કર્મરહિત અને ભાવરૂપ એવા ફલવર્જિત સંન્યાસનું અંગ નથી, તેથી શ્રદ્ધાસાપેક્ષ કર્મની સરખામણીએ શ્રદ્ધાની આવશ્યકતા વિનાનો સંન્યાસ જ શ્રેષ્ઠ છે, અને તેથી શ્રદ્ધાના ત્રિવિધ વિભાગથી આ સંન્યાસમા ત્રણ ભેદનો સંભવ નથી, છતાં ફલ આપનારાં કર્મોની માફક જ અંતમાં પરિણામ સરખું જ આપનારો સંન્યાસ અગર કર્મત્યાગ હોય, તો અમારું ઇચ્છિત સિદ્ધ છે; કારણ કે ફલસામ્ય થતું હોય તો સાધનસામ્યની કંઈ જરૂર નથી, અગર કર્માત્મક કર્મયોગ અને કર્મત્યાગાત્મક સંન્યાસયોગ એ બન્ને જુદા હોય, તો તેની પરસ્પરની વિલક્ષણતા અવશ્ય વિચારવી જોઇએ અને તે જ પ્રમાણે તેમનું દિગ્દર્શન થવું જોઇએ, એવા આશયથી તે સંબંધમાં કંઈ વિશેષ સ્પષ્ટતર જિજ્ઞાસા થતાં અર્જુન ભગવાન્ શ્રીકૃષ્ણને પૂછે છેઃ

अर्जुन उवाच । અર્જુન પૂછે છેઃ—

**संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ॥**
**त्यागस्य[2] च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ १ ॥**

---

૧ જુઓ પૃષ્ઠ ૩૪૩.

२ न कर्मणा, न प्रजया, न धनेन, त्यागेनैकेनामृतत्वमानशुः ॥ श्रुतिः ॥

**पदच्छेदः**—संन्यासस्य, महाबाहो, तत्त्वम्, इच्छामि, वेदितुम्, त्यागस्य, च, हृषीकेश, पृथक्, केशिनिषूदन.

**व्युत्पत्तिसमासाः**—सम्यक् न्यासः संन्यास, तस्य संन्यासस्य। महान्तौ बाहू यस्य सः महाबाहुः, तत्संबुद्धौ हे महाबाहो। तस्य भावः तत्त्वम्, तत्। हृषीकाणाम् ईशः हृषीकेशः, तत्संबुद्धौ हे हृषीकेश। केशिनामानं दैत्यं निषूदयति इति केशिनिषूदनः, तत्संबुद्धौ हे केशिनिषूदन।

**અન્વય અને અર્થઃ**—महाबाहो હે મહાબાહો! हृषीकेश હે ઇન્દ્રિયોના સ્વામિન્! केशिनिषूदन હે કેશિનામના દૈત્યને હણનાર ભગવન્! संन्यासस्य કર્મત્યાગરૂપ સન્યાસના, च તેમ, त्यागस्य કર્મના ફલના ત્યાગરૂપ–ત્યાગના, तत्त्वम् તત્ત્વને, पृथक् જુદું જુદું, वेदितुम् જાણવાને, इच्छामि હું ઇચ્છું છુ.

**ભાવાર્થઃ**—હે મહાબાહો! હે હૃષીકેશ! હે કેશિનિષૂદન! સંન્યાસના એટલે કર્મત્યાગના તેમ જ કર્મના ફલના ત્યાગરૂપ ત્યાગના તત્ત્વને હું જુદું જુદું આપની પાસેથી જાણવા ઇચ્છું છું અને તે આપ મને કહો અર્થાત્ "સંન્યાસ" અને

---

કર્મવડે નહિ, પ્રજાવડે નહિ, ધનવડે નહિ, પણ એક ત્યાગવડે જ પુરુષો અમૃત-મોક્ષને પ્રાપ્ત થાય છે એટલે ત્યાગવડે જ (કર્મફલની વાસનાનો ત્યાગ કરવા વડે જ) મોક્ષ પ્રાપ્ત થાય છે.

मोक्षार्थी न प्रवर्त्तेत तत्र काम्यनिषिद्धयो।
नित्यनैमित्तिके कुर्यात्प्रत्यवायजिहासया॥ मनु॥

મોક્ષાર્થી મનુષ્ય તે કામ્ય અને નિષિદ્ધ કર્મોમા પ્રવૃત્તિ કરે નહિ, પરતુ નિત્ય અને નૈમિત્તિક કર્મો, તે કર્મમા અવરોધક વિઘ્ન–પાપની નિવૃત્તિ માટે અવશ્ય કરે.

" ત્યાગ " એ બે શબ્દો " ઘટ " તથા " પટ " શબ્દની માફક ભિન્નજાતીય છે ? કિંવા " બ્રાહ્મણ " " પરિવ્રાજક " શબ્દોની માફક સજાતીય એટલે કે એકબીજામાં અંતર્ગત થઈ-જાય તેવા છે ? અથવા ભિન્નજાતીય હોય તો ત્યાગનું તત્વ સંન્યાસથી જુદું છે ? તે જાણવા હું ઇચ્છુ છુ, અર્થાત્ બન્ને સજાતીય હોય તો તેમની અંદર રહેલા અવાન્તર ભેદો માત્ર એકની જ સંપૂર્ણ વ્યાખ્યાથી જાણવામાં આવી શકે ? તે સઘળી રીતે વિસ્તારથી મને કહો. ૧.

અવતરણિકાઃ—ઉપરોક્ત અર્જુનનો પ્રશ્ન સામયિક અને ઉચિત છે, કારણ કે પહેલાના બધા અધ્યાયોમા ભિન્નભિન્ન સ્થળે વપરાયેના "ત્યાગ" અને "સંન્યાસ" શબ્દોની સ્પષ્ટ ભિન્ન વ્યાખ્યા કરવામા આવી નથી, આથી તેના નિર્ણય માટે હવે ભગવાન્ શ્રીકૃષ્ણ પ્રત્યુત્તરરૂપે અર્જુનને કહે છે

श्रीभगवानुवाच । શ્રીભગવાન્ કહે છે—

काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ॥
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥

---

१ तावत्कर्माणि कुर्वीत न निर्विद्येत यावता ।
मत्कथाश्रवणादौ वा श्रद्धा यावन्न जायते ॥
ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वाऽनपेक्षकः ।
सलिङ्गानाश्रमांस्त्यक्त्वा चरेदविधिगोचरः ॥ भागवते ॥

જ્યા સુધી વૈરાગ્ય ઉત્પન્ન ન થાય ત્યા સુધી અથવા મારી કથાના શ્રવણ વિગેરેમા શ્રદ્ધા ઉત્પન્ન ન થાય ત્યા સુધી કર્મ કરવા

જ્ઞાનનિષ્ઠ, વિરક્ત અથવા અનપેક્ષક–ઇચ્છા રહિત થએલો મારો ભક્ત ચિહ્નો સહિત આશ્રમોનો ત્યાગ કરી વિધિ–કર્તવ્ય રહિત થઈને વિચરણ કરે

**पदच्छेदः**—काम्यानाम्, कर्मणाम्, न्यासम्, संन्यासम्, कवयः, विदुः, सर्वकर्मफलत्यागम्, प्राहुः, त्यागम्, विचक्षणाः.

**व्युत्पत्तिसमासाः**—कामयितुं योग्यानि काम्यानि, तेषां काम्यानाम् । सम्यक् निश्चयेन अस्यन्ते रागद्वेषादिशत्रवः यस्मिन् सः संन्यासः, तं संन्यासम् । कवन्ते इति कवयः । सर्वाणि च तानि कर्माणि च सर्वकर्माणि, तेषां फलानि इति सर्वकर्मफलानि, तेषां त्यागः इति सर्वकर्मफलत्यागः, तं सर्वकर्मफलत्यागम् । प्रकर्षेण आहुः इति प्राहुः । त्यज्यन्ते सर्वाणि कर्मफलानि यस्मिन् स. त्यागः, तं त्यागम् । विशेषेण चक्षते ते विचक्षणाः ।

**અન્વય અને અર્થઃ**—(હે અર્જુન !) कवयः ( કેટલાક ) પંડિતો, काम्यानाम् સકામ, कर्मणाम् કર્મોના, न्यासम् પરિત્યાગને, संन्यासम् સંન્યાસ, ( એ પ્રમાણે ) विदुः જાણે છે, ( જ્યારે બીજા કેટલાક ) विचक्षणाः પંડિતો–વિચારશીલ પુરુષો, सर्वकर्मफलत्यागम् બધાં કર્મોનાં ફલોના ત્યાગને, त्यागम् ત્યાગ, ( એમ ) प्राहुः કહે છે.

**ભાવાર્થઃ**—હે અર્જુન ! પંડિતો સકામ કર્મોનો પરિત્યાગ કરવો તેને સંન્યાસ કહે છે, જ્યારે વિચાર કુશલ પુરુષો બધાં કર્મોનાં ફલોનો ત્યાગ કરવો તેને ત્યાગ કહે છે. ૨.

**અવતરણિકાઃ**—ઉપર કહેલા બન્ને પક્ષોનો મત હવે ભગવાન્ કહે છેઃ

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ॥
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥ ३ ॥

पदच्छेदः—त्याज्यम्, दोषवत्, इति, एके, कर्म, प्राहुः, मनीषिणः, यज्ञदानतपःकर्म, न, त्याज्यम्, इति, च, अपरे.

व्युत्पत्तिसमासाः—त्यक्तुम् उचितम् त्याज्यम् । दोषा सन्ति अस्य इति दोषवत्। प्रकर्षेण आहु इति प्राहु । मनीषा अस्ति एषाम् ते मनीषिण । यज्ञाश्च दानानि च तपांसि च इति एतेषां समाहार यज्ञदानतप , तदेव कर्म इति यज्ञदानतप कर्म ।

અન્વય અને અર્થઃ—एके કોઇ એક, मनीषिण બુદ્ધિશાળી–સાંખ્યમત વાદીઓ, कर्म ( સમગ્ર ) કર્મ, दोषवत् દોષવાળુ, (હોવાથી) त्याज्यम् ત્યાગ કરવા યોગ્ય છે, इति એમ, प्राहु કહે છે, च તથા, अपरे બીજા–મીમાંસામતવાદીઓ, यज्ञदानतप कर्म

१ श्रौतश्चापि तथा स्मार्त्तं कर्मालम्ब्य वसद्द्विज ।
तद्विहीन पतत्येव ह्यालम्बरहितो यथा ॥ स्मृति ॥

બ્રાહ્મણ શ્રૌત તથા સ્માર્ત કર્મનું અવલમ્બન કરીને જ વસે જો તે કર્મોથી વિહીન–રહિત થાય તો આલમ્બ–આશ્રય–ટેકા વિના જેમ આંધળો માણસ પડી જાય તેમ અવશ્ય પડી જાય છે–અધોગતિને પામે છે

२ एकाह जपहीनस्तु सन्ध्याहीनो दिनत्रयम् ।
द्वादशाहमनग्निश्च शूद्र एव न संशय ॥
तस्मान्न लंघयेत्सन्ध्यां सायंप्रात समाहित ।
उल्लंघयति यो मोहात्स याति नरकं ध्रुवम् ॥

જો બ્રાહ્મણ અથવા દ્વિજ–બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્ય એક દિવસ જપ ન કરે, ત્રણ દિવસ સન્ધ્યા ન કરે અને બાર દિવસ અગ્નિહોત્ર–વૈશ્વદેવ ન કરે તો તે શૂદ્ર જ છે એમા સંશય નથી. માટે જ ત્રૈવર્ણિકે સન્ધ્યાદિ કર્મોનું ઉલ્લંઘન ન કરવુ તથા સાંજે અને પ્રભાતે સાવધાન–નિયમસર રીતી કર્મ કરવા પણ જો મોહથી–પ્રમાદવશ થઇને જે કર્મોને ઉલ્લંઘે છે તો તે અવશ્ય નરકમા જાય છે

યજ્ઞ, દાન અને તપરૂપી કરવામાં આવતું કર્મ, त्याज्यम् ત્યાગ કરવા યોગ્ય, न નથી, इति એમ ( કહે છે ).

ભાવાર્થઃ—કોઇક બુદ્ધિશાળી સાંખ્યમતવાદિઓ, સમગ્ર કર્મ દોષવાળું જ હોવાથી ત્યાગ કરવા યોગ્ય છે, એમ કહે છે, ત્યારે બીજા કેટલાક મીમાંસામતવાદિઓ, યજ્ઞ, દાન તથા તપરૂપી કરવામાં આવતું કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી, એમ કહેછે. અર્થાત્ તે કર્મ નિર્દોષ ગણાતું હોવાથી ત્યાગ કરવા યોગ્ય નથી. ૩.

અવતરણિકાઃ—એ પ્રમાણે સર્વકર્મત્યાગરૂપ "સંન્યાસ" એ સાંખ્યોનો, અને "શાસ્ત્રવિહિત કરવા યોગ્ય કર્મો, ફલના ત્યાગપૂર્વક કરવા" એ મીમાંસકોનો મત છે, એમ બન્ને મત કહી હવે તેમાં પોતાનો અભિપ્રાય દર્શાવતા ભગવાન્ કહે છેઃ

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ॥
त्यागो हि पुरुषव्याघ्र [1]त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥

---

૧ ફલાભિસંધિ-ફલેચ્છાનો ત્યાગ સાત્ત્વિક, ૨ ફલાભિસંધિ હોવા છતાં કર્મનો ત્યાગ, તે બે પ્રકારનો છે, એક દુઃખની બુદ્ધિથી જે ત્યાગ તે રાજસ છે અને વિપર્યય-ભ્રમથી જે ત્યાગ તે તામસ છે. એ બન્ને ત્યાગવા યોગ્ય છે. એ બે પ્રકારના કર્માધિકારીએ કરાતા ત્યાગ માટે જ અર્જુનનો પ્રશ્ન છે. ૩ કર્મના અનધિકારીએ કરાતો નૈર્ગુણ્યરૂપ જે ત્યાગ તે માટે અર્જુનનો પ્રશ્ન નથી એ ત્રીજો ત્યાગ બે પ્રકારનો છેઃ

૧ સાત્ત્વિક-ફલાભિસંધિના ત્યાગપૂર્વક કર્મના અનુષ્ઠાનરૂપ ત્યાગવડે-અંતઃકરણની શુદ્ધિવાળા વિવિદિષુ-જ્ઞાનેપ્સુને આત્મજ્ઞાનના સાધનભૂત શ્રવણ નામક વેદાંત વિચાર માટે તે ફલાભિસંધિરહિત મુમુક્ષુના અંતઃકરણની શુદ્ધિ થતાં તેના સાધનરૂપ કર્મનો વૈતુષ્ય-અસંતોષ થવાની પેઠે અવહનન-અવજ્ઞા-નો જે પરિત્યાગ તે "વિવિદિષાસંન્યાસ" કહેવાય છે. તે આગળ "नैष्कर्म्यसिद्धिं परमाम्" એ શ્લોકમાં કહેવામાં આવશે.

૨ જન્માંતરે કરેલા સાધનોના અભ્યાસના પરિપાકથી આ જન્મમાં પ્રથમ જ જેને આત્મજ્ઞાન ઉત્પન્ન થયું છે એવા કૃતકૃત્ય મનુષ્યને પોતાની મેળે જ જે ફલાભિસંધિ અને કર્મનો ફલભૂત પરિત્યાગ થાય છે તે 'વિદ્વત્ સંન્યાસ' કહેવાય છે તે 'यस्त्वात्मरतिरेव स्यात्' ઇત્યાદિ શ્લોકોવડે પ્રથમ કહેલ છે.

पदच्छेदः—निश्चयं, शृणु, मे, तत्र, त्यागे, भरत-सत्तम, त्यागः, हि, पुरुषव्याघ्र, त्रिविधः, संप्रकीर्तितः।

व्युत्पत्तिसमासाः—भरतेषु सत्तमः भरतसत्तमः, तत्संबुद्धौ हे भरतसत्तम। व्याघ्रः इव पुरुषः इति पुरुषव्याघ्रः, तत्संबुद्धौ हे पुरुषव्याघ्र। तिस्रः विधाः प्रकाराः, यस्य सः त्रिविधः। सम्यक् प्रकर्षेण कीर्तितः इति संप्रकीर्तितः।

અન્વય અને અર્થઃ—भरतसत्तम હે ભરતકુલમાં ઉત્તમ અર્જુન! तत्र તે, त्यागे ત્યાગ (ના વિષય) માં, मे મારો, निश्चयम् નિશ્ચય, शृणु સાંભળ. पुरुषव्याघ्र હે પુરુષોમાં વ્યાઘ્ર-સમાન શ્રેષ્ઠ! त्यागः ત્યાગ, हि પણ, त्रिविधः ત્રણ પ્રકારનો, संप्रकीर्तितः કહેવામાં આવ્યો, (છે).

ભાવાર્થઃ—હે ભરતવંશમાં શ્રેષ્ઠ અર્જુન ત્યાગના વિષયમાં તું મારો નિશ્ચય સાંભળ. હે પુરુષોમાં વ્યાઘ્ર-સમાન! ત્યાગ પણ સાત્ત્વિકાદિ વિભાગે કરી ત્રણ પ્રકારનો કહેવામાં આવેલો છે. ૪.

અવતરણિકા—ત્યાગનું એ પ્રમાણે સામાન્ય કથન કરી ત્યારપછી તેના ભેદ જણાવતા પહેલા તે વિષયમાં પોતાનો નિશ્ચિત મત ભગવાન બે શ્લોકથી જણાવે છે

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ॥
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ ५ ॥

पदच्छेदः—यज्ञदानतपःकर्म, न त्याज्यम्, कार्यम्, एव, तत्, यज्ञः, दानम्, तपः, च, एव, पावनानि, मनीषिणाम्.

**व्युत्पत्तिसमासाः**—त्यक्तुं योग्यं त्याज्यम् । कर्तुं योग्यं कार्यम् । पूयन्ते एभिः इति पावनानि । मनीषा अस्ति येषां ते मनीषिणः, तेषां मनीषिणाम् ।

**અન્વય અને અર્થઃ**—यज्ञदानतपःकर्म યજ્ઞ, દાન, તથા તપરૂપી કરવામાં આવતું કર્મ, न, त्याज्यम् ત્યાગ કરવા યોગ્ય નથી, ( પણ ) तत् તે, कार्यम् ( અવશ્ય ) કરવા યોગ્ય, एव જ, ( છે, કારણકે ) यज्ञः યજ્ઞ, दानम् દાન, च અને, तपः તપ, मनीषिणाम् વિદ્વાનોને, एव પણ, पावनानि પવિત્ર કરનારાં, (છે).

**ભાવાર્થઃ**—યજ્ઞ, દાન, તથા તપરૂપી કરવામાં આવતાં કર્મનો મનુષ્યે ત્યાગ કરવો જોઇએ નહિ, પણ તે અવશ્ય રીતે કરવાં જોઇએ, કારણ કે યજ્ઞ, દાન, અને તપ એ મોટા જ્ઞાનીઓને પણ પવિત્ર કરનારાં છે. અર્થાત્ તે યજ્ઞ, દાન અને તપરૂપી કર્મથી જો જ્ઞાનીઓ પણ પવિત્ર થાય છે તો બીજા પવિત્ર થાય એમાં શું આશ્ચર્ય ? એટલે તે અવશ્ય રીતે મનુષ્યે કરવાં જોઇએ. ૫.

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ॥
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥

**पदच्छेदः**—एतानि, अपि, तु, कर्माणि, सङ्गम्, त्यक्त्वा, फलानि, च, कर्तव्यानि, इति, मे, पार्थ, निश्चितम्, मतम्, उत्तमम्.

---

१ काम्येऽपि शुद्धिरस्त्येव भोगसिद्धयर्थमेव सा ।
विड्वराहादिदेहेन न हेन्द्र भुज्यते फलम् ॥ वार्त्तिके ॥

આસક્તિથી કરેલાં કામ્યકર્મોમાં પણ ચિત્તની શુદ્ધિ છે જ, પણ તે શુદ્ધિ ઐહિક અને આમુષ્મિક-લોકલોકાંતરની પ્રાપ્તરૂપ ફળની સિદ્ધિ માટે જ છે. વિષ્ટાભક્ષી વરાહ આદિ દેહોવડે ઇંદ્ર જેવુ ફળ ભોગવાતું નથી. અર્થાત્ આસક્તિથી—ફલેચ્છાથી કરાતું કર્મ જ્ઞાન થવા—મોક્ષ રૂપ ફળસિદ્ધિ—માટે તો નથી જ.

**व्युत्पत्तिसमासाः**—क्रियन्ते तानि कर्माणि । कर्तुं योग्यानि कर्तव्यानि । पृथाया अपत्य पुमान् पार्थ , तत्सम्बुद्धौ हे पार्थ ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ ! तु વળી, एतानि એ, कर्माणि કર્મો, अपि પણ सङ्गम् આસક્તિ, च તથા, फलानि ફળોને, त्यक्त्वा છોડીને, कर्तव्यानि કરવા યોગ્ય, (છે) इति એમ, मे મારો, निश्चितम् નિર્ધારિત, उत्तमम् શ્રેષ્ઠ, मतम् અભિપ્રાય (છે)

**ભાવાર્થઃ**—હે પાર્થ ! વળી મુમુક્ષુએ એ કર્મો પણ આસક્તિ તથા ફળની ઈચ્છાનો ત્યાગ કરીને અવશ્ય કરવા જોઈએ, એ પ્રમાણે મારો નિશ્ચિત કરેલો શ્રેષ્ઠ અભિપ્રાય છે અર્થાત્ કર્મના ત્યાગ કરતા સગરહિત થઈ નિષ્કામ કર્મ કરવા એ વધારે શ્રેષ્ઠ છે એમ તું માન. ૬

**અવતરણિકાઃ**—ભગવાને પહેલા ત્યાગની ત્રિવિધતા કહેવા માટે જણાવેલું હોવાથી, હવે ભગવાન્ શ્રીકૃષ્ણ ગુણાશ્રયના હેતુથી ત્રિવિધ ત્યાગનું વર્ણન કરતા કહે છે

[1]नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ॥
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥

---

१ जपस्तु सर्वधर्मेभ्य परमो धर्म उच्यते ।
अहिंसया हि भूताना जपयज्ञ प्रवर्तते ॥ भारत ॥

જપ તો સર્વધર્મોથી ઉત્તમ ધર્મ કહેવાય છે કારણ કે જપયજ્ઞ ભૂતોની-પ્રાણિઓની અહિંસાથી કરાય છે

जप्येनैव तु संसिद्ध्येद्ब्राह्मणो नात्र संशयः ।
कुर्यादन्यन्न वा कुर्यात् मैत्रो ब्राह्मण उच्यते ॥ मनु ॥

બ્રાહ્મણ તો જપ કરવાથી જ સંપૂર્ણ સિદ્ધિને પામે છે તે બીજું કંઈ કરે કે ન કરે તો પણ જપ કરવાથી બ્રાહ્મણ મૈત્ર-મિત્ર ભાવવાળો-અહિંસક કહેવાય છે

पदच्छेदः—नियतस्य, तु, संन्यासः, कर्मणः, न, उपपद्यते, मोहात्, तस्य, परित्यागः, तामसः, परिकीर्तितः.

व्युत्पत्तिसमासाः—नियमेन यतम् इति नियतम्, तस्य नियतस्य। मुह्यन्ते जनाः अनेन इति मोहः, तस्मात्। परितः त्यागः परित्यागः।

**અન્વય અને અર્થઃ**—नियतस्य અવશ્ય કરવા યોગ્ય, कर्मणः કર્મનો, संन्यासः સમૂલ ત્યાગ, तु તો, न, उपपद्यते યોગ્ય જણાતો નથી, (કારણ કે) तस्य તે (અવશ્ય અનુષ્ઠેય કર્મ) નો, मोहात् અજ્ઞાનથી, परित्यागः સર્વથા ત્યાગ, (તે) तामसः તામસિક, परिकीर्तितः કહેવામાં આવ્યો (છે).

**ભાવાર્થઃ**—અધિકારી મુમુક્ષુએ અવશ્ય અનુષ્ઠેય કર્મનો સમૂલ ત્યાગ કરવો તે યોગ્ય જ નથી, છતાં કદાચ અજ્ઞાનથી તે કર્મનો ત્યાગ કરવામાં આવે, તો તે ત્યાગને "તામસિક ત્યાગ" કહેવામાં આવે છે. ૭.

અવતરણિકા—હવે પ્રસ્તુત વિષયમાં રાજસિક ત્યાગની વ્યાખ્યા કરતા ભગવાન્ કહે છેઃ

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ॥
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥८॥

पदच्छेदः—दुःखम्, इति, एव, यत्, कर्म, कायक्लेशभयात्, त्यजेत्, सः, कृत्वा, राजसम्, त्यागम्, न, एव, त्यागफलम्, लभेत्.

व्युत्पत्तिसमासाः—कायस्य क्लेशः कायक्लेशः, तस्य भयम् कायक्लेशभयम्, तस्मात् कायक्लेशभयात् । त्यागस्य फलम् त्यागफलम्, तत् ।

અન્વય અને અર્થ:— कर्म કર્મ, दुःखम् દુઃખરૂપ, एवं જ, (છે) इति એમ ( સમજીને ), कायक्लेशभयात् શરીરને ક્લેશ થવાના ભયથી, यत् જે ( કર્મને ), त्यजेत् છોડે, सः તે મનુષ્ય, ( કર્મનો ) राजसम् રાજસિક, त्यागम् ત્યાગ, कृत्वा કરીને, त्यागफलम् ( ચિત્તની શુદ્ધિદ્વારા થતા મોક્ષરૂપી ) ત્યાગનું ફલ, न ન, एव જ, लभेत् મેળવે.

ભાવાર્થ:—જે મનુષ્ય 'કર્મ દુઃખરૂપ જ છે,' એમ સમજીને, માત્ર શરીરને કષ્ટ થવાના ભયથી કર્મનો ત્યાગ કરે, તે મનુષ્ય, તે તે કર્મનો રજોગુણાત્મક ત્યાગ કરીને, ચિત્ત શુદ્ધિ દ્વારા મોક્ષરૂપી ત્યાગનું ફલ કદાપિ મેળવતો નથી, અર્થાત્ તેનો તે ત્યાગ ઉત્તમ ગણાતો નથી. ૮.

અવતરણિકા:—હવે ભગવાન સાત્વિક ત્યાગની વ્યાખ્યા કહે છે:

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ॥
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः॥९॥

---

१ आम्रे फलार्थे निर्मिते छायागन्ध इत्यनूत्पद्येते ।
एवं धर्मं चर्यमाणमर्था अनूत्पद्यन्ते ॥ आपस्तम्बश्रुतिः ॥

આંબાનું ઝાડ ફળમાટે નિર્માણ કરાય છે એટલે રોપાય છે, પરંતુ જેમ તે ફળ મળવા પહેલાં જ છાયા અને ફૂલની સુગંધ ઉત્પન્ન થાય છે એ પ્રમાણે ધર્મ આચરણ કરનારને પણ ધર્માચરણ સાથે જ અર્થો ઉત્પન્ન થાય છે. અર્થાત્ નૈષ્કર્મ્ય-ફલેચ્છારહિત કર્મ-ધર્માચરણ કરવાથી નૈષ્કર્મ્યફલસિદ્ધિ એટલે અંતઃકરણની શુદ્ધિ સાથે કર્મોક્ત-વિહિત ફળોની પ્રાપ્તિ પણ થાય છે જ.

पदच्छेदः—कार्यम्, इति, एव, यत्, कर्म, नियतम्, क्रियते, अर्जुन, सङ्गम्, त्यक्त्वा, फलम्, च, एव, सः, त्यागः, सात्त्विकः, मतः.

व्युत्पत्तिसमासाः—कर्तुं योग्यम् कार्यम्। सत्त्वेन सत्त्वगुणेन युक्तः सात्त्विकः।

અન્વય અને અર્થઃ—अर्जुन હે અર્જુન ! कार्यम् (પોતાનું કર્તવ્ય સમજીને) કરવું જોઈએ एव જ, इति એમ, यत् જે, कर्म, કર્મ, सङ्गम् આસકિતને, च અને, फलम् ફલને, एव પણ, त्यक्त्वा છોડી દઈને, नियतम् નિયમપૂર્વક, (નિત્ય-દરરોજ) क्रियते કરવામાં આવે છે, सः તે, त्यागः ફલેચ્છાનો ત્યાગ, सात्त्विकः સાત્વિક, मतः માનવામાં આવ્યો, (છે)

ભાવાર્થઃ—હે અર્જુન ! પોતાનું કર્તવ્ય સમજીને, "કરવું જ જોઈએ" એમ જે કર્મ, આસકિત તેમ જ ફલેચ્છાનો પણ ત્યાગ કરીને નિયમપૂર્વક પ્રતિદિન કરવામાં આવે છે તે ફલેચ્છાના ત્યાગને, શુદ્ધ, સાત્વિક ત્યાગ માનેલો છે. અર્થાત્ સંગરહિત થઇ ફલેચ્છાનો ત્યાગ કરીને કરવામાં આવતું કર્મ જ ઉત્તમ માનવામાં આવે છે. ૯.

અવતરણિકાઃ—એ પ્રમાણે સાત્વિક ત્યાગનું કથન કરીને હવે "સાત્વિક ત્યાગનો અધિકારી જે મનુષ્ય, આસક્તિ અને ફલની ઇચ્છાનો ત્યાગ કરીને નિત્ય કર્મ કરતો રહે છે, તેનું અંતઃકરણ, ફલની આસક્તિથી રહિત હોવાથી સર્વદા સ્વચ્છ-વિશુદ્ધ રહે છે, અને વળી નિત્યકર્મોથી સંસ્કાર પામતું, તે વધારે વિશુદ્ધ પણ થતું જાય છે." એ પ્રમાણે સાત્વિક ત્યાગના નિર્મલ ફલનું વિવેચન કરતા ભગવાન્ કહે છે

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ॥
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥१०॥

पदच्छेदः—न, द्वेष्टि, अकुशलम्, कर्म, कुशले, न, अनुषज्जते, त्यागी, सत्त्वसमाविष्टः, मेधावी, छिन्नसंशयः.

व्युत्पत्तिसमासाः—न कुशलम् अकुशलम्, । त्यागः अस्ति अस्य इति त्यागी । सत्त्वेन सम् सम्यक् आविष्टः इति सत्त्वसमाविष्टः । मेधा[1] अस्ति अस्य इति मेधावी । छिन्नाः संशयाः यस्य सः छिन्नसंशयः ।

અન્વય અને અર્થઃ—त्यागी સાત્ત્વિક ત્યાગવાન્ મનુષ્ય, सत्त्वसमाविष्टः સત્ત્વગુણથી સારી રીતે વ્યાપ્ત થયેલો, छिन्नसंशयः જેના સંશયો છેદાઈ ગયા છે તેવો, (અને) मेधावी પ્રજ્ઞાવાન્, (હોવાથી) अकुशलम् અશુભ-દુ:ખાવહ, कर्म કર્મનો, न, द्वेष्टि દ્વેષ કરતો નથી, (તેમ) कुशले સુખાવહ કર્મમાં, न, अनुषज्जते આસક્તિ રાખતો નથી.

ભાવાર્થઃ—સાત્ત્વિકત્યાગવાળો પુરુષ સત્ત્વગુણથી અત્યંત વ્યાપ્ત થયેલો, અને જેના સંશયો નાશ પામેલા છે એવો પ્રજ્ઞાવાન્ હોવાથી અશુભ એટલે દુ:ખ ઉત્પન્ન કરે તેવા કર્મોનો દ્વેષ કરતો નથી, તેમ જ સુખ આપે તેવાં કર્મોમાં આસક્તિ પણ રાખતો નથી. ૧૦.

---

१ दोषबुद्ध्योभयातीतो निषेधान्न निवर्तते ।
गुणबुद्ध्या च विहितं न करोति यथार्भकः ॥

જેમ બાળક દુ:ખકારક કાર્યથી તેને નિષેધરૂપ માની અટકતો નથી અને સુખકારક-કરવાયોગ્યકાર્ય પણ કરતો નથી તેમ શુભ અને અશુભ એ બન્ને કર્મોનો ત્યાગ કરનાર પુરુષ દોષ બુદ્ધિ માની નિષેધરૂપ અશુભ કર્મથી નિવર્તતો નથી-તેનો ત્યાગ કરતો નથી, તથા ગુણબુદ્ધિથી વિહિત-શુભ કર્મ પણ કરતો નથી

અવતરણિકા:—"આત્મજ્ઞાનવાળો મનુષ્ય જ સર્વ કર્મનો ત્યાગ કરી શકે છે, કારણ કે સર્વ કર્મનું મૂલ જે રાગ અને દ્વેષ તે તેના નિવૃત્ત થઈ ગયા હોય છે, પણ એથી વિરૂદ્ધ કે જેને આત્મજ્ઞાન નથી તેવો પુરૂષ તો રાગ દ્વેષાદિ દોષોથી લિપ્ત હોઇને સર્વ કર્મનો ત્યાગ કરી શકવા કદીપણ સમર્થ થતો નથી," તે ભગવાન્ જણાવે છે

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ॥
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥ ११ ॥

पदच्छेदः—न, हि, देहभृता, शक्यम्, त्यक्तुम्, कर्माणि, अशेषतः, यः, तु, कर्मफलत्यागी, सः, त्यागी, इति, अभिधीयते.

व्युत्पत्तिसमासाः—देह बिभर्ति इति देहभृत्, तेन देहभृता। न शेषम् अशेषम्, अशेषेण इति अशेषत । कर्मणा फलानि कर्मफलानि, तेषा त्याग इति कर्मफलत्याग, स अस्ति अस्य इति कर्मफलत्यागी।

અન્વય અને અર્થઃ—हि કારણ કે, देहभृता દેહધારી—જીવાત્મા વડે, अशेषत. સંપૂર્ણ રીતે, कर्माणि કર્મો, त्यक्तुम् ત્યાગવાને, शक्यम् શક્ય, न નથી, (અને તેથી) य જે, कर्मफलत्यागी કર્મોના ફલોનો ત્યાગ કરનાર છે, सः તે, तु જ, त्यागी ત્યાગી, (છે) इति એમ, अभिधीयते કહેવાય છે.

ભાવાર્થઃ- કારણ કે દેહધારી જીવાત્મા, સંપૂર્ણ રીતે કર્મનો ત્યાગ કરવા શકિતમાન્ નથી, તેથી જે મનુષ્ય કર્મોનાં ફલનો ત્યાગ કરી શકે છે, તે જ ખરો ત્યાગી છે એમ કહેવાય છે. ૧૧

અવતરણિકા:—હવે ઉપરોક્ત ફલત્યાગરૂપ સન્યાસનુ ફલ કહે છે

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ॥
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥१२॥

पदच्छेदः—अनिष्टम्, इष्टम्, मिश्रम्, च, त्रिविधम्, कर्मणः, फलम्, भवति, अत्यागिनाम्, प्रेत्य, न, तु, संन्यासिनाम्, क्वचित्.

व्युत्पत्तिसमासाः—न इष्टम् अनिष्टम् । तिस्रः विधाः प्रकाराः यस्य तत् त्रिविधम् । त्यागः अस्ति येषाम् ते त्यागिनः, न त्यागिनः अत्यागिनः, तेषाम् अत्यागिनाम् । संन्यासः अस्ति येषां ते संन्यासिनः, तेषां संन्यासिनाम् ।

**અન્વય અને અર્થઃ**—अत्यागिनाम् કર્મના ફલનો ત્યાગ નહિ કરનારાઓને, कर्मणः કરેલા કર્મનું, अनिष्टम् અશુભ ( નરકાદિ ), इष्टम् શુભ ( સ્વર્ગાદિ ), च અને, मिश्रम् શુભાશુભ ( પુત્ર, પશુ અને અન્નાદિ એમ ) त्रिविधम् ત્રણ પ્રકારનું, फलम् ફલ, प्रेत्य મુઆ પછી, भवति પ્રાપ્ત થાય છે, तु પણ, संन्यासिनाम् કર્મનાં ફલનો ત્યાગ કરનાર સંન્યાસિઓને, ( તો ) क्वचित् કયાંય પણ, न, ( भवति ) પ્રાપ્ત થતું નથી.

**ભાવાર્થઃ**—કર્મના ફલને ત્યાગ નહિ કરનારાઓને કરેલાં કર્મોનું અશુભ, શુભ અને શુભાશુભ મિશ્રિત, એમ ત્રણ પ્રકારનું ફલ, મૃત્યુ પછી પ્રાપ્ત થાય છે, પરંતુ કર્મફલનો ત્યાગ કરનારા સંન્યાસિઓને તો તે કયાંય પણ પ્રાપ્ત થતું નથી- અર્થાત્ કર્મોના ફલનો ત્યાગ કરીને જ કર્મ કરવાં ઉત્તમ છે. ૧૨.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે વાસ્તવિક રીતે સંન્યાસિઓને કર્મોનાં ત્રિવિધ ફલો અમર કરતા નથી, એમ કહીને હવે વાસ્તવિક-સંન્યાસના અધિકારમાં ખાસ હેતુરૂપ એવા આત્મામા રહેલા અકર્તૃત્વભાવનાં જ્ઞાનની આવશ્યકતા વિચારી, બધા કર્મોમા જે પદાર્થોનું કર્તાપણું છે તે સંબંધનું કથન કરતાં ભગવાન્ કહે છે.

पंचैतानि महाबाहो कारणानि निबोध मे ॥
सांख्ये कृतांते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥१३॥

**पदच्छेदः**—पञ्च, एतानि, महाबाहो, कारणानि, निबोध, मे, सांख्ये, कृतान्ते, प्रोक्तानि, सिद्धये, सर्वकर्मणाम्.

**व्युत्पत्तिसमासाः**—निश्चयेन बोध इति निबोध। ज्ञातव्याः पदार्थाः, संख्यायन्ते यस्मिन् शास्त्रे तत् सांख्यम्, तस्मिन् सांख्ये। कृतस्य ( कर्मणः ) अन्तः परिसमाप्तिः यत्र सः कृतान्तः, तस्मिन् कृतान्ते। प्रकर्षेण उक्तानि इति प्रोक्तानि। सिद्ध्यन्ते कार्याणि यया सा सिद्धिः, तस्यै सिद्धये। सर्वाणि च तानि कर्माणि च सर्वकर्माणि, तेषां सर्वकर्मणाम्।

**અન્વય અને અર્થઃ**—महाबाहो હે મોટી ભુજાઓવાળા અર્જુન ! सर्वकर्मणाम् સર્વકર્મની, सिद्धये સિદ્ધિને માટે, कृतान्ते કૃતકર્મની [1]પરિસમાપ્તિ જેમાં આવી જાય તેવા, सांख्ये સાંખ્ય-શાસ્ત્રમાં, एतानि એ ( હમણાં કહેવામાં આવશે તે ) पञ्च પાંચ, कारणानि કારણો, मे મારા ( કથન)થી, निबोध નિશ્ચય-પૂર્વક તું જાણ.

**ભાવાર્થઃ**—હે મહાબાહો અર્જુન ! સમગ્ર કર્મની સિદ્ધિમાં, કૃત કર્મની પરિસમાપ્તિ જેમાં આવી જાય છે એવા સાંખ્યશાસ્ત્રમાં, હમણાં જે કહેવામાં આવશે તે પાંચ કારણો તું મારી પાસેથી નિશ્ચયપૂર્વક જાણ. ૧૩.

---

૧ " सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते " હે પાર્થ ! એ રીતે સર્વ કર્મની જ્ઞાનમાં જ સમાપ્તિ થાય છે.

અવતરણિકા:—ઉપરોક્ત પાંચ કારણો ક્યાં ક્યાં છે તે હવે ભગવાન્ કહે છે:

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ॥
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥

पदच्छेदः—अधिष्ठानम्, तथा, कर्ता, करणम्, च, पृथग्विधम्, विविधाः, च, पृथक्, चेष्टाः, दैवम्, च, एव, अत्र, पञ्चमम्.

व्युत्पत्तिसमासाः—अधिष्ठीयते अस्मिन् इति अधिष्ठानम् । करोति इति कर्ता । क्रियते अनेन इति करणम् । पृथग् विधाः यस्य तत् पृथग्विधम् । पृथग्भूताः चेष्टाः इति पृथक्चेष्टाः । देवेभ्यः संजातम् इति दैवम् । अस्मिन् इति अत्र ।

અન્વય અને અર્થઃ—अत्र સર્વ કર્મોની સિદ્ધિમાં, अधिष्ठानम् ( ઈચ્છા, દ્વેષ તથા સુખદુઃખાદિનું ) આશ્રયભૂત—શરીર, तथा તેમ, कर्ता ઉપાધિલક્ષણ–ભોક્તા, च અને, पृथग्विधम् જુદા જુદા પ્રકારની, करणम् ઇન્દ્રિયો, च તથા, विविधाः ભિન્ન ભિન્ન પ્રકારની, चेष्टाः ક્રિયાઓ, च અને, दैवम् ચક્ષુ ઇત્યાદિ ઇન્દ્રિયોની અભિમાની આદિત્યાદિ દેવતાઓથી ઉદ્ભવેલું દૈવ, ( એ ) पञ्चमम् પાંચમું, एव ખાસ, ( કારણ છે ).

ભાવાર્થઃ—સર્વ કર્મોની સિદ્ધિમાં ઇચ્છા, દ્વેષ અને સુખદુઃખાદિનું આશ્રયભૂત શરીર, કર્તા, જુદી જુદી ઇન્દ્રિયો, ભિન્ન ભિન્ન પ્રકારની ક્રિયાઓ, અને ચક્ષુ ઇત્યાદિ ઇન્દ્રિયોના અભિમાની આદિત્યાદિ દેવતાઓથી ઉદ્ભવેલું દૈવ, એ પાંચમું ખાસ કારણ છે. ૧૪.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે એ પાંચે કારણોનું સ્વરૂપ કહી તેમ રહેલું સર્વકર્મનું હેતુપણુ હવે ભગવાન્ બતાવે છે

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ॥
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ १५॥

पदच्छेदः—शरीरवाङ्मनोभिः, यत्, कर्म, प्रारभते, नरः, न्याय्यम्, वा, विपरीतम्, वा, पञ्च, एते, तस्य, हेतवः.

व्युत्पत्तिसमासाः—शरीरं च वाक् च मनश्च इति शरीरवाङ्मनांसि, तैः शरीरवाङ्मनोभिः । प्रकर्षेण आरभते इति प्रारभते । न्यायात् अनपेतम् न्याय्यम् ।

**અન્વય અને અર્થઃ**—शरीरवाङ्मनोभिः શરીર, વાણી અને મનવડે, न्याय्यम् ન્યાયયુકત, वा અથવા, विपरीतम् અન્યાયયુકત, वा પણ, यत् જે, कर्म કર્મ, नरः મનુષ્ય, प्रारभते આરંભે છે, तस्य તે કર્મનાં, एते એ, पञ्च પાંચ, हेतवः કારણો (છે).

**ભાવાર્થઃ**—શરીર, વાણી તથા મનવડે, ન્યાયયુકત, કે અન્યાયયુકત પણ જે કંઈ કર્મ મનુષ્ય આરંભે છે, તે સઘળા કર્મમાં ઉપરોકત અધિષ્ઠાનાદિ પાંચવસ્તુઓ જ કારણ છે. ૧૫.

**અવતરણિકા**—એ પ્રમાણે અધિષ્ઠાનાદિ વસ્તુઓનુ ક્રિયાઓમાં કર્તૃત્વ પ્રતિપાદન કરી, આત્માને કર્તાપણું છે જ નહિ તે બતાવતા ભગવાન્ કહે છે

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ॥
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ १६ ॥

पदच्छेदः—तत्र, एवम्, सति, कर्तारम्, आत्मानम्, केवलम्, तु, यः, पश्यति, अकृतबुद्धित्वात्, न, सः, पश्यति, दुर्मतिः.

व्युत्पत्तिसमासाः—तस्मिन् इति तत्र। करोति इति कर्ता, तं कर्तारम्। न कृता अकृता, अकृता चासौ बुद्धिश्च अकृतबुद्धिः, अकृतबुद्धेः भावः अकृतबुद्धित्वम्, तस्मात् अकृतबुद्धित्वात्। दुष्टा मतिः यस्य सः दुर्मतिः।

અન્વય અને અર્થઃ—तत्र તે કર્મોમાં, एवम् એ પ્રમાણે (યથોક્ત પાંચ હેતુઓથી જ નિર્વૃત્તિ થતી,) सति હોવા છતાં, (પણ) यः જે મનુષ્ય, अकृतबुद्धित्वात् અસંસ્કારી બુદ્ધિપણા વડે, केवलम् શુદ્ધ-નિરુપાધિક, आत्मानम् આત્માને, कर्तारम् કર્તા, (તરીકે) पश्यति જુએ છે, सः તે दुर्मतिः દુષ્ટ બુદ્ધિવાળો-પુરુષ, न, पश्यति (સત્ય રીતે) જોતો નથી.

ભાવાર્થઃ—એ પ્રમાણે ઉપરોક્ત પાંચ હેતુઓથી જ કર્મોની નિર્વૃત્તિ થતી હોવા છતાં પણ જે મનુષ્ય અસંસ્કારી બુદ્ધિ વડે, શુદ્ધ એવા નિરુપાધિક આત્માને કર્તા તરીકે જુએ છે, તે દુષ્ટ બુદ્ધિવાળો પુરુષ સત્ય રીતે જોતો નથી. અર્થાત્ તેની લૌકિક ચક્ષુથી તે સત્ય વસ્તુસ્વરૂપને જોઈ શકતો નથી. ૧૬.

અવતરણિકાઃ—"પરંતુ ઉત્તમ બુદ્ધિવાળો પુરુષ તો વાસ્તવિક દૃષ્ટિએ જોઈ શકતો હોવાથી તે કદીપણ બંધન પામતો નથી," તે જણાવતાં ભગવાન્ કહે છે:

**यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ॥**
**हत्वापि स इमाँल्लोकान्न हंति न निबध्यते ॥ १७ ॥**

**पदच्छेदः**—यस्य, न, अहंकृतः, भावः, बुद्धिः, यस्य, न, लिप्यते, हत्वा, अपि, स, इमान्, लोकान्, न, हन्ति, न, निबध्यते.

**व्युत्पत्तिसमासाः**—अहम् अहंकारेण कृतः इति अहंकृतः। बुध्यते ज्ञायते अनया सा बुद्धिः । नितरां बध्यते इति निबध्यते ।

**અન્વય અને અર્થઃ**—यस्य જેને, अहंकृत. 'હું કર્તા છું' એવી જાતનો, भाव. ભાવ, न નથી, (તેમ) यस्य જેની, बुद्धि. બુદ્ધિ–અંતઃકરણ, न, लिप्यते લેપાતી નથી, सः તે પુરુષ, इमान् આ, लोकान् લોકોને, हत्वा હણીને, अपि પણ, न, हन्ति હણતો નથી, (તેમ) न, निबध्यते તેના ધર્માધર્મરૂપી ફલોવડે બંધાતો (પણ) નથી.

**ભાવાર્થઃ**—જે મનુષ્યના હૃદયમાં 'હું કર્તા છું' એવી જાતનો ભાવ નથી, તેમ જ કર્મ કરતો હોવા છતાં પણ જેની બુદ્ધિ લેપાતી નથી, તે પુરુષ આ લોકોનો નાશ કરતો છતાં પણ નાશ કરનારો મનાતો નથી, અને તેથી જ અહંભાવ તથા

---

१ एष नित्यो महिमा ब्राह्मणस्य न वर्धते कर्मणा नो कनीयान् ।
तस्यैव स्यात्पदवित्तं विदित्वा न लिप्यते कर्मणा पापकेन ॥ श्रुति ॥

એ બ્રહ્મવેત્તા–બ્રાહ્મણનો સદાનો મહિમા–માહાત્મ્ય છે કે પુણ્ય કર્મવડે વધતો નથી અને પાપ કર્મવડે ઘટતો નથી તે પોતાના પદ–સ્વરૂપને જાણનાર હોય છે તેથી તે પોતાના જ્ઞાતવ્ય પદને જાણીને તે જ્ઞાની–બ્રાહ્મણ પાપ કર્મવડે લેપાતો નથી यथा पुष्करपलाश आपो न श्लिष्यन्ते एवमेव विदि पापकर्म न श्लिष्यते. –જેમ કમળના પત્રને પાણી સ્પર્શ કરતું નથી તેમ જ્ઞાનીને પાપકર્મ લેપાતું નથી

ફલાસક્તિથી શૂન્ય હોવાથી ધર્માધર્મરૂપી ફલવડે બંધાતો નથી. અર્થાત્ તેવા પુરુષને કર્મનું બંધન પ્રાપ્ત થતું નથી. ૧૭.

**અવતરણિકા:**—ઉપરના શ્લોકમાં આત્માને કર્તાપણું અથવા કર્મના ફલનો સંબંધ નથી એમ કહ્યું, તે જ વાતનું પ્રતિપાદન કરવા માટે કર્મોની પ્રવર્તક ત્રપુટી અને કર્મોનોસંગ્રહ, તેનું કથન કરતાં ભગવાન્ કહે છેઃ

**ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ॥**
**करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥**

**पदच्छेदः**—ज्ञानम्, ज्ञेयम्, परिज्ञाता, त्रिविधा, कर्मचोदना, करणम्, कर्म, कर्ता, इति, त्रिविधः, कर्मसङ्ग्रहः.

**व्युत्पत्तिसमासाः**—ज्ञायते अनेन इति ज्ञानम् । ज्ञातुम् उचितं ज्ञेयम् । परितः जानाति इति परिज्ञाता । तिस्रः विधाः यस्याः सा त्रिविधा । चोद्यन्ते अनया इति चोदना, कर्मणां चोदना कर्मचोदना । क्रियते अनेन इति करणम् । क्रियते इति कर्म । करोति इति कर्ता । त्रयः विधाः यस्य सः त्रिविधः । संगृह्यन्ते अस्मिन् इति सङ्ग्रहः । कर्मणां संग्रहः कर्मसंग्रहः ।

---

१ ज्ञानं ज्ञेयं ज्ञानिनं च ह्यपेक्ष्य विधिरुत्थितः ।
करणं चैव कर्ता च कर्मकारणसंग्रहः ॥ ऋग्वेदे ॥

જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાનીની અપેક્ષાએ વિધિ ઉત્પન્ન થયો છે, તેમ જ કરણ-સાધન-કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય તથા આંતરેન્દ્રિય-બુદ્ધ્યાદિ ચાર, તે કરણ, કર્તા-પ્રયોક્તા અને કર્મોનો કારણસદ્ સંગ્રહ પણ તેમની અપેક્ષાએ જ ઉત્પન્ન થયો છે.

फलतोऽपि च यत्कर्म नानर्थेनानुबध्यते । केवलप्रीतिहेतुत्वात्तद्धर्म इति कथ्यते ॥

ફલેચ્છાથી પણ કરાયલું જે કર્મ અનર્થવડે અનુબદ્ધ થતું નથી તે કેવળ પ્રીતિનું કારણરૂપ હોવાથી 'ધર્મ' એમ કહેવાય છે.

**અન્વય અને અર્થઃ**—ज्ञानम् જે વડે જાણી શકાય તે જ્ઞાન, ज्ञेयम् જાણવા યોગ્ય વસ્તુ તે જ્ઞેય, (અને) परिज्ञाता ઉપાધિલક્ષણ—અવિદ્યાકલ્પિત ભોકતા તે જ્ઞાતા, (એમ એ) त्रिविधा ત્રણ પ્રકારની, कर्मचोदना કર્મોની પ્રેરણા—ઉપદેશ કરનારી ત્રિપુટી, ( છે અને ) करणम् શ્રોત્રાદિ બાહ્ય ઇન્દ્રિયો ( તથા બુદ્ધિ ઇત્યાદિ ) કરણ, कर्म (કર્તાની પરમ ઇપ્સિત ક્રિયા તે ) કર્મ, ( તથા ) कर्ता ( કર્મોનો વ્યાપાર કરનાર ) કર્તા, इति એ પ્રમાણે, त्रिविधः ત્રણ પ્રકારનો, कर्मसंग्रहः કર્મોનો આશ્રય, (છે). અર્થાત્ તે ત્રણના યોગથી જ સર્વ ક્રિયા થઇ શકે છે.

**ભાવાર્થઃ**—જ્ઞાન, જ્ઞેય, અને ઉપાધિલક્ષણ-અવિદ્યાકલ્પિત ભોકતા એટલે જ્ઞાતા, એ ત્રિપુટી જ કર્મોમાં પ્રેરક છે, અને બાહ્યાભ્યન્તર ઇંદ્રિય અને બુદ્ધિ ઇત્યાદિ કરણ, કર્મ અને કર્મોનો વ્યાપાર કરનાર કર્તા એ ત્રણપ્રકારનો કર્મનો સંગ્રાહક વર્ગ છે. અર્થાત્ એ ત્રણથી જ સર્વ પ્રકારની ક્રિયા થતી હોવાથી એ જ ક્રિયાનો આશ્રયભત વર્ગ છે. ૧૮.

અવતરણિકાઃ—હવે જ્ઞાન, કર્મ, અને ક્રિયા-પ્રવતક સર્વ ગુણાત્મક હોવાથી સત્ત્વ, રજ, અને તમ એ ત્રણ ગુણોના ભેદથી તેમના પણ ભેદ છે. એટલે તેનું વર્ણન કરતાં ભગવાન્ કહે છેઃ

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ॥
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥ १९ ॥

पदच्छेदः—ज्ञानम्, कर्म, च, कर्ता, च, त्रिधा, एव, गुणभेदतः, प्रोच्यते, गुणसंख्याने, यथावत्, शृणु, तानि, अपि.

अविभक्त', तम् अविभक्तम् । विशेषेण भक्तानि इति विभक्तानि, तेषु विभक्तेषु । सत्त्वेन निर्वृत्तम् सात्त्विकम् ।

**અન્વય અને અર્થઃ**—( મનુષ્ય ) येन જે (જ્ઞાન) વડે, विभक्तेषु ( પ્રતિશરીરરૂપે ) ભિન્ન જણાતાં सर्वभूतेषु સર્વપ્રાણિઓમા, अव्ययम् અવિનાશી, ( અને ) अविभक्तम् અવિભક્ત, એવા एकम् એક જ, भावम् પરમાત્મતત્ત્વને, ईक्षते જોઈ શકે છે, तत् તે, ज्ञानम् જ્ઞાનને, सात्त्विकम् સાત્વિક ( જ્ઞાન ), विद्धि તું જાણ.

**ભાવાર્થઃ**—મનુષ્ય, જે જ્ઞાનવડે પ્રત્યેક શરીરરૂપે ભિન્ન જણાતાં પ્રાણિમાત્રમાં અવિનાશી, અને અવિભક્ત, એવા એક જ–સમાન–પરમાત્મતત્ત્વને જોઈ શકે છે, તે જ્ઞાનને તું સાત્વિક જ્ઞાન જાણ. ૨૦.

અવતરણિકાઃ—એ પ્રમાણે અદ્વૈતવાદી વેદાન્તિઓએ ગ્રહણ કરવા યોગ્ય સાત્વિક જ્ઞાન વિષે કહી, હવે ત્યાગ કરવા યોગ્ય તર્કવાદિઓના રાજસિક જ્ઞાન સમ્બંધમા ભગવાન્ કહે છે

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ॥
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥२१॥

**पदच्छेदः**—पृथक्त्वेन, तु, यत्, ज्ञानम्, नानाभावान्, पृथग्विधान्, वेत्ति, सर्वेषु, भूतेषु, तत्, ज्ञानम्, विद्धि, राजसम्.

**व्युत्पत्तिसमासाः**—पृथग् भाव पृथक्त्वम्, तेन पृथक्त्वेन । नाना विविधा' भावा. नानाभावा , तान् । पृथक् विधा' प्रकारा' येषा ते पृथग्विधा., तान् पृथग्विधान् । रजसा निर्वृत्तम् इति राजसम्, तत् ।

અન્વય અને અર્થ —तु પણ, यत् જે, ज्ञानम् જ્ઞાન, सर्वेषु સર્વ, भूतेषु પ્રાણિઓમા, पृथक्त्वेन (પ્રતિશરીરના) ભિન્નપણાવડે, नानाभावान् અનેક પ્રકારના ભાવોને, पृथग्विधान् જુદા જુદા પ્રકારના, वेत्ति જાણે છે, तत् તે, ज्ञानम् જ્ઞાનને, राजसम् રાજસિક, (જ્ઞાન) विद्धि તું જાણ.

ભાવાર્થઃ—જે જ્ઞાન સર્વ પ્રાણિમા પ્રત્યેક શરીરના ભિન્નપણાવડે અનેક પ્રકારના ભાવોને ભિન્ન ભિન્ન પ્રકારના જાણે છે, તે જ્ઞાનને તું રાજસિક જ્ઞાન જાણ. અર્થાત્ એ પ્રમાણે સર્વમાં જે જ્ઞાનથી ભેદભાવ જણાવવામા આવે છે તે જ્ઞાન રાજસ જ્ઞાન છે એમ તું જાણ ૨૧.

અવતરણિકા:—હવે તામસિક જ્ઞાનના સબંધમા ભગવાન્ કહે છે

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ॥
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

पदच्छेदः—यत्, तु, कृत्स्नवत्, एकस्मिन्, कार्ये, सक्तम्, अहैतुकम्, अतत्त्वार्थवत्, अल्पम्, च, तत्, तामसम्, उदाहृतम्.

व्युत्पत्तिसमासाः—कृत्स्नम् इव इति कृत्स्नवत् । हेतु अस्य अस्ति इति हैतुकम्, न हैतुकम् अहैतुकम् । तत्त्वस्य अर्थ तत्त्वार्थ, तत्त्वार्थ इव इति तत्त्वार्थवत्, न तत्त्वार्थवत् अतत्त्वार्थवत् । तमसा निर्वृत्तम् तामसम् ।

અન્વય અને અર્થ —तु વળી, यत् જે-જ્ઞાન, एकस्मिन् એક જ, कार्ये કાર્ય-વસ્તુ કે પદાર્થમા, अहैतुकम् હેતુ વિના,

(પણ) कृत्स्नवत् સંપૂર્ણની સમાન, सक्तम् આસકત, (હોય તેમ) अतत्त्वार्थवत् તત્ત્વાર્થરહિત, च અને, अल्पम् ક્ષુદ્ર, (હોય) तत् તે-જ્ઞાન, तामसम् તામસિક, उदाहृतम् કહેવાયલુ, ( છે ).

**ભાવાર્થઃ**—જે જ્ઞાન એક જ કાર્ય-વસ્તુ કે પદાર્થમાં આવશ્યક હેતુ વિના પણ જાણે તે સપૂર્ણ હોય તેમ આસકત રહે છે, તથા જે તત્ત્વાર્થરહિત અને ક્ષુદ્ર છે, તે જ્ઞાનને તામસિક જ્ઞાન કહેલુ છે અર્થાત્ તેવા જ્ઞાનથી મનુષ્ય અધોગતિને જ પામે છે એમ સમજ. ૨૨

**અવતરણિકાઃ**—એ પ્રમાણે જ્ઞાનની ત્રિવિધતા કહીને હવે કર્મની ત્રિવિધતા કહેતા પ્રથમ સાત્ત્વિક કર્મ વિષે ભગવાન્ કહે છે

नियतं संगरहितमरागद्वेषतः कृतम् ॥
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥

**पदच्छेदः**—नियतम्, सङ्गरहितम्, अरागद्वेषतः, कृतम्, अफलप्रेप्सुना, कर्म, यत्, तत्, सात्त्विकम्, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—नि नियमेन यतम् इति नियतम् । सज्यन्ते प्राणिन अनेन इति सङ्ग, सङ्गेन रहित सङ्गरहितम् । रागश्च द्वेषश्च रागद्वेषौ, रागद्वेषाभ्याम् इति रागद्वेषत, न रागद्वेषतः अरागद्वेषत । फल प्रकर्षेण ईप्सति इति फलप्रेप्सु, न फलप्रेप्सुः अफलप्रेप्सु, तेन अफलप्रेप्सुना ।

**અન્વય અને અર્થઃ**—नियतम् નિયમપૂર્વક, सङ्गरहितम् અભિમાનરહિત, अरागद्वेषत રાગદ્વેષવિના, अफलप्रेप्सुना ફલની

ઈચ્છા નહિ કરનારે यत् જે કર્મ, कृतम् કર્યું, ( હોય ) तत् તે सात्त्विकम् સાત્વિક, ( કર્મ ) उच्यते કહેવાય છે.

ભાવાર્થઃ— નિયમપૂર્વક નિત્ય, તેમ અભિમાન, આસક્તિ અથવા દ્વેષના લેશ માત્રથી પણ રહિત થઈને ફલની ઈચ્છા નહિ કરનાર મનુષ્યના હાથે જે કર્મ કરવામા આવ્યુ હોય તે સાત્વિક કર્મ કહેવાય છે. ૨૩

અવતરણિકા—સાત્વિક કર્મ વિષે કહીને હવે ભગવાન્ રાજસિક કર્મસબધમા કહે છે

यत्तु कामेप्सुना कर्म सोहंकारेण वा पुनः ॥
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥ २४ ॥

पदच्छेदः—यत्, तु, कामेप्सुना, कर्म, साहंकारेण, वा, पुनः, क्रियते, बहुलायासम्, तत्, राजसम्, उदाहृतम् ।

व्युत्पत्तिसमासाः—कामान् ईप्सति इति कामेप्सु, तेन कामेप्सुना । अहकारेण सह इति साहकार, तेन साहकारेण । बहुलः आयासः यस्मिन् तत् बहुलायासम् ।

---

१ दारा इमे मे तनया इमे मे गृहा इमे मे पशवस्त्विमे मे ।
एव नरो मेषसमानरूप म मे कुर्वन् कालवृकेण नीत ॥

૧ આ સ્ત્રિઓ મારી, આ પુત્રો મારા, આ ઘરો મારા અને આ પશુ—ચોપા મારા એમ ઘેટા જેવા રૂપવાળો—અહકારી મે મે મારૂ મારૂ કરતો કાલરૂપી વૃક—નાહર—ભગાડિયાવડે પકડાઇ—લેવાઈ જાય છે

अशन मे वसन मे जाया मे बन्धुवर्गो मे ।
इति मे मे कुर्वाण कालवृको हन्ति पुरुषाजम् ॥

અન્ન મારૂ, વસ્ત્ર મારૂ, સ્ત્રી મારી અને બન્ધુવર્ગ—ભાઇ ભાંડર—કુટુબ કબીલો મારો એમ મે મે—મારૂ મારૂ કરનારા—અહકારી પુરૂષરૂપી બકરાને કાલરૂપી ભગાડિયો મારી નાખે છે

**અન્વય અને અર્થઃ**—तु વળી, कामेप्सुना ફલની ઇચ્છા રાખનાર મનુષ્યવડે, अहंकारेण અહંકારપૂર્વક, वा અથવા, बहुलायासम् ઘણા જ શ્રમવાળું, यत् જે, कर्म કર્મ, पुनः વારંવાર, क्रियते કરાય છે, तत् તે (કર્મ), राजसम् રાજસિક, उदाहृतम् કહેલું, ( છે ).

**ભાવાર્થઃ**—વળી ફલની ઇચ્છા રાખનાર મનુષ્યવડે અહંકારપૂર્વક, અથવા ઘણા જ પરિશ્રમવાળું જે કર્મ વારંવાર કરવામાં આવે છે, તે રાજસિક કર્મ કહેવાય છે. ૨૪.

**અવતરણિકાઃ**—હવે તામસિક કર્મ વિષે ભગવાન્ કહે છેઃ

अनुबंधं क्षयं हिंसामनवेक्ष्य च पौरुषम् ॥
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥ २५ ॥

**पदच्छेदः**—अनुबन्धम्, क्षयम्, हिंसाम्, अनवेक्ष्य, च, पौरुषम्, मोहात्, आरभ्यते, कर्म, यत्, तत्, तामसम्, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—अनुबध्यते इति अनुबन्धः, तम् अनुबन्धम् । न अवेक्ष्य अनवेक्ष्य । पुरुषस्य भावः पौरुषम्, तत् ।

**અન્વય અને અર્થઃ**—अनुबन्धम् ભવિષ્યમાં થનારા પરિણામને, क्षयम् શક્તિના અથવા ધનના નાશને, हिंसाम् પ્રાણીને થનારી પીડાને, च અને, पौरुषम् પોતાના સામર્થ્યને, अनवेक्ष्य જોયા વિના, मोहात् મોહથી, यत् જે, कर्म કર્મ, आरभ्यते આરંભવામાં આવે છે, तत् તે, तामसम् તામસિક, उच्यते કહેવાય છે.

**ભાવાર્થઃ**—ભવિષ્યમાં થનારા પરિણામને, શક્તિના કે દ્રવ્યના વ્યયને, પ્રાણીને થનારી પીડાને અને પોતાના સામર્થ્યને જોયા વિના એટલે તેસંબંધી વિચાર કર્યાસિવાય, મોહથી જે કર્મ આરંભવામાં આવે છે, તે તામસિક કર્મ કહેવાય છે. ૨૫.

અવતરણિકાઃ—એ પ્રમાણે કર્મની ત્રિવિધતા કહી હવે સાત્ત્વિકાદિ ગુણભેદવડે કર્તા પણ ત્રણ પ્રકારનો કહેવામાં આવે છે, તે જણાવવા માટે તેનાં પણ સાત્ત્વિકાદિ લક્ષણો ભગવાન્ કહે છેઃ

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ॥
सिद्धयसिद्धयोर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते २६

**पदच्छेदः**—मुक्तसङ्गः, अनहंवादी, धृत्युत्साहसमन्वितः, सिद्ध्यसिद्ध्योः, निर्विकारः, कर्ता, सात्त्विकः, उच्यते.

**व्युत्पत्तिसमासाः**—मुक्तः परित्यक्तः सङ्गः येन सः मुक्तसङ्गः । 'अहम्' इति वक्तुं शीलम् अस्य इति, अहम् इति वक्ति इति, अहंवादः अस्ति अस्य इति वा अहंवादी, न अहंवादी अनहंवादी । धृतिश्च उत्साहश्च धृत्युत्साहौ, ताभ्यां सम्यक् अन्वितः इति धृत्युत्साहसमन्वितः । सिद्धिश्च असिद्धिश्च सिद्ध्यसिद्धी, तयोः सिद्ध्यसिद्ध्योः । निर्गतः विकारः यस्मात् सः निर्विकारः । करोति इति कर्ता ।

**અન્વય અને અર્થઃ**—मुक्तसङ्गः આસક્તિરહિત, अनहंवादी અહંકારના લેશમાત્રથી પણ મુક્ત, धृत्युत्साहसमन्वितः ધીરજ અને ઉત્સાહવડે યુક્ત, (અને) सिद्ध्यसिद्ध्योः સિદ્ધિ તેમ જ અસિદ્ધિમાં, निर्विकारः હર્ષ અને શોકના વિકારરહિત (થઇ), कर्ता કાર્ય કરનાર (પુરુષ), सात्त्विकः સાત્ત્વિક (કર્તા), उच्यते કહેવાય છે.

ભાવાર્થઃ—આસક્તિ તેમ જ અહંકારના લેશથી રહિત, ધીરજ અને ઉત્સાહથી યુક્ત, તેમ જ સિદ્ધિ અને અસિદ્ધિમાં પણ જે હર્ષશોકાદિ વિકારથી રહિત હોય તેવો કાર્યકર્તા પુરુષ સાત્વિક–સત્ત્વગુણી કર્તા કહેવાય છે ૨૬.

અવતરણિકાઃ—હવે રાજસિક કર્તાના લક્ષણો ભગવાન કહે છે

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ॥
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ २७ ॥

पदच्छेदः—रागी, कर्मफलप्रेप्सुः, लुब्धः, हिंसात्मकः, अशुचिः, हर्षशोकान्वितः, कर्ता, राजसः, परिकीर्तितः.

व्युत्पत्तिसमासाः—राग अस्ति अस्य इति रागी । कर्मण फल कर्मफलम्, कर्मफल प्रकर्षेण ईप्सति इति कर्मफलप्रेप्सु । हिंसा एव आत्मा यस्य स हिंसात्मक । न शुचि अशुचि । हर्षश्च शोकश्च हर्षशोकौ, ताभ्याम् अन्वित इति हर्षशोकान्वित । परित कीर्तित परिकीर्तित ।

અન્વય અને અર્થઃ—रागी વિષયાસક્ત, कर्मफलप्रेप्सु કર્મનાં ફલની ઈચ્છા રાખનારો, लुब्ध લોભી हिंसात्मक પારકાને પીડા કરવાની પ્રકૃતિવાળો, अशुचि અપવિત્ર, (તથા) हर्षशोकान्वित હર્ષ અને શોકવડે યુક્ત, कर्ता કર્તા, राजस राજસિક, परिकीर्तितः કહેવાયો (છે)

ભાવાર્થઃ—વિષયોમા આસક્ત, કર્મના ફલની ઇચ્છા કરનાર, લોભી, અન્યને પીડા કરવાની હિંસક પ્રકૃતિવાળો, અપવિત્ર, તેમ જ હર્ષશોકાદિ ભાવોથી યુક્ત જે કર્તા છે તે રજોગુણી કર્તા કહેવાય છે ૨૭

અવતરણિકા:—હવે તમોગુણી કર્તાના લક્ષણો ભગવાન કહે છે

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ॥
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ २८ ॥

पदच्छेदः—अयुक्तः, प्राकृतः, स्तब्धः, शठः, नैष्कृतिकः, अलसः, विषादी, दीर्घसूत्री, च, कर्ता, तामसः, उच्यते.

व्युत्पत्तिसमासाः—न युक्तः अयुक्त । प्रकर्षेण अति इव न कृत न संस्कृतः इति प्राकृत । निष्कृति परवृत्तिच्छेद अस्ति अस्य इति नैष्कृतिक । विषाद अस्ति अस्य इति विषादी । दीर्घं सूत्रयितुं शीलम् अस्ति अस्य इति दीर्घसूत्री ।

અન્વય અને અર્થઃ—अयुक्तः અસાવધાન, प्राकृतः અત્યંત અસંસ્કારી બુદ્ધિવાળો, स्तब्धः ઉદ્ધત, शठ માયાવી, नैष्कृतिक. પારકાની વૃત્તિનું છેદન કરનાર, अलसः આળસુ, विषादी નિરંતર અસંતુષ્ટ સ્વભાવવાળો, च તથા, दीर्घसूत्री વિચારોમા જ કર્મને લબાવ્યા કરનાર, कर्ता કર્તા, तामस તામસિક, उच्यते કહેવાય છે.

ભાવાર્થ:—અસાવધાન, અત્યંત અસંસ્કારી બુદ્ધિવાળો, ઉદ્ધત, માયાવી, પારકાની વૃત્તિ છેદનારો, આળસુ, નિરંતર અસંતુષ્ટ, તથા દીર્ઘસૂત્રી-માત્ર વિચારોથી મનોરથો ઘડનાર કર્તા તમોગુણી કર્તા કહેવાય છે, ૨૮

અવતરણિકા:—એ પ્રમાણે જ્ઞાન, કર્મ, અને કર્તાના ત્રિવિધ ભેદો કહી, હવે બુદ્ધિ તથા ધૃતિના ભેદો કહેવા માટે પહેલા તેના ઉપોદ્ઘાતરૂપે ભગવાન્ કહે છે

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु ॥
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥ २९ ॥

पदच्छेदः—बुद्धेः, भेदम्, धृतेः, च, एव, गुणतः, त्रिविधम्, शृणु, प्रोच्यमानम्, अशेपेण, पृथक्त्वेन, धनञ्जय।

व्युत्पत्तिसमासाः—गुणेभ्य इति गुणन । प्रकर्षेण उच्यते असौ प्रोच्यमानः, तम् । न शेषम् अशेषम्, तेन अशेषेण । पृथग् भाव पृथक्त्वम्, तेन । धनं जयति इति धनजय, तत्संबुद्धौ हे धनंजय ।

અન્વય અને અર્થ:—धनञ्चय હે ધનજય–અર્જુન! बुद्धे બુદ્ધિના, च અને, धृते ધીરજના, एव પણ, गुणत ગુણોથી, पृथक्त्वेन જુદી જુદી રીતે, (અને) अशेषेण સપૂર્ણ રીતે, (પણ) प्रोच्यमानम् (મારાથી) કહેવાતા, त्रिविधम् ત્રણ પ્રકારના, भदम् ભેદને, शृणु તું સાભળ

ભાવાર્થ:--હે અર્જુન! બુદ્ધિના અને ધીરજના પણ ગુણો પ્રમાણે જુદી જુદી રીતે તથા સપૂર્ણ રીતે મારાથી કહેવાતા ત્રણ પ્રકારના ભેદને સાવધાનતા પૂર્વક તું સાભળ ૨૯

અવતરણિકા:—હવે એમા પ્રથમ સાત્વિક બુદ્ધિના લક્ષણો ભગવાન્ કહે છે

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ॥
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥३०॥

पदच्छेदः—प्रवृत्तिम्, च, निवृत्तिम्, च, कार्याकार्ये, भयाभये, बन्धम्, मोक्षम्, च, या, वेत्ति, बुद्धिः, सा, पार्थ, सात्त्विकी ।

व्युत्पत्तिसमासाः—प्रकर्षेण वृत्तिः वर्तनम् इति प्रवृत्तिः, ताम् प्रवृत्तिम् । नि प्रतिबन्धका वृत्तिः इति निवृत्तिः, ताम् निवृत्तिम् । कर्तुं योग्यं कार्यम्, न कार्यम् अकार्यम्, कार्यं च अकार्यं च कार्याकार्ये, ते कार्याकार्ये । बिभेति अस्मात् इति भयम्, भयं च अभयं च भयाभये, ते भयाभये ।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ ! या જે, बुद्धिः બુદ્ધિ, प्रवृत्तिम् ધર્મની પ્રવૃત્તિને, च તથા, निवृत्तिम् ઉપરતિ-મોક્ષહેતુ-સંન્યાસમાર્ગને, कार्याकार्ये કર્તવ્ય તથા અકર્તવ્યને, च તેમ, भयाभये ભય અને અભયને, बन्धम् સંસારના બંધનને, च અને, मोक्षम् મોક્ષને, एव પણ, वेत्ति જાણે છે, सा તે બુદ્ધિ, सात्त्विकी સત્ત્વગુણવાળી, ( છે ).

**ભાવાર્થઃ**—હે પાર્થ ! જે બુદ્ધિ ધર્મની પ્રવૃત્તિ, મોક્ષ-માર્ગના હેતુભૂત નિવૃત્તિ–ઉપરતિ, તેમ જ કર્તવ્ય તથા અક-ર્તવ્ય, ભય તેમ જ અભય તથા બંધ અને મોક્ષને જાણે છે, તે બુદ્ધિને સત્ત્વગુણવાળી બુદ્ધિ કહેવાય છે. ૩૦.

**અવતરણિકાઃ**—હવે રાજસી બુદ્ધિનાં લક્ષણો ભગવાન્ કહે છે.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ॥
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥३१॥

पदच्छेदः—यया, धर्मम्, अधर्मम्, च, कार्यम्, च, अकार्यम्, एव, च, अयथावत्, प्रजानाति, बुद्धिः, सा, पार्थ, राजसी.

व्युत्पत्तिसमासाः—धारयति इति धर्मः, तं धर्मम्। न धर्मः अधर्मः, तम् अधर्मम्। कर्तुं योग्यं कार्यम्, न कार्यम् अकार्यम्। न यथावत् अयथावत्।

અન્વય અને અર્થઃ—पार्थ હે પાર્થ! यया જે બુદ્ધિથી, (મનુષ્ય) धर्मम् ધર્મને, च અને, अधर्मम् અધર્મને, कार्यम् કરવા યોગ્ય કર્મને, च અને, अकार्यम् ન કરવા યોગ્ય કર્મને, अयथावत् જેવું હોય તેનાથી જુદી રીતે અર્થાત્ અસત્ય રીતનું, प्रजानाति જાણે છે, सा તે, बुद्धिः બુદ્ધિ, राजसी રજોગુણવાળી, (છે).

ભાવાર્થઃ— હે પાર્થ! જે બુદ્ધિથી મનુષ્ય, ધર્મને અને અધર્મને, તેમજ કાર્ય તથા અકાર્યને જેવું હોય તેવું યથાર્થ રીતે ન જાણતાં તેનાથી ભિન્ન રીતે જ જાણે છે તે બુદ્ધિ, રજોગુણવાળી બુદ્ધિ કહેવાય છે. ૩૧.

અવતરણિકાઃ—હવે તામસી બુદ્ધિનાં લક્ષણો ભગવાન્ કહે છે·

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ॥
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥३२॥

पदच्छेदः—अधर्मम्, धर्मम्, इति, या, मन्यते, तमसा, आवृता, सर्वार्थान्, विपरीतान्, च, बुद्धिः, सा, पार्थ, तामसी.

व्युत्पत्तिसमासाः—न धर्म, अधर्मः, तम् अधर्मम्। सर्वे च ते अर्थाश्च सर्वार्थाः, तान् सर्वार्थान्।

અન્વય અને અર્થઃ—पार्थ હે પાર્થ! या જે બુદ્ધિ, तमसा તમોગુણથી, आवृता ઢંકાએલી થકી अधर्मम् અધર્મને, धर्मम् ધર્મ, इति એપ્રમાણે, च તથા, सर्वार्थान् સઘળા અર્થોને, विपरीतान् વિપરીત-ઉલટા જ, मन्यते માને છે, सा તે, बुद्धिः બુદ્ધિ, तामसी તમોગુણવાળી ( છે ).

ભાવાર્થઃ—હે પાર્થ! જે બુદ્ધિ તમોગુણથી વ્યાપ્ત થઈ થકી અધર્મને ધર્મ એ પ્રમાણે તેમ જ બધા સાત્ત્વિકાદિ ભાવોને વાસ્તવિકતાથી સર્વથા ઉલટા જ માને છે, તે બુદ્ધિ તમોગુણવાળી બુદ્ધિ છે. અર્થાત્ તેવી બુદ્ધિથી મનુષ્ય પોતાનું કલ્યાણ સાધવા શક્તિમાન્ થતો નથી. ૩૨.

અવતરણિકા—એ પ્રમાણે બુદ્ધિની ત્રિવિધતા કહી હવે ભગવાન ધૃતિની ત્રિવિધતા કહે છે, તેમા પ્રથમ સાત્ત્વિક ધૃતિના લક્ષણો કહે છે

धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ॥
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी॥३३॥

पदच्छेदः—धृत्या, यया, धारयते, मनःप्राणेन्द्रियक्रियाः, योगेन, अव्यभिचारिण्या, धृतिः, सा, पार्थ, सात्त्विकी.

व्युत्पत्तिसमासाः—मनश्च प्राणाश्च इन्द्रियाणि च मनःप्राणेन्द्रियाणि, तेषां क्रियाः मनःप्राणेन्द्रियक्रियाः, ताः मनःप्राणेन्द्रियक्रियाः। विशेषेण अभिचरति सा व्यभिचारिणी, न व्यभिचारिणी अव्यभिचारिणी, तया अव्यभिचारिण्या।

**અન્વય અને અર્થઃ**—पार्थ હે પાર્થ ! योगेन (ચિત્તવૃત્તિનો નિરોધ કરવારૂપ યોગવડે, अव्यभिचारिण्या બીજે કયાંય નહિ જનારી-વ્યાપ્ત એવી, यया જે, धृत्या ધીરજથી, (મનુષ્ય) मन प्राणेन्द्रियक्रियाः મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાઓને, धारयते ધારણ કરે છે, सा તે, धृतिः ધીરજ, सात्त्विकी સાત્ત્વિકી, (કહેવાય છે).

**ભાવાર્થઃ**—હે પાર્થ ! ચિત્તવૃત્તિનો નિરોધ કરવા રૂપ યોગવડે નિત્ય સમાધિયુક્ત-બીજે કયાંય નહિ જનારી-વ્યાપ્ત એવી જે ધીરજવડે, મનુષ્ય મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાઓને યોગને અનુકૂલ થાય તેવી રીતે ધારણ કરી રાખે છે, તે ધીરજ સાત્ત્વિકી કહેવાય છે. ૩૩.

અવતરણિકાઃ—હવે રાજસિક ધૃતિના લક્ષણો વિષે ભગવાન્ કહે છે.

**यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ॥**
**प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी ॥३४॥**

**पदच्छेदः**—यया, तु, धर्मकामार्थान्, धृत्या, धारयते, अर्जुन, प्रसङ्गेन, फलाकाङ्क्षी, धृतिः, सा, पार्थ, राजसी.

**व्युत्पत्तिसमासाः**—धर्मश्च कामश्च अर्थश्च धर्मकामार्थाः, तान् धर्मकामार्थान्। फलम् आकाङ्क्षते इति फलाकाङ्क्षी।

**અન્વય અને અર્થઃ**—अर्जुन હે અર્જુન ! तु વળી, यया જે, धृत्या ધીરજવડે, (મનુષ્ય) प्रसङ्गेन પ્રસંગને અનુસરીને, फलाकाङ्क्षी ફલની આકાંક્ષાયુક્ત, (થઈને) धर्मकामार्थान् ધર્મ, કામ, તેમ જ અર્થોને, धारयते ધારણ કરે છે-પ્રાપ્ત કરે છે, पार्थ હે પાર્થ ! सा તે, धृति. ધીરજ, राजसी રાજસી, (છે).

ભાવાર્થઃ—હે અર્જુન ! વળી જે ધૃતિવડે મનુષ્ય પ્રસંગાનુસાર ફ્લની આકાક્ષા રાખીને, ધર્મ, અર્થ તથા કામને મેળવતો રહે છે હે પાર્થ! તે ધૃતિ રાજસી ધૃતિ છે એમ તું માન. ૩૪.

અવતરણિકાઃ—હવે તામસિક ધૃતિના લક્ષણો ભગવાન્ કહે છે

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ॥
न विमुंचति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥३५॥

पदच्छेदः—यया, स्वप्नम्, भयम्, शोकम्, विषादम्, मदम्, एव, च, न, विमुञ्चति, दुर्मेधाः, धृतिः, सा, पार्थ, तामसी.

व्युत्पत्तिसमासाः—विशेषेण मुञ्चति इति विमुञ्चति । दुष्टा मेधा यस्य स दुर्मेधा ।

અન્વય અને અર્થઃ—पार्थ હે પાર્થ! दुर्मेधा દુષ્ટબુદ્ધિવાળો માણસ, यया જે ધૃતિવડે, स्वप्नम् સ્વપ્ન-નિદ્રા, भयम् ભય, शोकम् શોક, विषादम् (ઇન્દ્રિય તેમ જ ચિત્તની) ખિન્નતા, च તથા मदम् ગર્વને, एव પણ, न, विमुञ्चति છોડતો નથી, सा તે, धृति ધૃતિ, तामसी તામસી, (છે)

ભાવાર્થઃ—હે પાર્થ! દુર્બુદ્ધિવાળો મનુષ્ય, જે ધૃતિથી સ્વપ્ન-નિદ્રા, ભય, શોક, ઇન્દ્રિય તેમ જ ચિત્તની ખિન્નતા, તથા ગર્વ ઇત્યાદિ ત્યાગ કરવા યોગ્ય દુર્ગુણોને પણ છોડતો નથી, તે ધૃતિ તામસી ધૃતિ છે એમ તું સમજ ૩૫.

અવતરણિકાઃ—એ પ્રમાણે ધૃતિના પણ ત્રિવિધ ભેદ કહી હવે સુખની ત્રિવિધતા વિષે ભગવાન્ કહે છે

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ॥
अभ्यासाद्रमते यत्र दुःखांतं च निगच्छति ॥३६॥

पदच्छेदः—सुखम्, तु, इदानीम्, त्रिविधम्, शृणु, मे, भरतर्षभ, अभ्यासात्, रमते, यत्र, दुःखान्तम्, च, निगच्छति.

व्युत्पत्तिसमासाः—तिस्रः विधाः यस्य तत् त्रिविधम्, तत्। भरतानाम् ऋषभः भरतर्षभ, तत्संबुद्धौ हे भरतर्षभ। दुःखानाम् अन्तः दुःखान्तः, तम् दुःखान्तम्।

અન્વય અને અર્થઃ—तु વળી, भरतर्षभ હે ભરતકુળમાં ઉત્તમ! इदानीम् હવે, त्रिविधम् ત્રણ પ્રકારના, सुखम् સુખને, मे મારી પાસેથી, शृणु તું સાભળ, (કે) यत्र જેમા, (મનુષ્ય) अभ्यासात् પુનઃ પુનઃ અભ્યાસથી, रमते આનંદપૂર્વક રમણ કરે છે, च અને, दुःखान्तम् દુઃખોના અંતને, निगच्छति પામે છે.

ભાવાર્થ—વળી હે ભરતવંશમા શ્રેષ્ઠ અર્જુન! હવે સુખ પણ સાત્વિકાદિ ગુણોના ભેદવડે ત્રણ પ્રકારનુ છે તે તું મારી પાસેથી સાભળ, કે જે સુખમાં પુનઃ પુનઃ અનુભવથી મનુષ્ય પરમ આનંદ પ્રાપ્ત કરે છે અને દુઃખોના અંતને પામે છે. ૩૬.

અવતરણિકાઃ—એ પ્રમાણે સામાન્ય રીતે સુખનો ફલરૂપે ઉપોદ્ઘાત કરી હવે ભગવાન્ તેમાના સાત્વિક સુખનુ લક્ષણ કહે છે.

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ॥
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥३७॥

पदच्छेदः—यत्, तत्, अग्रे, विषम्, इव, परिणामे, अमृतोपमम्, तत्, सुखम्, सात्त्विकम्, प्रोक्तम्, आत्मबुद्धिप्रसादजम्.

व्युत्पत्तिसमासाः—तस्य अग्र तदग्रम्, तस्मिन् तदग्रे। अमृतम् इव उपमा यस्य तत् अमृतोपमम् । आत्मन बुद्धि आत्म बुद्धि', तस्याः प्रसाद आत्मबुद्धिप्रसाद, तस्मात् जायते इति आत्मबुद्धिप्रसादजम् । प्रकर्षेण उक्तम् इति प्रोक्तम् ।

**અન્વય અને અર્થઃ**—यत् જે સુખ, तदग्रे તેની શરૂઆતમા, विषम् વિષના, इव જેવુ, ( અને ) परिणामे અન્તમા, अमृतोपमम् અમૃતતુલ્ય, ( છે ) तत् તે आत्मप्रसादजम् આત્મ નિષ્ઠ બુદ્ધિની પ્રસન્નતાથી ઉત્પન્ન થએલા, सुखम् સુખને, सात्त्विकम् સાત્વિક (સુખ), प्रोक्तम् કહેલું, (છે)

**ભાવાર્થઃ**—જે સુખ તેની શરૂઆતમા કર્તવ્યની કઠિનતાથી વિષતુલ્ય હોય, પણ અંતે અમૃતસમાન લાગે છે, તે આત્મનિષ્ઠ બુદ્ધિની પ્રસન્નતાથી ઉત્પન્ન થએલા સુખને સાત્વિક સુખ કહેલુ છે. ૩૭

અવતરણિકાઃ—હવે રાજસિક સુખના લક્ષણો ભગવાન્ કહે છે

**विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ॥**
**परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥**

पदच्छेदः—विषयेन्द्रियसंयोगात्, यत्, तदग्रे, अमृतोपमम्, परिणामे, विषम्, इव, तत्, सुखम्, राजसम्, स्मृतम्.

व्युत्पत्तिसमासाः—विषयाश्च इन्द्रियाणि च विषयेन्द्रियाणि, तेषा सयोग विषयेन्द्रियसयोग, तस्मात् विषयेन्द्रियसयोगात् ।

**અન્વય અને અર્થઃ**—यत् જે સુખ, विषयेन्द्रियसयोगात् વિષયો અને ઇન્દ્રિયોના સયોગથી, तदग्रे તેની શરૂ

આતમાં, अमृतोपमम् અમૃતસમાન, (પણ) परिणामे અંતમાં, विषम् વિષના, इव તુલ્ય (હોય), तत् તે, सुखम् સુખને, राजसम् રાજસિક, स्मृतम् માનેલું, (છે).

**ભાવાર્થઃ**—જે સુખ, વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી, શરુઆતમાં અમૃતસમાન લાગતું હોય પણ અંતે વિષતુલ્ય જણાય તે સુખને રાજસિક સુખ કહેવામાં આવ્યું છે. ૩૮.

અવતરણિકાઃ—હવે તામસિક સુખનાં લક્ષણો ભગવાન્ કહે છેઃ

**यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः ॥**
**निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥**

**पदच्छेदः**—यत्, अग्रे, च, अनुबन्धे, च, सुखम्, मोहनम्, आत्मनः, निद्रालस्यप्रमादोत्थम्, तत्, तामसम्, उदाहृतम्.

**व्युत्पत्तिसमासाः**—मोहयति इति मोहनम्, तत् । निद्रा च आलस्यं च प्रमादश्च इति निद्रालस्यप्रमादाः, तेभ्यः उत्तिष्ठति इति निद्रालस्यप्रमादोत्थम्, तत् ।

**અન્વય અને અર્થઃ**—यत् જે સુખ, अग्रे આરંભમાં, च અને, अनुबन्धे અંતમાં, च પણ, आत्मनः આત્માને, मोहनम् મોહ પમાડનારું, (તથા) निद्रालस्यप्रमादोत्थम् નિદ્રા, આલસ્ય અને પ્રમાદથી ઉત્પન્ન થએલું હોય, तत् તે સુખને, तामसम् તામસિક, उदाहृतम् કહેલું, (છે).

**ભાવાર્થઃ**—જે સુખ આરંભમાં તેમ જ અંતમાં પણ, આત્માને મોહ પમાડનારું તથા નિદ્રા, આલસ્ય અને પ્રમાદથી

ઉત્પન્ન થએલું હોય, તે સુખને તામસિક સુખ કહેવા આવ્યું છે. ૩૯.

અવતરણિકા:—સત્ત્વ, રજ અને તમ એ ગુણભેદવડે, ત્રિગુ ત્મિકા સૃષ્ટિના મુખ્ય પાયાનું વર્ણન કરી, તેમનાથી કોઇપણ મુક્ત ન એમ કહેતા હવે તેનો ઉપસંહાર કરતા ભગવાન્ કહે છે

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः ॥
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४०

---

૧ રાઘવેન્દ્રકૃત અર્થસંગ્રહ નામની ટીકામા લખ્યુ છે કે —સાત્ત્વિક, રાજસ ર તામસ એ ભેદથી જીવો ત્રણ પ્રકારના છે તેમા વળી સાત્ત્વિક વિગેરે જીવો ( પ્રત્યેક ત્રણ ત્રણ પ્રકારના છે એટલે પિતૃ અને ગંધર્વ વિગેરે સાત્ત્વિક, તામસ, મુનિ સાત્ત્વિક, રાજસ, દેવતાઓ સાત્ત્વિક, સાત્ત્વિક એ સાત્ત્વિક સાત્ત્વિક દેવતાઓ પણ બૃહસ્પતિ વિગેરે સાત્ત્વિક, સાત્ત્વિક, તામસ, ઈંદ્ર સાત્ત્વિક, સાત્ત્વિક, રાજ અને બ્રહ્માદિ રુદ્રપર્યંત સાત્ત્વિક, સાત્ત્વિક, સાત્ત્વિક છે. તેમા પણ રુદ્ર સાત્ત્વિ સાત્ત્વિક, સાત્ત્વિક, તામસ, બ્રહ્માણી અને ભારતી—સરસ્વતી સા , સા , સા રાજસી તથા બ્રહ્મા અને વાયુ સા , સા , સા , સાત્ત્વિક છે માણસોમા પણ મધ્ય અને ઉત્તમ તે રાજસ, તે પણ પ્રત્યેક ત્રણ પ્રકારના છે બ્રાહ્મણ આદિ અને પુલ્ક પર્યંત જે જે ભાગવતો છે તે રાજસ, સાત્ત્વિક, તે રાજસ, સાત્ત્વિકોમાં પણ બ્રાહ્મ રાજસ, સાત્ત્વિક, સાત્ત્વિક, ક્ષત્રિઓ તો થોડા રજોયુક્ત હોવાથી રા , રા , સાત્ત્વિ વૈશ્યો રજસ્ અને સત્ત્વવડે સમાન હોવાથી રા , રા , સાત્ત્વિક, અને શૂદ્રો તામસ થોડા સત્ત્વવડે તથા રજસ્ અધિકવડે યુક્ત હોવાથી તામસ, રાજસ, સાત્ત્વિક છે રા , સા , સા , વિપ્રોમા પણ જે શુદ્ધ સત્ત્વાત્મક છે તે ‘ પરમહંસ ’ કહેવાય છે તે શિખા કે યજ્ઞોપવીતથી રહિત હોય છે અને એક દંડને ધારણ કરનારા છે થોડ રજોયુક્ત સત્ત્વવાળા ‘ હંસ ’ કહેવાય છે, તે યજ્ઞોપવીત રાખે છે અને એક દં રાખે છે, પણ શિખા રાખતા નથી તેથી પણ રજોયુક્ત સત્ત્વવાળા ત્રિદંડી—ત્રણદં ધારણ કરનારા, શિખા અને યજ્ઞોપવીત રાખનારા, પ્રત્યેક ગામમા એક રાત્ર ર રહેનારા ‘ બહૂદક ’ કહેવાય છે તેથી પણ વિશેષ રજસ્‌વાળા સાત્ત્વિક ત્રિદંડિઓ શિખા અને યજ્ઞોપવીતવાળા, જીંદગીપર્યંત પુત્રે અપાતા ભોજનવાળા તે ‘ કુટી ચક ’ કહેવાય છે વળી તામસો પણ સાત્ત્વિકાદિ ભેદવડે ત્રણ પ્રકારના છે તેમ નરાધમ તે સાત્ત્વિક, તામસ, દૈત્યોના ભૃત્ય—અધમ નોકરો તે રાજસ, તામસ, અને મહાદૈત્યો તે તામસ, તામસ, કહેવાય છે.

पदच्छेदः—न, तत्, अस्ति, पृथिव्याम्, वा, दिवि, देवेषु, वा, पुनः, सत्त्वम्, प्रकृतिजैः, मुक्तम्, यत्, एभिः, स्यात्, त्रिभिः, गुणैः.

व्युत्पत्तिसमासाः—प्रकृतिभ्यः जायन्ते इति प्रकृतिजाः, तैः प्रकृतिजैः ।

**અન્વય અને અર્થઃ**—प्रकृतिजैः પ્રકૃતિથી ઉત્પન્ન થએલા, एभिः એ, त्रिभिः ત્રણ, गुणैः ગુણોથી, मुक्तम् મુક્ત, यत् જે, ( હોય ) तत् તે-તેવું, सत्त्वम् સત્વ ( પદાર્થ ), पृथिव्याम् પૃથ્વી ઉપર, दिवि સ્વર્ગલોકમા, वा અથવા, देवेषु દેવોમાં, ( પણ ) न, अस्ति નથી.

**ભાવાર્થઃ**—હે અર્જુન ! પ્રકૃતિથી ઉત્પન્ન થએલા એ ત્રણ ગુણોથી મુક્ત હોય તેવાં કોઇ પણ પ્રાણી કે પદાર્થ પૃથ્વીમાં, દેવલોકમાં કે દેવોમાં પણ નથી. અર્થાત્ પ્રાણિમાત્ર એ પ્રકૃતિના ગુણોથી યુક્ત છે એમાં સંશય નથી. ૪૦.

**અવતરણિકાઃ**—" એ પ્રમાણે સમસ્ત ક્રિયાઓ, ક્રિયાના કર્તાઓ, અને ફલ તથા પ્રાણિમાત્ર જો ત્રિગુણાત્મક જ હોય, તો પ્રાણીનો મોક્ષ અર્થાત્ ત્રિગુણાત્મિકા માયાથી પર નિસ્ત્રૈગુણ્ય પદની પ્રાપ્તિ તેને કેમ સભવે ? " એવા પ્રશ્નના સમાધાનમા " બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર ઇત્યાદિ પૃથક્ વર્ણો જુદા જુદા અનુષ્ઠેય કર્મોના આદેશપૂર્વક સરજાયા છે, અને તે તે બતાવવામા આવેલા પોતપોતાના અનુષ્ઠેય ધર્મોનું દરેક વર્ણના પ્રાણીઓ જો યથાર્થ પાલન કરે, તો કર્તવ્યનિષ્ઠતાને લીધે શ્રીપરમેશ્વરના પ્રસાદથી તેઓ જ્ઞાન ઉપલબ્ધ કરીને મુક્ત થઇ શકે છે. " એમ કહેવાના ઉદ્દેશથી આખી ગીતાના સારના સગ્રહરૂપે **નવીન પ્રકરણનો આરંભ** કરતા ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ॥
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥

---

૧ આ શ્લોકમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો એ ત્રણેનું એક જ સમાસાંત પદ છે, અને શૂદ્રોનું જુદું પદ છે, તેનું કારણ—એક 'દ્વિજ જાતિ' અને બીજી 'શૂદ્ર જાતિ' એમ બે જ જાતિ બતાવવા માટેનું છે તે માટે ભગવાન્ મનુએ કહેલું પ્રમાણ આ પ્રમાણે છે

ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः । चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥

બ્રાહ્મણો, ક્ષત્રિઓ અને વૈશ્યો એ ત્રણ વર્ણો 'દ્વિજાતિઓ' છે તથા ચોથો શૂદ્ર તે એક જાતિ 'શૂદ્રજાતિ' જ છે પાંચમો કોઈ વર્ણ છે જ નહિ

એ ચારે વર્ણોના કર્મવિભાગો પણ જુદા જુ। તેમના સ્વભાવથી જ ઉત્પન્ન થએલા છે, તે પણ ભગવાન્ મનુ કહે છે

मातुरग्रेऽधिजननं द्वितीयं मौञ्जिबन्धनात् । अत्रास्य माता गायत्री पिता त्वाचार्य उच्यते ॥

પ્રથમ માતાથી જન્મ અને બીજો મૌંજીબંધનથી જન્મ હોવાથી "द्वाभ्यां जन्मसंस्काराभ्यां जायते असौ द्विजः એટલે જન્મ અને સંસ્કાર એ બન્નેથી જે જન્મે છે તે 'દ્વિજ' કહેવાય છે" અહિં એ દ્વિજની માતા તે ગાયત્રી અને પિતા તે આચાર્ય કહેવાય છે

૨ બ્રાહ્મણાદિના કર્મો પણ ભગવાન્ મનુએ આ પ્રમાણે કહ્યા છે

*अध्यापनमध्ययनं यजनं याजनं तथा । दानं प्रतिग्रहश्चैव ब्राह्मणानामकल्पयत् ॥*

વેદ ભણવો તથા ભણાવવો યજ્ઞ કરવો તથા કરાવવો, દાન આપવું તથા લેવું, આ છ કર્મો બ્રાહ્મણ માટે નિર્માણ કર્યા છે

प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च । विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥

પ્રજાનું રક્ષણ કરવું દાન દેવું યજ્ઞ કરવો વેદ ભણવો અને સંસારના વિષયો ઉપર આસક્તિ ન રાખવી એ કર્મો ક્ષત્રિયોને માટે ટુંકામાં કલ્પેલા છે

पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च । वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥

પશુઓનું રક્ષણ-પાલન કરવું દાન દેવું, યજ્ઞ કરવો વેદ ભણવો વ્યાપાર કરવો, વ્યાજવટાનરનો ધંધો કરવો, તથા ખેતીવાડી કરવી, એ કર્મો વૈશ્ય માટે કલ્પેલા છે

एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् । एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥

શૂદ્રને માટે બ્રહ્માએ એક જ કર્મ કલ્પેલું છે, અને તે એ કે તેણે બ્રાહ્મણ આદિ ત્રણે વર્ણોની ઈર્ષા કર્યા વિના સેવા કરવી

**પદચ્છેદઃ**—ब्राह्मणक्षत्रियविशाम्, शूद्राणाम्, च, परंतप, कर्माणि, प्रविभक्तानि, स्वभावप्रभवैः, गुणैः.

**व्युत्पत्तिसमासाः**—ब्राह्मणाश्च क्षत्रियाश्च विशश्च इति ब्राह्मणक्षत्रियविशः, तेषां ब्राह्मणक्षत्रियविशाम् । परं शत्रुगणं तापयति इति परंतपः, तत्संबुद्धौ हे परंतप । प्रकर्षेण विभागेन भक्तानि इति प्रविभक्तानि । प्रकर्षेण भवति अस्मात् इति प्रभवः, स्वस्य भावः स्वभावः, स्वभावः एव प्रभवः येषां गुणानां ते स्वभावप्रभवाः, तैः स्वभावप्रभवैः ।

**અન્વય અને અર્થઃ**—परंतप હે પરંતપ! ब्राह्मणक्षत्रियविशाम् બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોનાં, च તેમ, शूद्राणाम् શૂદ્રોનાં, (પણ) कर्माणि કર્મો, स्वभावप्रभवैः સ્વભાવ એ જ જેની ઉત્પત્તિનું કારણ છે તેવા, गुणैः ગુણોવડે, प्रविभक्तानि (વિભાગ પૂર્વક) વહેંચી નાખવામાં આવેલાં, (છે).

**ભાવાર્થઃ**—હે પરંતપ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એમ ચારે વર્ણનાં કર્મો સ્વભાવ એટલે પ્રકૃતિ એ જ જેમની ઉત્પત્તિનું કારણ છે, તેવા સત્ત્વાદિ ગુણોવડે ખાસ વિભાગપૂર્વક વહેંચી નાંખવામાં આવ્યાં છે. અર્થાત્ તે સર્વનાં ગુણોના ભેદ પ્રમાણે જુદાં જુદાં કર્મો નિર્માણ કરેલાં છે એમ તું માન. ૪૧.

**અવતરણિકાઃ**—બ્રાહ્મણાદિ ચારે વર્ણનાં તે વિભક્ત કર્મો કયાં કયાં છે, તે હવે ભગવાન્ જણાવે છે; તેમાં પ્રથમ બ્રાહ્મણનાં કર્મો કહે છે.

# शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ॥
# ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥

१ दया क्षमाऽनसूया च शौचाऽनायासमङ्गलम् । अकार्पण्यमस्पृहत्वं सर्वसाधारणानि च ॥

દયા, ક્ષમા અનસૂયા શૌચ, અનાયાસ, મંગલ, અકાર્પણ્ય અને અસ્પૃહા, એ આઠ સર્વ વર્ણોના સાધારણ ધર્મો છે એ દરેકના લક્ષણો ભગવાન્ બૃહસ્પતિએ નીચે પ્રમાણે કહેલા છે

परे वा बन्धुवर्गे वा मित्रे द्वेष्टरि वा सदा । आपन्ने रक्षितव्यं तु दयैषा परिकीर्तिता ॥

આપત્તિમા આવી પડેલા કોઈ પણ અન્યનું કે બંધુવર્ગનું, મિત્રનું અથવા શત્રુનું પણ સદા રક્ષણ કરવું તેનું નામ 'દયા' છે

बाह्ये वाध्यात्मिके चैव दुःखे चोत्पादिके क्वचित् । न कुप्यति न वा हन्ति सा क्षमा परिकीर्तिता ॥

બાહ્ય અથવા આધ્યાત્મિક દુઃખ પણ ક્વચિત્ આવી પડતા તે દુઃખો ઉપજાવનારાઓ પર કોપ ન કરવો અથવા તેનું હનન ન કરવું તે 'ક્ષમા' કહેવાય છે

न गुणान् गुणिनो हन्ति स्तौति मन्दगुणानपि । नान्यदोषेषु रमते सानसूया प्रकीर्तिता ॥

ગુણીઓના ગુણોનું હનન-ખંડન-ન કરે તેમના મંદ-થોડા-ગુણોને પણ વખાણે તથા બીજાઓના દોષોમા ન રમે-પ્રીતિ ન કરે તે 'અનસૂયા' કહેવાય છે

अभक्ष्यपरिहारश्च संसर्गश्चाप्यनिन्दितैः । स्वधर्मे च व्यवस्थानं शौचमेतत्प्रकीर्तितम् ॥

માંસ વિગેરે અખાદ્ય અને મદિરા વિગેરે અપેય પદાર્થોનો સર્વથા પરિહાર-ત્યાગ સદ્‌ગુણી પુરુષોનો સંસર્ગ અને પોતાના ધર્મમા સ્થિતિ એ 'શૌચ' કહેવાય છે

शरीरं पीड्यते येन सुशुभेनापि कर्मणा । अत्यन्तं तन्न कर्तव्यमनायासः स उच्यते ॥

અતિ શુભ કર્મ હોય તો પણ જે કરવાથી શરીર પીડાય તે કર્મ અત્યંત ન કરવું તે 'અનાયાસ' કહેવાય છે

प्रशस्ताचरणं नित्यमप्रशस्तविवर्जनम् । एतद्धि मङ्गलं प्रोक्तं मुनिभिस्तत्त्वदर्शिभिः ॥

શાસ્ત્રોક્ત-વખાણેલું-ઉત્તમ આચરણ કરવું અને શાસ્ત્ર નિંદિત કરેલું આચરણ સર્વથા તજવું, તેને તત્ત્વદર્શી મુનિઓ 'મંગલ' કહે છે

स्तोकादपि प्रदातव्यमदीनेनान्तरात्मना । अहन्यहनि यत्किंचिदकार्पण्यं हि तत्स्मृतम् ॥

થોડામાંથી પણ મનમા દીનતા લાવ્યા વિના દરરોજ યત્કિંચિત્-થોડું પણ આપવું તે 'અકાર્પણ્ય' કહેવાય છે

• यथोत्पन्नेन सन्तोषः कर्तव्यो ह्यर्थवस्तुना । परस्याचिन्तयित्वार्थं साऽस्पृहा परिकीर्तिता ॥

પારકા ધનનું ચિંતન કર્યા વગર પોતાને જે કંઈ અર્થ અથવા વસ્તુ પ્રાપ્ત થાય તેનાથી સંતોષ માનવો તે 'અસ્પૃહા' કહેવાય છે

**पदच्छेदः**—शमः, दमः, तपः, शौचम्, क्षान्तिः, आर्जवम्, एव, च, ज्ञानम्, विज्ञानम्, आस्तिक्यम्, ब्रह्मकर्म-स्वभावजम्.

**व्युत्पत्तिसमासाः**—दम्यन्ते नियम्यन्ते इन्द्रियाणि अनेन इति दमः। शुचेः भावः शौचम्। ऋजोः भावः आर्जवम्। ज्ञायते अनेन इति ज्ञानम्। विशिष्टं ज्ञानं विज्ञानम्। अस्ति सर्वेश्वरः कश्चित् नियंता इति मतिः यस्य सः आस्तिकः, आस्तिकस्य भावः आस्तिक्यम्। ब्रह्मणां ब्राह्मणानां कर्म ब्रह्मकर्म। स्वभावात् जायते इति स्वभावजम्।

**અન્વય અને અર્થઃ**—शमः અંતઃકરણનો નિગ્રહ, दम. બાહ્યેન્દ્રિયોનો નિગ્રહ, तपः (સાત્વિક શ્રદ્ધાથી કરવામાં આવતું મન, વાણી અને શરીરનું ત્રિવિધ) તપ, शौचम् (મૃત્તિકા જલ વિગેરેથી બાહ્ય તથા ભાવશુદ્ધિથી આભ્યંતર એમ બે પ્રકારનું) શૌચ, क्षान्तिः ક્ષમા, च તથા, आर्जवम् સરલતા, एव તેમ, ज्ञानम् શાસ્ત્રીય જ્ઞાન, विज्ञानम् શાસ્ત્રીય જ્ઞાનના આચરણથી થએલુ અનુભવાત્મક જ્ઞાન, (અને) आस्तिक्यम् આસ્તિકપણું, (એ) स्वभावजम् (સાત્વિકગુણયુક્ત) સ્વભાવથી જ ઉત્પન્ન થએલું, ब्रह्मकर्म બ્રાહ્મણજાતિનું કર્મ, (છે).

**ભાવાર્થઃ**—અંતઃકરણનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, મન, વાણી અને શરીરનું એમ ત્રણ પ્રકારનું તપ, બાહ્ય અને આભ્યન્તર એમ બે પ્રકારનું શૌચ, પવિત્રતા, ક્ષમા, સરલતા, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકતા, એ નવ બ્રાહ્મણ જાતિનાં સાત્વિકગુણયુક્ત સ્વભાવથી ઉત્પન્ન થએલાં વિશિષ્ટ કર્મ છે. ૪૨.

અવતરણિકાઃ—એ પ્રમાણે બ્રાહ્મણના સ્વભાવજન્ય કર્મો કહી હવે ક્ષત્રિયોના સ્વભાવજન્ય કર્મો ભગવાન્ કહે છે.

**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ॥**
**दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥**

पदच्छेदः—शौर्यम्, तेजः, धृतिः, दाक्ष्यम्, युद्धे, च, अपि, अपलायनम्, दानम्, ईश्वरभावः, च, क्षात्रम्, कर्म, स्वभावजम्,

व्युत्पत्तिसमासाः—शूरस्य भावः शौर्यम् । दक्षस्य भावः दाक्ष्यम् । न पलायनम् अपलायनम् । ईश्वरस्य भावः ईश्वरभावः । क्षत्रस्य इदं क्षात्रम् । स्वभावात् जायते इति स्वभावजम् ।

અન્વય અને અર્થઃ—शौर्यम् શૂરવીરપણું, तेजः તેજ, धृतिः ( મહાઆપત્તિમાં પણ દેહ તથા ઇન્દ્રિયોને ટકાવી રાખવાની શાંત ચિત્તવૃત્તિરૂપી ) ધૈર્ય, दाक्ष्यम् કુશલતા, च તથા, युद्धे યુદ્ધમાં, अपि પણ, अपलायनम् ભાગી ન જવું, दानम् દાન, च તેમ, ईश्वरभावः પ્રભુત્વ, ( એ ) स्वभावजम् (રજોગુણયુક્ત) સ્વભાવથી ઉત્પન્ન થએલું, क्षात्रम् ક્ષત્રિયોનું, कर्म કર્મ, (છે).

ભાવાર્થઃ—શૂરવીરપણું, તેજ, ધૃતિ, કુશલતા, યુદ્ધમાંથી પ્રાણાન્તે પણ ભાગી ન જવું, દાન તથા પ્રભુત્વ એ સાત, રજોગુણયુક્ત સ્વભાવથી ઉત્પન્ન થએલાં ક્ષત્રિયોનાં કર્મ છે. ૪૩.

---

१ प्रसह्य वित्ताहरणं शारीरो दण्ड एव च ।
अशिष्टानां शासनं च तथैवार्थविनाशनम् ॥
एवं ईश्वरभावं स्यात्त कार्यं क्षत्रियैनरैः ॥ स्मृति ॥

બલાત્કારથી ધન લઈ લેવું, શરીર સંબંધી દંડ કરવો–ફટકાનો માર અથવા ફાંસી દેવી વિગેરે, લુચ્ચા લફંગાને શિક્ષા કરવી તેમ જ તેમના ધનનો નાશ કરવો, એ ઈશ્વરભાવ છે, તે ક્ષત્રિઓથી ભિન્ન વર્ણોએ કરવો નહિ.

અવતરણિકા:—ક્ષત્રિયોનાં રજોગુણજન્ય સ્વાભાવિક કર્મો કહી, હવે વૈશ્યોના તથા શૂદ્રોનાં કર્મો વિષે ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે:

**कृषिगोरक्ष्यवाणिज्यं वैश्यकर्म स्वभावजम् ॥**
**परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥**

पदच्छेदः—कृषिगोरक्ष्यवाणिज्यम्, वैश्यकर्म, स्वभावजम्, परिचर्यात्मकम्, कर्म, शूद्रस्य, अपि, स्वभावजम्.

व्युत्पत्तिसमासाः—गां रक्षति इति गोरक्षः, तस्य भावः गोरक्ष्यम्, वणिजः कर्म वाणिज्यम्, कृषिश्च गोरक्ष्यं च वाणिज्यं च कृषिगोरक्ष्यवाणिज्यम् । वैश्यानां कर्म वैश्यकर्म । परिचर्या एव आत्मा यस्य तत् परिचर्यात्मकम् ।

અન્વય અને અર્થ:—(વળી) कृषिगोरक्ष्यवाणिज्यम् ખેતી, ગાયોનું પાલન તથા વાણિજ્ય, (એ) स्वभावजम् સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થએલું, वैश्यकर्म વૈશ્યોનું કર્મ, (છે તથા) परिचर्यात्मकम् (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેવર્ણની) શુશ્રષા—સેવારૂપી, कर्म કર્મ, शूद्रस्य શૂદ્રનું, अपि પણ, स्वभावजम् સ્વાભાવિક રીતે ઉત્પન્ન થએલું, (કર્મ છે).

ભાવાર્થ:—ખેતીવાડી, ગાયો વગેરે પશુઓનું પાલન કરવું તથા વાણિજ્ય, એ વૈશ્ય જાતિનું સ્વાભાવિક કર્મ છે, તેમ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણેવર્ણની સેવા કરવી, એ શૂદ્રજાતિનું પણ સ્વાભાવિક જ કર્મ, છે. ૪૪.

અવતરણિકા—એ પ્રમાણે પ્રત્યેક વર્ણના કર્મ કહી હવે તે પ્રત્યેક વર્ણને તેમના પોતાના કર્મ પ્રમાણે વર્તવાથી જે ફલ થાય છે, તે ભગવાન્ કહે છે

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ ४५ ॥

पदच्छेदः—स्वे, स्वे, कर्मणि, अभिरतः, संसिद्धिम्, लभते, नरः, स्वकर्मनिरतः, सिद्धिम्, यथा, विन्दति, तत्, शृणु.

व्युत्पत्तिसमासाः—अभितः रतः इति अभिरतः । सम्यक् सिद्धिः संसिद्धिः, ता संसिद्धिम् । नितरां रतः निरतः, स्वस्य कर्म स्वकर्म, तस्मिन् निरतः इति स्वकर्मनिरतः ।

અન્વય અને અર્થ:—स्वे, स्वे પોતપોતાના, कर्मणि કર્મમાં, अभिरतः નિરંતર લાગેલો, नरः પુરુષ, संसिद्धिम् મોક્ષરૂપી ઉત્તમસિદ્ધિને, लभते પ્રાપ્ત કરે છે, (હવે) स्वकर्मनिरतः પોતાના કર્મમાં સારી રીતે તત્પર રહેલો પુરુષ, सिद्धिम् જ્ઞાનસિદ્ધિને, यथा જેવી રીતે, लभते મેળવે છે, तत् તે, शृणु તું સાંભળ.

ભાવાર્થ:—પોતપોતાના કર્મોમાં સાવધાન રહેલો પુરુષ, મોક્ષરૂપી પરમસિદ્ધિને પ્રાપ્ત કરે છે. હે પાર્થ ! હવે પોતાના કર્મમાં તત્પર રહેલો પુરુષ, જ્ઞાનસિદ્ધિને જેવી રીતે પ્રાપ્ત કરે છે, તે હું તને કહું છું તે તું મારી પાસેથી સાંભળ ૪૫.

અવતરણિકા:—જ્ઞાનસિદ્ધિ પ્રાપ્ત કરવાના પ્રકાર વિષે જ હવે ભગવાન્ વિવેચન કરે છે

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ॥
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥४६॥

पदच्छेदः—यतः, प्रवृत्तिः, भूतानाम्, येन, सर्वम्, इदम्, ततम्, स्वकर्मणा, तम्, अभ्यर्च्य, सिद्धिम्, विन्दति, मानवः.

**व्युत्पत्तिसमासाः**—स्वस्य कर्म स्वकर्म, तेन स्वकर्मणा। अभितः अर्चयित्वा इति अभ्यर्च्य। मनोः अपत्य पुमान् मानवः।

**અન્વય અને અર્થઃ**—यत् જેનાથી, भूतानाम् પ્રાણીઓની, प्रवृत्ति. ઉત્પત્તિ, ચેષ્ટા, ઈત્યાદિ પ્રવૃત્તિ, (થાય છે તથા) येन જે વડે, इदम् આ, सर्वम् સઘળું જગત્, ततम् વ્યાપ્ત (છે), तम् તેને, स्वकर्मणा પોતાના કર્મથી, अभ्यर्च्य પૂજીને, मानवः મનુષ્ય, सिद्धिम् સિદ્ધિને, विन्दति પામે છે.

**ભાવાર્થઃ**—જે ઈશ્વરથી સમસ્ત પ્રાણિમાત્રની ઉત્પત્તિ, ચેષ્ટા વિગેરે પ્રવૃત્તિ ચાલે છે તથા જે ઈશ્વરવડે આ આખું જગત્ વ્યાપ્ત થયેલું છે, તે ઈશ્વરની પોતાનાં પૂર્વોક્ત કર્મોથી આરાધના કરીને મનુષ્ય પરમ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. ૪૬.

**અવતરણિકાઃ**—"એ પ્રમાણે સ્વધર્મના નિયમિત કર્મો કરવાથી મનુષ્ય પરમ સિદ્ધિને પ્રાપ્ત કરે છે, તેથી મનુષ્યનુ કર્તવ્ય છે, કે તેણે મોહવશ થઈ પારકા ધર્મને વિશિષ્ટ માનીને, પોતાના ધર્મની અવગણના કરવી નહિ, અને જો એમ કરે તો તેમા જ તેનુ ખરુ શ્રેય રહેલુ છે," એ વાત ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છેઃ

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ॥
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥

---

१ धर्म श्रेय समुद्दिष्ट श्रेयोऽभ्युदयलक्षणम्। स तु पञ्चविध प्रोक्तो वेदमूल सनातन ॥१॥
वर्णधर्म स्मृतस्त्वेक आश्रमाणामत परम्। वर्णाश्रमस्तृतीयस्तु गौणो नैमित्तिकस्तथा ॥२॥

શાસ્ત્રવિહિત ધર્મ એ જ કલ્યાણરૂપ કહેલો છે, અને કલ્યાણ એ અભ્યુદયનુ લક્ષણ છે એટલે અભ્યુદયના કારણરૂપ તે વેદમૂલક તથા સનાતન ધર્મ પાચ પ્રકારનો કહેલો છે ૧

એક વર્ણધર્મ, બીજો આશ્રમોનો—આશ્રમધર્મ, ત્રીજો વર્ણાશ્રમ (મિશ્ર) ધર્મ' ચોથો ગૌણ-ગુણવડે પ્રાપ્ત-ધર્મ અને પાચમો નૈમિત્તિક ધર્મ છે ૨

पदच्छेदः—श्रेयान्, स्वधर्मः, विगुणः, परधर्मात्, स्वनुष्ठितात्, स्वभावनियतम्, कर्म, कुर्वन्, न, आप्नोति, किल्बिषम्.

व्युत्पत्तिसमासाः—अतिशयेन प्रशस्यः इति श्रेयान्। स्वस्य धर्मः स्वधर्मः। विगताः गुणाः यस्मात् सः विगुणः। परस्य धर्मः परधर्मः,

---

એ પાંચે પ્રકારના ધર્મના લક્ષણ નીચે પ્રમાણે છે.

वर्णमेकमाश्रित्य यो धर्मः सम्प्रवर्त्तते। वर्णधर्मः स उक्तस्तु यथोपनयनं नृप ॥३॥

હે રાજન્! કેવલ બ્રાહ્મણ આદિ એક જ વર્ણપણાનો આશ્રય કરીને જે ધર્મ પ્રવર્તે છે તે 'વર્ણધર્મ' કહેવાય છે, જેમ ઉપનયન (યજ્ઞોપવીત-જનોઇ) ૩.

यस्त्वाश्रमं समाश्रित्य अधिकारः प्रवर्त्तते। स खल्वाश्रमधर्मः स्याद्भिक्षादण्डादिको यथा ॥४॥

જે કેવલ આશ્રમનો જ આશ્રય કરીને અધિકારરૂપે પ્રવર્તે છે-પ્રાપ્ત થાય છે, તે "આશ્રમધર્મ" કહેવાય છે, જેમ ભિક્ષાચરણ અને દંડધારણ ૪.

वर्णत्वमाश्रमत्वञ्च योऽधिकृत्य प्रवर्त्तते। स वर्णाश्रमधर्मस्तु मौञ्ज्याद्या मेखला यथा ॥५॥

જે ધર્મ વર્ણનો તથા આશ્રમનો એમ બન્નેનો આશ્રય કરીને પ્રવર્તે છે તે "વર્ણાશ્રમધર્મ" કહેવાય છે, જેમ મૌંજી આદિની જુદી જુદી મેખલા ૫

यो गुणेन प्रवर्त्तेत गुणधर्मः स उच्यते। यथा मूर्द्धाभिषिक्तस्य प्रजानां परिपालनम् ॥६॥

જે ધર્મ ગુણનો આશ્રય કરીને પ્રવર્તે છે તે "ગુણધર્મ" કહેવાય છે, જેમ રાજ્યાભિષેક કરાયલા ક્ષત્રિએ સર્વથા પ્રજાનું પાલન કરવું. ૬

निमित्तमेकमाश्रित्य यो धर्मः सम्प्रवर्त्तते। नैमित्तिकः स विज्ञेयः प्रायश्चित्तविधिर्यथा ॥७॥

જે ધર્મ કેવળ નિમિત્તનો આશ્રય કરીને પ્રવર્તે તે "નૈમિત્તિકધર્મ" જાણવો, જેમ પાપની નિવૃત્તિનિમિત્ત કરાતું પ્રાયશ્ચિત્ત. ૭

સર્વ સામાન્ય ધર્મનું લક્ષણ —

आनृशंस्यमहिंसा चाप्रमादः संविभागिता। श्राद्धकर्मातिथेयं च सत्यमक्रोध एव च ॥८॥

स्वेषु दारेषु सन्तोषः शौचं नित्यानसूयता। आत्मज्ञानं तितिक्षा च धर्मः साधारणो नृप ॥९॥

હે રાજન્! અક્રૂરતા, અહિંસા, અપ્રમાદ, અન્નાદિકનું વિભાગ પ્રમાણે ભૂત-પ્રાણિઓને પ્રદાન, શ્રાદ્ધકર્મ, અતિથિનો સત્કાર, સત્ય, અક્રોધ, પોતાની સ્ત્રીઓમાં જ સંતોષ, શૌચ, હમેશાં ઇર્ષારહિત રહેવું, આત્મજ્ઞાન અને તિતિક્ષા એ સર્વ વર્ણોને એક સરખો ધર્મ છે. ૮-૯.

तस्मात् परधर्मात् । सुष्ठु अनुष्ठितः इति स्वनुष्ठितः, तस्मात् स्वनुष्ठितात् । स्वभावेन नियतम् स्वभावनियतम्, । करोति इति कुर्वन् ।

**અન્વય અને અર્થઃ**—स्वनुष्ठितात् સુખથી પાલન કરાયલા, परधर्मात् પારકા–બીજા ના ધર્મથી, विगुणः ઓછી વિશિષ્ટતાવાળો–ગુણ વિનાનો, (પણ) स्वधर्मः પોતાનો ધર્મ, श्रेयान् અતિશય કલ્યાણકારક, ( છે કારણ કે ) स्वभावनियतम् (ગુણોના ભેદ પ્રમાણે પોતાના વર્ણનું ) સ્વાભાવિક નિયમિત, कर्म કર્મ, कुर्वन् કરતો ( પુરુષ ), किल्बिषम् પાપને, न, आप्नोति પામતો નથી.

**ભાવાર્થઃ**—સુખથી પાલન કરાયલા પારકા–બીજાના ધર્મ કરતાં ઓછી વિશિષ્ટતાવાળો–ગુણ વિનાનો પણ પોતાનો ધર્મ અતિશય કલ્યાણકારક છે, ( કારણ કે ) ગુણોના ભેદ પ્રમાણે પોતપોતાના વર્ણનાં સ્વાભાવિક રીતે નિયમિત કરેલાં કર્મો જો પુરુષ કરતો રહે, તો તેને જરા પણ પાપ લાગતું નથી. ૪૭.

અવતરણિકાઃ—"પોતપોતાના વર્ણ તથા આશ્રમ પ્રમાણે શાસ્ત્ર-વિહિત નિયત કર્મો કરવામાં મનુષ્યને કર્મબંધન કે પાપ નથી, પણ જો પોતાના વર્ણ કે ધર્મથી જરા પણ વિપરીત આચરણ કરે, તો તે મનુષ્ય પોતાને હાથે જ પોતાને ભયમા મૂકે છે," આવી વ્યવસ્થા હોવાથી તથા "આત્મજ્ઞાનને પ્રાપ્ત ન કરેલો કોઇ પણ મનુષ્ય કર્મ કર્યા સિવાય રહી શકતો જ નથી, તેથી પોતાનાં સ્વાભાવિક કર્મો કોઇ પણ જાતની દોષદૃષ્ટિ ન રાખીને કરવાં જોઇએ, અને એમ જો કરવામાં આવે તો મનુષ્ય ક્યારે પણ કર્મનાં બંધનમા આવતો નથી," તે વાત ભગવાન્ અર્જુનને કહે છેઃ

सहजं कर्म कौंतेय सदोषमपि न त्यजेत् ॥
सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥

पदच्छेदः—सहजम्, कर्म, कौन्तेय, सदोषम्, अपि, न, त्यजेत्, सर्वारम्भाः, हि, दोषेण, धूमेन, अग्निः, इव, आवृताः.

व्युत्पत्तिसमासाः—सह जातम् इति सहजम्, तत् । दोषैः सहवर्तमानं सदोषम्, तत् । आरम्यन्ते इति आरम्भाः, सर्वे च ते आरम्भाश्च सर्वारम्भाः । आ समन्तात् वृताः आवृताः ।

**અન્વય અને અર્થઃ**—कौन्तेय હે કૌન્તેય ! सहजम् સ્વભાવજન્ય, कर्म કર્મ, सदोषम् દોષવાળું હોય, अपि તોપણ, ( મનુષ્યે તેનો ) न, त्यजेत् ત્યાગ કરવો નહિ, हि કારણ કે, धूमेन ધૂમાડા વડે, अग्निः અગ્નિ, इव જેવી રીતે, (ઢંકાયલો છે તેવી રીતે) सर्वारम्भाः બધાં જ આરંભરૂપ કર્મો, दोषेण દોષથી, आवृताः ઢંકાયલાં, (છે).

**ભાવાર્થઃ**—હે કૌન્તેય ! સ્વભાવજન્ય કર્મ ભલે દોષયુક્ત હોય, તો પણ મનુષ્યે તેનો ત્યાગ કરવો નહિ, કારણ કે ધૂમાડા વડે જેવી રીતે અગ્નિ ઢંકાયલો છે, તેવી રીતે બધાં જ કર્મો દોષથી ઢંકાયલાં એટલે કે દોષયુક્ત છે, માટે કર્મથી રહિત—અક્રિય—થવાની સ્થિતિથી પહેલાં કર્મ કરતા રહેવાની સ્થિતિમાં પ્રત્યેક જીવાત્માએ પોતાનાં સ્વભાવનિયત, શાસ્ત્રવિહિત કર્મો અવશ્ય કરતા રહેવું જોઈએ. અર્થાત્ પોતાનાં સ્વાભાવિક કર્મોનો મનુષ્યે કદીપણ ત્યાગ કરવો જોઈએ નહિ ૪૮.

અવતરણિકા—"નિષ્કામ કર્મયોગથી મનુષ્યને જ્ઞાનયોગની પ્રાપ્તિ થાય છે, અને તેના પરિણામે બ્રહ્મ અને આત્માની એકતાસંબંધિની નૈષ્કર્મ્યસિદ્ધિ ને જ્ઞાનીને પ્રાપ્ત થાય છે, પરંતુ જ્ઞાનીને તે કેવી રીતે પ્રાપ્ત થાય છે ?" તે સંબંધમાં ભગવાન્ કહે છે

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ॥
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥

पदच्छेदः—असक्तबुद्धिः, सर्वत्र, जितात्मा, विगत-स्पृहः, नैष्कर्म्यसिद्धिम्, परमाम्, संन्यासेन, अधिगच्छति ।

व्युत्पत्तिसमासाः—असक्ता बुद्धिः यस्य सः असक्तबुद्धिः ॥ सर्वस्मिन् इति सर्वत्र । जितः आत्मा येन सः जितात्मा । विशेषेण गता स्पृहा यस्मात् सः विगतस्पृहः । निर्गतानि कर्माणि यस्मात् सः निष्कर्मा, तस्य भावः नैष्कर्म्यम्, नैष्कर्म्यस्य सिद्धिः नैष्कर्म्य-सिद्धिः, ता नैष्कर्म्यसिद्धिम् । सम्यक् न्यास संन्यासः, तेन सन्यासेन ।

અન્વય અને અર્થઃ—सर्वत्र પુત્ર, સ્ત્રી ઇત્યાદિ સર્વમાં, असक्तबुद्धिः આસક્તિરહિત બુદ્ધિવાળો, जितात्मा અંતઃકરણને વશ રાખનારો, (અને) विगतस्पृह (શરીર, જીવિત, તથા ભોગોમાં) જેની સ્પૃહા નિવૃત્ત થઇ ગઇ છે તેવો આત્મજ્ઞાની, सन्यासेन (સમ્યક્દર્શનપૂર્વક) સર્વ કર્મના સંન્યાસવડે, परमाम् સૌથી ઉત્કૃષ્ટ એવી, नैष्कर्म्यसिद्धिम् (કર્મજન્ય સિદ્ધિથી જુદા જ પ્રકારની) નૈષ્કર્મ્યસિદ્ધિ–સદ્યોમુક્તિ–પારણામદાયિની સિદ્ધિને, अधिगच्छति પ્રાપ્ત કરે છે.

ભાવાર્થઃ—પુત્ર, સ્ત્રી, ઇત્યાદિ સર્વ પ્રિય વસ્તુઓમાં આસક્તિરહિત, અંતઃકરણને વશમાં રાખનારો, તથા ભોગ્ય-વસ્તુઓમા સ્પૃહારહિત એવો આત્મજ્ઞાની, સમ્યક્દર્શનપૂર્વક સર્વ કર્મના સંન્યાસવડે, સૌથી ઉત્કૃષ્ટ એવી કર્મજન્ય સિદ્ધિથી ભિન્નપ્રકારની સદ્યોમુક્તિરૂપ નૈષ્કર્મ્યસિદ્ધિને પામે છે. ૪૯.

અવતરણિકા:—ઉપરના શ્લોકમાં નૈષ્કર્મ્યસિદ્ધિને માટે કહેલા અનાસક્તિ, સયમ, નિસ્પૃહા તથા ત્યાગ, એ ચારે સાધનોથી યુક્ત "સર્વ કર્મના સન્યાસી" ને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમા સાધનક્રમ કેવા પ્રકારનો હોય છે? તે હવે ભગવાન્ કહે છે

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाप्नोति निबोध मे ॥
समासेनैव कौंतेय निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥

पदच्छेदः—सिद्धिम्, प्राप्तः, यथा, ब्रह्म, तथा, आप्नोति, निबोध, मे, समासेन, एव, कौन्तेय, निष्ठा, ज्ञानस्य, या, परा.

व्युत्पत्तिसमासाः—सिद्धयन्ति कार्याणि अनया सा सिद्धि, ताम् सिद्धिम् । निश्चयेन बोध इति निबोध ।

અન્વય અને અર્થ:—कौन्तेय હે કૌન્તેય! सिद्धिम् નૈષ્કર્મ્યસિદ્ધિને, प्राप्त. પ્રાપ્ત થએલો (મુમુક્ષુ), यथा જેવી રીતે, ब्रह्म બ્રહ્મને, आप्नोति પામે છે, तथा તેમ, ज्ञानस्य જ્ઞાનની, या જે, परा ઉત્કૃષ્ટ, निष्ठा સ્થિતિ, (છે તે) मे મારી પાસેથી, समासेन સક્ષેપમાં, निबोध તુ સાભળ.

ભાવાર્થ:—હે કૌન્તેય! નૈષ્કર્મ્યસિદ્ધિને પ્રાપ્ત થયેલો મુમુક્ષુ જેવી રીતે બ્રહ્મને પામે છે, તથા જ્ઞાનની જે ઉત્કૃષ્ટ સ્થિતિ છે તે વિષે સક્ષેપમા હું તને કહુ છુ તે તું મારી પાસેથી સાંભળ. ૫૦.

અવતરણિકા:— તે જ્ઞાનની શ્રેષ્ટ નિષ્ઠા—સ્થિતિ—પરિસમાપ્તિ કેવી રીતે પ્રાપ્ત કરવી? તે હવે ભગવાન્ કહે છે

बुद्धया विशुद्धया युक्तो धृत्यात्मानं नियम्य च ॥
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च॥५१॥
विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ॥
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ॥
विमुच्य निर्ममः शांतो ब्रह्मभूयाय कल्पते॥ ५३ ॥

पदच्छेदः—बुद्धया, विशुद्धया, युक्तः, धृत्या, आत्मानम्, नियम्य, च, शब्दादीन, विषयान्, त्यक्त्वा, रागद्वेषौ, व्युदस्य, च; विविक्तसेवी, लघ्वाशी, यतवाक्कायमानसः, ध्यानयोगपरः, नित्यम्, वैराग्यम्, समुपाश्रितः, अहंकारम्, बलम्, दर्पम्, कामम्, क्रोधम्, परिग्रहम्, विमुच्य, निर्ममः, शान्तः, ब्रह्मभूयाय, कल्पते.

व्युत्पत्तिसमासाः—विशेषेण शुद्धा इति विशुद्धा, तया विशुद्धया । शब्दः आदौ येषां ते शब्दादयः, तान् शब्दादीन् । रागश्च द्वेषश्च रागद्वेषौ, तौ ।विशेषेण उदस्य इति व्युदस्य । विशेषेण विक्तान् देशान् सेवितु शीलम् अस्ति अस्य इति विविक्तसेवी । लघु अशनं शीलं अस्ति

---

१ करोतु कर्माणि स माकरोतु वा चेद्ब्रह्मभूयाय विमुक्तविग्रहः ।
गृहे वने वा निवसन् तथाऽन्तिमे ब्रह्मैव योऽनुष्ठिततत्त्वसंग्रहः ॥

જો બ્રહ્મપ્રાપ્તિ સારુ સર્વ પ્રકારના વિગ્રહ—વ્યવહારથી મુક્ત હોય તો તે પુરૂષ ઘરમા કે વનમા અથવા સન્યાસમા પણ વસતો કર્મ કરો અથવા ન કરો તોપણ જેણે તત્ત્વોના સંગ્રહનુ અનુષ્ઠાન—સાધન કર્યુ છે તેવો તે પુરુષ બ્રહ્મરૂપ જ હોવાથી તેને કંઈ પણ કર્તવ્ય રહેતુ નથી.

अस्य इति लघ्वाशी । वाक् च कायश्च मनश्च वाक्कायमनांसि, यतानि वाक्कायमनांसि यस्य सः यतवाक्कायमानसः । ध्यानम् आत्मस्वरूपचिन्तनं च योगः आत्मस्वरूपविषये एव चित्तस्य एकाग्रीकरणं च ध्यानयोगौ, ध्यानयोगयोः परः ध्यानयोगपरः । विगतः रागः यस्मात् सः विरागः, विरागस्य भावः वैराग्यम्, तत् । सम् सम्यक् उपाश्रितः इति समुपाश्रितः । विशेषेण मुक्त्वा इति विमुच्य । निर्गतः ममः ममत्व' यस्मात् सः निर्ममः । ब्रह्मणः भूयम् ब्रह्मभूयम्, तस्मै ब्रह्मभूयाय ।

**અન્વય અને અર્થઃ**—विशुद्धया માયારહિત અત્યંત શુદ્ધ, बुद्ध्या બુદ્ધિથી, युक्तः યુક્ત થએલો (પુરુષ), धृत्या ધૈર્યથી, आत्मानम् આત્માને, नियम्य નિયમમાં રાખીને, च તથા, शब्दादीन् શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આદિ, विषयान् ( ઇન્દ્રિયોના ) વિષયોને, त्यक्त्वा છોડીને, च તથા, रागद्वेषौ આસક્તિ અને દ્વેષને, व्युदस्य સર્વથા ત્યાગીને, विविक्तसेवी એકાંત પ્રદેશોને સેવવાવાળો, लघ्वाशी અલ્પ ભોજન કરવાવાળો, यतवाक्कायमानसः વાણી, શરીર અને મન જેનાં પરમ સંયમમાં છે તેવો, नित्यम् નિરંતર, ध्यानयोगपरः આત્મસ્વરૂપનુધ્યાન–ચિન્તન, આત્મસ્વરૂપની એકાગ્રતા અને તેમાં નિમગ્ન થવામાં જ તત્પર રહેલો, वैराग्यम् વિરક્તિને, समुपाश्रितः નિરંતર સેવનારો, ( તેમ ) अहंकारम् ( શરીર ઇન્દ્રિયો ઇત્યાદિમાંના ) અહંકારને, बलम् કામરાગાદિયુક્ત સામર્થ્યને, दर्पम् લૌકિક હર્ષ પછી ઉત્પન્ન થતી ઉચ્છૃંખલતાને, कामम् કામનાઓ–ઇચ્છાઓ–અભિલાષાઓને, क्रोधम् ક્રોધને, (તેમ) परिग्रहम् (શરીરધારણ કરવાના પ્રસંગના બહાના હેઠળના) બહુસંગ્રહને–સર્વ દુર્ગુણોને, विमुच्य છોડીને, निर्ममः બિલકુલ

મમતારહિત થએલો, (અને) शान्तः પ્રશાન્ત અંતઃકરણવાળો થયો થકો, ब्रह्मभूयाय બ્રહ્મસ્થિતિરૂપ થવાને માટે कल्पते સમર્થ થાય છે.

**ભાવાર્થઃ**—અત્યંત વિશુદ્ધ બુદ્ધિયુક્ત મુમુક્ષુ, ધીરજથી પોતાના આત્માને નિયમમાં રાખીને, તથા શબ્દ, સ્પર્શાદિ ઇન્દ્રિયોના વિષયોને, તેમ આસક્તિ અને દ્વેષનો પણ સમૂલ ત્યાગ કરીને; એકાંત પ્રદેશનું સેવન કરતો, સૂક્ષ્મભોજન કરતો, વાણી, શરીર, અને મનને વશમાં રાખતો, તથા આત્મચિન્તન, અને આત્મસ્વરૂપમાં એકાગ્રતા રાખી તેમાં જ નિમગ્ન થઇ રહેવામાં જે પરમ કર્તવ્ય સમજે છે તેવો, વિરક્તિને નિરંતર સેવનારો તથા અહંકાર, બલ, ઉછૃંખલતા, કામનાઓ, ક્રોધ, બહુસંગ્રહની વૃત્તિ, ઈત્યાદિ સર્વ દુર્ગુણો છોડીને, મમત્વરહિત અને પ્રશાન્ત ચિત્તવાળો થાય છે ત્યારે જ તે બ્રહ્મસ્થિતિને પ્રાપ્ત કરવા માટે સમર્થ થાય છે, એમાં સંશય નથી. ૫૧–૫૩.

અવતરણિકાઃ—"ઉપરોક્ત ક્રમથી બ્રહ્માવસ્થાને પ્રાપ્ત થયેલાને, લૌકિક દૃષ્ટિએ જણાતુ શોચ્યનો શોચ કરવો વિગેરે કંઇ પણ રહેતુ નથી, અર્થાત્ "यो ब्रह्म वेद स ब्रह्मैव भवति—જે બ્રહ્મને જાણે તે બ્રહ્મ જ થાય છે" એ શ્રુતિવાક્ય પ્રમાણે, તેમાથી મનુષ્યના બધા સાધારણ ધર્મો દૂર થઇ જતા તે સમદૃષ્ટિવાળો અને મારો પરમ ભક્ત થાય છે" તે હકીકત ભગવાન્ અર્જુનને કહે છે

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न कांक्षति ॥
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥

पदच्छेदः—ब्रह्मभूतः, प्रसन्नात्मा, न, शोचति, न, काङ्क्षति, समः, सर्वेषु, भूतेषु, मद्भक्तिम्, लभते, पराम् ।

व्युत्पत्तिसमासाः—न ब्रह्म अब्रह्म, अब्रह्म ब्रह्म इव भूतः इति ब्रह्मभूतः । प्रसन्नः आत्मा यस्य सः प्रसन्नात्मा । मम भक्तिः मद्भक्तिः, तां मद्भक्तिम् ।

અન્વય અને અર્થઃ—ब्रह्मभूतः બ્રહ્મને પામેલો–બ્રહ્મસ્વરૂપ–જ્ઞાની, प्रसन्नात्मा પ્રસન્ન–આનંદમય જેનો આત્મા થઈ ગએલો છે એવો થકો, न, शोचति શોક કરતો નથી, न काङ्क्षति આકાંક્ષા પણ રાખતો નથી, (પરંતુ) सर्वेषु સમસ્ત, भूतेषु પ્રાણિઓમાં, समः સમાનદૃષ્ટિવાળો (થઈને), पराम् શ્રેષ્ઠ–જ્ઞાનલક્ષણા, (એવી) मद्भक्तिम् મારી ભક્તિને, लभते પ્રાપ્ત કરે છે.

ભાવાર્થઃ—બ્રહ્મને પામેલો અર્થાત્ બ્રહ્મસ્વરૂપ જ થયેલો જ્ઞાની આનંદમય જેનો આત્મા છે એવો થકો કોઈનો શોક કરતો નથી, કે કોઈ વસ્તુની આકાંક્ષા રાખતો નથી, પરંતુ ભૂતમાત્રમાં સમાન દૃષ્ટિવાળો થઈને મારી જ્ઞાનલક્ષણા એવી પરમ ભક્તિને પ્રાપ્ત કરે છે. ૫૪.

અવતરણિકાઃ—ઉપર્યુક્ત ક્રમથી આત્મતત્ત્વપ્રદર્શિકા જ્ઞાનલક્ષણા ભક્તિ જો મુમુક્ષુને પ્રાપ્ત થાય તો તેનું શું ફલ પ્રાપ્ત થાય છે તે હવે ભગવાન્ કહે છે

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ॥
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥५५॥

---

१ तीर्थे श्वपचगृहे वा नष्टस्मृतिरपि परित्यजन्देहम् ।
ज्ञानसमकालमुक्तः कैवल्यं याति हतशोकः ॥

જે જ્ઞાનની પરિપાક અવસ્થામાં મુક્ત છે–બ્રહ્મસ્વરૂપ થએલો છે તે તીર્થમાં અથવા ચાંડાલને ત્યાં પણ સ્મૃતિ નહીં રહી હોય છતાં દેહ ત્યાગ કરે તોપણ તે શોકથી મુક્ત થઈ કૈવલ્યને પામે છે.

**पदच्छेदः**—भक्त्या, माम्, अभिजानाति, यावान्, यः, च, अस्मि, तत्त्वतः, ततः, माम्, तत्त्वतः, ज्ञात्वा, विशते, तदनन्तरम्.

**व्युत्पत्तिसमासाः**—अभितः जानाति इति अभिजानाति । यावत् परिमाणम् अस्ति अस्य इति यावान् । तत्त्वेन इति तत्त्वतः । तस्मात् अनन्तरम् इति तदनन्तरम् ।

**અન્વય અને અર્થઃ**—(મુમુક્ષુ) भक्त्या (મારી કૃપાએ મેળવેલી) ભક્તિના પ્રભાવ, यावान् હું જેટલા પ્રમાણમાં, च તથા, य જે રૂપ, अस्मि છુ, (તે) तत्त्वत. તત્ત્વજ્ઞાનપૂર્વક, अभिजानाति સમર્થતાથી જાણે છે (અને એપ્રમાણે) माम् મને, तत्त्वत તત્ત્વથી, ज्ञात्वा જાણીને, तत. પછી, तदनन्तरम् તે જ્ઞાનની પણ ઉપરતિ થતાં माम् મારામાં, विशते પ્રવેશ કરે છે એટલે મારેસ્વરૂપ જ થઈ જાય છે

**ભાવાર્થઃ**—મુમુક્ષુ-જ્ઞાની મારી કૃપાએ મેળવેલી પરમ ભક્તિના પ્રભાવે હું જેટલી મહત્તાવાળો તથા જે રૂપ છું, તે સઘળું તત્ત્વજ્ઞાનપૂર્વક જાણે છે, અને એવી રીતે મને તત્ત્વથી જાણ્યા પછી–તે તત્ત્વજ્ઞાનની પણ ઉપરતિ થતાં, તે મારામાં પ્રવેશ કરે છે, અર્થાત્ ત્યારપછી મારામાં અને તેનામાં કોઈપણ જાતનો ભેદ ન રહેતા તે મારામાં એક સ્વરૂપ જ થઈ જાય છે ૫૫

**અવતરણિકાઃ**—વર્ણ તથા આશ્રમના ધર્મો પ્રમાણે પોતપોતાના કર્તવ્યથી પ્રત્યેક પ્રાણી, ભગવાનના ભક્તિયોગની પ્રાપ્તિ કરી શકે છે, કે જેનું ફ્લ તે મુમુક્ષુને જ્ઞાનનિષ્ઠામા યોગ્યતા થવારૂપી મળે છે તેથી હવે જે ભક્તિયોગના પ્રભાવે-પરિણામે મોક્ષફલદાયક જ્ઞાનનિષ્ઠા મનુષ્યને હાથ લાગે છે, તે ભક્તિયોગની પ્રશસા કરતા ભગવાન્ કહે છે

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ॥
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥

पदच्छेदः—सर्वकर्माणि, अपि, सदा, कुर्वाणः, मद्व्यपाश्रयः, मत्प्रसादात्, अवाप्नोति, शाश्वतम्, पदम्, अव्ययम्.

व्युत्पत्तिसमासाः— सर्वाणि च तानि कर्माणि च सर्वकर्माणि, तानि । कुरुते असौ कुर्वाण । अहम् एव विशेपेण अप-समीपम् आश्रय यस्य सः मद्व्यपाश्रय । मम प्रसाद मत्प्रसाद, तस्मात् मत्प्रसादात् । शश्वत् भव शाश्वतम्, तत् ।

અન્વય અને અર્થઃ—( પુરુષ ) सदा નિરંતર, मद्व्यपाश्रय મારો જ આશ્રય રાખીને, सर्वकर्माणि બધા કર્મોને, कुर्वाणः કરતો થકો, अपि પણ, मत्प्रसादात् મારા અનુગ્રહથી, शाश्वतम् નિત્ય. (અને) अव्ययम् અવિનાશિ, पदम् પદને, अवाप्नोति પામે છે

ભાવાર્થઃ—પુરુષ નિરંતર મારા પરાયણ રહીને, પોતાના બધા કર્મો કરતો થકો તે મારા અનુગ્રહથી નિત્ય અને અવિનાશિ એવા મારા પરમ વૈષ્ણવ પદને પામે છે ૫૬.

અવતરણિકા:—"ઈશ્વરભક્તિ, ઈશ્વર-શરણ, અનન્યભાવ તથા સ્વકર્માનુષ્ઠાન, ઇત્યાદિ સાધનોથી પરમપદની પ્રાપ્તિ થઈ શકે છે, તેથી તે તે સાધનોમા તારે અવશ્ય પ્રયત્ન ચાલુ રાખવો" એમ ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ॥
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ५७ ॥

पदच्छेदः—चेतसा, सर्वकर्माणि, मयि, संन्यस्य, मत्परः, बुद्धियोगम्, उपाश्रित्य, मच्चित्तः, सततम्, भव.

व्युत्पत्तिसमासाः—सर्वाणि च तानि कर्माणि च सर्वकर्माणि, तानि। सम्यक् न्यस्य इति संन्यस्य। अहम् एव परः यस्य स. मत्परः, अथवा मयि एव परः मत्परः। बुद्धिः—समाहिता बुद्धिः एव योगः इति बुद्धियोगः, तं बुद्धियोगम्। उप आ समन्तात् श्रित्वा इति उपाश्रित्य। मयि एव चित्तं यस्य सः मच्चित्तः।

**અન્વય અને અર્થઃ**—चेतसा અંતઃકરણથી, सर्वकर्माणि સઘળાં કર્મોને, मयि મારામાં, संन्यस्य અર્પણ કરીને, मत्परः મારે પરાયણ રહીને–હું જ જેને શ્રેષ્ઠ છું એવો થઇને, बुद्धियोगम् સ્થિરબુદ્ધિરૂપી નૈષ્કર્મ્ય યોગનો, उपाश्रित्य આશ્રય કરીને, सततम् નિરંતર, मच्चित्तः મારામાં લાગેલા ચિત્તવાળો, भव તું થા

**ભાવાર્થઃ**—હે અર્જુન! અંતઃકરણથી સઘળાં કર્મો મને અર્પણ કરીને, મારે પરાયણ જ રહી, સ્થિરબુદ્ધિરૂપી નિષ્કામ કર્મયોગનો આશ્રય કરીને, નિરંતર મારામાં જ ચિત્તને નિમગ્ન કરનારો થા. ૫૭.

**અવતરણિકાઃ**—" મારામા નિમગ્ન ચિત્ત થવાથી, જે શુભ ફલની પ્રાપ્તિ થાય છે તે, તથા તેમ ન કરવાથી જે અનિષ્ટ પરિણામ આવે છે, તે તુ જાણી લે " એમ ભગવાન્ શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ॥
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥

पदच्छेदः—मच्चित्तः, सर्वदुर्गाणि, मत्प्रसादात्, तरिष्यसि, अथ, चेत्, त्वम्, अहंकारात्, न, श्रोष्यसि, विनङ्क्ष्यसि.

व्युत्पत्तिसमासाः—मयि एव चित्तं यस्य सः मच्चित्तः सर्वाणि च तानि दुर्गाणि च सर्वदुर्गाणि, तानि सर्वदुर्गाणि । मम प्रसादः मत्प्रसादः, तस्मात् मत्प्रसादात् । अहंकरोति इति अहंकारः, तस्मात् अहंकारात् । विशेषेण नङ्क्ष्यसि इति विनंक्ष्यसि ।

અન્વય અને અર્થઃ—मच्चित्तः મારામાં ચિત્તને અર્પણ કરતો થકો, मत्प्रसादात् મારા અનુગ્રહવડે, सर्वदुर्गाणि બધી આપત્તિઓને, तरिष्यसि તું તરી જઈશ, अथ અને, चेत् કદાચિત જો, त्वम् તું, अहंकारात् અહંકારથી, ( મારું કહેલું ) न, श्रोष्यसि સાંભળીશ નહિ, ( તો ) विनङ्‌क्ष्यसि સર્વથા નષ્ટ થઈ જઈશ.

ભાવાર્થઃ—(હે અર્જુન !) જો તું મારામાં ચિત્તને અર્પણ કરનારો થઈશ તો મારો અનુગ્રહ પ્રાપ્ત કરી, તેવડે બધી આપત્તિઓને સુગમતાથી તરી જઈશ, અને કદાચિત્ જો અહંકારથી મારું કહેલું નહિ સાંભળે તો અવશ્ય તું નાશ પામીશ. ૫૮.

અવતરણિકાઃ—અથવા અર્જુન કહે કે, " હું સ્વતંત્ર છું, બીજાનું કહેવું શા માટે કરું ? " તો તેના પ્રત્યુત્તરમાં ભગવાન્ તેની પ્રકૃતિની પરતંત્રતા બતાવે છે

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ॥
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥५९॥

पदच्छेदः—यत्, अहंकारम्, आश्रित्य, न योत्स्ये, इति, मन्यसे, मिथ्या, एषः, व्यवसायः, ते, प्रकृतिः, त्वाम्, नियोक्ष्यति.

व्युत्पत्तिसमासाः—आ समन्तात् श्रित्वा इति आश्रित्य । निश्चयेन योक्ष्यति इति नियोक्ष्यति ।

**અન્વય અને અર્થઃ**—अहकारम् અહંકારનો, आश्रित्य આશ્રય કરીને, न, योत्स्ये હું યુદ્ધ કરીશ નહિ, इति એમ, एव જ मन्यसे તુ માને છે, (તો) एवः એ, ते તારો, व्यवसाय વ્યાપાર, मिथ्या વ્યર્થ છે, (કારણ કે), प्रकृति (તારી ક્ષાત્ર) પ્રકૃતિ, त्वाम् તને, नियोक्ष्यति (યુદ્ધમા) નિયુક્ત કરશે.

**ભાવાર્થઃ**—અહંકારનો આશ્રય કરીને "હું યુદ્ધ કરીશ નહિ" એમ જ જે તું માને છે, તે તારો વ્યાપાર તદ્દન વ્યર્થ છે, કારણ કે તારી ક્ષાત્રપ્રકૃતિ જ તને યુદ્ધમાં નિયુક્ત કરશે અર્થાત્ સર્વ મનુષ્યો પોતાની પ્રકૃતિપ્રમાણે ચાલતાં હોવાથી તારી પ્રકૃતિ જ તને તેમાં પ્રેરશે, માટે અહંભાવ છોડી મારા કથન પ્રમાણે આચરણ કરવા તૈયાર થા ૫૯

**અવતરણિકા**—પ્રાણિમાત્ર પોતાની પ્રકૃતિને અનુસરતા હોવાથી તે પરાધીન છે એમ દર્શાવતા ભગવાન્ કહે છે

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ॥
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥६०॥

---

१ प्राक्संस्कारपरंपरापरिणत प्रायो मन प्राणिनाम् ।
करतस्य प्रकृतिं निरस्य सहजा कर्त्ता यथा स्यान्नर ॥
दौर्गन्ध्य लशुनादिकस्य सहज यत्नात्तम सारयन् ।
सौरभ्य वितनोति क सुरभिता कर्पूरमुख्यस्य षा ॥

પ્રાણિઓનુ મન ઘણું કરી પૂર્વના સસ્કારોની પરપરાવડે પરિણામ પામેલુ હોય છે અને તેથી તેની સાથે જ જન્મેલી તેની સહજ પ્રકૃતિને મટાડી-બદલાવી તેને બીજા પ્રકારની કયો માણસ કરી શકે ? શુ લસણુ કે હીંગ વિગેરેની તેમની સાથે જ ઉત્પન્ન થએલી દુર્ગંધીને કોઈપણ ઉપાયે બદલાવીને સુગધિત કોઈ કરી શકે છે ? અથવા કપૂર કે કસ્તુરી વિગેરેની સુગધીપણુ કોઈ લાવી શકે છે ? અર્થાત્ સાથે જ જન્મેલી પ્રકૃતિ બદલાતી નથી

पदच्छेदः—स्वभावजेन, कौन्तेय, निवद्धः स्वेन, कर्मणा, कर्तुम्, न इच्छसि, यत्, मोहात्, करिष्यसि, अवशः, अपि, तत्

व्युत्पत्तिसमासाः—स्वस्य भावः स्वभाव, तस्मात् जात स्वभावजम्, तेन स्वभावजेन । नितान्त बद्धः इति निबद्धः । न वशः अवश. ।

અન્વય અને અર્થઃ—कौन्तेय હે કૌંતેય! स्वभावजेन પ્રકૃતિથી ઉત્પન્ન થએલા, स्वेन પોતાના, कर्मणा કર્મથી, निवद्धः બંધાયલો છતા, यत् જે, मोहात् અવિવેકથી, कर्तुम् કર્મ કરવાને, न, इच्छसि તું ઈચ્છતો નથી, तत् તે अपि પણ, अवशः પ્રકૃતિને આધીન રહેલો, करिष्यसि તું (અવશ્ય) કરીશ.

ભાવાર્થઃ—હે કુંતીપુત્ર અર્જુન! પ્રકૃતિથી ઉત્પન્ન થએલા પોતાના વર્ણ તથા ધર્મનાં સ્વાભાવિક કર્મોથી બંધાએલો હોવા છતા, માત્ર અવિવેકથી જે કરવાને તું હમણા ઈચ્છતો નથી, તે પણ પ્રકૃતિને વશ હોવાથી, તું અવશ્ય કરીશ, કારણકે તારી પ્રકૃતિ જ તે તને કરાવશે એમતું સમજ. ૬૦.

અવતરણિકાઃ—એ પ્રમાણે પ્રાણીઓની પ્રકૃતિસંબંધી પરતંત્રતા કહી, હવે અંતર્યામી ઈશ્વર પાસે પણ તે પરતંત્ર છે તે વાત ભગવાન્ કહે છે

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ॥
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ ६१ ॥

पदच्छेदः—ईश्वरः, सर्वभूतानाम्, हृद्देशे, अर्जुन, तिष्ठति, भ्रामयन्, सर्वभूतानि, यन्त्रारूढानि, मायया.

**व्युत्पत्तिसमासाः**—इष्टे असौ ईश्वरः । सर्वाणि च तानि भूतानि च सर्वभूतानि, तेषां सर्वभूतानाम् । हृदयस्य देशः हृद्देशः, तस्मिन् हृद्देशे । भ्रामयति इति भ्रामयन् । यन्त्रेषु आरूढानि यन्त्रारूढानि, तानि ।

**અન્વય અને અર્થઃ**—अर्जुन હે અર્જુન ! ईश्वरः ઈશ્વર, *मायया* પોતાની યોગમાયાવડે, सर्वभूतानि સર્વ પ્રાણીઓને, यन्त्रारूढानि યંત્રપર ચઢાવેલાં, ( હોય તેમ ) भ्रामयन् ભ્રમણ કરાવતા થકા, सर्वभूतानाम् સર્વ પ્રાણીઓના, हृद्देशे હૃદય-પ્રદેશમાં, तिष्ठति રહે છે.

**ભાવાર્થઃ**—હે અર્જુન ! પરમાત્મા પોતાની યોગમાયાવડે, પ્રાણિમાત્રને જાણે યંત્ર પર બેસાડેલાં હોયની તેની માફક ભ્રમણ કરાવતા થકા પ્રાણિમાત્રના હૃદયપ્રદેશમાં રહે છે. અર્થાત્ પ્રાણિમાત્રની પ્રવૃત્તિ ઈશ્વરાધીન જ છે અને તે જેમ ચલાવે છે તેમ તેમને ચાલવું પડે છે. અને તેથી તેમની આધીનતાને અંગે પણ તારે તારૂં યુદ્ધરૂપી કર્મ કરવું જ પડશે એમાં સંશય નથી. ૬૧.

અવતરણિકાઃ—"એ પ્રમાણે પ્રાણિમાત્ર ઈશ્વરને આધીન હોવાથી, મુમુક્ષુએ ઈશ્વરને જ શરણે જવું યોગ્ય છે અને તે પ્રમાણે તું પણ જો જઈશ તો પરમ શાંતિને પામીશ" એમ ઉપદેશ આપતા ભગવાન્ કહે છે

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२॥

**पदच्छेदः**—तम्, एव, शरणम्, गच्छ, सर्वभावेन, भारत, तत्प्रसादात्, पराम्, शान्तिम्, स्थानम्, प्राप्स्यसि, शाश्वतम्.

- व्युत्पत्तिसमासाः—सर्वश्चासौ भावश्च सर्वभावः, तेन सर्वभावेन । तस्य प्रसादः तत्प्रसादः, तस्मात् तत्प्रसादात् । प्रकर्षेण आप्स्यसि इति प्राप्स्यसि । शश्वत् भवं शाश्वतम् ।

**અન્વય અને અર્થઃ**—भारत હે ભારત ! ( તું પણ ) सर्वभावेन સમગ્રભાવથી, तम् તેને, एव જ, शरणम् શરણે, गच्छ જા, तत्प्रसादात् તે પરમાત્માના અનુગ્રહથી, पराम् પરમ, शान्तिम् શાંતિને, (તથા) शाश्वतम् શાશ્વત–નિત્ય, (એવા) स्थानम् ( વિષ્ણુના ) પરમ પદને, प्राप्स्यसि ( ઘણી સહેલાઈથી ) પ્રાપ્ત કરીશ.

**ભાવાર્થઃ**—હે ભરતવંશી અર્જુન ! તું પણ મન વાણી અને કર્મના સમગ્ર ભાવથી, ઉપર કહેવામાં આવેલા સર્વાન્તર્યામી, અને સર્વના પ્રવર્તક એવા પરમાત્માને જ શરણે જા. તેમ કરવાથી તે પરમાત્માના અનુગ્રહવડે સર્વોત્કૃષ્ટ શાન્તિ, તેમ જ વિષ્ણુના નિત્ય એવા પરમપદને તું ઘણી સહેલાઈથી પ્રાપ્ત કરી શકીશ. ૬૨.

અવતરણિકાઃ—એ પ્રમાણે યુદ્ધથી વિમુખ થએલા અર્જુનને ભગવાને જે કંઈ યથોચિત ઉપદેશ આપવાનો હતો તે આપ્યો અને જે કંઈ ક્ષત્રિયને યોગ્ય કાર્ય હતું તે ઉત્તમ રીતથી સમજાવ્યું અને મનુષ્ય માત્રને અંતિમ મેળવવા યોગ્ય વસ્તુ પણ મત્ય રીતે કહી અને તેમાથી હવે અર્જુનની પોતાની બુદ્ધિપ્રમાણે પણ સાહસ કરતા વિચારપૂર્વક જે યોગ્ય લાગે તે તેણે કરવું એમ તેને જણાવતા આખી ભગવદ્ગીતાનો ઉપસંહાર કરતા ભગવાન્ કહે છે

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ॥
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥

पदच्छेदः—इति, ते, ज्ञानम्, आख्यातम्, गुह्यात्, गुह्यतरम्, मया, विमृश्य, एतत्, अशेषेण, यथा, इच्छसि, तथा, कुरु.

व्युत्पत्तिसमासाः—आ समन्तात् ख्यातम् इति आख्यातम् । अतिशयेन गुह्यम् इति गुह्यतरम् । विशेषेण मृष्ट्वा इति विमृश्य । न शेषम् अशेषम्, तेन अशेषेण ।

અન્વય અને અર્થઃ—इति એ પ્રમાણે, गुह्यात् ગુપ્તથી, (પણ) गुह्यतरम् અત્યંત ગુપ્ત, ज्ञानम् જ્ઞાન, मया મેં, ते તને, आख्यातम् કહ્યું, (છે) एतत् એ જ્ઞાનને, अशेषेण સંપૂર્ણપણે, विमृश्य વિચાર કરીને, यथा જેમ, इच्छसि તારી ઇચ્છામાં આવે, तथा તેમ, कुरु તું કર.

ભાવાર્થઃ—એ પ્રમાણે અત્યંત ગુપ્તમાં ગુપ્ત રાખવા યોગ્ય જે જ્ઞાન છે તે મેં તને વિસ્તારપૂર્વક કહી દીધું છે, હવે એ જ્ઞાનનો યથાર્થ રીતે સંપૂર્ણતાથી વિચાર કરીને પછી જેમ તારી ઇચ્છામાં આવે તે પ્રમાણે તું કર. ૬૩.

અવતરણિકા:—" એ પ્રમાણે સમસ્ત ગીતાના પૂર્વાપરના દિગ્દર્શન દ્વારા તાત્પર્ય નક્કી કરવા કે તેના પરમભાવને પામવાને અર્જુન અસમર્થ છે," એમ સમજી અતિ વાત્સલ્યથી ભગવાન્ શ્રીકૃષ્ણ પોતે જ પોતાના સમગ્ર વક્તવ્યનો ઉપસંહાર કરતાં ત્રણ શ્લોકથી અર્જુનને કહે છે

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥६४॥

पदच्छेदः—सर्वगुह्यतमम्, भूयः, शृणु, मे, परमम्, वचः, इष्टः, असि, मे, दृढम्, इति, ततः, वक्ष्यामि, ते, हितम्.

व्युत्पत्तिसमासाः—गूहितुम् उचितम् गुह्यम्, अतिशयेन गुह्यम् इति गुह्यतमम्, सर्वेषु गुह्यतमम् इति सर्वगुह्यतमम्, तत् ।

અન્વય અને અર્થઃ—(હે અર્જુન!) ભૂય: ફરી પણ, सर्वगुह्यतमम् બધા ગુપ્ત રાખવા યોગ્ય રહસ્યોમા અતિ ગુપ્ત, (એવુ) मे મારુ, परमम् અત્યત ઉત્કૃષ્ટ, वच વચન, शृणु સાભળ, (કારણ કે તુ) मे મારો, दृढम् અત્યત, इष्ट प्रिय, असि છે, इति એ હેતુથી, ते તારુ, हितम् હિત, वक्ष्यामि હુ (તને) કહીશ.

ભાવાર્થઃ—હે પાર્થ! ફરી પણ, બધા ગુપ્ત રાખવા યોગ્ય રહસ્યોમા અતિ ગુપ્ત એવુ મારુ વચન સાભળ, કારણ કે તુ મને અનન્ય રીતે અત્યત પ્રિય છે, એ હેતુથી તારુ પરમ હિતકારક જે કઈ હશે તે હુ તને કહીશ ૬૪

અવતરણિકા[1]—ઉપરોક્ત અર્જુનનુ હિતકાર એવુ પ્રસ્તુત ગુહ્યજ્ઞાન ક્યુ છે તે ભગવાન્ કહે છે

मन्मना भव मद्भक्तो मद्याजी मा नमस्कुरु ॥
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥६५॥

पदच्छेदः—मन्मनाः, भव, मद्भक्तः, मद्याजी, माम्, नमस्कुरु, माम्, एव, एष्यसि, सत्यम्, ते, प्रतिजाने, प्रियः, असि, मे.

---

१ अश्वमेधसहस्राणां सहस्रं यः समाचरेत् ।
नाप्नोति तत्फलमाप्नोति मद्भक्त्या यदवाप्नुयात् ॥ मार्गते ॥

મારી ભક્તિવડે મનુષ્ય જે ફળ પ્રાપ્ત કરી શકે છે તે ફળ લાખો અશ્વમેધ યજ્ઞો કરે તો પણ પ્રાપ્ત કરી શકતો નથી

**व्युत्पत्तिसमासाः**—मयि एव मनः यस्य सः मन्मनाः । मम भक्तः मद्भक्तः । मा यजते असौ मद्याजी ।

**અન્વય અને અર્થઃ**—(હે અર્જુન !) मन्मनाः મારામાં મનવાળો, मद्भक्तः મારો ભક્ત, (અને) मद्याजी મારું યજન કરનાર, भव થા, (તેમ) माम् મને, नमस्कुरु નમસ્કાર કર, (એથી) माम् મને, एव જ, एष्यसि તું પામીશ, (એ) ते તને, सत्यम् સત્ય રીતે, प्रतिजाने પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, (કારણ કે તું) मे મને, प्रियः પ્રિય, असि છે.

**ભાવાર્થઃ**—હે, અર્જુન! તું મારામાં મનવાળો, મારો ભક્ત, અને મારું યજન કરનાર થા, તેમ મને નમસ્કાર કરતો રહે, એમ કરવાથી તું મને જ પામીશ, એ હું તને સત્ય રીતે પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, કારણ કે તું મને પ્રિય છે. અર્થાત્ તું મને પ્રિય હોવાથી જ મેં તને એ તારું હિતકર વચન કહ્યું છે અને તેથી તે પ્રમાણે જ વર્તન કરી તું તારું કલ્યાણ કર. ૬૫.

અનતરણિકા:—પરમેશ્વરના યજનરૂપ કર્મયોગ તથા તેના પરમ રહસ્યનો તેમ જ ઈશ્વરશરણરૂપ ભક્તિયોગનો પણ ઉપલા શ્લોકમા ઉપસહાર કરી, હવે કર્મ, તથા ભક્તિ, એ બન્ને યોગના પરિણામરૂપ આગળ કહેલા સર્વે વેદાતપ્રતિપાદ્ય સમ્યગ્-દર્શનનો પણ પ્રસગોપાત્ત ઉપસહાર કરતા ભગવાન્ કહે છે

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ॥**
**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥६६॥**

---

१ तस्यैवाहं ममैवासौ स एवाहमिति त्रिधा ।
भगवच्छरणत्वं स्यात्साधनाभ्यासयोगत ॥ भाष्ये ॥

તે પ્રભુનો જ હું છું, મારા જ તે પ્રભુ છે અને હું તે જ પ્રભુરૂપ છું એ પ્રમાણે ત્રણ પ્રકારનું ભગવાનનું શરણપણું સાધનોના અભ્યાસ અને યોગથી થઇ શકે છે

पदच्छेदः—सर्वधर्मान्, परित्यज्य, माम्, एकम्, शरणम्, व्रज, अहम्, त्वा, सर्वपापेभ्यः, मोक्षयिष्यामि, मा, शुचः.

व्युत्पत्तिसमासाः—सर्वे च ते धर्माश्च सर्वधर्माः, तान् सर्वधर्मान् । परितः त्यक्त्वा इति परित्यज्य । सर्वाणि च तानि पापानि च सर्वपापानि, तेभ्यः सर्वपापेभ्यः ।

**અન્વય અને અર્થઃ**—સર્વધર્માન્ બધા ધર્મોને, પરિત્યજ્ય છોડીને, એકમ્ એકલા, મામ્ મને—મારે, શરણમ્ શરણે, વ્રજ જા, અહમ્ હું, ત્વા તને, સર્વપાપેભ્યઃ સર્વપાપમાંથી, મોક્ષયિષ્યામિ મુક્ત કરીશ, મા, શુચઃ તું શોક કર નહિ

---

सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम् ।
सामुद्रो हि तरङ्गः क्वचन समुद्रो न तारङ्गः ॥ १ मृदुशरणम् ॥

જો કે મારો ભેદભાવ નાશ થયો છે તથાપિ હે નાથ ! હું તમારો છું, પણ તમે મારા નથી કારણ તરંગ સમુદ્રનો હોઈ શકે પરંતુ કદાપિ પણ તરંગનો સમુદ્ર હોઈ શકે નહિ એ 'મૃદુશરણ' કહેવાય છે

हस्तमुत्क्षिप्य यातोऽसि बलात्कृष्ण किमद्भुतम् ।
हृदयाद्यदि निर्यासि पौरुषं गणयामि ते ॥ २ दृढशरणम् ।

હે શ્રીકૃષ્ણ ! બળજબરીથી હાથ છોડાવી ચાલી ગયા છો ! તેમાં શું અદ્ભુત કર્યું ? પણ જો તમે મારા હૃદયમાંથી નીકળી જાઓ તો તમારું મર્દાનપણું—બળ હું ગણી શકું ' એ 'દૃઢશરણ' કહેવાય છે

सकलमिदमहं च वासुदेवः परमपुमान् परमेश्वरः स एकः ।
इति मतिरचला भवत्यनन्ते हृदयगते व्रज तान्विहाय दूरात् ॥ ३
अवधिमात्रं शरणम् ॥

યમે મારા દૂતને કહ્યું છે કે—"આ આખું જગત્ અને હું તે વાસુદેવ શ્રીકૃષ્ણરૂપ છીએ અને પરમ પુરુષ, પરમેશ્વર, તે વાસુદેવ શ્રીકૃષ્ણ એક જ છે ' આવી જેમની હૃદયમાં રહેલા અનંત ભગવાનમાં અચલ—સ્થિર મતિ થાય છે તેમને દૂરથી જ મૂકી દઈને તું ચાલ્યો જા '' એ 'અવધિમાત્ર શરણ ' કહેવાય છે

**ભાવાર્થઃ**—(હે અર્જુન !) સર્વ ધર્મોનો ત્યાગ કરીને તું એકલા મને જ શરણે આવ, અને એમ મારે શરણે આવવાથી હું તને સર્વ પાપોમાંથી મુક્ત કરીશ, માટે તું શોક કર નહિ. ૬૬.

**અવતરણિકાઃ**—ઉપર પ્રમાણે બે શ્લોકથી "ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम्" એ બીજા અધ્યાયમા દર્શાવેલા જ્ઞાન અને કર્મ, એ બંને યોગનો ઉપસંહાર કરી હવે ભગવદ્ગીતાશાસ્ત્રનો સંપ્રદાયવિધિ કેવા પ્રકારનો છે તે ભગવાન્ જણાવે છે.

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ॥
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥[1]

**पदच्छेदः**—इदम्, ते, न, अतपस्काय, न, अभक्ताय, कदाचन, न, च, अशुश्रूषवे, वाच्यम्, न, च, माम्, यः, अभ्यसूयति.

**व्युत्पत्तिसमासाः**—न विद्यते तपः यस्मिन् सः अतपस्कः, तस्मै अतपस्काय । न भक्तः अभक्तः, तस्मै अभक्ताय । न विद्यते शुश्रूषा यस्मिन् सः अशुश्रूषुः, तस्मै अशुश्रूषवे ।

**અન્વય અને અર્થઃ**—इदम् આ જ્ઞાન, ते તારે, अतपस्काय તપસ્વી ન હોય તેવાને, न वाच्यम् કહેવું નહિ, अभक्ताय

---

१ विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि ।
असूयकायानृजवेऽयताय न मा ब्रूयावीर्यवती तथा स्याम् ॥ श्रुति ॥

વેદ વિગેરે વિદ્યા અનધિકારીને પ્રાપ્ત થતા તે વિદ્યાનું દાન આપનાર-ભણાવનાર બ્રાહ્મણ પાસે જઇને કહે છે કે,-"હે બ્રાહ્મણ તું અસૂયા કરનાર, અસરલ-અભક્ત કે ઉદ્ધત હોય અને જીતેંદ્રિય ન હોય તેને મારૂં કથન-ભણાવવું-વિદ્યાદાન ન કર, કારણ કે તેથી હું વીર્યહીન થઇ જઇશ, માટે મારૂં રક્ષણ કર, કારણ હું તને ભોગ તથા મોક્ષ આપનારી છું

ભગવાન્‌નો ભક્ત ન હોય તેવાને, न ( કહેવું ) નહિ, अशुश्रूषवे સેવાભાવવાળો ન હોય તેવાને, च તથા, यः જે, माम् મારો, अभ्यसूयति દ્વેષ કરે છે તેવાને, कदाचन કદિ પણ, न, (કહેવું) નહિ.

**ભાવાર્થઃ**—આ ગુહ્ય જ્ઞાન, તારે જે તપસ્વી ન હોય તેવાને, ભગવાન્‌નો ભક્ત ન હોય તેવાને, સેવાભાવ યુક્ત ન હોય તેવાને, તથા જે મારો દ્વેષ કરતો હોય તેવાને કદી પણ કહેવું નહિ. ૬૭.

અવતરણિકાઃ—એ પ્રમાણે શાસ્ત્રનો સંપ્રદાયવિધિ કહી હવે તે સંપ્રદાયપ્રવર્તકનું ફલ કહે છે

**ये इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ॥**
**भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥**

**પદચ્છેદઃ**—यः, इदम्, परमम्, गुह्यम्, मद्भक्तेषु, अभिधास्यति, भक्तिम्, मयि, पराम्, कृत्वा, माम्, एव, एष्यति, असंशयः.

**વ્યુત્પત્તિસમાસાઃ**—मम भक्ताः मद्भक्ताः, तेषु मद्भक्तेषु । न संशयः असंशयः ।

---

१ पुष्पानुपुष्पविषयेषु च तत्परोऽपि ब्रह्मावलोकननिरुद्धमना हि योगी ।
संगीततालपरिनृत्यवश गताऽपि मौलिस्थकुम्भपरिरक्षणधीर्नटीव ॥

યોગી પુરુષ બાણની પછી બાણ ચલાવવામાં તત્પર રહે, તોપણ બ્રહ્મ નિરીક્ષણમાં અત્યંત દૃઢ મનવાળો જ હોય છે જેમ સંગીત, તાલ અને ચારે તરફ નાચવામાં વશ થઈ ગએલી–તેમાં લીન બનેલી છતાં પણ માથા પર રહેલા ઘડાનું રક્ષણ કરવાની સુરત રાખનારી નટી ઘડાનું રક્ષણ કરવા ચૂકતી નથી

એ ન્યાય પ્રમાણે બીજાઓને ગીતાનો ઉપદેશ આપવા પ્રવૃત્ત થએલો છતાં સિદ્ધ થએલો યતિ સર્વેનો આત્મા અને અદ્વિતીય એવો જે હું પરબ્રહ્મ, તેમાં જ સમાધિના અભ્યાસબળવડે સર્વપ્રકારે સર્વ દૃશ્યને આરોપિત માનતો અને જ પામે છે.

**અન્વય અને અર્થઃ**—य. જે મનુષ્ય, इदम् આ, परमम् શ્રેષ્ઠ, गुह्यम् ગુહ્ય (જ્ઞાન), मद्भक्तेषु મારા ભકતોમાં, अभिधास्यति કહેશે, ( તે મનુષ્ય ) मयि મારાવિષે, पराम् પરમ, भक्तिम् ભકિત, कृत्वा કરીને, असंशय સંશયરહિત થયો થકો, माम् અને, एव જ, एष्यति પામશે. '

**ભાવાર્થ**—જે મનુષ્ય આ શ્રેષ્ઠ એવું રહસ્યમય જ્ઞાન, મારા ભકતોમાં ગાઇને સમજાવશે, તે મનુષ્ય મારામા પરમ ભકિત પ્રાપ્ત કરીને સંશયરહિત થયો થકો મને જ પામશે, એમાં સંશય નથી. ૬૮

**અવતરણિકા:**—" મુકિતના અનેક સાધનોમા ધ્યાન એ સર્વથી શ્રેષ્ઠ સાધન હોવાથી ધ્યાનનિષ્ઠ મુમુક્ષુને તેમા—તેના પ્રયાગમા પ્રવૃત્તિ થવી અસંભવિત છે " એમ કદાચ અર્જુન કહે તો તેના પ્રત્યુત્તરમા ભગવાન્ શ્રીકૃષ્ણ " એ પ્રમાણેના તત્ત્વજ્ઞાનનો પ્રચાર કરનાર મનુષ્ય મને અત્યંત પ્રિય છે, " એમ કહી જ્ઞાનપ્રચારના માહાત્મ્યનુ દિગ્દર્શન કરાવતા કહે છે

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ॥
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥६९॥

**पदच्छेदः**—न, च, तस्मात्, मनुष्येषु, कश्चित्, मे, प्रियकृत्तमः, भविता, न, च, मे, तस्मात्, अन्यः, प्रियतरः, भुवि.

**व्युत्पत्तिसमासाः**—प्रिय करोति इति प्रियकृत्, अतिशयेन प्रियकृत् इति प्रियकृत्तम । अतिशयेन प्रिय इति प्रियतर ।

**અન્વય અને અર્થઃ**—मनुष्येषु મનુષ્યોમાં, तस्मात् તે જ્ઞાનપ્રવર્તક મનુષ્યથી, कश्चित् કોઇ પણ, मे મારુ, प्रियकृत्तम. વધારે પ્રિય કરનાર, न નથી, च તેમ, तस्मात् તેનાથી,

પ્રિયતર. વિશેષ પ્રિય, अन्यः બીજો કોઈ, भुवि પૃથ્વીપર, न भविता ભવિષ્યમાં થશે પણ નહિ

ભાવાર્થઃ—મનુષ્યોમા, જ્ઞાનસંપ્રદાયપ્રવર્તક જે મનુ' છે તે મનુષ્યથી મારું અધિક પ્રિય કરનાર કોઈ પણ નથી તેમ જ તે મનુષ્યથી મને વિશેષ પ્રિય બીજો કોઈ પૃથ્વી પ' ભવિષ્યમાં થશે પણ નહિ. ૬૯

અવતરણિકાઃ—એ પ્રમાણે ભગવદ્‌ગીતાના જ્ઞાનપ્રચારના માહાત્મ્યનુ તથા ફળનુ કથન કરી હવે, એ જ્ઞાનનુ અધ્યયન કરનારને શુ ફળ થાય છે તે ભગવાન્ જણાવે છે

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ॥
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥७०॥

पदच्छेदः—अध्येष्यते, च, यः, इमम्, धर्म्यम्, संवादम्, आवयोः, ज्ञानयज्ञेन, तेन, अहम्, इष्टः, स्याम्, इति, मे, मतिः.

व्युत्पत्तिसमासाः—धर्मात् अनपेत धर्म्यः, तं धर्म्यम् । सम् सम्यक् वाद इति सवाद, त सवादम् । ज्ञानम् एव यज्ञ इति ज्ञानयज्ञः, तेन ज्ञानयज्ञेन ॥

**અન્વય અને અર્થઃ**—य જે મનુષ્ય, आवयो આપણા બ નેના, इमम् આ, धर्म्यम् ધાર્મિક, सवादम् સંવાદનુ, अध्येष्यते અધ્યયન કરશે, तेन તેનાવડે, च ખરેખર, अहम् હું, ज्ञानयज्ञेन (વિધિ, જપ, ઉપાંશુ, માનસ, ઇત્યાદિ યજ્ઞોમા વિશિષ્ટ) જ્ઞાનયજ્ઞથી, इष्टः પૂજિત, स्याम् થાઉં, (છુ) इति એમ, मे મારુ मतिः માનવું, (છે).

**ભાવાર્થઃ**—જે મનુષ્ય, આપણા બન્નેના આ ધાર્મિક સંવાદનું અધ્યયન કરશે, તેણે સર્વ યજ્ઞોમાં વિશિષ્ટ એવા જ્ઞાનયજ્ઞવડે મને પૂજ્યો છે, એવું મારું માનવું, (છે). ૭૦.

**અવતરણિકાઃ**—એ પ્રમાણે ગીતાશાસ્ત્રના વક્તા તથા અધ્યેતાના ફલનુ કથન કરી હવે શ્રોતાઓને કેવા પ્રકારનુ ફલ પ્રાપ્ત થાય છે તે સંબંધમા ભગવાન્ કહે છે.

**श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ॥**
**सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्यकर्मणाम् ७१**

**पदच्छेदः**—श्रद्धावान्, अनसूयः, च, शृणुयात्, अपि, यः, नरः, सः, अपि, मुक्तः, शुभान्, लोकान्, प्राप्नुयात्, पुण्यकर्मणाम्.

**व्युत्पत्तिसमासाः**—श्रद्धा अस्ति अस्य इति श्रद्धावान् । न विद्यते असूया यस्य सः अनसूयः । पुण्यानि कर्माणि येषां ते पुण्यकर्माणः, तेषा पुण्यकर्मणाम् ।

---

१ हतोऽपि लभते स्वर्गं जित्वा तु लभते यश । उभे बहुमते लोके नास्ति निष्फलता रणे ॥
જો હણાય છે–મરે છે તો સ્વર્ગને મેળવે છે અને જો જીતે છે તો યશને પ્રાપ્ત કરે છે એમ લોકમા એ બન્ને બહુમતે મનાયા છે, તેથી રણમાં નિષ્ફળતા તો નથી જ.

द्वाविमौ पुरुषव्याघ्र सूर्यमण्डलभेदिनौ । परिव्राड् योगयुक्तश्च रणे चाभिमुखो हत ॥ भारते ॥
હે પુરુષવ્યાઘ્ર ! સૂર્યમંડળને ભેદી કરી બ્રહ્મલોકને બે જ પુરુષો પામે છે એક તો યોગયુક્ત સન્યાસી અને બીજો રણમા–યુદ્ધમા સન્મુખ લડતો મરી જાય તે વીર પુરુષ

यान् यज्ञसंघैस्तपसा च विप्रा स्वर्गैषिण पात्रचयैश्च यान्ति ।
क्षणेन तानप्यतियान्ति शूरा प्राणान् हि युद्धेषु परित्यजन्त ॥ कौटिल्ये ॥

સ્વર્ગની ઈચ્છા કરવાવાળા બ્રાહ્મણો યજ્ઞાવડે, તપવડે અને યજ્ઞપાત્રાવડે જે લોકમા જાય છે તે લોકોને યુદ્ધમા પ્રાણ અર્પણ કરનારા શૂરવીર પુરુષો એક ક્ષણમા ઓળધી જાય છે. અર્થાત્ યુદ્ધમા મૃત્યુ પામનારો પુરુષ તે લોકોથી પણ પર–ઉત્તમ લોકોને વિષે જાય છે

અન્વય અને અર્થ:—યઃ જે, नरः પુરુષ, श्रद्धावान् શ્રદ્ધાયુક્ત, च અને, अनसूयः દ્વેષરહિત, ( થઈને આ આપણ સંવાદને ) अपि માત્ર, शृणुयात् સાંભળે છે, सः તે, अपि પણ, मुक्तः મુકત થયો થકો, पुण्यकर्मणाम् પુણ્યશાલીઓના, शुभान् શુભ, लोकान् લોકોને, प्राप्नुयात् પ્રાપ્ત કરે છે.

ભાવાર્થ:—જે પુરુષ, આપણા આ સંવાદને માત્ર સાંભળે છે તે પુરુષ પણ પાપોથી મુકત થઈને પુણ્યશાલીઓને પ્રાપ્ત થતા, એવા ઉત્તમ–દિવ્ય લોકોને પ્રાપ્ત કરે છે. ૭૧.

અવતરણિકા:—" શિષ્યને જ્યાં સુધી નથયનુ નિવારણ અને જ્ઞાનની ઉત્પત્તિ થાય, ત્યાં સુધી અનેક વખત ઉપદેશ આપવો જોઈએ, " એ પ્રમાણે ગુરુધર્મની પરંપરા બતાવતા અર્જુનને શાસ્ત્રાર્થની પ્રતિપત્તિ થઈ કે નહિ, તે જાણવાના હેતુથી ભગવાન શ્રીકૃષ્ણ કહે છે

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ॥

कच्चिदज्ञानसंमोहः प्रनष्टस्ते धनंजय ॥ ७२ ॥

पदच्छेदः—कच्चित्, एतत्, श्रुतम्, पार्थ, त्वया, एकाग्रेण, चेतसा, कच्चित्, अज्ञानसंमोहः, प्रनष्टः, ते, धनंजय.

व्युत्पत्तिसमासाः—एकम् अग्रं लक्ष्यं यस्य तत् एकाग्रम्, तेन एकाग्रेण । सम्यक् मोह समोह, अज्ञानेन कृत समोह इति अज्ञानसमोहः । प्रकर्षेण नष्ट इति प्रनष्ट ।

અન્વય અને અર્થ:—पार्थ હે પાર્થ ! त्वया તેં, एकाग्रेण એકાગ્ર, चेतसा ચિત્તથી, एतत् એ ( જ્ઞાન ), श्रुतम् સાંભળ્યુ, कच्चित् કે કેમ ? (અને) धनञ्जय હે ધનંજય ! ते તારો, अज्ञानसंमोह અજ્ઞાનથી ઉત્પન્ન થએલો ( અનાત્મામા આત્મબુદ્ધિરૂપ, તથા સ્વધર્મરૂપી યુદ્ધમા અધર્મબુદ્ધિરૂપ ) મોહ, प्रनष्ट નાશ પામ્યો, कच्चित् કે કેમ ?

ભાવાર્થઃ—હે પાર્થ! હવે હું તને પૂછું છું, કે, તેં ચિત્તની એકાગ્રતાપૂર્વક એ જ્ઞાન સાંભળ્યું કે કેમ? અને તારો અજ્ઞાનજન્ય મોહ નાશ પામ્યો કે કેમ? અર્થાત્ અત્યારસુધી મેં તને જે જ્ઞાન આપ્યું તે સફલ થયું કે કેમ? તે તું મને કહે. ૭૨.

અવતરણિકાઃ—એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણે પૂછવાથી, પોતાની કૃતકૃત્યતા પ્રકટ કરતો, અર્જુન નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપવા લાગ્યોઃ

अर्जुन उवाच । અર્જુન બોલ્યોઃ—

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाऽच्युत ॥
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥७३॥

पदच्छेदः—नष्टः, मोहः, स्मृतिः, लब्धा, त्वत्प्रसादात्, मया, अच्युत, स्थितः, अस्मि, गतसंदेहः, करिष्ये, वचनम्, तव.

व्युत्पत्तिसमासाः—तव प्रसादः त्वत्प्रसादः, तस्मात् त्वत्प्रसादात् । न च्युतः अच्युतः, तत्संबुद्धौ हे अच्युत । गतः संदेहः यस्य सः गतसंदेहः ।

અન્વય અને અર્થઃ—अच्युत હે અચ્યુત! त्वत्प्रसादात् આપની કૃપાથી, मोहः (મારો) મોહ, नष्टः નાશ પામ્યો (છે), स्मृतिः સ્મૃતિ, लब्धा પ્રાપ્ત થઈ, (છે અને હું) गतसंदेहः સંદેહરહિત, स्थितः રહેલો, अस्मि છું, (તેથી હવે) तव આપના, वचनम् વચન પ્રમાણે, करिष्ये કરીશ.

ભાવાર્થઃ—"હે અચ્યુત! આપની કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે, મને સ્મૃતિ પ્રાપ્ત થઈ છે, અને હું સંદેહરહિત થઈ આપની સામે ઉભો રહ્યો છું, તેથી હવે આપના વચન પ્રમાણે જ વર્તીશ. ૭૩.

અવતરણિકાઃ—એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ તથા અર્જુનનો સંવાદ સમાપ્ત થતાં, 'ભગવદ્‌ગીતા'નો અંતિમ સંબંધ દર્શાવતો સંજય ધૃતરાષ્ટ્ર પ્રતિ કહેવા લાગ્યો

संजय उवाच । સંજય કહે છે –

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ॥
संवादमिममश्रौपमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥

પદચ્છેદઃ—इति, अहम्, वासुदेवस्य, पार्थस्य, च, महात्मनः, संवादम्, इमम्, अश्रौपम्, अद्भुतम्, रोमहर्षणम्.

વ્યુત્પત્તિસમાસાઃ—वसुदेवस्य अपत्यं पुमान् वासुदेव, तस्य वासुदेवस्य । पृथायाः अपत्य पुमान् पार्थ, तस्य पार्थस्य । महान् आत्मा यस्य स महात्मा, तस्य महात्मनः । रोमाणि हर्षयति इति रोमहर्षण, तं रोमहर्षणम् ।

અન્વય અને અર્થઃ—હે ધૃતરાષ્ટ્ર રાજન્! अहम् હું, इति એ પ્રમાણે, वासुदेवस्य વસુદેવના પુત્ર ભગવાન્ શ્રીકૃષ્ણના, च તથા, महात्मन મહાત્મા, पार्थस्य અર્જુનના, अद्भुतम् આશ્ચર્યકારક, (અને) रोमहर्षणम् રુવાં ઉભાં કરે એવા, इमम् આ, संवादम् સંવાદને, अश्रौषम् સાંભળતો હવો. અર્થાત્ મેં સાંભળ્યો.

ભાવાર્થઃ—હે ધૃતરાષ્ટ્ર રાજન્! મેં એ પ્રમાણે ભગવાન્ શ્રીકૃષ્ણ, તથા મહાત્મા અર્જુનનો આશ્ચર્યકારક અને રોમાંચ ઉભાં કરે તેવો આ સંવાદ સાંભળ્યો. ૭૪

અવતરણિકા.—"એટલા દૂરથી ભગવાન્ તથા અર્જુનનો સંવાદ તેં કેવી રીતે સાંભળ્યો?" એમ કદાચ કોઈ મનુષ્યના હૃદયમાં શંકા કરે તો તેના નિવારણ માટે સંજય કહે છે

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ॥
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम्॥७५॥

पदच्छेदः—व्यासप्रसादात्, श्रुतवान्, एतत्, गुह्यम्, अहम्, परम्, योगम्, योगेश्वरात्, कृष्णात्, साक्षात्, कथयतः, स्वयम्.

व्युत्पत्तिसमासाः—व्यासस्य प्रसादः व्यासप्रसादः, तस्मात् व्यासप्रसादात्। श्रुतम् अस्ति अस्य इति श्रुतवान्। योगानाम् ईश्वरः योगेश्वरः, तस्मात् योगेश्वरात्। कथयति इति कथयन्, तस्य कथयत.।

અન્વય અને અર્થઃ—व्यासप्रसादात् ભગવાન્ વ્યાસની કૃપાથી, एतत् એ, गुह्यम् ગુપ્ત રાખવા યોગ્ય-જ્ઞાન, (તથા) परम् પરમશ્રેષ્ઠ, योगम् યોગ, योगेश्वरात् યોગોના ઈશ્વર (એવા), साक्षात् સાક્ષાત, कृष्णात् ભગવાન્ શ્રીકૃષ્ણના, स्वयं પોતાના, कथयतः કહેવાથી, अहम् હું, श्रुतवान् સાંભળતો હવો.

ભાવાર્થઃ—શ્રીમદ્ વેદવ્યાસની કૃપાથી (મળેલા દિવ્ય-ચક્ષુ, તથા શ્રોત્રાદિ ઇંદ્રિયો વડે,) એ ગુપ્ત રાખવા યોગ્ય જ્ઞાન, તથા પરમ શ્રેષ્ઠ એવો યોગ, યોગોના અધીશ્વર એવા સાક્ષાત્ ભગવાન્ શ્રીકૃષ્ણના સ્વમુખથી જ કહેવાતાં મેં સાંભળ્યો. ૭૫

---

૧ એ વાર્તા ભીષ્મપર્વમા પણ સંજયે ધૃતરાષ્ટ્રને કહી છે
नमस्तस्मै भवत्पित्रे पाराशर्याय धीमते। यस्य प्रसादाद्दिव्य मे प्रज्ञाविज्ञानमुत्तमम् ॥
दृष्टिश्चातीन्द्रिया राजन् दूराच्छ्रवणमेव हि। परचित्तस्य विज्ञानमतीतानागतस्य च
च्युतोपपत्तिविज्ञानमाकाशे च गतिः सदा। शस्त्रैरसङ्गो युद्धे च वरदानान्महात्मनः ॥
હે રાજન્! પરાશરના પુત્ર બુદ્ધિમાન્ શ્રી વેદવ્યાસજી કે જે તમારા પિતા છે તેમને હુ નમસ્કાર કરુ છુ, કારણ કે જે મહાત્માની પ્રસન્નતા-કૃપા અને વરદાનથી મને દિવ્યબુદ્ધિ, ઉત્તમ વિજ્ઞાન, ઈન્દ્રિયોને અતિક્રમણ કરનારી દષ્ટિ-જ્ઞાનચક્ષુ દૂરથી સાંભળવુ, પારકાના ચિત્તનું વિજ્ઞાન, ભૂત અને ભવિષ્યનું વિજ્ઞાન, ભુલાએલાનુ સ્મરણજ્ઞાન, હમેશ આકાશમા ગમન કરવાની શકિત અને યુદ્ધમા શસ્ત્રોથી અસંગપણુ મળ્યુ છે

અવતરણિકા—એ પ્રમાણે કહી હવે ભગવાન્ કેશવ તથા અર્જુનના સંવાદથી તથા વિશ્વરૂપદર્શનથી ઉત્પન્ન થએલા અને પોતે અનુભવેલા આનંદનું વિવરણ, સંજય ધૃતરાષ્ટ્ર પ્રતિ બે શ્લોકથી કરે છે

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ॥
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥

पदच्छेदः—राजन, संस्मृत्य, संस्मृत्य, संवादम्, इमम्, अद्भुतम्, केशवार्जुनयोः, पुण्यम्, हृष्यामि, च, मुहुः, मुहुः.

व्युत्पत्तिसमासाः—सम् सम्यक् स्मृत्वा इति संस्मृत्य । केशवश्च अर्जुनश्च केशवार्जुनौ, तयो केशवार्जुनयो ।

અન્વય અને અર્થઃ—राजन् હે રાજન્ ધૃતરાષ્ટ્ર ! केशवार्जुनयो ભગવાન્ શ્રીકૃષ્ણ તથા અર્જુનના, इमम् આ, पुण्यम् પુણ્યપ્રદ, अद्भुतम् અદ્ભુત, संवादम् સંવાદને, संस्मृत्य, संस्मृत्य, સંભારી સંભારીને, (હું) मुहु, मुहु. વારવાર, हृष्यामि હર્ષ પામું છુ

ભાવાર્થઃ—હે રાજન્ ધૃતરાષ્ટ્ર ! ભગવાન્ શ્રીકૃષ્ણ તથા અર્જુનના આ અદ્ભુત અને પુણ્યપ્રદ સંવાદને સંભારી સંભારીને હું વારંવાર હર્ષ પામુ છુ. અર્થાત્ મને એટલો આનંદ થયો છે, કે જેની સીમા નથી ૭૬.

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ॥
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनः पुनः॥७७॥

पदच्छेदः—तत्, च, संस्मृत्य, संस्मृत्य, रूपम्, अत्यद्भुतम्, हरेः, विस्मयः, मे, महान्, राजन्, हृष्यामि, च, पुनः, पुनः.

व्युत्पत्तिसमासाः—अतिशयेन अद्भुतम् इति अत्यद्भुतम्.

**અન્વય અને અર્થઃ**—राजन् હે રાજન્ ! च વળી, हरेः ભગવાન્ વિષ્ણુના, तत् તે, अत्यद्भुतम् અતિ આશ્ચર્યકારક, रूपम् રૂપને, संस्मृत्य, संस्मृत्य ફરી ફરી યાદ કરીને, मे મને, महान् ભારે, विस्मय. વિસ્મય (થાય છે), च અને, (હું) पुनः, पुनः વારંવાર, हृष्यामि આનંદ પામું છું.

**ભાવાર્થઃ**—હે રાજન્ ! વળી ભગવાન્ વિષ્ણુના તે અતિ આશ્ચર્યકારક રૂપને વારંવાર યાદ કરીને, મને ભારે અચંબો થાય છે, અને હું રહી રહીને વારંવાર આનંદ પામું છું. ૭૭

**અવતરણિકાઃ**—"એ પ્રમાણે જો અત્યંત હર્ષ થતો હોય તો પછી અનંત ઐશ્વર્યશાલી ભગવાન્ શ્રીકૃષ્ણ, તથા તેમનો અનુગ્રહિત અર્જુન, એ બન્ને યુધિષ્ઠિરના પક્ષમાં હોવાથી, મારે જયની આશા કરવી કે નહિ ?" એ પ્રકારની ધૃતરાષ્ટ્રની આંતરિક અભિલાષા જાણતા ચેતવણીરૂપે સંજય ધૃતરાષ્ટ્ર પ્રતિ કહે છેઃ[1]

---

१ यो लाक्षावेश्मदाहादतिविषमविषाद्विप्रशापाद्वनान्ते
दुष्टद्यूतात्सभायां युवतिपरिभवात्सञ्जुगोप स्वभक्तान् ॥
दूत. सूतश्च भूत्वा स युधि निजजने किं करिष्यत्युपेक्षां
सत्येवं तावकानां त्रिगुणहतधियां जीवितेच्छाऽधुनाऽपि ! ॥

જે ભગવાને લાક્ષાગ્રહમાં દહન થવાથી, અત્યંત હાલાહલ વિષપાનથી, વનમાં બ્રાહ્મણ (દુર્વાસા)ના શ્રાપથી, સભામાં મહાદુષ્ટ–ઠગાઈવાળા દ્યૂત–જુગારથી અને યુવતી–દ્રૌપદીના અપમાનથી પોતાના ભક્તોની સારી રીતે રક્ષા કરી તથા જે દૂત–સમાચાર આપનાર–એલચી–નોકર અને સૂત–સારથિ–ઘોડાનો હાંકનાર બન્યા તે ભગવાન્ યુદ્ધમાં શું પોતાના ભક્ત–મિત્રોનો ત્યાગ કરશે ? જો એમ જ છે તો ત્રણે ગુણો વડે જેમની બુદ્ધિ મારી ગઈ છે એવા તમારા દુર્યોધનાદિ પુત્રોની હજી પણ જીવવાની ઈચ્છા છે ? અર્થાત્ તમને કદી પણ વિજય મળી શકે તેમ નથી એમ તમારે માનવું.

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ॥
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥

पदच्छेदः—यत्र, योगेश्वरः, कृष्णः, यत्र, पार्थः, धनुर्धरः, तत्र, श्रीः, विजयः, भूतिः, ध्रुवा, नीतिः, मतिः, मम.

व्युत्पत्तिसमासाः—योगानाम् ईश्वरः योगेश्वरः । धनुः धरति इति धनुर्धरः । विशिष्टश्चासौ जयश्च विजयः ।

અન્વય અને અર્થઃ—यत्र જ્યાં, योगेश्वरः યોગેશ્વર, कृष्णः શ્રીકૃષ્ણ, ( અને ) यत्र જ્યાં, धनुर्धरः ગાંડીવ ધનુષ્યને ધારણ કરનાર અર્જુન ( હોય ), तत्र ત્યાં, श्रीः સંપત્તિ, विजयः વિજય, भूतिः ઐશ્વર્ય, ( અને ) ध्रुवा અટલ, नीतिः નીતિ, ( હોય છે એમ, ) मम મારો मतिः નિશ્ચય, (છે).

ભાવાર્થઃ—જ્યાં યોગેશ્વર–સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાન્, તથા ગાંડીવ ધનુષ્યને ધારણ કરનાર પૃથાપુત્ર અર્જુન છે, ત્યાં જ સંપત્તિ, વિજય, ઐશ્વર્ય તથા અચલ નીતિ રહેલાં

---

१ अतीतानागतं वस्तु वीक्ष्यते करबिल्ववत् ।
योगी संकल्पमात्रोत्थमिति शास्त्रेषु डिण्डिमः ॥ वेदान्तिकतर्के ॥

વ્યતીત થએલું, નહિ આવેલું અને કેવળ મનનો સંકલ્પ થતા જ ઉત્પન્ન થએલું કંઈ પણ વસ્તુ યોગી હાથમાં બિલ્વની પેઠે જોઈ શકે છે એમ શાસ્ત્ર ઢોલ વગાડીને પુકારે છે—અર્થાત્ તેથી ભગવાન્ શ્રીકૃષ્ણ તરફ જ વિજય હોય એમાં કંઈ શંકા રાખવી નહિ.

છે, એમ મારો નિશ્ચય છે. અર્થાત્ એ યુદ્ધમાં તો અર્જુન અને શ્રીકૃષ્ણ જેમાં રહેલા છે એવા પાંડવપક્ષનો જ અન્તે વિજય છે એમ હું માનું છું. ૭૮.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे
श्रीकृष्णार्जुनसंवादे श्रीकृष्णकार्त्तान्तिकप्रणीत-
सान्वयबोधिन्यां गुर्जरटीकायां मोक्षसंन्यास-
योगो नामाष्टादशोऽध्यायः ।

सिन्धूदक्तटकच्छदेशवसुधालङ्कारमाण्डव्यपूः-
संस्थानोत्तरदिग्गतेऽतिविलसद्दुर्गान्विते खर्वटे ॥
संख्यात निगमागमार्थनिपुणैः सारस्वतैः सद्द्विजै-
र्बिल्वेशाप्तसमस्तवैभवयुते श्रीसिंहशीर्षाभिधे ॥ १ ॥

સમુદ્રના ઉત્તર તરફના કાંઠાપર આવેલા કચ્છદેશની ભૂમિનાં અલંકાર-રૂપ માંડવી પુરી નામના સંસ્થાનની ઉત્તર દિશામા, આવેલા અત્યંત શોભાયમાન એવા આલંપનાગઢ યુકત, ખર્વટ (પર્વતની તળેટીમા વસાવેલા) વેદ અને શાસ્ત્રના અર્થમાં નિપુણ એવા ઉત્તમ સારસ્વત બ્રાહ્મણોવડે પ્રખ્યાત થએલા અને બિલ્વેશ્વર નામના મહાદેવની કૃપાવડે પ્રાપ્ત થએલા સમસ્ત વૈભવ વડે યુક્ત એવા શ્રીગઢસિંહશીસા નામના ગામને વિષે ॥૧ ॥

आसीज्ज्योतिषशास्त्रविद्वरधरादेवावटंकाग्रणी
श्रीपीताम्बरनामधेयविबुधः स्वज्ञातिमुख्यासनः ॥
तत्पुत्रो द्विजदेवपूजनपरोऽभूद्भक्तिमाञ्छूलिनः
श्रीमन्मोहनजिद्द्विजो निजगुणैः ख्यातः स्वकीये कुले ॥ २ ॥

જ્યોતિષશાસ્ત્રજાણનારાઓમાં ઉત્તમ શ્રી "ધરાદેવ" નામની અવટંક (ઉપનામ) યુખવાળા બ્રાહ્મણોના અગ્રણી અને પોતાની-સારસ્વત-જ્ઞાતિમાં જેમનું મુખ્ય આસન છે-એટલે પ્રમુખ એવા શ્રી "પીતાંબર" નામે પંડિત હતા તે શ્રી પીતાંબરના પુત્ર બ્રાહ્મણ તથા દેવતાઓની પૂજામાં પ્રીતિવાળા તેમ -જ મહાદેવના પરમ ભક્ત અને પોતાના ઉત્તમ ગુણોવડે પોતાના કુળમાં પ્રખ્યાતિ પામેલા એવા શ્રી "મોહનજી" નામના બ્રાહ્મણ હતા ॥ ૨ ॥

तत्पुत्रः समधीतशास्त्रनिचयः श्रीकृष्णकार्त्तान्तिकः
प्राप्ता येन महद्भ्य एव रुचिरा नानाः पदव्योऽमलाः ।
विद्याभास्करसंज्ञिकाऽपि च परा ज्योतिर्विभूषाभिधा
प्राणाचार्यसुनामिका विजयते या वैद्यवर्येषु च ॥ ३ ॥

તે મોહનજીનો પુત્ર અને સદ્ગુરુઓ પાસેથી સારી રીતે શાસ્ત્રોનું અધ્યયન કરનાર એવો (હું) શ્રીકૃષ્ણ કાર્તાંતિક છું કે જેણે મ્હોટા પુરુષો તરફથી જ એટલે શ્રીકાશીપુરીની પ્રબોધ પાઠશાળા અને વિશ્વવિદ્યાલયના પંડિતો તરફથી "વિદ્યાભાસ્કર" પદવી, શ્રીમદ્જગદ્ગુરુ શ્રીશંકરાચાર્ય શારદાપીઠ દ્વારકા તરફથી "જ્યોતિર્વિભૂષણ" પદવી, શ્રીપ્રભુરામઆયુર્વેદ કૉલેજ મુંબઈ તરફથી "પ્રાણાચાર્ય" નામની કે જે ઉત્તમ વૈદ્યોને વિષે પ્રખ્યાત છે તે પદવી ॥ ૩ ॥

वाचस्पत्यभिधाऽस्ति दैवविदि या दैवज्ञपूर्वोत्तमा
सद्धर्मार्थमहोपदेशकपदालङ्कारिकेत्यादयः ॥
तेनात्मज्ञपदेप्सुशिक्षणमुदे गीतान्वयार्थार्थिनी-
यं व्युत्पत्तिसमासटिप्पणयुता टीका कृता गुर्जरी ॥ ४ ॥

શ્રી પંડિતસભા બનારસ તરફથી "દૈવજ્ઞવાચસ્પતિ" કે જે દૈવને જાણનાર જ્યોતિર્વિદોમાં ઉત્તમ છે તે પદવી, અને શ્રી ભારતધર્મ-મહામંડળ કાશી-શ્રીમાન્ મહારાજાધિરાજ મહારાજા શ્રીરમેશ્વરસિંહ બહાદુર દર્ભંગાનરેશ હસ્તક "મહોપદેશક" કે જે ઉત્તમ ધાર્મિક ઉપદેશ માટે આભૂષણરૂપ છે તે પદવી, વિગેરે નાનાપ્રકારની ઉત્તમ નિર્મલ પદવીઓ પ્રાપ્ત કરી છે તે મેં કાર્તાંતિકે *આત્મવિત્–સ્વસ્વરૂપપદને ઇચ્છતા મુમુક્ષુ*ઓને શિક્ષણ અને આનંદ મેળવવા માટે શ્રીમદ્ભગવદ્ગીતાની અન્વય, અર્થ અને ભાવાર્થવાળી તથા વ્યુત્પત્તિ, સમાસ અને ટિપ્પણયુક્ત આ ગુજરાતી ટીકા કરી ॥ ૪ ॥

समाप्ता सा संवद्गिरिवसुनवेन्दून्मितसमे
शुभे माघे शुक्ले शैरमिततिथौ सद्भृगुदिने ॥
यथा बालोऽप्यीयाद्विबुधवरसंप्रार्थितपदं
तथेयं श्रीगीता भवतु जनतामुक्तिजननी ॥ ५ ॥

તે ટીકા સંવત્ ઓગણીસો સત્યાશીના વર્ષમાં શુભ એવા માઘ મહિનાની સુદી પંચમી (વસંત પંચમી) અને શુક્રવારના દિવસે સમાપ્ત થઈ. બાલક પણ કે જેણે વેદાનશાસ્ત્રનું અધ્યયન નથી કર્યું તે પણ ઉત્તમ પંડિતો જે પદની પ્રાર્થના કરે તે પદને પામે એ પ્રમાણે ગુર્જર ટીકા સહિત કરેલી આ શ્રીમદ્દ્ભગવદ્દગીતા સર્વ મનુષ્યોને મુક્તિ-મોક્ષ આપનારી થાઓ! ઇતિ આશીર્વાદાત્મક અંતિમ મંગલાચરણ ॥ ૫ ॥ ૐ શાંતિ.



# श्रीमद्भगवद्गीताश्लोकार्धयोरकारादिकोशः।



५१

॥ श्री ॥

# ॥ श्रीमद्भगवद्गीताटिप्पणीस्थपद्यगद्यानामकाराद्यनुक्रमकोषः ॥